મહર્ષિશ્રીજૈમિનિઋષિપ્રણીત—

# શ્રીમજ્જૈમિનીયાશ્વમેધ.

અનુવાદક,


મહામહોપાધ્યાય રામકૃષ્ણ (તાત્યાશાસ્ત્રી) પટવર્ધન—

ચરણાન્તેવાસી

**વૈદ્યશાસ્ત્રી ભાનુશંકર વિ. નિર્ભયરામ ત્રિવાડી**

વરતેજવાળા



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**પુરૂષોત્તમદાસ ગીગાભાઈ શાહ.**

હોલસેલ સ્ટેશનર, બુકસેલર, એન્ડ પેપર મરચન્ટ

રામકૃષ્ણનગર—ભાવનગર.

વિ. સં. ૧૯૮૫ પ્રત ૧૫૦૦ ઈ. સ. [illegible]

પ્રથમાવૃત્તિ

શ્રી "વિદ્યાવિજય" પ્રેસ—ભાવનગર.


મૂલ્ય ૨=૦૦ રૂ.

# प्रास्ताविकम् ।

આ માનસૃષ્ટિની રચના ઉપર જ્યારે આપણે આપણું લક્ષ્ય દોરીએ છીએ ત્યારે એવાજ વિચારો થયા કરે છે કે બ્રહ્માજીએ આવી સૃષ્ટિ કેમ રચી હશે? સૃષ્ટિ રચવામાં પણ તેઓના કૌશલ્યનો ખ્યાલ કરીએ છીએ ત્યારે આપણી દૃષ્ટિ પાસે એજ દૃશ્ય ખડું રહે છે કે, તેમની આ સૃષ્ટિમાં ઘણાએ જીવો બલપ્રધાન ઘણાએ બુદ્ધિ વિદ્યા અને તપઃપ્રધાન તથા ઘણાઓ વ્યવસ્થાપ્રધાન અને ઘણાએક સેવાપ્રધાન હોય છે, વિદ્યા–બલ–વ્યવસ્થા અને સેવા દ્વારાજ આ સૃષ્ટિનું ચક્ર સ્વમાર્ગ ઉપર દોડ્યું જાય છે. સર્વે જીવો પોતાને અધિક સુખની પ્રાપ્તિ થાય તે માટે સતત પરિશ્રમ કર્યા કરે છે અને તેમાં ઘણાએ જીવો એવા હોય છે કે પોતાને શાશ્વત સુખની પ્રાપ્તિને માટેજ તેઓ પરિશ્રમ કર્યા કરે છે. આત્યન્તિક દુખની નિવૃત્તિરૂપ શાશ્વત સુખની પ્રાપ્તિ માટે સતત પરિશ્રમ કરનારાઓ પોતાના વર્તમાન દુઃખની નિવૃત્તિ વિષે વિશેષ ખ્યાલ ન કરતાં ભાવિદુઃખની સર્વથા નિવૃત્તિ કરવા માટે નિરંતર કટિબદ્ધ હોય છે. ભલે પોતાના દુઃખની નિવૃત્તિ કરનારાઓમાં અનેક પ્રકારના જીવાત્માઓ પોતાની યથાશકિત પ્રાપ્ત થતી મનની સંશુદ્ધિ માટે શાસ્ત્રોએ નિર્ણીત કરેલા અથવા પોતાના મનવડે કલ્પાયેલા માર્ગો ઉપર દોડયા કરે. પરંતુ પ્રાપ્ત થયેલા અન્તરાયરૂપ દુઃખોનો અથવા ભાવિ દુઃખોનો નાશ કયા પ્રકારે થાય એ વિષે તો પ્રત્યેક જીવોનો પ્રયત્ન સ્વભાવથીજ જોઇ શકાય છે. કોઇ કોઇ જીવોના સંસ્કારોજ એવા હોય છે કે તેમને વર્તમાન અથવા ભાવિ દુઃખોની નિવૃત્તિ માટે ઘણાજ સુસાધ્ય પ્રસંગો ઉપસ્થિત થયા કરે છે તો કોઇ કોઇ જીવો એવા સંસ્કાર વાળા હોય છે કે દુઃખની નિવૃત્તિ કરવા જતાં દુઃખના અનુભવ સાથેજ તેમનો સમાગમ થાય છે. આવા પ્રકારની સૃષ્ટિની વિચિત્રતા જ્યારે દૃષ્ટિ ગોચર થાય છે ત્યારે સ્વીકારવું પડે છે કે સુખપ્રાપ્તિરૂપ દુઃખની નિવૃત્તિ અને દુઃખના અનુભવોની પરંપરા એ સર્વ કર્માધીનજ છે. સુંદર આચરણોને આચરવાવાળા પુરૂષો સુંદર જન્મને પામે છે અને નિંદ્ય આચરણ કરનારાઓ નિન્દિત જીવનને અનુભવે છે. શાસ્ત્રમાં પણ આ વાતનું પ્રતિપાદન કરેલુ છે કે " वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्तथाहि दर्शयति " ब्र. सू० २ अ० १ पा. ३४ सू ॥ એટલે કે ઇશ્વર જો આ સૃષ્ટિનો કર્તા હોય તો કેઇ પ્રાણીઓને અધિક સુખવાળાં તો કોઇ પ્રાણીઓને અલ્પ સુખવાળાં કેમ સૃજી શકે એ શંકાના ઉત્તરમાં સમાધાન આપે છે કે પ્રાણીઓનાં સુખ દુઃખ સર્વદા સાપેક્ષ હોય છે ધર્મની અપેક્ષાએ કોઇ કોઇ પ્રાણીઓ અધિક સુખને ભોગવે છે. અને અધર્મની અપેક્ષાએ ઘણાંએક પ્રાણીઓ દુઃખનોજ અનુભવ કર્યા કરે છે पुण्यो वै पुण्येन कर्मणा भवति, पापः पापेन । (बृ. ३ । २। १३) તેમજ પરમાત્મા જે જે પ્રાણીઓ ઉપર સંતુષ્ટ થાય છે. તે તે પ્રાણીઓ સ્વભાવતઃજ સુખને અનુભવે છે અને જે જે પ્રાણીઓને પરમાત્માનો પરિચય પણ નથી. અર્થાત્ પરમાત્માનો ડર રાખ્યા સિવાય કોઇપણ પ્રકારના નિન્દિત કર્મને આચરે છે તે તે કર્મના પ્રભાવે તે પ્રાણી અવશ્ય દુઃખનેજ અનુભવે છે. ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् भ. गी. ४ । ११ ॥

આ ઉપરથી એટલું તો અવશ્ય સિદ્ધ થાય છે કે કર્મો–સુકર્મો એ જીવોને નિરવધિ સુખ પ્રાપ્ત કરવામાં ઉત્તમ સાધનરૂપે મનાએલાં છે. કોઇ પણ પ્રાણી એવું નથી કે જે પ્રત્યેક ક્ષણે કર્મ ન કરતું હોય, પરંતુ તે પ્રાણી કયા પ્રકારનું કર્મ કરે છે. તે કર્મથી પુણ્ય થાય છે કે પાપ થાય છે. અથવા કોઇ વિચિત્રજ ફળ મળે છે તે સર્વ વિષયોના નિર્ણય માટે શાસ્ત્રનેજ અવલમ્બવું જોઇએ શાસ્ત્રોમાં સાધારણ રૂપે કર્મો ત્રણ પ્રકારનાં કહ્યાં છે. " નિત્યકર્મ નૈમિત્તિકકર્મ અને કામ્યકર્મ " સ્નાન–સંધ્યા વંદન વગેરે જે હમેશાં કરવાનાં કર્મો છે અને જે કર્મો ન કરવાથી પ્રત્યવાય લાગે છે

તે નિત્યકર્મ કહેવાય છે તેમજ પાર્વણ—શ્રાદ્ધ વગેરે કર્મો નૈમિત્તિક કહેવાય છે તથા अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः એટલે સ્વર્ગની ઇચ્છાવાળાઓ જે અગ્નિહોત્રમાં હોમ કરે છે. તે અગ્નિહોત્રના હોમ રૂપ જે કર્મ તે કામ્યકર્મ કહેવાય છે. કામ્ય કર્મો કરવાને માટે પણ અધિકાર હોવો જોઇએ. ઘણાં એક કર્મો એવાં હોય છે કે જે કેવળ બ્રાહ્મણોથીજ બની શકે તથા ઘણાંએક કર્મો એવાં હોય છે કે જે કર્મો કરવાને માટે કેવળ ક્ષત્રિયોજ અધિકારી હોય છે, જેમકે રાજસૂયયજ્ઞ કે અશ્વમેધયજ્ઞ એ ક્ષત્રિયો સિવાય બની શકતા નથી, તત્ત્વજ્ઞાનીઓ અથવા યોગીજનોનો કર્મ કરવાનો પ્રકાર કોઇ જુદોજ હોય છે.

कायेन मनसाबुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वात्मशुद्धये ॥ भ. गी. ५ । ११ ॥

તત્ત્વજ્ઞાનીઓ અથવા યોગીઓ શરીરવડે મનદ્વારા અથવા બુદ્ધિ વડે અને કેવળ ઇન્દ્રિયો વડે પણ કર્મફલના સંગનો ત્યાગ કરીને આત્મશુદ્ધિને માટે જ કર્મ કર્યા કરે છે. ફલના સંગનો ત્યાગ કરવાનું કારણ તેઓની મુમુક્ષતાજ હોય છે. કર્મોને કરવાનો પ્રકાર યદ્યપિ આવો હોય છે, તથાપિ સમર્થ ઇશ્વરને તે વિષયમાં લેશ માત્ર લેવા દેવાનું હોતું નથી.

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ भ. गी. ५ । १४ ॥

ઇશ્વર લોકોનાં કર્મોને કે કર્તાપણાને અથવા કર્મફલના સંયોગને સૃજતો નથી પણ સ્વભાવ એ એવીજ વસ્તુ છે કર્મોમાં પ્રવૃત્તિ પોતાની મેળેજ થયા કરે છે. પરમાત્મા કોઇના પાપનો કે કોઇના પુણ્યનો સ્વીકાર પણ કરતો નથી, પરંતુ ગીતાના કર્મયોગના સિદ્ધાંત પ્રમાણે કહીએ તો એટલુંજ તરી આવે છે કે " જ્ઞાન એ અજ્ઞાનવડે ઢંકાયેલું હોય છે. અને પ્રાણી માત્ર તે અજ્ઞાન વડેજ મોહને પામે છે" આ થકી કર્મ એ કઇ વસ્તુ હશે. અને તે કર્મને શા માટે કરવાં જોઇએ ? તે વિષેનું સમાધાન તો ત્યાંજ કરી નાંખ્યું છે કે, " आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारण मुच्यते " મુનિઓનાં માર્ગને એટલે કે પરમ [illegible] પ્રાપ્તિરૂપ યોગને પ્રાપ્ત કરવાની ઇચ્છા વાળા મુમુક્ષને પરમ સાધન કર્મજ [illegible] શકે છે. જ્યાં સુધી મનના દોષોને દૂર કરવા માટે કર્મોની તથા કર્મફળોની [illegible]સમજવામાં ન આવે ત્યાં સુધી તે ન્યાયપુરઃસર મુમુક્ષુ પણ કહી ન શકાય અર્થાત્ વાસનાઓના ક્ષયને માટે ચિત્તનો ઉપરમ ભગવત્ પ્રીત્યર્થ કરવામાં આવતાં કર્મોમાંજ થવો જોઇએ.

આ પ્રકારે કરવામાં આવતાં કર્મો ત્રણ પ્રકારનાં હોય છે. સાત્ત્વિકકર્મ, રાજસકર્મ અને તામસકર્મ. એ ત્રણે પ્રકારનાં કર્મોમાં જે કર્મ પ્રતિદિન કરવામાં આવતું હોય રાગ અને દ્વેષ રહિત કરેલું હોય તથા કાંઇપણ ફલને પ્રાપ્ત કરવાની ઇચ્છા સિવાય કર્યું હોય તે સાત્ત્વિકકર્મ કહેવાય છે, પરંતુ જે કર્મ અમુક ફળને ઉદ્દેશીને કરવામાં આવતું હોય હું આ કર્મ કરૂં છું એવા અહંકાર પૂર્વક કરવામાં આવતું હોય અથવા પુષ્કળ પરિશ્રમને વેઠીને ફલ કામનાની ઇચ્છા પ્રમાણે કરાતું હોય તે કર્મ રાજસકર્મ કહેવાય છે, તથા તે તે કર્મના પરિણામનો તે કર્મમાં થતા પ્રાણીઓના નાશનો અથવા પોતાની શકિતરૂપ પુરૂષાર્થનો વિચાર કર્યા સિવાય જે જે કર્મો કરવામાં આવે છે તે તામસ કર્મ કહેવાય છે કર્મની માફક કર્મોના કર્તાના પણ ત્રણ ભેદ હોય છે, જે કર્મ કરનાર આસકિતરહિત હોય અહંભાવથી મુકત હોય ધૈર્ય અને ઉત્સાહ શકિત યુકત હોય તથા કર્મની સિદ્ધિ થાય કે કર્મ અસિદ્ધ–નિષ્ફળ થાય તે વિષયમાં તદ્દન નિર્વિકાર હોય તેવો કર્મ કરનાર સાત્ત્વિક કર્તા કહેવાય છે તથા જે વિષયલોલુપ હોય કર્મના ફલને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો હોય. લોભીઓ હોય. હિંસાપ્રધાન કર્મ કરનારો હોય સ્વયં અપવિત્ર હોય ફળની પ્રાપ્તિ થતાં હર્ષયુકત

થઇ જાય અને ફળ ન મળતાં શોકાન્વિત બને એવો કર્મ કરનાર રાજસ કર્તા કહેવાય છે, તથા કર્મ કરવામાં સાવધાન રાખનારો ન હોય. સંસ્કાર રહિત હોય. ઉદ્ધત હોય માયાવી હોય. બીજાઓના જીવનને છેદનારો હોય. આળસુ હોય નિરંતર અસંતોષી હોય ઘડીએ ઘડીએ કર્મ કરતાં ખેદ પામનારો હોય તથા દીર્ઘસૂત્રી હોય તેવો કર્મ કરનાર તામસ કર્તા કહેવાય છે.

આ પ્રકારે કર્મોના ત્રણ ભેદો છે અને કર્મ કરનારાઓના પણ ત્રણ ભેદો છે. મોટા મોટા યજ્ઞો અને તે તે યજ્ઞ કરનારાઓનો આ ત્રણ પ્રકારનાં કર્મો અને ત્રણ પ્રકારના કર્તાઓમાં સમાવેશ થાય છે. હસ્તિનાપુરના મહારાજા સમ્રાટ યુધિષ્ઠિરે કરેલો અશ્વમેધયજ્ઞ એ નૈમિત્તિક યજ્ઞ હતો. યદ્યપિ તે યજ્ઞ સત્ત્વગુણ અને રજોગુણના મિશ્રભાવથી કરવામાં આવતો હતો. પરમાત્મા સાક્ષાત્ શ્રીકૃષ્ણ કે જે પોતાના સગા મામાનાજ પુત્ર થાય અને તેઓશ્રીનું સ્મરણ કરતાંજ શ્રીકૃષ્ણને યુધિષ્ઠિર સમક્ષ ઉપસ્થિત થવું પડતું, અર્થાત્ યુધિષ્ઠિરાદિ પાંડવોને શ્રીકૃષ્ણ હાજરાહજુર હતા. તેઓની ભકિતના ઉત્કર્ષને લીધે શ્રીકૃષ્ણ ઘણા પ્રસંગોમાં તેઓનાં સેવક તરીકે પણ કામ કરતા, કુરૂક્ષેત્રમાં મહાયુદ્ધ પ્રસંગે ધનંજય અર્જુનનું સારથ્ય સ્વીકારેલું એ ઇતિહાસ પ્રસિદ્ધ વાર્તા જગત્તે વિદિતજ છે. પૂર્ણ પુરૂષોત્તમ સાક્ષાત પરબ્રહ્મ સ્વરૂપની આકૃતિનું યથાર્થ ધ્યાન ધરનારાઓ આ કલિકાળમાં પણ સંસારના પારને તરી જાય છે તો પછી સાક્ષાત્ તેમની સાથેનો સહવાસ–સખિભાવ અને તન્મયતા એ સર્વ પરમધામની પ્રાપ્તિરૂપ મોક્ષને આપે એમા શું આશ્ચર્ય હોય, તથાપિ ભગવાનની અઘટિત ઘટના પટીયસી માયાનો પ્રભાવ પાંડવોના મન ઉપર વિજય મેળવ્યાજ કરતો હતો. કુરૂક્ષેત્રમાં મહાયુદ્ધ પ્રસંગે યુધિષ્ઠિર અર્જુન વગેરેના હસ્તે થયેલો પોતાના ગોત્રજ કૌરવોનો વિનાશ સંહૃદય ધર્મરાજ યુધિષ્ઠિરના અન્તઃકરણમાં સાલતો હતો ' अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः " એ વાકયથી ઘણીએ વખત શ્રીકૃષ્ણે અર્જુન વગેરેના મનનું સમાધાન કર્યું હતું, તથાપિ ગોત્રજોના વધને સાક્ષાત્ પાપરૂપે સ્વીકારનાર યુધિષ્ઠિરનું મન તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટે સચિન્ત અને ઉદ્વિગ્ન રહેતું. આ પ્રમાણે તેમની ઉદાસીનતા [illegible] કરવા મહર્ષિ વ્યાસજી તેમની પાસે પધાર્યા. યુધિષ્ઠિર મહારાજની ખિન્નતાનું કારણ જાણતાં ગોત્રજોના [illegible] પ્રાયશ્ચિત્તરૂપે ગોત્રહત્યાના પાપને દૂર કરવા માટે તેમને અશ્વમેધયજ્ઞ કરવા સૂચવ્યું.

ક્ષત્રિયોને યુદ્ધ પ્રસંગે પોતાના આત્મીય જનોનો વધ કરવો પડયો હોય તો તેનું પ્રાયશ્ચિત્ત યજ્ઞરૂપે–અશ્વમેધ યજ્ઞરૂપે થઇ શકે. અશ્વમેધ યજ્ઞો તો જેઓ સમ્રાટ હોય જેઓમાં દૈવી શકિત સ્ફુરતી હોય તેઓજ કરી શકે છે. શાસ્ત્રોમાં કહ્યું છે, કે સો અશ્વમેધ યજ્ઞો કરનાર સ્વર્ગના ઇન્દ્ર પદને મેળવે છે. આવા પ્રકારના ૯૯ (નવાણું) યજ્ઞો રઘુવંશના નાયક દીલીપ સમ્રાટના પુત્ર રઘુ રાજાએ કરેલા સોમો યજ્ઞ ચાલતો હતો. તેનો યજ્ઞિયઅશ્વ પોતાના સ્વર્ગપદનો લોપ થઇ જવાના ડરથી ઇંદ્ર હરી ગયો. અર્થાત્ જેઓના સો અશ્વમેધ યજ્ઞો પુરા થાય તે ઇંદ્રપદનેજ પામે છે, ત્રેતાયુગમાં શ્રી શ્રી રામચંદ્ર ભગવાને દશ અશ્વમેધ યજ્ઞો કરેલા, આ યજ્ઞો શ્રી કાશીક્ષેત્રમાં ભગવતી પતિત પાવની ભાગીરથીના તટ ઉપરજ થયેલા, શ્રીરામચંદ્ર ભગવાને જે ગંગાતટ ઉપર આ યજ્ઞો કરેલા તે સ્થળ આજે શ્રી કાશીક્ષેત્રમાં "દશાશ્વમેધઘાટ" તરીકે ઓળખાય છે. અશ્વમેધ યજ્ઞ પ્રસંગે પોતાનું સમ્રાટપણું સ્વીકરાવવાને માટે યજ્ઞિય અશ્વના ભાલ પ્રદેશમાં સુવર્ણના પત્રમાં "આ અમુક

રાજાનો અશ્વ છે. જે કોઇ અધિક બળવાન્ ક્ષત્રિયવીર હોય તે આ અશ્વને બાંધી શકે છે, આવા ભાવાર્થવાળા અક્ષરો લખેલા હોય છે. આવા પ્રકારે તે યજ્ઞિય અશ્વને તેના મુખ્ય રક્ષકો અને સેનાની સાથે છુટો મુકવામાં આવે છે. તે યજ્ઞિય અશ્વ જે જે પ્રદેશોમાં યથેચ્છ જાય અને ત્યાંના વીરો તેને જો બાંધી લ્યે તો તેમની સાથે યુદ્ધ કરી તે અશ્વને છોડાવવો પડે છે અર્થાત્ જે રાજાનો યજ્ઞિય અશ્વ ફરતો હોય તે રાજાનું વર્ચસ્વ સર્વ કોઇ ભારત વર્ષના ક્ષત્રિય વીરોએ સ્વીકારવું જોઇએ. આ પ્રમાણે સાર્વભૌમ સમ્રાટ તરીકે જો તે રાજાના વર્ચસ્વનો સર્વ પ્રદેશોમાં સ્વીકાર થાય તોજ તે સમ્રાટ અશ્વમેધ યજ્ઞનો સાચો અધિકારી ઠરે છે.

પ્રથમ તો યુધિષ્ઠિર મહારાજની અશ્વશાલામાં અશ્વમેધને યોગ્ય અશ્વજ ન હતો. તપાસ કરતાં કર્ણપુત્ર વીરવૃષકેતુ અને ભીમસેનજીએ તેવા અશ્વને યૌવનાશ્વના રાજ્યમાં જઇ તેમની સાથે ભયંકર યુદ્ધ કરી આણી આપ્યો. ત્યાર પછી યુધિષ્ઠિર મહારાજા તે યજ્ઞ કર્મમાં દીક્ષિત થયા તથા અસિપત્રવ્રતને ધારણ કર્યું અસિપત્રવ્રત તેને કહેવામાં આવે છે કે, પતિ અને પત્ની સહશયન કરે વચમાં ખુલ્લી તરવાર રાખેલી હોય. આ પ્રમાણે જો બેઉ દમ્પતી નિર્વિકાર રહી શકે તોજ અસિપત્ર વ્રત આચર્યું કહી શકાય છે, આ પ્રમાણે એક વર્ષ પર્યન્ત વ્રત આચરવું જોઇએ. યુધિષ્ઠિર મહારાજનો પૂજન કરીને છુટો કરવામાં આવેલો યજ્ઞિય અશ્વ તેના મુખ્ય રક્ષક વીર વૃષકેતુની સાથે છોડવામાં આવ્યો. અશ્વ પ્રત્યેક વીરક્ષેત્રોમાં ફરી ધનંજય અર્જુનને શ્રી કૃષ્ણની દૈવી સહાયથી વિજય અપાવી એક વર્ષે પાછો હસ્તિનાપુર આવી પહોંચ્યો. આ પ્રમાણે ભારત વર્ષના તમામ પ્રદેશોના વીરોને અર્જુને યુધિષ્ઠિર મહારાજાનું વર્ચસ્વ સ્વીકરાવ્યું અને યજ્ઞનાયક શ્રી શ્રીકૃષ્ણને સંતોષ્યા.

તે યજ્ઞિય અશ્વની સાથે ફરતાં વીર અર્જુનને ઘણાએ પરાક્રમી અને મહાત્મા રાજાઓની સાથે ભેટો થયો. વીર પુરૂષોનો આત્મા જાતનો સત્કાર યુદ્ધ પ્રસંગે શસ્ત્ર વિદ્યાથીજ કરે છે તેનો પ્રત્યક્ષ દાખલો આ અશ્વમેધમાં વર્ણવાયો છે. વીર સુધન્વા અને વીર સુરથ કે જેઓ મહાવૈષ્ણવ હોઇને શ્રીકૃષ્ણના પરમ ભકત હતા, પરંતુ આ યુદ્ધ પ્રસંગે શ્રી કૃષ્ણની કૃપાથી તેમના પિતાની અખંડય આજ્ઞાને આધીન થયા અને શ્રી કૃષ્ણે પોતાના ભકત સુધન્વાને કેવી રીતે સંભાળી લીધો તે કથાનું રમ્ય-વૃત્તાન્ત આ ગ્રન્થમાં આળેખાયું છે. રણમાં છેદાયેલા વીર સુધન્વા અને સુરથનાં મસ્તકો શ્રી મહાદેવજીની મુંડ માળામાંજ સ્થાન પામી શકે છે. આ પ્રસંગનો નંદી તથા ગરૂડનો પ્રયાગતટ ઉપર થયેલો સમાગમ આશ્ચર્યાન્વિત કરે છે, ત્યારપછી અનેક રાક્ષસોની સાથે તથા પ્રમીલા નામની મહારાણી સાથે અર્જુનનું યુદ્ધ રોમાંચ ઉભા કરે તેવું છે આગળ ચાલતાં વૈકુંઠ સમાન ભાસતી મણિપુર નામની નગરી કે જેનો રાજા—અર્જુન પુત્ર બભ્રુવાહનજ હતો. ત્યાં અર્જુનનો અશ્વ જઇ પહોંચ્યો. બભ્રુવાહને પોતાના પિતા અર્જુનનો અશ્વ જાણી વિનીત ભાવથી ઘણુજ માન અને સત્કારપૂર્વક પુષ્કળ ધન સાથે તો અશ્વ પાછો સોંપવા ગયો. અર્જુન—ભાવિ વિનાશને આધીન હોઇ પોતાના પુત્રનો લજ્જા ભર્યાં વિશેષણોથી તિરસ્કાર કરવા લાગ્યો, વીર અને ક્ષત્રિય પુત્ર તરીકેનું અભિમાન ધરાવનાર બભ્રુવાહને પોતાની માતાનાં દૂષણરૂપ કહેલાં તે વચનો સહન ન કર્યાં અને ક્ષાત્રધર્મ પ્રમાણે પોતાના પિતાની સાથે યુદ્ધની યોજના કરી. અર્જુનને તો મણિપુરમાં પેસતાં જ અપશુકન

થયેલાં હતાં, તે અર્જુન જાણી ગયો કે આ વીર પુત્રને છંછેડયો તે ઠીક ન કર્યું, પરંતુ હવે યુદ્ધની ઘોષણા થતાં સમાધાન કરવું કે યુદ્ધથી પાછા ફરવું એ ક્ષત્રિય જાતિને કલંક ગણાય. વીર વૃષકેતુ પણ આ પ્રસંગમાં અર્જુનને પ્રોત્સાહન આપ્યા કરતો હતો. ઘણાએ દિવસો સુધી પિતા પુત્રનું ભયંકર યુદ્ધ મચ્યું. વીર વૃષકેતુએ આ પ્રસંગે પોતાની પુષ્કળ વીરતા દાખવી, આવું અદ્‌ભુત પરાક્રમ વૃષકેતુનું જોઇને બભ્રુવાહનને તેના માટે માન વધ્યું, આખરે વૃષકેતુ અને વીરઅર્જુન બન્ને રણમાં પડયા. હાહાકાર થઇ રહ્યો. અર્જુનના દેહત્યાગની વાર્તા ચિત્રાંગદા તથા ઉલૂપીને જણાતાં પોતાના પુત્રને પુષ્કળ ઠપકો આપ્યો અને પોતાના પુત્રેજ પોતાને વિધવા બનાવી એમ માનવા લાગી, આ પ્રકારે જ્યારે ઉલૂપી વિલાપ કરવા લાગી ત્યારે તેના પતિને સજીવન કરવા માટે તેણીને યુકિત સુઝી. નાગલોકમાંથી સંજીવક મણિ લઇ આવવા બભ્રુવાહનને ચેતવ્યો બભ્રુવાહન નાગલોકમાં પહોંચી અનેક પ્રકારનાં યુધ્ધો કરી સંજીવક મણિ લઇ આવે છે એ અરસામાં તો કુન્તીએ પ્રેરેલા શ્રીકૃષ્ણ તે સ્થળે આવી પહોચ્યા અને વૃષકેતુ તથા અર્જુનને મણિનો સ્પર્શ કરી જીવતા કર્યા. આવોજ પિતા પુત્રના યુદ્ધનો પ્રસંગ લવ-કુશ અને રામચંદ્રનો થયો હતો અશ્વમેધના યજ્ઞિય અશ્વને લવે બાંધી લીધો હતો. વગેરે વગેરે કરૂણાજનક ઉપાખ્યાન પણ આ પ્રસંગે મહર્ષિ-જૈમિનિ જનમેજય રાજાને વર્ણન કરી આપે છે.

આ પ્રમાણે નીલધ્વજ, હંસધ્વજ, તામ્રધ્વજ, મયૂરધ્વજ વગેરે પુષ્કળ રાજાઓનાં ચરિત્રો તથા તેઓની ભકિતનો ઉત્કર્ષ શ્રીકૃષ્ણ પ્રત્યે હોવા છતાં ક્ષત્રિય ધર્મને યોગ્ય ગૌરવ અને આદર ભર્યા યુધ્ધો પ્રસંગાનુસાર વર્ણવાયાં છે સર્વને આશ્ચર્ય ઉપજાવે એવું ભકતરાજ ચંદ્રહાસનું આખ્યાન પણ આ ગ્રન્થમાં બહુજ સુન્દર રીતે વર્ણવાયું છે. શાલિગ્રામનું માહાત્મ્ય અને શાલિગ્રામના પ્રતાપે રાજા ચંદ્રહાસ વી કેવી મુશ્કેલીઓમાંથી બચ્યો તથા કેવી કેવી સિદ્ધિઓ તેને પ્રાપ્ત થઇ, ચંદ્રહાસને રાજ્ય કેવી રીતે મળ્યું તથા પ્રધાન પુત્રીને અને રાજપુત્રીને કેવી રીતે પરણ્યો તે સર્વ અદ્‌ભુત ઘટના બનવાનો પ્રતાપ પરમાત્માની ભકિતનોજ હોઇ શકે છે. એવું ચોટ દિગ્દર્શન આ પ્રસંગે વર્ણવાયું છે.

યજ્ઞિય અશ્વની પરીક્ષા કરતાં તેના કર્ણમાંથી ક્ષીરની ધારા નીકળી તથા તે અશ્વનું વિશસન કરતાં તે કપૂરનો ઢગલો થઇ ગયો. યજ્ઞ પ્રસંગે થયેલો શ્રીકૃષ્ણનો અને અન્ય ઋષિમહર્ષિ વગેરે ઋત્વિજોનો સત્કાર યજ્ઞવિધિને સમજાવી શકે તેવો વર્ણવાયો છે.

આવો મહાન્ યજ્ઞ કરતાં યુધિષ્ઠિર મહારાજને ગર્વ થઇ જાય એ સ્વાભાવિક છે. તેમના ગર્વ ગૌરવને શાન્ત કરવા માટે નકુલ (નોળીયો) તે યુધિષ્ઠિર મહારાજાની સભામાં પ્રકટ થયો અને એક વાનપ્રસ્થ મુનિએ કરેલા એક શેર ભર કરેલા સકતુના દાનની તુલનામાં પણ આ યજ્ઞ ન આવી શકયો એવી આશ્ચર્યકારક ઘટનાને જોઇ યુધિષ્ઠિર મહારાજનું મન સમાધાન પામે છે.

પ્રસંગે પ્રસંગે અનેક નગરોનાં વર્ણનો ભોજનની અદ્‌ભુત રચનાના વર્ણનો સુન્દરીઓના શૃંગારો હાસ્ય રસો તથા કરૂણાજનક છતાં ક્ષત્રિય વટને દીપાવનારા પ્રસંગો પ્રત્યેક સ્થળે વર્ણવાયા છે. ક્ષત્રિયો એ સર્વ યજ્ઞો કરતાં યુદ્ધ કલાથીજ પાવન થઇ શકે છે. યુધ્ધોના પ્રસંગો સિવાય ક્ષત્રિયોનું જીવન તૃણવત્‌લેખાય છે યુદ્ધનો પ્રસંગ પ્રાપ્ત થતાં ક્ષત્રિયોએ કોઈ પણ લાંબો વિચાર કર્યા સીવાય

યુદ્ધમાં ઉપસ્થિત થવુંજ જોઇએ, પિતા પુત્રને પણ જો તે માગે તો યુદ્ધ આપી શકે, વગેરે વગેરે ઉપદેશાત્મક પ્રસંગો આ ગ્રન્થમાં સ્થળે સ્થળે તરી આવે છે. આ ગ્રન્થનું પઠન કરનારા વીરપુરૂષો ધૈર્ય-શૌર્ય અને કીર્તિ કેમ પ્રાપ્ત કરી શકાય એ શીખી શકે છે, બ્રાહ્મણો સદાચારી શુદ્ધ ભક્તિ-વાળા અને શુદ્ધ સદાચારવાળા થાય છે વૈશ્યોએ રાજાઓની સાથે કેવી રીતે વર્તવું વ્યવહાર કેમ સાચવવો તથા પોતાનું કલ્યાણ સાધીને જીવનની સાર્થકતા કેવી રીતે કરવી તે જાણવા જેવું છે. શૂદ્રોએ રાજાઓનેજ દેવ માની તેમની અનન્ય ભાવથી સેવા કરવી અને તેમની સેવા દ્વારા પોતાના જન્મને સફળ કરવો એ સમજવાનું છે. ટુંકમાં કોઇ પણ પ્રકારના ગુજરાતી ભાષાના જાણકાર માટે આ ગ્રન્થ એટલો ઉપયોગી છે કે તેમાંથી વાંચનાર હંસ-ક્ષીર ન્યાયવડે પોતાને ઉપયોગી સાર પ્રાપ્ત કરી લ્યે છે.

મહર્ષિ-જૈમિનિ રચિત-આ સુન્દર કાવ્યને મેં પ્રથમ પ્રથમ વાંચ્યું ત્યારે કોઇ અદ્ભુત ભાવનાની ઉર્મિઓ મારા હૃદયમાં ઉછળવા લાગી. તથા આ પ્રસંગ ઐતિહાસિક અને સર્વ પ્રજાને કાંઇને કાંઇ અંશે જ્ઞાન આપી શકશે એવું ધારી મારા વિચારોએ મને આ અશ્વમેધરૂપી સુન્દર કાવ્યને ગુજરાતી અનુવાદ કરવામાં પ્રેર્યો. મારો અનુવાદ કરવાનો ઉદ્દેશ કેવળ આટલોજ હતો કે—

वाचं पुनामि मम ता मथ वाक्यजालैः
श्रीजैमिने र्वचन गुम्फितवाग्विनोदैः ॥
श्रीकृष्ण तत्सखरतौ तरतो मनो मे
भूयात् सकौतुक मतो भुवि भारभग्नम् ॥ (भानुः)

મહર્ષિશ્રી જૈમિનઋષિએ આ અશ્વમેધ કાવ્યરૂપે લખેલા વચનોમાં ગુંથાયેલા વાણીરૂપી વિનોદો વાળા વાક્યના સમૂહો વડે હું મારી માતૃ-ભાષા ગુજરાતી ભાષાને પાવન કરૂં કે જેથી આ પૃથ્વી ઉપર સંસારના અનંત બોજાથી વ્યાકુલ થયેલું શ્રી કૃષ્ણ અને તેના પરમ સખા અર્જુનના યશોગાનરૂપી પ્રીતિમાં તરતું એવું મારૂં (ભાનુશંકર શર્માનું) ચિત્ત કંઇક આશ્ચર્યાન્વિત થાય.

આ ગ્રન્થ લખાઇને પૂર્ણ થયો એટલે પ્રસિદ્ધિમાં લાવ્યા સિવાય ચિત્તને આનંદ આવતો જ ન હતો. કોઇ સાહિત્ય-રસિક પાત્રનીજ શોધમાં હતો. એટલામાં સાહિત્યપ્રેમી અને નવ-નવા ગ્રન્થોને પ્રસિદ્ધિમાં લાવવાને નિરંતર કટિબદ્ધ શાહ પુરૂષોત્તમદાસ ગીગાભાઇનો મને સમાગમ થયો. તેમનો ભાવ મારા અનુવાદિત કરેલા ગ્રન્થ સાથે તથા મારી સાથે આકર્ષાયેલો જાણી આ ગ્રન્થ મેં તે ગ્રન્થના સર્વ હકની સાથે તેમના કરકમલમાં સુપ્રત કર્યો છે અને તેથી મારા હૃદયને પૂર્ણ સંતોષ થયો છે. એમ કહ્યા વિનાં રહેવાતું નથી इत्योम्.

પોષ શુ. ૧૧ સોમ
સંવત ૧૯૮૫
૨૧-૧-૨૯

લે. વૈદ્યશાસ્ત્રી ભાનુશંકર વિ. નિર્ભયરામ
વરતેજવાળાના
જયશ્રીકૃષ્ણ

# શ્રીમજ્જૈમિનીયાશ્વમેધની

## વિષયાનુક્રમણિકા.



॥ श्री गणेशाय नमः ॥

# श्रीमज्जैमिनीयाश्वमेध प्रारम्भः ॥



नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥ १ ॥
वाचं पुनामि मम तामथ वाक्यजातैः । श्रीजैमिनेर्वचनगुम्फितवाग्विनोदैः ॥
श्रीकृष्णतत्त्वलहरी तरतो मनो मे । भूयात्सकौतुकमतो भुविभारभग्नम् ॥२॥
( भानुः )

## પ્રકરણ ૧ લું.

### યજ્ઞ પ્રારમ્ભ.

શ્રીકૃષ્ણના પરમભક્ત અને ખાસ સખા નરવીર શ્રી અર્જુનના પ્રપૌત્ર જનમેજય રાજા મહર્ષિ જૈમિનિને પુછવા લાગ્યા કે હે પૂજ્ય મહર્ષિજી મારા પ્રપિતામહ શ્રી યુધિષ્ઠિરે યજ્ઞોમાં ઉત્તમ એવા અશ્વમેધયજ્ઞને પોતાના બન્ધુઓ તથા શ્રી કૃષ્ણની સહાય લઇને કેવી રીતે કર્યો, તે કહી સંભળાવો. જનમેજય રાજાનું મન પોતાના વડવાઓની પુણ્ય કથા સાંભળવા માટે સર્વદા અતૃપ્ત રહેતું જાણીને પરમકૃપાળુ મહર્ષિ જૈમિનિજી કહેવા લાગ્યા કે હે રાજન્ જ્યારે ભીષ્મપિતામહ રણભૂમિમાં બાણ શય્યા ઉપર પોતાનું સ્થૂલ શરીર છોડી દઇ સ્વર્ગે પધાર્યા ત્યારે ધર્મરાજા–યુધિષ્ઠિર પોતાના ચિત્તમાં અત્યન્ત દુઃખી થવા લાગ્યા. તેમના હૃદયમાં પોતાના નિમિત્તે રાજ્ય માટે અથવા ક્ષાત્ર ધર્મને અવલમ્બી જે ગોત્રહત્યા થઇ તેજ ગોત્રહત્યાના વિચાર રૂપી શૂલ સાલતું હતું, એવામાં એકાએક વ્યાસ શ્રી વૈશમ્પાયન આવી પહોંચ્યા. તેઓ ધાર્મિક અને પ્રભાવશાળી રાજાઓના આન્તર દુઃખને સારી રીતે સમજતા હતા. અને મહરાજ યુધિષ્ઠિરના આન્તર દુઃખને ટાળવા માટેજ જાણે દૈવે તેમને મોકલ્યા ન હોય! આવું ધારી યુધિષ્ઠિર મહારાજાએ તે વ્યાસજીનું આગત સ્વાગત કરી શુભ્ર આસન ઉપર બેસાર્યા અને અત્યંત વિનય પુરઃસર વ્યાસજીને પુછવા લાગ્યા કે હે બ્રહ્મસ્વરૂપ વ્યાસજી, મારાથી ગોત્રહત્યા વગેરે પાપો થયાં છે, તે આપ સારી રીતે જાણો છો. એ ગોત્રહત્યાથી મને બહુજ

ભય ઉત્પન્ન થાય છે કે આ ભૂમિમાં અવતાર લઇને પણ ક્ષાત્ર ધર્મોને અનુસરતો છતો કદાચિત્ અધોગતિનો પાત્ર બનું! માટે હે પરમજ્ઞાની મહર્ષિજી! આપ તપના ભણ્ડાર છો માટે મારો આ ગોત્રહત્યાથી થયેલો પાપનો ભય કયા ઉપાયથી નાશ પામે એ મને કૃપા કરી કહી સંભળાવો યદ્યપિ આ રાજ્ય મારા પુર્વજોએજ મેળવેલું હોવા છતાં નૈષ્ઠિક બ્રહ્મચારી ભીષ્મ-પિતામહ સિવાય, સહોદર કર્ણ સિવાય કે પૂજ્ય ગુરૂશ્રી દ્રોણાચાર્ય સિવાય મને બીલકુલ આનંદ આપી શકતું નથી. ગોત્રહત્યા કરનારા મારાથી જે કર્ણના રમ્ય મંદિરમાં વેદોના ઘોષો ચાલી રહ્યા હતા તે બંધ થયા અને પ્રતિદિત દાન અપાતું હતું તે પણ આજ બંધ થયેલું જણાય છે. જે કર્ણના મંદિરમાં ભિક્ષુકોના સમુદાયો માન અને ધન બેઉને પ્રાપ્ત કરીને હર્ષના આંસુઓ છોડતા હતા તેજ કર્ણ-મંદિરમાં આજે દાનેશ્વર કર્ણના દર્શન ન થવાથી શોકના આંસુઓ છોડે છે. મારા ગોત્રહત્યાથી ઉત્પન્ન થયેલા સ્વામિત્વ-રાજ્યને ધિક્કાર છે. કે જે સ્વામિત્વમાં સર્વદા સહાનુભૂતિ દર્શાવનાર ભીષ્મ-પિતામહ કે સૂર્યપુત્ર કર્ણ નથી. તે બેઉ વિનાનો હું આજે બેઉ આંખોના તારા સિવાયના અન્ધ જેવોજ છું. મારે ભીમ અર્જુન જેવા ભાઇઓ હોવા છતાં પણ આજ, ભીષ્મ અને કર્ણ નહોવાથી હું ધતરાષ્ટ્રની સ્થિતિમાં મૂકાયો છું મહામતિશ્રી ભીષ્મે મને શોક ન કરવા માટે ઘણોજ ઉપદેશ આપ્યો, તો પણ તેવા પ્રભાવશાળી મહાનુભાવ પુરૂષોને રણમાં મરાવીને શોક મને છોડતોજ નથી. હવે તો એમજ થાય છે કે ગોત્રહત્યાથી થયેલા સંતાપથી તપ્ત થયેલો હું રાજ્યનો ત્યાગ કરી ચાલ્યો જાઉં અને આ રાજ્યની ધુરા ભીમ સંભાળે. ભારતવર્ષમાં જેટલાં તીર્થો છે તે તીર્થોમાં તપશ્ચર્યા કરી પવિત્ર બનું અને પવિત્ર યજ્ઞ ક્રિયા કરી પાવન થાઉં અને અનેક પ્રકારના પાત્રોને દાન આપી પ્રાયશ્ચિત્ત ભોગવું તે સિવાય બીજું કાંઇપણ મારા માટે યોગ્ય જોઇ શકતોજ નથી આ પ્રમાણે યુધિષ્ઠિરના હૃદયમાં ગોત્રહત્યાથી થતા ખેદને જોઇ વ્યાસજી કહેવા લાગ્યા કે હે રાજેન્દ્ર! તમો ભય ન કરો તમોને ગોત્રહત્યાનું પાપ નહી લાગે તેવો ઉપાય કરીશ કે જે ક્રિયાથી તમો દોષમુક્ત થઇ પવિત્ર બનશો. હે પાંડુના પુત્ર યુધિષ્ઠિર, ગોત્રહત્યાથી થયેલી હિંસાનો દોષ દૂર કરનાર અશ્વમેધયજ્ઞ શાસ્ત્રામાં કહેલો છે. હે કુરૂનન્દન તે અશ્વમેધયજ્ઞ તમો પણ કરો ત્રેતાયુગમાં શ્રી રામચન્દ્રજીએ ત્રણ અશ્વમેધયજ્ઞો કર્યા તમો પણ તેના જેવ જ વીર પુરૂષ છો માટે તમો પણ હે પુત્ર તુલ્ય યુધિષ્ઠિર, રાજા રામચન્દ્ર પ્રમાણે તમો પણ યજ્ઞ કરીને આ રાજ્યનું પાલન કરો. યુદ્ધમાં તો તમો લક્ષ્મીપતિ શ્રી કૃષ્ણે રાજ ધર્મ પ્રમાણે ઉપદેશ કરવાથી વિજય અને રાજ્ય લક્ષ્મી પ્રાપ્ત કર્યા છે, તો પછી ધર્મ મર્યાદા પ્રમાણે રાજનીતિને અનુસરી જે આ અખિલ સંસારને સુખ આપનારૂં રાજ્ય પ્રાપ્ત કર્યું છે, તેનો સર્વથા ત્યાગ કરી ચાલ્યા જવાનું શા માટે પસંદ કરો છો આ લોકમાં પ્રજાને સુખ સંતોષ આપીને તમારી કીર્તિ સ્થિર કરો તમે બાલિશ બુદ્ધિથી ચાલ્યા જાઓ તેના કરતાં જ્યાં સુધી તમારા ભાઇઓ. ભીમ વીગેરે અને સર્વ સંબંધી તમારામાં સ્નેહાધીન છે એ

અરસામાં હાલ તુરત તમો તમારા શરીરને દ્વેષથી મુક્ત કરીને કલ્યાણનો માર્ગ પકડો. પુણ્ય કર્મો કરી પવિત્ર બનીને ઘણાએ રાજાઓ સ્વર્ગે ગયા છે. તેમ તમો પણ આચરો. આ પ્રમાણે અમિત તેજસ્વી વ્યાસજીનું વચન સાંભળી હે જનમેજય ! ધર્મરાજા યુધિષ્ઠિર કરૂણાથી ભરેલી વાણી બોલવા લાગ્યા કે હે વિપ્રોમાં શ્રેષ્ઠ મહર્ષિજી! આજ મારી પાસે યજ્ઞો કરી શકું એટલું ધન નથી તો પછી ધન વિના યજ્ઞ કવી રીતે થઈ શકશે ; ગરીબડી પ્રજાને પીડા કરી મેળવેલા પૈસાથી પણ યજ્ઞ નજ કરવો. જોઈએ. વળી મા-બાપ વિનાના બાળ રાજાઓને પીડીને પણ ધન એકત્ર કરવા હું હિમ્મત નથી ધરી શકતો કારણ કે લોભી દુર્યોધને ધનને માટે આખી પૃથ્વીને બહુજ દુઃખ આપ્યું છે એ હું સમજું છું તો પછી દુઃખમાં ડુબી રહેલી તે પૃથ્વીને સુવર્ણ મુદ્રાઓના લોભથી પુનઃ પીડા કરવાને હું યુધિષ્ઠિર કેવી રીતે સમર્થ થઈ શકું ? મારાથી તો તેમ નહીજ બને. વળી કોઇ આવા ધાર્મિક કાર્યમાં સહાય્ય આપે એવો પણ હું જોઈ શકતો નથી, સહાય કરનારા સહૃદય મિત્રો તો રણમાં હણાઇ ગયા છે. માટેજ રાજ્યનો સર્વથા ત્યાગ કરી તીર્થ સ્થળોમાં ચાલ્યા જવું એજ મને રૂચે છે. માટે હવે મારે શું કરવું તે આપજ મને કહી સંભળાવો.

આવું દીનતા ભર્યું યુધિષ્ઠિરનું વચન સાંભળી વ્યાસજી કહેવા લાગ્યા કે હે રાજન્ હમણાંજ મરૂત નામના રાજા ઇંદ્રે યજ્ઞ કર્યો છે અને સર્વે શ્રેષ્ઠ બ્રાહ્મણો ઘણાજ સંતુષ્ટ થયા છે. હે નૃપ નન્દન, તે સંતુષ્ટ થયેલા બ્રાહ્મણોએ ઘણું ધન પૃથ્વી ઉપર ફેંકી દીધું છે અને તે બ્રાહ્મણોથી ફેંકાયેલું ધન હજી સુધી તેમનું તેમજ પડયું છે દાનેશ્વર મરૂત રાજાએ યજ્ઞમાં અનેક પ્રકારે આપેલું ધન બ્રાહ્મણો ઘર સુધી પહોંચાડી શકયા નથી, માટેજ તે ધનનો બ્રાહ્મણોએ ત્યાગ કર્યો છે આ સાંભળી યુધિષ્ઠિર બોલ્યા કે હે મહર્ષિજી ! જે મરૂત રાજાએ અનેક પ્રકારે દક્ષિણાઓ આપી એવો યજ્ઞ કર્યો માટે તેને ધન્યવાદ ઘટે છે કે જે યજ્ઞમાં ઘણુંજ સુવર્ણ બ્રાહ્મણોને આપ્યું અને બ્રાહ્મણોને અત્યંત સંતોષ્યા વળી સંતુષ્ટ થયેલા બ્રાહ્મણો પણ દક્ષિણામાં આપેલા તે સુવર્ણનો ત્યાગ કરી પોતપોતાને ઘેર નહી પહોંચાડી શકયાથી ચાલ્યા ગયા, કહો મહારાજ ? તે દક્ષિણામાં અપાયેલું અને બ્રાહ્મણોએ ત્યાગી દીધેલું ધન હું યુધિષ્ઠિર કેવી રીતે સ્વીકારી શકું, બ્રાહ્મણોનું ધન તો મને વિશેષ દુઃખ કરનારૂં થઇ પડે અને જો હું બ્રાહ્મણોનું ધન સ્વીકારૂં તો મારા સિવાય બીજો કોઇ રાજા આટલો નિન્દા પાત્ર ન બને કે-યુધિષ્ઠિર પાસે ધન ન હોવાથી બ્રાહ્મણોના ધનથી તેણે-મ્હેં યજ્ઞ કર્યો, આનો સિવાય બીજી કઇ નિન્દા મ્હારી વધારે થનારી હતી. જે રાજાનીબુદ્ધિ બ્રાહ્મણનું ધન ગ્રહણ કરવામાં વિચાર વિનાની થાય છે તે રાજાને પાણીમાં પત્થરની શિલા જેમ તારી ન શકતાં બુડાડી દે, તેમજ બ્રાહ્મણનું ધન ગ્રહણ કરનાર રાજાને બુડાડી દે છે. વળી હે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ મહર્ષિજી ! બ્રાહ્મણોના ધનથી થયેલા યજ્ઞમાં બ્રાહ્મણો મને હસશે અને કહેશે કે અમોએ નીચે ફેંકી દીધેલા ધનનો સ્વીકાર કરીનેજ યુધિષ્ઠિર રાજા અમારા હાથમાં દક્ષિણા આપે છે. આવા કાર્યથી મને કેટલું શરમાવાનું રહે ? તે આપજ જાણો માટે હું બ્રાહ્મણોના ત્યાગ કરેલા ધનથી નિન્દિત યજ્ઞ કદાપિ કરનારજ નથી.

તો મોટામાં મોટી એજ શરમ થાય છે કે મારાથી રણમાં કુરૂઓ, ગુરૂઓ, સહૃદય-મિત્રો,સંબંધીઓ અને બન્ધુઓ મરાયા છે, તેથી ગોત્રહત્યાથી થતી ફક્ત એકજ શરમને મટાડવાને કોઈ સમર્થ નથી. હે પૂજ્ય વ્યાસજી! એક તો એ શરમ મારા હૃદયમાં સાલ્યા કરે છે, ત્યાં વળી બ્રાહ્મણોના દ્રવ્યથી જો યજ્ઞ કરૂં તો એ બીજી શરમ મને કેટલો દુઃખી કરે તેનો વિચાર આપનેજ કરવો ઘટે છે. આટલું સાંભળી વ્યાસજી યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે હે નૃપોમાં સિંહ સમાન યુધિષ્ઠિર રાજા! તને ધન્યવાદ ઘટે છે. તમો બહુજ વિચાર કરીને બોલ્યા છો; પરંતુ જે બ્રાહ્મણોનું ધન ગ્રહણ કરવામાં તમો અનિષ્ટ શંકા કરો છો તે વૃથા છે કારણ કે જ્યારે બ્રાહ્મણોએ પોતાની ઇચ્છાથી યજ્ઞમાં દક્ષિણા તરીકે મળેલું ધન આ પૃથ્વી ઉપર ફેંકી દીધું ત્યારથીજ તે ધન ઉપરનો તેઓનો હક ચાલ્યો ગયો છે. જો એમ ન સ્વીકાર કરીએ તો પહેલાં ત્રેતાયુગમાં શ્રીરામચંદ્રજીએ આ સમગ્ર પૃથ્વી કશ્યપ ઋષિજીને દાનમાં આપી દીધી હતી. જો રાજાઓ બ્રાહ્મણોને આપેલી વસ્તુઓ પાછી લેવાથી થનારા પાપથી ડરતાજ હોતતો આજ સુધી પૃથ્વીનો સ્વીકારજ કેમ કરી શકે? જેમ દૈત્યોએ બ્રાહ્મણો પાસેથી પૃથ્વી જીતી લીધી અને દૈત્યો પાસેથી ક્ષત્રિયોએ જીતી તેમાં જેમ બ્રાહ્મણોની માલિકી ચાલી ગઈ તેમ આ પ્રસંગમાં પણ તે ફેંકી દીધેલા ધન ઉપરથી બ્રાહ્મણોની માલિકી ચાલી ગઈ છે માટે તે બ્રાહ્મણનું ધન સ્વીકારમાં વ્યાજબી રીતે હું કાંઈ પણ દોષ જોઈ શકતો નથી. જે રાજાએ પૃથ્વીનું આધિપત્ય પ્રાપ્ત કર્યું હોય તેનેજ તે પૃથ્વી ઉપર પડેલું ધન કહી શકાય એમાં કાંઇ પણ સંશય નથી માટે હે પાણ્ડુપુત્ર! તે ધન લાવીને તું યજ્ઞ કર. આ પ્રમાણે વ્યાસજીનું વચન સાંભળીને યુધિષ્ઠિર રાજા યજ્ઞોના સાધનો કેવાં કેવાં જોઇએ તે પુછવા લાગ્યા કે હે મહારાજ! અશ્વમેધ યજ્ઞમાં બ્રાહ્મણોની સંખ્યા કેટલી જોઇએ કેવી દક્ષિણા આ યજ્ઞમાં બ્રાહ્મણોને આપી શકાય અશ્વમેધ યજ્ઞમાં ઘોડો પણ કેવો જોઇએ તે, મને કૃપા કરી કહી સંભળાવો. યુધિષ્ઠિર રાજાનો પ્રશ્ન આવો સાંભળી શ્રી વ્યાસજી કહેવા લાગ્યા કે હે રાજન્! અશ્વમેધયજ્ઞમાં વીશ હજાર બ્રાહ્મણો મુખ્ય જોઇએ અને તે બ્રાહ્મણો પણ કુલીન સદાચારવાળા, બુદ્ધિશાળી વેદ અને શાસ્ત્રોના રહસ્યને જાણવાવાળા જોઇએ વળી તે પ્રત્યેકને કેટલી કેટલી દક્ષિણા આપવી જોઇએ તે પણ તમોને કહું છું પ્રત્યેકને એક હાથી એક રથ અને એક ઘોડે સુવર્ણ સહિત આપવો જોઇએ. પ્રત્યેકને એક એક હજાર ગાયો એક એક થાળી ભરીને સુવર્ણ સહિત રત્નો, અને એકભાર પ્રત્યેકને સુવર્ણ મુદ્રા—

रामाश्च वसवो रुद्राः सूर्योभूमिस्तथैवच ।
ध्रुवश्च मुनयश्चैव भारसंख्याभिधीयते ॥

૩-૮-૧૧-૧૨-૧-૧-૭-એટલે કે ત્રેતાલીશ-૪૩ આપવી જોઇએ, જે દિવસે અશ્વમેધ યજ્ઞને માટે ઘોડો છોડવામાં આવે તે દિવસેજ પ્રથમ તો આટલી દક્ષિણા આપવી જોઇએ. હે યુધિષ્ઠિર રાજા! યજ્ઞના પ્રારંભમાં દક્ષિણા કેટલી આપવી તે મેં તમોને કહી સમજાવ્યું હવે તે યજ્ઞને માટે ઘોડો કેવો જોઇએ તે વિષે કહું છું—

गोक्षीर समवर्णं च कुन्देंदु हिमसन्निभम् ।
पीतपुच्छं श्यामकर्णं सर्वतो गतिमुत्तमम् ॥

श्यामं चापि महीपाल यज्ञेऽस्मिंस्तुरगं विदुः।
चैत्र मासस्य राकायां मोच्योऽयं तुरगो नृप।
वर्ष मात्र रक्षणीयः सर्वयोधैर्महाबलैः ॥

ગાયના દુધ સમાન ઉજળો પૂર્ણચન્દ્રમા અને બરફની સમાન કાન્તિવળો, પીળા પુછડાવાળો, કાળા કાન વાળો, અને સ્વેચ્છાથી ચારો તરફ ગતિવાળો ઉત્તમ ઘોડો આ અશ્વમેધ યજ્ઞમાં ઉપયોગી થાય છે. વળી સફેદ ઘોડો ન મળે તો રંગે કાળો હોય તો પણ ચાલે તે અશ્વમેધના ઘોડાની પૂજા કરીને તેને ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસે ચારે દિશાઓમાં દિગ્વિજય કરવાને માટે છોડવો જોઇએ. હે રાજન્ ! બળવાન્ એવા બધા યોદ્ધાઓએ એક વર્ષ પર્યન્ત ચારે તરફ ફરતા તે ઘોડાની રક્ષા કરવી જોઇએ. જે રાજા યજ્ઞ કરે તેણે **અસિપત્ર** નામનું વ્રત આચરવું જોઇએ—

दर्शनं स्पर्शनं क्रीडा शृङ्गारो गुह्यभाषणम् ।
मृष्टा न्नं प्रियमेकत्र शयनं भार्यया सह ॥
निर्विकारं मनः कुर्या दसिपत्रव्रतं त्विदम्॥
नियतः स च राजेन्द्र नात्र कार्या विचारणा
इष्टभोगान्वर्ष मात्रं सेवेन्नारीविवर्जितान् १
एकत्रशयनं कार्यं पत्न्यासह नराधिप,
यावदागमनं तस्य पुनरेव प्रजायते ॥२॥

હે રાજેન્દ્ર ! અસિપત્ર વ્રતમાં જ્યાં સુધી ઘોડો ચારે દિશાઓમાં ફરીને પાછો ન આવે ત્યાંસુધી જિતેન્દ્રય રહીને એક વર્ષ પર્યન્ત નારી સેવન સિવાય બધાએ ઈષ્ટ ભોગો સેવવા જોઇએ પોતાની પત્ની સાથે એકજ શય્યામાં શયન કરવા છતાં મનને નિર્વિકાર રાખવું જોઇએ. ઘોડો પાછો આવે ત્યાં સુધી પ્રત્યેક ધર્માચરણમાં પ્રયત્નવાન્ બનવું જોઇએ અને ધૈર્ય રાખવું જોઇએ. અને જ્યાં જ્યાં લાદ કરે અથવા પેશાબ કરે ત્યાં બ્રાહ્મણો દ્વારા હોમ કરાવીને એકે હજાર ગાયો બ્રાહ્મણોને આપવી જોઇએ અને તે બ્રાહ્મણોનો દક્ષિણા વડે પણ સત્કાર કરવો જોઈએ. આટલી વિધિ અવશ્ય કરવી જોઇએ, વળી ઘોડાના લલાટ ઉપર એક સુવર્ણનું પતરૂં બાંધવું જોઇએ અને તેમાં પોતાનું નામ પોતાનો પ્રતાપ મહારાજા સમ્રાટ વગેરે અક્ષરો લખી સર્વ વાંચી શકે તેમ દષ્ટિએ પડે કે આ મારો અમુક રાજાનો ઘોડો છે અને તેને દિગ્વિજય કરવા માટે છોડયો છે કોઇ પણ બલવાન્ રાજા આ ઘોડાને પકડી શકે છે. આ પ્રમાણે સુવર્ણ પત્રમાં લખીને ઘોડાને કપાલે બાંધવું અને જો કોઇ તે ઘોડાને પોતાના બળના મદથી પકડી રાખે તેની સાથે યુદ્ધ કરી ઘોડાને છોડાવવો હે વીર યુધિષ્ઠિર, આ પ્રમાણે અશ્વમેધ યજ્ઞ થાય છે. અસિપત્ર નામના વ્રત સહિત આ યજ્ઞ જો કરવામાં આવે તો તે બહુજ પુણ્ય અને ફળને આપનારો થાય છે. આ પ્રમાણે પહેલાં ઇન્દ્રે સો અશ્વમેધ યજ્ઞો કર્યા અને સર્વે દેવતાઓનું અધિપત્ય પામીને આજે સ્વર્ગમાં આનંદ કરે છે. ઈન્દ્રે તો અસિપત્ર વ્રત ધારણ કર્યા સિવાયજ યજ્ઞો કર્યા હતા; પરંતુ જે રાજા અસિપત્ર વ્રતને પાળીને યજ્ઞ કરે છે, તે આ સમગ્ર પૃથ્વીને પાપથી રહિત બનાવે છે. ભીષ્મ પિતામહ સિવાય કયો મનુષ્ય સમર્થ એવા કામદેવને જીતવા સમર્થ થયો છે, માટે અસિપત્ર વ્રત સહિત અશ્વમેધ નામના મહાયજ્ઞને બીકણ લોકો કરી શકતાજ નથી. હે ભારત વંશમાં જન્મ પામેલા યુધિષ્ઠિર રાજા ! જો કામદેવને જીતવાની શક્તિ પ્રથમ તમારામાં હોય તોજ હે કુરૂનન્દન આ અશ્વમેધ યજ્ઞનો પ્રારંભ કરો.

# પ્રકરણ ૨ જું.

---

## ગોત્રહત્યાથી શુદ્ધિનો ઉપાય.

શ્રી વ્યાસજી પાસેથી આ પ્રકારે અશ્વમેધ યજ્ઞની સઘળી વિધિ સાંભળીને યુધિષ્ઠિર રાજા વ્યાસજીને કહેવા લાગ્યા કે, હે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ વ્યાસજી ! અશ્વમેધ યજ્ઞમાં બધી રીતે હું શોચનીય જ છું. મારી પાસે દ્રવ્ય પણ નથી, તેમ અશ્વમેધમાં ઉપયોગી ઘોડો પણ નથી, તેમ મને સહાય કરે એવા વીર પુરૂષો પણ નથી. કારણકે ભીમ વીગેરે મહારથી યોદ્ધાઓને રણમાં મ્હેં બહુજ ક્લેશ આપ્યો છે, કર્ણનો પુત્ર ઉદાર બુદ્ધિવાળો બળવાન વૃષકેતુ પણ હજુ સોળ વરસનો બાળકજ છે, માટે વ્યાજબી રીતે હું તેને પણ રણમાં મોકલી શકતો નથી, ભીમના પુત્ર ઘટોત્કચનો એકનો એકજ પુત્ર કે જેનું નામ મેઘવર્ણ છે તેને પણ મોકલી શકતો નથી, કારણકે એના બાપ ઘટોત્કચને રાત્રિમાં સૂર્યપુત્ર કર્ણે મારા માટેજ મારી નાંખ્યો છે. વળી જે શ્રીકૃષ્ણના પ્રસાદથી અર્જુન હમેશાં મોટા મોટા રાજાઓને જીતવા ભાગ્યશાળી થયો છે. તે કેશવ, મધુસૂદન પણ અત્યંત દૂર શ્રી દ્વારિકાપુરીમાં હાલ બિરાજે છે. આ પ્રમાણે યુધિષ્ઠિરે વ્યાસજીને કહીને વૃકોદર ભીમને બોલાવીને આ બધી વાત કહી સંભળાવી. કે હે ભીમ–હે મહાબાહુ ! મારો અશ્વમેધ યજ્ઞ કેવી રીતે પુરો થશે અને હું ગોત્ર હિંસાના પાપનો કેવી રીતે નાશ કરી શકીશ. આ બાબતમાં તું મને સલાહ આપ. હે સહોદર પાણ્ડુપુત્ર ? આ યજ્ઞ બહુ વિઘ્નોની ઉપસ્થિતિ કરનારો જણાય છે. માટેજ મને શોક થાય છે કે આ ભગીરથ કાર્યમાં હું સફળતા કેવી રીતે પ્રાપ્ત કરી શકીશ. જો તે યજ્ઞ અપૂર્ણજ રહી જશે તો જગતમાં હાંસીને પાત્ર હું બનીશ. આવું ક્લિષ્ટતા ભર્યું યુધિષ્ઠિરનું વચન સાંભળી ભીમ કહેવા લાગ્યો કે હે મહારાજા ! આપણા રાષ્ટ્રમાં આપે કહ્યો તેવો ઘોડો તો છેજ નહી, તેમ યજ્ઞમાં જોઇએ તેટલું ધન પણ આપના કહેવા પ્રમાણે આપણી પાસે નથી. તેમજ આપણી પાસે સર્વે ઇન્દ્રિયોના સ્વામી શ્રી કૃષ્ણ પણ નથી શા માટે આપ યજ્ઞ કરવાનું કહ્યા કરો છો. અથવા હે બુદ્ધિશાળી રાજન્ ! જો કહું તો શ્રી કૃષ્ણ સર્વદા તમારા સમીપમાં (હૃદયમાં)જ વસી રહ્યા છે. અને જો શ્રી કૃષ્ણ સમીપમાં હોય તો પછી સર્વ સમ્પત્તિઓ આપણે ત્યાંજ છે કારણ કે હે રાજેન્દ્ર ! જે શ્રી કૃષ્ણનું નામ લેવાથી મનુષ્યો પાપ રહિત થઇને ઉત્તમ ફળને પામે તો પછી જેના સમીપમાં જો શ્રી કૃષ્ણ હોય તો પછી તેના ફળની વાતજ શી કરવી. હે રાજન્ હું તો માનું છું કે તમોને શ્રી કૃષ્ણ પોતાના હૃદયમાંજ હોવાથી ગોત્ર–હિંસાથી થયેલું પાપ લાગી શકતુંજ નથી. લક્ષ્મી પતિ–શ્રી કૃષ્ણ, યજ્ઞ વિના પણ તમોને પાવન કરી શકશે. હે રાજેન્દ્ર ! પહેલાં જ્યારે યુદ્ધ કરવાનો સમય ઉપસ્થિત થયો ત્યારે સર્વજ્ઞ શ્રીકૃષ્ણે આપણનેજ યુદ્ધ કરવાને માટે પ્રેર્યા હત કે તમો સતત યુદ્ધજ કર્યા કરો.

अहंत्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुच એમ ઉપદેશ આપીને વારંવાર તેઓ જણાવતા હતા કે હું તમને યુદ્ધમાં થતી ગોત્ર હત્યાના પાપથી છોડાવીશ શોક ન કરો' તે શું આપ ભુલી ગયા? રાજસૂય, અશ્વમેધ વગેરે યજ્ઞોનું પુણ્ય પણ યજ્ઞ નાયક શ્રી કૃષ્ણ સિવાય મનુષ્યને પવિત્ર કરવા સમર્થ છેજ નહી, માટે હે રાજેન્દ્ર આપને જો યજ્ઞ કરવાની ખાસ ઈચ્છા હોય તો પછી અશ્વમેધ યજ્ઞને યોગ્ય ઘોડો કયાં હશે તે આપ પૂજ્ય વ્યાસજીને પુછી જુઓ તે મહા મુનિજી કોઇ પણ જગ્યોએ તેવો ઘોડો હોય અને મને ફરમાવે કે તુરતજ કોઇ પણ અગમ્ય જગ્યામાં કેમ નહો અમો અવશ્ય લાવી આપીશું. અમિત પરાક્રમ વાળા ભીમનું આવું વચન સાંભળીને વ્યાસજી ફરીને ધર્મરાજાને નીચે પ્રમાણે કહેવા લાગ્યા—

હે વીર ભીમસેન! તને ધન્યવાદ છે સુંદર એવું તારૂં વચન કલ્યાણ કારક થાઓ હે ધર્મ પુત્ર યુધિષ્ઠિર! આંહિથી ઘણે દૂર ભદ્રાવતી નગરીમાં અશ્વમેધને યોગ્ય ઘોડો તો છે; પરંતુ યૌવનાશ્વ નામનો વીર રાજા દશ અક્ષૌહિણી સેનાથી તે ઘોડાનું રક્ષણ કરે છે. પવન પણ તે ઘોડાનો સ્પર્શ કરી શકતો નથી તો પછી હે રાજન્ તે ઘોડાને પકડીને લઇ આવવામાં બિચારા મનુષ્યની કઇ ગણના થઇ શકે? જેમ કૃપણ મનુષ્ય પોતાના ધનની રક્ષા કરે તેમ ભદ્રાવતીમાં યૌવનાશ્વ તે ઘોડાનું રક્ષણ કરે છે. તો પછી હે પાંડુ પુત્ર ભીમ! ધર્મરાજાની યજ્ઞ-સિદ્ધિને માટે કે જ્યાં રાજા તે ઘોડાની રક્ષા કરવામાં હમેશાં તત્પર હોય છે તે ઘોડાને બલાત્કારથી—યુદ્ધ વગેરે કરીને લાવવા કોણ સમર્થ હોઇ શકે.

श्री कृष्णाक्ति श्रवण ।

વ્યાસજીએ ઘોડાનો પત્તો મેળવી આપ્યા પછી હે જનમેજય રાજા! ભીમસેન હસતો હસતો કહેવા લાગ્યો. કે હે સમર્થ યુધિષ્ઠિરરાજા અશ્વમેધમાં ઉપયોગી તે ઘોડાને હું મારા બળ વડે લાવી આપીશ. હું એકલોજ ભદ્રાવતી નગરીમાં જઈશ સેના સહિત બળવાન્ તે યૌવનાશ્વ રાજાને જીતીનેજ આપનો મનોરથ સફળ કરીશ. આપે આ કાર્યમાં લેશ પણ સંશય ન કરવો. જે પુરૂષ વાસુદેવ શ્રી કૃષ્ણનું ધ્યાન ધરતો છતો કોઇપણ કાર્ય હાથમાં લેકે તે શ્રી કૃષ્ણના પ્રતાપથી બધી અર્થ-સિદ્ધિઓને પ્રાપ્ત કરે છે, હું આ વાત આપને દૃઢ શ્રદ્ધાથી સાચીજ કહું છું. વાસુદેવનો અનાદર કરીને જે કાંઇ તપ યજ્ઞ વગેરે કરવામાં આવે છે તે બધું ભાગ્ય-રહિત પુરૂષના કર્તવ્યની માફક નિષ્ફળ થાય છે. હું આપની સમક્ષ પ્રતિજ્ઞા કરીને કહું છું કે જો હું તે અશ્વમેધોપયોગી ઘોડાને ન લાવી આપું તો માતા પિતાની હત્યા કરનારાઓની જેવી ઘોર નરકમાં ગતિ થાય તેવી ગતિ મારી થાઓ. વળી જે ગામમાં એકજ કુવાથી પાણી પીનારા બ્રાહ્મણો વસતા હોય, તેમજ વેદાધ્યાયન કે શિવ પૂજન ન કરતા હોય તેવા ગામમાં એક ક્ષણ પણ વસનારને જે ઘોર ગતિ પ્રાપ્ત તે ગતિ થાય તે ગતિ જો હું તમોને ઘોડો ન લાવી આપું તો મારી પણ થાઓ. એ પ્રમાણે ભીમે ઘોડો લાવવા માટે ભયંકર પ્રતિજ્ઞા કરી અને યુધિષ્ઠિરની સન્મુખ ચુપચાપ ઉભો રહ્યો, યુધિષ્ઠિર ભીમસેનની

આવી પ્રતિજ્ઞા સાંભળી કહેવા લાગ્યા કે હે મહાબાહુ વૃકોદર ! તે ઘોડાને પકડી લાવવો એ કાર્ય તારા એકલાથીજ થઈ શકે. એ મને બહુ વિષમ લાગે છે. કારણ કે યૌવનાશ્વરાજા પોતે પણ બહુ બળવાન સંભળાય છે. તેમજ તેના સૈનિકો પણ બલવાન છે અને તું એકલોજ જવાની હામ ભીડે છે, એથી મને મોટી ચિન્તા થાય છે. ધર્મરાજાનું આવું ધર્મ સંકટ મિશ્રિત વાક્ય સાંભળી કર્ણપુત્ર વૃષકેતુ બોલી ઉઠયો કે ભીમસેન સહિત મને બીજાને પણ સાથે જલદી લઈ જાઓ.

વૃષકેતુનું આવું ઉદાર વાક્ય સાંભળી ભીમસેન તે સાહસી બાળવીરને કહેવા લાગ્યો કે હે પુત્ર જ્યારથી અમોએ તારા પિતા કર્ણને રણમાં મારી નાખ્યો છે, ત્યારથીજ તારૂં સુખ જોઈને અમોને મોટી શરમ થાય છે કે ઉદાર અને વીર બાળકના પિતાને મારી નાંખનાર અમોજ છઈએ ભીમસેનનું આત્મીયજન સંબંધી શોક દર્શક વાક્ય સાંભળી ઉદાર બુદ્ધિ વૃષકેતુ કહેવા લાગ્યો હે પિતા તુલ્ય ભીમસેનજી એમાં આપે શું ખોટું કર્યું છે ? મારા પિતા આપ જેવાના શુભ હસ્તે રણમાં મરાયા એ તો હું ઉપકાર માનું છું આપે ક્ષાત્ર ધર્મને અવલમ્બી તે દુષ્ટ દુર્યોધનના સંગથી થયેલી નિન્દાનો નાશ કર્યો કારણ કે તે મારા પિતા કર્ણ દુર્યોધનના નોકર હોઇને પોતાના જીવન પર્યન્ત યુધિષ્ઠિરના દ્રષ કરનારા શ્રી કૃષ્ણના ચિન્તનથી પણરહિત અનેએટલા માટે દુર્યોધન જેવા પાપીના સતત સંસર્ગથી પાપી જેવા હતા. જો દુર્યોધન જેવા પાપીનો સંસર્ગ તેમને ન લાગ્યો હોત તો ભર સભામાં, સતીઓમાં શિરોમણિ દ્રૌપદીજીને ક્લેશ પામતાં જેમ નિર્જન પ્રદેશમાં જુએ તેમ ન જોઈ શકત વળી મારા પિતા કર્ણે મત્સ્ય નામના રાજાનીહજાર ગાયો પકડી હતી અને તે ગાયોને અર્જુને છોડાવી ? એમ મેં સાંભળ્યું છે ધાર્મિક ક્ષત્રિય વીર આવું કામજ નજ કરી શકે ! અત્યંત મેલા હૃદયથી ભરેલા કર્ણને તો વીર પાંડવોએ તેના શરીરને રણમાં પાડયું એ તેમની શુદ્ધિ માટે મોટું દાન કર્યું એમ હું માનું છું. વડીલ અર્જુને તો કોઇ જેમ હાથમાંથી કાચ અને કોડીને ઝુટાવી ચિન્તામણિ નામનો હીરો આપે તેમજ કર્યું છે. ઘરના આંગણામાં કોઇ દિવસ પણ ફળને નહી આપનાર વૃક્ષને જડ-મૂળથી ઉખેડી કલ્પતરૂને વાવીદે તેવોજ ઉપકાર મારા પિતા ઉપર કૃષ્ણ સખા અર્જુને કરેલો છે તો પછી તેમાં હે મહાબુદ્ધિશાળી ભીમસેનજી મારા પિતાનો અર્જુને કયો અપરાધ કર્યો છે, તેજ હું સમજી શકતો નથી. આપ અને અર્જુન જેવા વીર પુરૂષોની મોટી કૃપા થવાથીજ મારા પિતા કર્ણ શાશ્વત-સૂર્યના સ્થાનને પામ્યા છે. તેમની આ દુર્યોધનના સંગરૂપી જે કાંઇ અપકીર્તિ થયેલી છે તે હજુસુધી પૃથ્વીમાં ફેલાતી છતી મારા હૃદયમાં સાલ્યા કરે છે. તો હે ભીમસેનજી ! મારા પિતાની અપકીર્તિનો, આ યજ્ઞના સમયમાં મારા ક્ષાત્ર બળનો આપને પરિચય અપાવીને નાશ કરવા આશા રાખું છું. યૌવનાશ્વ રાજાનું સાગર રૂપી લશ્કર મથીને ભીમસેનજી તે અશ્વમેધો પયોગી ઘોડાને જલદી લાવો એમ પણ ઇચ્છું છું.

બાળવીર વૃષકેતુનું ક્ષાત્રતેજથી સુશોભિત વચન સાંભળીને ભીમ કર્ણપુત્રને

પ્રેમ પુરઃસર ભેટ્યો અને પાસેજ બેઠેલા પોતાના પૌત્ર મેઘવર્ણને નીચે પ્રમાણે કહેવા લાગ્યો કે હે પૌત્ર તારા બાપ ઘટોત્કચે પોતાની પીઠ ઉપર બેસારીને ગંધમાદન સુધી પહોંચાડવાનું જે અદ્દભૂત કર્મ કર્યું છે તેથી ખરેખર પાંડવો–પોતાના વડીલોને તેણે તાર્યાજ છે. તે પ્રમાણે હે વીર ! તું પણ અમારા અંહિથી જવા બાદ ધર્મરાજાનું રક્ષણ કરજે. હું કર્ણ પુત્ર, વૃષકેતુને સાથે લઇને અશ્વમેધને માટે ઘોડો લેવા જાઉં છું જ્યાં સુધીમાં હું તે ઘોડાને લઇને જલદી આવું ત્યાં સુધીમાં અર્જુન અને તું બેઉ જણા મળીને પ્રયત્ન પૂર્વક ધર્મરાજાનું રક્ષણ કરજો, ભીમનું આવું વાક્ય સાંભળીને મેઘવર્ણ બોલી ઉઠયો કે હે પિતામહ ભીમસેનજી ! તમારાજ શરીરથી ઉત્પન્ન થયેલા મારા પિતા ઘટોત્કચે એવું પવિત્ર કાર્ય કર્યું એમાં તે શું આશ્ચર્ય? ચોમાસાના દિવસોમાં શેરીઓમાં કે રાજમાર્ગો ઉપર વહેતું જળ જ્યાંસુધી પતિત–પાવની ગંગાને ન મળ્યું હોય ત્યાંસુધીજ અપવિત્ર મનાય છે; પરંતુ તે રાજમાર્ગોમાં વહેતું જળ જ્યારે ગંગાનદીમાં આવી મળે છે ત્યારે પાતકોને દૂર કરવામાં સમર્થ નથી થઇ શકતું શું ! અર્થાત્ ગંગાજળમાં મળીને ગંગા સ્વરૂપજ ગણાતું શેરીઓનું જળ જેમ પાવન કરી શકે છે તેમજ આપના પુત્ર ઘટોત્કચે આપ જેવા ભરત કુળમાં અવતાર લઇને તેવું મહત્ત્વ ભર્યું કાર્ય કરે એમાં શું આશ્ચર્ય ? મનુષ્યોને સજ્જનોનો સંગ થયા પછી કાંઈ પણ દુષ્પ્રાપ્ય રહેતુંજ નથી. ગૌતમ ઋષિના શાપથી શિલા રૂપને પામેલી અહલ્યા પણ પુરાકાળમાં શ્રી રામચંદ્રજીના ચરણરેણુ પ્રાપ્ત કરીને પવિત્ર ન થઇ શકી, શું? માટે હે પિતામહ ભીમસેનજી ! આ વૃષકેતુ સાથે તમો જે ભદ્રાવતી નગરી પ્રત્યે જનારા છો, ત્યાં મને પણ લઇ જાઓ. કલ્યાણકારક ઘોડાને લાવવામાં હું પણ તમોને સહાયકારક થઇશ. આપ યુદ્ધની અંદર જઇને ઉભા રહેજો, યુદ્ધ તો કર્ણપુત્ર વૃષકેતુ કરશે અને હું પોતાની પીઠ ઉપર ઘોડાને ચડાવી લેતો આવીશ. હે ભીમસેનજી ! આજજ ધરાધિપ શ્રી યુધિષ્ઠિરને નમસ્કાર કરો, રજા માગી રવાના થઇએ હે પૃથા પુત્ર ભીમ ! અવશ્ય તમારોજ વિજય થશે અને મોટો યશ તમોનેજ મળશે. હરિને કરેલો નમસ્કાર મનુષ્યોને શું શું ફળ આપી નથી શકતો. પુત્રો, મિત્રો સ્ત્રીઓ ધન, રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ એ બધું હરિને નમસ્કાર કરવાથીજ પ્રાપ્ત થાય છે. હરિનું સ્મરણ પાપનો નાશ કરે છે વ્યાધિ અને આધિઓને દૂર કરે છે અને ધર્મની વૃદ્ધિ કરતો છતો ધારેલા મનોરથને સફળ કરે છે. હે પૃથા પુત્ર ભીમસેનજી ! હરિને નમસ્કાર કરનારા પુરૂષોનું કાંઈ પણ પાપ આ દુનિઆમાં રહેતુંજ નથી. પોતાના પૌત્રનું આવું રહસ્ય ભરેલું વચન સાંભળી ભીમ બોલ્યો કે હે પુત્ર ! તું કલ્યાણકારક અને ઘણું હિતકર વચન કહે છો. તું અને આ વૃષકેતુ બેઉ મારી સાથે ચાલો હે મહાવીર મેઘવર્ણ ! તથા વૃષકેતુ ! તમો બેઉ જણાજ મારા સહાયક તરીકે યોગ્ય છો. આપણે ત્રણે જણા પારકા દેશમાં જઇ કાર્ય કરીશું. એમાં કાંઈ સંશય છેજ નહી. જૈમિનિ ઋષિ જન્મેજય રાજાને કહેવા લાગ્યા કે હે રાજન ! વૃષકેતુ અને મેઘવર્ણનું આવું ઉત્સાહ ભર્યું શુભ

વાક્ય સાંભળીને કુરૂનન્દન-યુધિષ્ઠિર મોટા હર્ષથી ભીમસેનને પુનઃ કહેવા લાગ્યા કે હે પાણ્ડુ પુત્ર ભીમસેન! આપે તથા મેં અને અર્જુને એ બધું કામ સફળ કરવાનું છે, અત્યારે તો રાત્રિ પણ ઘણી વીતી ગઇ છે, તેમજ તપના ભણ્ડાર રૂપ વ્યાસજી પણ જવાની ઇચ્છા કરી રહ્યા છે, માટે હે ભાઇ! આપણે સર્વે ઋષિજીના સત્કાર પૂર્વક તેમને વળાવવા માટે ઘર થકી ચાલીએ આ પ્રકારે કર્તવ્યનું સમાધાન કરીને સ્તુતિ કરતા પાણ્ડવોથી સત્કાર પામીને વ્યાસજી યુધિષ્ઠિરના મહેલથી ચાલતા થયા. વ્યાસજીના જવા પછી પણ ધર્મરાજા -યુધિષ્ઠિર ફરીથી ચિંતા કરવા લાગ્યા કે હવે મારા કયા સુહૃદય-મિત્રને પુછું કે યજ્ઞને માટે જોઇતું દ્રવ્ય મને કેવી રીતે મળે? રાત્રિમાં પોતાના ભાઇઓને એકઠા કરીને અન્તઃકરણમાં દુઃખી થતા થતા કહેવા લાગ્યા કે હવે ઘોડો કેવી રીતે આવી શકશે તથા યજ્ઞ કર્મ કેવી રીતે સાધી શકાશે બધીએ આપત્તિઓમાં મધુસૂદન-શ્રી કૃષ્ણ આપણું રક્ષણ કરે છે; પરંતુ તે દેવકી-પુત્ર અહિંથી ઘણાજ દૂર છે, તેના સિવાય મારૂં હિત કરવા કોણ સમર્થ થઇ શકે એમ છે! એમ કહી ગોવિન્દ શ્રી કૃષ્ણનું સ્મરણ કરવા લાગ્યા કે હે ઇન્દ્રિયોની ગતિને જાણનારા ગોવિન્દ! દુસ્તર એવા ગોત્ર-હિંસારૂપી સમુદ્રમાં દુઃખ વડે ડુબેલો છું તમે જો અમારા સહાયક અને રક્ષક કરનારા નહી થાઓ, તો અમે અશ્વમેધ યજ્ઞ કેવી રીતે કરી શકીશું. હે મધુસૂદન! જે પ્રમાણે લજ્જા રૂપી સમુદ્રમાં ડુબેલી દ્રૌપદીને તમોએ તારી છે તે પ્રમાણે હે મધુસૂદન! આ ગોત્ર-હિંસાથી થયેલા પાપથી મને તમો તારો, હે કૃષ્ણ! હે ગોવિન્દ! હે દયાસિન્ધુ દામોદર! તમે જો અમારા રક્ષક નહી થાઓ તો પછી અમે એમજ સમજીશું કે અમારૂં દૈવ નષ્ટ થયું છે. એટલાં વિશેષણોથી યુકત "ગોવિન્દ-શ્રી કૃષ્ણ, એમ વાકય બોલે છે તથા કૃષ્ણની કથા રૂપી અમૃતને યાદ કરે છે તે અરસામાં સર્વવ્યાપી રમા પતિ, ભકત વત્સલ શ્રી કૃષ્ણ પોતેજ સાક્ષાત્ દ્વારમાં આવીને ઊભા રહ્યા અને દ્વારપાળને કહેવા લાગ્યા કે હું કૃષ્ણ આવી પહોંચ્યો છું. એમ યુધિષ્ઠિર રાજાને નિવેદન કર, કારણ કે રાજાઓને યોગ્ય સમયે ખબર મોકલાવ્યા પછીજ મળવું જોઇએ એવો વિદ્વાનોનો મત છે. એક સાધારણ પુરૂષના જેવું આવું શ્રી કૃષ્ણનું વાકય સાંભળી, દ્વારપાલ કહેવા લાગ્યો હે ગોવિન્દ! ધર્મપુત્ર-યુધિષ્ઠિરને ત્યાં આપને જવાનો યોગ્ય સમયજ છે અને ધર્મરાજાએ આપ શ્રીને માટે મને કહી રાખ્યું છે કે શ્રી કૃષ્ણના દ્વાર સુધી આવી પહોંચ્યાના સમાચાર કહેવરાવવાના હોયજ નહી. તમારા સમાચાર તેઓને ત્યાં મોકલાવવાનાજ ન હોય કે જેઓ બીજાઓની નિન્દામાં રમી રહ્યા છે તેમજ બીજાઓનું દ્રવ્ય હરી લેનારાઓ છે. અને પારકી સ્ત્રીઓમાં કામ-બુદ્ધિથી ચિત્ત ભમાવ્યા કરે છે. હે શ્રી કૃષ્ણ! આ ધર્મ રાજા તો દુષ્ટ-દુર્યોધનની જેમ પારકા દ્રવ્યની ઇચ્છા કરનારા નથી તેમજ નિન્દા કરનારા અને કામી પણ નથી. માટે આપ ધર્મરાજાને જઇને મળો અને તેમનો મનોરથ સફળ કરો, અર્જુનને અગ્રેસર કરીને ભીમસેન સહિત હે ગોવિન્દ! તે ધર્મરાજા તમારૂંજ ચિન્તન કર્યા કરે છે. તેમની આશાને પરિપૂર્ણ કરો.

આ પ્રમાણે કહેતા તે દ્વારપાલને જનાર્દન શ્રી કૃષ્ણે ઉત્તર આપ્યો કે હે દ્વારપાલ મારી આજ્ઞાથી તું રાજા યુધિષ્ઠિરની પાસે જલદી જઇ પહોંચ. તારૂં કલ્યાણ થાઓ. એ પ્રમાણે શ્રી કૃષ્ણનો સંદેશો લઇને દોડતો દોડતો દ્વારપાલ ધર્મ નન્દન યુધિષ્ઠિર પાસે ગયો અને પ્રશસ્ત વાણીથી હસતો હસતો કહેવા લાગ્યો કે શ્રી કૃષ્ણ દ્વાર સુધી અવી પહોંચ્યા છે અને પ્રવેશ કરવા માટે ઈચ્છા રાખે છે. તે દ્વારપાળનું કૃષ્ણના સમાગમરૂપી વાક્ય સાંભળીને મહાબુદ્ધિ યુધિષ્ઠિર એકદમ આસન ઉપરથી ઉઠીને ભીમને કહેવા લાગ્યા. હે ભીમ ! શ્રી કૃષ્ણ આંહી આપણા દ્વાર સુધી આવી પહોંચ્યા છે. એમ દ્વારપાલ જણાવે છે. આ અર્ધ રાત્રિના સમયે તેઓ અવશ્ય મારૂં હિત કરવાને અથવા અશ્વમેધ યજ્ઞને પરીપૂર્ણ કરાવવામાં સહાયક થવાને આવ્યા હોય એમ જણાય છે. માટે તું મારી સાથે ચાલ, જ્યાં મારા પ્રિય સુહૃદ્ શ્રીકૃશ્ણ આવી પહોંચ્યા છે ત્યાં સામા લેવા જઇએ. આમ કહી ધર્મરાજા યુધિષ્ઠિર પોતાના ભાઇઓને સાથે લઇને શ્રી કૃષ્ણનું સ્વાગત કરવા દ્વાર તરફ જ્યાં ચાલ્યા આવે છે એટલામાંતો શ્રીકૃષ્ણે મસ્તક નમાવીને યુધિષ્ઠિરને નમસ્કાર કર્યો યુધિષ્ઠિરે શ્રી કૃષ્ણને બે હાથ પકડી ઉભા કર્યા અને મસ્તક સુધી શ્રી કૃષ્ણને બાથમાં ઘાલીને આલિંગન આપ્યું તથા કૃષ્ણના શિર ઉપર પોતાના નેત્રોમાંથી આનન્દની અશ્રુધારાઓ ચલાવી. કૃષ્ણની બાથમાં યુધિષ્ઠિર લીન થયા અને યુધિષ્ઠિરની બાથમાં કૃષ્ણ [[1]આ અલૌકીક દર્શનનું સૌભાગ્ય જેને કપાળે લખ્યું હશે તેનો અન્તરાત્મા કયી સ્થિતિમાં હશે તે વાચકજ કલ્પના કરી લ્યે] સંતાયા. તે બેઉ જ્યાં ભેટે છે ત્યાં સમક્ષ ભીમે અને અર્જુને આવી શ્રી કૃષ્ણના ચરણાર વિન્દમાં પ્રણામ કર્યા તથા નકુળ અને સહદેવે પણ શ્રી કૃષ્ણને પ્રણામ કર્યા. ત્યાર પછી પુષ્પ ચંદન વગેરે અર્ઘ્ય ક્રિયાથી શ્રી કૃષ્ણનું પૂજન કરી પાંડવો વિસ્મિત થયા અને આનંદ પામ્યા. સતી શીરોમણી શ્રી દ્રૌપદીજીએ સમીપ આવીને શ્રી કૃષ્ણને નમસ્કાર કર્યા તથા હસતાં હસતાં બોલી કે, હે વીર પાંડવો, શ્રી કૃષ્ણ અર્ધરાત્રિએ આવી પહોંચ્યા એમાં શું વિસ્મય પામોછો, જ્યારે આપને પહેલાં અર્ધરાત્રિએ દુર્વાસા ઋષિથી ભય પ્રાપ્ત થયો હતો. ત્યારે મધુસૂદન શ્રી કૃષ્ણ તે ભયથી તમારૂં રક્ષણ કરવા માટે આવી પહોંચ્યા ન હતા શું ? તેમજ ભર સભામાં પણ કૃષ્ણજ વસ્ત્ર રૂપી થઇને મારી લજ્જાની ઉપેક્ષા કરનારા તમારા સમક્ષ પણ આવી પહોંચ્યા ન હતા શું? ભક્તજનોની ઉપર દયા કરવા માટેજ તેનો શ્રી કૃષ્ણનો આવિર્ભાવ થયાજ કરે છે જે સમયમાં મારી માતા ધરિત્રી, પીતા, બાન્ધવો તેમજ તમો પતિઓ મારૂં રક્ષણ કરવા સમર્થ થઈ શકયા નહતા, તે આપત્તિના સમયે પણ આ શ્રી કૃષ્ણેજ મારૂં રક્ષણ કર્યું છે. આપણે જ્યારે વનમાં વસતા હતા ત્યારે દુષ્ટ દુર્યોધને શાપ અપાવવાના હેતુથી મેકલાએલા મુનિ શ્રેષ્ઠ દુર્વાસા ઋષિ પોતાના હજારો શિષ્યોની સાથે આપણી ઝુંપડીમાં પધાર્યા હતા ત્યારે પણ તેમના સ્વાગતનું સામર્થ્ય મેળવવા માટે મેં મનમાં દયા સિન્ધુ–જનાર્દન શ્રી કૃષ્ણનું ધ્યાન ધરતાંજ પોતાના ખોળામાં રહેલી પ્રિયતમા લક્ષ્મીનો પણ ત્યાગ કરીને વાયુ વેગે ત્યાં પધાર્યા હતા અને ગંધર્વાની ત-

[1] અનુવાદક

વાક્ય સાંભળીને કુરૂનન્દન—યુધિષ્ઠિર મોટા હર્ષથી ભીમસેનને પુનઃ કહેવા લાગ્યા કે હે પાણ્ડુ પુત્ર ભીમસેન ! આપે તથા મેં અને અર્જુને એ બધું કામ સફળ કરવાનું છે, અત્યારે તો રાત્રિ પણ ઘણી વીતી ગઇ છે, તેમજ તપના ભણ્ડાર રૂપ વ્યાસજી પણ જવાની ઇચ્છા કરી રહ્યા છે, માટે હે ભાઇ ! આપણે સર્વે ઋષિજીના સત્કાર પૂર્વક તેમને વળાવવા માટે ઘર થકી ચાલીએ આ પ્રકારે કર્તવ્યનું સમાધાન કરીને સ્તુતિ કરતા પાણ્ડવોથી સત્કાર પામીને વ્યાસજી યુધિષ્ઠિરના મહેલથી ચાલતા થયા. વ્યાસજીના જવા પછી પણ ધર્મરાજા —યુધિષ્ઠિર ફરીથી ચિંતા કરવા લાગ્યા કે હવે મારા કયા સહૃદય—મિત્રને પુછું કે યજ્ઞને માટે જોઇતું દ્રવ્ય મને કેવી રીતે મળે ? રાત્રિમાં પોતાના ભાઇઓને એકઠા કરીને અન્તઃકરણમાં દુઃખી થતા થતા કહેવા લાગ્યા કે હવે ઘોડો કેવી રીતે આવી શકશે તથા યજ્ઞ કર્મ કેવી રીતે સાધી શકાશે બધીએ આપત્તિઓમાં મધુસૂદન—શ્રી કૃષ્ણ આપણું રક્ષણ કરે છે; પરંતુ તે દેવકી—પુત્ર અહિંથી ઘણાજ દૂર છે, તેના સિવાય મારૂં હિત કરવા કોણ સમર્થ થઇ શકે એમ છે ! એમ કહી ગોવિન્દ શ્રી કૃષ્ણનું સ્મરણ કરવા લાગ્યા કે હે ઇન્દ્રિયોની ગતિને જાણનારા ગોવિન્દ! દુસ્તર એવા ગોત્ર-હિંસારૂપી સમુદ્રમાં દુઃખ વડે ડુબેલો છું તમે જો અમારા સહાયક અને રક્ષક કરનારા નહી થાઓ, તો અમે અશ્વમેધ યજ્ઞ કેવી રીતે કરી શકીશું. હે મધુસૂદન ! જે પ્રમાણે લજ્જા રૂપી સમુદ્રમાં ડુબેલી દ્રૌપદીને તમોએ તારી છે તે પ્રમાણે હે મધુસૂદન ! આ ગોત્ર—હિંસાથી થયેલા પાપથી અને તમો તારો, હે કૃષ્ણ ! હે ગોવિન્દ ! હે દયાસિન્ધુ દામોદર ! તમે જો અમારા રક્ષક નહી થાઓ તો પછી અમે એમજ સમજીશું કે અમારૂં દૈવ નષ્ટ થયું છે. એટલાં વિશેષણોથી યુકત "ગોવિન્દ—શ્રી કૃષ્ણ, એમ વાકય બોલે છે તથા કૃષ્ણની કથા રૂપી અમૃતને યાદ કરે છે તે અરસામાં સર્વવ્યાપી રમા પતિ, ભકત વત્સલ શ્રી કૃષ્ણ પોતેજ સાક્ષાત્ દ્વારમાં આવીને ઊભા રહ્યા અને દ્વારપાળને કહેવા લાગ્યા કે હું કૃષ્ણ આવી પહોંચ્યો છું. એમ યુધિષ્ઠિર રાજાને નિવેદન કર, કારણ કે રાજાઓને યોગ્ય સમયે ખબર મોકલાવ્યા પછીજ મળવું જોઇએ એવો વિદ્વાનોનો મત છે. એક સાધારણ પુરૂષના જેવું આવું શ્રી કૃષ્ણનું વાકય સાંભળી, દ્વારપાલ કહેવા લાગ્યો હે ગોવિન્દ ! ધર્મપુત્ર—યુધિષ્ઠિરને ત્યાં આપને જવાનો યોગ્ય સમયજ છે અને ધર્મરાજાએ આપ શ્રીને માટે મને કહી રાખ્યું છે કે શ્રી કૃષ્ણના દ્વાર સુધી આવી પહોંચ્યાના સમાચાર કહેવરાવવાના હોયજ નહી. તમારા સમાચાર તેઓને ત્યાં મોકલાવવાનાજ ન હોય કે જેઓ બીજાઓની નિન્દામાં રમી રહ્યા છે તેમજ બીજાઓનું દ્રવ્ય હરી લેનારાઓ છે. અને પારકી સ્ત્રીઓમાં કામ—બુદ્ધિથી ચિત્ત ભમાવ્યા કરે છે. હે શ્રી કૃષ્ણ ! આ ધર્મ રાજા તો દુષ્ટ —દુર્યોધનની જેમ પારકા દ્રવ્યની ઇચ્છા કરનારા નથી તેમજ નિન્દા કરનારા અને કામી પણ નથી. માટે આપ ધર્મરાજાને જઇને મળો અને તેમનો મનોરથ સફળ કરો, અર્જુનને અગ્રેસર કરીને ભીમસેન સહિત હે ગોવિન્દ ! તે ધર્મરાજા તમારૂં જ ચિન્તન કર્યા કરે છે. તેમની આશાને પરિપૂર્ણ કરો.

આ પ્રમાણે કહેતા તે દ્વારપાલને જનાર્દન શ્રી કૃષ્ણે ઉત્તર આપ્યો કે હે દ્વારપાલ મારી આજ્ઞાથી તું રાજા યુધિષ્ઠિરની પાસે જલદી જઇ પહોંચ. તારૂં કલ્યાણ થાઓ. એ પ્રમાણે શ્રી કૃષ્ણનો સંદેશો લઇને દોડતો દોડતો દ્વારપાલ ધર્મ નન્દન યુધિષ્ઠિર પાસે ગયો અને પ્રશસ્ત વાણીથી હસતો હસતો કહેવા લાગ્યો કે શ્રી કૃષ્ણ દ્વાર સુધી અવી પહોંચ્યા છે અને પ્રવેશ કરવા માટે ઈચ્છા રાખે છે. તે દ્વારપાળનું કૃષ્ણના સમાગમરૂપી વાકય સાંભળીને મહાબુદ્ધિ યુધિષ્ઠિર એકદમ આસન ઉપરથી ઉઠીને ભીમને કહેવા લાગ્યા. હે ભીમ ! શ્રી કૃષ્ણ આંહી આપણા દ્વાર સુધી આવી પહોંચ્યા છે. એમ દ્વારપાલ જણાવે છે. આ અર્ધ રાત્રિના સમયે તેઓ અવશ્ય મારૂં હિત કરવાને અથવા અશ્વમેધ યજ્ઞને પરીપૂર્ણ કરાવવામાં સ ાયક થવાને આવ્યા હોય એમ જણાય છે. માટે તું મારી સાથે ચાલ, જ્યાં મારા પ્રિય સુહૃદ્ શ્રીકૃષ્ણ આવી પહોંચ્યા છે ત્યાં સામા લેવા જઇએ. આમ કહી ધર્મરાજા યુધિષ્ઠિર પોતાના ભાઇઓને સાથે લઇને શ્રી કૃષ્ણનું સ્વાગત કરવા દ્વાર તરફ જ્યાં ચાલ્યા આવે છે એટલામાંતો શ્રીકૃષ્ણે મસ્તક નમાવીને યુધિષ્ઠિરને નમસ્કાર કર્યા યુધિષ્ઠિરે શ્રી કૃષ્ણને બે હાથ પકડી ઉભા કર્યા અને મસ્તક સુધી શ્રી કૃષ્ણને બાથમાં ઘાલીને આલિંગન આપ્યું તથા કૃષ્ણના શિર ઉપર પોતાના નેત્રોમાંથી આનન્દની અશ્રુધારાઓ ચલાવી. કૃષ્ણની બાથમાં યુધિષ્ઠિર લીન થયા અને યુધિષ્ઠિરની બાથમાં કૃષ્ણ [[1]આ અલૌકીક દર્શનનું સૌભાગ્ય જેને કપાળે લખ્યું હશે તેનો અન્તરાત્મા કયી સ્થિતિમાં હશે તે વાચકજ કલ્પના કરી લ્યે] સંતાયા. તે બેઉ જ્યાં ભેટે છે ત્યાં સમક્ષ ભીમે અને અર્જુને આવી શ્રી કૃષ્ણના ચરણાર વિન્દમાં પ્રણામ કર્યા તથા નકુળ અને સહદેવે પણ શ્રી કૃષ્ણને પ્રણામ કર્યા. ત્યાર પછી પુષ્પ ચંદન વગેરે અર્ધ્ય ક્રિયાથી શ્રી કૃષ્ણનું પૂજન કરી પાંડવો વિસ્મિત થયા અને આનંદ પામ્યા. સતી શીરોમણી શ્રી દ્રૌપદીજીએ સમીપ આવીને શ્રી કૃષ્ણને નમસ્કાર કર્યા તથા હસતાં હસતાં બોલી કે, હે વીર પાંડવો, શ્રી કૃષ્ણ અર્ધરાત્રિએ આવી પહોંચ્યા એમાં શું વિસ્મય પામોછો, જ્યારે આપને પહેલાં અર્ધરાત્રિએ દુર્વાસા ઋષિથી ભય પ્રાપ્ત થયો હતો. ત્યારે મધુસૂદન શ્રી કૃષ્ણ તે ભયથી તમારૂં રક્ષણ કરવા માટે આવી પહોંચ્યા ન હતા શું ? તેમજ ભર સભામાં પણ કૃષ્ણજ વસ્ત્ર રૂપી થઇને મારી લજ્જાની ઉપેક્ષા કરનારા તમારા સમક્ષ પણ આવી પહોંચ્યા ન હતા શું? ભક્તજનોની ઉપર દયા કરવા માટેજ તેનો શ્રી કૃષ્ણનો આવિર્ભાવ થયાજ કરે છે જે સમયમાં મારી માતા ધરિત્રી, પીતા, બાન્ધવો તેમજ તમો પતિઓ મારૂં રક્ષણ કરવા સમર્થ થઈ શકયા નહતા, તે આપત્તિના સમયે પણ આ શ્રી કૃષ્ણેજ મારૂં રક્ષણ કર્યું છે. આપણે જ્યારે વનમાં વસતા હતા ત્યારે દુષ્ટ દુર્યોધને શાપ અપાવવાના હેતુથી મોકલાએલા મુનિ શ્રેષ્ઠ દુર્વાસા ઋષિ પોતાના હજારો શિષ્યોની સાથે આપણી ઝુંપડીમાં પધાર્યા હતા ત્યારે પણ તેમના સ્વાગતનું સામર્થ્ય મેળવવા માટે મેં મનમાં દયા સિન્ધુ–જનાર્દન શ્રી કૃષ્ણનું ધ્યાન ધરતાંજ પોતાના ખોળામાં રહેલી પ્રિયતમા લક્ષ્મીનો પણ ત્યાગ કરીને વાયુ વેગે ત્યાં પધાર્યા હતા અને ગંધવાની ત-

[1] અનુવાદક

પેલીના ખુણામાં ચોંટી રહેલા શાક–પાંદડાને તે ઋષિ ગણોને જમાડી અત્યંત તૃપ્ત આ કૃપાળુએજ કર્યા હતા. હે ભરત કુળમાં જન્મ પામેલા યુધિષ્ઠિર, જ્યારે જ્યારે આ પૃથ્વી ઉપર તેમના સજ્જન ભક્તોને કાંઇને કાંઇ દુઃખ ઉત્પન્ન થાય છે. ત્યારે ત્યારે જો કૃષ્ણને યાદ કર્યા હોય તો તે તુરતજ પોતે આવીને ભક્તજનોનું રક્ષણ કરે છે, આ પ્રમાણે દેવીશ્રી દ્રૌપદીજીએ સ્તુતિ કર્યા પછી શ્રી કૃષ્ણ અત્યંત પ્રસન્ન થયા અને બેઠા, ત્યાર બાદ ધર્મરાજા શ્રી કૃષ્ણને નીચે પ્રમાણે કહેવા લાગ્યા—

હે શ્રી કૃષ્ણ ! ગોત્રહત્યાથી દુઃખી થતા મેં હમણાંજ તમોને યાદ કર્યા, તુરતજ ભક્ત જનોને આધીન થઇ આપે દર્શન આપ્યું. હે જનાર્દન ! મેં ધારેલું કાર્ય આપનું સ્મરણ કરતાંજ દર્શન થવાથી અવશ્ય સફળ થશે એમ માનું છું. હે કેશવ ! મને અશ્વમેધ યજ્ઞ કરવાની મતિ ઉત્પન્ન થઇ છે. જો હું આ પૃથ્વી ઉપર તેવો યજ્ઞ કરવાને સમર્થ થઇ શકતો હોઉં એમ આપના ખ્યાલમાં આવે તોજ, મને તે યજ્ઞ હિતકર થાય એમ કહો. યુધિષ્ઠિરનું આવું વચન સાંભળી શ્રી કૃષ્ણ તેને કહેવા લાગ્યા હે ધર્મનન્દન યુધિષ્ઠિર આ પૃથ્વી ઉપર ઘણાએ ક્ષત્રિય વીરો પોતાનાં ક્ષાત્રતેજથી તપી રહ્યા છે તેવા સમયમાં હું ધારૂં છું કે તમોએ ધારેલો અશ્વમેધ યજ્ઞ સફળ નીવડશે કે કેમ તે વિષે મને તો શંકાજ રહે છે. હે રાજેન્દ્ર ! ભીમની સાથે મન્ત્ર કરવાથી તેની હિમ્મતથી યદ્યપિ તમારા આવા રૂડા કામમાં મતિ થાય છે, પરંતુ તે બહુજ ખાનારો હોઇ સાહસી છે અને તેથી કોઇ પ્રકારના નિર્ણયને તે જાણી શકતો નથી, તેમજ સારી મતિ પણ આપી શકતો નથી. કારણકે જેનું ઉદર મોટું હોય છે તે મંદ બુદ્ધિ વાળો હોયછે એમાં કાંઇ સંશય નથી. વળી વિવર્ણ નામની (હિડિમ્બા) રાક્ષસી આની સ્ત્રી થાય તેવી સ્ત્રી જેના ઘરમાં હોય તે બીજાને સારી બુદ્ધિ કદાપિ આપી શકતો નથી તે રાક્ષસીના સહવાસથી આ ભીમસેનની બુદ્ધિ મંદ થઇ ગઇ છે તેથી આવા ભગીરથ કાર્યમાં ભીમસેન તમોને કાંઇ સાચી સલાહ ન આપી શકે ! આવા અલ્પ મતિ વાળા ભીમસેનની સલાહથી તમો આવું મોટું કાર્ય સફળ કરવા તત્પર થાઓછો તેથી હું માનું છું કે જેનો મંત્રી વૃકોદર ભીમ છે તેવા આપનો યાગ તો બહુ સારી રીતે થઈ ચુકયો. જેમાં અંગો વિકલ હોય તથા જેઓ અમુક અંગ વિનાના હોય, બહેરા હોય, જેવી તેવી સ્ત્રીઓમાં કામાધીન થઇને ફરનારા હોય, તેવા પુરૂષોએ આપેલો નિર્ણય સુખકર હોઈ શકતોજ નથી તેમ પંડિત લોકો કહી ગયા છે કામી પુરૂષો, જડ બુદ્ધિવાળાઓ તથા જેઓ સ્ત્રીઓથી જીતાએલા હોય. તેમજ જે સસરાને ઘેરે હંમેશા જમાઇ સર્વ કામ કરનારો હોય, તેવાઓએ કરેલો મંત્ર–વસ્તુ નિર્ણય કાર્યસિદ્ધિમાં કદાપિ ઉપયોગી હોઇ શકતો નથી, આપણા ભીમસેન તો જરાસંધ અને હિડંબાસુરને અને બકાસુરનેજ ઓળખી–કે જીતી શકે છે; પરંતુ યુધિષ્ઠિરજી હવે તો તે સમય ચાલ્યો ગયો છે, હાલમાં તો જે ક્ષત્રિઓ અત્યંત બળવાળા પરાક્રમી ઉત્પન્ન થયા છે કે જે રાજાઓને ભીમસેને રાજસૂય-યજ્ઞમાં જોયા પણ નથી. તેઓ ધર્મિષ્ઠ છે. અત્યંત પરાક્રમ વાળા છે; દાન કરવામાં સમર્થો છે. તેમજ જિતેન્દ્રિય પણ છે. તે સર્વે ઘણી

સંખ્યા વાળા હોઇ. પોતાના બાહુ બળથી ગર્વિત થએલા છે. તે સર્વેને આ બર્હ્વાંશી ભીમ જાણતોજ નથી. જેમ અર્જુન જયદ્રથનો વધ કરવા માટે મારી સાથે મંત્ર–વિચાર નિર્ણય–કર્યા સિવાય પ્રતિજ્ઞા કરી હતી તે જેમ એક સહાસ જેવું થઇ પડયું હતું તેમજ હે મહારાજા યુધિષ્ઠિર ! હમણાં પણ ભીમસેનનાજ બળથી તમો યજ્ઞનો પાર કેવી રીતે પામી શકશો તેમ મને વિચાર થયા કરે છે, હે પાંડુ પુત્ર ધર્મરાજ ! હે પૃથ્વી પાલક ! આ યજ્ઞમાં પણ અર્જુનની પ્રતિજ્ઞા જેવુંજ તમોએ સાહસ કર્યું હોય એવુંજ મારૂં માનવું છે. હે ભારત ! સર્વે દિશાઓમાં ફરતા ઘોડાની કેવી રીતે રક્ષા કરી શકશો. કારણ કે ઘોડો દેવલોક, ગન્ધર્વ લોક અને મનુષ્ય લોકમાં ફરશે વળી જે વીરો આ અશ્વમેધના ઘોડાને પકડશે, તેઓને પણ જીતવા પડશે. પહેલાં તો યજ્ઞકર્મની દીક્ષા લઇને તમારે **'અસિપત્ર'** વ્રતનું આચરણ કરવું પડશે. ત્રેતાયુગમાં શ્રી રામચન્દ્રજીએ બ્રહ્મહત્યા–(રાવણહત્યા)ના દોષના નિવારણ માટે જ્યારે અશ્વમેધ–યજ્ઞ આરંભ્યો હતો ત્યારે યજ્ઞના અશ્વને ચારે દિશાઓમાં ફરવા માટે મોકલ્યો હતો ત્યારે તે ઘોડાની સાથે પોતાના વીર ભ્રાતા ભરતની તથા વીર સુરથની યોજના કરી હતી. ઘોડો ફરતો ફરતો શુક્તિમતી નગરી પ્રત્યે ચાલ્યો, જ્યારે ઘોડાની સાથે મોકલેલા સર્વે વીરો હાર્યા ત્યારે રઘુકુળ દીપક શ્રી રામચન્દ્રજીએ પોતાના પરાક્રમથી તે ઘોડો છોડાવ્યો અશ્વમેધ યજ્ઞમાં આવાં વિઘ્ન અકસ્માત્ આવી પડે છે. તમારા ઘોડાનું મારો સખા પૃથાનો પુત્ર અર્જુન રક્ષણ કરવા જશે, તોપછી અહીં તમારૂં રક્ષણ કોણ કરશે. કદાચિત્ અર્જુન પણ રણયુદ્ધમાં સપડાયો તો તેને છોડાવવા કોણ જશે કારણકે કોઇપણ વીર ઘોડાના રક્ષકને પણ અવશ્ય પકડશે માટે હે ધર્મ નન્દન યુધિષ્ઠિર ! મારા અંતઃકરણમાં આ બાબતનોજ તીવ્ર સંશય રહ્યા કરે છે. ॥ ૨ ॥



## પ્રકરણ ૩ જું

### ભીમસેન વાક્ય.

વસુદેવ શ્રી કૃષ્ણનાં આવાં વાકય સાંભળીને ભીમ મેઘ સમાન ગંભીર વાણીથી જાણે કેશવની મશ્કરી કરતો નહોય તેમ બોલવા લાગ્યો કે હે કૃષ્ણ ! વીરોથી પૂજાએલો આજ સમય સાહસ કરવાને માટે મને તો રમ્ય લાગે છે અશ્વમેધ જેવો મહાયજ્ઞ ધર્મરાજાથીજ થઈ શકે એમ છે. હે જનાર્દન ! મેં તો તમારૂં સારી રીતે ચિન્તન કરીને ધર્મરાજા યુધિષ્ઠિરને પ્રત્યુત્તર આપ્યો છે. હે દેવ ! સ્થૂળ ઉદરવાળા મતિહીન હોય છે. એ આપનું કહેવું સાચુંજ છે. તેમજ તમોએ કહ્યું કે બર્હ્વાંશી પણ મતિહીન હોય છે એ પણ હું તો સાચુંજ માનું છું એ બધું આપના શરીરમાં મેં પણ જોયું. તમારા ઉદરમાં આ સર્વ ચરાચર જગત્ શોભી રહ્યું છે. મને તો તમારા શ્રી કૃષ્ણ સિવાય બીજો કોઇ સ્થલોદર નજરે પડતો નથી. બર્હ્વાંશી પણ તમારાથી બીજો કોણ ચડી શકે એમ હતો. બ્રહ્મા વગેરે દેવતાઓ, નદીઓ તથા સાગર, મહાસાગર વગેરે. તેમજ સર્વેના આધારરૂપ સર્વે દિશાઓ. બધું તમારા ઉદરમાં શું નથી સમાઈ જતું ! તમારા કરતાં કોઇ

વધારે સ્થૂલોદર થયો નથી તેમ થનાર પણ નથી, સ્થૂલોદર એવા આપ મારા ભોજ્ય તથા ઉદરની પ્રશંસા (નિન્દા) કરતાં શું તમને શરમ નથી થતી ! કે તમો પોતે સર્વગુણ ( ! ) સંપન્ન હોઇને મારી જુઠી પ્રશંસા કરો છો ! લક્ષ્મીના અવતાર રૂપ રૂક્મિણીને પરણીને પણ જામ્બવતી જેવી વાનરી સ્ત્રીને માધવ સિવાય કોણ પરણે! ખરેખર કેશવ ( ! ) તમો પોતેજ ગુણજ્ઞ ( ! ) જણાઓ છો હો, વરાહ, મત્સ્ય અને કૂર્મ જેવી જાતિઓમાં જન્મ લેવો એતો તમનેજ ઇષ્ટ હોય પુરા કાળમાં બલિરાજાને છેતરવા માટે વામનનો અવતાર પણ આપેજ લીધો હતો ને ? માટે તમો જે મારામાં દોષો જુઓ છો એથી એ વધારે દોષો તમારામાં હોવા છતાં હું સમજું છું કે કેવળ તમને મ્હેણાંજ મારતાં આવડે છે. વળી મોટામાં મોટી તો એજ શરમની વાત છે કે કામદેવ પણ તમારે ત્યાંજ પુત્ર થઇને અવતર્યા ! સ્ત્રીઓથી જિતાએલો તમારા સિવાય કોઈ અન્ય મને નજરેજ પડતો નથી ! રૂક્મિણી વગેરેના હઠને આધીન થઇને દેવતાઓના મહાતરૂ પારિજાત જેવા કલ્પવૃક્ષને જડ મૂળથી ઉખેડીને આ પૃથ્વી ઊપર લાવ્યા છો ! તમારો હંમેશાનો નિવાસ પણ તમારા શ્વશુર ક્ષીરસાગરમાંજ છે ! આ બધા આપના રમ્ય ( ! ) ગુણો કહ્યા બીજા ઘણા એ આપના સદ્ગુણો ( ! ) છે પણ હવે તે બધાનું વર્ણન કરવું આંહિ હું ઉચિત નથી ધારતો, ખાલી નરાધિપ-યુધિષ્ઠિરને ડરાવીને યજ્ઞ કર્મ શા માટે દૂષિત કરો છો. જે મેં પહેલાં જરાસંધ વગેરે પ્રબળ યોદ્ધાઓને જીત્યા છે તે આપને અગ્રેસર કરીનેજ જીત્યા છે હાલ પણ તેવા પ્રબલ યોદ્ધાઓને, આપને અગ્રેસર કરીનેજ જીતી શકીશું કોઇ પણ વીર ભલેને પર્વતોને ચારો તરફ વિખેરતો પૃથ્વીને પોતાના બાહુ વડે કરીને ઉંચી કરી રાખે, તોપણ યુધિષ્ઠિર રાજાને અશ્વમેધ-યજ્ઞ અવશ્ય કરાવીશ. ધર્મરાજાનું ચિન્તવેલું કાર્ય અન્યથા હોઈ શકેજ નહી. કૃષ્ણને અવશ્ય પધારવું પડશે અને મારૂં પ્રિય તે અવશ્ય કરશે. આ પ્રમાણે હે કૃષ્ણ અમોએ પહેલેથી વિચાર કરી રાખ્યો છે તો પછી આપ આંહિ પધારીને નિર્ણીત કરેલા કર્મને અન્યથા કેમ કરી શકો ? હે દેવકી પુત્ર ! તમારો આશ્રય અમને સફળ થાઓ. પિપાસાથી અત્યંત પીડાતો ચાતક લાંબે સમયે પણ ઉંચી ગરદન રાખીને મેઘના ઉદયને અભિલાષા પૂર્વક ઝંખ્યા કરે છે. તેવા પિપાસાથી આતુર ચાતકના ગળામાં જો મેઘ ખેરના અંગારાની વૃષ્ટિ કરે તો પછી બાપડો ચાતક તેને શું કરી શકનાર હતો, કાદવમાં ખુચી ગયેલી ગાયનુ રક્ષણ કરવાને તેનો સ્વામી પ્રાપ્ત થવાથી તે અત્યંત ખુશી થાય છે. પણ જો તે ગાયનો સ્વામી ઊદ્ધાર ન કરી શકતાં તેણીને ડુબાવતો જાય તો પછી હે જનાર્દન ! તે ગાય કોની પાસે જઇને પોતાનું દુઃખ રડવાની હતી અમારી પણ તેવીજ અવસ્થા તમારો આશ્રય કરીને પણ દેખાય છે. આ પ્રમાણે કૃષ્ણૈકશરણ-ભીમનું વચન સાંભળીને જનાર્દન શ્રી કૃષ્ણ મોટા હર્ષથી તેજને વધારતા ન હોય? તેમ કહેવા લાગ્યા હે ભીમ ! તને ધન્યવાદ છે તારૂં કલ્યાણ થાઓ, મને આલિંગન આપ તારા આ વાક્યથી મારૂં મન બહુજ સંતોષ પામ્યું છે; પરંતુ હું ધર્મરાજાને એક વાક્ય

પુછું છું કે ધર્મરાજા કૌરવને દ્રોણાચાર્યને, ભીષ્મને, કર્ણને, તથા બીજામિત્રો સગા વહાલાઓને રણમાં માર્યા ને આટલા ભય વિહ્વલ થઇ અશ્વમેધ યજ્ઞ શા માટે કરે છે. તેઓ સગાઓને ભાઇઓ વગેરેને માર્યાનું પાતક પોતાના દેહમાં લાગ્યું છે એમ જો માનતા હોય તો તે બધું પાતક ધર્મરાજા મારા હાથમાં અર્પણ કરી દે મને તેઓએ અર્પણ કરેલા સર્વ પાપનો નાશ હું કરીશ. ધર્મરાજા પવિત્રજ બન્યા રહે.

શ્રી કૃષ્ણનું આવું ગમ્ભીર વાક્ય સાંભળી ભીમ બોલ્યો કે હે દેવના દેવ! તમારા હાથમાં અર્પણ કરેલી પ્રત્યેક વસ્તુઓ થોડી હોયતો પણ બહુ થઇ જાય છે? આ બધું યુધિષ્ઠિર રાજા જાણતા હોવાથી પોતે કરેલી ગોત્ર હત્યાનું દુષ્કૃત તો તમારા હાથમાં તેઓ નજ આપી શકે? તથાપિ પાણ્ડુ પુત્ર તે યુધિષ્ઠિર યજ્ઞથી થયેલા પુણ્યને આપશ્રીના કરમાં અવશ્ય આપશે હે લક્ષ્મી પતે! હું અશ્વને માટે ભદ્રાવતી નગરી પ્રત્યે જાઉં છું, જ્યાં સુધી હું ઘોડાને લઇને પાછો આવું ત્યાં સુધી આપ યુધિષ્ઠિર રાજાનું રક્ષણ કરો. કેવળ યુધિષ્ઠિર રાજા સુરક્ષિત હશે તો સર્વે ધાર્મિક સિદ્ધિઓ સફળ થશે. હે દેવેશ! આ વાત આપને સત્ય કહું છું કે પુણ્ય કર્મ સિવાય જીવાત્માઓ-અલ્પજ્ઞો બીલકુલ શોભી શક્તાજ નથી, અને અમારા પુણ્ય કર્મોથી થયેલું પુણ્ય અમારા હાથમાંથી આપજ ગ્રહણ કરો. હે દેવકી પુત્ર! આ યુધિષ્ઠિર રાજા કાંઇ ફલનીઆશા રાખનારા નથી. તેમ હું પણ પુણ્ય કર્મના ફળની અભિલાષા રાખનારો નથી. પરંતુ હરિ-કૃષ્ણ વિના વૈકુંઠ વગેરે તે લોકો અમોને પ્રિય તેમજ સુખ આપનારા હોઇ શકેજ નહી. તમારી સંગતિ અભેદ-બુદ્ધિ અમોને સર્વદા હો. જૈમિનિ ઋષિ કહેવા લાગ્યા કે હે જનમેજય રાજા! ભીમસેનનું કૃષ્ણ પ્રત્યે સલાહ કારક વાકય સાંભળી યુધિષ્ઠિર ઘણાજ પ્રસન્ન થયા અને કૃષ્ણની સાથે ભોજન કર્યું અને પોતાના મહેલમાં શ્રી કૃષ્ણ સાથે આનન્દ પૂર્વક નિદ્રાદેવીને આધીન થયા.

પ્રાતઃકાળ થતાંજ ભીમ કર્ણ, પુત્ર વૃષકેતુ, તથા મહાપરાક્રમી મેઘવર્ણ એમ ત્રણે વીરોએ માતા કુન્તીજીને યુધિષ્ઠિર રાજાને અને કૃષ્ણચંદ્રને તથા અન્ય માનનીય વડીલોને પ્રણામ કરી ભદ્રાવતી નગરી પ્રત્યે પ્રયાણ કર્યું. કુન્તી માતાએ પાથેય (ભાતા) તરીકે ભીમસેનને મોદક આપ્યા વૃકોદર ભીમ પોતાની માતાએ આપેલા મોદકોનું પ્રાશન કરી અત્યંત તૃપ્ત થયો. માતાના હાથનો ભીમના ભોજનને સ્પર્શ થયા સિવાય ભીમની તૃપ્તિ થોડીજ થવાની હતી? વળી બીજા લાડુઓને ભીમે મેઘવર્ણના હાથમાં આપ્યા. અને ત્યાંજ અર્જુનને આલિંગન આપી નીચે પ્રમાણે કહેવા લાગ્યો કે હે પૃથા પુત્ર અર્જુન! રાજા યુધિષ્ઠિરનું અને બ્રાહ્મણોનું રક્ષણ કરો અને અશ્વમેધોપયોગી તે ઘોડાને લઇને હું જલદી આપ સર્વની પાસે પહોંચી ગયો-છું એમજ મને જાણો. કેશવ શ્રી કૃષ્ણને પ્રસન્ન જોઇને મારૂં મન ઘણુંજ સંતુષ્ટ થયું છે. મારા સહાયક વૃષકેતુ અને મેઘવર્ણ પણ મારા આ ઉદ્યોગ પ્રત્યે અત્યંત પ્રસન્ન થયેલા જણાય છે. હે પાંડુ પુત્ર અર્જુન! વાસુદેવ શ્રીકૃષ્ણના સ્મરણથી સર્વે ઉપદ્રવો તથા પાતકો જેમ નાશ પામી

જાય છે. તેમજ આપણા શત્રુઓ પણ તે સમર્થના સ્મરણ અને શરણથી નાશ પામી જશે. કેશવના પ્રસાદથી ઘોડા સહિત અને તેના લશ્કર સહિત યૌવનાશ્વરાજાને તમારી પાસે પહોંચાડયો છે એમ સમજજો. શ્રી કૃષ્ણ પ્રસન્ન હોય ત્યારે મારા હૃદયમાં સંશયને સ્થાન હોયજ નહી. એ પ્રમાણે અર્જુનને કહી ભદ્રાવતી નગરી પ્રત્યે બુદ્ધિશાળી તે ભીમ પૂર્વદિશામાં મુખ રાખીને પગે ચાલતોજ વૃષકેતુ અને મેઘવર્ણની સાથે રવાના થયો. અનેક દેશોને ઓળંગીને તે ભીમ ત્રીજેજ દિવસે બેઉ વીરપુત્રો સાથે પહોંચ્યા. હે કુરૂકુલદીપક જનમેજયરાજા ! કેટલાએક વીરોથી રમ્ય જણાતી અને યૌવનાશ્વરાજાથી સુરક્ષિત રહેલી તે નગરીને ભીમે પર્વત ઉપર ચઢીને જોઈ તે ભદ્રાવતી હજારો બગીચાઓથી સુશોભિત અને ચારે તરફથી વીર સૈનિકોથી વ્યાપ્ત હતી. સુન્દર જલથી ભરેલાં તળાવોથી તે નગરીના જોનારને વિસ્મય પમાડે તેવી, શણગારાએલી પવિત્ર તે નગરી કે જેમાં એટલાતો સ્તમ્ભો હતા અને એટલો તો હોમ–ધૂમ હતો કે રાજમાર્ગ કયાં છે ! તે પણ દૃષ્ટિ ગોચર થતું ન હતું. વેદોના ઘોષો–અવાજોથી અને ધનુષ્યના ટંકારોથી ગામ બહાર શબ્દ પણ સંભળાવો મુશ્કેલ હતો. રમ્ય તોરણોથી, સુંદર મહેલોથી, વિવિધ મંડપોથી અને સંન્યાસીઓના મઠોથી તથા અન્યસત્રોથી કિલ્લાઓ અને ખાઇઓથી વિભૂષિત તે ભદ્રાવતી નગરીને જોઈ ભીમ, વૃષકેતુ અને મેઘવર્ણ વગેરે વીરો અત્યંત સંતુષ્ટ થયા. પાસેજ એક ફલિત વૃક્ષોથી વ્યાપ્ત ઉપવન ભીમની દૃષ્ટિએ પડયું, જે ઉપવનમાં ફલિત થયેલી કેળો, પોતાના ઘણા ફળોના ભારથી નીચે વળેલી હોઇને સદ્ગુણી, નમ્ર સજ્જનોની માફક ઘણીજ શોભા આપતી હતી. સીધા અને ઉંચા નરીકેલનાં વૃક્ષો પણ, પોતાના સુંદર ગોળાકાર ફળો વડે, સત્પુરૂષોથી કુળો–વંશો જેમ શોભી ઉઠે તેમ દૃષ્ટિગોચર થતા હતા, તેમજ પોતાના ફળો વડે મનુષ્યોના વચનોની હંમેશાં રક્ષા કરતા હતા વળી સોપારિના વૃક્ષો પણ તે બગીચામાં સર્વ કાર્યો કરતા હતા. પનસનાવૃક્ષો પણ સર્વાંગમાં થયેલા કંટક સહિત પોતાના ફળો બડે બીજાઓની તૃપ્તિને માટે ઉભેલા હોય તેમ હે જનમેજય રાજા ! ભીમે જોયા. મનુષ્યના તાપ અને સંતાપને હરીલેનારા પોતાના સંકુચિત ફળોથી વ્યાપ્ત એવા ઘણીજ સંખ્યાઓને પામેલા હજારો ખજૂરના વૃક્ષોને પણ ભીમે તે બગીચામાં જોયા. વળી પોપટો જેના ઉપર બેસી રહ્યા છે એવા ફાટેલાં પોતાના દાડિમ-ફળોથી દાડિમ્બીઓ પણ જેમાં દીપી રહી છે. સુંન્દર વર્ણવાળા બીજોરાંઓ પણ મનુષ્ય ઉપકાર કરનારા જેમાં શોભી રહ્યાં છે. લુબ્ધ કોકિલાઓથી, હરિણોથી અને મયૂરોથી જે ઇક્ષુ દંડો ( શેરડીઓ ) નો સજ્જન પુરૂષો માધવ–શ્રી કૃષ્ણના ગુણોના સેવન કરે તેમ વસન્તના ગણભૂત આવા રસયુક્ત મેવાઓનો આ સ્વાદ લેવાય છે. જેમ હરિનું નામ સ્મરણ સુન્દર રૂચિને અને ઉત્તમ ગતિને આપે છે તેમ પાંચે રંગોથી સુશોભિત કરમદીના ફળો જેમાં શોભી રહ્યાં છે. છુટા મુકેલા જલયંત્ર ફુવારા,નું જલ હોજોમાં ભરાઇને અને ર પ્રકારનાં વૃક્ષોને તેમજ અતિથિઓને આતિથ્ય સતકારની માફક પ્રસન્ન કરે છે.

બીજોરાં, નારંગી, મુસમ્મી અને આમળાના વૃક્ષો તેમજ જાંબુડાઓ લીસડાઓ, બદામો, અને અખોડનાં વૃક્ષો, તેમજ આમલી, બોરડી, પુષ્પિત થએલાં અશોક વૃક્ષો અને તેવાજ ચમ્પાના વૃક્ષો, નાગ કેશર, કેશર, બકુલ વૃક્ષો, અને પવિત્ર પાટલ વૃક્ષો, પોપટ, મયૂર, સારિકા અને ભ્રમરાઓના કલરવથી ગાજી રહેલા સુવર્ણ કેતકી, જાઇ માલતી અને મોગરાના સુગંધિત છોડવાઓ જે વનમાં વિલસી રહ્યાં છે, ગુલાબ ગલગોટા અને કરણેના છોડવાઓ જ્યાં પોતાનાં પુષ્પો વડે મ્હેકી રહ્યા છે. એવા સુગન્ધિત વૃક્ષો વાળા વનને જોઇને ભીમ અત્યંત પ્રસન્ન થયો, વીર કર્ણપુત્ર વૃષકેતુને આ મોટું વન દેખાડીને તથા રમણીય ભદ્રાવતી નગરીને દેખાડી તથા જેમાં રત્નો જડયાં છે, રૂપાની શિલાઓથી જેની પાળ તથા આરો બંધાએલો છે, શીત અને પવિત્ર જેમાં જળ ભરાએલું છે. અને ક પ્રકારના પંખીડાઓથી કેશવ શ્રીકૃષ્ણના માનસ–સરોવરની માફક સુંદર દેખાતા, ખાસ ઘોડાના જલ-પાન માટેજ બનેલા તે સુન્દર તળાવને વૃષકેતુને દેખાડી ભીમસેન કહેવા લાગ્યો કે હવે આપણે શું કરવું જોઇએ. મધ્યાહ્ન-સમયે તે અશ્વમેઘોપયોગી ઘોડાનો આપણને અહિં સમાગમ થશે, અત્યંત બલવાન્ અને સંગ્રામ કરવામાં ચતુર એવા વીરો તેની રક્ષા કરતા હશે જેમ કૃપણ જનો પોતાના ધનનો ત્યાગ નથી કરી શકતા તેમ તે વીરો પોતાના પ્રાણોનું બલિદાન આપીને ઘોડાને છુટો નહિ કરી શકે. માટે જ્યાં સુધી આ સુંદર તળાવમાં તે ઘોડો પાણી પીવાને માટે આવે ત્યાં સુધી આપણે ત્રણે, લતા અને વૃક્ષોથી વ્યાપ્ત એવા આ પર્વતમાં ઉભા રહીએ, ભલેને ઘણાએ વીરોથી તે ઘોડાનું રક્ષણ થતું હોય, પણ તેને અવશ્ય પકડીશું એમાં સંશય છેજ નહિ. મહા બળવાન હું પોતેજ પહેલાં સેનાના મધ્ય ભાગમાં જઇશ. મારી પીઠનું રક્ષણ કરનારા હે માનનીય બન્ને વીરો તમે સમર્થ થાઓ એ પ્રમાણે કરેલો મંત્ર-વિચાર નિર્ણય આપણને અવશ્ય યશ આપનારો થઈ શકશે.

## પ્રકરણ ૪ થું.

### યૌવનાશ્વ અને વૃષકેતુ.

ભીમસેનનું આગળ જણાવ્યા પ્રમાણે વચન સાંભળીને તે કર્ણ પુત્ર-વૃષકેતુ ઉત્તર આપવા લાગ્યો કે હે ભીમસેનજી ! આ યૌવનાશ્વ રાજા પાસે દસ અક્ષૌહિણી સૈન્ય છે એમ સંભળાય છે તેમાંથી ઘણા ખરાઓ ઘોડાની રક્ષા માટે અવશ્ય આવશે. તે સર્વે તમારા બાહુ બળનો આ સ્વાદ લઇને આ સંસારમાં હતા ન હતા થઇ જવાના, જેમ મનુષ્યોનાં પાતકોના સમુદાયો ગંગા તટને પામીને વિનાશને પામે છે તેમ હે ભીમસેનજી! તમારા શત્રુઓની પણ તેજ દશા થવાની છે, પરિતાપથી દારૂણ એવું કાલકૂટ વિષ ત્યાં સુધીજ પોતાની વિષ (મ) તા જણાવે છે કે જ્યાં સુધી તે રૂદ્ર-મહાદેવની સમીપ પહોંચ્યું નથી, તેમજ કામી પુરૂષો પણ ત્યાં સુધી વિષયોથી પીડાય છે કે જ્યાં સુધી તેઓ બ્રહ્મ–વિચારથી સંગત થયેલા ન હોય. આ સંસારમાં પ્રાણીઓનું જવું આવવું ત્યા સુધીજ સંભવી શકે છે કે જ્યાં સુધી

વાસુદેવ-શ્રી કૃષ્ણનું સ્મરણ તેઓને ન થયું હોય! પિતૃઓનું બન્ધન તથા નરક-પતન ત્યાં સુધીજ માની શકાય કે જ્યાં સુધી ગયા-ક્ષેત્રમાં પિંડને આપનાર કુલ-વાન્ પુત્ર ઉત્પન્ન ન થયો હોય, હે વૃકોદર ભીમસેનજી! ધર્મ રાજાના નિમિત્તે અને કૃષ્ણની પ્રીતિને માટે તે ઘોડાને પકડવામાં અવશ્ય સિદ્ધિનાં ચિન્હો જોઇ શકાય છે. જુઓ જુઓ આ મદોન્મત્ત હાથીઓ કે જેના ઉપર ભ્રમરાઓ ગુન્જારવ કરી રહ્યા છે, તેમજ હાથણીઓ અને તેમના બચડાં-ઓ કાજળના પર્વતની જેમ આ તરફ આવી પહોંચ્યા છે. આ હાથીઓ એવા તો ઉન્મત્ત બની ગયા છે કે નિર્મળ જળનું પાન તેઓ કરતાજ નથી તેઓ ડોળાએલું પાણી વધારે ઉપયોગમાં લે છે. વળી ઉપર બેઠેલા માવતોથી અંકુશમાં રખાયેલા આમ તેમ ડુબકાં મારે છે અને બહાર આવે છે અને કામી પુરૂષોની જેમ હાથણી-ઓએ પોતાની સૂંઢ વતી આપેલા પ્રેમ જળોથી પ્રસન્ન થયેલા દેખાય છે. જે જળ-થી તેઓ જીવી શકે છે તેજ જળને તેઓ મલીન બનાવી દે છે. અત્યંત લાલ એવા પોતના ગણ્ડસ્થળથી સિન્દૂર ખરી પડ-વાથી મદજળ વિનાના બનેલા હસ્તીઓ-ના ગણ્ડ સ્થલોને છોડીને કમલીનીના વન-માં આ ભ્રમરાઓ પેસતા જાય છે. તે ભ્રમ-રાઓ એમજ માને છે કે મલીન હાથીઓમાં પ્રીતિ નકામી છે. રાજહંસો કૃપા યુક્ત બની ને મૃણાલ-કમલિનીઓનાં મધુયુક્ત બિસ તન્તુઓ ભ્રમરાઓને આપતા હોવાથી જાણે પ્રાણીઓની સાથે સામ્યતા પામ્યા ન હોય તેવા જણાય છે. જેમ દરિદ્ર પુરૂષો ધનને પ્રાપ્ત કરીને ઉછાળા માર્યા કરે તેમ જળમાં મત્સ્યો પણ ઉછાળા મારી રહ્યા છે તેમજ ચક્રવાક અને ચક્રવાકીઓનાં જોડલાંઓ પ્રેમભર્યાં મળેલાં હોઇ આ તળાવ ઉપર નજરે પડે છે. હે મહા બળવાન્ ભીમ-સેનજી! હાથીઓના આવ્યા પછી ત્વરા યુક્ત ઘોડાઓ આવવા લાગ્યા છે. તે ઘોડા-ઓ ગાયના દુધની સમાન શ્વેત વર્ણના અને મહારથીઓથી રક્ષા કરાએલા છે. હે પાણ્ડુ પુત્ર ભીમસેનજી! જુઓ ઘોડાઓથી કેટલી રજ આકાશમાં ઉડી રહી છે! તેમજ અનેક પ્રકારનાં વાદિત્રોનો ઘોષ કર્ણ ગોચર થાય છે. પતાકાઓ ફડકતી ગગનમાં ગયેલી હોઈ કાલ-જીહવાની માફક નજરે પડે છે હે મહાબાહુ ભીમસેનજી! અવશ્ય યૌવ-નાશ્વ રાજાજ આવેલો હોવો જોઇએ એમાં સંશય છેજ નહિ, જુઓ ધીર એવા વીર પુરૂષોના હજારો મંડલો જણાય છે. તેમની ધ્વજાઓમાં ગૃધ્રનું ચિન્હ જણાય છે પણ તે કોનું હશે એ અમો જાણી શકતા નથી ધ્વજામાં રહેલો શુક પણ નજરે પડે છે અને દુંદુભી (નૌબત) અવાજ કરી રહ્યાં છે. આવા યૌવનાશ્વની પાછળ ઘણાએ રણ વિશારદ વીરો ચાલ્યા આવે છે. એ પ્રમાણે જ્યાં ત્રણે વીરો સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇ રહ્યા છે તેટલામાં તો વીરોની સેના આવી પહોંચી.

આ પ્રમાણે મહા બળવાન્ વૃષકેતુ બોલતો હતો તે અરસામાં હે આર્ય જન્મે-જય રાજા! મધ્યાહ્ન સમયે તળાવની પાસે રંગબેરંગી યૌવનાશ્વના હજારો ઘોડા-ઓ આવી પહોંચ્યા હશ [1]ધ્રુવકોથી વિ-ભૂષિત તે ઘોડાઓને ત્રણ ત્રણ પુરૂષોએ પકડી રાખેલા હતા બળવાન્ સ્વારોથી સુશોભિત, વિચિત્ર ગતિવાળા, તથા તાલીમ લીધેલા હતા, તેમજ આસ્કન્દિત ધૌરિતક રેચિત, વલ્ગિત અને પ્લુત નામની અશ્વો-

[1] द्वावुरस्यो शिरस्यो द्वौ द्वे द्वौ रन्ध्रोपरन्ध्रयोः।
एको भालेऽपाने च दशावर्ता ध्रुवा स्मृताः॥

ની પાંચ ગતિઓ યુક્ત, તથા ચલાયમાન નાસિકાઓથી સુન્દર દેખાતા હતા, કન્ધરા જાણે હમણાંજ મુખમાંથી બહાર નીકળી આવશે એવો તે ઘોડાઓનો દેખાવ થઇ જતો હતો, તેમની ખુરોની પંક્તિનો અવાજ બ્રાહ્મણોના મુખો થકી નીકળતા વેદ અને તેના પદોના ઉચ્ચારની માફક શ્રવણ ગોચર થતો હતો, તેમજ મયૂરોની, તિત્તિરોની, ઉંટોની અને નકુલોની ઉત્તમ ગતિ પ્રમાણે મોટા તળાવ પ્રત્યે ચાલ્યા આવતા તે ઘોડાઓને વૃષકેતુએ જોયા. તે ઘોડાઓ કંઠ સુધી પાણીમાં ઉભા રહીને અવાજ પૂર્વક તલાવમાંનું મિષ્ટ જલ પીવા લાગ્યા. આ પ્રમાણે આવતા જતા બીજા ઘણાએ ઘોડાઓ ભીમે પણ જોયા અને વૃષકેતુ પ્રત્યે ગમ્ભીર વાણીથી કહેવા લાગ્યો. હે વૃષકેતુ! ઘણાએ ઘોડાઓ આપણી દૃષ્ટિએ પડયા; પરંતુ જે ઘોડાને માટે આપણે ત્રણે આંહિ આવેલા છીએ તે ઘોડો હજુ દેખાયો નથી. હું ધારૂં છું કે કદાચિત્ તે અશ્વમેધોપયોગી ઘોડો રાજાના મંદિરમાં બંધાએલોજ પાણી પીતો હશે, તે ઘોડા વિના આપણી ગતિ, ધર્મ રાજાના મંદિર પ્રત્યે થઇ શકવાનીજ નથી. હે તાત! આપણામાં તું જાણે છે તે બીજો કોઇ જાણી શકતો નથી કે પુત્ર વિનાનાઓને જેમ સ્વર્ગાદિ-લોકો સુખ આપી શકતા નથી તેમજ દાન નહિ કરનારાઓને તથા કેવળ બ્રહ્મચર્યમાંજ પોતાના આયુષ્યને વીતાડનારાઓને જેમ પરલોકો સુખપ્રદ હોઇ શકતા નથી, વળી સ્ત્રીઓથી જીતાએલા બન્ધુઓનો સંગ જેમ ઉત્તમ ફળ આપી શકતો નથી, તેમજ મન્ત્ર નહી કરનારા રાજાઓનું રાજ્ય જેમ લાંબા વખત સુધી સ્થિર હોઇ શકતું નથી, પુણ્ય રહિત-જનોને જેમ યશ મળી શકતો નથી, નિન્દામાંજ રમી રહેલાઓને જેમ કયાંઇ સુખ મળી શકતું નથી. અમિત તેજ-વિષ્ણુની ભક્તિથી રહિત, પુરૂષોને જેમ મોક્ષ મળી શકતો નથી, શંકરની આરાધના કર્યા સિવાય વૈભવ પણ જેમ માણી શકાતો નથી તેમજ તે ઘોડા સિવાય આપણું હસ્તિનાપુર પ્રત્યે પાછા ફરવું તે પણ હું ઉચિતજ નથી સમજતો.

આ પ્રકારનું ભીમનું વચન સાંભળીને કર્ણ પુત્ર-વૃષકેતુ જ્યાં બોલવા જાય છે. કે તુરતજ તે ઘોડો રથ ઉપર બેઠેલા વીરોથી મદોન્મત્ત મોટા હાથીઓ ઉપર બેઠેલા પ્રબળ યોદ્ધાઓથી અને પાળાઓથી રક્ષા કરાયલો, ચામરોથી જેને પવન ઢોળાઇ રહ્યો છે એવો સેના સહિત, તથા ચામરોથી બંધાયલો શ્વેત છત્રોથી ઢંકાએલો અને નાની ઘંટડીઓથી યુક્ત, સુગંધી ચંદનથી અને કેસર-કુંકુમથી પૂજાયલો, પોતાના શરીરમાં તરૂણીના હાથના ચિન્હોને ધારણ કરતો અનેક જાતના પુષ્પોથી પૂજાયલો, વિચિત્ર-અવર્ણનીય અંગોવાળો તથા પુષ્પોની માળાથી શણગારાએલો બેઉ તરફથી બે વીર પુરૂષોએ પકડી રાખેલો અને મંગળ જય શબ્દોથી અભિનન્દિત થતો, આગળ ચાલનારા પુરૂષોથી કૃષ્ણાગુરૂ પ્રભૃતિ સુગંધિ ધૂપો વડે ધૂપીત થતો, તે અશ્વમેધોપયોગી ઘોડો ભીમસેન વગેરેની દૃષ્ટિએ પડયો, કે જે ઘોડો ઘણા સ્વામી-નરપતિ વાળી ધરણીને પોતાના ખુરના અગ્ર ભાગો વડે ભાગ્યેજ સ્પર્શ કરતો હતો.

અનેક પ્રકારનાં વાદિત્રોનાં નાદથી, તેમજ વીરોની ગર્જનાથી ઘોડાના હણહણાટથી અને હાથીઓના અવાજથી તે

ઘોડો બહુજ દીપી નીકળ્યો. યજ્ઞમાં તેને શ્રી કૃષ્ણના દર્શનનું પુણ્ય થનાર હતું તેજ ઘોડાની અધિક શોભા હોવામાં કારણ માની શકાય, એમાં કોઇ પ્રકારનો સંશય કરવોજ ન ઘટે.

તળાવના તટ ઉપર આવીને ઉભેલા તે ઘોડાની સુમંગળ ધૂપ-દીપોથી પૂજા થવા લાગી. આ પ્રમાણે પૂજાતા અને મહારથીઓથી સુરક્ષિત રહેલા તે ઘોડાને જોઇ બાલ બુદ્ધિ ભીમનો પૌત્ર મેઘવર્ણ તે ઘોડાને પકડી લેવાનું સાહસ કરવા લાગ્યો. આ પ્રમાણે ઘોડાને પકડી લેવામાં ઉત્સુક થયેલા પોતાના પૌત્રને જોઇ ભીમ-સેન કહેવા લાગ્યો કે હે વત્સ મેઘવર્ણ, તું શું કરવાની ઇચ્છા કરે છે તે મારી પાસે સાચું કહી દે. આ સાંભળી રાક્ષસ પ્રકૃતિ મેઘવર્ણ, ભીમને સત્વર કહેવા લાગ્યો કે હે ભીમસેનજી! તમોએ આજ્ઞા અપાયેલો હું આ ઘોડાને વાછરડાની માફક સર્વે વીર પુરૂષો જુએ તેમ પર્વત ઉપર લઇ જઇને સ્થિત થાઉં. આ સર્વે વીરોને હું તો કાંઇ ગણતોજ નથી. તે ઘોડાને જોઇને મેઘવર્ણ ભીમસેન પાસે યાચના કરવા લાગ્યો કે હે ભીમસેનજી! મને આજ્ઞા આપો તો યૌવનાશ્વને પુત્ર સહિત બાંધીને લઇ જાઉં તમો અને કર્ણપુત્ર આ મારૂં કૌતુક જોયા કરો અથવા તો ક્ષાત્ર ધર્મથી યુદ્ધમાં મહારિપુ યૌવનાશ્વને જીતીને, જો તમે મને તેવા કામમાં સહાનુભૂતિ આપતા હો તો તે ઘોડાને હે આર્ય! પોતાનો નોકર છતાં શું તેના સ્વામી આપ-ને યુદ્ધ કરવું પડશે? તે ઘોડાને લાવીને આ વૃક્ષ સાથે બાંધી દઇશ. આ પ્રમાણે રાક્ષસ તે વખતે ત્યાંથી ચાલ્યો અને પર્વતમાંની એક ગુફાને ઉંચી કરીને રાક્ષસી માયાને ફેલાવતો યૌવનાશ્વની સેના પ્રત્યે દોડ્યો. તે સમયે ચારે તરફ જાણે કાલ-મેઘનો ઉદય થયો હોય તેમ અન્ધકાર ચારે તરફ છવાઇ ગયો. વારંવાર વીજળીઓ ચમકવા લાગી અને ઘન ગર્જના થવા લાગી. તેમાં વળી તે મેઘવર્ણ વારંવાર સિંહનાદ કરવા લાગ્યો. બધી દિશાઓ વ્યાકુલ થઇ ગઇ અને કાંઇપણ વસ્તુ ઓળખી ન શકાય તેવી સ્થિતિ થઈ. દેવ, અસુર અને મનુષ્યોના હૃદયમાં મોટો ભય પેઠો. મેઘનાદના રૂપથી આખું તે આકાશ મંડળ વ્યાપ્ત થયું અને દેવતાઓના સર્વે વિમાનો આમતેમ ભમવા લાગ્યાં. એ અરસામાં કોઇ એક દેવ ઉતાવળો દોડતો અત્યંત દુ:ખી થયેલો છતો સભા-મધ્યમાં બેઠેલા ઇન્દ્રને કહેવા લાગ્યો, કે હે ઇન્દ્ર મહારાજ! તમો પોતાનું શુભ યા અશુભ કાંઈ પણ નથી જાણતા શું? કોઇ દૈત્ય આ તરફ આવીને લોકોને પીડા કરે છે અને લોકોનો ક્ષય કરવાની ઇચ્છાથી તે અત્યંત માયા પાથરે છે, હે મહાબાહુ ઇન્દ્ર મહારાજ! તે માયાવી રાક્ષસનો તમો નાશ કરો, તમો લોક રક્ષક કહેવાઓ છો. એ સાંભળીને ક્રોધથી હોઠો ફફડાવતો આ મહેન્દ્ર સર્વે દેવતાઓને કહેવા લાગ્યો કે આવો રાક્ષસ કોણ આવ્યો છે તે તમો જાણી શકો છો? દૂર ઉભેલા દેવતાઓએ આવીને તે રાક્ષસ કોણ છે તેનો પત્તો તમારે મેલવી આપવો જોઇએ. દેવતાઓએ એક દૂત બોલાવ્યો અને તે દૂતને આ ઉત્પાત કરનાર કોણ છે? તે જાણી લાવવા સૂચવ્યું. તે દૂત મેઘવર્ણ પાસે જઇને પુછવા લાગ્યો કે હે વીર! અત્રે આવેલ આપ કોણ છો? મારી સમક્ષ આપ સાચુંજ કહી દો. તમોને જોયાથી હે મહાવીર! દેવતાઓને મોટો

ભય પેઠો છે અને દેવતાઓએ આપ શું કરવા ધારોછો એ જાણવા માટે મોકલ્યો છે. દેવદૂતનું આવું વાક્ય સાંભળી મેઘવર્ણ કહેવા લાગ્યો કે હે દેવ દૂત ! આ કાર્યમાં દેવતાઓએ ભય પામવાનું છેજ નહિ. ભીમનો પૌત્ર હિડિમ્બાના વંશનો હું છું અને મારૂં નામ મેઘવર્ણ છે હે સુર ! યુધિષ્ઠિર મહારાજાને યજ્ઞમાં સાહાય્ય કરવા માટે આંહિ આવ્યો છું, યૌવનાશ્વ રાજાના અશ્વમેધોપયોગી ઘોડાને હું પકડી જનાર છું અને તે માટેજ ધર્મ–યજ્ઞની સિદ્ધિ થાય એવા હેતુથી મેં આ બધો સંભ્રમ ઉપજાવ્યો છે. એ પ્રમાણે મેઘવર્ણનું વાક્ય સાંભળી તે દેવદૂત મનમાં પૂર્ણ હર્ષ પામ્યો અને ઇન્દ્ર પાસે જઇને સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યું કે આ બધું ધર્મરાજાના યજ્ઞની ઉત્તમ રીતે નિષ્પત્તિ થાય તે માટે ભીમનો પૌત્ર મેઘવર્ણ આવું કાર્ય કરી રહ્યો છે. આ વૃત્તાન્ત સાંભળી તે વખતે ઇન્દ્ર વગેરે દેવતાઓ પ્રસન્ન થયા અને યૌવનાશ્વ સાથેના મેઘવર્ણના રણસંગ્રામમાં કૌતુક જોવા લાગ્યા. મેઘવર્ણે પણ તે ઘોડાને જોઇને આકાશનો આશ્રય લીધો. અને ઘોડાને હરી લેવાની ઇચ્છા રાખી, જ્યાં યજ્ઞોપયોગી ઘોડો ઉભો હતો ત્યાં વેગપૂર્વક આવી પહોંચ્યો. ઘોડાની રક્ષા કરવાવાળા સર્વે સૈનિકોને પૃથ્વી ઉપર મોહ પમાડીને પછાડયા અને વાયુવડે પોતાના બળથી ધૂળ ઉરાડીને સૈનિકોને ભય–વિહ્વળ બનાવી દીધા. સૈનિકોમાંના ઘણાએક હથીઆરો પકડીને અને ઘણાએક એમના એમજ આંહિ–ત્યાંહી ફરવા લાગ્યા. આ પ્રમાણે વાયુવડે શિલાઓની વૃષ્ટિ કરીને સમગ્ર–સૈન્યને વ્યાકુળ કરી દીધું અને સિંહનાદને કરતા તે મેઘવર્ણે આનંદપૂર્વક તે અશ્વમેધોપયોગી ઘોડાને પકડી લીધો. સેનામાંના સર્વે પુરૂષ–વીરોએ કુણ્ડલ, અંગદ, કેયૂર અને મુકુટ વગેરે આભુષણોથી સુશોભિત નીલ મેઘ સમાન આકૃતિવાળા વીર–પુરૂષને આકાશ પ્રત્યે ઉડી જતો જોયો. અને 'આ કોણ છે. કોણ છે. કયાંથી આ આવ્યો તેને મારો કાપો' વગેરે શબ્દો બોલવા લાગ્યા. એ પ્રમાણે વીરો જોતા જોતા બબડવા લાગ્યા. અશ્વ સહિત આકાશ પ્રત્યે ગમન કરતા તે મેઘવર્ણને દેવતાઓએ પુષ્પ–વૃષ્ટિથી વધાવ્યો. અને કહેવા લાગ્યા કે હે હિડિમ્બા–પુત્ર ! તારા જેવો જે ધર્મરાજાને પૌત્ર છે. તે યજ્ઞ કર્તા યુધિષ્ઠિર પોતાના અનુજો સાથે કૃતકૃત્ય થાય એમાં શું આશ્ચર્ય ! ધાર્મિક યજ્ઞમાં તેં બધાને સહાય આપીને સર્વે પાણ્ડવોને કૃત કૃત્ય કરી દીધા છે. આ પ્રમાણે મેઘવર્ણની સ્તુતિ કરીને દેવતાઓ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. મેઘનાદ પણ તે ઘોડાને પકડી શીઘ્ર આકાશમાં જઈ પહોંચ્યો હતો. આકાશમાં ઘોડા સહિત સ્થિત થયેલા તે મેઘવર્ણને સારી રીતે નીરખીને ભીમસેન અને વૃષકેતુ બન્ને વીરો અત્યંત હર્ષિત થયા અને સિંહ સમાન ગર્જના કરતા કરતા વારંવાર જોવા લાગ્યા. આ અરસામાં યૌવનાશ્વના સૈન્યમાંથી તે ઘોડો અદ્દશ્ય થવાથી મહાન કોલાહલ થવા લાગ્યો. યૌવનાશ્વની સેનામાં પ્રબલ–વીરો અન્ધકાર હોવાથી પરસ્પર શસ્ત્રો ચલાવવા લાગ્યા. અને સેનામાંના ઘણાએક યૌવનાશ્વ રાજા પાસે જઇને પહેલેથી બનેલી હકીકત સંભળાવા લાગ્યા. તે વૃત્તાન્ત સાંભળીને યૌવનાશ્વરાજા પોતાનો દીવ્ય ઘોડો લુપ્ત થયો છે એમ જાણી દુઃખ અને ક્રોધથી

અન્તરમાં બળવા લાગ્યો અને બોલ્યો કે કયા અલ્પાયુષીએ મારા પ્રાણ કરતાં પણ અધિક તે ઘોડાને હરી જવા હામ ભીડી છે ? લઇ જનારો કોઇ પણ હોય, તેની સાથે દેવતાઓ કે મનુષ્યો હોય તો પણ તે સર્વેને યમનું મંદિર હું દેખાડી દઇશ. આ પ્રમાણે બોલીને ક્રોધથી વ્યાકુળ થતાં તે રાજાએ પોતાના કાલાંતકોપમ નામના રથોને મંગાવ્યા તે રથો તુરતજ આવી પહોંચ્યા. રથોમાં બેઠેલા મહા-વીરોએ યૌવનાશ્વને નમસ્કાર કરી કહેવા લાગ્યા કે હે સ્વામિન્ ! અમોને આજ્ઞા આપો અમે આજ કોના પ્રાણોનો વિયોગ કરાવીએ ? રાજા કહેવા લાગ્યો કે હે વીરો ! આપણા પવિત્ર ઘોડાને કોઇ વીર આકાશમાં લઇ ગયો છે, જલદી દોડો, વિલમ્બ ન કરો. આ પ્રમાણે યૌવનાશ્વરાજાનું કહેવું સાંભળી ચાર હજાર સૈનિકો એકદમ દોડીને પોતાના બળથી આકાશમાં તે ઘોડાને લઈ જનાર મેઘવર્ણને ઘેરી લેવા લાગ્યા અને બાણો છોડવા લાગ્યા. મેઘનાદ તે વીરોને હસતો હસતો કહેવા લાગ્યો કે હે વીરો ! આ રણક્ષેત્રમાંથી આજ તમારે યમલોકમાંજ જવાનું છે એમાં કાંઇ સંશય નથી. એ પ્રમાણે તેઓને કહીને તે રાક્ષસ કર્મા મેઘવર્ણ તલ-મુષ્ટિઓથી અને બાણોથી મારવા લાગ્યો તેમજ શિલાને ફેંકીને તે સર્વેને હંફાવ્યા અને સ્વધામ પહોંચાડયા. ભયંકર પરાક્રમવાળા યૌવનાશ્વના તે વીરો રણમાં મરાયા અને પોતાના દીવ્ય શરીરનો ત્યાગ કરી સ્વર્ગે સીધાવ્યા. તે સર્વે કોઇના શાપથીજ મનુષ્ય જન્મને પામેલા હતા, મેઘવર્ણે આ સંગ્રામમાં તેને યમલોકમાં પહોંચાડી દીધા. તે સર્વેને સંગ્રામમાં હરાવીને મેઘવર્ણ જ્યાં વૃષકેતુ અને ભીમ ઉભેલા હતા ત્યાં આકાશ માર્ગે જવાને તૈયાર થયો યૌવનાશ્વના બીજા સૈનિકો પણ યુદ્ધને માટેજ ચિત્ત દેવા લાગ્યા, ઘોડો પકડાયો અને યૌવનાશ્વના ચાર હજાર સૈનિકો તે ઘોડા માટે જ્યારે રણમાં મરાયા ત્યારે મહાન હાહાકાર થયો અને જેણે ઘોડો પકડયો છે તેને જલદી પકડો એમ બોલવા લાગ્યા. તે ઘોડો પકડનાર ક્યાં ગયો ? તે ઘોડાને કોણ લઈ ગયો? તે પકડનાર અમારી સમક્ષ ક્યાં જઇ શકનાર છે ? જેણે ઘોડો હરી લીધો છે. તેણે અવશ્ય પોતાનો નાશ કરવા માટેજ પકડયો છે. ઘોડો હરી જનાર ભલે દેવ હોય તોપણ તેને મૃત્યુ-લોકમાં અમે પહોંચાડીશું એમાં સંશય છેજ નહિ. એ પ્રમાણે બોલતા અને કોપાયમાન થતા યૌવનાશ્વના વીર-સૈનિકોએ આકાશમાં કોઈ રાક્ષસથી લઇ જવાતા તે ઘોડાને જોયો. શરોની વૃષ્ટિઓ કરવા લાગ્યા અને દશે દિશાઓ રોકી લીધી. બાણો થકી આકાશને વ્યાપ્ત કરીને ઘોડાને લઇ જનારને આકાશમાંથી પાડવાની ચેષ્ટા કરવા લાગ્યા આ સમયમાં મહા બળવાન વૃષકેતુ હસતો હસતો ભીમને કહેવા લાગ્યો કે મેઘવર્ણનો પત્તો યૌવનાશ્વના સૈનિકોને લાગી ગયો છે હે ભીમસેનજી! આ મેઘવર્ણને ધન્ય છે કે તેણે આકાશમાં ઘોડો પહોંચાડવાનું કાર્ય ઘણુંજ પ્રશંસનીય કર્યું છે અને ઘોડાને પકડીને બીજાઓ શત્રુઓથી ઓળખાએલો તે શું આપણી સમક્ષ પરાભવ પામશે ? જુઓ આ રણમાં બહાદુર એવા યૌવનાશ્વના વીર-સૈનિકો આવી પહોંચ્યા તમારી સમક્ષ તે સર્વેને હું રોકું છું અને અવશ્ય તેઓને આજે હું રણમાં પાડીશ એમાં સંશય છેજ નહિ એ પ્રમાણે

બોલીને વૃષકેતુએ ઉત્તમ ધનુષ્ય ગ્રહણ કર્યું અને ભીમસેન જુએ તેમ તે ધનુર્ધારી વીર પગ પાળોજ રવાના થયો, તે સમયે વૃષકેતુ પિનાકપાણિ–શંકર જેમ દૈત્યોની પછવાડે દોડે તેવો શોભ્યો અને કહેવા લાગ્યોકે હે વીરો! ઘડી ભર સ્વસ્થ ઉભા રહો અને પાછા ફરો, મારી સમક્ષ તમારા પ્રિય પ્રાણોનો વૃથા શા માટે ત્યાગ કરો છો? યૌવનાશ્વનાં વીર સનિકો તે વીરનું વચન સાંભળી આશ્ચર્યથી આંખો ઉઘાડી જોઈ રહ્યા અને પરસ્પર કહેવા લાગ્યા કે આ વીર કોણ છે? કોનો પુત્ર છે? અને પોતે શું જણાવી રહ્યો છે? આપણી સમક્ષ ઉભો રહી આપણને કાળની માફક બોલાવે છે. આ પ્રમાણે જોરથી બોલતા તે યૌવનાશ્વના સૈનિકો એ તે વખતે કર્ણપુત્ર વૃષકેતુનેઘેરી લીધો અને જેમ મેઘો વૃષ્ટિ કરે તેમ સમરાંગણમાં વૃષકેતુ ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા વીર વૃષકેતુએ ભયંકર બાણોની સંખ્યાઓથી યૌવનાશ્વના વીર સૈનિકોને પૃથ્વી ઉપર પટકીને સિંહ સમાન સ્કંધ વાળો તથા મોટી ભુજાઓ વાળો તે વૃષકેતુ સિંહની માફક ગર્જવા લાગ્યો. હે જનમેજય રાજા! તે વીર–વૃષકેતુએ જે મહારથીઓને પોતાના બાણોથી કાપી નંખ્યા તે ફરીને રણમાં દેખાયાજ નહી અને બાણોથી ફાડી નાંખેલા હાથીઓ પૃથ્વી ઉપર પડ્યા તે હાથીઓ ઉપર બેસનારાઓ પાળાઓ વગેરે તે વખતના રણમાં ઘણા સંખ્યામાં મરણને શરણ થયા. કર્ણપુત્ર વીર વૃષકેતુથી તે સર્વે સૈન્યો નષ્ટ થયાં કે જેમ વાસુદેવના શરણથી સર્વે પાતકો નષ્ટ થઇ જાય. તેમાંના ઘણાખરા નાસી ભાગેલા સૈનિકો નગરમાં જઇને રાજા પાસે કહેવા લાગ્યા કે હે રાજન્ આપણા સૈન્યનો ઘણો નાશ થયો છે તેમજ શત્રુઓ તે ઘોડાને લઈ ગયા છે અને હજારો વીરોનું આપણું સૈન્ય ચુરેચુરા થઇ ગયું છે. આપણા રણધીર વીરો પણ નામશેષ થઇ આ સંસારમાંથી ચાલતા થયા છે તે વીર સૈનિકોએ એ પ્રમાણે કહેલું વૃત્તાન્ત સાંભળી મહા-કોપના આવેશમાં આવેલો મહાબાહુ યૌવનાશ્વ રાજા અત્યન્ત આશ્ચર્ય પામ્યો અને પોતાની સર્વ સેનાને સાથે લઇ નેજ બહાર નીકળ્યો અને પોતાના વિશ્વાસુ સેવકોને પુછવા લાગ્યો કે ઘોડો લઈ જવા માટે કેટલા વીરો આવ્યા છે તથા તેઓનું સૈન્ય કેટલું છે? તેઓ પણ કહેવા લાગ્યા હે રાજન્! તેઓ તો અમારી દૃષ્ટિમાં ત્રણ જ વીરો દેખાયા છે ચોથો કોઈ નજરેજ પડયો નથી, તેમાંનો એક તમારા તે પવિત્ર અશ્વને આકાશમાં લઇને ઉભો છો. બીજા જુવાન વીરે આ સઘળી સેનાનો જેમ કુળમાં ઉત્પન્ન થયેલો અને વિષ્ણુ ભક્તિથી રહિત પુત્ર અપવિત્ર નરકમાં ફેંકી દે, તેમ નાશ કર્યો છે અને ત્રીજો હજી એમનો એમજ ઉભો છે. આ સાંભળી ય વનાશ્વ કહેવા લાગ્યો કે-મારા અશ્વને પકડનારા તે ત્રણે વીરો અવશ્ય દેવોજ હોવા જોઇએ. મનુષ્યોથી આવો દેવી અશ્વ કદાપિ લઈ શકાયજ નહી. જો તે અશ્વને લઈ જનારાઓ મનુષ્યો હોય તો તેઓ મનુષ્યો નહી પણ દેવતાઓજ સમજવા. અને આજ તે દેવોને હું રણયજ્ઞમાં સંપૂર્ણ સંતોષ આપીશ. એ પ્રમાણે કહીને મોટા સૈન્યની સાથે તે રાજા રણ–ભૂમિને રસ્તે ચાલી નીકળ્યો. પહેલાં તો રાજાઓમાં સિંહ-સમાન યાવનાશ્વે વૃકોદર–ભીમને જોયો અને યુદ્ધમાં એકલા વૃષકેતુને

જોઇને અત્યંત પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો કે આ બાળકને ધન્યવાદ છે. કે જે એકલો છતાં યુદ્ધમાં આવેલા અને-યૌવનાશ્વ-રાજાને જુએ છે. આ બાળકને આવા દારૂણ-યુદ્ધમાં લેશ માત્ર ભય નથી તથા સિંહ સમાન ઉભેલો જણાય છે. જેમ યોગી મૃત્યુથી ડરતો નથી તેમ આ બાળક પણ નીડર થઇનેજ રણ-ભૂમિમાં ઉપસ્થિત થયેલો છે. માટે સર્વે સૈનિકો આ યાવનાશ્વરાજાનું (મારૂં) ઉત્તમ પરાક્રમ જુઓ. આ પ્રમાણે બોલી રહેલા અને સૈન્ય સહિત આવી પહોંચેલા તે યૌવનાશ્વને જોઇને, કર્ણપુત્રને શ્રમ લેવા માટે વારતો અને યૌવનાશ્વની સેનાને જાણે હમણાંજ ભૂમિ-શાયિની બનાવી દેતો હોય તેમ ભીમસેન પોતાની ગદા સહિત તે રાજા સાથે યુદ્ધ કરવા આવી પહોંચ્યો. તે સમયે ભીમસેનને વૃષકેતુ હર્ષપૂર્વક ઉત્તર આપવા લાગ્યો કે હે કુન્તીનન્દન ભીમસેનજી ! ત્રૈલોક્ય જો સંગ્રામમાં લડવાને માટે પ્રાપ્ત થયું હોય તોજ તમારૂં તેઓની સાથે યુદ્ધ હોઇ શકે, મારી સાથે લડનારૂં આ સૈન્ય તો ઘણુંજ થોડું જણાય છે. આ સેના પ્રથમ તો હે તાત ! તમારા પુત્ર સાથે લડવાને બંધાઇ છે. હે ભીમસેનજી ! આ મહાયુદ્ધમાં મારેજ આ સેનાની સામા થવાનું છે તમારે તો આજ ઉદાસીન થઇને જોયા કરવું. આ સકલ સેનાને રણમાં રગદોળીને આપણા બાપ દાદાનું યશ હું આપનાજ કરમાં આપીશ. હે આર્ય વીર ! આપ આ પ્રસંગે રણ-ક્રીડા ન કરો. આ માનુષ-દેહ અસ્થિર છે તેમજ તરૂણાવસ્થા પણ ચંચળ છે. હે સમર્થ ! લક્ષ્મી પણ કોઇના મંદિર-ગૃહમાં સ્થિર રહી હોય, એમ જાણાતું નથી તો પછી પ્રાણીઓએ આ અખિલ ભૂતલમાં યશને સ્થિર કરવું જોઇએ. ક્ષત્રિયો માટે ધર્મયુદ્ધ સિવાય આ પૃથ્વી ઉપર બીજો ધર્મ છેજ નહી એમ પણ્ડિતો કહી ગયા છે. અત્યંત બળવાન અને અનેક આકૃતિઓમાં વ્યૂહ-રચનાઓથી રચાયેલી શત્રુઓની સેનાનો નાશ કરી જે વીરો પરલોકમાં સીધાવે છે તે મોટા સ્થિર યશને પ્રાપ્ત કરે છે. હે પાણ્ડુપુત્ર ભીમસેનજી મારી સેનારૂપી સ્ત્રી આપને પુત્રવધૂ થાય અને તે આ સેના મારા પ્રત્યે લડાઇ એજ વારૂપ શૃંગારરસ પૂર્વક જોઈ રહી છે. વળી મારા દૃઢ વક્ષઃસ્થળને શસ્ત્રરૂપી નખોથી સક્ષત-રક્તાક્ત કરવા ચાહે છે આ સ્ત્રીરૂપ સેનાનું મુખ મારા મુખ સાથે ( તદ્દન નજદીક ) આવી પહોંચેલું છે તે આપ જુઓ, આ સેનાને હું મારી સ્ત્રીરૂપ માનતો હોવાથી આપને શ્વશુર જાણીને વિમુખજ થઇ જશે અને પતાકારૂપી પલ્લવોથી ઢંકાયલું પોતાનું મુખ આપને નહી દર્શાવી શકે. માટે હે તાત ! મારો આજ રણસંગ્રામમાં આ સેના સાથે ભેટો થાય ત્યાંસુધી આપે તટસ્થની જેમ રહીને જોયા કરવું.

વૃષકેતુનું આવું વાક્ય સાંભળી ભીમસેન કહેવા લાગ્યો કે હે વૃષકેતુ ! તેં સ્ત્રીરૂપ માનેલી તથા વિલાસિનીરૂપ આ સેના ઉપર તુંજ ચઢાઇ કર. હે પુત્ર ! સંગ્રામમાં હું તને જો વધૂરૂપ સેનાથી જીતાએલો જોઇશ તો દૂર ઉભો ઉભો ગદારૂપ દણ્ડવડે તેણી-વધૂરૂપી સેનાને અંકુશમાં લાવીશ. હે પુત્ર ! એવી રીતે શાસિત કરેલી સેના વધૂ તને વિજયરૂપી ફળ આપનારી થઇ શકશે. આ પૃથ્વી ઉપર જો વડીલોથી સ્નુષાઓનું શાસન ન થતું હોય તો તેણીના દર્શાવથી તેના વધૂ-પતિઓનું પતન અવશ્ય થાય

છે. હે વીર કર્ણ પુત્ર! તારે એટલું જ જોઈને આ સેના ઉપર આક્રમણ કરવું જોઇએ કે આ સેના મોટી છે અને તું એકલો પગપાળો છે અને સર્વે શત્રુઓ રથમાં બેઠેલા હોઇ તને સંગ્રામમાં પ્રાપ્ત થયા છે. તને એકલાનેજ આવી મોટી સેના પ્રત્યે આક્રમણ કરવાને મોકલતાં મારી હિમ્મત નથી ચાલતી. જૈમિનિ ઋષિ જનમેજય ને કહેવા લાગ્યા કે હે રાજન્! ઉદાર બુદ્ધિવાળા વૃષકેતુએ ભીમસેનની એ સમયે પ્રદક્ષિણા કરી અને ત્યાંથી જેમ કોઈ કામી પુરૂષ લાલનેત્રવાળો થઇને સુન્દર વર્ણવાળી અબલા-સ્ત્રી પ્રત્યે દોડી જાય તેમ, શ્રીખંડના ઘનની માફક, કઠિન ગજોના મદજળથી સુવાસિત એવી સેના પ્રત્યે આક્રમણ કરવાને માટે દોડ્યો, મહા બાહુ તે વૃષકેતુએ પોતાના તીક્ષ્ણ બાણો વડે તે સેનાનો મધ્ય ભાગ પોતાના પિતામહ-ભીમસેનના જોતાં જોતાં તોડી નાંખ્યો અને ભયંકર રોષથી રણમાં વીરોને પાડવા લાગ્યો, તે શત્રુસેના પ્રત્યે એટલો તો ક્રોધાવિષ્ટ બન્યો હતો કે તેનો રોષ શાન્તજ ન થયો, મારા બાણો વડે રણમાં પડેલા અને ફાડી નાખેલા છતાં આ વીરો મારા પ્રત્યેની શત્રુતાને છોડતાજ નથી, આહિ મારે હવે શું કરવું જોઇએ એ પ્રમાણે વિચાર કરતો ફરી પણ શત્રુઓને મહાત કરવા લાગ્યો. ચન્દન અને અગરના લેપોથી સુગન્ધિત થયેલાં અને કબન્ધોથી જુદાં પડેલાં રાજાઓના મુખોને રણમાં છુટાં પડેલાં કમળોની માફક જોતો જોતો હસવા લાગ્યો કે આ પાણી વીનાના રાજાઓના મુખ કમળો મારી સમક્ષ મ્લાન થતાંજ નથી, એમ માનીને તે વૃષકેતુએ પુનઃ હાથીઓના સમૂહોને ભેદી નાંખ્યા. હાથીઓના કુંભ સ્થળોમાંથી ખરી પડેલાં સુંદર ગોળાકાર મૌતિકોને તે કર્ણ પુત્ર વૃષકેતુએ અલંકાર તરીકે શૂર-વીરોના કંઠમાં ફેંકયા, તે પ્રમાણે સમરાંગણમાં પોતાની સેનાનો સંહાર કરતા તે વીર વૃષકેતુને યૌવનાશ્વ રાજા હાથી ઉપર બેઠો બેઠો પાસે આવીને કહેવા લાગ્યો. કે હે વીર, તું મેં આપેલા રથનો સ્વીકાર કર અને તેમાં બેસી જા, ભૂમિ ઉપર રહેલાની સાથે યુદ્ધ કરવું એ રણ-કોવિદો ઇષ્ટ ગણતા નથી પરદેશથી આ મારી નગરી સમીપ આવેલા અને થાકી ગયેલા તથા ઘણા વીરો સાથે લડી રહેલા રથ વિનાના બાલક સાથે હું-યૌવનાશ્વ કેવી રીતે લડી શકું? હે વીરાગ્રણી બાળક! તારૂં નામ તારૂં ગોત્ર કે તારો પિતા કોણ છે તે પણ હું જાણતો નથી કારણ કે વિષ્ણુની માફક જગત્ પૂજ્ય તારા કુલનો નિર્ણય મને થાય ત્યાં સુધા તારી—બાલકની સાથે લડવું હું ઉચિત નથી ધારતો, માટે સમરાંગણના નિયમ પ્રમાણે તારા ગોત્ર-પિતા અને તારા નામનો મને પરિચય આપ. તને ધન્યવાદ છે કે તેં એકલાએ આ મારી સકલ સેનાને પરાસ્ત કરી! તારા સિવાય બીજો કોઇપણ ધન્યવાદને પાત્ર નથી એમ મારૂં માનવું છે. યૌવનાશ્વનું પુછવું વ્યાજબી જાણીને વૃષકેતુ કહેવા લાગ્યો કે હે રાજન્! કશ્યપ ઋષિના વંશમાં ઉત્પન્ન થયેલું સૂર્ય કુલ, એ મારૂં કુલ છે મારા પિતા સિવાય બીજો કોઈ આ પૃથ્વીમાં દાતા થયોજ નથી. દુર્યોધનનું હિત કરવાની ઇચ્છાવાળા જે મારા પિતાએ ભર સભામાં ક્લેશ પામતી સતી દ્રૌપદી પોતાની આંખોએ જોઈ, તેમ

ધર્મ, અર્જુન જેવા સજ્જન ભાઇઓની પણ જેણે ગણના ન કરી અને જે તે દુષ્ટ દુર્યોધન વિના મારા પિતા એક ક્ષણ પણ રહી ન શકયા, તેનો તું મને પુત્ર જાણ, તેવા મારા પિતાને અર્જુને અવ્યય એવા પરમપદ મોક્ષને પમાડયો છે. તે કર્ણ મારા પિતા થાય. અને સંગ્રામમાં આપની સમક્ષ ઉભેલો હું વૃષકેતુ નામે છું. મહારાજા શ્રી યુધિષ્ઠિરની યજ્ઞ-સિદ્ધિ માટે તે અશ્વમેધોપયોગી ઘોડાને હું લઇ જાઉં છું. તમોએ આપેલા રથનો હું યુદ્ધમાં સ્વીકાર નથી કરી શકતો. હે નરાધિપ ! ક્ષત્રિયો યુદ્ધમાં જીતેલી વસ્તુઓનોજ સ્વીકાર કરે છે. આપેલી વસ્તુઓને કદાપિ સ્વીકારતાજ નથી.

---

## પ્રકરણ ૫ મું.

---

### યૌવનાશ્વ પરાજય.

વૃષકેતુનું આવું ઉદાર વાકય સાંભળી યૌવનાશ્વ તેને કહેવા લાગ્યો કે હે કર્ણ પુત્ર ! તને ધન્યવાદ છે. પ્રથમ તુંજ મારા ઉપર પ્રહાર કર. તને ચપલતા યુકત બાલક તરીકે જોઇને હું તારા ઉપર પ્રહાર નથી કરી શકતો! તે રાજાનું આવું વાકય સાંભળી વૃષકેતુ તેને કહેવા લાગ્યો હે રાજેન્દ્ર તારે ઘણા પુત્રો છે અને મારાથી આપ ઘણા મોટા છો; પરંતુ હું આનું છું કે, તમો શ્રીકૃષ્ણના દર્શનથી વંચિત હોવાને લીધે મારા બળની તુલના આપ કરીજ ન શકો. હે મહારાજ-યૌવનાશ્વ ! તમારા શરીરમાં મારો માનવા પ્રમાણે કાંઇ પણ બળ છેજ નહી. હે રાજન ! હું તો જુવાન છું અને આપ મારાથી ઘણા વૃદ્ધ છો. ઉદાર વૃષકેતુનું આ વાકય સાંભળી યૌવનાશ્વે વૃષકેતુને હસતો હોયની તેમ પ્રથમ વૃષકેતુના હૃદયમાં દશ શરો ફેંકયા. વૃષકેતુએ યૌવનાશ્વના ધનુષ્યથી નીકળેલા તે શરોના ત્રણ ત્રણ કટકા કરી નાખ્યાં. એકજ બાણથી યૌવનાશ્વે ફેંકેલા શરોને કાપીને પોતાના ત્રણ બાણો વડે યૌવનાશ્વને વીંધી નાખ્યો. વૃષકેતુએ ફેંકેલા તે બાણો જેમ ખોટી સાક્ષી પુરનારના પિતૃઓ જેમ અધોલોકમાં ચાલ્યા જાય તેમ રાજાને વીંધીને ધરણી-તલમાં પેસી ગયાં. વૃષકેતુએ પુનઃ અર્ધચન્દ્ર બાણથી દોરી સહિત રાજાના ધનુષ્યને કાપી નાખ્યું, તથા છત્ર, ચામર અને વ્યંજનોનો પણ નાશ કર્યો. જેમ એકજ ચક્રવાકના વિયોગથી પ્રીતિથી થનારા ગુણોનો નાશ થાય તેમજ એકજ બાળકના તીક્ષ્ણ બાણથી રાજાની ધનુષ્ય વગેરે સર્વ યુદ્ધ સામગ્રીઓ નાશ પામી. મહાબળવાન્ તે યૌવનાશ્વે બીજા ધનુષ્યને લઇને દોરી ચડાવી, તથા જેનાં અગ્રભાગો વળેલા છે એવા સાઠ બાણોથી કર્ણપુત્રને તે વખતે વીંધ્યો. યૌવનાશ્વે ફેંકેલા તે સાઠ બાણોએ યુદ્ધમાં વૃષકેતુનું હૃદય ભેદીને જેમ સૂર્યના કીરણો જલદી પાણીને ચુસી લે તેમ તેનું રકત પીધું તે પ્રમાણે હૃદય ભિન્ન થયેલું હોવા છતાં પણ ઘણા સૈનિકોથી ઘેરાયેલો તે વૃષકેતુ રાજાને પીડા કરતો કરતો ભયંકર યુદ્ધ કરવા લાગ્યો. ચાર બાણોવડે તેણે યૌવનાશ્વના ઘોડાઓને કાપી નાંખ્યા અને યમ સદનમાં પહોંચાડયા તથા રાજાના સારથિનું મસ્તક તેની કાયા ઉપરથી કાપી નાંખી પૃથ્વી ઉપર પટકયું અને સર્વ યોદ્ધાઓ જુએ તેમ યૌવનાશ્વ રાજાને અદૃશ્ય કરી દીધો તે પ્રકારના યુદ્ધમાં ' રાજા નાઠો ' આ

પ્રમાણે શબ્દ થવા લાગ્યો. કર્ણપુત્રે યુદ્ધની લીલાવડે જ્યારે બાણોથી અંધકાર કરી મૂક્યો અને યૌવનશ્વના પિતામહ સમક્ષ યુદ્ધમાં શત્રુનો નાશ કર્યો ત્યારે લજ્જિત થઈને પુનઃ મન્ત્ર સહિત ઘોર પાવકાસ્ત્ર છોડયું હે જનમેજય રાજા ! તે વખતે કર્ણપુત્રે છોડેલા પાવકાસ્ત્રના અગ્નિથી પ્રકાશ થયો અને શત્રુઓની સેનાઓ બળવા લાગી. યૌવનાશ્વ રાજાએ વારૂણાસ્ત્રથી તે પ્રકટેલા અગ્નિને શાન્ત કર્યો ત્યારે કર્ણપુત્રે પવનાસ્ત્ર ફેંકીને વારૂણાસ્ત્રનો નાશ કરી સમરાંગણમાં મહા નાદ કરવા લાગ્યો વૃષકેતુનું આવું ભયંકર ચરિત્ર જોઈને યૌવનાશ્વ ઘણોજ ક્રોધ પામ્યો અને વૃષકેતુનું હેવી પરાક્રમ જોઇ બીજા રથમાં બેસી પર્વતાસ્ત્રથી પવનાસ્ત્રનો સંહાર કરતો કરતો કર્ણપુત્રને પીડા કરવા લાગ્યો. હજારો શિલાઓ ચળકાટ કરતી આકાશ થકી પૃથ્વી ઉપર પડવા લાગી તેમજ કર્ણપુત્ર ઉપર રાજાના હાથથી છોડેલા તીક્ષ્ણ શરોની વૃષ્ટિ થવા લાગી રૂંવાડાને ખડાં કરે એવા આ સંગ્રામમાં વીર વૃષકેતુ દૃષ્ટિ ગોચર થતો ન હતો આવી સ્થિતિએ પહોંચેલા વૃષકેતુને જોઈ ભીમ પુત્રવૃષકેતુને તે આપત્તિઓમાંથી છોડાવવા ચાલી નીકળ્યો, રણમાં ઝુમકે આવતા ભીમને જોઈ કર્ણાત્મજ વૃષકેતુએ ત્વરાથી રાજાએ છોડેલી તે શર વૃષ્ટિને દૂર કરી હસતો હોય તેવો દેખાયો અને ચક્રથી પર્વતાસ્ત્રનો પણ નાશ કરી રણમાં ફરવા લાગ્યો, વીરયૌવનાશ્વે તે શસ્ત્રને પણ વ્યર્થ કર્યું અને તે મહાબળવાન રાજાએ ભાલાવતી વૃષકેતુનું હૃદયભેદી નાખ્યું. મહાબળવાનવૃષકેતુ તે ભાલાથી વીંધાઇને મૂર્છા પામ્યો અને પૃથ્વી ઉપર પડી ગયો. કર્ણપુત્ર મૂર્છા ખાઇને પડયો ત્યારે ભીમસેન ઘણો ક્રોપાવિષ્ટ થયો અને પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યો કે ધર્મપુત્ર યુધિષ્ઠિર, માતા કુન્તી, શ્રી કૃષ્ણ અને અર્જુન પાસે હું કર્ણપુત્ર વૃષકેતુ વિનાનો જઇને શું મુખ દેખાડીશ અને શું કહીશ ! તેજ વખતે ભીમસેન મોટી ગદા લઇને વેગ થકી રૂદ્રની જેમ યૌવનાશ્વની સેના ઉપર તુટી પડયો. અને સેનાનો સંહાર કર્યો ઘણાએ હાથીઓના કુંભસ્થળોને તેણે એક ક્ષણમાં ફાડી નાખ્યા રથોને અશ્વોને અને મનુષ્યોને પણ પૃથ્વી ઉપર તેણે પછાડયા. અત્યંત કોપને પામેલા તે ભીમસેનની જાનુઓમાંથી પવન ઉત્પન્ન થયો અને તે પવને માતંગોને અને અશ્વ સહિત રથોને આકાશમાં ભમાવ્યાં. હે રાજેન્દ્ર જનમેજય ! તે રણમાં સર્વે વીરો મુક્ત કેશ થઇને આમ તેમ અસુરોની માફક ભમવા લાગ્યા હાથીઓ વડે ખેંચી જવાતા હાથીઓ પણ પૃથ્વી ઉપર પડવા લાગ્યા. જેમ વાસુદેવનું માહાત્મ્ય સાંભળ્યા સિવાય આખું જગત્ ભમ્યા કરે તેમ યૌવનાશ્વનું સૈન્ય ચારે તરફ ભ્રમણ કરતું દૃષ્ટિગોચર થવા લાગ્યું. હાથીઓ ઉપર બેઠેલા વીરો ઉંચા પગવાળા વસ્ત્ર વિનાના, અનેક પ્રકારના આભૂષણોથી રહિત અને નીચે જમીન તરફ મુખવાળા રૂધિરને ઓકનારા અને શુષ્ક મુખવાળા થયા. રાજપુત્રો પણ જેઓનાં ગાત્રો ભેદાઇ ગયાં છે એવા હોઇ પોતાના મુખથકી રૂધિરને ટપકાવતા છતા આકાશથી ક્ષીણ–પુણ્ય મનુષ્યોની જેમ પૃથ્વી ઉપર પટકાઈ પડયા. હે જનમેજયરાજા ! ભીમ જ્યારે તે સમરાંગણમાં

યુદ્ધ કરવા લાગ્યો ત્યારે મનુષ્યો, અશ્વો, અને ગજોના દેહોમાંથી શોણિતના હજારો પ્રવાહો ચાલુ થયા, ત્યારપછી ભીમ સાથે યુદ્ધ કરવા માટે યૌવનાશ્વનો સુવેગ નામનો પુત્ર કે જે મહાપરાક્રમી હતો તે રણ–ભૂમિમાં આવી પહોંચ્યો અને ક્રોધથી નીચે પ્રમાણે ભીમસેનને કહેવા લાગ્યો, કે હે વીર ! મહાબળવાન અને યૌવનાશ્વના પુત્ર સુવેગ એવા નામથી તું મને ઓળખ, ઉભો રહે મારી સાથે યુદ્ધ કર ક્યાં ચાલ્યો જાય છે. એ પ્રમાણે કહિને તે વીરે પોતાના રથનો ત્યાગ કર્યો અને મોટી ગદા પકડીને તે ગદાવડે ભીમસેનને મસ્તકમાં અને વક્ષઃ સ્થળમાં પ્રહાર કર્યો. બળવાન વૃકોદર-ભીમસેન પણ પોતાની ગદા ઉચકીને તેના ઉપર પ્રહાર કરવા લાગ્યો. ક્રોધથી ઘેરાયેલા તે બેઉ જણાઓ ગદાવડે પરસ્પર પ્રહાર કરવા લાગ્યા. ત્યાર પછી ભીમે તે સુવેગને હાથેથી ઉંચકીને આકાશ તરફ ફેંક્યો અને સો વાર ફેરવીને પૃથ્વી ઉપર પછાડીને પેષી નાંખ્યો. વીર સુવેગ પુનઃ ઉભો થઇને પવાનાત્મજ ભીમને પણ ખૂબ કચરવા લાગ્યો. હે રાજેન્દ્ર ! બેઉ વીરોનું દ્વન્દ્વ–યુદ્ધ બહુજ આશ્ચર્યજનક થયું, ભીમે એક હાથીને સુવેગ ઉપર ફેંક્યો, પોતાની ઉપર આવતા હાથીને સુવેગે પકડીને ભીમ ઉપર ફેંક્યો સુવેગ તે હાથીને ભીમ ઉપર ફેંકે અને ભીમ તેજ હાથીને સુવેગ ઉપર ફેંક્યા કરે આ પ્રમાણે બેઉના યુદ્ધમાં હાથીની પણ દુર્દશાજ થઇ ! ! પરસ્પર મુષ્ટિઓવડે જાનુઓના પ્રહારથી તથા બીજા ઘોર પ્રહારોથી બેઉ જણામાંથી કોઇને પણ વિજય-લક્ષ્મી વરી ન શકી. બેઉ વીરો ત્યાં, રણભૂમિમાં એક બીજાથી ઘણાજ કચરાયા અને પૃથ્વી ઉપર પડ્યા. તે સમયે વૃષકેતુ એ મૂર્ચ્છાનો ત્યાગ કરીને યુદ્ધમાં રાજા યૌવનાશ્વને પોતાના વક્ર પાંચબાણોથી ભેદી નાંખ્યો. વૃષકેતુના બાણોના પ્રહારથી મહાબળવાન યૌવનાશ્વ મૂર્ચ્છા પામ્યો. યુદ્ધ–ભૂમિમાં યૌવનાશ્વને સંજ્ઞા–જીવન રહિત જોઇને વૃષકેતુ તેની પાસે ગયો અને પોતાના વસ્ત્ર વડે રાજાને પવન નાંખતો કહેવા લાગ્યો. કે કૃષ્ણના આરાધનથી ઉત્પન્ન થયેલું મારૂં થોડું ઘણું પુણ્ય જો બચતું હોય તો તે સર્વ પુણ્યના પ્રતાપથી આ યૌવનાશ્વ રાજા સમર ભૂમિમાંજ પુનઃ જીવતા થાય યૌવનાશ્વ રાજા જો જીવતા નહોય તો પછી મારા પૌરૂષ–પરાક્રમને કોણ જાણી શકનાર હતો ઉદાર વીર વૃષકેતુ આ પ્રમાણે બોલી રહ્યા પછી યૌવનાશ્વે મૂર્ચ્છાનો ત્યાગ કર્યો અને ઉભો રહે, ઉભો રહે એમ બોલવા લાગ્યો ઉભો થઇને જુએ છે ત્યાંતો તે રાજાએ પોતાને પવન નાંખતો પોતાના ચરણ પાસે બેઠેલો જોયો. કર્ણપુત્ર-વૃષકેતુને આલિંગન આપી નીચે પ્રમાણે કહેવા લાગ્યો હે ઉદાર બુદ્ધિ વૃષકેતુ ! તું મને પ્રાણદાન આપનારો છો. જે તેં કહ્યું હતું તે સાંભળીનેજ ક્ષાત્રધર્મને અનુકૂળ યુદ્ધ થાય છે, મારા અસ્તિત્વ સિવાય તું આ જગતમાં નિન્દા પાત્ર બનવાને યોગ્યજ નથી. ' હે વીર આ મારા સકલ રાજ્યનો તું સ્વીકાર કર, મારૂં જીવન તારે આધીનજ છે. હે સજ્જન ! તારા પ્રસાદથી હું શ્રી કૃષ્ણનું દર્શન કરી શકીશ, ભીમસેનજી ક્યાં છે તેનું દર્શન કરાવ. આ મૃત્યુલોકમાં કર્ણ સમાન કોઇ દાનેશ્વર હતોજ નહિ' તારા પિતાનું દાનેશ્વરી–પણું તેં બરાબર દર્શાવ્યું છે. (પુત્ર) સમાન જ

ણાતા તેં વીરે રણમાં મારૂં રક્ષણ કરીને અખંડ કીર્તિ મેળવી છે. જે રણમાં બલવાન્ સુવેગ અને ભીમ બેઉ મૂર્છા પામીને કોઇ ન દેખી શકે એવી રીતે પડયા છે. ત્યાં તું મારી સાથે ચાલ.



## પ્રકરણ ૬ ઠું

### ભીમનું આગમન.

ભીમસેન અને સુવેગ મૂર્છામાંથી જાગૃત થયા અને ફરીથી દ્વન્દ્વ-યુદ્ધની તૈયારી કરવા લાગ્યા યૌવનાશ્વે તે બેઉને વાર્યા ભીમસેનને વચનોથી સંતોષીને યૌવનાશ્વ પોતાની નગરીમાં લઇ ગયો. વીર મેઘવર્ણ, અશ્વને પકડીને ભીમ-સમીપ ઉપસ્થિત થયો અને હસતો હસતો કહેવા લાગ્યો કે આ બધું આપણા સુદૈવે કેવું રચી આપ્યું ! સર્વ તો મુખશ્રી કૃષ્ણદેવનું બહુ પ્રકારે સ્મરણ કરતો તે તે દેવનોજ આભાર માનવા લાગ્યો હે આર્ય જનમેજય રાજા ! ત્યાર પછી યૌવનાશ્વ પ્રસન્ન થઇને ભીમસેનની અને વીર વૃષકેતુની પ્રાર્થના કરતો નીચે પ્રમાણે કહેવા લાગ્યો કે હે ભીમસેનજી ! કુમાર એવા આ વૃષકેતુના મહાન્ પરાક્રમને આપ જુઓ યુદ્ધમાં દયાળુ આત્માએ મને પ્રાણ દાન આપી જીવિત કર્યો છે. પ્રાણ આપનાર વીર સાથે પુનઃ યુદ્ધ કેમ બની શકે ! હે પાણ્ડુ પુત્ર ભીમસેનજી ! માટે આપનું કલ્યાણ થાઓ અને મને ગોવિન્દ-શ્રીકૃષ્ણ પાસે લઇ જઈ દર્શન કરાવો. મારૂં મન આજ ધર્મરાજા યુધિષ્ઠિરના દર્શન માટે ત્વરિત બન્યું છે. કે જે યુધિષ્ઠિરની શ્રી કૃષ્ણમાં રહેલી ભકિત પોતે મુકિત કરતા પણ શ્રેષ્ઠ માને છે. હે વીર ભીમસેનજી ! જે કાંઈ મારી પાસે ધન પુત્ર પૌત્ર વગેરે છે તે સર્વે અને આ શરીર અને રાજ્ય પણ શ્રી કૃષ્ણાર્પણું કરૂંછું તેમજ મારી પાસે પવિત્ર એવા હજાર હાથીઓ પણ છે તે પણ શ્રી કૃષ્ણને આધીન કરો. યજ્ઞ પ્રસંગમાં યુદ્ધનો અવકાશ મળતાં અને આ અશ્વમેધોપયોગી ઘોડાના રક્ષણમાં મારૂં શિર આપવા તૈયાર છું. શુભ્ર એવા આ ગજ ઉપર હે ભીમસેનજી ! આપ મારા સાથે બિરાજો મારો પુત્ર સુવેગ અને કર્ણ પુત્ર વૃષકેતુ આ સુવર્ણાલંકારોથી વિભૂષિત મદોન્મત્ત હાથી ઉપર બેસીને મારી આજ્ઞાવિનતિથી રમ્ય એવી મારી ભદ્રાવતી નગરીમાં પ્રવેશ કરે. સૈન્યમાં બચેલા સારા પુરૂષો આગળથી નગરીને સુશોભિત કરવાને ચાલ્યા જાય. વિચિત્ર પતાકાઓથી અને ચન્દનોદકથી ભદ્રાવતી નગરીને આજ તેઓ અલંકૃત કરે. મારી પ્રભાવતી સ્ત્રી, ભીમસેનજીનું નીરાજન (આર્તિ) કરે બાલકન્યાઓ લાજો (અક્ષતો) થી અને પુષ્પ માલાઓથી ભીમસેન વગેરેને વધાવે ! એ પ્રમાણે યૌનનાશ્વે આપ્તજનોને આજ્ઞા આપી ભીમસેન સહિત પોતાની નગરીમાં પ્રવેશ કર્યો. સાથે મેઘવર્ણ પણ આનંદભર્યો યૌવનાશ્વની સાથેજ હતો. પ્રભાવતીદેવીએ રાજમંદિર પ્રત્યે ચાલ્યા આવતા ભીમનાં દર્શન કર્યાં અને સુવર્ણ-પાત્રમાં પંચ-શિખા (વાટ) વાળા મંગળકારી દીપને પ્રકટાવી સાથે કપૂરનાં વિવિધ આકૃતિવાળા પુષ્પોને ગોઠવી પોતાની સહચરીઓ સાથે ભીમસેનજીનું સ્વાગત કરવા આવી પહોંચી તે સર્વે વીરોનું નીરાજન કરી નીચે પ્રમાણે કહેવા લાગી જે વીર પુરૂષ કર્ણ પુત્રે

સારી રીતે ઢીલા પડી ગયેલા મારા કણ્ઠહાર (પતિ) ની સારી રીતે રક્ષા કરી છે. તે વીર વૃષકેતુની કીર્તિ આજ અખંડ અને સુદૃઢ થાઓ. જૈમિની ઋષિ જનમેજય રાજાને કહેવા લાગ્યા—હે રાજન્ ! જ્યારે પ્રભાવતી રાણીએ ત્રણે વીરોનું નીરાજન પૂર્ણ કર્યું ત્યારે ત્રણે વીરો શ્રેષ્ઠ આસન ઉપર બિરાજ્યા ત્યાર પછી અનેક પ્રકારની કુશળ વાર્તાઓ કરીને તેમજ વિવિધ પ્રકારનું મિષ્ટાન્ન જમીને નિદ્રાને આધીન થયા. પ્રાતઃકાળ થતાંજ યૌવનાશ્વ નિત્ય કર્મ પરવારીને ભીમસેન સહિત સભા ભરીને બેઠો અને ધર્મ કાર્યમાં કુશળ એવો તે રાજા પોતાના નગરમાં વસતા સર્વ જનોને આદેશ કરવા લાગ્યો—જ્યાં શ્રી કૃષ્ણ અને યુધિષ્ઠિર બિરાજે છે ત્યાં હસ્તિનાપુર પ્રત્યે સર્વે નગરવાસીઓ જાઓ. જે કોઇ મારા રાષ્ટ્રમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો માંથી તથા અત્યંજ હોય તોપણ જો કૃષ્ણ સમીપ નહી જાય તેનો હું ચોરની માફક વધ કરાવીશ એ પ્રમાણે તે યૌવનાશ્વ રાજાએ ભેરી અને દુંદુભિઓના અવાજોથી ખાસ પ્રજાને જાહેર કરી પોતાની સ્ત્રીઓને પુત્ર અને પોતાનું સર્વસ્વ (ધન) લઇ શ્રી કૃષ્ણના સમીપમાં જવા આજ્ઞા કરી આપી. પ્રભાવતી ! પોતાની હજારો સહચરીઓ સાથે સતી દ્રૌપદીજી તથા યશસ્વિની રૂકિમણીજીનાં દર્શન માટે પ્રયાણ કરો. આ મારો હજારો સ્તંભોથી સુશોભિત પટમંડપ (તંબુ) પશ્ચિમ દિશામાં રાખીને મારે હસ્તિનાપુર પ્રત્યે જવાને માટે સાથે આપો. હાથી ઉપર મેઘ સમાન શબ્દ કરતા દુંદુભિ ખૂબ બજાવો. ઉંટો ગાડાંઓ અને પોઠીઆઓ ઉપર સુવર્ણ ભરી ભરીને લઇ જાઓ આ પ્રસંગે વધારે બોલીને શું કરવાનું છે. મારૂં જે કાંઇ ધન છે તે સર્વસ્વ; મારૂં હિત કરનારા આપ્તજનો, શ્રી કૃષ્ણની સમીપ પહોંચાડો. જ્યાં પતિત—પાવની ભાગીરથી—ગંગા વહી રહ્યાં છે, અને યજ્ઞ સ્વામી સાક્ષાત્ શ્રી કૃષ્ણ જ્યાં બિરાજે છે તે સર્વેનો સંયોગ (મિલન) કયા દુર્ભાગી પુરૂષને આનન્દ નહી આપી શકે ? તે યૌવનાશ્વ રાજાએ સુદેવનામના મન્ત્રીને બોલાવ્યો અને આજ્ઞા કરી હે મન્ત્રીજી ! તમે ધનના ભંડારોને અનેક પ્રકારના વાહનોમાં ભરી તૈયાર થાઓ, તમો શ્રીમાન્—લક્ષ્મી પુત્ર છો તેમજ આપણા શહેરમાં બીજા પણ ધનાઢયો વસે છે. તે સર્વેને પોતાની સાથે લઇ ધર્મરાજાની નગરી પ્રત્યે લઇ જાઓ.

આ પ્રમાણે પોતની સમક્ષ બેઠેલા નગરવાસી સભાજનોને આજ્ઞા આપી યૌવનાશ્વ કહેવા લાગ્યો. આપ સર્વે જ્યાં શ્રી કૃષ્ણ અને યુધિષ્ઠિર બિરાજે છે ત્યાં પધારો કારણ કે ત્યાં યુષ્ઠિર મહારાજા ઘણોજ પવિત્ર અને શોભાયમાન અશ્વમેધ યજ્ઞ કરનાર છે. એ પ્રમાણે રાજાથી આજ્ઞા અપાયેલા સર્વે સભાજનો ઘણા પ્રસન્ન થયા અને શ્રી કૃષ્ણનું સાક્ષાત્ દર્શન થનાર હોવાથી પરમ સુખ માનવા લાગ્યા. સુદેવ પોતાની માતા પાસે જઇને રાજાએ કરેલી આજ્ઞા કહી સંભળાવા લાગ્યો હે માતા ! યૌવનાશ્વ રાજા મને જ્યાં ધર્મરાજા યુધિષ્ઠિર અને શ્રી કૃષ્ણ તથા અર્જુન છે, ત્યાં લઈ જવા ઇચ્છા રાખે છે. સુદેવની માતા પોતાના પુત્રનું ધન સહિત હસ્તિનાપુર પ્રત્યે જવાનું અપ્રિય વાકય સાંભળીને પોતાના પુત્રને કહેવા લાગી કે જેને પોતાનું સર્વસ્વ લઇને હસ્તિનાપુર પ્રત્યે જવું હોય તે ભલે જાય, પણ દીકરા ! તારે તો ત્યાં

જવું જ નહી અને હું જીવતી છતાં એવો નકામો વિત્ત-વ્યય તારે કરવો જ નહી હે તાત, વિત્ત વિનાની હું આ નગરીમાં જીવવાને ઉત્સાહ ધરાવતીજ નથી. પોતાની માતાનું આવું વાક્ય સાંભળી સુદેવ તેણીને કહેવા લાગ્યો, ત્યાં પવિત્ર ભાગીરથી ગંગાજી છે. તેમજ અનેક દિશાઓમાંથી સાધુ પુરૂષો અને પણ્ડિતો આવેલા છે. તથા ભગવાન્ શ્રી કૃષ્ણ મહારાજ પોતાના મોટાભાઇ બલરામ સાથે ત્યાં પધારેલા છે તેમજ યુધિષ્ઠિરના આ યજ્ઞમાં બીજા સહર્ષિઓ પણ આવેલા છે. હે જન્મ દાત્રિ! ચાલ, તું પણ ઉભી થા અને બલરામ સહિત શ્રી કૃષ્ણનાં દર્શન કરીને પાવન થા આ સાંભળી સુદેવની વૃદ્ધ-માતા બોલવા લાગી હે સુદેવ! તું એમ બલાત્કારે તેવાઓનું દર્શન કરવાને મને કહીશ નહીં, કોઇ એવો ધર્મરાજા તથા દર્શન કરવા યોગ્ય દેવ મેં કદાપિ સાંભળ્યો પણ નથી મારા સ્વામીએ ધર્મ કર્યો નથી અને મારા પિતાએ પણ તેવો ધર્મ પાળ્યો નથી. હે દીકરા તું કોના ઉપદેશથી તારા સર્વ ધનનો ક્ષય કરવા માટે પ્રવૃત્ત થયો છે. બધી યજ્ઞ યાગાદિ ક્રિયાઓને હું પ્રતારણરૂપ સમજુ છું, વેદો કેવળ અર્થવાદજ છે અને બ્રાહ્મણો તો લોકોને છેતરવા માટે ધૂર્તો જેવા બન્યા છે. પોતાના પ્રાણનો વ્યય કરીને મેળવેલા ધનનો કયો મતિવાન્ નાશ કરે? આપણા કુલમાં ધર્મ કોઇને સુખ આપનારો નીવડયો નથી. હાલમાં તો હું વૃદ્ધ થયેલી કેવી રીતે ધર્માચરણ કરી શકું! એવું અકૃત્ય તો હું નહી કરી શકું, આ મારા વચનને સત્ય માનજે.

પોતાની માતાનું આવું વચન સાંભળી સુદેવ યૌવનાશ્વ રાજા પાસે ગયો અને રાજાને હાસ્ય તથા વિસ્મય ઉપજાવે એવું રમ્ય વચન કહેવા લાગ્યો-હે રાજન્! ધર્મરાજાના તે અશ્વમેધ યજ્ઞના દર્શન કરવા માટે પણ પોતાના ગૃહનો ત્યાગ કરવા મારી માતા હિમ્મત ધરી શકતી નથી, રાજાને તે સુદેવનું વચન સાંભળીને જરદ્ગવા નામની ડોશીમાને બોલાવીને જેમ તેણીનું હિત થાય એવું રમ્ય વચન કહેવા લાગ્યો- હે વૃદ્ધ માતા! આ નગરના પ્રત્યેક જનો જ્યાં ધર્મરાજા અને માધવ શ્રીકૃષ્ણ બિરાજે છે. ત્યાં જાયછે આપ મારી સાથેજ તે હસ્તિનાપુર પ્રત્યે ચાલો અને યુધિષ્ઠિર તથા શ્રી કૃષ્ણનાં દર્શન કરી પુણ્ય પ્રાપ્ત કરો પાવન થાઓ. ત્યાં સાક્ષાત્ કૃષ્ણ પરમાત્મા બિરાજેલા છે તથા પોતાની પુત્ર-વધૂઓ સહિત રૂક્મિણીજી અને અન્ય પવિત્ર આચરણવાળી સન્નારીઓ આવેલી છે સજ્જન પુરૂષોના કેવળ દર્શનથીજ મનુષ્યોનાં સર્વે પાતકો નાશ પામે છે. પુણ્યાત્માઓના દર્શન કરવા વિષે વિચાર કરવો હોયજ નહી. રાજાનું આગ્રહ ભર્યું વચન સાંભળી વૃદ્ધ ડોશી કહેવા લાગ્યાં હે રાજેન્દ્ર! હું તો આપની સાથે આવનારજ નથી, મારી હાજરી આ ઘરમાં જો ન હોય તો મારૂં સર્વ દ્રવ્ય ચાલ્યું જાય. મારી પુત્ર-વધૂઓનો સમૂહ ઘણોજ દુષ્ટ છે. તેથી તે મારા ઘરનો નાશ કરે. હાલમાં મારા પાકેલા ઘઉં હજુ ક્ષેત્રમાંજ ઉભેલા છે અને ગોવાળીઆઓ મારા ઘરના સર્વમાખણનો નાશ કરે, આ સર્વ મારી હાજરી સિવાય સુરક્ષિત રહી શકેજ નહિ. મારા દાસ અને દાસીઓનો સમુદાય ઘણોજ બીજાળુ છે તે સર્વે મારા વિના જ્યાં ફાવે ત્યાં ચાલ્યા જાય આ મારૂં ઘર મારા આધારેજ નભેછે,

એમાં કાંઇ પણ સંશય માનશો નહી. મારે કૃષ્ણથી હાલ શું પ્રયોજન છે? તેમ ધર્મરાજાનું પણ હાલ મારે શું કામ છે? જેમ કૃષ્ણ અને યુધિષ્ઠિર પોત-પોતાનાં કાર્યમાં લાગી રહ્યા છે, તેમ હે ભૂમિપ! હું પણ મારા-પોતાના ગૃહકાર્યમાં સાવધાન છું, આપ પણ રાજ્યનો ત્યાગ કરી નકામા ત્યાં જાઓ છો? મૂઢ જેવા તમો કશો વિચાર કરી શકતા નથી કે ત્યાં જવાથી તમારી દ્રવ્યહાનિ કેટલી થશે. હે ભૂપતે! પ્રાણો ચાલ્યા ગયા હોય તો હું શ્રેષ્ઠ માનું છું ગયેલું ધન કદાપિ આપણને કે આપણા વંશજોને મળનાર નથી. વળી તમારા હસ્તિનાપુર પ્રત્યે જવાથી સર્વે લોકોને કેટલો ક્લેશ થશે તેનો વિચાર હે નરાધિપ! તમારે કરવો ઘટે છે.

એ પ્રમાણે બડબડતી તે જરદ્‌ગવાને નૃપતિ–યૌવનાશ્વે બલાત્કારે સાથે લીધી, રૂદન કરતી તે ડોશીને બાંધીને ડોળીમાં બેસારી અને હસ્તિનાપુર પ્રત્યે પ્રયાણ કર્યું તે ડોશીને હસતાં હસતાં અને આશ્ચર્ય પામતાં તેણીની તૃષ્ણાને વારંવાર નિન્દવા લાગ્યો અને ચિત્તને વિભ્રમ કરાવે એવું આ ડોશીનું ચરિત્ર ભીમસેનને કહી સંભળાવા લાગ્યો. હે ભીમસેનજી! આશા એ કોઇ બલવતી વસ્તુ તથા આશ્ચર્ય-મોહ–શૃંખલા એ અવર્ણનીયજ છે કે જે આશાઓથી બંધાયેલા જનો સંસારમાં આમ તેમ ભ્રમણાજ કર્યા કરે છે! અને તે આશાપાશથી મુક્ત થયેલા પુરૂષોજ પાંગળાઓની માફક સ્થિર આસને રહી શકે છે! વૃદ્ધ થતા પુરૂષોના કેશો તથા દન્તો જીર્ણ થાય છે, ચક્ષુ અને શ્રોત્ર વગેરે પણ જીર્ણ થતાં જાય છે, તથાપિ કેવળ તૃષ્ણાજ શ્રી કૃષ્ણની કૃપા સિવાય જીર્ણ થઇ શકતી નથી. તૃષ્ણાનું દુઃખ બહુ ભારી છે, તૃષ્ણાના ત્યાગથી મનુષ્યો ઉત્તમ સુખને મેળવી શકે છે. આ પ્રમાણે ભીમ સાથે વાર્તાલાપ કરી સંતોષ આપતો પાંચ રાત્રિ સુધી તે યૌવનાશ્વ પોતાની ભદ્રાવતી નગરીમાં ભીમસેન વગેરેની સાથે રહ્યો, ત્યાર પછી તે વીર યૌવનાશ્વે મોટી સેનાને અને પુષ્કળ દ્રવ્યને સાથે લઇને ધર્મરાજાની નગરી પ્રત્યે પ્રયાણ કર્યું. ભદ્રાવતી નગરીથી ચાલતાં જ્યાં વીશ યોજન ચાલવાનું બાકી રહ્યું તે સ્થળે યૌવનાશ્વને ભીમસેન કહેવા લાગ્યો કે હું યુધિષ્ઠિર પાસે આપ સર્વેની અગાઉ જાઉં અને આપ સેના અને પરિવાર સહિત આવી પહોંચ્યા છો એમ તેમની પાસે જઇને નિવેદન કરૂં. મારા જવા પછી કર્ણપુત્ર આપની રક્ષા કરશે. એ પ્રમાણે નિર્ણય કરીને તે ભીમસેન ત્વરાથી યુધિષ્ઠિર પ્રત્યે ચાલી નીકળ્યો. હસ્તિનાપુરમાં પ્રવેશ કરીને તેણે પોતાના ભાઇઓથી વીંટલાયેલા યુધિષ્ઠિરને જોયા. બુદ્ધિશાલી વૃકોદરે ધર્મરાજાને નમસ્કાર કર્યો અને સર્વે આપ્ત–જનોને આલિંગન આપી નીચે પ્રમાણે કહેવા લાગ્યો—હે યુધિષ્ઠિર રાજા! આપની પૂર્ણ–કૃપાથી અમો સદા કુશલી છીએ. તે યજ્ઞોપયોગી અશ્વ યૌવનાશ્વની સાથે ચાલ્યો આવે છે, કર્ણપુત્ર વૃષકેતુએ તે યૌવનાશ્વ રાજાને સંગ્રામમાં પૂર્ણ સંતોષ આપ્યો છે. તે યૌવનાશ્વ રાજા મોટી સેનાની સાથે, પોતાની સ્રીઓ અને મિત્રો સહિત આપણી નગરીની સમીપ આવી પહોંચ્યો છે. મોટી રાજ્યશ્રીથી યુક્ત અને બીજી હજારો સહચરીઓ સાથે તે યૌવનાશ્વની પ્રભાવતી નામની વિલાસિની સ્રી હે રાજન્! શાન્તિ અને ક્ષાન્તિથી યુક્ત વિષ્ણુભક્તિ જેમ દીપી નીકળે, તેમ સતી દ્રૌપદીનાં દર્શન માટે આવી પહોંચી છે (૬)

# પ્રકરણ ૭ મું.

## મરૂત્ત રાજાના યજ્ઞનું કથન.

યૌવનાશ્વ રાજાને પોતાની નગરી પાસે આવી પહોંચેલો સાંભળી, તે સમયે યુધિષ્ઠિર રાજા મહાન્ હર્ષને પામ્યા અને ભીમસેનને કહેવા લાગ્યા કે હે વૃકોદર ! દ્રાપદી પાસે જઇને કહે કે, શૃંગાર સજીને પ્રભાવતીના દર્શન અને સ્વાગતને માટે તૈયાર થાય. યુધિષ્ઠિરની આજ્ઞાથી જ્યાં દ્રૌપદી હતી તે સ્થળે ભીમસેન ચાલ્યો. ભીમને આવેલો જોઇને દ્રૌપદી ઘણીજ હર્ષ પામવા લાગી. શશિમુખી તે દ્રૌપદી 'ભલેપધાર્યા' એમ કહીને પાસે ઉભી રહી. દ્રૌપદીએ તે સમયે અનેક પ્રકારના શસ્ત્રોથી અને મુષ્ટિ પ્રહારોથી ભીમસેનનું શરીર ભાંગેલું જોયું, સતીજીએ પોતાનું આસન આપ્યું અને વૃષકેતુ તથા મેઘવર્ણના કુશળ પુચ્છયા, ભીમસેન દ્રૌપદીજીને કહેવા લાગ્યો કે હે દેવી ! યૌવનાશ્વ રાજા હર્ષભર થઇને, સમૃદ્ધી, સેના અને વાહનો સહિત પોતાની સ્રીઓ અને પુત્રો સહિત આપણી નગરી સમીપ આવી પહોંચ્યો છે. વિશાલાક્ષી એવી તે રાજાની પ્રભાવતી સ્રી બીજી હજારો સ્રીઓને સાથે લઇને માનાર્હ એવી આપનાં દર્શન કરવા આંહિ આવે છે. માટે હે દ્રૌપદીજી ! શ્રંગાર સજો અને પોતાની સહચરીઓ સાથે હે દેવી ! રાજા પ્રત્યે જાઓ. હે દેવી ! શ્રી કૃષ્ણ ! આંહિથી કયાં ચાલ્યા ગયા તે વિના હું તમારી તેવી શોભા જોઇ શકતો નથી. મને મહાન્ વિસ્મય થાય છે કૃષ્ણ જો યુધિષ્ઠિરને છોડીને આંહિથી દ્વારિકા પ્રત્યે ચાલ્યા ગયા હોય તો પછી હું માનું છું કે પ્રભાવતી સાથે તારી કેવી શોભા થનાર છે ? યૌવનાશ્વની પ્રાણવલ્લભા પ્રભાવતી ઘણુંજ ધન લઇને આંહિ આવી પહોંચી છે. ભીમનું આવું વાક્ય સાંભળી દ્રૌપદી તેને કહેવા લાગી કે હે પાણ્ડુપુત્ર ! ગોવિન્દ ખરેખર ઘરની અંદર જ બીરાજે છે અને તે દયાળુની પૂર્ણ કૃપાથી મારી શોભા પૂર્ણ છે. હે વૃકોદર ! અમો હમણાંજ પ્રભાવતી સહિત યૌવનાશ્વનું સ્વાગત કરવાને બહાર નીકળીએ છીએ. ત્યાર પછી કૃષ્ણ ધર્માત્મજ—યુધિષ્ઠિરની સાથે આવીને પુત્ર સહિત યૌવનાશ્વનું સ્વાગત કરવાને આનંદથી બહારનીકળ્યા. જ્યાં ચમ્પક વૃક્ષોનાં પુષ્પો બહુજ ખીલી નીકળ્યાં હતાં ત્યાં આવીને સર્વે ઉપસ્થિત થયા, યૌવનાશ્વરાજા પણ તે અશ્વમેધોપયોગી અશ્વને અને કર્ણ પુત્ર વૃષકેતુને આગળ કરીને યુધિષ્ઠિર રાજાના આગમનનું પ્રતિપાલન કરતો સન્મુખજ ઉભો હતો અને અનેક પ્રકારના સુન્દર વાદ્યોના મીઠા અવાજથી વસુધા-તલને કંપાવતો હતો. એજ સમયમાં યુધિષ્ઠિર મહારાજા, યૌવનાશ્વની સમીપ આવી પહોંચ્યા યુધિષ્ઠિરે યૌવનાશ્વને વ્યવસ્થિત રાખેલા પોતાના સર્વ સૈન્ય સહિત જોયો. અને વાહન થકી ઉતરીને વસુધાધિપ યૌવનાશ્વને પ્રેમપૂર્વક આલિંગન આપ્યું. બુદ્ધિશાળી તે યૌવનાશ્વ રાજાએ યુધિષ્ઠિર મહારાજાને પ્રણામ કર્યા. યૌવનાશ્વને ધર્મ રાજા કહેવા લાગ્યા— હે રાજન્ ! જેમ ભીમ વગેરે મારા ભાઇઓ છે. તેમજ આપ પણ મારા ભાઇ છો આમાં કાંઇ વિચાર કરવોજ નહિ, હે ભૂપતે ! હે મહા બુદ્ધિ રાજેન્દ્ર ! મારા સહાયભૂત આ શ્રી કૃષ્ણનું દર્શન કરો, રાણી શ્રી પ્રભાવતી

દ્રૌપદીને અને કુન્તીમાતાને સત્વર ભેટો. યુધિષ્ઠિરનું આવું વાકય સાંભળી અત્યંત હર્ષવાળા વદન વાળો થઇને તે યૌવનાશ્વ રાજા, અચ્યુત અને અનન્ત સ્વરૂપવાળા તે શ્રીકૃષ્ણને પ્રણામ કરતો કરતો ધર્મરાજા સાંભળે તેમ બોલવા લાગ્યો હે દેવ! હું ધન્યછું તથા આ અશ્વ ધન્ય છે કે જેના માટે ભીમ વગેરે ત્રણે વીરો મારી નગરી પ્રત્યે આવી પહોંચ્યા, આ વૃષકેતુ વીરને પણ ધન્ય છે, કે જેણે મનમાં કૃપાવિષ્ટ થઇને યુદ્ધ-ભૂમિમાં મારૂં રક્ષણ કર્યું ! હે કૃષ્ણ માહારાજ ! આપનો પરમ સખા, વૈષ્ણવોનો આગ્રણી પૃથા પુત્ર અર્જુન કયાં છે ? કે જેણે આ, ભૂ લોકમાં સર્વ પાપોના નાશ કરવા વાળા આપના વિરાટ સ્વરૂપનાં દર્શન કર્યાં, અને જે આપની સાથે કુરૂ-ક્ષેત્રમાં રહી વિજય પ્રાપ્તિનો ભાગ્યશાળી થયો ! આ પ્રમાણે યૌવનાશ્વે શ્રી કૃષ્ણની સ્તુતિ કર્યા પછી પ્રભાવતીએ કુન્તીમાતા, દ્રૌપદી અને રૂકમણીને આલિંગન આપી નમસ્કાર કર્યાં અને આનંદ પૂર્વક તેમની સમક્ષ ઉભી રહી. કૃષ્ણની સ્તુતી કરતા તે યૌવનાશ્વને અર્જુને આવી નમસ્કાર કર્યાં અને કહેવા લાગ્યો હે નરાધિપ જેમ યુધિષ્ઠિર અમારા મોટાભાઇ અને પૂજ્ય છે તેમ આપ પણ તેવાજ માનનીય છો. અને વૃદ્ધ છો. અમારા સદ્‌ભાગ્યેજ આપનું આંહિ પધારવું થયું છે. યૌવનાશ્વને પુત્ર સુવેગ પણ તે સર્વેને અને જનાર્દન શ્રી કૃષ્ણને પ્રણામ કરીને મહામતિ ધર્મ રાજાને કહેવા લાગ્યો—હે રાજેન્દ્ર! આ વૃષકેતુ મહાત્માના અવર્ણનીય પ્રભાવને અમો કેટલોક વર્ણવી શકીએ ! આ મહાત્માનો મહિમા ઘણોજ છે ! આ વીરેજ અમોને શ્રી કૃષ્ણનાં સાક્ષાત્ દર્શન કરાવ્યાં છે ! હે યુધિષ્ટિર મહારાજ ! શ્રી કૃષ્ણ વિનાનું રાજ્ય, શરીર અને ધન જે માનવો ધારણ કરે છે તે સર્વે સ્મશાન ભૂમિ જેવું ભાસે છે. હે હૃષીકેશ હવે પછી અમો તમારા ચરણારવિન્દને છોડીશુંજ નહિ મહારાજા યુધિષ્ઠિરના યજ્ઞ માટે હવે જલદી અશ્વને છોડો.

જૈમિની ઋષિ જન્મેજયને કહેવા લાગ્યા કે હે ભારત ! સુવેગનું વાકય સાંભળી શ્રી કૃષ્ણ ઘણોજ સંતોષ પામ્યા અને તેનીજ પાસે બેઠેલા રવિ-પૌત્ર વીર વૃષકેતુને આલિંગન આપી શ્રી કૃષ્ણે ધર્મ પુત્ર-યુધિષ્ઠિરની સાથે હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો. અને એક માસ પર્યન્ત ત્યાંજ રહી યુધિષ્ઠિરને કહેવા લાગ્યા હે પાણ્ડુ નન્દન યુધિષ્ટિર! ચૈત્રી પુર્ણિમા હવે નજીકજ આવી પહોંચી છે અને યજ્ઞનો સમય આજથી અગીઆરમે માસે થશે. માટે હું હવે યાદવોએ આશ્રય કરેલી દ્વારકા પ્રત્યે જવા ઇચ્છા રાખું છું. હે રાજન્! મારા સિવાય દ્વારકાનું સંરક્ષણ કરે એવો બીજો કોઇ નથી. માટે હું હવે આપની પાસે ત્યાં જલ્દી જઈ પહોંચવાને ઉત્સુક થઈ રજા માગું છું. મારા ત્યાં જવાથી સર્વે યાદવો ચિન્તા છોડીને આનન્દિત થશે. તમારા યજ્ઞમાં અશ્વમેધના આમંત્રણથી નિમંત્રિત થયેલા અમે સર્વે આવી પહોંચીએ ત્યાં સુધી તમો યૌવનાશ્વ સાથે આ અશ્વનું રક્ષણ કરો. અમો અવશ્ય આવીશું. તમો યજ્ઞોપયોગી સમારંભ કરવા લાગો. યુધિષ્ઠિરે વાસુદેવ શ્રીકૃષ્ણનું તે વાકય સાંભળીને શ્રી કૃષ્ણનું દ્વારકા પ્રત્યે ગમન કરવાનું મન જાણીને તેમને રજા આપી શ્રી કૃષ્ણ દ્વારકા પ્રત્યે ગયા પછી યુધિષ્ઠિર મહારાજા વ્યાસજીને મળીને યૌવનાશ્વ

અને પોતાના બન્ધુઓ સહિત તે યજ્ઞોપયોગી, અશ્વનું પાલન કરવા લાગ્યા ધર્મ રાજાએ સભા તથા સુવ્યવસ્થિત મંડપની રચના કરાવી અને ત્યાર પછી મરૂત્ત રાજાએ કેવી રીતે યજ્ઞ કર્યો હતો તે સર્વ વૃત્તાન્ત દ્વૈપાયન વ્યાસજીને પુછવા લાગ્યા, વ્યાસજી પણ મરૂત્ત રાજાના મહાયજ્ઞનું વિસ્તાર પૂર્વક વર્ણન કરવા લાગ્યા—મરૂતરાજાએ પહેલાં યજ્ઞ માટે માનવ-જીવવડે યજ્ઞ કરવા નિર્ણય કર્યો હતો. ઈન્દ્ર તે મરૂત્તરાજાને વારતો વારતો કહેવા લાગ્યો કે, માનવ-જીવવડે આ પૃથ્વી ઉપર કોઇનો યજ્ઞ હોઇ શકેજ નહી. ત્યાર પછી તે રાજાએ સંવર્ત નારદ પાસેથી તે યજ્ઞ પાસેની યજ્ઞ વિધિનું શ્રવણ કર્યું અને યજ્ઞ નારાયણની પ્રાર્થના કરીને સંવર્તદ્વારા યજ્ઞ કર્યો તથા ઇન્દ્ર અને પાવકનું સ્તમ્ભન કરીને-યજ્ઞ કર્યા પછી પવિત્ર વરદાન પામીને, જે પ્રમાણે યજ્ઞ કરનારની સદ્ગતિ થાય તે પ્રમાણે અવભૃથ સ્નાન કરી પવિત્ર બની સ્વદેહે સ્વર્ગે ગયો. યુધિષ્ઠિર રાજા પણ પૂજ્ય વ્યાસજીને વારંવાર યજ્ઞ-ધર્મો પુછવા લાગ્યા. વ્યાસજીએ ગુરૂ-પરંપરા સાંભળેલા તે પાવન-એવા સર્વ યજ્ઞ-વિધિઓને કહી સંભળાવ્યા. (૭)



# પ્રકરણ ૮ મું

## વ્યાસ-વાક્ય.

ધર્મરાજા યુધિષ્ઠિર વ્યાસજીના મુખ થકી એ પ્રમાણે યજ્ઞ સંબંધી ધર્મોપદેશ સાંભળીને, સર્વે લોકોને હિત ઉપજાવે એવા બીજા ધર્મોને પુછવા લાગ્યા.—હે પૂજ્ય વ્યાસજી ! સંસાર પાશના ભયથી ભીરૂ એવા પુરૂષોએ કયું સત્કર્મ કરવું જોઇએ, તથા આ સંસારમાં તે માનવની કીર્તિ કેવીરીતે થઈ શકે તથા પરલોકમાં સુખ કેવી રીતે થાય ? અને વાસુદેવ શ્રીકૃષ્ણ કયા પ્રકારથી સંતુષ્ટ થાય ? તે સર્વે ધર્મો જેવો શાસ્ત્રોમાં ઉલ્લેખ હોય તે પ્રમાણે કહી સંભળાવો. યુધિષ્ઠિરનું આવું ધર્મ-પ્રિય વાક્ય સાંભળી વાગ્મી વ્યાસજી કહેવા લાગ્યા જેણે બ્રાહ્મણ-જન્મ પ્રાપ્ત કર્યો છે, તેણે ધર્મશાસ્ત્રો, મીમાંસા, ન્યાય વેદાન્ત, વ્યાકરણ વગેરેનો સારી રીતે અભ્યાસ કરીને નિન્દ્ય-કર્મ કદાપિ આચરવું નહી, તેમજ, યજ્ઞ-યાગાદિ અધ્યયન અધ્યાપન-જપ; તપસ્યા વગેરે શુભ કર્મ કર્યા કરે તો આ લોકમાં કીર્તિને અને પરલોકમાં સુખને અવશ્ય પ્રાપ્ત કરે છે. વળી શુદ્ધ-બ્રાહ્મણ હંમેશાં બીજાઓના અપવાદોથી બીતો રહે તથા પરદ્રવ્ય અને પરસ્ત્રીનો સ્પર્શ સરખો પણ ન કરે તથા પરસ્ત્રીઓનાં વાકયોને પણ લક્ષમાં ન રાખે તે બ્રાહ્મણ આ લોકની કીર્તિ અને પરલોકનું સુખ, એમ બન્ને વસ્તુઓને મેળવી શકે છે. જે ક્ષત્રિય હોય તેણે સર્વ ધર્મોને જાણી લેવા જોઇએ, દાતા રહેવું જોઇએ અને કોઇ યુદ્ધ કરવા માગે તો તૈયારજ રહેવું જોઇએ. આત્માના સત્ય તત્વને ઓળખનાર જે ક્ષત્રિય યુદ્ધમાં સન્મુખ થઇને જો પ્રાણોનો ત્યાગ કરે તો તે આ લોકમાં અને પરલોકમાં નિર્મળ કીર્તિને પ્રાપ્ત કરે છે. જે વૈશ્ય-વણિગ્ જાતિમાં જન્મ પામ્યો હોય અને ભાગ્ય-યોગે ધનની સમૃદ્ધિવાળો હોય તેણે હમેશાં સત્યજ બોલવું જોઇએ અને અતિથિઓનો ઘણા આદર-ભાવથી સત્કાર કરવો જોઇએ તેમજ સર્વે પ્રાણીઓને હિતકારક

એવી ગાયો વગેરેની શુશ્રૂષા કરવી જોઇએ તથા શ્રીકૃષ્ણનું આરાધન કરીને અખંડ કીર્તિ તથા સદ્ગતિ પામવા સતત પ્રયત્ન કરવો જોઇએ. જે શૂદ્ર જાતિમાં જન્મ પામ્યો હોય તેણે શ્રદ્ધા-પૂર્વક બ્રાહ્મણોની સેવા ઉઠાવવી જોઇએ અને તેઓના અપમાનનો પ્રસંગ આવે એવું આચરણ કદાપિ નહી કરવું જોઇએ અને વ્યાપક એવા નારાયણ દેવનું ધ્યાન અને સ્મરણ કર્યા કરે તો તે પણ ઉત્તમ યશ અને સદ્ગતિને પ્રાપ્ત કરે છે.

હે યુધિષ્ઠિર મહારાજા જે સ્ત્રી ભાગ્ય યોગે વિધવા થઈ હોય અને તેણી જો કામ વિલાસમાં આસકત બને અને સારા ભોગો ભોગવવાની ઈચ્છા રાખે. મોટા બકવાદો અને તકરારો કરી દુષ્ટ થતી જાય, તથા પરપુરૂષ પ્રત્યે પ્રીતિ રાખ્યા કરે, ધન-સંગ્રહમાં પોતાના જીવનનું સાફલ્ય માને અને સંસારના રાગોમાં આસકિત રાખે, તે સ્ત્રી પોતાના પતિની સાથે પોતાના આત્માને ઘોર નરકમાં લઇ જનારી થાય છે. જે મંદબુદ્ધિ, નરાધમ-દુરાત્મા તે વિધવા સ્ત્રીને ભોગવવાની ઈચ્છા રાખે છે. તે પુરૂષ પણ આ લોકમાં નરક-યોનિનેજ પ્રાપ્ત થાય છે, એમાં કાંઇપણ સંશય નથી અને જે રંડા શરીરના વિક્રયથી પરપુરૂષનો સંગ કરે છે તે પણ દુર્ગતિનેજ પામે છે, પરંતુ જે સ્ત્રી ધર્મ પરાયણ હોઇ ગૃહ કાર્યોમાં હંમેશાં ગુંથાયેલી હોય, શુદ્ધ-સ્નાન, તામ્બૂલ ચન્દન અને આસન વગેરેનો અને ઇચ્છા ભોજન તથા પેય-વસ્તુઓનો પતિની ઈચ્છા માફક ઉપભોગ કરનારી હોય, તેમજ સાસુ અને સસરાના ચરણારવિન્દમાં નમવાને સર્વદા તયાર હોય, વળી જેઠ અને દીયરની પણ શુભ ઇચ્છાઓને અનુસરવા તત્પર હોય, તે સન્નારી આ લોકમાં સત્કીર્તિને અને પરલોકમાં સદ્ગતિને પ્રાપ્ત કરે છે. જે સ્ત્રીને પૂર્વ જન્મના કર્મથી થતા પરિપાકથી આટલાં લક્ષણો હોય, જેવાં કે કૃષ્ણવર્ણવાળી તાલુ અને જિહ્વા હોય પોતાના ચરણની આંગુલીથી જેણી પૃથ્વીનો સ્પર્શ કરતી હોય, આવા લક્ષણોવાળી તે સ્ત્રી, પોતાના સ્વામીના સંબંધનો હંમેશાં વિઘાત કરનારી નીવડે છે. તેવી ઓના પતિઓ પણ પોતાના પૂર્વજન્મના કર્મોને આધીન થઇનેજ તેવી સ્ત્રીઓની સંગતિને પામેલા હોય છે. તેવી સ્ત્રીએ સર્વદા પોતાના પિતાના ઘરમાંજ વાસ કરવો જોઇએ. બીજાના ઘર પ્રત્યે તેણીએ કદાપિ નહી જવું જોઇએ. નિરંતર કેશ પાશ છુટા મૂકીને ચાલનારી, પાપયુકત તથા ભોજન કરવામાંજ મનને પરોવી રાખતી હોય અને આચાર-વિચાર વિનાની હોય તેવી સ્ત્રી કદાપિ સુખને પ્રાપ્ત કરી શકતી નથી. બાલ્યાવસ્થામાં સ્ત્રી-કન્યાનું તેનો પિતા રક્ષણ કરે, યુવાવસ્થામાં તેણીનો પતિ રક્ષણ કરે, વૃદ્ધાવસ્થામાં તેણીના પુત્રો રક્ષા કરે, પરંતુ સ્ત્રીઓ સ્વતંત્ર એટલે કે પિતા, પતિ અને પુત્રની સહાનુભૂતિ સિવાય કોઇપણ કાર્ય સ્વતંત્રપણે કરવાને યોગ્યજ નથી. સ્ત્રીઓની સ્વતંત્રતા શુભ પરિણામ લાવી શકતીજ નથી.

જે સ્ત્રી વિધવા હોય તેણીએ કૃચ્છ અને અતિકૃચ્છ ચાન્દ્રાયણ જેવાં વ્રતો કરવાં જોઇએ. આ પ્રમાણે જે વિધવા સ્ત્રી વ્રતો થકી પોતાના શરીરને સુકવી નાંખે છે તેજ વિધવા સ્ત્રી સુખેથી જીવી શકે છે અને પતિ-લોકમાં પરમાનન્દ પ્રાપ્ત કરે

છે. વિધવા સ્ત્રીએ પોતાનો સહધર્મચારી પતિ આ લોકમાં ન હોવાથી તીર્થયાત્રા પણ ન આચરવી તથા સન્યાસિની માફક માંગલિક વ્રતો પણ આચરવાને સાહસ ન કરવું. જે સ્ત્રી પતિ વિનાની હોઇ તેણીનો અધિકાર તેવા કાર્યોમાં નષ્ટ થએલો હોવાથી તીર્થયાત્રા અને માંગલિક કાર્ય યજ્ઞયાગાદિકોમાં પ્રવૃતિ કરે છે તે અવશ્ય નરકને પ્રાપ્ત કરે છે. તે વિધવા સ્ત્રીએ તો હંમેશાં હે યુધિષ્ઠિર રાજા ! શરીરનું ઉપવાસ વગેરે વ્રતોથી સર્વદા શોષણજ કરવું જોઇએ તથા હમેશાં શાન્તિનો આશ્રય લેવો જોઇએ. આમાં કાંઇ પણ સંશય છેજ નહીં, હે નૃપ ! નારીઓના શીલભંગ થવાથી ઘણાજ અન્તરાયો ઉદ્દભવે છે. સ્ત્રીઓનો વિશ્વાસ તો કદાપિ કરવોજ ન જોઇએ. અન્યોને આશ્રિત અને અન્યોમાં ચિત્તવાળી સ્ત્રીઓનો વિશ્વાસ કદાપિ સુખ અને સંતોષ આપી શકતોજ નથી. જે સ્ત્રી ઘણુંજ હસ્યા કરે અને પોતાના અથવા પારકા બાળકને ચુમ્બ્યા કરે, કોઇ સુન્દર પુરૂષને જોઈ જલદી પ્રસ્ખલન કરે અને તેની પાછળ દોડયા કરે, બીજા પુરૂષને જોઇને પ્રસન્ન થયેલી છતી મીઠા સ્વરથી ગાયા કરે, પોતાના કર્ણ અને કટિભાગને ખજવાળ્યા કરે, પોતાનું મસ્તક, અન્ય પુરૂષે જોવા છતાં વસ્ત્રથી ઢાંકે નહી અને વૃથા હાસ્ય કર્યા કરે, આવા લક્ષણોવાળી જે સ્ત્રી હોય તે સ્ત્રી સતી હોઇ શકતીજ નથી. તેવીને તો બંધકી-પુંશ્ચલી જેવીજ જાણવી. જે કાંઇપણ કાર્ય સિવાય બીજાના ગૃહ પ્રત્યે જાય અને પોતાના મનગમતા પુરૂષને જોયા કરે, દૂતિકાને પોતાની જનની માફક જાણે તથા તેણીના સંગમાં અત્યંત લાલસા રાખતી હોય, તથા જેણીનું મન માલણ વાળંદડી, નટી ચારેતરફ ભટકનારી તથા નાગરવેલના પાનોને બજારમાં વેચનારી તંબોલણ, ઘરમાં વાસીદું વગેરે હલકા કામ કરનારી દાસી પતિએ ત્યા ગેલી રખડુ, ધણી વિનાની પ્રસૂત થએલી તથા ખપ્પર લઇને માગીખાવા વાળી, આવી સ્ત્રીઓના સંગમથી જે સ્ત્રીનું મન સંતુષ્ટ થતું હોય તે સ્ત્રી હે ધર્મનન્દન સ્વેચ્છાચારી પુંશ્ચલી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ સમજવી. તે માટે હે પાર્થ ! સ્ત્રીઓનું વિશેષે કરીને દુષ્ટ-દુષ્ટાઓનાં સંગથીજ રક્ષણ કરવું જોઇએ.

જે રાજાઓની સમીપમાં અદેખો, ચાડીયો નાસ્તિક અને ધૂર્ત-પુરૂષ રહેતો હોય તે રાજાઓની પ્રજાને સુખ કદાપિ મળતું નથી, માટે હે રાજન્ ! આપ પ્રજાનુંજ સારી રીતે પાલન કરો. તમારૂં કલ્યાણ પ્રજાના પાલનમાંજ થશે. પ્રજાઓ સ્વધર્મ પાલન કરતી નષ્ટ થશે તો રાજાનો નાશ જલદી થવાનો છે. એમ સમજી લેવું. હે નૃપતિ ! જે બ્રાહ્મણ ક્ષત્રિય વગેરે ધર્મોનું આચરણ કરતા નથી. તથા દેવેશ દેવકીના પુત્ર હરિ શ્રી કૃષ્ણનું ચિન્તન પણ કરતા નથી, તેઓ સર્વ ધર્મથી બહિષ્કૃત હોઇ, નાસ્તિકો સમજવા એવા નાસ્તિકોની સાથે સમાનાસન ઉપર ન બેસવું એટલુંજ નહી, પણ તેવાઓનો સ્પર્શ મનથી પણ ન ચાહવો, દેવોનાદેવ અને પ્રાણીઓને મુક્તિ આપનારા શ્રીકૃષ્ણનું જેઓ આરાધન કરે છે, તેઓને દેવ-તુલ્ય સમજવા સદાચરણ કરનારો અને પ્રભુને ભજનારો ચાણ્ડાલ હોય તો પણ તે હરિને પ્રિય છે. (૮)



# પ્રકરણ ૯ મું.

## ભીમનું દ્વારકામાં આગમન.

યુધિષ્ઠિર વ્યાસજીને પુછવા લાગ્યા કે હે તાત ! પ્રાણીઓને પોતાના ઘરમાં લક્ષ્મી સ્થિર કેવી રીતે થાય ! તથા ગોવિન્દની સાથે–સહવાસ કયા પ્રકારે બને તે કૃપા કરીને કહો. વ્યાસજી યુધિષ્ઠિરનો આવો પ્રશ્ન સાંભળી કહેવા લાગ્યા હે વત્સ ! જે પ્રમાણે લક્ષ્મી પોતાના ઘરમાં સ્થિર થાય એ પ્રમાણે હું કહું છું તે સાંભળોઃ– જેના ઘરમાં સત્ય બોલાતું હોય, આચાર –વિચાર પળાતા હોય તથા શિવજીનું ચિન્તન થતું હોય ત્યાંજ લક્ષ્મી સ્થિર થઇને વાસ કરે છે. તે ઘરમાંજ નારાયણ હરિ બિરાજે છે. માતાને અને પિતાને તથા પોતાના મોટા–ભાઇને, પોતાના આત્મજન જ્યાં સમજવામાં આવે ત્યાં લક્ષ્મી સ્થિર થાય છે. જે ઘરમાં સ્ત્રી, પતિપરાયણ હોય અને પતિ કદાપિ ક્રોધાધીન થતો ન હોય અને ઘરમાં આપ્તજનોએ કરેલા કાર્યને કૃતજ્ઞતા પૂર્વક ગૌરવથી સમજતો હોય તથા જે પુરૂષ કદાપિ ખોટી સાક્ષી પુરતો ન હોય, તથા પૈસાના ખર્ચ થવાની ઇચ્છાઇથી બાપ દાદાનાં શ્રાદ્ધ–પ્રસંગને કોઇ દિવસ પણ છેતરતો નહોય શ્રદ્ધાવાન્ થઇને પ્રત્યેક કર્મો કરતો હોય, યોગ્ય પાત્રને દાન આપીને પોતાની શ્રેષ્ઠતા ન જણાવતો હોય. યુદ્ધમાં શૌર્ય બતાવીને જે પોતાની શ્લાઘા ન કરતો હોય, તેમજ હે મહીપતિ ! પરસ્ત્રીને માતા તુલ્ય માનીને તેણીને નમન કરતો હોય, બગીચાઓ લોકોના સુખ માટે રચતો હોય, વાવ, કુવા અને મઠોની યોજના કરી દેતો હોય, તળાવ અન્નસત્ર, દેવોનાં મંદિરો અને બ્રાહ્મણોનાં મંદિરો બનાવી આપતો હોય, તથા જે કન્યા દાન આપતો હોય હંમેશા તીર્થોમાં સ્નાન કરતો હોય હંમેશાં દાન આપવામાં તત્પર હોય તથા પાપનો કે તેવી વાર્તાનો સ્પર્શ પણ ન કરતો હોય તે પુરૂષને નરોત્તમ સમજવો હે પાર્થ ! એ પ્રમાણે વર્તન રાખનારા પુરૂષનો લક્ષ્મી આ લોકમાં સ્વયં આશ્રય કરીનેજ રહે છે પરંતુ જે દુષ્ટ સ્વભાવનો હોય, ચાડીખોર હોય અને વૃષલી–પુંશ્ચલીનો પતિ હોય તથા જુગાર ખેલનારો હોય, તેવાના ઘરમાં લક્ષ્મી ક્ષણભર પણ વાસ કરી શકતી નથી હે પાર્થ ! દ્યૂત તો આપને બહુજ વહાલું હતું દ્યૂતના પ્રારંભ પહેલાં હે રાજન્ ! તમારા સર્વે બન્ધુઓએ તમને વાર્યા હતા છતાં એક કોડી સરખી કિમ્મત ધરાવતા દુર્યોધન વગેરેની સાથે તમો દ્યૂત ખેલ્યા અને ચાર પાસાઓની રમત રમ્યા તે આપે બીલકુલ સારૂં ન કર્યું કહેવાય. હે તાત ! શકુનિ જ્યારે બીજા અધમ પુરૂષોની સાથે રહીને તમોને જીત્યો, ત્યારેજ મેં તો જાણી લીધું હતું કે કૌરવોનો નાશ સમીપજ આવી પહોંચ્યો છે, હે ભારત ! દ્યૂતમાં ખેલવાવાળા આપ તે રાજ્ય લક્ષ્મીથી દ્યૂતના દોષથીજ ત્યજાયલા છો. જે પરાન્નમાં લમ્પટ હોય તેનો પણ લક્ષ્મી ત્યાગ કરે છે, તથા જે પુરૂષ મદિરાના પાનથી મત્ત થયો હોય, મૃગયામાંજ પોતાના જીવનને લગાડી રાખતો હોય, સાધુ પુરૂષોની નિન્દા કરતો હોય અને જે સુન્દર ઉપવનોને તોડી નાંખતો હોય, સુવર્ણ વગેરે ધાતુઓનો ચોરનારો હોય તથા હે રાજન્ ! રસ–દધ વગેરેનો શાસ્ત્રોનો અને પુસ્તકોનો ચોર હોય, તૃણ

કાષ્ઠ વગેરેના તથા વિવિધ પ્રકારોનાં ફૂળોની ચોરી કરતો હોય, અથવા સમસ્ત વસ્તુઓની ચોરી કરતો હોય તે પુરૂષનો હે નરાધિપ ! લક્ષ્મી ત્યાગજ કરે છે. જે પુરૂષ અમાવાસ્યાને દિવસે રવિ-નારાયણની બારે સંક્રાતિઓમાં વ્યતિપાત કે વૈધૃતિ જેવા અવયોગોમાં પિતાની સંવત્સરી કે ક્ષયતિથિમાં મૈથુન કરનારો હોય તે લક્ષ્મીજીની કૃપાનો પાત્ર થઇ શકતો નથી એ પ્રમાણે—હે રાજન્ ! રાજાઓના અને પ્રજાઓના ધર્મો મેં તમને કહી સંભળાવ્યા. હવે જે તમોને કહેવાનું છે તે સાંભળો. તમો ગોવિન્દ—શ્રીકૃષ્ણને આપણા યજ્ઞ—સમારંભ સમયમાંજ બોલાવી લાવો. વસુદેવના પુત્ર, તે શ્રીકૃષ્ણ વિના તમારો આંહિ વાસ સુખને ઉપજાવનારો નહીં થઇ શકે.

અમિત તેજવાળા તે પૂજ્ય વ્યાસજીનું સલાહકારક વચન સાંભળીને ત્યાર પછી યુધિષ્ઠિર રાજા વિનયમાં તત્પર એવા ભીમને કહેવા લાગ્યા. હે મહાબાહુ ભીમસેન ! તું મારી આજ્ઞાથી શ્રીકૃષ્ણ પ્રત્યે જા અને તેથી ગોવિન્દ શ્રીકૃષ્ણને પુત્ર પૌત્ર સહિત સત્વર આંહિ લઇ આવ. માતા યશોદા તથા દેવકીજીને, સત્યભામા અને રૂક્મિણી વગેરે પરિવારને સાથે લેતો આવજે. ધીમાન એવા તે યુધિષ્ઠિર મહારાજાનું આ વચન સાંભળીને ભીમસેને તેમને નમસ્કાર કરી દ્વારકા પ્રત્યે પ્રયાણ કર્યું. માર્ગમાં અનેક પ્રકારના દેશોને ઘણીજ ત્વરાથી તે ઉલ્લંઘી ગયો. પવનાત્મજ ભીમસેન, અનેક વૃક્ષોથી યુક્ત નાના પ્રકારનાં સુંદર વનોને ઓળંગતો ઓળંગતો ચાલવા લાગ્યો.તેમજ વિવિધ પ્રકારના અને શિખરોથી સુશોભિત એવા પર્વતોને તથા અત્યંત વેગવાળી અને ઘણીજ પહોળી સરિતાઓને રસ્તામાં ઓળંગીને આ ભીમસેને ઘણાજ દૂરથી તે સમયે શ્રીકૃષ્ણની દ્વારકાપુરી જોઇ. તે દ્વારકાપુરીમાં પ્રત્યેક મંદિર—ગૃહના અગ્ર ભાગ ઉપર સુવર્ણ—કલશો ચડાવેલા હતા, પ્રત્યેક ગૃહે તોરણોથી ઘણીજ શોભા કરેલી હતી. તથા ચન્દનોદકથી તે દ્વારકાના પ્રત્યેક રાજમાર્ગો સિંચિત થયેલા હતા. હૃષ્ટ-પુષ્ટ જનોથી અને ઉગ્રસેન સેનાધિપતિએ પાળેલી હોવાથી, તથા અનેક પ્રકારનાં વૃક્ષોથી વ્યાપ્ત અને અનેક પ્રકારની લતાઓથી સુશોભિત એવાં સુન્દર ક્રીડા—વનોથી સુશોભિત ઘણાએ કિલ્લાઓથી તથા પરિખા ખાઇથી યુક્ત એવી તે દ્વારકાપુરી કે જેમાં અક્રૂર વગેરે ભક્તજનો ગરૂડધ્વજ—શ્રીકૃષ્ણનું સેવન કરી રહ્યા હતા. તથા રૂક્મિણી અને સત્યભામા વગેરે જે ભગવાનની સ્ત્રીઓ હતી તે સર્વે જે દ્વારકાપુરીમાં ભગવાન શ્રીકૃષ્ણની પ્રીતિવડે તે હરિનું સેવન કરી રહી હતી. હે જનમેજય ! આ પ્રકારની તે દ્વારકા નગરીને જોઈને મહા બળવાન્ ભીમસેન ઘણોજ પ્રસન્ન થયો. દ્વારકાના બહારના પ્રદેશમાં, એક સુંદર મોટું તળાવ હતું તે તળાવમાં ભીમસેને સ્નાન કર્યું અને સર્વ નિત્યકર્મ પરવારી ગયો અને દ્વારકામાં પ્રવેશ કરવા માટે તૈયારી કરવા લાગ્યો, વૃકોદરે મોટા દરવાજામાંથી દ્વારકામાં પ્રવેશ કર્યો અને જ્યાં માધવના મંદિરમાં પ્રવેશ કરવા જાય છે તે સમયે શ્રીકૃષ્ણ ઘણાએ આપ્તજનોની સાથે ભોજન કરવા બેઠા હતા. પવિત્ર એવા સુવર્ણ પાત્રમાં દેવકીજી પીરસતાં હતાં. અને શ્રીકૃષ્ણની ભોજન વિધિ ચાલી રહી હતી સારી રીતે ઘડાયેલાં અને નકશીદાર શો-

સઠ કટોરાઓમાં વિવિધ પ્રકારનાં અન્નો પીરસાતાં હતાં. ચન્દ્ર-સમાન કાન્તિવાળો પાયસ દૂધપાક સિત-શર્કરાથી મિશ્રિત હતો. કુમુદના વર્ણ સરખો ભાત પીરસાતો હતો, મગની દાળ પણ તેવી મીઠી અને મનો મોહક હતી. અનેક પ્રકારના સંસ્કારોથી યુક્ત અન્નો ત્રણ ત્રણ પાત્રોની પંક્તિમાં પીરસાવા લાગ્યાં આદા સહિત લીંબુના રસવાળી તથા ફ-ળો અને મૂળાની બનેલી ચટણીઓ શત સંખ્યામાં સમર્થ શ્રીકૃષ્ણના ભોજન સમયે વઘારી વઘારીને પીરસવામાં આવતી હતી, મરી પીપર અને આદાનાં અથાણાં પણ હાજર હતાં, સાકર સહિત કદલી-ફળો પીરસાયાં, સાકર નાંખીને કઢેલું દુધ પીરસાવા લાગ્યું તથા યશોદા માતાએ પ્રીતિ પૂર્વક સાકર સહિત ઘી પણ પીરસ્યું ત્યાર પછી પુરીઓ આવી તથા દુધના બ-નાવેલા પેંડા, બરફી, મલાઇ અને બાસુદી વગેરે આવવા લાગ્યાં, તેમજ દ્રાક્ષ, શિં-ગુપાનાં ફળોઆમ્રફળો અને મીઠાં કરમ-દાથી વઘારેલી તથા મરીચ પીપરએલચી અને કર્પૂરની સાથે ઉકાળેલી અનેક પ્ર-કારની કઢીઓ શ્રી કૃષ્ણના ભોજન સમયે ઘણી સંખ્યામાં આવવા લાગી, કચોળાઓ-માં ભરેલી રસાસહિત અને અનેક પ્રકારોના સુગન્ધિત પુષ્પોથી યુક્ત રસોઇઆઓએ બનાવેલી આવવા લાગી. ગોળ અને સુ-ન્દર તથા ચન્દ્ર બિમ્બની માફક ચારો તરફથી સુંદર એવા પાપડો માંડાઓ આવવા લાગ્યા સુન્દર એવા તે પાત્રો ગંધ સહિત દહીંથી ભરેલા હતાં કાંચ-નની સમાન કાન્તિવાળું સુવર્ણના કટો-રામાં રહેલું ઘૃત કે જેને સુગંધી દ્રવ્યો થી સુવાસિત કરવામાં આવ્યું હતું તે ઘૃતને યશોદા મૈયા આનંદથી શ્રી કૃષ્ણ વગેરેના પાત્રોમાં પીરસતા હતાં, ગોધૂમનો આટો અને કર્પુરથી મિશ્રિત થયેલું ઘી તે સુવર્ણ પાત્રોની કાન્તિમાં મળી જવાથી પીરસાયું છે કે નહી? તે પણ જણાઇ શકતું નહતું. મોહન-ખીર, પુરીઓ, મેસુ-બ તથા ઘેબર માલપુડા અને જલેબીઓ વડાંઓ અને ઉજ્વલ એવા દુધના પદાર્થો તથા ફુલવડી સૂત્રફેણી અને માલતીના પુષ્પો સમાન અનેક આકૃતિવાળા પદાર્થો ફાફડા અને સુન્દર, અડદ તથા કોળાની પત્રીનાં બનાવેલાં ભજીઆંઓ તેમજ અનેક પ્રકારનાં વડાઓનું દેવકી સુત શ્રી કૃષ્ણ ભોજન કરવા લાગ્યા, વડાંઓ નવ પ્રકારના બનાવવામાં આવ્યાં હતાં. હિંગ, જીરૂં તથા કાલી મરીચથી આદાના ચુરા સાથે મિશ્રિત કરેલાં અને મીઠાં, શ્વેત સિન્ધા-લુણ સાથે શુદ્ધ તૈલમાં તળેલાં, કેસરની આકૃતી વાળાં, પરંતુ તૈલ વિનાનાં ક્ષત થયેલા દુર્જનોની માફક શોભા આપતાં દહી અને દુધની સાથે મળેલાં, આમલી અને કેરીના રસથી મિશ્રિત, દ્રાક્ષાના રસ સાથે મેળવેલાં, તથા બીજાં કઢી સાથે મેળવેલાં ( ડબકાં ) અત્યંત મીઠાં એવાં રાય અથવા સર્ષપના પાણીમાં આથેલાં, સાકરની સાથે મેળવેલાં અને બાકીનાં ચારો રસોમાં મળેલાં, આ પ્રમાણે નવપ્રકાર નાં વડાં શ્રી કૃષ્ણના ભોજન સમયે તૈયાર કરવામાં આવેલાં હતાં, વજ્ર મણિ સમાન કાન્તિવાળા, ચારોળી, પીસ્તાં, નારિકેળનો ચુરો અને ઘણાં લવંગોથી સંસ્કૃત કરેલા, ઘી દુધ અને સાકરની અં-દર ભીંજવેલા અને કઢાઇમાં હલાવેલા કનકો (!) [ખાજાં અથવા ગુલાબ જાંબુ-રસગુલ્લા વગેરે] પીરસાતા હતાં, તેમજ

સાકર સાથે તલ અને ચોખાનો બનાવેલો કૃસર પણ હતો અને સુંદરફેણી પણ ત્યાં શ્રી કૃષ્ણના ભોજન સમયમાં પીરસાઈ રહી હતી. હે જનમેજય! પૈડારિકા (એકજાતની ફેણી) પણ ગરમા ગરમ પીરસાતી હતી ચારોળીના મગજના બનાવેલા લાડુઓ પણ હાજર હતા, તથા બીજા પ્રકારનાં ચુરમાંના લાડુઓ દુધથી પકવી સાકર અને ઘી ભેળવી તૈયાર કરી રાખ્યા હતા, નારિકેળના ફલોથી અને ગુંદરથી બનેલા લાડુઓનો કોઇ જુદોજ પ્રકાર હતો. ચણાના આટાથી બનેલા મગજના લાડુઓ, તલ અને ચણાના દાણાથી બનાવેલા લાડુઓ પણ પીરસાઇ રહ્યા હતા. મૃગ અને વારાહનું રસોઇ કરનારાઓએ વઘારેલું માંસ, સસલા અને રોહિતક (કાળીયાર) નું માંસ, ચિત્તલા અને ઘેટાઓનું માંસ પણ વિવિધ પ્રકારે સંસ્કારીને પીરસાતું હતું, મત્સ્યો, લાવ અને તેતરનું રૂચિદાયક માંસ પણ વઘારી તળીને હાજર રાખેલું હતું. આ પ્રકારે ખપી શકે એવાં અનેક પ્રકારનાં રમ્ય માંસોનું દેવકી સુત ભોજન કરવા લાગ્યા. અર્શો–વિકારને દુર કરે એવાં માઇનિમુળ, નિર્ગુંડીફળ, ઇન્દ્રવાહક નામનું ફળ, નારિંગી પડવળ, કોઠ્ઠરીફળ, લાંબીકાકડી, મીઠાં સુસંબી, ટીંટાફળ, લવંગ, શ્રીફળ, નીરકલક, વલકલ, વંશ, કયારડાં, તથા નવાં કાચ ફળો, દ્રાક્ષફળ, આમ્રફળ, અને સુંદર કંટકિત એવું ફણસ, આમળાં બદામ, તથા અમ્બાડ નામનું ફળ, રંભા ફળ (કેળાં) સુન્દર પીપર અને ગોળ મરી કે જેઓને શુદ્ધ સર્ષવના તેલમાં લવણ તથા રાય વગેરે (સંભાર) ભરીને ત્રણવર્ષ સુધી ઘડા (બરણી) માં રાખી સુકવામાં



આવ્યા હતાં. આ પ્રમાણે અનેક જાતના અથાણાંઓ, મુરબ્બાઓ અને ચટણીનું ભગવાન્ શ્રી કૃષ્ણ દેવકીજીનાં વાકયોથી સન્તુષ્ટ થતા થતા ભોજન કરતા હતા, પાસે રૂકિમણી, સુંદર લોચનવાળી લક્ષ્મણા, સત્યભામા જામ્બવતી વગેરે પટરાણીઓ શ્રી કૃષ્ણને પંખાવડે વાયુ–ઢોળી રહી હતી. સુંદર ઝાંઝરના શબ્દથી તથા કટિભાગમાં પહેરેલી રમણીય મેખલાથી અને હાર તથા કેયૂરોથી શોભતાં શ્રી કૃષ્ણના સમીપમાં ઉભેલી તે પદ્મિનીઓનો દેખાવ મનો મોહક ભાસતો હતો. એક બીજાની સામું જુદી જુદી જોતી જતી હતી તથા પવન નાંખતી નાંખતી હાસ્ય કર્યા કરતી હતી. ઘણી એક તો શ્રી કૃષ્ણ લીલાની કથા કરતી કરતી જગત્–પ્રભુ શ્રી કૃષ્ણને જોઇ રહી હતી. પારિજાતના અને બીજા સુન્દર કુસુમોને ધારણ કરનારી તે સર્વે શ્રી કૃષ્ણ પ્રત્યે અલૌકિક ભાવને વ્યક્ત કરતી હતી. સત્યભામા શ્રી કૃષ્ણ પ્રત્યે મન્દ હાસ્ય કરીને કહેવા લાગી હે કૃષ્ણ! (કાનુડા!) હવે તો આપ ભોજન કરવાની કળા બહુ સારી રીતે શીખ્યા જણાઓ છો ? ગોવાળીઆપણાનો તથા તક–પાનનો અને મીષ્ટ કાલિન્દી–જલનો ત્યાગ કરીને, અમારે માથે રહેલા ગોરસડામાંથી થોડાક વાંકાવળીને ગોકુલમાં પહેલાં કઢેલું દુધ પી જતા અને દોડીને કાલિન્દી–યમુનાના કિનારા ઉપર જઇને વિશ્રામ લેતા (!) તથા ગોવાલણોના અન્નો હરી હરીને પોતાનું પેટ ભરતા (!) એ બધું હાલમાં તો ભુલી જ ગયા જણાઓ છો (!) હવે તો દ્વારકામાં આવીને સકળ મનુષ્ય ધર્મ (!) આપ જાણવા લાગ્યા, હું માનું છું કે તે

સર્વ તમો ધર્મ પુત્ર-યુધિષ્ઠિર રાજાની સંગતિથીજ શીખ્યા જણાઓ છો (!) હે રૂક્મિણી જો તો ખરી કે જે ગોવાળની માફક ગાયો ચારી આપણા ગોરસડાંઓ લુંટી જંગલમાં ખાતા હતા તે શ્રી કૃષ્ણ દ્વારકામાં દિવ્ય ચામરોથી વાયુ ઢોળાતો જાય અને ભોજન કરે છે (!) આના વૈભવસામર્થ્યની આપણે શી વાત કરી શકીએ આ શ્રી કૃષ્ણના આશ્રયથી મારા કર્મોનો નાશ તો અવશ્ય થઇ જશે. મારા સિવાય બીજી કોઈ પટ્ટરાણીને તેઓ માનતા નથી તથા અત્યંત સુંદર એવા મારા દેહ સિવાય કયાંઇ પણ સૌન્દર્ય તેમને ભાસતું નથી. હે કલ્યાણિ રૂક્મિણી ! મારાં શુભ-કર્મના ભોગવડે હું કૃષ્ણ સમીપમાં પોતાના આત્માને ધન્ય માનું છું. ભોજન કરતા શ્રી કૃષ્ણની સમીપ હું વારંવાર આવ, જા કરૂં છું તથાપિ તેઓ શ્રી હરિ મને વારતા કે ટોકતા પણ નથી. વેદનાં વચનો સાંભળી મારૂં મનતો શ્રી કૃષ્ણમાંજ રમી રહ્યું છે. માટે હે રૂક્મિણી આ પૃથ્વીમાં હું તો તેમનુંજ સેવન કર્યા કરૂં છું.

સત્યભામાનું આવું પ્રેમરસ ભર્યું વાક્ય સાંભળી શ્રી દેવકીજી તેણીને કહેવા લાગ્યાં- હે ભામા ! આ પ્રકારે તું કેશવ પ્રત્યે બોલતાં બીલકુલ શરમાતી નથી શું ! હું તો આ શ્રી કૃષ્ણની માતા છું અને વસુદેવ આના પિતા છે. અમો બેઉથીજ કૃષ્ણને પરમ સંતોષ ઉપજાવે એવું કર્મ થાય છે. મેં મારા દેહ (ઉદર)માં શ્રી કૃષ્ણના આખા શરીરને સૂક્ષ્માવસ્થામાં ધારણ કરી રાખ્યું હતું અને તું ' હું આનું કર્મ કરૂં છું'' એ પ્રમાણે વારંવાર બોલતાં શરમાતી નથી શું ! જ્યારે આ કૃષ્ણ મારા ઉદરમાં પ્રાપ્ત થયો ત્યારે એના પિતા વીર વસુદેવે મારા ભાઇ કંસ થકી કારાગૃહમાં અત્યંત દૃઢ બન્ધન પ્રાપ્ત કર્યું હતું ! કર્મની ગતિ કેવી છે, તેનો તું જરા ખ્યાલ કર જેના લક્ષણો લક્ષ્યમાં પણ ન આવી શકે એવા આ કૃષ્ણ શત્રુઓનો નાશ કરનારા નીવડયા ! માટે હે સત્યભામા ! આ કૃષ્ણની માતા હોય, પિતા હોય કે સ્ત્રી હોય તે સુખનેજ પામે છે એવો કંઇ નિયમ નથી હે ભદ્રે ! સર્વે મનુષ્યો પોતાના કર્મ વડે કરીનેજ નભે છે; પરંતુ હે શુભે ! આ વાત સત્યજ છે કે, જે શ્રી હરિ-કૃષ્ણને ભજે છે તે પરમ સુખને પ્રાપ્ત કરે છે.

માતા દેવકીજીનું આવું કથન સાંભળી સત્યભામા કહેવા લાગી, પૂજ્ય એવાં આપે શ્રી કૃષ્ણના સમીપમાં બહુજ ઠીક કથન કર્યું; પરંતુ એ વાત તો કહો કે વેદ, વિદ્યામાં વિશારદ એવા સર્વે વિપ્રો જનાર્દન એવા આ તમારા પુત્ર, શ્રી કૃષ્ણની સ્તુતિ નિરંતર શા માટે કર્યા કરે છે ? આ વિષે મને તો મહાન્ વિસ્મય થાય છે ! દેવકી સુત શ્રી કૃષ્ણ મોટાં મોટાં કર્મોનો નાશ કરનાર છે. આ મારા દેહમાં શ્રી કૃષ્ણ માટે અત્યંત કષ્ટને આપતી મને માધવ બરાબર જાણી શકે છે. આપે તેમને હૃદયમાં ધારણ કર્યો હતા; પરંતુ સારી રીતે આ કૃષ્ણનું નિરીક્ષણ આપે કર્યું ન હતું. હું જેવી રીતે શ્રી કૃષ્ણને હૃદયમાં ધારણ કરૂં છું તે, હે ભદ્રે ! બરાબર દેખાઇ આવે છે. હે શુભે ! માટેજ આપના કર્મોનો નાશ આ કૃષ્ણ કર્યા કરે છે.

સત્યભામાનું આવું વચન સાંભળીને શ્રી કૃષ્ણ બહુજ પ્રસન્ન થયા, અને જ્યાં સત્યભામાને પ્રત્યુત્તર આપવા જાય છે, ત્યાં તો ભીમસેનજી આવી પહોંચ્યા. હૃષીકેશે વૃકોદરને તે વખતે આવતો જોઇને દાસીના

વચન વડે તે ભીમસેનને ભોજન સમયે આવતો અટકાવવા લાગ્યા. હે જનમેજય રાજા! ભીમનાં હાસ્ય ભર્યાં વચનો સાંભળવાને હમેશાં કૌતુક ધરાવતા તે શ્રી કૃષ્ણ, આ ભોજન સમયે આવેલો ભીમ હમણાં શું બોલી નાખશે! એવા આશયથી દાસી દ્વારા ભોજન શાળામાં ભીમના સમાગમનો શ્રીકૃષ્ણ નિષેધ કરવાની કોશીષ કરતા હતા.

## પ્રકરણ ૧૦ મું

### શ્રી કૃષ્ણનું હસ્તિનાપુર પ્રત્યે પ્રયાણ

શ્રીકૃષ્ણે જાણી જોઇને પોતાના ભોજન સમયે આવતાં પોતાનું નિવારણ કર્યું છે. એમ જાણી ને હે જનમેય રાજા! વૃકોદર ભીમસેન, મેઘ સમાન ગમ્ભીર વાણીથી હસતો હસતો કહેવા વાગ્યો કે હે કલા-નિપુણ દાસી! આ સ્થાનમાં માધવ કયા કર્મની ચેષ્ટા કરી રહ્યા છે તે તું મને કહે, જો કૃષ્ણ મારી અવજ્ઞા કરીને ભોજન કરતા હોય તો હું માનું છું કે દેવકી દેવી મૃત થયાં કે શું? અથવા સત્યભામા મરી ગઇ કે શું? અથવા તો ખરેખર અનાજના ભાવો બહુજ વધી ગયેલા હોવાથી તે (અન્ન) કદાચિત્ મોંઘું મલતું હશે, અથવા દ્વારકા પ્રદેશમાં વરસાદજ નહી વરસતો હોય એમ લાગે છે! અથવા કોઇ રાક્ષસે બલાત્કારથી તેના પુત્ર અને પૌત્રોને મારી નાંખ્યા હશે અથવાતો સ્ત્રીઓની સાથે એક પંકિતમાં બેસીને કૃષ્ણ (ચોર-સમાન) ભોજન કરતો હશે. એ પ્રમાણે ભીમ આકુલ-વ્યાકુલ થઇને બોલતો હતો તે સમયે ભીમને ખીજવવા માટે હે જનમેજય રાજા! શ્રી કૃષ્ણ સૂત્રફેણી, ખાજાં વગેરે કડક પદાર્થોને ચાવવાનો કડકડ અવાજ કરવા લાગ્યા, તેમજ પાપડ, વગેરેને ચાવતાં પણ શ્રી કૃષ્ણે સુન્દર અવાજ ઉપજાવ્યો અને ગરમા ગરમ કઢી પીતાં પીતાં ઘંટિકા (ટોકરી) અને ઘડાના અવાજની માફક 'હો-યાં-હો.... યાં' એમ શબ્દ કરીને, તથા રમ્ય એવા ઓષ્ઠ-પુટને દાન્તો વડે ભીસીને ભીમસેનનો ક્રોધ વધારવા લાગ્યા. વૃકોદર કૃષ્ણનો આવો શબ્દ સાંભળીને જાણે હસતો હોયની! તેમ કહેવા લાગ્યો, જે કૃષ્ણ પહેલાં છાશ પીતો હતો તે હાલમાં કેમ ગરમા ગરમ દુધ પીવા લાગ્યો? તે સુયાણીને હું નથી જાણતો કે જેણીએ આ કૃષ્ણના કંઠને આટલો બધો વધારી દીધો છે!! પાપિષ્ઠા એવી પૂતના-રાક્ષસીનો નાસાચ્છેદ અથવા વધ યોગ્યજ છે. અંગુઠાથી અથવા મુસલ કે હલથી તે રાક્ષસીનો કરેલો વધ શા કામનો. આવા ભીમના કડક શબ્દો ઉપર શ્રી કૃષ્ણે જ્યારે જરા પણ ખ્યાલ ન આપ્યો, ત્યારે પાણ્ડુ પુત્ર ભીમસેન ફરીથી કહેવા લાગ્યો. અરે કૃષ્ણ! તારા ગળામાં શું વડું ચોટી ગયું છે? જો તેમજ હોય તો મને આવવા દ્યો હું હમણાંજ ગદાથી (!) તે વડાને ભાંગી નાંખુ! આ પ્રમાણે ભોજન સમયે પણ કૃષ્ણ તરફથી આદર ન મળવાને લીધે વૃકોદર જરા કોપાયમાન તો થયો હતો; પરંતુ કૃષ્ણનું વ્યાપકત્વ, અને સર્વજ્ઞ પણું જાણી પોતાના આત્માને કહેવા લાગ્યો કે અરે! હું આ શું બોલી રહ્યો છું. મારા આ તર્કને ધિક્કાર છે. જેના કંઠમાં પ્રલય સમયે મોટા-મોટા પર્વતો કાંઈ પણ બન્ધન સિવાય પેસી જતા જોઈ શકાય છે! તે શ્રી કૃષ્ણના કંઠમાં બીચારા-નાનકડા વડા-

ના પ્રવેશ માટે કેવી ગણના કરી શકાય. બાલ્યાવસ્થામાં ગોકુલમાં એકલાજ જમવાના અભ્યાસથી હે ગોવિન્દ મને છોડીને તું એકલો તારા કુટુમ્બનેજ ભોજન ન કરાવ. દૂર દેશથી આવેલા તારા અતિથિ રૂપ આ ભીમને શું તારે ભોજન નહી કરાવવું પડે ? મને ભોજન ન કરાવ, ન કરાવ. હે કૃષ્ણ ! જો તું મને ભોજન કરાવીશ, તો હું તને સુખ આપનારો નહી થઇ શકું. મને અધોગમન રૂચતુંજ નથી. હું તો તારા શિર ઉપર ઉંચો બેસનારો છું. કે જે તારા શિરમાં પ્રવેશ કરીને સચરાચર આ આખા જગતને જોઇ શકીશ. લોકો તો પૂર્ણ પુરૂષોત્તમ એવા તમનેજ ધિક્કારશે—કે પરમ આશાથી પ્રાપ્ત થયેલા પાણ્ડુ પુત્ર. એકલા ભીમને કે જે યુધિષ્ઠિર રાજાની આજ્ઞાથી આંહિ આવી પહોંચેલો છે તે વૃકોદરને ભોજન સમયે આપે વારણ કર્યું. આ પ્રમાણે નિરાશાના દુઃખથી ભીમનો સ્વર્ગે સીધાવશે તો આ રસાતલમાં કુન્તીમાતા ભીમસેન વિના શું કરશે. માટે હે કૃષ્ણ ! પુત્ર સહીત કુન્તીને ભોજનનો (તમારા હસ્તિનાપુર પ્રત્યે પધારવારૂપ) આનન્દ આપીને સુખીથાઓ. ધર્મરાજાએ અત્યાર સુધી રાહ જોયેલા અને તેં નિરાશાના પર્વત ઉપરથી પછાડેલા મને સાંભળીને ત્હારી બેન સુભદ્રા તને દેવ નહી, પણ રાક્ષસ (!) માનશે ! અને તે બાલા સુભદ્રા અત્યારે અભિમન્યુ જેવા વીર—પુત્રની વિયોગિની હોઇને કોને કહેવા જશે. તું તો આ સંસારમાંના સર્વ પ્રાણીઓનો સંહારક છો. એમાં કાંઇ તને દોષ થતો નથી, અને સંહાર કર્યા પછી, પણ સર્વે જીવોને ઉત્પન્ન પણ તમેજ કરો છો, ભલે પ્રલયને અન્તે, પણ આ ભીમસેનને સંહારી ને પુનર્જન્મ ન આપશો. જો મારા કર્મયોગે મને પુનર્જન્મ પ્રાપ્ત થનાર હોય તો તમારો દાસજ બનાવજો. વૃથા સરજશો નહી.

વૃકોદરનું આવું કરૂણ અને ભક્તિ રસથી ભરેલું વચન સાંભળીને દેવકીપુત્ર મનમાં ઘણાજ વિસ્મય પામ્યા. અને ભીમસેનને હસતા હસતા કહેવા લાગ્યા.—હે ભીમસેન તારૂં સ્વાગત હો, યુધિષ્ઠર મહારાજા કુશળી છે ને ? હે વીર ! હે માનપાત્ર ! ઉભો થા અને મારી સાથે ભોજન કર. કૃષ્ણનું આવું વચન સાંભળી ભીમસેન કહેવા લાગ્યા. કે આપતો ભોજન કરી તૃપ્ત થયા, હવે પાછળથી મને આદરપૂર્વક પુછીને ભોજન કરવાને બોલાવો છો કાં ? જગન્નાથ એવા આપ તૃપ્ત થયે છતે હું પણ ઉત્તમ તૃપ્તિને પામેલો છું. ભીમનું આવું રૂસણું જાણીને પુનઃ શ્રી કૃષ્ણ તેને કહેવા લાગ્યા, હે મહા બળવાન્ ભીમસેનજી ! ચાલો ઉઠો, હું પીરસું અને તમે જમો. પૃથાપુત્ર ધનંજય સિવાય આ સંસારમાં મને કાંઇ પણ પ્રિય હોઇ શકેજ નહી. મારી સ્ત્રીઓ, મારા પુત્રો, મિત્રો તથા બાંધવો અથવા અન્ય કોઇ મને કુન્તીપુત્ર ધનંજય સિવાય પ્રિય છેજ નહી, એટલાં પ્રિય વચનોથી ભીમને સન્તોષ પૂર્વક ભોજન કરાવીને વિનોદ કરતા કરતા શ્રીકૃષ્ણ ભીમસેનની સાથેજ ઉભા થયા. નાગરવેલનાં પાનો, સોપારી અને કમાવેલા ધાણા, દિવ્યચન્દન અને કપુરથી મિશ્રિત સુન્દર મુખવાસ ને, હાથમાં રાખીને જનાર્દન શ્રીકૃષ્ણ દેવે સ્વહસ્તેજ ભીમસેનને આપ્યો અને તે સમયે અક્રૂર ને, જામ્બવતી સહિત તેણીના પુત્રને પ્રદ્યુમ્ન. અનિરૂદ્ધ, નિશઠ અને શઠને

બખ્તરો પહેરી લેવાનો આદેશ કરીને કહેવા લાગ્યો કે જલદી દુંદુભિનો નાદ કરો અને દ્વારકા નગરનો સર્વ મહાજન ગણ. તથા આ સર્વે વીરો મારી આજ્ઞાથી સુખપૂર્વક ધર્મરાજાના હસ્તિનાપુર પ્રત્યે જ્યાં અશ્વમેધ-યજ્ઞ થનાર છે ત્યાં સીધા વો. મારી દેવકી વગેરે માતાઓ તથા રૂકિમણી સત્યભામા વગેરે સઘળો વધૂ-ગણ હસ્તિનાપુર પ્રત્યે જવાની તૈયારી કરો, નગરમાં વસુદેવ સહીત એકલા બલરામનેજ રહેવાનું છે. તે બલરામ એકલા જ વસુદેવની સાથે રહીને રમ્ય એવી દ્વારકાપુરીનું રક્ષણ કરશે, કારણ કે હવે પછી ધર્મપુત્ર યુધિષ્ઠિર અશ્વમેધ યજ્ઞ કરનાર છે;માટે જે કાંઈ આપણે ત્યાં ધન, છે તે સર્વ ગાડાઓમાં, ઉંટો ઉપર, ઘોડાઓ અને વછેરડા ઉપર લઇ જઇ ધર્મરાજાના મંદિરમાં પહોંચાડવું જોઇએ. તથા સુવર્ણ, મણિ, માણિક્ય ચાંદી (રૂપું) તથા મુક્તાફળો તે સર્વે આપણા ખજાનામાં જેટલું હોય તેટલું ત્યાં લઇ જવું જોઇએ. 'જ્યાં હું જાઉં ત્યાં દારિદ્ર હોય, એ મને સહન થઇ શકેજ નહી. હે રાજા જનમેજય! અક્રૂરજીએ એ સમયે કવચ પહેરીને તથા દુંદુભિનો નાદ કરીને, પોતાના આપ્તજનોને તથા નગરવાસીજનોને કૃષ્ણના આદેશથી કહ્યું કે, સર્વે યાદવો તથા સર્વે દ્વારકા-વાસી પ્રજાઓ મારી આજ્ઞાથી ધર્મરાજાના નિકેતન પ્રત્યે જવાને બહાર નીકળો. અક્રૂરજીનું આ વચન સાંભળીને સર્વે દ્વારકા-વાસીજનો, ધર્મરાજાના મંદિરમાં થતા અશ્વમેધનાં દર્શન કરવા માટે હસ્તિનાપુર જવા સારૂ દ્વારકામાંથી બહાર નીકળવા લાગ્યા. હે રાજન્ શ્રીકૃષ્ણનો આદેશ થયેલો હોવાથી કૌતુક યુક્ત બનેલા તે નગરવાસીજનો કોણ કોણ હતા તે હું તમોને કહી સંભળાવુંછું.

વેદાભ્યાસમાં ચતુર અને સર્વેશાસ્ત્રોમાં વિશારદ, ધર્મજ્ઞ, કર્મકાણ્ડમાં નિપુણ પવિત્ર આચાર વિચારવાળા અને સમદ્રષ્ટિવાળા દ્વારકાવાસી સર્વે બ્રાહ્મણો, પોત-પોતાની સ્ત્રીઓ અને પુત્રો સહિત ઘણાએ શિષ્યોને સાથે લઇને હસ્તિનાપુર પ્રત્યે જવા માટે તયાર થયા. ધનસમૃદ્ધ, વૈશ્યો પણ શ્રી કૃષ્ણની આજ્ઞાથી પણ ત્યાં જવા માટે દ્વારિકામાંથી બહાર નીકળ્યા. તથા સર્વે દ્વિજવર્ગની સેવામાં તત્પર એવા શૂદ્રો પણ કાંસ્ય નામની ધાતુના વ્યહવાર અને વ્યાપારથી પોતાનું ગુજરાન ચલાવત હોઇ તે સર્વે પોતાના સર્વે કાંસ્ય વગેરે ધાતુઓનાં વિવિધ પ્રકારનાં પાત્રોને લઇને બહાર નીકળ્યા, રત્નોની અને મણિઓની સારી રીતે પરીક્ષા કરવાવાળા સર્વે ઝવેરીઓ, મુક્તાફલોને શોધી અલંકારો બનાવી આપનારા પંચીગરો તથા સોની લોકો પણ બ્રાહ્મણોની જેમ પોતાના અગ્નિ વગેરે સાધનોને સાથે રાખીને એકપછી એક ક્રમવાર દ્વારકામાંથી પ્રયાણ કરવા લાગ્યા. મણિઓને શોધીકાઢનારાં કારીગરો તથા સીસાનો વ્યાપાર કરીને જીવનારાઓ, તેલીઓ, ધાન્યને વેચનારા મોદી લોકો અને વસ્ત્રોને ધોવાવાળા ધોબીલોકો સોપારીના વેપાર કરનારા અને નાગરવેલનો પાનના વિક્રયથી જીવનનું પોષણ કરનારા તંબોલીઓ, પોતપોતાનાં યન્ત્રો-સાધનોને લઇને દ્વારકામાંથી બહાર નીકળવા લાગ્યા. તથા વણાટનું સુન્દર કામ જાણનારા વણકરો, તથા ઉત્તમ સૂત્રને કાંતનારાઓ, પોતાના કર્મમાં રચીપચી રહેલા કૌષ્ઠિકો (!) (લુહારો) દરજીઓ

અને રેશમી વસ્ત્રોને ધોનારાઓ સૂત્રને રંગનારાઓ તથા સૂત્રમાંજ અનેક જાતનાં ચિત્રો પાડનારાઓ પોતાના કર્મ થકીજ મહત્તા ધરાવનારાઓ, અનેક જાતનાં શસ્ત્રો ઘડનારા, લુહાર, સુતારો, પાણીને ભરનારા કુંભારો, ધોબણો સહિત ધોબીલોકો, નટો અને નૃત્યના સૂચવનારા શિક્ષકો, ક્ષૌર કરનારા નાપિતો, દીવાલ ચણનારા કડીઆઓ તથા ચિત્રકામ કરનારાઓ વિવિધ પ્રકારની સુરાને બનાવનારાઓ અને પોતાની જાતને ઓળખાવનારી ધ્વજાવાળા ચમારો, તથા શિકારથીજ જીવનારા ભિલ્લ લોકો, તે સર્વે શ્રી કૃષ્ણના આદેશથી હસ્તિનાપુર પ્રત્યે રવાના થવા લાગ્યા, કુટ્ટિનીના સહવાસી ગુરૂઓ અને અનેક પ્રકારના હાવભાવને નૃત્ય સમયે નિવેદન કરનારી વેશ્યાઓ, રાજાઓને શંગારનારાઓ, મલ્લો, ભટ્ટો અને ચિકિત્સકો, રંગ–ભૂમિમાં ઉતરીને પાઠ ભજવનારાઓ સ્તુતિ કરનારા બંદીજનો, સર્વે વર્ણોને આધારે જીવનારા ઐન્દ્રજાલિકો, વાર્તા કરનારા ભાટ–ચારણો અને શાલાના અધ્યાપકો, વિષવૈદ્યો અને ખાસ રાજાઓનીજ હજામત કરનારાઓ, પાંજરાસહીત શિકારી પશુઓ અને જે કૃષ્ણને વહન કરનારા હતા તે પશુઓ પાણીને વહન કરનારા તથા ઘાસને લઈ જનારા ઘોડાઓ, અન્તઃપુરની મુખ્ય દાસી સાથે ચાલનારી દાસીઓ તથા અન્તઃપુરમાં રહેનારા કંચુકીઓ પ્રસૂતિ કરાવનારી જનયિત્રીઓ શસ્ત્રવૈદ્યો તથા જલોકા–જળોથી આજીવિકા ચલાવનારાઓ અને અન્ય નગરવાસીઓ શ્રીકૃષ્ણની આજ્ઞાથી પ્રસન્ન થઇને દ્વારકાથકી ચાલવા લાગ્યા; તે શ્રી કૃષ્ણના પ્રયાણ સમયે અનેક પ્રકારનું ચતુરંગ–સૈન્ય મોટી સંખ્યામાં હસ્તિનાપુરને રસ્તે પડવા લાગ્યું. તે સમયે સૂર્યનારાયણ બીલકુલ દેખાઈ શકતા ન હતા અને સૈન્ય વગેરેના ચાલવાથી ઉડેલી ધુળથી આકાશ ઢંકાઇ ગયું. તે સૈન્ય ચાલવા લાગ્યું ત્યારે મોટા શબ્દો થવા લાગ્યા. અનેક પ્રકારની પંક્તિઓમાં વહન કરતાં વણિગ્જનોના ગાડાંઓ, હાથીગાડાંઓ, અને પશ્વાવાહનોથી રસ્તામાં ચાલનારને માર્ગ પણ જણાઇ શકતો ન હતો. રસ્તામાં ચાલતાં ચાલતાં એક વૃદ્ધ કુટ્ટિની હસતી હસતી અને સખીજનો સાથે દોડી જતી કહેવા લાગી કે વૃથા પરિશ્રમ શા માટે કરો છો. ગમે તેટલા આપણે ઉતાવળા દોડીશું તોપણ અવિવેકી એવો આ કૃષ્ણ આપણને ઇનામ કે ધન આપવાનો નથી, તેતો જેને સન્તુષ્ટ થયો હોય તેનું ધન ખેંચી લે એવો છે, એ પ્રમાણે બોલતી તે વૃદ્ધા પોઠીઆ ઉપર બેઠી બેઠી લીલા કરતી ચાલી જાય છે ત્યાં તો તેણીનો વૃષભ રસ્તામાં એક ઉંટને જોઇને ભડકયો અને નાસી જવાને આમ તેમ દોડીને તે શંભલી વૃદ્ધાને પોતાની પીઠ ઉપરથી જમીન ઉપર પછાડી, તે કુટ્ટિનીને તેણીના વાહન ઉપરથી પડેલી જોઇને સર્વે સૈનિકો હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે શ્રી કૃષ્ણની આ દુષ્ટાએ હમણાંજ નિન્દા કરી હતી. કૃષ્ણની નિન્દા કરવારૂપ પોતાના દુષ્ટ કર્મથી આ ડોકરી પોતાના પોઠીઆ ઉપરથી પૃથ્વી ઉપર પડી ગઇ. ખરેખર એ બનવુંજ જોઇએ કારણ કે જેઓ પાપી હોય તેઓનું પતન પૃથ્વી ઉપર થાય છે, ત્યાર પછી તે ડોશી તે સનિકોનું રહસ્યભર્યું વચન સાંભળીને ફરી બેઠી થઇ અને હે ભારત ! તે સૈનિકો પ્રત્યે શુભ વાકયને કહેવા લાગી. કે શ્રી

કૃષ્ણને આ સ્થળે જોઇનેજ હું ફરીથી આ પોઠીઆ ઉપર ચડવા પામી છું. માટે મૂઢ—લોકો કૃષ્ણ—કેશવનું સ્મરણ કેમ કરવું તે જાણતાજ નથી. આ સંસારમાં પતિતોનું પાવન કરનારા કેશવ સિવાય હું બીજા કોઇને જોતીજ નથી.

નગરના સર્વેજનો તથા સૈન્ય દ્વારકા બહાર નીકળ્યા પછી શ્રી કૃષ્ણ શ્વેત-અશ્વ ઉપર આરોહણ કરીને આગળ ચાલવા લાગ્યા. તેઓ મધ્યાહ્ન સમયે પ્રસન્ન થઇને સર્વેજનોની સાથે પોતાની દ્વારકાપુરીથી હસ્તિનાપુર પ્રત્યે જવા માટે વિદાય થયા. તે શ્રી કૃષ્ણ પ્રયાણ કરતી વખતે બેવડા ચાબુકને પકડીને જે પ્રમાણે સર્વે લોકો ધર્મરાજાના સરલ માર્ગે ચાલે તેમ હસ્તિનાપુરનો માર્ગ બતાવવા લાગ્યા. હે જનમેજય રાજન્ ! જાત જાતના હજારો રથો અને હાથીઓથી તથા ખર્વ સંખ્યાથી યુકત મહાસૈન્યોથી વીંટાએલા, પોતાના સ્ત્રી પરિવાર સહિત અને ભીમની સાથે રહેલા દેવકી સુત ધર્મરાજાના નગર પ્રત્યે ચાલતા થયા. દ્વારકા—વાસી જનો કૃષ્ણ સિવાય ટકી શકતાજ ન હતા. સર્વેજનો હર્ષપૂર્વક સ્વેચ્છાથી આશ્ચર્ય સાથે બહાર નીકળ્યા, તેમાં એક માલણ હરિને જોઇને પ્રસન્ન થઇને બોલી—હે કૃષ્ણ, આ સર્વે મનુષ્યો બરાબર મધ્યાહ્ન સમયે કેવી રીતે આગળ ચાલી શકશે. હે દેવેશ બધાંએ આ આપના નગર વાસી જનો પોતાની વસ્તુઓ અને ધનની હુંફે જીવનારા હોવાથી આગળ ચાલી શકશે; પરંતુ અમારી સ્થિતિજ આ પ્રસંગે શોકને પાત્ર બની છે; કારણ કે અમે પુષ્પોના વ્યવહારથી જીવનારા માલી લોકો છીએ. હે અચ્યુત ! મેં આ સર્વે પુષ્પો આપને માટેજ લીધેલાં છે. તે આ પુષ્પો કરમાઈ ન જાય, એ માટે મને એક મૌકિતક આપો. હે કૃષ્ણ આપનું મુખારવિન્દ તો છત્રની છાયામાં સારી રીતે ખીલ્યું છે. હે માધવ ! તાપથી પૂર્ણરીતે તપ્ત થયેલી હું આપની સાથે પગે ચાલનારી હોઇ કેવી રીતે ચાલી શકું ! હે જનાર્દન ! મારી આ ગુંથેલી, પુષ્પમાલાઓનો આપ સ્વીકાર કરો. માલણનું આવું વચન સાંભળીને મન્દ હાસ્ય કરતા શ્રી કૃષ્ણ કહેવા લાગ્યા હે ભદ્રે ! તારી વાંચ્છના પ્રમાણે મૌકિત અને ધન, સર્વે તને આપીશ. મારા કહેવા પ્રમાણે તું ધર્મનો આશ્રય કર કે જે પ્રમાણે મારૂં મન સન્તુષ્ટ થાય એ પ્રમાણે કૃષ્ણ જ્યાં માલણને ઉપદેશ આપી રહ્યા. છે ત્યાં તો બીજી તેલ સહિત પાત્રવાળી તેલણ શ્રીકૃષ્ણને કહેવા લાગી કે હે સમર્થ દેવ ! આ મારૂં વચન પણ સાંભળી લ્યો. મારા જીર્ણ ઘટમાથી ભેદ પામીને આ તેલ સરતું જાય છે. હે કૃષ્ણ ! ઘાણીને પીલવામાં કેવી વ્યથા હોય છે તે આપ કેવી રીતે જાણી શકો ? સર્વે ગાડાંઓ તેલથી પુરાયલાં હોવાથી હે નાથ ! મને બેસવા માટે કોઇ જગ્યા પણ આપતું નથી. હવેતો હું ચાલવાને શકિતમાન્ નથી. આ મારૂં દુઃખ દૂર થાય એ પ્રમાણે વ્યવસ્થા કરાવી આપો ૧૦.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### શ્રી કૃષ્ણનો હસ્તિનાપુરમાં પ્રવેશ

બરાબર મધ્યાહ્ન સમયે દ્વારકાથી નગરવાસીઓ, પટરાણીઓ, આપ્તજનો તથા મોટી સેનાને લઇને કૃષ્ણ દ્વારકથી ચાલી નીકળ્યા હતા. મધ્યાહ્ન—કાલનો તાપ અ-

સહ્ય હતો. આ સર્વ ઘટના જોઇ ભીમ કહેવા લાગ્યોઃ—હે મહાબુદ્ધિ કૃષ્ણ ! તમારી અત્યંત વહાલી આ પ્રજાને જુઓ, તે સર્વેના વદનો સૂર્યના ભીષણ સંતાપથી મ્લાન થઇ ગયાં છે, માટે તે સર્વેને સુખ પૂર્વક વિશ્રામ લેવા દો. ભીમસેનનું વાકય સાંભળી શ્રી કૃષ્ણ પોતાના નગરથી થોડેક દૂર સર્વે જનો સાથે વિશ્રામ લેવા લાગ્યા. વિશ્રામ લેતા તે કૃષ્ણને ઉદ્દેશીને વિનોદ કરવાના હેતુથી ભીમસેન કહેવા લાગ્યો, હે મહાબાહુ કૃષ્ણ ! મને તો મનમાં એમજ લાગે છે કે આ સર્વે સ્ત્રીઓનો ઘણે ભાગે તુંજ પતિ જણાય છે ! માલણ, તંબોલણ વાણંદડી અને કુટ્ટિની વગેરે સ્ત્રીઓ જેવી રીતે તમને પતિ તરીકે ઓળખે છે તેવી રીતે પોતાના પતિને નિજ સ્નેહથી નહી ઓળખતી હોય એમ ભાસે છે. ભીમસેનને આવી રીતે મશ્કરી કરતો સાંભળીને કૃષ્ણ તેને કહેવા લાગ્યા-ભાઈ વૃકોદર ! જો તમારામાં પુરૂષાતન હોય તો આ બધી સ્ત્રીઓનો આપજ સ્વીકાર કરો. હે શોભને ! આ સ્થલોદર એવા ભીમસેન વરને તું વર. હે દન્ત રહિત કુટ્ટિની શંભલી ! આ ભીમસેનનો તું જલદી સ્વીકાર કર ! શ્રી કૃષ્ણની આવી મશ્કરી સાંભળીને ભીમ તેમને ઉત્તર આપવા લાગ્યો કે મારા ઘરમાં તો રાક્ષસી મને પ્રિય છે ! માટે તેનું વારણ કરશે મારા ઘરમાં આવેલી તે દન્ત રહિત કુટ્ટીને તો હિડમ્બા ખાઈ જશે, માટે આ સર્વ દન્ત વિનાની (જરઠાઓ) કૃષ્ણ પાસે કાયમ રહો. કારણ કે જેણીઓનું કૃષ્ણમાં ચિત્ત ચોંટેલું હોય છે તેવીઓને તો સર્વત્ર સુખજ પ્રાપ્ત થાય છે. સાધુ સ્વભાવવાળી અને એક કૃષ્ણમાંજ પોતાના મનને રાખીને પરમ પાતિવ્રત્યને પાળતી આ રૂક્મિણી વગેરે આપની પત્નીઓ કે જે શ્રી કૃષ્ણના અન્યાગામી સ્વભાવ વિષે ઈર્ષ્યાજ કરતી નથી, માટે કૃષ્ણ આવા (!) કાર્યથી પ્રસન્ન થયા કરો, આ કૃષ્ણનો આશ્રય કરીને વરેલી આ સર્વે સ્ત્રીઓમાં સપત્નીઓનો ક્રોધ જરા પણ અન્યને દૃષ્ટિ ગોચર થવા પામતો નથી. જ્યાં જાંબવતી જેવી સ્ત્રી પણ ઈર્ષ્યા ભાવને પ્રાપ્ત થતી નથી, હે કૃષ્ણ ! જે જનો તમારો આશ્રય કરીને રહે છે તેઓને સર્વ પ્રકારે સુખજ હોય છે ! તમારો આશ્રય કરીને રહેલા સર્વ જનો આ સંસારમાં આવવા જવાનો ફેરો ટાળીને પુનઃ કેવી રીતે જન્મી શકે વારૂ ? પવનાત્માજ ભીમ સર્વે જનોને સ્થાન ભ્રષ્ટ કરનારાઓમાંનો એક છે, માટે હે શંભલિ ! તું ભીમસેન પાસે જા, અને તેને મારી પાસે લઇ આવ. એ પ્રમાણે કહીને કેશવ જ્યાં અન્ય સ્થળમાં જવા જાય છે. ત્યાંતો સૂતિકા એવી કોઈ સ્ત્રી (સયાણી) અત્યંત વેગથી જતા ઉંટના બચ્ચા (ભોતડા) ઉપરથી પડી ગઇ અને દેવકીજીના બાલક શ્રી કૃષ્ણને કહેવા લાગી કે હું સૂયાણી છું મારો ઉદ્ધાર કરો. હે અનઘ ! વસુદેવ વગેરે જે તમારા વડીલ યાદવો છે તેઓની હું ખાસ સુયાણી છું, પરંતુ તમારી માતાએ મારો ત્યાગ કર્યો છે. દેવકીજીએ જ્યારે તમને જન્મ આપ્યો ત્યારે મારી સંભાળ તેણીએ બીલકુલ લીધી નથી. એટલું સારૂં છે કે તમો પોતાના આત્મા વડેજ પોતાને જન્મ આપો છે; પરંતુ આ તમારા યાદવો પોતાની મેળે જન્મતા નથી અને તેથીજ મારો ઉદ્યોગ ચલાવીને હું જીવું છું. હે માધવ ! કાંઇક ખ્યાલ કરો અને મને આપના લક્ષમાં લ્યો. ગમે તેવી પણ હું આપના કુલની આશ્રિત છું. સૂતિકાનું વચન સાંભળીને શ્રી કૃષ્ણ વૃકોદરને કહેવા

લાગ્યા હે ભીમ ! આ પડી ગએલી સૂતિકાને ઉભી કરો અને વસુદેવ પાસે લઇ જઇ તેને દેખાડો, ભીમે સૂતિકાને ઉભી કરીને જ્યાં વસુદેવ પાસે લઇ જવા જાય છે ત્યાંતો તુરતજ આવી પહોંચેલા વસુદેવને ભીમે જોયા, મહામતિ શ્રી કૃષ્ણ અને ભીમ વસુદેવને નમસ્કાર કરી બે હાથ જોડી શુભવચન કહેવા લાગ્યા, હે પરંતપ-વસુદેવ ! તમોએ આજ્ઞા આપેલા અમો આ સર્વ સેના, આપ્તજન અને નગરવાસી જનોને સાથે, લઇને ધર્મ રાજા પ્રત્યે જઇએ છીએ. વસુદેવ દ્વારકા તરફ પાછા વળતાં કૃષ્ણને કહેવા લાગ્યા–હે હૃષીકેશ ! મારાથી આજ્ઞા કરાએલા તમો હસ્તિનાપુર પ્રત્યે જાઓ. અને નિર્વિઘ્ને યુધિષ્ઠિર રાજાના યજ્ઞની સમાપ્તિ કરીને પાછા આવો. પરંતુ મારૂં આટલું વાકય પાળજો. "જે વિપ્રો વેદાધ્યયનમાં પારંગત હોય, શાસ્ત્રાભ્યાસમાં કુશળ હોય તેવા બ્રાહ્મણોને તમારે દાન આપવું તથા સદાચારવાળા હોય તેમને પણ દાન આપતાં ચુકવું નહી. જેઓ પરનિન્દાથી વિમુખ હોય તથા શિષ્ટાચાર પરાયણ હોય અને માટી પત્થર તથા સુવર્ણોમાં સમાન દૃષ્ટિ રાખનારા હોય, તેવાજ બ્રાહ્મણો તમારી સાથે લઇ જવા. જેઓ મલિન વસ્ત્રો ધારણ કરતા હોય તથા આચાર–વિચારોથી રહિત હોય તેવાઓને તમારે અથવા યુધિષ્ઠિર રાજાએ દાન ન આપવું, કારણ કે સત્પાત્ર જે હોય તેજ સત્કારને યોગ્ય થઇ શકે છે. સાથે ક્ષત્રિયો પણ તેવાજ લઇ જવા કે જેઓ દાનધર્મમાં તત્પર હોય. યુદ્ધમાં કુશળ હોય, શૂર હોય તથા ક્ષાત્રધર્મને યથાસ્થિત પાળનારા હોય, પરંતુ જેઓ વૃથાભિમાની, સ્ત્રીઓથી જીતાએલા અને દુષ્ટોનો સંગ કરનારા હોય, બીજાઓની ખોટી નિન્દા કરનારા હોય તથા આત્મ–સ્તુતિ કરનારા હોય, તેવા ક્ષત્રિયોનો સર્વથા ત્યાગ કરવોજ ઇષ્ટ છે. વળી જેઓ બીજાઓને નાહક દુઃખ દેનારા હોય તથા સર્વદા કામ (વિલાસ) સેવામાંજ તત્પર હોય. તથા જેઓની જીવન–વૃત્તિ જમાઈથી હરાઇ ગઇ એવા શ્વસુરો હોય, તથા જેઓ જામાતાએ પ્રાપ્ત કરેલા વિત્તથી જીવનારા નરાધમો હોય, તથા આ સંસારમાં પુત્ર રહિત હોઇને મરણ પામેલા કોઇપણ મનુષ્યના ધનને કપટથી ગ્રહણ કરનારા હોય દ્યૂતકર્મમાં તત્પર હોય, તથા હંમેશાં વિચાર અને પરીક્ષા કર્યા સિવાય સાહસ કરનારા હોય, ગર્ભવતી સ્ત્રી પ્રત્યે ગમન કરનારા હોય, શુભ પર્વોથી અથવા યુદ્ધમાં બાણોથી વિમુખ થતા હોય, ઋતુ પ્રાપ્ત થએલી પોતાની સ્ત્રીનો જેઓ બીજી સ્ત્રીઓમાં મોહ રાખીને ત્યાગ કરનારા હોય. તથા જેઓ નારીઓની સાથે અથવા એક પાત્રમાં ભોજન કરનારા હોય, તથા જેઓ પાપબુદ્ધિવાળા હોઇને ક–ઠેકાણે પોતાના વીર્યનું સ્ખલન કરનારા હોય, જેઓ પરસ્ત્રીઓનાં રૂપ-લાવણ્યને જોઇને પોતાના મનમાં બળ્યા કરતા હોય, ચાડીખોર તથા પાપ–બુદ્ધિવાળા હોય, તથા જે બીજાઓ સજ્જનોની નિન્દા કરનારા હોઇને પાપી હોય, બ્રહ્મહત્યા વગેરે મહાપાતક કરનારા હોય, તથા જેઓ અત્યન્ત શુદ્ધ અને પવિત્ર પુરૂષોને દુષણ આપનારા હોય, એક માસ પર્યન્ત ઉપવાસ કરીને રહેલી સાધ્વી સ્ત્રી પ્રત્યે પોતાની મરજી મુજબ ગમન કરીને પા-

પને વ્હોરતા હોય, તથા સ્વયં ધન-સંપન્ન હોઇને અર્થી-યાચકને વિમુખ કરનારા જે હોય. તપવિનાનો દરિદ્ર હોય અધીરો અથવા કપટી હોય બહુજ બકવાદ કરનારો હોય, એવા પુરૂષોને હે કૃષ્ણ ! તમારે આ યુધિષ્ઠિરના યજ્ઞ પ્રત્યે ન લઈ જવા. તથા જે પાપિષ્ઠ-સ્ત્રી પોતાના સ્વામીને છેતર્યાજ કરતી હોય. ગૃહના સર્વે કાર્યોથી વિમુખ રહેતી હોય, સત્ય અને શાચ- પવિત્રતા વિનાની હોય. તેવી સ્ત્રીને હે મધૂસૂદન ! તારી સાથે હસ્તિનાપુરમાં કદાપિ ન લઈ જવી.”

આ પ્રમાણે ઉપદેશ આપતા પોતાના પિતા-વસુદેવને જનાર્દન કૃષ્ણે નમસ્કાર કરીને પ્રદક્ષિણા કરી તથા સ્પષ્ટ વચન કહેવા લાગ્યા.-હે તાત ? આપે કહેલું સર્વ હિતકારક છે, અને હું તે પ્રમાણેજ કરીશ. જેઓ મહાપાતકીઓ છે, તેઓનો ત્યાગ કરીનેજ હું યુધિષ્ઠિર પાસે જઇશ. આ પ્રમાણે વસુદેવ પ્રત્યે બોલતા કૃષ્ણને સાંભળીને ભીમસેન કૃષ્ણને કહેવા લાગ્યો, વૃદ્ધ વસુદેવે જે તમોને ઉપદેશ-વચન કહ્યું, તેથી તો આ બધા મનુષ્યોને આ સ્થળે તમારે ત્યાગવાજ પડશે.-આ કાર્ય મને એક મોટા સાહસ જેવું લાગે છે. કારણ કે હે ગોવિન્દ ! જ્યાં સાધુ-સજ્જનો વસતા હોય, ત્યાંજ આપનો વાસ થાય છે, માટે આ ઘટનામાં શું આશ્ચર્ય હોઇ શકે વારૂ ? છતાંએ તમો દુષ્ટમાં તમારૂ ચિત્ત આપીને પણ તમો તેને સજ્જન અને પોતાનો બનાવી લ્યો છો, આ ઘટનાજ આશ્ચર્યમયી કહી શકાય, કહ્યું છે કેઃ—

उपकारिषुयः साधुः साधुत्वे तस्यको गुणः
अपकारिषुयः साधुः स साधुःसद्भिरुच्यते

જેઓ ઉપકાર કરનારાઓ હોય, તે પ્રત્યે જે સજ્જન પોતાની સજ્જનતા દાખવે તેમાં તેનો શો ગુણ ? પરંતુ જે અપકાર કરનારાઓ હોય, તેઓમાં પણ પોતાનો સતત-સાધુભાવ દર્શાવ્યા કરે તેનેજ સજ્જનો સાધુ કહે છે. હે કેશવ ! સર્વે પ્રાણીઓમાં તમે સત્વર સમદ્રષ્ટિવાળા થાઓ. ભીમસેનનું આ વચન સાંભળીને વસુદેવ વગેરે, ‘સારૂં, સારૂં’ એમ કહીને પોતાની દ્વારકાપુરી પ્રત્યે પાછા વળ્યા. બળરામ સાથે દ્વારકા પ્રત્યે પાછા ફરતા મહા મનસ્વી વસુદેવ, સ્નેહાતુર અને કૃષ્ણના વિયોગથી વિહ્વલ બનીને, ગોવિન્દ-શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહેવા લાગ્યા. હે હૃષીકેશ ! હું શું કરૂં ! તે મને સુજતું નથી. તારા વિયોગથી હું મારા પ્રાણોને ધારણ કરવા સમર્થ થઇ શકતો નથી. જે પ્રમાણે રામચંદ્રનો વિયોગ થતાં દશરથની જે સ્થિતિ થઇ હતી તેજ સ્થિતિ હાલ મારી છે, મારા શિરપર દ્વારકાનું રક્ષણ કરવારૂપ પડેલા કાર્યનો સર્વથા ત્યાગ કરૂં તો, આપણું સર્વે એજ નાશ પામી જાય. દશરથ રાજાએ શ્રી રામચંદ્રના વિયોગથી થતા શોકભાવથી આ સંસારમાં પોતાના પ્રિય જીવનનો ત્યાગ કર્યો હતો. આ પ્રમાણે વચનો કહીને વસુદેવે પોતાના પુત્ર શ્રી કૃષ્ણને આલિંગન આપ્યું. અને ત્યારપછી પરિવાર સહિત કૃષ્ણને હસ્તિનાપુર પ્રત્યે જવા માટે સત્વર રજા આપી. અને મહા મુશ્કેલીથી વસુદેવ દ્વારકા પ્રત્યે ગયા. ભીમસેન અને પોતાના અન્તઃપુરવાસી પરિવાર સહિત કૃષ્ણ જ્યાં રસ્તામાં ચાલ્યા જાય છે ત્યાં એક મોટું સરોવર તેમની દ્રષ્ટિએ પડયું. હંસ અને કૃષ્ણવર્ણના કાકાકોઅ

થી વ્યાપ્ત ચક્રવાકોના યુગલોથી સુશોભિત એવા તે તળાવમાં શ્રીકૃષ્ણે જેનું કમળ દીવસે પણ ન સુકાય એવી પદ્મિની પોયણીને જોઈ. અને તે સ્થળમાં ભીષ્મક પુત્રી રૂક્મિણીને બોલાવીને શ્રીકૃષ્ણ તેણીને કહેવા લાગ્યા–હે સુભગે ! અનિન્દિત એવી આ રવિભાર્યાને નિહાળ. હાથીઓએ તે કમલિનીને પકડીને દયા આવવાથી છોડી દીધેલી છે. હંસોએ તેનાં પાંખડીઓને ચોળીને દળ વિનાના કરી મુકેલી છે. વળી જોતો ખરી તે પદ્મિનીમાં બે ભ્રમરો લાગેલાં છે, ખરેખર સ્રીઓનું ચિત્ત ચંચળ હોય છે ! પોતાના સ્વામીને સૂર્યનારાયણને છેતરીને પરજન સાથે મૌજ ઉડાવે છે, સાંજ વખતે પોતાના હૃદયેશ–સ્વામીને આવતો નહીં જોવાથી મ્લાન દીનવદના થઇ જાય છે, પોતાના હૃદય–અન્તર્ભાગમાં ષટ્પદ ! (ભ્રમર)ને સંતાડીને આનન્દથી શયન કરે છે. પોતીકો નાથ ઉપપતિ–ચન્દ્રમા, આવે ત્યારે બહુજ પ્રસન્ન થાય છે. આ સંસારમાં પદ્મિનીઓનો જન્મ તો પંક–કાદવમાંથીજ થાય છે. એ વાત સર્વ પ્રસિદ્ધ છે. મને આ ઘટના મારા અન્તરમાં બહુજ વિચિત્ર ભાસે છે. પદ્મિનીઓનું જન્મ સ્થાન પંક હોવાથી તેમનું અન્તર મલિન દેખાય એ સ્વાભવિક છે પદ્મિની સ્રીઓમાં પણ આવો દોષ દેખાવાનો સંભવ માની શકાય પોતાના ચાંચલ્ય સ્વભાવથી દૂષિત બનેલી તે પદ્મિની–સ્રી, દિવસે નિરંતર કંપ્યા કરે છે. પોતાના પ્રાણનાથના ભયથી ડરેલી ધનવાન્ સ્રીની માફક તેણીનું ચાંચલ્ય તેણીના ઉપર દષ્ટિ પડતાંજ આપણા લક્ષ્યમાં આવી શકે છે. વાસુદેવનું આવું શ્લેષાત્મક વાક્ય સાંભળીને વિશાલાક્ષી રૂક્મિણી એ હાસ્ય કર્યું અને વક્રોકિતથી કેશવ પ્રત્યે કહેવા લાગી—

પદ્મલોચના પદ્મિની કેવળ સુર્યનેજ પોતાનાં સ્વામી તરીકે ઓળખે છે. હે જનાર્દન ! પોતાના પુત્રોને આવેલા માનીને આ પદ્મિની પોતાના નિવાસ સ્થાનમાં આશ્રય આપીને પોષણ કરે છે. હે પ્રાણનાથ ! ભ્રમર વગેરેને પોતાના પુત્રો અને પાત્રો માનીનેજ આશ્રય આપે છે. હે નાથ ! આ બેઉ ભ્રમરો બે બાળકોની માફક રડતા રડતા પદ્મિનીના સ્તનોનું પાન કરે છે ! હે ગોપાળ ! પદ્મિની સ્વયં આ કાર્ય બહુજ સુંદર કરી રહી છે, અને પોતાના પતિને દૂર જોતી જોતી પોતાના મનને ચંચળ બનાવે છે. એક પુત્ર છોડીને બીજા પુત્રને લાડ લડાવતી તે પદ્મિની કદાપિ પોતાના નાથને છેતરી શકતી નથી હે નાથ ! આવું પદ્મિનીનું ચરિત્ર મહાન્ આશ્ચર્ય ઉત્પન્ન કરનાર છે; હે કૃષ્ણ ? પદ્મિની પોતાના સ્વામીને અન્ય સ્રી પ્રત્યે જતો જોઈને કેમ મ્લાન ન થઇ શકે ! રાત્રિમાં વિરહિણી તે પદ્મિની ષટ્પદ પુત્રને બાળકને લઇ હંમેશા નિદ્રા કરે છે. તે આપ જુઓ આવું પદ્મિનીઓનું વર્તન તો સનાતન કાળથી ચાલ્યું આવે છે.! પદ્મનીના કુચને પકડી સ્તનપાનના વિરહરૂપ અગ્નિથી તપેલો ષટ્પદ ભ્રમર કૃષ્ણ મુખ ( રતન ) ને પ્રાપ્ત કરી જો પંચત્વને પામ્યો હોય તો જેઓનુ હૃદય કૃષ્ણમાં હોય એવા પુરૂષોને જેમ આ સંસારમાંથી મુકિત મળે છે તેમ તે પદ્મિનીના અંતર્ગર્ભમાં છુપાયેલો અને કૃષ્ણ મુખ રતનનું પાન કરતાં દૈવાધીન થયેલો ભ્રમર પણ મુકિતનેજ પામે છે હે ગોવિન્દ ! પોતાના પ્રિય સ્વામી સુર્યનારાયણનો ઉદય થતાં જો તે પ-

મિનીવિકાસ પામી હોય તો આ પદ્મિનીનું ખીલેલુ કમળ (મુખ) શંકર મહાદેવ ઉપર ચડી બેસે છે ? હે નાથ ! આપ તો કમલિનીને જોઇને મહાન્ વિસ્મય પામ્યા છો ! પરંતુ કમલિનીના જેટલું સૌભાગ્ય પ્રાપ્ત કરનારી આ સંસારમાં કઇ વસ્તુ છે ! તે હવે કહો ! વળી આપ પદ્મિનીનું જન્મસ્થાન પંકમાંથી બતાવીને જે દોષા રોપણ કરો છો, તે પણ સંભવી શકતું નથી. પુરા કાળમાં તો આ પૃથ્વી અસંખ્ય અશ્વોના પદોથી ઘસાઇ ગઈ છે ! અને હરિ –(કૃષ્ણ) અશ્વોના પદથી ઉડી ગયેલી ધૂળ જગત્‌ને પાવન કરનારા (ગંગા) જળમાં પડી, આ પ્રમાણે જલ અને રજથી હે અચ્યુત ! પંક ઉત્પન્ન થાય છે ખરૂંને ? પંકની ઉત્પત્તિના કારણનો આપે દીર્ઘ–દૃષ્ટિથી વિચાર કર્યા વિના, આપ ભીમસેન સાંભળે તેમ પોતાના વાકયથી મારી કેવળ હાંસીજ કરો છો એમ માનું છું જે પ્રમાણે આપ સર્વ ગત હોઇ સર્વજ્ઞ છો, તો પછી હું કેવી છું તે પ્રમાણે આપ નથી જાણી શકતા શું ? આપને બીજી અનેક સ્ત્રીઓ હોવા છતાં પ્રતિદિન આપ મારીજ પરીક્ષા કર્યા કરો છો; પરંતુ એ વાત આપ નથી જાણતા કે તમારા સિવાય આ જગત્‌માં હું બીજા કોઇને જોઇ શકતી નથી. જનાર્દન એવા આપનુંજ ચિન્તન કર્યા કરૂં છું, જે કાંઇ આ જગત્ માં હું જોઉં છું, તે સર્વ આપથી વ્યાપ્તજ મારા જોવામાં આવે છે.

જૈમિની ઋષિ જન્મેજયને કહેવા લાગ્યા હે રાજન્ ! આ પ્રમાણે રૂક્મિણીનો આશ્ચર્ય કારક ઉત્તર સાંભળી શ્રી કૃષ્ણ ઘણાજ સન્તુષ્ટ થયા. અને અશ્વ ઉપરથી ઉતરીને પોતાના સેનાધિપતિને બોલાવીને કેશવ તેને કહેવા લાગ્યા કે સત્વર ભેરીને બજાવો, ગોવિન્દના વચનથી તેણે ભેરીનાદ કર્યો અને સાયંકાળ થતાં તે સ્થળમાં રાત્રિએ પોતાના પરિજન સાથે શ્રી કૃષ્ણે વાસ કર્યો. પ્રભાત કાળમાં નિત્યકર્મ વગેરે પરવારીને પુનઃ પોતાના સૈન્યને આગળ ચલાવવા લાગ્યા. એ પ્રમાણે શનૈઃ શનૈઃ પોતાના સૈન્ય અને પરિવાર સાથે યુધિષ્ઠિર રાજાથી રક્ષિત થયેલા દેશની સીમા સુધી પહોંચી ગયા. માર્ગમાં ચાલ્યા જતા શ્રી કૃષ્ણને ગરીબડા બીચારા પશુ પાલક અહીરોએ જોયા, વ્રજના નિવાસીઓ અને બીજા દહીંનાં મટકાં માથે લઇને ચાલનારાઓ શ્રી કૃષ્ણનું દર્શન કરવા લાગ્યા. હાથમાં વાંસળી રાખીને અને ગુંજા તથા પરવાલોના અલંકારોથી અલંકૃત થયેલા તે સર્વે ગોવાળીઆઓ શ્રીકૃષ્ણના દર્શન કરીને પોતપોતાનાં વાદિત્રો વગાડવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આ સેના સાથે ચાલ્યા આવે છે તે આપણા ગોવાળોના અગ્રેસર નંદ પુત્ર 'કાન'–શ્રી કૃષ્ણજ હોવા જોઇએ. એમાં કાંઇપણ સંશય નથી. એ પ્રમાણે બોલતા ગોવાળો શ્રી કૃષ્ણને આલિંગન આપીને માર્ગમાં ઉભા રહ્યા. ઘણાઓ ક્ષેમકુશળ પુછવા લાગ્યા, અને ઘણાઓ કૃષ્ણના સપરિવાર દર્શન કરીને ખડખડાટ હસવા લાગ્યા. ઘણાએક સાષ્ટાંગ દંડવત્ કરીને, દહીં અને ભાત સમર્પવા લાગ્યા ગોવાળોમાંનો કોઇએક કહેવા લાગ્યો–હે કૃષ્ણ ! મારી અત્યન્ત મનોહર આ વાંસળી વંશવીણા ને આપ જુઓ. હું ગાયોની રક્ષા કરૂં છું, છતાં તેઓ આમતેમ દોડાદોડ કરી રહી છે. પરંતુ હમણાંજ તે સર્વે મહા મુશ્કેલીથી દર્શન પામી શકાય એવા આપને જોઇને પોતાની મેળેજ આપના

ચરણમાં આવી પહોંચી છે. લોભ અને મોહરૂપ વ્યાઘ્રથી ડરીને ત્રાસ પામેલી આ ગાયો હે કૃષ્ણ ! હે ગોવિન્દ ! મારા મિત્ર એવા આપે હાલતો ભય-મુકત કરી દીધી છે. હે કૃષ્ણ ! આટલી બધી સ્ત્રીઓ ક્યાંથી મેળવી ? અને આ ઘોડા ઉપર કેવી રીતે બેઠા ? આ કૌસ્તુભમણી તમે ક્યાંથી મેળવ્યો ? આટલા બધા હાથીઓ ક્યાંથી પ્રાપ્ત કર્યા ! આ તમારા વક્ષઃસ્થળમાં ચાંદા જેવું પદક દેખાય છે તે ક્યાંથી મેળવ્યું ! આટલી બધી તૈયારી કરીને કઈ તરફ જાઓ છો ? આ પ્રમાણે પ્રશ્નો પુછાતા હતા તે અરસામાં વળી બીજો ગોવાળ વચમાં બોલવા લાગ્યો. અરે મૂઢ ? તું આ કેશવને લેશમાત્ર જાણી શકતો નથી, જ્યારે બ્રાહ્મણનું લક્ષ્મીના ચિન્હ વાળું વૃદ્ધિપદ ચરણારવિન્દ આ શ્રી કૃષ્ણ ના વક્ષઃસ્થલમાં લાગ્યું છે. ત્યારથીજ આ કૃષ્ણ લક્ષ્મીવાન્ થવા લાગ્યા છે. અને સર્વે વસ્તુઓને પ્રાપ્ત કરે છે. ગોવાળોનું આવું કાલાઘેલું વચન સાંભળીને પોતાની બાલ-લીલાને યાદ કરતા કરતા સર્વ પૂજ્ય શ્રી કૃષ્ણ અત્યંત હર્ષ પામ્યા અને પાસે આવેલા ગોવાળોનો સત્કાર કરીને તેઓનીસાથે જ્યાં વાર્તાલાપના આનન્દનો આરંભ કરવા જાય છે. ત્યાં તો સર્વે ગોપ-સ્ત્રીઓને પોતાની પાસે આવી પહોંચેલી જોઇ તે સર્વોએ ઘૃતદીપ ભરીને પાત્રો હાથમાં લીધાં હતાં. અને શ્રી કૃષ્ણના દર્શન માટે ઘણીજ લાલચુ બનેલી હતી. માધવ શ્રી કૃષ્ણને ત્વરાથી જોવા માટે પોતાના ઘરથી 'એક પછી એક' એમ ગોપસ્ત્રીઓનાં ટોળાં આવવા લાગ્યાં. કોઇ ગોપી પોતાના ઘરમાં દધિ-મન્થન (છાશ) કરતી કરતી શ્રી કૃષ્ણને પોતાના ગામની સીમ પાસે આવેલા સાંભળીને અત્યંત વેગથી દોડી ગઇ, કોઈ ગોપી ગોમય-છાણથી પોતાનાં અંગો લિપ્ત થયેલાં છતાં (વાસીદું છોડીને) એમની એમ શ્રી કૃષ્ણ પાસે આવી પહોંચી. હે જનમેજય રાજન્ એક ગોપીએ તો આવીને તુરતજ પોતાની પુષ્પમાળા કૃષ્ણના કેશમાં અર્પણ કરી. કોઇ ગોપી પોતાનાં ઘરમાં સર્વે કાર્યોનો ત્યાગ કરીને એકદમ કૃષ્ણ પાસે આવીને ઉપસ્થિત થઇ, કોઇ ગોપી ધુળમાં રગદોળાયલી એમની એમ કૃષ્ણ સમીપ ચાલી નીકળી, આ પ્રકારે શરીરમાં ધુળ ભરેલી હોવા છતાં ચાલી નીકળનાર તે ગોપીને બીજી કહેવા લાગી કે, બ્હેન ! આ લાગેલી ધુળને સાફ કરીને જાઓ તો વધારે સારૂં ? આજ ઘણાએ દિવસે કૃષ્ણ મહારાજ આપણી આ સીમામાં આવી પ-હોંચ્યા છે ! અને હે સુભ્રુ ! તું આમને આમ તેમની સમીપ ધુળવાળા શરીરે જતાં શરમાતી નથી શું ? પોતાની સહ-ચરી ગોપીનું આવું ઉપાલમ્ભાત્મક વાક્ય સાંભળી તેણીને કહેવા લાગી—હે મૂઢે ! શરીર ઉપરથી રજ સાફ થવાથી તે શરીર સ્વચ્છ બની શકતું નથી. કર્મોવડે મલીન થએલું ગાત્ર ઉત્કટ ભકિતપૂર્વક હરિનાં દર્શન થયા સિવાય ધોઇ શકાતુંજ નથી, જીવનને પોતાના ઘરમાંજ વીતાવ્યું છે બાકી રહેલું જે કાંઈ મલિન જીવન છે તેને શુદ્ધ અને પવિત્ર બનાવવા માટે રજ-થકી વ્યાપ્ત થએલી, હાલતો ગોવિન્દ પાસે ચાલી જાઉં છું. મલિન ગાત્રવાળાઓ ત્યાંજ જવા નિરંતર ઉત્સુક હોય છે. કે જ્યાં સ્વચ્છ એવું પુષ્કળ જલ હોય ! અને જલાશય સમીપ જઇને પણ શિલા તલ (ખડકો) ઉપર અથવા આરા ઉપર

દ્મિનીવિકાસ પામી હોય તો આ પદ્મિનીનું ખીલેલું કમળ (મુખ) શંકર મહાદેવ ઉપર ચડી બેસે છે ? હે નાથ ! આપ તો કમલિનીને જોઇને મહાન્ વિસ્મય પામ્યા છો ! પરંતુ કમલિનીના જેટલું સૌભાગ્ય પ્રાપ્ત કરનારી આ સંસારમાં કઇ વસ્તુ છે ! તે હવે કહો ! વળી આપ પદ્મિનીનું જન્મસ્થાન પંકમાંથી બતાવીને જે દોષારોપણ કરો છો, તે પણ સંભવી શકતું નથી. પુરા કાળમાં તો આ પૃથ્વી અસંખ્ય અશ્વોના પદોથી ઘસાઇ ગઈ છે ! અને હરિ (કૃષ્ણ) અશ્વોના પદથી ઉડી ગયેલી ધૂળ જગત્‌ને પાવન કરનારા (ગંગા) જળમાં પડી. આ પ્રમાણે જલ અને રજથી હે અચ્યુત ! પંક ઉત્પન્ન થાય છે ખરૂં ને ? પંકની ઉત્પત્તિના કારણનો આપે દીર્ઘદૃષ્ટિથી વિચાર કર્યા વિના, આપ ભીમસેન સાંભળે તેમ પોતાના વાક્યથી મારી કેવળ હાંસીજ કરો છો એમ માનું છું જે પ્રમાણે આપ સર્વગત હોઇ સર્વજ્ઞ છો, તો પછી હું કેવી છું તે પ્રમાણે આપ નથી જાણી શકતા શું ? આપને બીજી અનેક સ્ત્રીઓ હોવા છતાં પ્રતિદિન આપ મારીજ પરીક્ષા કર્યા કરો છો; પરંતુ એ વાત આપ નથી જાણતા કે તમારા સિવાય આ જગત્‌માં હું બીજા કોઇને જોઇ શકતી નથી. જનાર્દન એવા આપનુંજ ચિન્તન કર્યા કરૂં છું, જે કાંઇ આ જગત્ માં હું જોઉં છું, તે સર્વ આપથી વ્યાપ્તજ મારા જોવામાં આવે છે.

જૈમિની ઋષિ જન્મેજયને કહેવા લાગ્યા હે રાજન્ ! આ પ્રમાણે રૂક્મિણીનો આશ્ચર્ય કારક ઉત્તર સાંભળી શ્રી કૃષ્ણ ઘણાજ સન્તુષ્ટ થયા. અને અશ્વ ઉપરથી ઉતરીને પોતાના સેનાધિપતિને બોલાવીને કેશવ તેને કહેવા લાગ્યા- કે સત્વર ભેરીને બજાવો, ગોવિન્દના વચનથી તેણે ભેરીનાદ કર્યો અને સાયંકાળ થતાં તે સ્થળમાં રાત્રિએ પોતાના પરિજન સાથે શ્રી કૃષ્ણે વાસ કર્યો. પ્રભાત કાળમાં નિત્યકર્મ વગેરે પરવારીને પુનઃ પોતાના સૈન્યને આગળ ચલાવવા લાગ્યા. એ પ્રમાણે શનૈઃ શનૈઃ પોતાના સૈન્ય અને પરિવાર સાથે યુધિષ્ઠિર રાજાથી રક્ષિત થયેલા દેશની સીમા સુધી પહોંચી ગયા. માર્ગમાં ચાલ્યા જતા શ્રી કૃષ્ણને ગરીબડા બીચારા પશુ પાલક અહીરોએ જોયા, વ્રજના નિવાસીઓ અને બીજા દહીંનાં મટકાં માથે લઇને ચાલનારાઓ શ્રી કૃષ્ણનું દર્શન કરવા લાગ્યા. હાથમાં વાંસળી રાખીને અને ગુંજા તથા પરવાલોના અલંકારોથી અલંકૃત થયેલા તે સર્વે ગોવાળીઆઓ શ્રીકૃષ્ણના દર્શન કરીને પોતપોતાનાં વાદિત્રો વગાડવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આ સેના સાથે ચાલ્યા આવે છે તે આપણા ગોવાળોના અગ્રેસર નંદ પુત્ર 'કાન'–શ્રી કૃષ્ણજ હોવા જોઇએ, એમાં કાંઇપણ સંશય નથી. એ પ્રમાણે બોલતા ગોવાળો શ્રી કૃષ્ણને આલિંગન આપીને માર્ગમાં ઉભા રહ્યા. ઘણાઓ ક્ષેમકુશળ પુછવા લાગ્યા. અને ઘણાઓ કૃષ્ણના સપરિવાર દર્શન કરીને ખડખડાટ હસવા લાગ્યા. ઘણાએક સાષ્ટાંગ દંડવત્ કરીને, દહીં અને ભાત સમર્પવા લાગ્યા ગોવાળોમાંનો કોઇએક કહેવા લાગ્યો.–હે કૃષ્ણ ! મારી અત્યન્ત મનોહર આ વાંસળી વંશવીણા ને આપ જુઓ. હું ગાયોની રક્ષા કરૂં છું, છતાં તેઓ આમતેમ દોડાદોડ કરી રહી છે. પરંતુ હમણાંજ તે સર્વે મહા મુશ્કેલીથી દર્શન પામી શકાય એવા આપને જોઇને પોતાની મેળેજ આપના

ચરણમાં આવી પહોંચી છે. લોભ અને મોહરૂપ વ્યાઘ્રથી ડરીને ત્રાસ પામેલી આ ગાયો હે કૃષ્ણ ! હે ગોવિન્દ ! મારા મિત્ર એવા આપે હાલતો ભય-મુક્ત કરી દીધી છે. હે કૃષ્ણ ! આટલી બધી સ્ત્રીઓ કયાંથી મેળવી ? અને આ ઘોડા ઉપર કેવી રીતે બેઠા ? આ કૌસ્તુભમણી તમે કયાંથી મેળવ્યો ? આટલા બધા હાથીઓ કયાંથી પ્રાપ્ત કર્યા ! આ તમારા વક્ષઃસ્થળમાં ચાંદા જેવું પદક દેખાય છે તે કયાંથી મેળવ્યું ! આટલી બધી તૈયારી કરીને કઈ તરફ જાઓ છો ? આ પ્રમાણે પ્રશ્નો પુછાતા હતા તે અરસામાં વળી બીજો ગોવાળ વચમાં બોલવા લાગ્યો. અરે મૂઢ ? તું આ કેશવને લેશમાત્ર જાણી શકતો નથી, જ્યારે બ્રાહ્મણનું લક્ષ્મીના ચિન્હ વાળું વૃદ્ધિપદ ચરણારવિન્દ આ શ્રી કૃષ્ણના વક્ષઃસ્થલમાં લાગ્યું છે. ત્યારથીજ આ કૃષ્ણ લક્ષ્મીવાન્ થવા લાગ્યા છે. અને સર્વે વસ્તુઓને પ્રાપ્ત કરે છે. ગોવાળોનું આવું કાલાઘેલું વચન સાંભળીને પોતાની બાલ-લીલાને યાદ કરતા કરતા સર્વ પૂજ્ય શ્રી કૃષ્ણ અત્યંત હર્ષ પામ્યા અને પાસે આવેલા ગોવાળોનો સત્કાર કરીને તેઓની સાથે જ્યાં વાર્તાલાપના આનન્દનો પ્રારંભ કરવા જાય છે. ત્યાં તો સર્વે ગોપ-સ્ત્રીઓને પોતાની પાસે આવી પહોંચેલી જોઇ તે સર્વોએ ઘૃતદીપ ભરીને પાત્રો હાથમાં લીધાં હતાં. અને શ્રી કૃષ્ણના દર્શન માટે ઘણીજ લાલચુ બનેલી હતી. માધવ શ્રી કૃષ્ણને ત્વરાથી જોવા માટે પોતાના ઘરથી 'એક પછી એક' એમ ગોપસ્ત્રીઓનાં ટોળાં આવવા લાગ્યાં. કોઇ ગોપી પોતાના ઘરમાં દધિ-મન્થન (છાશ) કરતી કરતી શ્રી કૃષ્ણને પોતાના ગામની સીમ પાસે આવેલા સાંભળીને અત્યંત વેગથી દોડી ગઇ, કોઈ ગોપી ગોમય-છાણથી પોતાનાં અંગો લિપ્ત થયેલાં છતાં (વાસીદું છોડીને) એમની એમ શ્રી કૃષ્ણ પાસે આવી પહોંચી. હે જનમેજય રાજન્ એક ગોપીએ તો આવીને તુરતજ પોતાની પુષ્પમાળા કૃષ્ણના કેશમાં અર્પણ કરી. કોઇ ગોપી પોતાનાં ઘરમાં સર્વે કાર્યોનો ત્યાગ કરીને એકદમ કૃષ્ણ પાસે આવીને ઉપસ્થિત થઇ, કોઇ ગોપી ધુળમાં રગદોળાયલી એમની એમ કૃષ્ણ સમીપ ચાલી નીકળી, આ પ્રકારે શરીરમાં ધુળ ભરેલી હોવા છતાં ચાલી નીકળનાર તે ગોપીને બીજી કહેવા લાગી કે, બ્હેન ! આ લાગેલી ધુળને સાફ કરીને જાઓ તો વધારે સારૂં ? આજ ઘણાએ દિવસે કૃષ્ણ મહારાજ આપણી આ સીમામાં આવી પહોંચ્યા છે ! અને હે સુભ્રુ ! તું આમને આમ તેમની સમીપ ધુળવાળા શરીરે જતાં શરમાતી નથી શું ? પોતાની સહચરી ગોપીનું આવું ઉપાલમ્ભાત્મક વાક્ય સાંભળી તેણીને કહેવા લાગી-હે મૂઢે ! શરીર ઉપરથી રજ સાફ થવાથી તે શરીર સ્વચ્છ બની શકતું નથી. કર્મોવડે મલીન થએલું ગાત્ર ઉત્કટ ભક્તિપૂર્વક હરિનાં દર્શન થયા સિવાય ધોઇ શકાતુંજ નથી, જીવનને પોતાના ઘરમાંજ વીતાવ્યું છે બાકી રહેલું જે કાંઈ મલિન જીવન છે તેને શુદ્ધ અને પવિત્ર બનાવવા માટે રજ-થકી વ્યાપ્ત થએલી, હાલતો ગોવિન્દ પાસે ચાલી જાઉં છું. મલિન ગાત્રવાળાઓ ત્યાંજ જવા નિરંતર ઉત્સુક હોય છે. કે જ્યાં સ્વચ્છ એવું પુષ્કળ જલ હોય ! અને જલાશય સમીપ જઇને પણ શિલાતલ (ખડકો) ઉપર અથવા આરા ઉપર

મલનો નાશ સંભવી શકે છે. માટે આજ શ્રી કૃષ્ણના પાદ-પીઠમાં આ મારા મલ-યુક્ત કલેવરને મલ-રહિત કરવાનો મારો દૃઢ સંકલ્પ છે, માટે આવા શરીરે ભર સભામાં લજ્જાનો ત્યાગ કરીને હું અવશ્ય જઇશ. એમ કહીને બહાવરી-પ્રેમઘેલી બનેલી તે ગોપી શ્રી કૃષ્ણના સમીપમાં જઈ પહોંચી. વળી કોઇ અન્ય ગોપી, વારંવાર હસતી હસતી કેશવ પ્રત્યે કહેવા લાગી-હે મહારાજ ! (દધિમન્થન રૂપ.) કર્મથી ઉપજાવીને આ-ણેલા આ મારા નવનીતનો આપ સ્વીકાર કરો હે દેવ! બાલ્યાવસ્થામાં યશોદાજી આપના મુખમાં માખણ આપતાં હતાં. તે યશોદાજીએ આપના મુખમાં માખણ આ-પતાં આપતાં જેમ આ સચરાચર જગતને જોયું હતું તેમજ આપના મુખમાં માખણ આપતાં તેવી રીતે મને પણ જોવાની ઇચ્છા થાય છે માટે જેવા યશોદાજીની દૃષ્ટિએ આપ દેખાયા હતા તેવાજ હું તમોને જોઇ શકીશ. હે ગોવીન્દ! તમારા સિવાય મુખમાં આ આખા જગતને દેખાડવા કોણ સમર્થ હોઇ શકે વારુ ! આ પ્રમાણે બાલ-લીલાનું સ્મરણ ગોપીઓ કરાવતી હતી તે અરસા-માં બીજી કોઇ ગોપી, પાસે આવી કૃષ્ણને જોઇને ઘણોજ હર્ષ પામી. અને હે રાજન્ ! કર્મના સર્વ બોજાને ભુલીને, નમસ્કાર કરીને પાસે ઉભી રહિ. અને તેણીએ જ્યારે ગોવિન્દને જોયા ત્યારે અત્યંત ભયને પામી. આ સર્વ ઘટના ઘણુંજ આશ્ચર્ય ઉપજાવે એવી થઇ પડી. આ પ્રમાણે રસ્તામાં બાલ-લીલાનું સ્થાન-કાલિન્દી તીર તથા મળેલા ગોવાળ અને ગોપીઓ વગેરે અનન્ય ભક્તોને જોઇને મહાબુદ્ધિ, દેવકી સુત, ભગવાન્ શ્રી કૃષ્ણ, કાલિન્દી તીરની સ-મીપ જ્યાં સુન્દર મોટું વન હતું ત્યાં આવી પહોંચ્યા અને સુન્દર તરુણને તે વનમાં નાંખીને પોતાના સકલ સૈન્ય સહિત વિ-શ્રામ લેવા ઉત્સુક થયા, તથા સુહૃદ્જનને બોલાવીને નીચે પ્રમાણે કહેવા લાગ્યા— પોતાની માતા દેવકીજી તથા યશોદાજીને, અને પટ્ટરાણી રૂકમણીને પણ ઉદ્દેશીને 'યજ્ઞમાં કેમ વર્તવું' એ વિષે બોલ્યા— જે વસુદેવની ભગિની અને નર રત્ન અર્જુનની જનની આપણાં કુન્તી, ફોઇ છે. તેની આપ સર્વેએ પરિચર્યા કરવા તથા જે આ-દેશ આપે તે ઉઠાવવા તત્પર રહેવું. તથા આ યજ્ઞમાં પધારેલાં અનસૂયાજી, અરૂન્ધ-તીજી તથા પવિત્ર ઋષિ પત્નીઓ વગેરે તથા બીજી વયોવૃદ્ધ સાધ્વીઓની તમારે પ્રયત્ન પૂર્વક સેવા ઉઠાવવી. હે પ્રદ્યુમ્ન પ્રભૃતિ વીર પુત્રો ! તમો સર્વે આ મારૂં વચન, આજ્ઞા સાંભળી લ્યો જ્યાં ઘણા લોકો એકત્રિત થનારા છે અને અસંખ્ય વીર પુરૂષોનું આગમન થનારૂં છે એવા યજ્ઞો-ત્સવ વડે વિનોદિત, આ ધર્મ રાજાના હસ્તિનાપુરમાં જે જે ગુરૂજનો હોય તે સર્વેનું અનન્ય શ્રદ્ધાથી પૂજન કરવું. આ સમાગમમા આવેલા સર્વે વીરોના તેજને પ્રકાશિત થવાનો ત્યાં સુધીજ સમય મળે છે કે જ્યાં સુધી પૃથા પુત્ર, અર્જુન દૃષ્ટિ-ગોચર ન થાય, તેમજ સર્વે તીર્થો પણ પાપનો પ્રણાશ કરવામાં ત્યાં સુધી ગાજ્યા કરે છે કે જ્યાં સુધી સિંહના બૃહસ્પતિ થતાં ગૌતમી ગંગાનું દર્શન ન થાય. પ્રદ્યુમ્ન આપણા દ્વારકા, પ્રદેશમાં લીલા વિસ્તારતોજ પડયો રહે છે, તેવી રીતે હમણા ધર્મરાજના હસ્તિનાપુરમાં તે પ્રધ-રને લીલા-કેલિ કરવાનો બીલકુલ અવકાશ ન લેવો જોઇએ. કારણ કે હે પ્રદ્યુમ્ન! જે

હસ્તિનાપુરમાં મહા બુદ્ધિશાળી અને સર્વદા પવિત્ર એવા ભીમસેન વિદ્યમાન હોય, એવા હસ્તિનાપુરમાં તું કદાપિ આવ્યોજ નથી! પૂજ્ય કુન્તી માતા અને મારી બ્હેન દ્રૌપદી દેવીને આ યજ્ઞમાં સત્યભામા સહિત તારી માતા રૂક્મિણી વગેરે તેઓ પ્રત્યે પૂજ્ય આદર ભાવ રાખીને, વર્તે. તે રૂક્મિણી પોતાની હજારો સહચરીઓને સાથે રાખીને યજ્ઞ સમયમાં ઘૃત દીપને પોતાના હાથમાં રાખીને પાર્વતી, દ્રૌપદી દેવીની સંભાળ પૂર્વકઃ આર્તિ ઉતારે, અને અન્ય સત્કારોથી તે દેવીને સંભાવિત કરી તેણીનું ગૌરવ વધારે. હું અગાઉથીજ ધર્મનન્દન યુધિષ્ઠિર મહારાજાને હસ્તિનાપુરમાં જઇને મળું છું અને આપણા પાણ્ડવ વગેરે સ્વજનોનો સત્કાર કરવા માટે તમો સર્વે પાછળ આવજો. એ પ્રમાણે તે સર્વેને આજ્ઞા અને ઉપદેશ આપીને તથા ભીમસેનને તમ્બુમાંજ રાખીને, શ્રી કૃષ્ણ એકલાજ અશ્વ ઉપર આરોહણ કરીને હસ્તિનાપુર પ્રત્યે ચાલતા થયા, મહા બુદ્ધિ વાસુદેવ પોતાના પ્રમેય કાર્ય સિદ્ધિને અગ્રેસર કરીને (એકલાજ) હસ્તિનાપુરમાં પ્રવેશ કરવાની તૈયારીમાં હતા. ત્યાં નગરના મહાજનોએ શ્રી કૃષ્ણને પ્રવેશ કરતા જોઇને હે જનમેજય રાજા! તે સર્વ નાગરિકો મોટા હર્ષથી તેમની સન્મુખ જઇ ઉભા રહ્યા. યજ્ઞ કાર્યમાં કુશળ એવા બ્રાહ્મણો શ્રી કૃષ્ણને નીચે પ્રમાણે કહેવા લાગ્યા—હે શ્રી કૃષ્ણ! અમે આ ભૂ-લોકમાં, સ્વર્ગ પ્રાપ્તિની ઇચ્છાથીજ જ્યોતિષ્ટોમ વગેરે યજ્ઞો કરીએ છીએ, તે સ્વર્ગ વગેરે લોકો હરિના આપનાજ બનાવેલાછે, યજ્ઞભુક્ અને યજ્ઞ કર્તા તથા સર્વે શુભ અશુભ કર્મોના ફલદાતા તે આ યજ્ઞ સ્વામી અને અનેક યજ્ઞોના ફલોને આપનારા આ સાક્ષાત્ હરિ સ્વયં અમારા હસ્તિનાપુરમાં થતા યજ્ઞ પ્રસંગે પધાર્યા છે. યજ્ઞમાં થતા ધૂમથી બનેલી અન્ધ દૃષ્ટિએ આ યજ્ઞ-નાયક કેવી રીતે જોઇ શકાય! જે પ્રમાણે અનન્યભક્ત—અર્જુનને આ જનાર્દન—શ્રી કૃષ્ણ દેખાયા છે, તે પ્રમાણે બહુ સંતૃપ્ત કરેલા પાવક—અગ્નિનું પણ યજ્ઞ નાયક આપના દર્શન કરવાનું સામર્થ્ય નથી એમજ અમો કલ્પના કરીએ છીએ. અરે તે બીચારો સપ્ત જિહ્વા તરીકે શાસ્રોમાં પ્રસિદ્ધ થયેલો પાવકાગ્નિ, યજ્ઞ નાયક—શ્રી કૃષ્ણને કેવી રીતે જાણી શકે વારૂ ? બે જિહ્વાવાળો સર્પ પણ દુધ પીએ છે અને તેનું વિષ ઉપજાવે છે; તો પછી આ સાત જિહ્વવાળો પાવકાગ્નિ કૃષ્ણવર્ત્મા (કૃષ્ણ એજ શરણ) હોવા છતાં કૃષ્ણનાં દર્શન કેવી રીતે કરાવી શકશે! આવા આન્હનય—સમયમાં કોઇ એક બ્રાહ્મણ વચમાંજ ઉઠયો કે ભાઇઓ આ કાંઇ પાવકાગ્નિનો દોષ નથી આ સર્વ દોષ આપણા બ્રહ્મણોનોજ છે તે એ કે આપણાં સર્વે વૈદિક કર્મો આપણે શ્રીકૃષ્ણને અર્પણ કરતા નથી! ત્યાર પછી કોઇ ત્રીજો બ્રાહ્મણ ઉપસ્થિત થયેલા તે સર્વે બ્રાહ્મણોને કહેવા લાગ્યો કે દેવકી સુત એવા આ કૃષ્ણનાં પૂર્ણ પ્રેમથી દર્શન કરો અને આપણે કરેલા સર્વ યજ્ઞોનું ફળ પુણ્ય આ સમક્ષ ઉભેલા યજ્ઞ—નાયક શ્રી કૃષ્ણને અર્પણ કરી દ્યો. જે સ્વર્ગમાંથી પુણ્યનો ક્ષય થતાં આ સંસારમાં પુનઃ પડવાનો ભય રહ્યા કરે તે સ્વર્ગનું આપણે શું પ્રયોજન છે ? હવે તો, આપણે સર્વ બ્રાહ્મણો યજ્ઞ ફળનો ઉદ્દેશ રાખ્યા સિવાય તે પુણ્યને શ્રી કૃષ્ણને અર્પણ કરીને નિર્ભય કરી શકીશું. હવે તો આ-

પણ શ્રી કૃષ્ણને ભેટયા છીએ, એટલે ક્ષયી સ્વર્ગનો ભય રાખવાને કશું પણ સબલ કારણ આપણી પાસે હોઈ શકેજ નહીં કૃષ્ણનાં દર્શન કરીને સાંપ્રત આપણે નિર્ભય છીએ.

આ પ્રમાણે પરસ્પર બોલતા પરમ આનંદ માનતા સર્વે બ્રાહ્મણો યદુનન્દન શ્રી કૃષ્ણને નીરખી રહ્યા અને જ્યારે શ્રી કૃષ્ણે સર્વે બ્રાહ્મણોને નમસ્કાર કર્યા ત્યારે બ્રાહ્મણો શ્રી કૃષ્ણને કહેવા લાગ્યા—કે હે દેવ ! ચર અને અચર પ્રાણીઓના આ સંસારમાં જવા આવવા રૂપ ફેરાને, બ્રાહ્મણોના આશિર્વાદ પ્રાપ્ત કરીને તમો ટાળી નાખો હે જગત્પતે ! આપનું કલ્યાણ થાઓ. બ્રાહ્મણોનો આશિર્વાદ લઇને તેઓને વન્દન કર્યા પછી ,હસ્તિનાપુર નિવાસીઓ સન્યાસીઓ, વૃષ્ણિવીર શ્રી કૃષ્ણના દર્શન કરવા આવ્યા, સંન્યાસીઓના ચરણાર વિન્દમાં નમેલા તે શ્રી કૃષ્ણને **નમો નારાયણ, નમો નારાયણ,** એ પ્રમાણે ઉચ્ચારીને તેઓ કહેવા લાગ્યા કે, સાક્ષાત્ નારાયણના સ્વરૂપ એવા આપને અમો આત્માવડે નમસ્કાર કરીએ છીએ, **'નારાયણ નારાયણ'** એ વાણી વડે આપનો નમોચ્ચાર કરતાં અમો તમારા મહિમાના પારને પહોંચી શકતાજ નથી જેનું વર્ણન કરતાં વાણીઓ—વેદ વચનો પણ પાછાં ફરે છે એવા આપ અમારા પાદમાં નમસ્કાર કરીને ઉભા છો ! અમે સંન્યાસીઓ વેદાન્ત શાસ્ત્રથી જાણી શકાય એવા નિર્ભય સ્વરૂપની પ્રત્યક્ષ ઉપાસના કરીએ છીએ. વાસુદેવ શ્રી કૃષ્ણનાં બે સ્વરૂપો 'ચલ અને અચલ' એમ શસ્ત્રોમાં પ્રસિદ્ધિ પામેલાં છે, તેમાંનું 'ચલ' એ સંન્યાસીનું રૂપ છે અને 'અચલ' એ પ્રતિમા—મૂર્તિ વગેરે છે. પ્રણવ—'ૐ કાર' ના અભ્યાસમાં સર્વદા રમી રહેલા અમે આપના પ્રણવ—મય ચરણ કમળનું ચિન્તન કર્યા કરીએ છીએ; છતાં તે 'ૐ કારમય' આપને હજી સુધી સર્વથા સમજી શકયાજ નથી સન્યાસીઓનું ભકિત દર્શક વાક્ય સાંભળી શ્રી કૃષ્ણ કહેવા લાગ્યા હે યતિવરો ! તમારા કર્મ—ફળના સંન્યાસ (વિષ્ણુને અર્પણ કરવા રૂપ) થકી વિષ્ણુનું કલેવર, ધ્યાનમાં મગ્ન એવા આપ સર્વેએ વિશ્વરૂપ મય કરી મુકયું છે. આપ સર્વે હંસ સમાન છો અને વિષ્ણુ સ્વરૂપ કૃષ્ણ નામથી પ્રસિદ્ધ એવો આ ભૂતલમાં હું છું, આપણી સંગતિ આ રમ્ય એવા ધર્મપુરમાં સર્વદા હો. આ પ્રમાણે વિનોદ કરીને સન્યાસીઓ પાસેથી શ્રી કૃષ્ણે રજા માગી અને રાજમાર્ગે ચાલવા લગ્યા. રસ્તામાં સુંદર લોચનોવાળી મહેલમાં રહેલી નાગરિકસ્ત્રીઓ શ્રીકૃષ્ણને નીરખવા લાગી. આગળ ચાલતાં વારાંગનાઓની દ્રષ્ટિએ શ્રી કૃષ્ણ આવી પહોંચ્યા. વારાંગનાઓ ગોવિન્દને જોઇને નીચે પ્રમાણે કહેવા લાગી—જેને સર્વજનો પવિત્ર કહે છે. તે ગોવિન્દ કૃષ્ણ જુઓ જુઓ આ રાજમાર્ગમાં કેવી રીતે ચાલ્યા આવે છે. તેને પકડો તે કામી છે તથાપિ (મુક્તિ) દાતા છે ધૂર્ત અને કૃષ્ણ (વર્ણના) છે છતાં કમલ સમાન નેત્રવાળો છે. કોમળ છે. છતાં મહાબળવાન્ છે, શ્રીમાન્ છે, છતાં સ્ત્રીઓમાં (ગોપી—સ્નેહમાં) લમ્પટ છે. વારાંગનાઓનું આવું શ્લેષાત્માક વાકય સાંભળી, શંભલી તે સર્વે વારાંગનાઓને કહેવા લાગી—આ સર્વ શ્રી ગણ પુરાણ પુરૂષ એવા કૃષ્ણને પકડી લેવા માટે ફોકટ પ્રયત્ન કરે છે. આ આદિ—પુરૂષ (પરબ્રહ્મ સ્વરૂપ) કોઇથી

કદાપિ પકડી શકતાજ નથી. તે કૃષ્ણ સર્વદા મુક્તજ છે, તો પછી હે મુગ્ધે ! જે સર્વદાને માટે મુક્ત હોય, ' તે કોઇથી પણ પકડાયા ' એમ સાભળ્યું છે તે-કૃષ્ણ કદાપિ પકડી શકાવાતાજ નથી. જે કૃષ્ણે પોતાની યુવાવસ્થામાં સોળ હજાર પોતાની સ્ત્રીઓને આ પૃથ્વી ઉપર ભોગવી છે અને જેને ઘણા પુત્રો પણ થયા છે, તે વૃદ્ધ-પુરૂષને પકડીને તમો સર્વે કશું ફલ પ્રાપ્ત કરી શકવાની નથી; તો પણ તે કેશવને પકડી લેવામાં એક સબળ કારણ છે અને તે એકે આપણે સર્વે સકામ હોઇને પણ તે શ્રી કૃષ્ણની સંગતિ કરીશું, તો આ સંસારમાં જન્મ-મરણના ફેરા ને ટાળીને આપણે મુક્ત થઇ શકશું માટે પુરાણ-પુરૂષ એવા આ કૃષ્ણથી પરમ પુરૂષાર્થ-મોક્ષનુંજ ગ્રહણ કરવું. કારણ કે આ પુરૂષ-શ્રી કૃષ્ણ યુવાન હોય કે વૃદ્ધ હોય, તેની સાથે વિલાસ બુદ્ધિથી થતાં સંગમાં આપણે સર્વેએ સ્પૃહા રાખવીજ ન જોઇએ સ્ત્રી ભલે યુવતી હોય કે વૃદ્ધ હોય તોપણ તેણીઓએ આ જનાર્દન શ્રી કૃષ્ણ કદાપિ છોડાજ ન જોઇએ. શ્રી કૃષ્ણ કરતાં આ હસ્તિનાપુરમાં કોઇપણ મહાજન-વૃદ્ધ પુરૂષ અમારી દૃષ્ટિમાં કોઇ છેજ નહીં, આ નગરનો અજ્ઞાની મહાજન શ્રી કૃષ્ણને સાંપ્રત દેવકીસૂત તરિકે ઓળખે છે, તો પણ હું ( સંભલી-કુટ્ટિલ ) આ પુરાણ-પુરૂષનું ચરિત્ર ( ચેષ્ટિત-હિલચાલ ) જે પ્રમાણે જાણું છું, તે પ્રમાણે બીજી કોઇ પણ સ્ત્રી જાણી શકતી નથી ! જે શ્રી કૃષ્ણે કુબ્જા ( વક્ર અંગવાળી કુબડી સ્ત્રી ) ને પસંદ કરી, તથા વાનર-કન્યા જાંબવતીને પરણ્યા ! આવા રમ્ય સ્ત્રી સમૂહનો તે શ્રી કૃષ્ણ કેમ કરી ત્યાગ કરી શકશે. એ પ્રમાણે બે લતી તે શંભલી સર્વ વારાંગનાઓ સાથે આગળ ચાલીને નમસ્કાર કર્યો. શ્રી કૃષ્ણ મહારાજે તેણીને પણ સંતુષ્ટ કરિ. ત્યાર પછી આગળ ચાલતાં મોટો બંદિગણ ઉપસ્થિત થયો. તેઓમાંનો એક વૃદ્ધ બંદી (ચારણ) શ્રી પતિ-કૃષ્ણની વારંવાર સ્તુતી કરતો કહેવા લાગ્યો—

દેવકીપુત્ર અને કંસ જેવા પરમ શત્રુનું નિકંદન કરવાવાળા શ્રી કૃષ્ણ આજ પ્રાપ્ત થયા છે ! આજે સર્વે અર્થિ-ચારણોનું જન્મનું દારિદ્ર ચાલ્યું જશે. ' આ સારૂં છે ' એ પ્રમાણે બકવાદ કરતા સર્વે જનો, મોહરૂપી રોગથી ઘેરાયલા છે. પોતાના નામરૂપ ઔષધ આપનાર શ્રી કૃષ્ણ વૈદ્યવડે તે સર્વે નિરોગીજ બની જવાના આ વાતમાં સંશય હોયજ નહિં હું આપને સત્ય કહું છું કે આ શ્રી કૃષ્ણના ચિન્તનથી કામથી ઉત્પન્ન થતા સર્વે વ્યાધિઓ નાશ પામી જાય છે. શ્રી કૃષ્ણ બ્રહ્માયુ છે, એમ આપણે તેના પ્રત્યે કેવી રીતે કહિ શકીએ. સર્વેના પિતામહ-બ્રહ્માતો વિષ્ણુ સ્વરૂપ આ કૃષ્ણના નાભિ-પંકજમાથી ઉત્પન્ન થયેલા છે. આ શ્રીકૃષ્ણનો પિતા કે પિતામહ કોઇ હશે કે નહી, તે અમો જાણતાજ નથી, આ કૃષ્ણ, અનાદિ અને અજન્મા છે. કેવળ જેને સિદ્ધિની જરૂર હોય તેણે તો આ શ્રી કૃષ્ણનું નામ ગ્રહણજ કરવું જોઇએ. આ શ્રી કૃષ્ણના નામનો મહિમા પૃથ્વી ઉપર કહેવાને માટે હું સમર્થ થઈ શકતો નથી તેમ જાણતો પણ નથી. આ કૃષ્ણનાં પોતાનાં પ્રતાપવડે પડેલાં અને સુન્દર નામો છે. હું જે શાસ્ત્રો ભણ્યો છું તેને જોઇને કદાચિત્ કહી

શકું કે શંખસુરને મારવા માટે પહેલાં આદિ મત્સ્યનો અવતાર આ પ્રભુએ લીધો હતો, પરમાત્માંના મીનાવતારનું વર્ણન મનુષ્યોની વચમાં કેમ થઇ શકે વારૂ? આ શ્રી કૃષ્ણ પૃથ્વીના ઉદ્ધાર માટે કૂર્મ થઇને તથા વરાહ થઇને અવતાર લીધો હતો. આ પ્રમાણે કૃષ્ણની અવતાર લીલાનું પૌરૂષ મેં સાંભળ્યું છે. વળી નૃસિંહનો વેષધારીને અને વામન સ્વરૂપે બ્રાહ્મણ બનીને પણ આ કૃષ્ણે પૃથ્વીનો ઘણો ભાર ઓછો કર્યો છે. મહાત્મા એવા આ શ્રી કૃષ્ણના આ સર્વે જન્મો સાંભળીને જે પુરૂષ શ્રી કૃષ્ણ પ્રત્યે પ્રીતિ ધરાવનારો થશે. તે આ સંસારમાંની સર્વ સંપત્તિઓનું સુખ ભોગવીને મોક્ષ પામશે. એમાં કાંઇ પણ સંશય નથી. થોડું ઘણું મારા મુખમાંથી નીકળેલું કૃષ્ણ સ્તવન તથા બીજા કોઈ પંડિતના મુખથી નીકળેલી કૃષ્ણ જન્મના રહસ્યની વાત સાંભળીને સર્વ સંસારના દોષોથી મુકત થશે. એમાં સંદેહ કરવો નહી. નહીતો કૃષ્ણ કોપાયમાન થશે. મેં બંદીએ જનો પ્રત્યે કહેલા શ્રી કૃષ્ણના જન્મોને "આ મારા કુરૂપોનું ખરેખર વર્ણન કર્યું" એમ માનીને શ્રી કૃષ્ણ મારી જિહ્વાને હરી લેશે કે શું? ગોવિન્દ, શરીર અને મનનાં સર્વે પાપોને હરે છે. વળી ફરીવાર પણ હું તો તે શ્રી કૃષ્ણનાં 'રામ, રામ' એ નામો પણ જપ્યાજ કરીશ. 'રામ'નામના ઉચ્ચારવડે પણ સર્વજ્ઞ એવા શંકર; નક્કી પ્રસન્ન થશે અને તે રામનામથી ગોપાળની મૂર્તિને ધારણ કરનારા શ્રી કૃષ્ણદેવ મારા ઉપર શું પ્રસન્ન નહીં થાય! હે જનમેજ્ય રાજા! આ પ્રમાણે વારંવાર શ્રી કૃષ્ણનું સ્તવન અને ચિન્તવન કરત તે બન્દીને કેશવે પોતાના કંઠમાં લટકતી મુક્તામાળા તે બન્દીને ઇનામમાં આપી. બાકીના સર્વે બન્દીજનોને છુટાં મૌક્તિકો આપીને તે દ્વારકાધીશ કૃષ્ણ આગળ ચાલવા લાગ્યા. રસ્તામાં ન્યાયમંદિરના ન્યાયાધીશોએ શ્રી કૃષ્ણને જોયા અને તે સર્વેએ ત્યાં શ્રી કૃષ્ણને ઘેરી લીધા. ૧૧

શ્રી કૃષ્ણઃ શરણં મમઃ

---

# પ્રકરણ ૧૨ મું.

## અનુશાલ્વ રાજાનું આગમન

શ્રી કૃષ્ણને રાજમાર્ગમાં ધર્માધિકારી ન્યાયાધીશો મળ્યા પછી કેવી ઘટના બની અને કયા પ્રકારનો વિનોદ થવા લાગ્યો—એ જિજ્ઞાસાના હેતુથી જનમેજ્યરાજા જૈમિની ઋષિને પુછવા લાગ્યા. હે તપોધન જૈમિની મહારાજ! તે સ્માર્ત—અધિકારીઓ શ્રી કૃષ્ણ પ્રત્યે શું બોલ્યા? અને ગોવિન્દ શ્રી કૃષ્ણે તેને કેવો આદર-પૂર્વક પ્રત્યુત્તર આપ્યો તે કહી સંભળાવો. જનમેજ્ય રાજાનું શ્રી કૃષ્ણ વાર્તા પ્રત્યે ભક્તિ યુકત ચિત્ત જાણીને જૈમિની ઋષિ તેને કહેવા લાગ્યા. હે રાજેન્દ્ર! ધર્મરાજાના હસ્તિનાપુરમાં તે સમયે તે સર્વે સ્માર્તાધિકારીઓ મોટા હર્ષથી ગોવિન્દ શ્રી કૃષ્ણને જે વચન કહેવા લાગ્યા તે હું તને કહી સંભળાવું છું. લક્ષ્યપૂર્વક શ્રવણ કર. સારાં આચરણો કરવાથી તથા અમારા શુભ વર્તનથીજ, તથા અપરાધીઓને સારી રીતે પ્રાયશ્ચિત—દણ્ડ આપવાથીજ હે કૃષ્ણ! આપ અમારાથી જોઇ શકાઓ છો! રાજાશ્રી યુધિષ્ઠિરની આજ્ઞાથી અમે નગરના અને રાષ્ટ્રના સર્વે જનોને ધર્મમાં

જોડી દીધ છે. આપશ્રીએ પણ આ પૃથ્વી ઉપર ધર્મનાં સંરક્ષણ માટેજ અવતાર લીધો છે. હે હરે ! જેઓ બ્રહ્મહત્યા વગેરે મહા પાતકો કરે છે—એટલે કે બ્રહ્મહત્યા કરનારો, સુવર્ણને ચોરનારો, સુરાપાન કરનારો, થા ગુરૂશય્યામાં ગમન કરનારો અને પાંચમો તે બધાઓનો સંસર્ગ કરનારો, આ સર્વેને શાસ્ત્રકારોએ મહા પાતકી કહેલા છે તે સર્વે મહાપાતકીઓ હે કૃષ્ણ ! કેવળ તમારૂં નામ ઉચ્ચારવાથીજ પાવન થઇ શકે છે. આ સર્વે મહા પાતકીઓ, પોતે કરેલા મહાપરાધના પ્રાયશ્ચિતને જ્યારે અમને પુછે છે કે પ્રાયશ્ચિત કેવું કરવું જોઇએ ? ત્યારે અમો સ્માર્તાધીકારી તેઓ ઉપર કૃપા રાખીને તેઓને આપના નામોચ્ચારનોજ દણ્ડ આપીએ છીએ. એથી અધિક કશું પણ પ્રાયશ્ચિત અમો તેઓને આપતા નથી. કારણ કે ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કે 'જેવું પાતક હોય તેવુંજ પ્રાયશ્ચિત આપવું જોઇએ, ' આ સર્વે મહાપાતકો તથા સ્વલ્પ પાતકો હરિના નામ સ્મરણથી નાશ પામે છે.' એવો અમને પૂર્ણ વિશ્વાસ છે ! જો બાર બાર વર્ષો સુધી પ્રાયશ્ચિત ભોગવવા જેવો મહાપાતકીનો અપરાધ હોય તો તે સર્વેને તેવા અપરાધથી તેટલાં વર્ષો સુધી પ્રાયશ્ચિતોમાં જોડી રાખીએ છીએ. તે પાતકીઓને પોતાના અપરાધ પ્રમાણે બાર વર્ષો સુધી કરાવી જોઇ તેનું શરીર બચતું હોય તો તેઓ હરિ આપના નામનુંજ સ્મરણ કર્યા કરે છે, પાપ બળવાન હોય તો તેઓનું કલેવર આ સંસારમાં ટકતુંજ નથી, પણ તે પ્રાયશ્ચિતને આપતું નામસ્મરણ કરતા કરતા ભોગવનાર પુરૂષમાં હે જનાર્દન દેવ ! પાપો પણ વસતાંજ નથી, તથાપિ અમોને એક મહાન્ સંશય ઉત્પન્ન થાય છે, કે તે સંશય અ ા પ્રાયશ્ચિતને આપીએ છતાં અમારા ચિત્તમાંથી સર્વદા ખસતોજ નથી, જે મૂઢ-જનો વિમોહિત થઇને શ્રી વિષ્ણુનાં નામોને સ્મરતા નથી, તે આત્મઘાતીઓ ને માટે કેવું પ્રાયશ્ચિત હશે ? તે અમો જાણતાજ નથી. હે જનાર્દન ! સર્વે ધર્મ શાસ્ત્રોને અમે વારંવાર જોય. તેમાં સર્વ પાતકોને દૂર કરનારાં અનેક પ્રકારનાં પ્રાયશ્ચિતો છે, પરંતુ તમારા સ્મરણથી રહિત અધમ-જનો માટે કેવું પ્રાયશ્ચિત હશે, તે અમોએ કદાપિ સાંભળ્યું કે જોયું નથી. આ પ્રકારનું તે સ્માર્તાધિકારીઓનું ધર્માભિમાન અને ઇશ્વર નામના સ્મરણાત્મક વચન સાંભળીને પરમેશ્વર-શ્રી કૃષ્ણ પ્રસન્ન થયા. અને તે અધિકારીઓને સાથે લઇને આગળ ચાલવા લાગ્યા. આગળજતાં શ્રી કૃષ્ણે નર્તકીઓના સમૂહોને જોયા. શ્રી કૃષ્ણના આગમનની આકાંક્ષાથી તે નર્તકી ગણો તૈયાર થઇનેજ ઉભેલા હતા તે નર્તકીઓના છ પ્રકારના તાલ અને સ્વરોથી કેશવ ઘણાજ તૃપ્ત થયા, નર્તકીઓની મુખ્ય નાયિકા, માધવ શ્રી કૃષ્ણને આવી પહોંચેલા જોઇને પોતાનો હાથ ઉંચો કર્યા વિના, સુન્દર એવા નન્દન વનમાં મધુરાં પુષ્પોથી અલંકૃત થયેલી વલ્લીની માફક ભ્રમરરૂપ પોતાના બેઉ નેત્રોવડે વારંવાર નૃત્ય કરતી, વાંસળી અને પોતાની મેળે શબ્દ કરનાર વેણુના મીઠ શબ્દથી, તથા મૃદંગોના મધુરા અવાજોથી, હૃષીકેશ—શ્રી કૃષ્ણને પરમ સંતોષ આપતી આપતી કૃષ્ણ પ્રત્યે મધુર વાકય કહેવા લાગી; હે શ્રી કૃષ્ણ ! મને નૃત્ય કરતી ભમતી જોઇને આપની સમક્ષ આ સભ્ય (!) ગણો

હસે છે, પરંતુ આ મૂઢમતિ-જનો એટલું પણ જાણતા નથી. કે મારા ભ્રમકનૃત્યથી શ્રીહરિ કેટલા પ્રસન્ન થાય છે. તે પણ તેઓ જાણતા નથી જે ધ્યાન, તીવ્રતપ અને દાન તથા વ્રતો કરવાથી આ પૃથ્વી ઉપર પોતાની ચક્ષુએ ગોવિન્દના દર્શન ન થઇ શકે ? તે ધ્યાન, તપ વગેરે શા કામના હોઇ શકે વારૂ ? યોગીજનો ધ્યાન ધરવા છતાં લીલાપૂર્વક તે શ્રી કૃષ્ણના દર્શનને પામી શકતા નથી. પરંતુ મારા નર્તકીના ભ્રમાત્મક નૃત્ય માત્રથીજ સારી રીતે ઉભા રહી ગએલા આ શ્રી કૃષ્ણને હે યોગીજનો ! આપ સર્વે નીરખી લ્યો. હે સજ્જનો પરમાત્માનાં સાક્ષાત્ દર્શનને માટે, નાચો, ગાઓ અને અનેક પ્રકારનાં વાદ્યો બજાઓ. પરંતુ જે પ્રમાણે શ્રીહરિ સંતુષ્ટ થાય એવું કર્મ આચરો. કેવળ ધ્યાન અને તપશ્ચર્યા કરવાથીજ ઇશ્વર પ્રસન્ન થાય છે. એવું કાંઇ અમે સાંભળ્યું નથી. હે જનાર્દન ! આપના મંગળ-હસ્ત માં એકજ સુદર્શન ચક્ર છે, પરંતુ અમા રા હાથ અને પગમાં અમે તો ચાર ચાર ચક્રો (કંકણો)ને ધારણ કરીએ છીએ. હે હૃષીકેશ ! તમે પોતાના ચરણમાં ગંગાને ધારણ કરી છે તો અમોએ ( આ તમારી સમક્ષ નર્તનના પરિશ્રમથી ) શીરવડે કપોલ સ્થળમાં ગંગા (સ્વેદ-બિંદુઓ) વહાવી છે તમો અચલ છો તો અમે સર્વદા અમલા (સ્ત્રીજાતિ-હોવાથી) ચંચલ છીએ. હે કૃષ્ણ ! તમો આ એકજ બ્રહ્મ-ગોલકને ચલાયમાન કરો છો, તો અમે સર્વે [ આંખ, કાન, નાક અને મુખ ] સાત ગોલકોને આપની સમક્ષ ( નૃત્ય-સમયે ) ચલાવીએ છીએ. હે કૃષ્ણ ! આ-પની દ્રષ્ટિના છવીસ ભાવો શાસ્ત્રોમાં કહ્યા છે. તથાપિ તે સર્વે ભાવોને જાણતી છતી આપની સમક્ષ તે ભાવોને ન કરતાં કેવળ એકજ ભાવથી કેશવને જોઈ રહી છું. હે કૃષ્ણ ! મેં આ પૃથ્વી પાસેથી બે નેત્રો વડે બે કમળો ખરીદી લીધાં છે, તથાપિ (કમલ લોચન એવા) આપને હું તેજ પ્રમાણે જોઉં છું. આ વિષે મને ઘણુંજ આશ્ચર્ય થાય છે ! આ પ્રમાણે શ્લેષાત્મક સ્તુતિથી પરમાત્માના અન્તઃકરણમાં અ ત્યંત સંતોષને ઉપજાવતી તે નાયિકા-ગ્રણીનું વાક્ય સાંભળી શ્રી કૃષ્ણ તેણીને કહેવા લાગ્યા.-હે વરાનને ! મારાં પદોને ગાતી ગાતી તું નાચ્યા કર. તારે ક્યાંઈ પણ ન જવું અને મારા ઘરમાંજ હંમેશાં રહેવું. આ પ્રમાણે નર્તકીઓ સાથે વિનોદ કરીને શ્રી કૃષ્ણે ધર્મરાજાનાં મંદિરમાં પ્રવેશ કર્યો, ત્યાં, ધૃતરાષ્ટ્ર, મહાત્મા વિદુર શ્રીયુત કૃપાચાર્ય અને કુન્તીપુત્ર-વીર અર્જુનની સાથે બેઠેલા યુધિષ્ઠિર મહારાજ ને અને સભામાં બેઠેલા અન્ય વરિષ્ઠ-જનોને નમસ્કાર કરીને શ્રી કૃષ્ણ એક શ્રેષ્ઠ આસન ઉપર બીરાજ્યા, ધીર પાણ્ડવ અર્જુનને આલિંગન આપીને, માદ્રીપુત્ર નકુળ અને સહદેવને તથા અન્ય શિષ્ટ જનોને ભેટયા, પૃથાપુત્ર-અર્જુને તથા સર્વે સભ્ય ગણોએ જગત્પતિ શ્રી કૃષ્ણને નમસ્કાર કર્યો. ધર્મરાજાએ શ્રી કૃષ્ણના મસ્તકમાં આઘ્રાણ કરીને (સુંઘીને) શ્રી કૃષ્ણને ઘણોજ સંતોષ આપ્યો. પોતાના સમાગમથી પ્રસન્ન થયેલાં કુન્તીજીને દ્રૌપદીને અને સુભદ્રાને શ્રી કૃષ્ણે જોયાં. યુધિષ્ઠિર પણ પ્રસન્ન થઇને શ્રી કૃષ્ણને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.-હે દેવકીપુત્ર વસુદેવ પ્રભૃતિ સર્વે દ્વારકાવાસીજનો કુશળ છે ને ? હે આર્ય ! વીર શ્રી કૃષ્ણ

ભીમસેન તમોને મારા શુભ યજ્ઞમાં તેડી લાવ્યા તે બહુજ ઠીક થયું. હે કેશવ ! દેવકીજી યશોદાજી તથા રોહિણીજી એ સર્વે માતાઓ, દ્વારકાવાસી નરો તથા નારીઓ આ સર્વેને તે ભીમસેને હસ્તીનાપુરમાં પહોંચાડયાને ? આ ભીમના કાર્યથી હું બહુજ સન્તુષ્ટ થયો છું. યુધિષ્ઠિરનું શ્રી કૃષ્ણ પ્રત્યે આવું કુતુહલાત્મક વચન સાંભળી શ્રી કૃષ્ણ ઉત્તર આપવા લાગ્યા. હે આર્ય–યુધિષ્ઠિર ! બલરામ સહિત વસુદેવજીને દ્વારકા–પુરીમાં જ રાખ્યા છે, બાકીના સર્વે નરો અને નારીઓ, ભીમસેનની સાથે શુભ એવા ગંગાતટ સુધી આવી પહોંચ્યા છે. આપનાં દર્શનની લાલસાથી પ્રેરાઇને હું એકલો આપ સમક્ષ ત્વરિત આવી પહોંચ્યો છું. ધર્મરાજા યુધિષ્ઠિર શ્રી કૃષ્ણનું આવું વચન સાંભળી અર્જુનને ઉદ્દેશીને કહેવા લાગ્યા.- હે પાર્થ ! આ શ્રી કૃષ્ણ બોલે છે તે જુઓ, તે સાંભળો, સર્વે યાદવો આપણા નગર સમીપ આવી પહોંચ્યા છે. ત્રિલોકીના નાથ એવા આ શ્રી કૃષ્ણથી આપણે આ પૃથ્વી ઉપર ખરેખરા ધન્યજ છીએ. જ્યાં આપણા સુહૃદો–યાદવો આવીને ઉભા છે, તેઓની સામે આપણે આજ રવાના થઇએ. માતા કુન્તીજી, દ્રૌપદી સહિત સુભદ્રા વગેરે સર્વે હસણાંજ દેવકીજીની સન્મુખે તે આપણા સ્વજનોનો સત્કાર કરવા માટે ચાલી નીકળો, તેમજ હસ્તિનાપુરના સર્વે મહાજનો પણ મારી આજ્ઞાથી, આપણે આંગણે આવેલા તે યાદવોને સામા લેવા જવા માટે બહાર નીકળો.

આ પ્રમાણે આજ્ઞા આપીને તે ધર્માત્મા–યુધિષ્ઠિર, શ્રી કૃષ્ણ સાથે અને પોતાની સેના સહિત આવેલા વીર રાજા યૌવનાશ્વ સાથે હસ્તિનાપુરમાંથી બહાર નીકળ્યા. યાદવ અને પાણ્ડવોના તે સમાગમમાં અનેક પ્રકારનાં વાદિત્રો વાગવા લાગ્યાં. સતી–શિરોમણિ દ્રૌપદીજી સ્વયં અલંકારો અને શુભ વસ્રોથી સુમંડિત થઇને, કેશવ શ્રી કૃષ્ણની સાથે ચાલ્યા. અનેક ચામરોથી સમેત, શ્રી કૃષ્ણના ઘોડાને આગળ કરવામાં આવ્યો. તે પ્રસંગે સંગીત કલામાં પ્રવીણ ગાયકો સુન્દર ગાનનો પ્રારંભ કરવા લાગ્યા, અને પોતાની કલામાં કુશળ એવા નટો વિવિધ પ્રકારનું નૃત્ય કરવા લાગ્યા, બન્દિગણો જયઘોષની ગર્જના કરવા લાગ્યા, અને સૂત માગધો (ભાટ ચારણો) યાદવ–પાણ્ડવોની સ્તુતિ કરવા લાગ્યા. શંખ અને દુન્દુભિઓના અવાજથી સુશોભિત, પાંડવોનું અને યૌવનાશ્વનું સૈન્ય યાદવોના સ્વાગત માટે આગળ વધવા લાગ્યું ત્યારે સર્વે લોકો અનેક પ્રકારની વિશુદ્ધ–ચેષ્ટાઓ કરવા લાગ્યા તથા અત્યંત હર્ષ પામવા લાગ્યા. યૌવનાશ્વ રાજાની પ્રભાવતી સ્રી, દેવકીજીનાં અને રૂકિમણીનાં દર્શન કરવા માટે ઘણીજ આતુર બની હતી, અનેક મણિ અને રત્નોને સાથે લઇને પોતાના બન્ધુઓ સાથે તે પણ ચાલી. અનેક પ્રકારનાં અલંકારોથી વિભૂષિત બીજી હજારો સ્રીઓ પણ સાથેજ હતી. આ સર્વે સ્નેહિઓ અને પરિવારને સાથે લઇને શ્રી કૃષ્ણ સહિત યુધિષ્ઠિર રાજા સ્વયં જ્યાં યાદવો પડાવ નાંખીને રહ્યા હતા ત્યાં આવી પહોંચ્યા. પાણ્ડવોને સામા આવતા જોઇને તે સર્વે યાદવો, પાણ્ડવોને નમસ્કાર કરવા માટે સેનાની વ્યુહરચના રચીનેજ વ્યવસ્થા–પૂર્વક ઉભા હતા.

દેવકીજી વગેરે મુખ્ય સ્ત્રીઓની પાલખીઓ, સુવર્ણ અને મણિઓથી જડેલી હતી તથા ચિત્રવિચિત્ર રેશમી વસ્ત્રોથી સારી રીતે અલંકૃત કરી રાખી હતી. હે જનમેજય રાજન્ ! જ્યાં એકેક પાલખી હોય ત્યાં સો સો અનુચરો રાખવામાં આવ્યા હતા. ચામર અને વ્યજનોને હાથમાં રાખીને ચોપદારો ઘોડા ઉપર બેસીને આગળ ચાલતા હતા. તે સ્થળમાં યુધિષ્ઠિર પ્રસન્ન થઇને હરિ–શ્રી કૃષ્ણના જનની દેવકીજીને પ્રણામ કરી એક ભૃત્યની માફક તેણીના સમીપ ઉભા રહ્યા. તે સમયે ભીમે યુધિષ્ઠિર જેવા પોતાના જ્યેષ્ટ બન્ધુને ભૂમિ ઉપર ઉભેલા જોઇ, પોતાના વાહન–હાથી ઉપરથી ઉતરી પડીને યુધિષ્ઠિર રાજાનાં ચરણોમાં નમસ્કાર કર્યા. પ્રદ્યુમ્ન પ્રભૃતિ–મુખ્ય વીરોએ ધર્મરાજા યુધિષ્ઠિરને નમસ્કાર કર્યા અને અર્જુન વગેરે પાણ્ડવોએ પણ શ્રી કૃષ્ણના જનની દેવકીજીને નમસ્કાર કર્યા. યશોદા અને દેવકીજી એ બેઉ શ્રી કૃષ્ણની માતાએ પોતાના પટારામાંથી ઉત્તમ વસ્ત્રો કહાડીને સુભદ્રા તથા કુન્તીજીને નમસ્કાર કરીને હાથમાં આપ્યાં. હે જનમેજય ! યૌવનાશ્વની રાણી પ્રભાવતી અને સતી શ્રી દ્રૌપદીએ શ્રી કૃષ્ણની માતા દેવકીજીને નમસ્કાર કરીને જે કાંઇ હીરા, માણેક મોતી વગેરે પોતાની પાસે હતું તે સર્વ દેવકીજીને અર્પણ કર્યું. શ્રી કૃષ્ણની રૂક્મિણી વગેરે શોભાયમાન સર્વ સ્ત્રીઓએ, કુન્તી સમીપ આવી તેણીને નમસ્કાર કરીને ઉભી રહી. અને પોતાની પાસે જે કાંઇ હતું તે સર્વ ધન કુન્તીજીને અર્પી દીધું. રૂક્મિણી વગેરે શ્રી કૃષ્ણની મુખ્ય સ્ત્રીઓ સતી દ્રૌપદીનાં દર્શન-ભેટ માટે આવી, તથા ચંદન રત્નની અનેક થેલીઓ ઉત્તમ પ્રકારનાં અનેક જાતના વસ્ત્રો વગેરે શ્રી દ્રૌપદીને સત્યભામાએ અર્પણ કર્યાં. તથા બીજી શ્રી કૃષ્ણની સર્વ સ્ત્રીઓ પોત–પોતાની લાવેલી ભેટો અર્પણ કરવા લાગી. સત્યભામા દ્રૌપદીને મન્દહાસ્ય પૂર્વક કહેવા લાગી કે–હે સતીજી આપે આ પૃથ્વી ઉપર પાંચે પતિઓને નિરન્તર વશ કેવી રીતે કર્યા ? અમો આટલી મુખ્ય આઠ તથા બીજી સોળ હજાર સ્ત્રીઓ છતાં, અમારાથી કેવળ જગત્પતિ–શ્રી કૃષ્ણ વશ (આધીન) કરી શકાતા નથી. હે દ્રુપદાત્મજે ! તે શ્રી કૃષ્ણનોજ આશ્રય તમે કર્યો છે. એમ અમો માનીએ છીએ. પરંતુ આપ તો તે શ્રી કૃષ્ણનાં બ્હેન છો. તમારૂં હૃદય હરિમય કેમ બની શકે ! તેઓ તમને ક્ષણ ભર પણ વિસરતા નથી. અને તમો શ્રી કૃષ્ણ વિના ક્ષણમાત્ર પણ જીવી શકતાં નથી ! હે દ્રૌપદીજી ! તમારા અંતઃકરણમાં વસેલ પાંચ પાંડવોની પણ સમીપમાં, ગોવિન્દ શ્રી કૃષ્ણને કેવી રીતે પકડી રાખો છો, તે ઉપાય અમને કહો ! વળી સર્વ પાણ્ડવો સમીપ પ્રેમમૂર્તિ શ્રી કૃષ્ણને પકડી રાખવારૂપ (આવું) કર્મ કરતાં તમો આ મહાજનથી પણ શરમાતાં નથી ? તથા અમો તેની ખાસ સ્ત્રીઓ હોવાથી, અમારાથી પણ લેશમાત્ર તમને ભય નથી ? છતાં ધર્મ રાજા વિગેરે પાંચે પાણ્ડવોથી તમો શ્રેષ્ઠ–સતી તરીકે સારૂં માન પ્રાપ્ત કરો છો ? આ સર્વ ઘટના, શ્રી કૃષ્ણના અનન્ય-ભક્ત એવાં આપ કેવી રીતે જાળવી શકો છો ?

શ્રી કૃષ્ણ પ્રત્યે દ્રૌપદીનો અનન્ય સ્નેહભાવ તથા અદ્વિતિય ભક્તિ હોવા છતાં શ્રી કૃષ્ણને વશ કરવાનું સામર્થ

એકલાં દ્રૌપદી કેવી રીતે જાણે છે ? તે જિજ્ઞાસાથી બોલતી સત્યભામાનું, આ આખ્યાન સાંભળી સતી દ્રૌપદી તેણીને કહેવા લાગ્યાં. હે સત્યભામા ! તારૂં મન સત્ય સ્વરૂપ એવા કૃષ્ણમાં સપત્ની ભાવને પામે છે ! ત્રિલોકીના ઈશ-એવા કૃષ્ણને ત્યાગ કરીને કેવળ-કૃષ્ણની પ્રાપ્તિ માટે પોતાના કોઇ મોટા કર્મનું ફળ માનીને શ્રી કૃષ્ણના આશ્રયમાં આવેલી છતાં, તેં શ્રી કૃષ્ણનું અપમાનજ કર્યું છે ? પોતાના હૃદયમાં ઉત્પન્ન થયેલો સકલ-દોષનું પોતેજ દર્શાવી રહી છો મારી લાજની રક્ષા તો, શ્રી કૃષ્ણ એકલાએજ આ જગતમાં કરી છે. દુષ્ટ દુર્યોધનની સભામાં મને અક્ષય્ય-વસ્ત્ર આપીને જેણે મારી લજ્જા ની રક્ષા કરી છે તે સર્વોન્તર્યામી શ્રી કૃષ્ણને હું કેમ વીસરી શકું વારૂ ? ભોજાઇ હોવા છતાં તારાથી એક સાદું સુતરાઉ વસ્ત્ર પણ આપી શકાતું નથી. મારા ભાઇ શ્રી કૃષ્ણે તને છેતરીને જતી કરીને ઘણાએ સભ્યગણો જોઈ શકે તેમ અનેક વસ્ત્રો આપી, મારી લજ્જાને માંપી છે ! હે દેવિ ! તે કૃષ્ણ, તેવાજ ધર્મરહસ્ય ના જાણકાર છે. કે જ્યાં સતીઓની લજ્જા લુંટાતી હોય, ત્યાં પોતે સંભાળ લીધા વિના રહેજ નહીં. વળી દેવોના દીવ્ય અલંકારરૂપ પારિજાત વૃક્ષને આ ભૂલોકમાં પણ મંગાવી લીધો અને પોતાનો પતિ-માધવ તેંજ નારદજીને સુપ્રત કર્યો, દેવ, દ્વિજ અને ગુરૂઓના વિત્તને, સુશિક્ષિત લોકો-પંડિતો સ્વીકારતા નથી. તો હે સુભગે ! દેવોના દ્રવ્યરૂપ પારિજાત-વૃક્ષને પોતાની પાસે રાખીને તને શરમ નથી થતી શું ? જનાર્દનનો પ્રતિગ્રહ કરનારા નારદજીને પણ હું નિન્દું છું. કે તે મન્દબુદ્ધિએ તારા હાથમાં જગતપતિ શ્રી કૃષ્ણને અને પારિજાતને સોંપ્યા ડાહ્યા (!) ગણાતા તે નારદે કૃષ્ણ કરતાં અધિક તત્ત્વ તારી પાસેથી કેવુંક પ્રાપ્ત કર્યું ? હે અનઘે ! એમાં તનો દોષ ન ગણી શકાય કારણ કે 'બ્રાહ્મણો હમેશાં પાછળમતિઆ'જ હોય છે ! એ પ્રમાણે બોલી રહેલાં દ્રૌપદીને બાણનન્દિની-ઉષાએ પ્રણામ કર્યાં અને ત્યારપછી હે જનમેજય ! તે બાણ કન્યાએ વસ્ત્રો મણિઓ અને સુવર્ણ અર્પણ કર્યું તથા પોતાની સખીઓ સાથે ઘેરાઇને તમ્બુમાં બેઠી ત્યાર પછી સત્યભામા સર્વ નારીગણ સાંભળતાં કહેવા લાગી કે-દેવકી માતા સહિત આપણે સર્વે યુધિષ્ઠિર મહારાજાના તે યજ્ઞોપયોગી અશ્વને જોઇએ. અશ્વમેધોપયોગી અશ્વ કેવો હશે ! તે જોવાને માટે મને ઘણું કૌતુક થાય છે ! સત્યભામાનું તે કથન સાંભળીને શ્રી કૃષ્ણ યુધિષ્ઠિર મહારાજાને કહેવા લાગ્યા કે હે નૃપ તે અશ્વને જોવાની ઇચ્છા દેવકીજી પણ ધરાવે છે ! થી કૃષ્ણનો પોતાની માતા તથા સ્ત્રીઓને અશ્વ દેખાડવાનો આગ્રહ જોઈને, યુધિષ્ઠિર પોતાની સેના તરફ દૃષ્ટિ રાખીને કહેવા લાગ્યા કે-સર્વે વીરો રથમાંજ બેઠેલા રહો. માવતો અને ગજસ્થ વીરો ગજ ઉપરજ રહો, અને પગપાળાઓ હાથમાં શસ્ત્રો રાખીને તૈયાર થાઓ. કે જે પ્રમાણે અશ્વ-દર્શન માટે ઉત્સુક થયેલો આ નારીગણ હર્ષિત થઇને અશ્વમેધોપયોગી તે અશ્વને જુએ ધૌમ્ય ઋષિજી પૂજા કરાવો અને આ દ્વારકાવાસી પવિત્ર સન્નારીઓ તે અશ્વના દર્શક કરીને પ્રસન્ન થાઓ. ત્યાં એકત્રિત થએલી સર્વ સ્ત્રીઓએ અશ્વની પુજા કરી, સર્વે વીરો

પોતપોતાના સેના-વ્યુહમાં તૈયાર થયા અને તે સ્થળે તરુણમાં આવેલા ગવાક્ષ-અટારી ઉપર ચઢીને સર્વે સ્ત્રીઓ તે પૃથ્વી પટ પર નાચતા તે અશ્વને જોવા લાગી.

તે યજ્ઞિય-અશ્વ આ પૃથ્વી ઉપર તે સમયે નૃત્ય કરી રહ્યો હતો, સર્વ સ્ત્રીગણુ આ પ્રસંગને પરમાનંદથી અવલોકતો હતો. પાણ્ડવોની સેના અને શ્રી કૃષ્ણુની યાદવ સેના પોતપોતાનાં વાહનો ઉપર શસ્ત્રો સજીનેજ તૈયારી હતી, આ સમયમાં અનુશાલ્વક નામનો કોઇ રાજા પોતાની હૈદીપ્યમાન મોટી સેના સાથે, જ્યાં સેના સહિત કૃષ્ણુ અને પાણ્ડવો પોતાનાં વાહનો ઉપર બેસીને અશ્વ-લીલાનું દર્શન કરી રહ્યા હતા; તે સ્થળે આવી પહોંચ્યો. હે જનમેજય! તે અનુશાલ્વ રાજા પોતાના ભાઇ શાલ્વ રાજાનું વૈર યાદ કરતો અને જનાર્દન શ્રી કૃષ્ણુને ધર્મરાજાના હસ્તિનાપુરમાં જોઇને પ્રસન્ન થયો અને નૃત્ય કરતા તે ઘોડાને જોઇને જાણે હસતો હોય! તેમ તે અશ્વને પકડી લીધો. પોતાના પૃષ્ઠભાગમાં તેણે સેનાની ગૃધ્ર-વ્યૂહમાં રચના કરી દીધી અને પોતાના સુરથ નામના પ્રધાનને તે સ્થળમાં બોલાવીને કહેવા લાગ્યો. હે મતિમાન્ અમાત્ય! મારો મહા પ્રતાપી શાલ્વ નામનો ભાઇ કે જે વિમાનમાં બેઠો બેઠો લડતો હતો તેને જે કૃષ્ણે જલમાં લઈ જઇને ગતાસુ કરી દીધો છે, તે કૃષ્ણુ આ પ્રસંગે આવ્યો છે, એમ જોઈ શકાય છે, તે આજ પોતાના પુત્રો, પૌત્રો અને સઘળી સ્ત્રીઓને લઇને, યુધિષ્ઠિર રાજાના યજ્ઞની સિદ્ધિ માટે પોતે નિમંત્રિત થઇને યુધિષ્ઠિર પાસે આવેલો આપણુને સાંપડયો છે, માટે ખ્યાલ રાખજો કે તે કેશવ આજે છટકી ન જાય. આપણે રચેલા ગૃધ્ર-વ્યૂહને જોઇને, તેનો ગરૂડ પણ રણભૂમિમાં સ્થિર થઇને રહેશે! હે આર્ય-યોદ્ધા! આ મારી સેનાનું તું રક્ષણ કર કે જે પ્રમાણે હું ગોવિન્દ-કૃષ્ણુને અને મહારથીઓમાં શ્રેષ્ઠ-અર્જુનને પકડી લઉં (!) પ્રદ્યુમ્ન સહિત ભીમ વગેરે જે આ સર્વે વીરો છે, તેઓ ધર્મરાજા જુએ તેમ આ પોતાની સર્વ સેનાનું કેવી રીતે પાલન કરી શકે છે, તે હું જોઈ લઉં તો ખરો (!). માટે હે સુરથ! તે હેતુથી મારા આ સર્વ સૈનિકોએ સંગ્રામમાં કેશવને છોડવોજ નહીં. મારા બન્ધુને મારનાર તે કૃષ્ણુને પ્રયત્નપૂર્વક પકડી રાખવો, જેના હાથમાંથી રણમાં જવાયલો કૃષ્ણુ નાસી જશે, તે જે કૃષ્ણુને પકડી રાખવામાં (!) અશક્ત જણાશે, તે દુષ્ટના મસ્તકને હું ધડથી જુદું કરી નાંખીશ, પછી ભલેને તે મારો ભાઇ હોય, પુત્ર હોય, સુહૃદ્ હોય, મિત્ર હોય કે સખા હોય; પરંતુ જે કૃષ્ણુને (!) રણમાં પકડી નહીં શકે, તેને હું મારો ભાઈ, સુહૃદ્ કે સખા ગણુનારજ નથી! મારા સૈનિકોમાંનો જે કોઇ વીર-પુરૂષ; વાસુદેવ વિનાનો (તેને નહીં પકડી શકનાર) હશે, તેની સાથે મારો કોઇપણુ પ્રકારનો સંબંધ ટકી શકનાર નથી. આપણા ગજો, રથો કે પાળાઓ અથવા અશ્વો તે આ આપણા સંગ્રામ-સાહિત્યનું, જે વીરો સંગ્રામમાં જનાર્દનને જુએ અને તેને પકડી ન શકે, તો પછી શું પ્રયોજન કહી શકાય, આપણા વીરોમાં જેઓએ નિન્દિત-કર્મ કર્યું હશે, અથવા રાજાના ધનને (લાંચો તરીકે) હરી લીધું હશે તે સર્વે અપરાધો, જો તે હરિ-કૃષ્ણુને પકડી લેશે (!) તો તેઓના તે અપરાધોને હું માફ કરૂં છું. જો મારા સર્વે ભૃત્યો સંગ્રા-

મમાં શક્તિમાન હોઇને કૃષ્ણની સન્મુખ ઉભા રહેશે, તો તેઓએ કરેલા અપરાધને હું નિશ્ચયપૂર્વક ખ્યાલમાં નહીં લાવું (!) જેઓ આ સન્મુખ ઉભેલા શત્રુઓ (!) સાથે ખરી નીતિથી યુદ્ધ કરશે તેઓને હું પુષ્કળ ધન આપીશ, મારા સેવકોએ રાજ-શાસનને અનુસરીને ખરેખર કોઈ અપરાધ કરવોજ ન જોઇએ. કૃષ્ણથી વિમુખ (!) એવા મારા તે ભૃત્યોએ મારૂં જેમ પ્રિય થાય તેમ કરવું જોઇએ. મારા સર્વે વીરો, કુલીન, ધર્મકુશળ અને યુદ્ધ પરાયણ બની જાઓ. જે રાજાઓ પોતાનું સર્વસ્વ યુદ્ધના પ્રસંગ સિવાય પણ પોતાના વીર સૈનિકોને આપીને પોતાના કરી લેતા હોય, તે રાજાઓની મધ્યે યશસ્વી બનીને રણમાં શત્રુઓને જીતી શકે છે. આપણે તો કેશવ સિવાય બીજો સુખનો નાશ કરનાર ( ! ) શત્રુ છેજ નહિ, માટે તેને એકલાજ રમાપતિ કૃષ્ણને આપણા ઘણા સૈનિકો મળીને પકડી લ્યો (!) કારણકે આ કૃષ્ણ વીર કાંઇ સામાન્ય નથી ! આ તો ( યુદ્ધનો ) દાતા છે માગનાર નથી યુદ્ધ–પ્રસંગમાં પણ હંમેશાં સંમુખ રહેનારો છે, વિમુખ થઈ જાય એવો નથી ! આ કૃષ્ણ હમેશાં હાથમાં શસ્ત્રો રાખીનેજ રહે છે ! રથમાં બેઠો હોય છતાં આકાશમાં જઈ શકે છે ! (વ્યાપક છે) આ કૃષ્ણ શસ્ત્રોથી છેદી શકાય એવો નથી ! અગ્નિથી બાળી શકાય એવો નથી ! તથા પાણીથી ભીંજવી શકાય એવો નથી ! આનું શાશ્વત રૂપ કોઇ જુદા પ્રકારનુંજ છે. [ માટે આપણા શસ્ત્રો, ખડગ, ભાલાં તથા બાણો વગેરે અને પાવકાસ્ત્ર અને વારૂણાસ્ત્ર જેવાં શસ્ત્રો પણ આની પાસે નકામાંજ છે] કોઇ એકજ વીરથી આ હરિ કોઇ પ્રકારે ધારણ કરી શકાય એમ નથી ! કૃષ્ણને સારી રીતે પકડી રાખવાનું કાર્ય તો ફક્ત ઉત્તાનપાદનો પુત્ર ધ્રુવજ એકલો જાણે છે ! પરંતુ તે બાલક તો આંહિથી ઘણેજ દૂર છે, બલિરાજા પણ તેને પકડી શકે છે. પણ તે હાલમાં પાતાળમાં છે. તે કૃષ્ણને પકડી રાખવાનું કાર્ય થોડું ઘણું વિભીષણ જાણે છે ને પ્રહલાદ તો તેને–કૃષ્ણને વશ કરવાનું ઘણું સરસ જાણે છે. વળી ઘણાએક કહે છે કે કૃષ્ણને પકડનાર નારદ મુનિ પ્રખ્યાત છે. પણ હું માનું છું કે તેઓ અસત્ય વદે છે ( ! ) કારણ કે સત્યભામાને કૃષ્ણના હાથમાં અર્પણ કરવાથીજ નારદજીના હાથમાં કૃષ્ણ આવ્યો હોય એમ મારી ધારણા છે. કારણ કે નારદે સત્યભામાને શ્રી કૃષ્ણાર્પણ કરેલી હોવાથી તે પણ તેને પકડવા હિમ્મત ધરી શકતો નથી. ઉપર જણાવેલા વીરો સિવાય બીજો કોઇ હરિ–કૃષ્ણને પકડી લેવામાં આ સમયે સમર્થ હોય એમ હું જોઈ શકતો નથી, માટે હવે તો હું પોતેજ મારા–પોતાના પરાક્રમ વડે સૈન્ય સહિત કૃષ્ણને પકડી લઈશ (!) કૃષ્ણને પકડનારા પ્રસિદ્ધ વીરોની સહાય મને યત્કિંચિત્ ન હોવા છતાં, પણ હું સ્વ–પરાક્રમથીજ કૃષ્ણને પકડી લઈશ, એ પ્રમાણે નિશ્ચય પૂર્વક વચનો કહીને, મહા પરાક્રમી અને શ્વેત છત્રને ધારણ કરનાર તે અનુશાલ્વ રાજા, રણમાં પોતે રચાવેલા ગૃધ્ર વ્યૂહ વચ્ચે આવીને ઉભો રહ્યો. મત્ત એવા ગજો ભાંભરવા લાગ્યા અને પુષ્ટ–અશ્વો હણહણવા લાગ્યા, રથો પોતાના ચક્રોથી ખડખડવા લાગ્યા અને પદાતિઓ ' ડિમ ડિમ ' કરવા લાગ્યા, તે અનુશાલ્વ રાજાના સર્વે

વીરે અનેક પ્રકારના અલંકારોથી સુમંડિત હોઇને તથા દીવ્ય વસ્ત્રોને ધારણ કરેલા હોઇને, પ્રલયકાળના ભાસ્કરોની જેમ દેખાવા લાગ્યા, અને અર્જુન ક્યાં છે? ગોવિન્દ ક્યાં છે? એ પ્રમાણે ઇર્ષ્યાપૂર્વક બકવા લાગ્યા, તે પકડી લીધેલા અશ્વમેધોપયોગી અશ્વની રક્ષા કરતા કરતા, કૃષ્ણના રસ્તાની ( આવવાની ) રાહ જોઇને ઉભા રહ્યા. ( ૧૨ )

# પ્રકરણ ૧૩ મું.

## સત્યભામાનું વાક્ય.

શ્રી કૃષ્ણ પ્રત્યે યુદ્ધ કરવા તૈયાર થયેલ અનુશાલ્વ રાજાની પ્રવૃત્તિને સાંભળી જનમેજય રાજા જૈમિનિ-ઋષિને પુછવા લાગ્યો કે હે તપોધન જૈમિનિજી? અનુશાલ્વ રાજા જ્યારે તે યાજ્ઞિય અશ્વને લઇ ગયો, ત્યાર પછી શું થયું? શ્રી કૃષ્ણે તે અશ્વને કેવી રીતે છોડાવ્યો? અને યુદ્ધને માટે આ પ્રસંગમાં કોને કોને મોકલ્યા? તે સર્વ કૃપા કરીને સંભળાવો. જનમેજય રાજાનું મન પોતાના વડવાઓની અને શ્રી કૃષ્ણની કથા પ્રત્યે અધિક ઉત્સુક જાણીને તેને કહેવા લાગ્યા, કે હે રાજેન્દ્ર! અનુશાલ્વ રાજાએ ઘોડો હરી લીધા પછી શ્રી કૃષ્ણે જે કાર્ય કર્યું તે હું તને કહી સંભળાવું છું, તે તું સાવધાન થઇને શ્રવણ કર. પાણ્ડવોના તે યજ્ઞિય અશ્વને અનુશાલ્વ રાજા લઇ ગયેલો જોઇને પ્રથમતો શ્રી કૃષ્ણ પોતાના હૃદયમાં ઘણી લજ્જા પામ્યા, અને સારથિએ પકડી રાખેલા પોતાના દિવ્ય રથમાં આરૂઢ થયા, તથા પોતાના પાંચજન્ય નામના શંખને વગાડીને ધર્મ-રાજા યુધિષ્ઠરને કહેવા લાગ્યા હે યુધિષ્ઠિર! હાલ તમારા યાજ્ઞિય અશ્વને વીર એવો અનુશાલ્વ રાજા, સર્વે યદુ વીરો જુવો તેમ પાણ્ડવો સમીપ હરી ગયો છે, વળી આપણી માનવતી સ્ત્રીઓ પણ આ દૃશ્યને જોઇ રહી છે. મારી સમક્ષ બનેલા આ બનાવથી મને મોટી શરમ થાય છે. આપ તો રથમાંજ બેઠા બેઠા આ સંગ્રામમાં થનારા કુતુહલને જોયા કરો! બખ્તર ચઢાવેલો સાત્યકિ અને બખ્તર પહેરેલો પ્રદ્યુમ્નનો તનય, અનિરૂદ્ધ તથા યૌવનાશ્વ રાજા મેઘવર્ણ અને માદ્રીના પુત્ર સહદેવ અને નકુલ, તથા બીજા આ સર્વે વીરો આપના મંડળની રક્ષા કરશે. અને હું ( કૃષ્ણ ) વૃકોદર, અર્જુન, પ્રદ્યુમ્ન, તથા સુજય બાલક છતાં વીર એવો આ વૃષકેતુ, સાંબ તથા નિઃશઠ તથા આ સર્વે બાકીના સૈનિકો, એમ મહાબલવાળા અમે સર્વે મળીને તે યજ્ઞિય અશ્વને છોડાવીશું કોઇપણ વીર આ મારા હાથમાં રહેલા બીડાનો (પણનો) સ્વીકાર કરો, વળી શ્રી કૃષ્ણ ફરીથી પોતાના સૈનિકો અને નર-વીરો પ્રત્યે લક્ષ્ય રાખીને કહેવા લાગ્યા, હે બળવાન વીર નરો! આ મારૂં વચન સાંભળો. જે વીર શત્રુઓની સેનામાંથી તે, અશ્વને છોડાવી લાવી શકનાર હોય તેજ વીર આ મારા હાથના બીડાનો સ્વીકાર કરે! તે સર્વ તૈયાર થયેલા વીરો શ્રી કૃષ્ણનું આવું ભયંકર, વચન સાંભળીને, પોતાના ધારેલા સંકલ્પને છોડી દઇને વારંવાર ચિન્તા કરતા કરતા ઉભા રહ્યા અને એક મુહૂર્ત પર્યન્ત તે બીડું, શ્રી કૃષ્ણના હાથમાંજ રહ્યું. ત્યાર પછી કૃષ્ણ સુત પ્રદ્યુમ્ને આનન્દની શોભા ધારણ કરીને શ્રી કૃષ્ણના હાથમાં રહેલા બીડાનો સ્વીકાર કર્યો અને નીચે પ્રમાણે

કહેવા લાગ્યો—શાલ્વ સૈન્યમાં ગયેલા આપણા તે યજ્ઞિય અશ્વને હું સત્વર લાવી આપીશ ' એ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને તૈયાર થયેલો કૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્ન પોતાના રથમાં બેસીને અનુશાલ્વ પ્રત્યે યુદ્ધ કરી તે અશ્વને છોડાવવા માટે ચાલી નીકળ્યો. અનુશાલ્વ રાજાને તૃણવત્ સમજીને વીરો સાથેના તે સમાગમમાં, મણિઓ અને સુવર્ણોના અલં-કારોથી વિભૂષિત, પારાવત સમાન કાન્તિ-વાળા અશ્વોથી વહન કરાતા પ્રદ્યુમ્નના તે દિવ્ય રથને જોઈને ભગવાન્ શ્રી કૃષ્ણ ફરીથી કહેવા લાગ્યા—જેને અતુલ પરાક્રમ હોય એવો બીજો કોઇ વીરનર, મારા હાથ-માંથી બીડાનો સ્વીકાર કરે અને પ્રદ્યુમ્નની સાથે જાય. વાસુદેવ, શ્રી કૃષ્ણનું તે વાક્ય સાંભળીને અને શ્રી કૃષ્ણના હાથમાં રહેલા બીડાને જોઇને, વૃષકેતુ શું કહેવા લાગ્યો તે હે જન્મેજય રાજા ! તું સાંભળ, સાક્ષાત્ હરિના હાથમાંથી બીડું સ્વીકારવાને વૃષ-કેતુ માટે આ અલૌકિક આનંદ હતો, તે વૃષકેતુ શ્રીકૃષ્ણને ઉદ્દેશીને કહેવા લાગ્યો—આ તૈયાર થયેલા પ્રદ્યુમ્નની સાથે તેને સ-હાય આપવા માટે હું પણ રણમાં સીધા-વીશ અને મહાવીર અનુશાલ્વ રાજાને પક-ડીને હું કૃષ્ણ, સમીપમાં જો ન લાવું તો હે ગોવિન્દ ! પ્રભો ! મારી પ્રતિજ્ઞાને સાં-ભળી લ્યો. "જે શૂદ્ર હોય અને બ્રાહ્મણસ્ત્રી પ્રત્યે ગમન કરે, તે મહાપાપથી તે શૂદ્ર જે ભયંકર ગતિને પામે ! તેવી મહા નરકને આપવાવાળી ગતિને જો હું અનુશાલ્વ રાજાને આપની પાસે ન લાવું તો અવશ્ય પ્રાપ્ત કરૂં; વળી જો હું મારી પ્રતિજ્ઞાનું પાલન ન કરૂં તો શ્રાદ્ધને જમનાર મંદ બુદ્ધિ–બ્રાહ્મણ જો મૈથુન કરે અને જે ગતિને તે બીચારો (!) પ્રાપ્ત કરે, તે ગતિને હે દેવ ! હું અવશ્ય પ્રાપ્ત કરૂં. પોતાની સ્ત્રીને ઋતુકાળ પ્રાપ્ત થયો હોય અને જે મન્દમતિ પુરૂષ, તેવી સ્ત્રીનો ત્યાગ કરવાથી જે દુર્ગતિને પ્રાપ્ત થાય તેવી ગતિને જો હું યજ્ઞિય–અશ્વ સહિત અનુશાલ્વ રાજાને આપની સમક્ષ ન લાવી આપું તો, પ્રાપ્ત કરૂં. જે મન્દમતિ પુરૂષ વિષ્ણુસ્વરૂપ વાસુદેવનો ત્યાગ કરીને બીજા દેવતાને ભજે અને તેને જેવી દુઃખદાયિની ગતિ પ્રાપ્ત થાય, તેવી ગતિ હે સ્વામિન્ ! મારી પણ થાઓ." પ્રભો ! આપના શુભ હસ્તમાંનું બીડું મને આપો. મારૂં કહેલું મિથ્યા હોઇ શકેજ નહી.

શ્રી કૃષ્ણે વીર વૃષકેતુની આવી ભીષણ પ્રતિજ્ઞા સાંભળીને પ્રસન્ન થયા. અને પોતાના હસ્તમાં રહેલું તાંબૂલનું બીડું તે સમયે કર્ણપુત્ર વૃષકેતુને આપ્યું ઉદારબુદ્ધિ વૃષકેતુ, તે શ્રી કૃષ્ણને નમ-સ્કાર કરીને, યુદ્ધમાં પરાક્રમને દર્શાવતો તે સમયે કૃષ્ણપુત્ર પ્રદ્યુમ્નની સાથે ચાલી નીકળ્યો. અનુશાલ્વે રક્ષણ કરેલા તે ઘોર સૈન્યમાં પ્રવેશ કરીને પોતાના નામનું શત્રુ–સેનાને શ્રવણ કરાવીને શંખ વગા-ડવા લાગ્યો, રણમાં વૃષકેતુ સહીત કૃષ્ણ સુત પ્રદ્યુમ્નને, તે મહા સંગ્રામમાં પોતાના સૈન્યનો કચ્ચરઘાણ કરતા જોઇને અને 'ઉભો રહે, ઉભો રહે–અનુશાલ્વ' એમ બોલતા સાંભળીને, અનુશાલ્વરાજા પ્રદ્યુમ્નને ઉદ્દેશીને કહેવા લાગ્યો,–હે પ્રદ્યુમ્ન ! આપ પોતાની રમ્ય દ્વારકાપુરી-નો ત્યાગ કરીને આ સંગ્રામમાં, મારી સમીપ આજ મને પુનઃ શત્રુ માનીને પ્રાપ્ત થયા છો કેમકે ? પુષ્પરૂપી બાણ વાળા તમો, શંકરના નેત્રની જ્વાલાવડે

અંગ રહિત થઇને બળી ગયા હતા એમ મેં સાંભળ્યું હતું તે આપ (!) આજ કૃષ્ણના હૃદયરૂપી હૃદમાં પેસીને સજીવન થયા છો તે જાણીને મને આશ્ચર્ય થાય છે ! પરંતુ હે અનંગરૂપ પ્રદ્યુમ્ન ! જ્યાં તપસ્વીઓ વસતા હોય, તથા જ્યાં પતિવ્રતા સ્ત્રીઓ હોય, તથા વિવેક રહિત લોકો રહેતા હોય ત્યાંજ આપનું પરાક્રમ(!) ચાલી શકે છે. અનુશાલ્વ રાજાનું આવું પ્રહાસયુકત વચન સાંભળી બળવાન પ્રદ્યુમ્ને રણમાં અનુશાલ્વ રાજાને પાંચ શરો વડે સહસા પ્રહાર કર્યો. અનુશાલ્વે પણ પોતાના પ્રત્યે ચાલ્યા આવતા તે પાંચ બાણો-શરોને વેગપૂર્વક મધ્યમાંજ કાપી નાખ્યાં અને એક બાણવડે આ પ્રદ્યુમ્નનું હૃદય જાણે યુદ્ધકાર્યની શીઘ્ર સમાપ્તિ કરવી હોય તેમ ભેદી નાંખ્યું. અનુશાલ્વના શરવડે કૃષ્ણપુત્ર પ્રદ્યુમ્નનું હૃદય ભેદાઇ ગયું અને મોટી મૂર્છાને આધીન થયો. તથા હૃદયમાં ભોંકાયલા તે શરવડે યુદ્ધમાં ચક્રીઓ ખાતો ખાતો કૃષ્ણ સમીપ જઇને પડયો. શ્રી કૃષ્ણ પણ પોતાના વીર પુત્ર પ્રદ્યુમ્નને મૂર્છા પામેલો જોઇને હૃદયમાં લજ્જા પામ્યા ! તથા રથ ઉપરથી ભૂમિ ઉપર આવીને પોતાના નન્દક નામનું ખડગ હાથમાં લઇને મહા ક્રોધ યુકત બન્યા અને પુત્ર પ્રદ્યુમ્નને એક લાત મારી તથા ઠપકો આપવા લાગ્યા. અને ત્યારપછી હે જનમેજય ! શ્રી કૃષ્ણ પોતાના પુત્રને નીચે પ્રમાણે કહેવા લાગ્યા " અરે મૂઢ ! ઉભો થા, ઉભો થા, આ કાંઈ દ્વારકાપુરી નથી ! જે સ્થળમાં તું ક્રીડા કરે છે, તે સ્થળ-મહા ભયંકર યુદ્ધ સ્થળ છે ! મેં તો હમેશાં એવીજ ધારણા રાખી હતી કે પુત્ર પ્રદ્યુમ્નના પરાક્રમથી અને રણમાં ભય કે લજ્જાનું કારણ ક્યાંઈ પણ બની શકશેજ નહી. આ સર્વ વીરો જોઇ રહ્યા છે, એવા પ્રસંગમાં તારા જેવા દુષ્ટ (!) પુત્રના હેતુથી મને લજ્જા અને મહા-ભય પ્રાપ્ત થયો છે ? હે દુરાત્મન્ ! તારી બાલ્યાવસ્થામાં શંબરથકી મેં તારૂં આટલાજ માટે રક્ષણ કર્યું હશે કે ? અને રાત્રિના સમયે મેં તને તેની પાસેથી ઘરે પહોંચાડયો ! તારાથી કૃષ્ણના પુત્ર તરીકે વીરોચિત કાર્ય બની શકવાનું જ નથી ! માટે દ્વારકાપુરીનો ત્યાગ કરીને વનમાં ચાલ્યો જા. અને મુનિ થઇને ફલાહાર કર્યા કર. કારણકે રણમાં ભયભીત અને પરાજય પામેલાનો વાસ વીરજનોની મધ્યમાં યોગ્ય હોઇ શકેજ નહી ! મુનિઓ પણ પોતાના શત્રુસ્વરૂપ પ્રદ્યુમ્ન-કામદેવને (તને) આવેલો જોઇને કુશાગ્ર બુદ્ધિવાળા તેઓ સર્વે (તારી તેઓને કશી પણ જરૂર ન હોવાથી ) ભસ્મસાત્ કરી નાંખશે. અથવા હે પ્રદ્યુમ્ન ! તું બાણરાજાના નગરમાં ચાલ્યો જા. ત્યાંના સંભવિત ગૃહસ્થો તને આવી દુર્દશાને પામેલો સંબંધિ (વેવાઇ) આવેલો માનીને તારૂં પાલન કરશે ! બીજા કોઇપણ તારો સંગ્રહ આ પૃથ્વી ઉપર કરી શકે એમ નથી. અન્યત્ર શિવ પૂજામાં તત્પર એવા નાગરીકો તને શંકરનો પરમ શત્રુ (અનંગ) સમજીને પોતાના આરાધ્ય સ્વામી શંકરનું વેર યાદ કરતા કરતા તેઓ તારો ઘાત કરી નાંખશે એવો મારો મત થાય છે. હે મૂઢ ! તું રૂક્મિણીના ગર્ભમાંજ કેમ ગળી ન ગયો ! આ સ્થળે મારા હાથમાંથી બીડું ઝડપીને તેં જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રતિજ્ઞા તેં ન કરી અને વૃથા

શામાટે જીવે છો ! મારી સમક્ષ થતા જે રણસંગ્રામમાં મહા બલવાન્ સમર્થ વીરો પણ મારા હાથમાંથી બીડું સ્વીકારવાને સાહસ કરી શકતા નથી; તે આ સંગ્રામમાં તે મારા હાથમાંના તામ્બૂલ-પત્રોનો તેં પ્રથમજ શા માટે સ્વીકાર કર્યો !" એ પ્રમાણે પ્રદ્યુમ્નને ઠપકો આપતાં અત્યંત કોપાયમાન થયેલા વસુદેવના નન્દન શ્રી કૃષ્ણને મહાબળવાન્ ચતુર ભીમસેને પકડી લીધા. અને હે જનમેજય ! ભીમસેન શ્રી કૃષ્ણનો પ્રદ્યુમ્ન પ્રત્યેનો કોપ શાન્ત થાય એવાં વચનો કહેવા લાગ્યો— માની એવા પ્રદ્યુમ્ન પ્રત્યે હે હૃષીકેશ ! તમે આ પ્રકારનાં વાક્યો ન બોલો. આ પ્રદ્યુમ્ન શત્રુના ભયથી કાંઈ નાસી આવેલો નથી, પરંતુ તેના બાણના પ્રહારથી અહિં આવી પહોંચ્યો છે. તમે તો આ બિચારાને (!) બાલકને મોટા ક્રોધવડે પોતાની લાત વતી પડતા ઉપર પાટુ મારી છે, તેનો કાંઇક વિચાર તો કરો ! પોતાનાજ પરાક્રમને હૃદયમાં શ્રેષ્ઠ માનીને નાહક તમોએ આ પ્રદ્યુમ્નપર લાત પ્રહાર કર્યો ! હે કૃષ્ણ ! જરાસંધના ભયથી તમોએ કંસ જેવા પરમ શત્રુનો સંહાર કરીને જે મથુરા નગરનું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું. તેનો પણ ત્યાગ કરીને સમુદ્રના કિનારા પરજ નવી દ્વારિકાપુરી વસાવી ! સર્વે પ્રાણીઓને સુખ આપવાવાળા આપ હોઇને પરદુઃખને લેશ માત્ર પણ જાણતા નથી ! જો તમને પોતાને સ્વકીય પરાક્રમનું ગૌરવ હોત, તો મથુરા છોડીને ઠેઠ પશ્ચિમ સાગરના તટ સુધી જવાની કઇ આવશ્યકતા હતી વારૂ ? તમારા કરતાં બીજો કોણ વધારે પરાક્રમી (!) આ જગત ઉપર મળવાનો હતો ? ભીમસેનનું આ

વચન સાંભળીને શ્રી કૃષ્ણનો પ્રદ્યુમ્ન પ્રત્યેનો કોપ કાંઇક શાન્ત થયો. અને તે ભીમને કહેવા લાગ્યા—હે ભીમ ! તું મહા બળવાન્ અનુશાલ્વરાજા સાથે લડવા માટે રણમાં જા. મેં આ પ્રદ્યુમ્નના અપરાધને માફ કર્યો છે. કર્ણપુત્ર વૃષકેતુના પરાક્રમને રણમાં જઇને જો. શ્રી કૃષ્ણની આજ્ઞા ઉઠાવીને ભીમસેન પ્રદ્યુમ્નની સાથે રણમાં ગયો. અને તે ક્રોધયુક્ત થઇને અનુશાલ્વના સૈન્યને પાડવા લાગ્યો. હે રાજેન્દ્ર ! તે ભીમ એકલો પગ પાળો, વિષ્ણુના વાક્યોથી પ્રેરાઇને શત્રુસેનામાં જઇ પહોંચ્યો. હાથીઓને યુદ્ધમાં બબ્બે કકડા કરી નાંખ્યા, રથોને છિન્ન ભિન્ન કરી દીધા અશ્વોને સ્વધામ પહોંચાડયા અને તેઓનાં અંગોને રણમાં રોળ્યા. અને વીર નરોનો રોષથી કચ્ચરઘાણ કાઢવા લાગ્યો. હાથમાં હાથીને પકડીને વારંવાર આકાશમાં ફેંકવા લાગ્યો, અશ્વો સહિત રથોને વીરો સહિત સારથીઓને ભીમસેને પકડી પકડીને તેઓનો જીવ જાય, તેમ કચરી નાંખ્યા વળી હાથીને, રથને અને અશ્વને પોતાની મલ્લ-લીલાવડે એક હાથમાં પકડીને રોષે ભરાયેલો તે ભીમ પૃથ્વી ઉપર પછાડવા લાગ્યો અને બાકીનાઓને પોતાના પદના પ્રહારવતી ચુરેચુરા કરી નાંખ્યા ! તે રણમાં ઘણાં-યોદ્ધાઓનાં ગાત્રો ત્રુટી ગયાં અને લોહીને ઓકવા લાગ્યા, યોદ્ધાઓના રણમાં કપાઇ ગયેલા હાથો, પાંચ ફેણવાળા પન્નગો-સર્પોની માફક શોભવા લાગ્યા ! જેમ ધરણી-કંપથી ભાંગા-ખોખરા વાસણોનો અવાજ થાય, તેમ ભીમના લતા-પ્રહારથી ત્રુટી જતાં શત્રુઓનાં મસ્તકોનો અવાજ થવા લાગ્યો ! હે રાજન્ ! અનુશાલ્વ સાથેના તે યુદ્ધમાં વીર-

નરોના મહાક્ષય થતાં પણ ધરતી કંપ જેવોજ શબ્દ થવા લાગ્યો. અને પ્રલયકાળની સમાન ઉડેલા વાયુથી શત્રુઓની ધ્વજાઓ કણ-કણ થવા લાગી અને હાથીઓનાં, રથીઓનાં. માવતોનાં તથા પગપાળાનાં માંસને એકત્ર કરતો આ ભીમ રણમાં આગળ વધ્યો. જ્યાં ભીમ આગળ વધતો ચાલ્યો જાય છે. ત્યાં પાણ્ડુ પુત્ર-ભીમને, કર્ણ પુત્ર-વૃષકેતુએ રણમાં આવી પહોંચેલો જોયો અને પોતાની સહાયાર્થે આવી પહોંચેલા તે ભીમને સંતોષ આપતો હોય તેમ વૃષકેતુ નીચે પ્રમાણે કહેવા લાગ્યો—

"હે મહાબુદ્ધિ, પરંતપ-ભીમસેન! (આપના) આ બાળકે! સંગ્રામ નામનું ફળ જો કે પ્રાપ્ત કર્યું છે! તથાપિ મારા જેવા બાળકના હાથમાંથી આપના સિવાય બીજો કયો પિતા વિજય-લિપ્સાથી મારા હાથમાંથી તે ફળને ઝડપી લ્યે! આવા નાનકડા સંગ્રામ-ફળથી તમારી તૃપ્તિ તો, થનારજ નથી! આવાં બીજાં હજારો સંગ્રામ-ફળો આપને પ્રાપ્ત થયાં હોય, તોપણ હે આર્ય-વીર! તમારી પાસે તે સંગ્રામ-ફળોને હું અલ્પજ માનું છું. તો પછી, આ એકજ સંગ્રામ-ફળને મારી સમક્ષ ઉપસ્થિત થયેલાને આપ શું કરશો? આ મારા હાથમાં આવેલા સંગ્રામ-ફળને ઝડપી લેવાથી હે તાત! આપની આ પૃથ્વી ઉપર અપકીર્તિ (!) જ થશે કે પાણ્ડુપુત્ર ભીમે વૃષકેતુને હાથ લાગેલું સંગ્રામમાં વિજય પ્રાપ્તિરૂપ એક ફળ ઝડપી લીધું! અને લોકો પણ આ પ્રમાણેજ વાતો કરશે, માટે હાલ આપે મને રણમાં સહાયતા કરવારૂપ આ કાર્યનો ત્યાગજ કરવો ઘટે છે! હે ભીમસેનજી! કેસરી સિંહ બીજાએ મારેલા અલ્પ આમિષ (માંસ) નો સ્વીકાર કરી શકતોજ નથી! તે કેસરી વનરાજ, ક્ષુધાતુર હોય તો મદોન્મત્ત હાથીનો શિકાર કરે છે, પરંતુ પોતાના મુખમાં પ્રાપ્ત થયેલા દયા-પાત્ર સર્પનું ભક્ષણ તે કરતો નથી. મહાપુરૂષોનું ચરિત્ર હમેશાં પ્રાણીઓને ઉપકારક નીવડે છે!"

વીર-વૃષકેતુનું આવું ઉદાર વાક્ય સાંભળીને ભીમસેન મહા બલવાન્ વૃષકેતુને કહેવા લાગ્યો બાપે ફળને નિચોવીને-ચીરીનેજ બાળકના હાથમાં આપવું જોઇએ. હે વીર! આ સંગ્રામ ફળને તું પોતે એકલોજ ગ્રહણ કરી શકતો હો, તો ભલે ગ્રહણ કર. હવે હું અનુશાલ્વ રાજા પ્રત્યે જાઉં છું. રણમાં એટલાં વચનો વૃષકેતુને કહીને તે વીર-ભીમસેન અનુશાલ્વ પ્રત્યે યુદ્ધ કરવા માટે દોડયો. ભીમસેનને પોતાની તરફ આવતો જોઇને અનુશાલ્વે તે ભીમને એક વેગવાળા બાણથી વક્ષઃસ્થળમાં પ્રહાર કર્યો, ભીમસેન મૂર્છા ખાઇને પૃથ્વી ઉપર પડયો! મૂર્છા પામેલા ભીમને જોઇને શ્રી કૃષ્ણને અત્યંત કોપ વ્યાપી ગયો અને હે રાજન્! શ્રી કૃષ્ણ પોતેજ અનુશાલ્વ સાથે યુદ્ધ કરવા માટે ચાલી નીકળયા! આ ઘટના ઘણીજ આશ્ચર્ય કારક થઇ પડી! જેની ધ્વજામાં ગરૂડજી આવી પહોંચ્યા છે એવો શ્રી કૃષ્ણનો રથ, તેનો દારૂક નામનો સારથિ અનુશાલ્વ તરફ લઇ જવા લાગ્યો. મહા બાહુ અનુશાલ્વે ત્યાર પછી ગરૂડધ્વજ-ગોવિન્દને રણભૂમિમાં જોયા અને કહેવા લાગ્યો કે હે જનાર્દન (!) ઉભા રહે! તેંજ મારા બન્ધુ શાલ્વ રાજાને રણમાં મારી નાંખ્યો છે ને? અને તેનું 'સૌભ' નામનું વિમાન પણ તેં (કૃષ્ણે) આકાશની વચ્ચમાં તોડી

પાડયું છે ને? હે નન્દ (!) નન્દન! હું આ સમયે તો તારી પડખે ઉભો રહીને ઉભો છું હે ગોવિન્દ ! તું જોઇ શકે તેમ તારા પુત્ર–પ્રદ્યુમ્નને મેં રણમાં પાડયો છે! અને બીજા વીર ભીમસેનને પણ તારી સમક્ષજ મૂર્છાને આધીન કર્યો છે! આ સર્વ મારા પરાક્રમનું આશ્ચર્ય મેં તને દર્શાવી આપ્યું ! હવે હું તારી સંમુખ (!) રહિને લડી શકતો નથી કારણ કે તેં મારા પૂર્વના ઘણા વીરોને રણમાં રોળ્યા છે ! તે, હે કૃષ્ણ હું તને બરાબર ઓળખું છું સર્વે સભ્યજનો કહેતા હતા કે પ્રદ્યુમ્ન અને ભીમ જેવા વીરોનું પતન રણમાં બનેજ નહિ; પરંતુ જુઓ આ બેઉ વીરો તમારા પક્ષનાજ છે ને ? મહાજનો એમ પણ કહે છે કે કૃષ્ણની સંમુખ આવેલા કોઇનું પણ એક વખત પણ પતન થઈ શકતું નથી ! તો, આ સર્વ ઘટના કેવી રીતે બની તેનો તુંજ વિચાર કરી લે. અહંકાર રૂપી વારણ (હાથી) ની ઉપર બેઠેલા અને પુરાણ પુરૂષ ( ઘણાજ વૃદ્ધ ) આપ છો, તો પછી આ યુદ્ધમાં મારીસાથે કેવી રીતે ટકી શકશો ! આપણા બેઉની સમાનતા આ યુદ્ધમાં દેખાતીજ નથી ! હે કેશવ મારા પાંચ–બાણોથી ભેદાએલો તું કયાં જઇ શકનાર છો, યુદ્ધમાંથી પલાયિત થયેલા એવા-શ્રી કૃષ્ણનું તારૂં સ્થાન, સાધુઓનું મન હોય, એમ હું જાણી શકું છું ! સજ્જનોનું ચિત્તજ તારા માટે છુપાઈ જવાને અભેદ્ય–દુર્ગ છે કે જે દુર્ગ બીજા કોઈથી જીતી શકાય એવો નથી. લોભ અને કપટ વગેરે શસ્ત્રોથી તથા ભયંકર પ્રપંચરૂપી પાળાઓથી સાધુ–પુરૂષોનો ચિત્તરૂપી દુર્ગ સર્વદા અજેય હોયછે ! સાધુ મુનિઓના સમાગમથી પોતાના હૃદયમાં છુપાઈ રહેલા પૂર્ણ સ્વરૂપ તને તે મુનિઓ સારી રીતે દર્શાવી શકે છે! હે ગોવિન્દ ! તે સાધુ–મુનિઓજ સર્વદા તારા ગુપ્ત સ્વરૂપના પ્રકાશક બને છે ! આ સંસારમાં માયાના આવરણથી મોહ - પામેલા પામર (!) જનો તો તેને પ્રસિદ્ધિમાં લાવનારા મુનિઓની સંગતિને પણ કરતા નથી ! જે રાજાઓ સદ્વિચારથી રહિત હોઇને તેવા મહાત્માઓનો સંગ નથી કરતા તેવાઓને રાજાજ નહીં કહી શકાય, આ વાત સંશયરહિત છે ! અનુશાલ્વરાજા કૃષ્ણ પ્રત્યે આટલું બોલીને ચાર બાણોવડે કૃષ્ણના ઘોડાઓને પ્રહાર કરવા લાગ્યો. કૃષ્ણના તે અશ્વોનાંક લેવરો અનુશાલ્વ રાજાના બાણોથી ભેદાયાં અને ત્રાસ પામ્યા ! હે જનમેજય ! તે સમયમાં યુદ્ધ–ભૂમિમાંથી શ્રી કૃષ્ણ ઘણાજ દૂર ચાલ્યા ગયા, તે અનુશાલ્વ રાજા પુનઃ સમરાંગણમાં:કૃષ્ણને ન જોવાથી કૃષ્ણને ઉદ્દેશીને કહેવા લાગ્યો–રણમાં દૃષ્ટિગત થયેલો કૃષ્ણ પુનઃ શા કારણથી અદૃશ્ય થયો હશે ! મારા અખિલ જીવનમાં મેં કાંઇપણ દુષ્કૃત કર્યું હોય, એમ હું જોઇ શકતો નથી, તેમજ મારા બીજા સૈનિકોનું દુષ્કૃત આ રણભૂમિમાં હાલ મારા ખ્યાલમાં આવી શકતું નથી. અથવા શું મારા રાજ્યમાં કોઈ અધર્મી શૂદ્રે બ્રાહ્મણી પ્રત્યે ગમન કરીને નીચ કૃત્ય તો નહીં કર્યું હોય ! અથવા કોઈ કન્યાના પિતાએ તે કન્યાના ધનનો સ્વીકાર કરીને મારા મંડળ–રાજ્યમાં વાસ તો નહીં કર્યો હોય ! કયા દુષ્ટ પુરૂષે મારા રાજ્યમાં ધનનો સ્વીકાર કરીને કન્યા આપી હશે ! અથવા તો રજો–દર્શનને પ્રાપ્ત થયેલી વિવાહ કર્યા વિનાજ કોઇ અલ્પમતિ તેના

કેતુ પાસે ઉપસ્થિત થયો. અરૂણ લાવેલા તે દિવ્ય રથમાં પુનઃ બળવાન્ કર્ણસુત બેસીને રણમાં તે દૈત્યરાજને પોતાના તીક્ષ્ણ શરોથી ચારો તરફથી વીંધી નાંખ્યો અને મહા બળવાન્ વૃષકેતુએ આ દૈત્યરાજના સારથિને ભૂમિશાયી કરીને તથા તેના અશ્વોની પણ તેવીજ દુર્દશા કરીને હે ભૂપ! સમરાંગણમાં લીલા વંક પુનઃ તેને બાણના પ્રહારો કરવા લાગ્યો. દૈત્યનાથ અનુશાલ્વે પણ રથમાં બેઠેલા કર્ણનન્દનને પોતાના બળવડે ભુજના અગ્રભાગથી ઉંચકીને કોપપૂર્વક ભૂમિ ઉપર ફેંકી દીધો. તે વૃષકેતુએ પણ આ દૈત્યનાથને ક્રોધે ભરાઇને કોપથી પૃથ્વી ઉપર પછાડયો, અને તે દૈત્યરાજ–અનુશાલ્વને પકડીને કૃષ્ણ સમીપ ચાલતો થયો. શ્રી કૃષ્ણના કરમાં તે દૈત્યરાજને સોંપીને સુંદર વચન વૃષકેતુ બોલવા લાગ્યો. હે હૃષીકેશ! યજ્ઞિય અશ્વના ગ્રહણમાં શક્તિમાન્ એવા આ અનુશાલ્વ દૈત્યને આપ જુઓ, આપની પૂર્ણ કૃપાથીજ રણમાં હું આ દૈત્યને પકડી શકયો છું. ‘ મારી કરેલી પ્રતિજ્ઞા સફળ થાઓ. ’

વીર વૃષકેતુનો પોતાના પ્રાણોને જોખમે કરેલો વિજય જાણીને શ્રી કૃષ્ણ તેને કહેવા લાગ્યા. હે કર્ણપુત્ર! તું ધન્યવાદને પાત્ર છે. તું જે બોલ્યો હતો તે તેં સફળ કર્યું છે. તારા સિવાય બીજો કયો વીર રણભૂમિમાંથી અનુશાલ્વ દૈત્યને આંહિ–મારી સમીપ લાવવા શક્તિમાન્ હતો? એ પ્રમાણે જ્યાં ગોવિન્દ બોલી રહ્યા છે ત્યાં તો દૈત્યનાયક અનુશાલ્વની મૂર્છા વળી અને તે જાગૃત થયો તથા પોતાની સમીપ ઘનશ્યામ–જગત્પતિ–યાદવેન્દ્ર શ્રી કૃષ્ણને જોવા લાગ્યો અને પ્રશસ્ત વાણીથી સાહ્લાદિત કર્ણપુત્રને કહેવા લાગ્યો. હે વીર વૃષકેતુ! તેં મને જીતી લીધો છે અને શ્રી કૃષ્ણના ચરણારવિન્દમાં પહોંચાડયો છે. પોતાનો પિતા, માતા, ગુરૂ અને બાન્ધવો તથા પોતાના ઇષ્ટદેવો પણ જે અનન્ત શ્રી કૃષ્ણનું સાન્નિધ્ય આપીને તેમનું દર્શન ન કરાવી શકે તે કાર્ય તેં મને આજ કરી બતાવ્યું. તેં શત્રુરૂપ થઇને પણ મને જીતીને મધુસૂદન શ્રી કૃષ્ણ દર્શાવ્યા, કે જે શ્રીકૃષ્ણના દર્શનથી મારા ગતાસુ થયેલા બાન્ધવો પણ પરમપદ–નિર્વાણને પામ્યા છે, તે શ્રી કૃષ્ણનો આજ સમાગમ પામીને મને વિસ્મય થાય છે. હે કર્ણપુત્ર! આજ મને ઘણોજ શુભાવહ સંતોષ ઉત્પન્ન થાય છે કે જે કૃષ્ણનું અને મારૂં વૈર હતું તેને બદલે તારા પરાક્રમથી અમારા બેઉની મૈત્રી થઇ. સમર્થના પ્રભાવથી સંગતિ અને અસંગતિ બેઉ સમાન થાય છે. શ્રીશંકર–મહાદેવમાં હે વીર! વિષ પણ દેખાય છે અને અમૃત પણ સર્વદા દૃષ્ટિગોચર થઇ શકે છે. ઉદાર ચિત્તવાળા દાતારો જગન્નાથના ચરણકમલનાંજ દર્શન કરાવે છે. હે સૂર્યપુત્ર કર્ણના નન્દન! તારા સરખો દાતા આજ કોઇપણ મારી દૃષ્ટિએ ચડતો નથી.

દૈત્યરાજ અનુશાલ્વનાં વૃષકેતુ પ્રત્યે આવાં વિવેક ભર્યાં વચનો સાંભળીને, વૃષકેતુ તેને કહેવા લાગ્યો—આપ શ્રી કૃષ્ણના ચરણારવિન્દને પ્રાપ્ત કરીને આ પ્રમાણે બોલો છો તેથી હે દૈત્યરાજ! મને ઘણો વિસ્મય થયો છે તે યોગ્યજ છે! જે શ્રી કૃષ્ણ વિષે સમર્થ યોગીઓ અને શેષ વગેરે પણ મધુસૂદનને જોઇને મુંગા–વાણી વિનાના બની જાય, તે કૃષ્ણ-પ્રત્યે, તમારૂં અનન્ય પ્રેમયુક્ત વાકય સાંભળીને

મને ઘણોજ વિસ્મય થાય છે, વૃષકેતુનું વચન સાંભળીને અનુશાલ્વ તેને કહેવા લાગ્યો હે કર્ણ નન્દન ! હરિ—શ્રી કૃષ્ણનું દર્શન કરીનેજ આ મારિ વાણી તેના ગુણ ગાવાનો પ્રવૃત્ત થયેલી છે, આ હરિએ ધ્રુવને બહુજ ઉત્તમ સ્થાન આપ્યું છે, તારી સમક્ષ આ સ્થળે હું શ્રી કૃષ્ણનું સ્તવન કરૂં છું. આ કૃષ્ણ મારા બાણના પ્રવાહથી રણ મંડળનો ત્યાગ કરિને ચાલ્યા ગયા હતા; વિશ્વના સુજનાર જે શ્રી કૃષ્ણે અર્જુનની સમક્ષ, 'ગીતા શાસ્ત્ર' પ્રગટ કર્યું. તે આ વિષ્ણુનું વિશ્વમય વપુ શસ્ત્રોથી શું પીડી શકાય છે ?, જેના સ્મરણ માત્રથી માનવો ચતુર્ભુજ—સ્વરૂપ બની જાય છે અને ગરૂડ ઉપર ચડીને શંખ, ચક્ર ગદા, પદ્મને ધારણ કરી વૈકુંઠમાં સીધાવે છે તે વિષ્ણુને આ સંસારમાં કયા પ્રાણીથી બાધા થઇ શકે વારૂ ? તે શ્રી કૃષ્ણ પોતેજ, મત્સ્ય, કૂર્મ વરાહ અને નૃસિંહના રૂપો પ્રસંગ આવતાં ધારણ કરે છે, જેના પ્રસાદ વડે દેવેન્દ્ર પણ નાના પ્રકારની અપ્સરાઓને પ્રાપ્ત કરે છે, અને પોતે આ જગતમાં અમાનુષી લીલા દર્શાવવાને ગોવાળનો વેષ ધારણ કરીને કુબ્જા જેવી સ્ત્રીનો પણ સ્વીકાર કરે છે. જે કૃષ્ણ અનેક પ્રકારનાં રત્ન સમૂહોવડે આ આખા વિશ્વનું પોષણ કરે છે, તે ભક્તવત્સલ કૃષ્ણ દ્રૌપદીજીએ આપેલા શાક પાત્રને રાત્રિ—સમયે આરોગીને પરમાનન્દ માને છે, તથા ભક્ત—શિરોમણી સુદામાના થોડાક સકતુ-તાંદુલાનું પ્રાશન કરીને પણ અત્યંત હર્ષને પ્રાપ્ત થયેલા છે ! તે કૃષ્ણના પરમ-ભક્તો, નન્દન વગેરે દિવ્ય વનોમાં વિચરે છે, ત્યારે આ કૃષ્ણ, કૃષ્ણ—તુલસીના કાનનમાં મોજ ઉડાવે છે એ પ્રમાણે ગદ્‌ગદિત કંઠે બોલી રહેલા તે અનુશાલ્વ રાજાને શ્રી કૃષ્ણ આલિંગન આપીને ઉભા રહ્યા અને પોતાના દક્ષિણ—હસ્તમાં તેને ગ્રહીને ધર્મ-રાજા—યુધિષ્ઠિરનું દર્શન કરાવ્યું. ત્યાર પછી અનુશાલ્વ રાજા યુધિષ્ઠિરને નમસ્કાર કરીને પાસે ઉભો રહ્યો. તે અનુશાલ્વને ધર્મરાજા સાન્ત્વન પૂર્વક નીચે પ્રમાણે કહેવા લાગ્યા—હવે તમો આ મારા ભીમ વગેરે ભાઇઓમાં પાંચમા ભાઇ છો. જે પ્રમાણે શ્રી કૃષ્ણ મારા યજ્ઞનું રક્ષણ કરે છે તે પ્રમાણે તમો પણ યજ્ઞનું રક્ષણ કરો. યુધિષ્ઠિર રાજાએ સાન્ત્વન આપ્યા પછી અનુશાલ્વે ભીમ વગેરે મુખ્ય સર્વે જનોને આલિંગન આપીને મહામતિ—ધર્મરાજાને આ પ્રમાણે કહેવા લાગ્યો હે રાજન્ ! હું મારા પોતાના શિરને યુધિષ્ઠિરને માટે સમય પ્રાપ્ત થતાં રણ મંડળમાં 'જ્યાં ત્યાં' અવશ્ય પાડીશ આટલાં વચનો કહીને તે અનુશાલ્વ રાજા શાન્ત થયો, ત્યાર પછી કર્ણનન્દન વૃષકેતુ અનુશલ્વ રાજાના અન્ય સામન્તો અને વીરોને જીતીને, જ્યાં યુધિષ્ઠિર મહારાજા ઉભા હતા ત્યાં તે યજ્ઞિય અશ્વને લઇને આવ્યો યજ્ઞિય અશ્વને આવેલો જોઇને યુધિષ્ઠિર પ્રસન્ન થયા અને કર્ણપુત્રને ધન્યવાદ આપવા લાગ્યા—હે વીર વૃષકેતુ ! આજ મારિ સમક્ષ તારી પ્રતિજ્ઞા સફળ થઇ છે અને તારા પુણ્ય—સંગ્રામથી અનુશલ્વ પણ બન્ધુ—ભાવને પામ્યો છે, આજે મારૂં સર્વ કાર્ય સુખકાર થઇ પડયું છે એ જાણી મને આનંદ થાય છે, શ્રી કૃષ્ણ અને કર્ણ પુત્ર વૃષકેતુ તમો બેઉ જણા મને પ્રિય હોઇને મારૂં કુશળ કરનારા પ્રાપ્ત થયા છો એ પ્રમાણે કૃષ્ણ અને કર્ણપુત્રની પ્રશંસા કરીને ધર્મનન્દન—યુધિષ્ઠિર બહુજ આનંદ માનવા લાગ્યા અને તે યજ્ઞિય—અશ્વને

આગળ કરીને સર્વે વીરો હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો તે યુધિષ્ઠિરે પંડિત બ્રાહ્મણોને બેલાવીને શ્રી કૃષ્ણની સભા-મંડપમાં બેઠા દેવકી, યશોદા, કુન્તી તથા રોહિણી, રૂકિમણી; સત્યભામા તથ અન્ય સ્ત્રીઓ, તથા પવિત્ર ઋષિપત્નીઓ અરુન્ધતી અનસૂયા વગેરે અને તે સમારંભમાં આવેલા અન્ય રાજાઓ પરસ્પર મળવા હળવા લાગ્યા અને એક બીજાનું સ્વાગત કરવા લાગ્યા અનેક પ્રકારના ભોજ્ય પદાર્થોવડે તથા ચંદન અગરનાં સુવાસથી સુગન્ધિત થયેલા પેયપદાર્થો-શરબત વગેરેથી, કોમળ એવા મૃગલોમથી બનેલાં સુન્દર વસ્ત્રોથી તથા ઉત્તમ-અશ્વ અને ગજોના દાનોથી, હે આર્ય જનમેજય ! તે યજ્ઞ સમારંભમાં સર્વે રાજાઓ ભાવ યુક્ત બનીને તે યુધિષ્ઠિર મહારાજાને સંતોષવા લાગ્યા.

હૃષીકેશ કૃષ્ણ હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા પછી, જ્યારે વીશ દિવસો વીતી ગયા ત્યારે ચૈત્રી પૂર્ણિમા આવી પહોંચી. દ્રૌપદી સહિત તીક્ષ્ણ-અસિપત્ર વ્રતને આચરતા તે યુધિષ્ઠિર મહારાજાએ યજ્ઞ-દીક્ષા લીધી. યજ્ઞ-મંડપમાં તે યજ્ઞિય-અશ્વને રાખીને તથા વિધિ-પૂર્વક તેનું પૂજન કરીને, તથા વેદ સંપન્ન-બ્રાહ્મણોનો પુષ્કળ ધનવડે સત્કાર કરીને તે યુધિષ્ઠિર. મંગળ ગીતો અને અનેક પ્રકારનાં વાદિત્રો, તથા સુમંગળ વેદોના ઘોષો વડે, યજ્ઞમાટે લાવેલા અશ્વને ભાલ-પ્રદેશમાં સુવર્ણ-પત્ર બાંધ્યું અને કેસર ચંદન વગેરેથી તેની પૂજા કરી, સુવાસિત ચન્દનોથી પુષ્પમાલા ઓથી તેને શૃંગાર્યો અને ઉત્તમ ધૂપોથી ધૂપિત કરીને તથા ચામરોને બાંધીને આ ધર્મરાજા યુધિષ્ઠિરે ચારે દિશાઓમાં દિગ્વિજય કરવા માટે તે યજ્ઞિય-અશ્વને છોડી મૂક્યો, તે અશ્વના રક્ષણમાટે, સારી રીતે સ્નાન કરેલા શુભ્ર વસ્ત્રો વાળા અર્જુનને દૂર્વા અને ચમ્પક પુષ્પોથી બનાવેલી માળાને કંઠમાં તથા મુકુટને ધારણ કરાવીને, અશ્વના રક્ષણ માટે તેને તૈયાર કર્યા હાથમાં ગાંડીવ ધનુષ્ય ધારણ કરનારા અને અશ્વના રક્ષણ માટે પૂર્ણ ઉત્સાહવાળા તે અર્જુનને ધર્મરાજા યુધિષ્ઠિર કહેવા લાગ્યા કે-આ યજ્ઞિય અશ્વનું પાલન હવે તારેજ કરવાનું છે ! હે પાણ્ડુ પુત્ર-અર્જુન! વાસુદેવ-શ્રી કૃષ્ણની પૂર્ણ કૃપાથી નિર્વિઘ્ન હો. હે ભરત જેવા સમર્થ વીરોના વંશમાં જન્મ પામેલા અર્જુન ! તારા સર્વે પન્થાઓ કલ્યાણ કારણ થાઓ. તું વિજયને પ્રાપ્ત કર. તારી સહાયક સેના અને સમર્થ વીરો સાથે ક્ષેમકુશળ પાછો હસ્તિનાપુરમાં આવ. અનાથ અને દીનવદનવાળાઓને તથા સદાચારીઓને, બે હાથ જોડીને પોતાની સમક્ષ ઉપસ્થિત થયેલાઓને શરણને પ્રાપ્ત થયેલાઓને અને હું તમારો છું એમ બોલનારાઓને. પિતૃ-હીન બાલરાજાઓને હે આર્ય અર્જુન ! તું રણમાં સતાવીશ નહી. યુધિષ્ઠિર મહારાજે આ પ્રમાણે ઉપદેશ આપ્યા પછી ધનંજય પોતાના જ્યેષ્ઠ ભ્રાતાનું વચન સાંભળીને, તથા તેમને નમસ્કાર કરીને કુન્તી માતા અને દેવકીજીની, આજ્ઞા મેળવવા માટે તેઓની પાસે ગયો. પોતાની માતા કુન્તીજીનેઅને શ્રી કૃષ્ણની માતા દેવકીજીને ઋષિપત્ની અરુન્ધતી અને મુનિ પત્ની અનસૂયાને તથા કૃષ્ણ પત્ની પટ્ટરાણી રૂકિમણીને પણ તથા ગાન્ધારી અને ધૃતરાષ્ટ્રને વિનય પૂર્વક પ્રણામ કરીને તે ધનંજય, "જ્યેષ્ઠ ભ્રાતા યુધિષ્ઠિરે અશ્વના રક્ષણ માટે આજ્ઞા અપાયેલો હું ) અર્જુન ) તે અશ્વ સાથે

જાઉં છું” એમ કહીને ઘણોજ હર્ષ પામ્યો ! ત્યાર પછી કુન્તી માતા અર્જુનને આલિંગન આપીને કહેવા લાગ્યાં—હે ધનંજય ! ધર્મરાજા યુધિષ્ઠિરને માટે જો તું જતો હો, તો તને સહાયમાં કોણ કોણ આપ્યા છે ? વિવિધ પ્રકારનું સૈન્ય કેટલું તને આપ્યું છે ? તને ધર્મરાજાએ આજ અશ્વ રક્ષણ કરવા માટે શી વ્યવસ્થા કરી આપી છે તે તું હે પરંતપ ! મને કહિ બતાવ ! કુન્તી માતાનું આવું વાકય સાંભળી અર્જુન કહેવા લાગ્યો–શ્રી કૃષ્ણે પોતાના પુત્ર પ્રદ્યુમ્નને, તેની પોતાની સેના સાથે આવવા માટે પ્રેર્યો છે, અને સૈન્ય સહિત પ્રદ્યમ્નને મને સોંપીને રૂકિમણી નંદન–પ્રદ્યુમ્નને પોતે કહ્યું છે કે–હે પુત્ર! સાંપ્રત મારા આદેશથી ધનંજયની રક્ષા માટે તું તેની સાથેજા, કારણ કે પાંડવ–અર્જુન એ મારો પ્રાણ છે ! યજ્ઞિય-અશ્વના રક્ષણ માટે જતા તે અર્જુનનું તે જેમ મારૂં રક્ષણ કરે છે તેમ રક્ષણ કર. પિતા જે કાંઇ પોતાનું સર્વસ્વ હોય તે પોતાના પુત્રને આપી દેછે, સદાચારી પુત્ર પિતાના આપેલા સર્વસ્વનું પાલન કરે છે અને દુરાચારી પુત્ર તેનું પાલન કરી શકતો નથી પોતાના પુત્ર–પ્રદ્યુમ્નને આ પ્રમાણે મારી સાથે રહેવાનો ઉપદેશ આપીને દેવકીનન્દન શ્રી કૃષ્ણ કર્ણસુત–વૃષકેતુને કહેવા લાગ્યા–હે ભરત કુળમા દીપકરૂપ વૃષકેતુ! મારા સર્વસ્વરૂપ અર્જુનને, પુત્ર પ્રદ્યુમ્નને અને તેના સૈન્યને, અને મહાસૈન્યમાં રહેલા યજ્ઞિય અશ્વને તું પાલન કર હું તને આજ્ઞા આપું છું ’ આ પ્રમાણે મારી સાથે વૃષકેતુને પણ આવવા આજ્ઞા આપી છે, તથા મહાબળવાન્ અનુશાલ્વને અને પુત્ર સહિત યૌવનાશ્વને મારી સહાય માટે મારી સાથે આજ્ઞા આપીને હે કુન્તી માતા! મને યજ્ઞિય–અશ્વ સાથે જવા માટે તૈયાર કરવામાં આવ્યો છે. હે માતા ! તારે મારી કશી પણ ચિન્તા ન કરવી, કારણ કે સમર્થ કેશવ હાલ ઘણાજ પ્રસન્ન દેખાય છે. અર્જુનનું આવું આશ્વાસનજનક વાકય સાંભળી કુન્તી માતા તેના વિષે નિશ્ચિન્ત થયાં અને અર્જુનને કહેવા લાગ્યાં કે–ભાઇ અર્જુન ! તું ભારતકુળમાં દીપક સમાન છો, તારે સર્વ યુદ્ધોમાં કર્ણપુત્ર વૃષકેતુનું રક્ષણ કરવું, જો તું તે વૃષકેતુ વિના આ હસ્તિનાપુરમાં પાછો આવીશ તો આ યજ્ઞ શોકનું સ્થાનજ થઇ પડશે. અશ્વનું રક્ષણ કરીને તથા સર્વ દિશાઓમાં જયને પ્રાપ્ત કરીને તું વહેલો આવ. હરિ સર્વ પ્રાણિઓનો સંહાર કરે છે અને પુનઃ હરિજ સર્વ પ્રાણીઓનું રક્ષણ પણ કરે છે. હે પાર્થ ! સર્વદા તે હરિ–કૃષ્ણનું સ્મરણ કરતો રહીશ તો વિજયને અવશ્ય પ્રાપ્ત કરીશ. આ પ્રમાણે પોતાના પુત્ર અર્જુનને કહીને તે કુન્તી માતા આંસુ છોડવા લાગ્યાં. કુન્તી માતા પાસેથી વિજયનો આશિર્વાદ અને વિદાય લઇને અર્જુને શ્રી કૃષ્ણને જોઇને વારંવાર નમસ્કાર કર્યા અને શ્રી કૃષ્ણે કરેલા સંકેતથી દિવ્ય રથમાં ચડી બેઠો અને સૈન્યને સાથે લઇને, અનેક પ્રકારના વાદિત્રોના નાદપૂર્વક તથા હોમ–ધૂપથી સુગન્ધિત થયેલો, અને કુમારિકાઓના કરકમલોથી અપાયેલી અનેક પુષ્પમાળાએ તથા અક્ષતોથી તે અર્જુન ઢંકાઇ ગયો, કુમારિકાઓ તથા સંભાવિત પૂજ્ય જનો અર્જુનને વિજય–પ્રાપ્તિના આશીર્વાદ આપવા લાગ્યા. નગરનિવાસીઓ સુન્દર દૃષ્ટિથી દિગ્વિજય કરવાને તૈયાર થયેલા અર્જુ-

છે. હે આર્યવીર ! આપ તે સુવર્ણ-પત્રને વાંચી જુઓ. હે નાથ ! આપને હું આ- ગ્રહપુર્વક કહું છું કે-આ સુન્દર ઘોડાને આપ પકડી લ્યો. મને મનગમતું કાર્ય આપ આજે કરો.

પોતાની પ્રિયા મદનમંજરીનું આવું આગ્રહપુર્વક વચન સાંભળીને અને પ્રિ- યાના વાક્યોથી પ્રેરાઇને તે અશ્વનું લક્ષ્ય- પુર્વક નિરીક્ષણ કર્યું. અને પુષ્પમાળા- ઓથી યુક્ત કેશવાળીમાં તે પ્રવીર અત્યંત હર્ષિત થઇને તે યજ્ઞિય-અશ્વને પકડી લીધો. ધર્મરાજાએ જે અક્ષરો સુવર્ણ- પત્રમા લખાવ્યા હતા તે અક્ષરોને પ્રવીરે વાંચ્યા અને "આ અશ્વને યુધિષ્ઠિર મ- હારાજાએ અશ્વમેધ યજ્ઞ કરવા માટેજ છોડયો છે, તથા અર્જુનથી રક્ષણ કરા- એલા આ અશ્વને રાજાઓ પોતાના બળથી પકડી શકે છે." એ પ્રમાણે જાણીને તે પ્રવીરે ધૈર્યપુર્વક તે અશ્વને અને પોતાની સર્વે સ્ત્રીઓને પોતાની માહિષ્મતી નગ- રીમાં મોકલી દીધી, અને તે સમયે સ્વયં યુદ્ધ કરવા માટે ઉભો રહ્યો અને પોતાના મોટા સૈન્યથી ધનંજય-અર્જુનને તૃણવત્ માનવા લાગ્યો. ૧૪.

## પ્રકરણ ૧૫ મું.

### અર્જુનને થયેલો શ્રાપ. (!)

શ્રી કૃષ્ણ અને રૂકિમણીના નન્દન પ્રદ્યુમ્ન, અનુશાલ્વ, યૌવનાશ્વ અને બુદ્ધિ માન કર્ણપુત્ર વૃષકેતુની સાથે તે યજ્ઞિય અશ્વની ગવેષણા કરતો અર્જુન, જ્યાં પ્રવીર યુદ્ધ માટે તૈયાર થઇને ઉભો હતો ત્યાં આવી પહોંચ્યો. સર્વેના અગ્રભાગમાં મહા બળવાન-વૃષકેતુ યુદ્ધભૂમિ પર આવી પહોંચ્યો. ત્યાં આગળ તેણે પોતા ના સૈન્યની વ્યૂહ રચનામાં અગ્ર ભાગે ઉભેલા પ્રવીરને, ઉભો રહે, ઉભો રહે, એ એ પ્રમાણે બોલતો તથા પોતાના હાથમાં ઉત્તમ ધનુષ્યને પકડીને ઉભેલો જોયો. 'નીલધ્વજના પુત્ર પ્રવીરે અશ્વમેધના મહાન અશ્વને આજ માહિષ્મતી-નગ- રીમાં પહોંચાડયો છે કે ? વીર-અર્જુન આજ તે અશ્વને મુક્ત કરો.' એ પ્રમાણે પ્રવીર પ્રત્યે બોલતો કર્ણપુત્ર આવી પહોં- ચ્યો. અને કહેવા લાગ્યો કે-હે પ્રવીર ! પ્રથમ તું મારી સાથે યુદ્ધ કર. અને પછી જ પૃથાપુત્ર ધનંજય સાથે લડ, વીર- વૃષકેતુનું આ વચન સાંભળીને પ્રવીરે તેને પાંચ બાણોથી વીંધી નાંખ્યો. ચાર બાણોવડે તેના ચાર અશ્વો ઉપર પ્રહાર કર્યો. અને એક બાણથી વૃષકેતુના સાર- થીને વીંધ્યો. કર્ણપુત્ર વૃષકેતુએ પણ હસતાં હસતાં તે પ્રવીરને સાત બાણોથી પ્રહાર કર્યો અને તેના શુક-પિચ્છ સમાન અશ્વોને યમ ધામમાં પહોંચાડી દીધા. અને બીજા ચાર સાયકોવડે પ્રહાર કરીને સિંહનાદ કરવા લાગ્યો. ધનુર્ધારી પ્રવીરે કર્ણપુત્રને કર્ણમાં પ્રહાર કર્યો. તે બાણના પ્રહારથી વૃષકેતુ રણમાં મૂર્છા પામ્યો. વળી બીજા એક બાણવડે પ્રતાપી પ્રવીરે અનુશાલ્વને પણ વીંધી નાખ્યો. અનુ- શાલ્વના તીક્ષ્ણ શરોએ એવો તો પ્રવીરને ઘેરી લીધો કે તે દૃષ્ટિગોચર પણ ન થઇ શકે ! અનુશાલ્વ અને પ્રવીરના તે પ્રબલ યુદ્ધમાં, પ્રવીરના નહી દેખાવાથી મહાન હાહાકાર વ્યાપી ગયો !

પોતાના પુત્ર પ્રવીરને અનુશાલ્વને આધીન થયેલો જાણીને તેનો પિતા નિલ-

ધ્વજ રાજા, કોપાગ્નિથી યુકત થઇ રણ-ભૂમિમાં આવી પહોંચ્યો. તેની સાથે ત્રણ અક્ષૌહિણી સૈન્ય હતું. તે નીલધ્વજ રાજાએ રણભૂમિમાં સામા પક્ષના સર્વે વીરોને દશ દશ શરોવડે વીંધી નાંખીને અનુશાલ્વને આધીન થયેલા પોતાના પ્રવીર પુત્રને છોડાવ્યો. નીલધ્વજે જલદી એવા તો બાણ પ્રહાર કરવા માંડયા કે તે સર્વ ઘટના આશ્ચર્ય કારક થઇ પડી ! નીલધ્વજના શરોથી વીંધાયલા પોતાના સૈન્યને જોઇને અર્જુનને ક્રોધ વ્યાપી ગયો અને નીલધ્વજની સન્મુખ આવીને "ઉભો રહે ઉભો રહે" એમ કહેવા લાગ્યો, તથા રણમાં માહિષ્મતીના સ્વામી નીલધ્વજ ઉપર પાંચ બાણોવડે પ્રહાર કર્યો. અર્જુને ફેંકેલા તે બાણોને તે નીલધ્વજે હસતાં હસતાં વેગથી કાપી નાંખ્યા. પોતાના શરોને નીલધ્વજે કાપી નાંખેલા જોઇને અર્જુન અત્યંત પરાક્રમ દર્શાવા લાગ્યો. અને તે રણ સ્થળમાં અર્જુને નીલકેતુને પોતે ફેંકેલા હજારો બાણોવડે રથ, ધ્વજા અશ્વ સારથિ અને સેના સહિત અદૃશ્ય કરી દીધો. જેમ કોઇ વૈષ્ણવભકત વિષ્ણુના શુભ સ્તોત્રો વડે ભયંકર યમદૂતને અદૃશ્ય કરે તેમ કોપથી અર્જુને મદ-ગર્વિત તે નીલકેતુને મૂર્ચ્છા પમાડયો. ત્યારપછી તે નીલધ્વજ મૂર્ચ્છાને સત્વર ત્યાગીને ફરીથી રણમાં યુદ્ધ માટે ઉભો થયો. પોતાના નામથી ગર્જના કરતા જનોને જોઇને દૂતજણો જેમ ઉભા થાય તેમ અર્જુનની સમક્ષ રણભૂમિમાં ઉપસ્થિત થયો, અને પોતાના જમાઇ થઇને રહેલા અગ્નિને આમન્ત્રીને કોપ પૂરિત થઇને તે પાવકાગ્નિનું બાણમાં અનુસંન્ધાન કર્યું ! નીલધ્વજાના હાથથી છોડાએલો તે પાવકાગ્નિ પાંડવોની સેનાને બાળવા લાગ્યો. તે અગ્નિની વિશાળ જવાલાઓથી દગ્ધ થયેલા મહાવીરો યુદ્ધમાંથી પલાયન થવા લાગ્યા. હે જનમેજય! તે ભયંકર યુદ્ધમાં અશ્વો રથિઓ અને પગ પાળાઓ શસ્ત્રો રહિત થઇને તથા હાથીઓ અને વૃષભો દાઝી દાઝીને પોતાના ઉપર લાદેલા ભારનો ત્યાગ કરીને વનમાં નાસી ગયા. ધનના સંચયથી ભરેલા ઘોડાઓના સમૂ । તથા ગાડાં-ગડેરાંઓ, ચામરો, છત્રો અને કવચો બળવા લાગ્યાં. જે પ્રમાણે પ્રલય કાળમાં અગ્નિથી સર્વ પ્રાણીઓનો ક્ષય થતાં મેદો-ધાતુમાં અગ્નિ પેસીને વારંવાર પ્રદીપ્ત થયા કરે છે, તેમ આ પ્રસંગે કૃષ્ણ-વર્ત્મા-અગ્નિ વધારે વધારે ભયંકર સ્વરૂપ પકડવા લાગ્યો, અને અર્જુનના સર્વ સૈન્યને રણમાં સ્વાહા કરવા લાગ્યો. અગ્નિનું વધતું જતું આવું ભયંકર સ્વરૂપ જોઇને રણશ્લાઘી અર્જુને વારૂણાસ્ત્રનું અનુસન્ધાન કર્યું, અને રણમાં વ્યાપ્ત થયેલા તે અગ્નિના નાશને માટે તે વારૂણાસ્ત્ર અર્જુને છોડયું; તથાપિ તે વારૂણાસ્ત્રથી અગ્નિ શાન્ત ન થયો. આવી વિલક્ષણ ઘટના જોઇને ચારો તરફથી પ્રદીપ્ત થયેલા અગ્નિની અર્જુન સ્તુતિ કરતો કહેવા લાગ્યો કે-હે અગ્નિનારાયણ ! સર્વે દેવતાઓનું મુખ આપજ છો, તમને મારા નમસ્કાર હો, તમારી પ્રીતિને માટેજ યુધિષ્ઠિર રાજા અશ્વમેધ યજ્ઞ કરી રહ્યા છો. મને ગાંડીવ ધનુષ્ય પણ આપેજ પ્રસન્ન થઇને આપ્યું છે, તથા દિવ્ય રથ પણ આપનોજ આપેલો છે. હે સમર્થ વ્યાપકસ્વરૂપ હું તો આપનું.

દિવ્ય અને પરમ સૌહૃદ (મિત્રાચારી) જ ઇચ્છું છું. મારૂં લશ્કર હણાઈ ગયું. યજ્ઞિય-અશ્વ લઇ ગયા; છતાં પણ આપ અતીવ પ્રદીપ્ત થયા કરો છો, હવે મારે શું કરવું તે સુઝતું નથી. આપ મારી પ્રીતિનો ત્યાગ કરીનેજ આ સર્વનો સંહાર કરવા પ્રવૃત્ત થયા છો.

નીલધ્વજ રાજાને ત્યાં અગ્નિ જમાઇ બનીને કેવી રીતે રહ્યા, તે સર્વ જાણી લેવાને જનમેજય રાજા ઘણોજ આતુર બન્યો, અને વ્યાસવર જૈમિનિજીને પુછવા લાગ્યો-હે પૂજ્ય જૈમિનિ મહારાજ ! તે માહિષ્મતી નગરીના સ્વામી નીલધ્વજ રાજાએ અગ્નિને જમાઇ તરીકે કેવી રીતે મેળવ્યા તથા મહાત્મા નીલધ્વજે પોતાની કઇ કન્યા અગ્નિનારાયણને આપી, આ સર્વ વૃત્તાન્ત કૃપા કરીને મને કહી સંભળાવો. અર્જુન જેવા સમર્થ વીરનું સૈન્ય તે રણભૂમિમાં હણાયું સાંભળીને અમને ઘણુંજ કૌતુક થાય છે. જનમેજય રાજાનો આ યોગ્ય પ્રશ્ન સાંભળીને વ્યાસજી તેને કહેવા લાગ્યા-નીલધ્વજને 'જવાલા' નામની એક ઘણીજ સુંદર પટ્ટરાણી હતી. તે જવાલાએ ધર્મમાં તત્પર એવી અને અત્યંત મનોહર 'સ્વાહા' નામની કન્યાને જન્મ આપ્યો. સર્વ લક્ષણોથી સંપન્ન અને આ લોકમાં સર્વ કન્યાઓથી અધિક રૂપવતી તથા પિતાના ગૃહમાં પ્રતિદિન મોટી થતી અને પ્રવીર બન્ધુઓથી માન પામતી તથા અત્યંત રૂપવતી અને ત્રૈલોક્યને પણ મોહ ઉપજાવનારી તે પોતાની કુમારી કન્યાને નીલધ્વજ જોઇને ઘણોએક સમય જતાં 'આ કન્યા કોને આપવી' એ ચિન્તામાં તલ્લીન થયો, સુન્દર નેત્રોવાળી પોતાની સ્વાહા નામની કન્યાને પુછવા લાગ્યો કે-હે પુત્રિ ! તું કયા સ્વામીને વરવા ઇચ્છે છે ? આ પ્રમાણે પુત્રીને પુછી નીલધ્વજે સ્વયંવર રચ્યો અને પુનઃ પુછવા લાગ્યો કે-હે પુત્રિ ! આ આસનો ઉપર હજારો હજારો વીર રાજાઓ તથા વીર રાજપુત્રો બિરાજેલા છે, તેઓને તું જો, અને તેમાંનો કયો વીર તારો વલ્લભ થવાને યોગ્ય છે ? તે તું મને કહે. પોતાના પિતાનું આવું વાક્ય સાંભળી 'સ્વાહા' લજ્જિત થઇ ને નીલધ્વજને ઉત્તર આપવા લાગી કે-હે તાત ! મોહથી વ્યાપ્ત થયેલા અને સ્ત્રીજાતિમાં લોલુપ એવા મનુષ્ય-પતિને હું ઇચ્છતી નથી. મારે યોગ્ય એવા કોઇ દેવોમાં શ્રેષ્ઠ પતિનો આપ વિચાર કરો. સ્વાહાનું આવું વાક્ય સાંભળી નીલધ્વજ તેને કહેવા લાગ્યો-હે શોભને ! મહાબાહુ એવા દેવોના રાજા ઇન્દ્રને તું વર, તે પોતે કામુક હોઇને મનુષ્યનું સ્વરૂપ ધારણ કરીને આલોકમાં તને વરવા માટે તે મદોન્મત્ત હાથી ઉપર આરૂઢ થઇને અનન્ત લોચનવાળો તે શક્ર-ઇન્દ્ર આંહિ આવશે. પોતાના પિતાનું ઇન્દ્રને વરવા માટે કહેલું વાક્ય સાંભળીને સ્વાહા નીલધ્વજને પુનઃ કહેવા લાગી-હે તાત ! સર્વ દોષોના કારણરૂપ તે ઇન્દ્રને પણ હું વરવા નથી ઇચ્છતી, કારણકે દેવોનો રાજા ઇન્દ્ર તો તપથી અને દાનથી થયેલા બીજાઓના ઉદયને કદાપિ સહન કરતો નથી, વળી ગૌતમઋષિની પત્ની અહલ્યા સાથે તે દુર્વર્તન કરનારો છે (!) વળી જેણે કેશવને પોતાનો ભાઇ ( યજ્ઞ-ભોક્તારૂપ સમાન ધર્મથી) કર્યો છે. એવા તે દેવરાજ ઇન્દ્રને કઇ કુલવતી કન્યા વરી શકે વારૂ ? ઇન્દ્રે અતિ મોહિત થઇને જગન્નાથ-વિષ્ણુને નાના ભાઇ કર્યો. જે જગન્નાથ

પાસેથી ઈન્દ્ર જેવું મહાપદ પામીને તે જગન્નાથને ઇન્દ્રે અન્યાય આપ્યો છે. તે ઈન્દ્રને કૃતઘ્ન સિવાય બીજું શું કહી શકાય ! હે તાત ! જે હેતુથી મેં મનુષ્ય પતિ કરવાનો વિચાર ત્યાગ્યો છે, તે હેતુનું આપ શ્રવણ કરો. પ્રથમ તો સ્ત્રીઓનું શરીર મલ–દોષ રહિતજ ઉત્પન્ન થાય છે તેમાં વળી " જે સ્ત્રી એક પુરૂષને પતિ કરીને બીજા પતિને ચાહે છે, તે સ્ત્રી પોતાના શીલનો ભંગ થવાથી ઘોર નરકમાં જાય છે." એમ મેં શાસ્ત્રોમાંથી સાંભળ્યું છે, હે તાત ! સ્ત્રીનો પતિ પરલોકવાસી થયા પછી તેના પત્નીના શરીરનો જે અગ્નિ સ્પર્શ કરે છે એવા સર્વે દેવતાઓના સુખરૂપ તે પાવકાગ્નિને હું વરવા ઈચ્છું છું. હવ્યવાહન એવા તે અગ્નિ સિવાય બીજા કોઇ દેવને, અસુરને, કિન્નરને કે મહોરગને આ લોકમાં પતિ તરીકે વરવા ઇચ્છતીજ નથી. જો વહ્નિ સ્વયં આંહિ પધારશે તો આપની પાસે મારી માગણી તે અવશ્ય કરશે ! તો હે મહાબુદ્ધિ તાત! તે અગ્નિનારાયણનેજ મને અર્પણ કરવાનો આપ વિચાર રાખજો.

પોતાની પ્રિય પુત્રી સ્વાહાએ કહ્યું તે ઘણુંજ સારૂં કહ્યું છે, એ પ્રમાણેનો તેણીનો દૃઢ નિશ્ચય સાંભળીને મહા બળવાન નીલધ્વજ રાજા તે સમયે અત્યંત પ્રસન્ન થયો અને આશ્ચર્ય પામ્યો ! હે જનમેજય રાજન્ ! નીલધ્વજની સર્વે સ્ત્રીઓ આ વાત જાણીને પ્રહાસ કરવા લાગી અને કઠોર વચનો કહેવા લાગી. હે બાલે ! નીલધ્વજ રાજા પ્રત્યે આવું વિપરીત વચન શામાટે બોલી રહી છો! વસ્તુમાત્રને જેનો સ્પર્શ થવાથી દાહ ઉત્પન્ન થાય એવા સર્વ ભક્ષક વહ્નિને પોતાનો પતિ કરવા માટે શા માટે કહી રહિ છો તું લક્ષ્ય પૂર્વક વિચાર કરીને જો; તે જયાં જાય ત્યાં રસ્તો કૃષ્ણવર્ણ બની જાય; તેને વાહન તો મેંઢા–ઘેટાનું છે. વળી તે કેવો આતુર છે તેનો પણ ખ્યાલ કર. તે અગ્નિને સાત જિહ્વાઓ છે. અને ધુમ્ર તો કાયમ તેના મુખમાંજ રહ્યા કરે છે. ખેદની વાત છે કે તારી આવી પ્રતિજ્ઞા સભળીને આ મોટું કષ્ટ (!) અમારે માથે આવી પડયું છે. ' સ્ત્રીઓનું ચિત્ત એવા કુરૂપ (!) પુરૂષમાં તથા મંદ જનમાંજ જાય છે, ઉચ્ચ એવા હિમાલયથી નીચ સ્થળ એવા સમુદ્ર પ્રત્યે જતી ગંગા ત્રણે લોકોમાં પાવન (!) ગણાય છે. તે સર્વે સ્ત્રીઓનાં આવાં કઠોર વચનો સાંભળીને સત્વર સંગળ સ્નાન કરવા લાગી. સ્નાન કરીને પવિત્ર થયા પછી શુભ્ર વસ્નો પહેર્યાં અને હુતાશન અગ્નિનું સ્થાપન કર્યું, અને વેદ–પાઠી બ્રાહ્મણોને બોલાવીને અગ્નિ નારાયણનું એક ઉપવનમાં રહીને ધ્યાન કરવા લાગી. તે કુમારી સ્વાહાએ પ્રેરેલા યાજ્ઞિક બ્રાહ્મણોદ્વારા અગ્નિમાં અગર ચન્દન, ઘૃત અને રમ્ય પાયસ તથા સાકર, શેરડીના કટકાઓ મધ, દ્રાક્ષા તથા તિલોને કપુર, શ્રેષ્ઠ તામ્બૂલ, લવંગ અને જાતિફળને તથા રંભા ફળો (કેળાં ને અગ્નિના સ્તવનરૂપ વેદ મન્ત્રોનો ઉચ્ચાર કરાવીને હોમ કરવા લાગી. બાલા એવી તે રાજકુમારી " સ્વાહા" રણકાર કરતા કંકણ અને નુપુર– ઝાંઝરોને પહેરીને મુકતા માળાને હાથમાં ગ્રહીને અને પોતાની પ્રિય સખીઓને સાથમાં રાખીને ' હુતાશન 'ની ઉપાસના કરવા લાગી ! ઘણોએક સમય આ પ્રમાણે ઉપાસના કરતાં કરતાં વીતી ગયા પછી,

નારદ મુનિએ અગ્નિને આ સ્વાહાના ઉગ્ર ઉપાસનની વાત પ્રકટ કરી, નારદજી પાસેથી આ વાત અગ્નિ નારાયણે જાણીને, અગ્નિ બ્રાહ્મણનું રૂપ લઇને નીલધ્વજ રાજા પાસે આવ્યા, નીલધ્વજે તે બ્રાહ્મણ સ્વરૂપ અગ્નિનું પૂજન અને સ્વાગત કર્યું, તથા અર્ઘ આપીને પોતાના અર્ધાસન ઉપર બેસાર્યા, અને નીલધ્વજ તેને આદર પૂર્વક પુછવા લાગ્યો, હે મુનિજી ! આપ કયાંથી પધાર્યા છો ? મને કાંઇપણ આજ્ઞા આપો કે આપની આજ્ઞાનું હું કેવી રીતે પાલન કરૂં ? બ્રાહ્મણસ્વરૂપને ધારણ કરીને આવેલા તે અગ્નિએ નીલધ્વજનું આવું વિનીત વાકય સાંભળીને ઉત્તર આપ્યો કે હે રાજન્ ! શાણ્ડિલ્ય ગોત્રમાં જન્મ પામેલા અને તારી કન્યાને માટે આંહિ આવેલા મને તું બ્રાહ્મણ જાણ, તારા ઘરમાં એક સુંદર બાલા-કુંવારી છે, તે કન્યાને તું મારી સાથે પરણાવ ! વિપ્રસ્વરૂપે આવેલા અગ્નિનું આવું વચન સાંભળીને રાજા તેને કહેવા લાગ્યો કે- હે દ્વિજ ભૂષણ ! મારી તે કન્યા મનુષ્ય-વરને વરવા નથી ઇચ્છતી તે સ્વાહા નામની કન્યા તો અગ્નિ નારાયણને વરવા ઉત્સુક છે ! આપની ઇચ્છા મારી કન્યાનેજ વરવાની હોય, તો હું બીજી કન્યા આપને આપું છું તેનો સ્વીકાર કરો. નીલધ્વજનું આવું વચન સાંભળી, બ્રાહ્મણ સ્વરૂપે આવેલા અગ્નિએ પોતાનો ભેદ ખુલ્લો કરીને કહ્યું કે હે રાજન્ ! બ્રાહ્મણરૂપે તારે આંગણે આવેલા મને તું સાક્ષાત્ અગ્નિ જાણ. સ્વાહાની મોટી પ્રતિજ્ઞાથી હું પ્રસન્ન થયો છું અને તેના મનોરથને પૂર્ણ કરવા માટે અહિં આવેલો છું ! બ્રાહ્મણ સ્વરૂપે આવેલા અગ્નિનું આ વચન સાંભળીને, સભાજનો મન્દ-હાસ્ય કરવા લાગ્યા અને ત્યાંજ બેઠેલા નીલધ્વજને વિસ્મિત થઇને કહેવા લાગ્યા આપની સ્વાહા કન્યાને માટેજ જો આ બ્રાહ્મણ પાવક થઇ શકતો હોય તો હે રાજન્ ! પાવકનાથ-અગ્નિની પૂર્ણ ખાત્રી કર્યા સિવાય આ સ્વાહા કન્યા કોઇને પણ ન આપવી ! આપણો પ્રધાન આ બ્રાહ્મણની સારી રીતે પરીક્ષા કરવાને શું નથી જાણી શકતા ? સભાજનોનું આ પ્રકારનું વાકય સાંભળીને, બુદ્ધિમાન્ પ્રધાન તે બ્રાહ્મણ સ્વરૂપ અગ્નિને કહેવા લાગ્યો કે-હે દ્વિજવર્ય ! આપ સ્વયં અગ્નિજ છો એમ અમો સર્વે આપને જાણી શકતા નથી ! હે વિભો ! આપ પોતાના પાવક સ્વરૂપનું અમને દર્શન કરાવો, પ્રધાનનું આ વાકય સાંભળીને તે બ્રાહ્મણના મુખમાંથી અગ્નિ જવાલાની પંકિતઓ રૂપે નીકળવા લાગ્યો અને કુપિત થઇને તે સમયે પ્રધાનની મૂછ અને દાઢી વગેરે બાળી મૂકયાં ! પ્રધાન જ્યારે બળવા લાગ્યો ત્યારે સર્વે સભાજનો કંપવા લાગ્યા ! ચતુર નીલધ્વજ રાજાએ તે ક્ષણે 'વાહ્ન સૂક્ત' ભણીને અગ્નિને શાન્ત કર્યો, હે જનમેજય રાજન્ ! એ અરસામાં એક મોટો સરસ વિનોદ થયો ! સ્વાહા કન્યાની માશી નીલધ્વજ પાસે આવીને કહેવા લાગી કે હે રાજન્ ! આ બ્રાહ્મણને તું પોતાની સ્વાહા કન્યા કદાપિ ન આપતો હો ! બ્રાહ્મણ ઐન્દ્ર જાલિકની માફક પોતાના અંગોમાંથી અગ્નિને દર્શાવી શકે છે ! નીલધ્વજ રાજા પોતાની સાળીનું આ વચન સાંભળીને તેણીને હસતો હોય તેમ કહેવા લાગ્યો કે હે ભદ્રે આ મારા જમાઇ ( અગ્નિ ) ને તું પોતાને ઘેર લઇ જા; અને હે વિશાલાક્ષિ ! તે બ્રાહ્મણ છે કે સ્વયં અગ્નિ છે, તેની તું

પરીક્ષા કર. નીલધ્વજનું આ વાકય સાંભળીને તેની સાળી તે અગ્નિ બ્રાહ્મણને સાથે લઈને પોતાને ઘેર ગઈ અને કહેવા લાગી કે હે વિપ્ર! તમો તમારા સ્વરૂપની (અનાદિ) પરીક્ષા મને આપો! નીલધ્વજની સાળીનું આ વચન સાંભળીને અગ્નિ કોપાયમાન્ થયો અને સુંદર ચિત્રોથી અને કારીગરીઓથી સુશોભિત તેણીના મહેલને બાળી મુકયો! અને તે મહેલના સુંદર દરવાજાને કે જેમાં સુન્દર વસ્રો અને વિચિત્ર રત્નો ભરેલાં હતાં તેને પણ પોતાની લીલાને આધીન કર્યો! અન અગ્નિ ભયંકર સ્વરૂપ ધારણ કરીને 'ઉભી રહે ઉભી રહે' એવું વચન કહેવા લાગ્યો. અત્યંત સુંદર એવી તેણીની મુખ્ય સાડીને પણ બાળી નાખી! પોતાની બળતી સાડીનો ત્યાગ કરીને નગ્ન થઇને તે નીલધ્વજની સાળી આમતેમ ઘણુંજ દોડી જવા લાગી! હે રાજન્ તે નીલધ્વજની સાળીના મહેલમાંજ કોલાહલ વધી પડયો અને અગ્નિના ભયથી પીડિત થયેલા સર્વે નગર જનો સ્વાહાની માશીના મંદિર પ્રત્યે અગ્નિ શાન્ત્યર્થે દોડવા લાગ્યા, નીલધ્વજની તે સાળી. સારી રીતે રાગ કાઢીને રડતી રડતી રાજ ભવન સુધી આવી પહોંચી અને કહેવા લાગી કે હે નૃપ! મને બાળી દેતા તે (તારા જમાઇ) અગ્નિનું મારા ઘરમાંથી વારણ કર.

પોતાની સાળીનું દીન વચન સાંભળીને નીલધ્વજ તેણીને કહેવા લાગ્યો કે હે ભદ્રે! તેં તો થોડાજ સમયમાં અગ્નિની પરીક્ષા લઇ લીધી હો! એક ક્ષણમાં હું પણ આ બ્રાહ્મણની પરીક્ષા લઉં ત્યાં સુધી તું આની શાન્તિની રાહ જો. નીલધ્વજનું આવું પ્રહસન સાંભળી, તેની સાળી કહેવા લાગી–હે રાજન્! તમોએ બહુ સારૂં કર્યું! આ બ્રાહ્મણ (અગ્નિ) તમારા જમાઇ થઇને રહો એ અરસામાં નીલધ્વજે અગ્નિને બોલાવીને તેની સાથે સંકેત કર્યો કે હે વિભાવસો! આપે મારા નગરમાંથી કદાપિ બહાર ન જવું જોઇએ! હે વિભો! આ પ્રતિજ્ઞા જો આપને અભિમત હોય, તો હું મારી સ્વાહા નામની કન્યા આપને આપવા તૈયાર થઇશ. હે પાવક! મારા રાષ્ટ્રમાં જે મારા શત્રુઓ યુદ્ધ કરવા માટે રણભૂમિમાં આવે તે સર્વે શત્રુઓને આપે મેં આપેલી આજ્ઞાથી તમારે બાળી મૂકવા.

નીલધ્વજ રાજાનું આવું વચન સાંભળીને પ્રધાન તેને કહેવા લાગ્યો કે 'આપ આ શું કરો છો? ' કે સર્વદા પોતાના ઘરમાં અગ્નિ–જમાઈને ઘર–જમાઇ તરીકે રાખવા ધારો છો? હે નરાધિપ! સ્વાહાનું પાણિગ્રહણ કરાવીને તે અગ્નિનારાયણને પોતાને સ્થાને જવાદોને! પ્રધાનનું આવું વચન સાંભળીને નીલધ્વજ તેને કહેવા લ ગ્યો–"જયાંસુધી આ અગ્નિ મારે ત્યાં 'ઘરજમાઇ' થઇને નહીં રહે ત્યાંસુધીજ આ અગ્નિનું મહાતેજ આપણને દૃષ્ટિગોચર થાય છે એમાં કાંઈ સંશય નથી. જયારે અગ્નિ આપણે ત્યાં ઘરજમાઈ થઇને રહેશે કે તુરતજ તેનું તેજ ક્ષીણ થઇ જશે. વળી અગ્નિને ઘર જમાઇ રાખવાથી આપણી માહિષ્મતી નગરીનું રક્ષણ પણ સારી રીતે થઈ શકશે. હે સચિવ! હું આ અગ્નિને વચનથી તો હાલ કન્યા આપી ચુકયો છું

તે નીલધ્વજ રાજાએ, ત્યાર પછી સારા લગ્નમાં પોતાની સ્વાહા નામની કન્યાનું તે સમયે પાણિ–ગ્રહણ કરાવ્યું! સ્વાહાનું અગ્નિ સાથે પાણિ ગ્રહણ થઈ રહ્યા પછી અગ્નિ, નીલધ્વજ રાજાના મહેલમાં સુખ પુર્વક રહેવા લાગ્યા, અને

પ્રસંગ આવ્યો ત્યારે અર્જુન સાથેના યુદ્ધમાં પોતાના જમાઈ અગ્નિનું અનુસન્ધાન કર્યું. હે મહાબુદ્ધિ જનમેજય રાજન્! તે નીલધ્વજ રાજાને ઘેર અગ્નિ જમાઈ તરીકે રહ્યાનું જે કારણ પુછયું હતું તે મેં તને સર્વ કહી સંભળાવ્યું ત્યાર પછી આગળ જે થયું તે સર્વ વૃત્તાન્ત હું તને કહું તે સાંભળ—

અર્જુનની પ્રાર્થનારૂપ તે વચન સાંભળીને નીલધ્વજ રાજાના જામાતા તે વહ્નિ પુનઃ પ્રદીપ્ત થવા લાગ્યા! અર્જુને અગ્નિનું આવું ભયંકર સ્વરૂપ જોઇને 'નારાયણાસ્ત્ર' નું ચિન્તન કર્યું ત્યાર પછી અર્જુને નારાયણાસ્ત્રનું અનુસન્ધાન કરેલું જોઇને, અગ્નિ શાન્ત થયો અને અર્જુનની સમીપ આવીને ઉભો રહ્યો! અને અર્જુનની સમક્ષ પોતાનું નીલધ્વજ રાજાને ત્યાં ઘર જમાઈ રહેવાનું બીભત્સ કારણ કહી સંભળાવા લાગ્યો અને કહેવા લાગ્યો-હે પાર્થ! તારી ઉપર આ સમયે મેં દંડ કર્યો છે. હે ધનંજય! પુંડરીકાક્ષ શ્રી કૃષ્ણ સર્વદા તમારા સમીપમાં હોવા છતાં, જો તું યુધિષ્ઠિર રાજાને અશ્વમેધ-યજ્ઞથી પાવન કરવા ચાહતો હો, તો તે તારી ભૂલ છે! યજ્ઞો, દેવો કે વેદ મંત્રો તે હરિ-શ્રી કૃષ્ણ વિના કોઇને પણ પાવન કરવાને સમર્થ થઈ શકતા નથી, પરંતુ તારો મા-ધવ શ્રી કૃષ્ણમાં એવો વિશ્વાસ જ કયાં છે? આપ ક્ષીર સાગરને પામીને એક ન્હાનીશી બકરીને દોહવાની શું ઈચ્છા રાખો છો? ઉદિત થયેલા સૂર્યનો ત્યાગ કરીને ખ-દ્યોત પતંગીઆની ઈચ્છા શા માટે ધરાવો છો? તે હું સમજી શકતો નથી? હે વીર અર્જુન! તું મારો સમપ્રાણ મિત્ર છો! હું કાંઇ ત્હારો કૃતઘ્ન નથી! તારા સૈન્ય ઉપર આક્રમણ કરીને મેં તે સર્વ સૈન્યનો રણમાં નાશ કર્યો છે તથાપિ હે પાંડવ! તું જો પ્રથમ નારાયણાસ્ત્રનું અનુસન્ધાન કરતો હો તો પણ મારાથી આ સૈન્યનો કોઇ પ્રકારે આ રણભૂમિમાં ત્રાસ થઈ શકે એમ નથી! સંસારના તાપથી રહિત હોઈ જે વીરો જનાર્દન શ્રી કૃષ્ણનું સ્મરણ કરે છે તે સૈનિકોનો મારાથી ત્રાસ કેમ થઈ શકે વારૂ? માટે હે ધનંજય! આ તારૂં સર્વસૈન્ય પુનઃ મારી દાઢમાં બીજવાયલુંજ રહો, કારણ કે નીલધ્વજ રાજા આંહિ મને યોજીને રાજ-ભવનમાં ચાલ્યા ગયા છે, તો હું તેની પાસે જઇને આ સર્વ વૃત્તાન્તનું નિવેદન કરૂં! કે જે પ્રમાણે તે રાજા અશ્વશાલાના મધ્ય-ભાગમાં સારી રીતે બાંધેલા આપના તે યજ્ઞિય-અશ્વને લાવી આપે! એ પ્રમાણે કહી ધનંજયને શાન્ત કરીને અગ્નિ નીલધ્વજ રાજાના સમીપમાં જઇને ઉભો રહ્યો. નીલધ્વજના રાજમંદિરમાં આવેલા ઘર જમાઈ (!) તે હુતાશનને જોઇને મદ-ગર્વિત થયેલો આ નીલધ્વજ રાજા, અગ્નિને પુછવા લાગ્યો-હે વ્યાપક સ્વરૂપ સમર્થ અગ્નિ! તે અર્જુનનું સર્વ સૈન્ય શું આપે બાળી મૂકયું? આજ તો આપે રણમાં બહુજ સારી લીલા કરીને? પૃથા પુત્ર તે અર્જુન મારા બાહુઓના પરાક્રમને શું જાણી શકનાર હતો? શું તે પોતાના બળથી યજ્ઞિય અશ્વને લઈ જવા માગે છે? તમારા જેવા પ્રશંસનીય (અગ્નિ) જમાઇને પણ તે જાણતો નથી? મંદ બુદ્ધિ તે અર્જુન શું આપણને જીતીનેજ જઇ શકશે! આ પ્રમાણે નીલધ્વજનું વચન સાંભળીને યુદ્ધમાંથી પોતાની ઉન્નતિને સમજી લેતા તે રાજાને

હર્ષથી રોકતા રોકતા અગ્નિ, તે રાજાને હસતા હસતા કહેવા લાગ્યા. હે નીલધ્વજ રાજન્ જે અર્જુનના ચિત્તમાં સર્વદા સર્વ પાપના હરવાવાળા શ્રી કૃષ્ણ ભીરાજી રહ્યા છે તેવા આ અર્જુનના સૈન્યને રણમાં ખાળવાને કે તેનો નાશ કરવાને કોણ શકિતમાન્ થઈ શકે એમ હતો ! હે નર શાર્દુલ! ઉભોથા અને પાણ્ડુ પુત્ર અર્જુનને શાન્ત કર. આ અર્જુનનો યજ્ઞિય અશ્વ આપી દે, કે જેથી તારૂં કલ્યાણ થાય. શ્રીકૃષ્ણના મિત્ર અને ગાંડીવ જેવા ધનુષ્યને ધારણ કરનાર ધનંજય પાસે હું તે કોણ માત્ર છું ! જે અર્જુનના પ્રતાપી–બાણોએ વજ્ર પતિ–ઇન્દ્રનું ખાંડવ વન પુરી દીધું તે આ અર્જુનની મિત્રાચારી, તમારે ત્યાં ઘર–જમાઇ રહેવાથી ભુલાઇ ગઈ છે ! અગ્નિનું આવું વચન સાંભળીને નીલધ્વજ રાજા તે અગ્નિના વચનને હિતકર માનવા લાગ્યો અને પોતાની પ્રિયા જવાલાને કહેવા લાગ્યો–હે પ્રેયસી ! અર્જુનનો તે યજ્ઞિય–અશ્વ હું તેને ( અર્જુનને ) અર્પણ કરી દઉં છુ ! પોતાના પતિનું આવું વચન સાંભળી સતી–જવાલા તે નીલધ્વજ રાજાને કહેવા લાગી–હે રાજન્ ! આપની પાસે આવું ભયાનક સૈન્ય હોવા છતાં, તે યજ્ઞિય અશ્વને આપ સમરાંગણમાં નિરૂત્સાહી બનીને શા માટે આપીદો છો, તેનું કારણ હું સમજી શકતી નથી તમારે પુત્રો, પૌત્રો, સુહૃદો અને બાંધવો તમને રણમાં સહાય કરી શકે એવા વિદ્યમાન છે.! તેમજ આપ ઘણા શુરવીર તરીકે પ્રખ્ય ત છો, તમારા ખજાનામાં દ્રવ્ય તો માતું પણ નથી ! આપતો ક્ષત્રિય છો ! મનુષ્યોનું જીવન વિશેષે કરિને નિત્ય હોઇ શકતું નથી ! કારણકે પ્રાણીઓનું મૃત્યુ આજ અથવા જીવનનાં સો વર્ષો પુરાં થયા પછી અવશ્ય થનારૂંજ છે. આપે તો રણમાં પરાક્રમજ કરવું જોઇએ, અશ્વ કદાપિ ન સોંપવો એજ મને શ્રેષ્ઠ લાગે છે.

પોતાની પ્રાણવલ્લભા–જવાલાનું આ વચન સાંભળીને, જેની બુદ્ધિ (પ્રિયાના વાકયોથી ) હરાઇ ગઈ છે, એવો નિલધ્વજ રાજા, પુનઃ રણમાં ગયો અને ત્યાં સૈનિકો સહિત જઇને કર્ણને હણનાર–અર્જુનને યુદ્ધભૂમિ ઉપર જોઇને પ્રસન્ન થયો. નિલધ્વજ રાજાના રણમાં ગયા પછી અર્જુને તેને રણ–ભૂમિમાં આવેલો જોઇને, ભયંકર–કોપથી આંસુ છોડવા લાગ્યો, અને તે નીલધ્વજના સૈન્યને તીક્ષ્ણ–નારાચોથી અનેક પ્રકારે પ્રહાર કરવા લાગ્યો અસંખ્ય બાણોને છોડીને નીલધ્વજના સૈન્યને આચ્છાદિત કર્યું ! આ ઘટના ઘણીજ આશ્ચર્ય–જનક થઇ પડી ! તે નીલધ્વજ રાજાના પુત્રો, યુદ્ધમાં હણાયા, તથા મહા બલવાન્ ભાઇઓ પણ તે યુદ્ધમાં માર્યા ગયા. નીલધ્વજના રથ ભાંગી ગયો અને સારથિ ધરણી ઉપર ઢળી પડયો. યુદ્ધના પ્રારંભમાં કરેલી પોતાની દુર્દશા ( ! ) નું સ્મરણ કરતા તે અર્જુને પોતાના શૌર્યથી તે નીલધ્વજને રથ ઉપર પછાડયો અને મૂર્છા પમાડયો ! તેનો બીજો સારથિ રથમાં મૂર્છા પામેલા તે નીલધ્વજને રણ–ભૂમિમાંથી રાજ–ભુવનમાં લઇ જવા લાગ્યો, પછી રાત્રિ થઈ અને નીલધ્વજ પોતાના રાજ–ભુવનમાં પહોંચ્યો, તથા પોતાની સ્ત્રીને, કુપિત થઇને ઠપકો આપતો હોય તેમ કહેવા લાગ્યો. હે જવાલા ! તેં મને એવી દુષ્ટ સંમતિ આપી કે જેથી મારા મિત્રો વગેરે યુદ્ધમાં મરાયા, હે દુષ્ટે

તું મારા ભવનમાં રહે અથવા જા. હવે હું તે યજ્ઞિય–અશ્વને અર્જુનને આપી દઉંછું. એ પ્રમાણે જ્વાલાને કહિને તથા યજ્ઞિય–અશ્વને સાથે લઇને, નીલધ્વજ રાજા પોતાના પ્રધાનની સાથે અસંખ્ય રત્નોને, સુવર્ણ, હજારો સ્રીઓ અને વિવિધ વસ્રો ને પણ સાથે લઇને, જ્યાં આ વિજયી પાર્થ વ્યવસ્થા પૂર્વક ઉભો હતો, તે સ્થળમાં જઇ પહોંચ્યો, અર્જુનને વિનય–પૂર્વક નમસ્કાર કરીને પોતે કરેલી ભુલની અર્જુન પાસે માફી માગતો માગતો નીચે પ્રમાણે કહેવા લાગ્યો—

હે મહાબાહુ, પૃથાપુત્ર, વીર–અર્જુન! મને આજ્ઞા આપો ! આપનું હિત હું કેવી રીતે કરૂં ! નીલધ્વજનું વિનય-ભરેલું આ વાક્ય સાંભળી અર્જુન તેને કહેવા લાગ્યો હે–ભૂપતે ! આપ વીર છો, આ રાષ્ટ્રમાં મારી સાથે રહિને આપ મારા યજ્ઞિય–અશ્વનું પાલન કરો, નીલધ્વજ અને અર્જુનના ચિત્તનું સમાધાન થયા પછી અર્જુનનો અશ્વ દક્ષિણ–દિશામાં મુખ રાખીને ચાલવા લાગ્યો. નીલધ્વજની સાથે અર્જુન પણ પાછળ પાછળ ચાલવા લાગ્યો, નીલધ્વજની જ્વાલા નામની રાણી, પોતાના પતિના પરાભવથી કુપિત થઇને પોતાના ભાઈ ' ઉલ્કામુખ ' ના નગર પ્રત્યે ચાલી નીકળી, ચોરોથી વ્યાપ્ત એવા પ્રદેશમાં પોતાના ભાઇની પાસે આવીને રડતી રડતી તે જ્વાલા તેને નમસ્કાર કરીને રોષથી નીચે પ્રમાણે વાક્યો કહેવા લાગી —

" હે ભાઈ! અર્જુને મારા પ્રદેશમાં આવીને પોતાના પરાક્રમથી મારો મહેલ બાળી નાંખ્યો, મારા સ્વામીને જીતી લીધો મારા પુત્રો અને દીયરોને હણી નાંખ્યા તથા તેજસ્વી સૈન્યનો નાશ કર્યો, અને અમોએ હરી લીધેલા પોતાના યજ્ઞિય અશ્વને લઇ ગયો તથા મારા સ્વામી નીલધ્વજ રાજાને પોતાના સૈન્યનો અગ્રેસર કર્યો છે ! તો હે વીર ભ્રાતા ! તું મારા માટે તે અર્જુનનો રણમાં નાશ કરે, તોજ મારા સુહૃદ્ સમાન તું સાચો ભાઇ કહેવાય, તે કાર્ય કર્યા સિવાય મારાં આંસુડાંઓને હું લુછવાની નથી ! "

ઉલ્મુકે દૂતના વાક્યદ્વારા જ્વાલાની આ સર્વ હકીકત જાણીને, પોતાની ભગિનીને શાન્ત કરતો હોય તેમ પ્રત્યુત્તર આપવા લાગ્યો. હે ભદ્ર તું આ મારા નગરમાં હાલ રહે અને આ સર્વમંડળ તારૂંજ છે. એમ તું જાણ. હે માત ! સમય આવતાં તારૂં જે ઈષ્ટ હશે તે સર્વ હું તને કરી બતાવીશ, ઉલ્મુકનું આવું વચન સાંભળીને જ્વાલા તેને કહેવા લાગી-શું અર્જુનનું વૈર લેવાને તું આજ નથી જઈ શકતો ? આ વચન સાંભળીને ઉલ્મુક રાજા ક્રોધાયમાન થયો અને જ્વાલાને કહેવા લાગ્યો. હે દુષ્ટે જે પ્રમાણે તેં અર્જુન પાસે પોતાના ભવનનો નાશ કરાવ્યો તે પ્રમાણે મારા ભવનની પણ તેવીજ દુર્દશા કરાવવી છે કે ? મારા ઘરમાંથી હે દુષ્ટા ! તું બહાર નીકળ. પોતાના ભાઈ ઉલ્મુક રાજાનું આવું કઠોર (!) વચન સાંભળીને જ્વાલા પોતાના ભાઇનો ત્યાગ કરીને ચાલી નીકળી અને ગંગાજીના તીર ઉપર આવી પહોંચી, નૌકામાં બેસીને સામે કિનારે જતી જતી તે જ્વાલા બોલવા લાગી. આ મારા ડાબા–ચરણમાં ગંગાજળનો સ્પર્શ થયો, છે, હું માનું છું કે આ ગંગાજળના સ્પર્શ થકી (!) હાલ મને પાતક લાગ્યું, એમાં કાંઇ સંશય નથી ! જ્વાલાનું આવું વાક્ય સાંભળી ગંગાતટ સમીપ બેઠેલા

શ્રોત્રિય-જના ઘણાજ કુપિત થયા! અને કહેવા લાગ્યા કે હે દુષ્ટે! નૌકામાં બેસીને આવું ભયંકર વચન તું શાને માટે બોલે છો? મોહિત થયેલી તું આ ગંગા જલના સર્વ પાપોને ક્ષય કરનારા પ્રભાવને જાણતીજ નથી! જે ગંગાજીમાં સ્નાન કરવાથીજ જેઓ મહા પાતકીઓ હોય છે, તેઓ પોતાના પાપોના સમૂહોને ત્યાગીને વિષ્ણુ-લોકમાં જાય છે! એટલું જ નહી; પરંતુ કેવળ ગંગાજીના નામનો ઉચ્ચાર કરનારાઓ, નરકમાં નિવાસ કરી શકતાજ નથી! આ પ્રમાણે ગંગાતટ ઉપર વૈદિક બ્રાહ્મણોનો અને જવાલાનો સંવાદ ચાલી રહ્યો હતો, તે અરસામાં, મંગલ કરનારી કલ્યાણી-ગંગા-દેવી પ્રકટ થયાં! અને તે જવાલાને કહેવા લાગ્યાં-તું આ શું બોલી રહિ છો? ગંગાજીનું આ વાકય સાંભળી જવાલા તે ગંગા-દેવીને કહેવા લાગી, હે પુત્ર રહિત ગંગા! મારા વાકયને તું સાંભળ, તેં પૂર્વે સાત પુત્રો તો જળમાં મારી નાંખ્યા છે! શંતનુએ પ્રાર્થના કરાએલો અને કામ વગેરે સર્વ વિકારોને જીતનાર જે તારો ભીષ્મ નામે પુત્ર હતો તેને પૃથા પુત્ર અર્જુને શીખંડીને આગળ કરીને પોતાના બાણવડે સ્વધામ પહોંચાડી દીધો છે! માટે પુત્ર રહિત તારૂં ( ગંગાજીનું ) જલ આ સ્થળે અદૂષિત થયું હોય, એમ હું માનું છું. પોતાના પુત્ર ભીષ્મને મારનાર અર્જુન છે, તે વૃત્તાન્ત, જવાલા પાસેથી સાંભળીને ગંગાજીના ચિત્તમાં ભયંકર આઘાત થયો અને અર્જુન ઉપર અત્યન્ત ક્રોધી થયાં! તથા અર્જુનને શ્રાપ આપ્યો કે ' અર્જુનનું મસ્તક આજથી છઠે મહિને પડો ' આ પ્રમાણે અર્જુન પાસેથી પોતાના વૈરનો બદલો લેવા, ગંગાજીને ઉશ્કેરીને તેની પાસે અર્જુનને શાપ અપાવ્યા પછી તે દુષ્ટ-જ્વાલા અગ્નિમાં પડી (!) અને ભયાનક બાણ થઈને, બભ્રુવાહનના ભાથામાં અર્જુનના મૃત્યુને કારણે પ્રવેશ કર્યો! ૧૫



## પ્રકરણ ૧૬ મું.

### શિલાનો મોક્ષ (!)

શ્રી કૃષ્ણના ચરણારવિન્દોનો આશ્રય કરનાર તે અર્જુન હર્ષ પૂર્વક તે યજ્ઞિય-અશ્વને જોતો જોતો નીલધ્વજના નગરથી આગળ ચાલવા લાગ્યો. હે રાજેન્દ્ર! તે યજ્ઞિય-અશ્વે માહિષ્મતીમાંથી આગળ નીકળીને, અનેક અર્જુન નામના વૃક્ષોથી અને દેવોથી વ્યાપ્ત એવા વિન્ધ્યાચલમાં પ્રવેશ કર્યો, અર્જુન તે અશ્વની પાછળ ચાલ્યો આવતો હતો અને તેનું સૈન્ય તેની પાછળ વૃક્ષોના ચુરેચુરા કરતું ધસ્યું આવતું હતું. તે વિન્ધ્યાચલનો માર્ગ વિષમ હતો છતાં અર્જુનના સૈન્યના ચાલવાથી તે માર્ગ અન્ય-પથિકોને માટે પણ ઘણોજ સરલ થઇ ગયો, વિન્ધ્યાચલના વનના દેવતાઓ વનમાં આવી પહોંચેલા તે અર્જુનને તથા પવિત્ર યજ્ઞિય-અશ્વને જોવા લાગ્યા, તથા વનની પંક્તિઓ પણ અર્જુનને અને તે અશ્વને જોવા લાગી. રસ્તામાં ચાલ્યા જતા તે યજ્ઞિય-અશ્વે એક યોજન સુધી લાંબી પડેલી એક શિલાને જોઈ અને તે શિલામાં વિસ્મિત થઇને પોતાના અંગનું તે યજ્ઞિય અશ્વ ઘર્ષણ કરવા લાગ્યો. પહેલાં તો શ્રી રામચન્દ્રનો તે શિલાને સ્પર્શ થવાથી તે

શિલા શિલા મટીને સ્ત્રી પણાને પામી હતી. એમ માનીને મન્દ ગતિ ( બુદ્ધિ ) વાળા તે અશ્વે તે સમયે શિલાનો સ્પર્શ કર્યો. સ્પર્શ કરતાંજ તે અશ્વ વજ્ર લેપને પામ્યો-તે શિલાને ચોંટી ગયો-અને એક પગલું પણ ચાલવાને શક્તિમાન્ ન થયો. આ સંસારમાં ઘણાએક કેવલ નામની સમાનતાથીજ હરિની સમાનતાને પામે છે, અને ઇશ્વરનું આરાધન કર્યા સિવાય પણ જડ-દેહધારીઓ (!) એવી અવસ્થાને ભોગવે છે. અશ્વના સેવકો તે યજ્ઞિય-અશ્વને, જડીભૂત થયેલો જોઇને ખડખડાટ ગર્જના કરવા લાગ્યા, અને ઘણાએક સૈનિકો આ દૃશ્યને જોઇને હાસ કરવા લાગ્યા, સૈનિકોમાંના ઘણાએક તો એમ પણ કહેવા લાગ્યા કે શિલા સાથેના સંઘર્ષણ સુખથી આ અશ્વ, લીન-સ્તબ્ધ થયો છે કે શું? એમ પણ બોલવા લાગ્યા, ઘણા સૈનિકો અર્જુન પાસે જઇને કહેવા લાગ્યા કે 'યજ્ઞિય -અશ્વ મરણ પામ્યો છે' શિલા સાથે અથડાઇને અશ્વ સ્વયં અશ્વમેધ-યજ્ઞ રૂપ થઈ ગયો! તે સૈનિકોનું આવું વચન સાંભળીને અર્જુન, કૃષ્ણતા-ખેદ પણાને પામ્યો! પ્રદ્યુમ્ન સહિત તે શિલા પાસે આવીને તે અર્જુને યજ્ઞિય અશ્વને તેવી સ્થિતિ પામેલો જોઇને અત્યંત આશ્ચર્ય પામ્યો. અને રાત્રિમાં જેમ કમળ-ગ્લાનિ પામે, કરમાઈ જાય. તેમ ગ્લાનિ પામવા લાગ્યો! તથા ભીમનો ન્હાનો ભાઇ તે અર્જુન સૈનિકો પ્રત્યે કહેવા લાગ્યો-આ યજ્ઞિય-અશ્વને શિલા થકી છુટો કરો, છુટો કરો, આ પ્રમાણે અર્જુને પ્રેરેલા તે વીર નરો સ્થુલ-ચાબુકો લઇને તે અશ્વ પ્રત્યે દોડી ગયા અને બળ પૂર્વક તે અશ્વને તાડન કરવા લાગ્યા. તે સર્વે કોઈ મુષ્ટિ પ્રહારોથી, તો કોઈ પોતાના જાનુઓ ( ગોઠણો ) થી તે અશ્વને-પુંછલે પડેલા પશુની માફક તે શિલાથકી છુટો કરવા માટે પ્રહાર કરવા લાગ્યા! જેમ વિષ્ણુનો ભક્ત, ગમે તેટલા પ્રહારો કરવાથી કે આપત્તિઓ તુટી પડવાથી શ્રી વિષ્ણુના સેવનથી જેમ જુદો ન પડી શકે, તેમ તે નરવીરોના અનેક પ્રહારોથી પણ તે યજ્ઞિય-અશ્વ શિલા થકી છુટો ન થઈ શક્યો! જ્યારે અર્જુનના સૈનિકોનું સામર્થ્ય તે અશ્વને શિલાથકી છુટો કરવામાં વ્યર્થ ગયું, ત્યારે મહાત્મા-અર્જુને પોતાના ગુપ્ત ચારો ( છુપા-નોકર ) ને આ શિલા કોણ છે? અને કયા પ્રકારની છે તે જાણી લેવા માટે મુનિઓ પ્રત્યે ત્વરિત રવાના કરવામાં આવ્યા. તે ગુપ્ત ચરોએ થોડેક દૂર જતાં લીલા પત્રો વાળા વૃક્ષોથી વ્યાપ્ત એક રમ્ય-આશ્રમને ત્યાં આગળ જોયો, જે આશ્રમમાં, સાલ, તાલ, તમાલ અને સુન્દર કર્ણિકાર વૃક્ષો, તથા રસાલ બકુલો નાલિકેરો, અને કેસર સહિત સુપુષ્પિત વૃક્ષો તથા વિચિત્ર સરસી નામનાં વૃક્ષો, એવાં અનેક વૃક્ષો શોભી રહ્યાં હતાં, તથા જે આશ્રમમાં વ્યાઘ્રો સાથે ગાય વગેરે પશુઓ એક-બીજાથી કોઈ પણ જાતની બાધા સિવાય હળી મળીને ફરતાં દૃષ્ટિ ગોચર થતાં હતાં. તથા જે આશ્રમમાં માર્જારના મુખની દંષ્ટ્રાઓમાં મૂષકો નિર્ભય થઇને પોતાના શરીરને ઘસતા હતા. અને સર્પો નકુલો સાથે ફરતા છતાં પણ જે આશ્રમમાં વૈરભાવ દૃષ્ટિગોચર થતો ન હતો. મોટા મત્સ્યો બાલક મત્સ્ય ન્હાની માછલીઓને ગળી જવા માટે સાહસ ન કરી શકતા, તથા ઉલુકો (ઘુવડો) કાગડાના ટોળાની સાથે દિવસે પણ નિર્ભય

થઈને ફરી શકતા હતા. અને અન્ય ક્રૂર પશુઓ, સૌમ્ય પ્રાણીઓ સાથે મળેલાં હોઈ, પ્રસિદ્ધ તેજસ્વી તે સૌભરિ ઋષિના પ્રભાવથી ભય રહિત થઇને વિચરી શકતા હતા. અર્જુને મોકલેલા તે શુભ ચરોએ પોતાની દૃષ્ટિઓ વડે તે આશ્રમને અને સૌરભિમુનિને જોયા અને પ્રસન્ન થયા, અને હર્ષથી ઉભરાઇને આ સૌભરિ ઋષિની અને તેના સુંદર આશ્રમની અર્જુનને વાત કરવા લાગ્યા.

આશ્રમ અને સૌભરિ ઋષિની વાત જાણીને મહાબાહુ અર્જુન, યૌવનાશ્વ, વૃષકેતુ, સાત્યકિ અને શ્રી કૃષ્ણપુત્ર પ્રદ્યુમ્ન એમ પાંચે નરવીરો તે સૌભરિ મુનિ પાસે ગયા. તે ઋષિ પોતાના આશ્રમમાં રહીને શિષ્યોને સદા ઋગ્વેદ સામવેદ અને યજુર્વેદનું અધ્યયન કરાવતા હતા. તથા અનેક ઋષિઓને, વેદાન્ત, સાંખ્ય, ન્યાય મિમાંસા વગેરે દર્શન–શાસ્ત્રો ભણાવતા હતા. અર્જુન સૌભરિ વગેરે ઋષિઓને નમસ્કાર કરીને તે મુનિઓને કહેવા લાગ્યો કે–હે તપસ્વિન્! ધર્મરાજા યુધિષ્ઠિરનો હું ભાઇ અર્જુન છું અને અશ્વમેધ–યજ્ઞના અશ્વનું રક્ષણ કરતો કરતો આ તરફ આવી પહોંચ્યો છું. તે યજ્ઞિય અશ્વ એક શિલામાં ચોંટી ગયો છે, અમો પાંડવોએ રણમાં અમારા શુરા બાંધવ–કૌરવોને રણમાં માર્યા છે; અને તે ગોત્રહત્યાથી થયેલા પાપના નાશને માટે અમારો આ અશ્વમેધ યજ્ઞ આરંભાયો છે, તો તે પાપથી અમો ત્યારેજ છુટા થઇ શકીએ કે આ યજ્ઞિય–અશ્વ શિલા થકી છુટો થાય. હે સમર્થ સૌભરિ ઋષિજી! આ યજ્ઞિય અશ્વ શિલાથકી કેવી રીતે છુટો થાય તે ઉપાય તથા આ ચમત્કારિક–શિલાનું કારણ અમોને આપ કહો.

પોતાના આશ્રમમાં આવેલા અર્જુનનું આવું વાક્ય સાંભળીને અખિલ શાસ્ત્રોના પ્રણેતા સૌભરિ ઋષિજી હસવા લાગ્યા, કે "હે અર્જુન! જે કુરૂક્ષેત્રમાં શ્રી કૃષ્ણના મુખથી ગવાએલી સમગ્ર વાણી–"શ્રીમદ ભગવદ્ ગીતાને" તેં હૃદયમાં યથાર્થ સ્થાન આપ્યું છે. તે ભગવદ્ ગીતાને સાંભળીને તું કહે છે કે "તે કૌરવોને મેં રણમાં માર્યા છે" આ સર્વ વૃત્તાન્ત તું વ્યર્થ બોલે છે. તારો આ અશ્વમેધ યજ્ઞનો શ્રમ વૃથાજ છે. સાક્ષાત્ શ્રી કૃષ્ણ તારી પાસે નિરંતર બિરાજી રહ્યા છે. તે તું જાણતોજ નથી. તેં કૌરવોને યુદ્ધમાં માર્યા છે, તે આ તારો ભ્રમ પણ વૃથાજ છે, કોનાથી કોણ મરાય છે? કોનો કોણ મારનાર છે. અને કોનાવતી કોણ મરી શકે છે. એ પ્રમાણે જે વકતા (જ્ઞાની) બોલે છે તે પુરૂષને વકતા–જ્ઞાની કોણ કહી શકે વારૂ? માટે તું એ સર્વ કાર્યોમાં તને પ્રેરનારનોજ આશ્રય કર."

સૌભરિ ઋષિનું આવું વાક્ય સાંભળી અર્જુન તેમને કહેવા લાગ્યો–હે તપસ્વિજી! કુરૂક્ષેત્રમાં શ્રી કૃષ્ણનું તે વચન (ભગવદ્ગીતા) ધર્મરાજા યુધિષ્ઠિરને દુર કરીને મેં સાંભળી છે. માટે તે શ્રી ગીતાના વચનો મને હૃદયમાં સ્થિર નથી થયાં હે મહામતે! આ મારો ભ્રમ જે પ્રમાણે દૂર થાય તે પ્રમાણે કરો, મનુષ્યોના દેહહૃદયમાં ત્યાં સુધીજ મોહ રહી શકે છે. કે જ્યાં સુધી સાધુ પંડિતોની સંગતિ ન થાય! અર્જુનનું આ વાક્ય સાંભળી સૌભરિ ઋષિ તેને કહેવા લાગ્યાં કે–"આ સંસાર, સમુદ્રો તથા સરિતાઓ, પર્વતો વૃક્ષો, ગુલ્મો, લતાઓ અને સર્વ ચરાચર એ સર્વ હરિ–શ્રી કૃષ્ણની માયા છે, જે

કાંઇ આપણને દૃષ્ટિગોચર થાય છે તે સર્વ અનિત્યજ છે. નિત્ય પદાર્થ તો એકલા મધુસૂદનજ છે. જગતના નાથ એવા તે શ્રી કૃષ્ણનું ધ્યાન કરનારને, એક નહી પણ સો અશ્વમેધ યજ્ઞો કરે તો પણ તે સર્વ વૃથાજ છે, તે હરિ શ્રી કૃષ્ણને પાછળ રાખીને આ પ્રાકૃત યજ્ઞિય-અશ્વને આગળ કરીને જે હેતુથી તું આવ્યો છે, તેથીજ તું શ્રી કૃષ્ણને ભુલી જઇને હે જ્ઞાનમૂઢ અર્જુન ! તમોએ આરંભેલા અશ્વમેધ યજ્ઞની પ્રસંશા કરો છો. અમને તો સત્ય ભાસે છે કે કલ્પવૃક્ષનો ત્યાગ કરીને એરંડ-વૃક્ષની પ્રાપ્તિ માટે તું ઇચ્છા રાખે છે ? ચિન્તામણીને પ્રાપ્ત કરીને સાદા કાચનો સંગ્રહ કરવા જેવી આ તારી ચેષ્ટા છે. અસાર એવા આ સંસારમાં મનુષ્ય દેહવાળો થઇને ઉત્પન્ન થાય છે, તે આ પરૂ રૂધિર અને કફના ગંધવાળા દેહમાં શું તત્ત્વ હોઇ શકે ? પૃથ્વી જલ, તેજ, વાયુ અને આકાશ તથા નિગૂઢ અસ્થિઓ, ત્વચા અને રૂધિર તથા પંચ જ્ઞાનેંદ્રિયો તથા પ્રાણ વગેરે દશ કોશો એ સર્વ પંચમહાભૂતો થકી બને છે. અને તે સર્વ સમુદાયથી હે સવ્યસાચી અર્જુન ! આ દશ્યમાન સ્વરૂપે દેહ ઉત્પન્ન થાય છે. હે અર્જુન ! તને આ દેહની પરિસ્થિતિનું ભાન કરાવીને કહું છું કે-આ દેહ સુરૂપતાને પામેલો છતાં પણ અસ્થિરજ છે તે દેહમાં અત્યંત સુંદર પુરાણ પુરૂષ (જીવાત્મા રૂપે) પેસીને તે જનાર્દન આ સર્વ લીલા કરી રહ્યા છે. તે જનાર્દન શ્રીકૃષ્ણથી પ્રેરાયેલા તમો જો અશ્વમેધ યજ્ઞ કરતા હો તો ભલે કરો, તે વિષ્ણુની માયાજ આ સર્વ કાર્ય કરનારી છે. તેમાં ધર્મરાજા યુધિષ્ટિરનું કર્તૃત્વ છેજ નહી.

સૌભરિ ઋષિનાં આવાં ઉપદેશભર્યાં વચનો સાંભળીને અર્જુન તે મુનિને કહેવા લાગ્યો કે હે ઋષિજી ! આપની પૂર્ણ કૃપાથી અમારી માયા-(અજ્ઞાન) ચાલી જશે એમાં સંશય નથી. પરંતુ હવે આપ અમને તે શિલાનું કારણ વિસ્તાર પૂર્વક કહી સંભળાવો. અર્જુનની તે શિલા વિષેની જીજ્ઞાસા જાણીને તે સૌભરિઋષિ અર્જુનને કહેવા લાગ્યા-હે મહાબાહુ પાર્થ ! આ શિલા પુરા કાળમાં ઉદ્દાલક મુનિની 'ચંડી' નામથી વિખ્યાત બ્રાહ્મણી સ્ત્રી હતી. તેણીના વિવાહ સમયે વેદપાઠી સજ્જન બ્રાહ્મણોએ "તારા ધણીની આજ્ઞા સર્વદા પાળજે" એ પ્રમાણે અગ્નિની સમક્ષ તે ચણ્ડીને પ્રતિજ્ઞાઓ લેવરાવી. તે ચણ્ડી પોતાના બાલ સ્વભાવથી કહેવા લાગી કે-"હે વિપ્રો ! હું કદાપિ મારા પતિનું વાકય માનવાની નથી આપ સર્વેને આ વાત સાચેસાચી કહું છું." તેણીનું આવું વાકય સાંભળીને તે મહોત્સવ પ્રસંગે વિપ્રો કહેવા લાગ્યા કે-આ ચણ્ડી કન્યા આ પ્રમાણે વચનો બોલે છે, એમાં કાંઇપણ વિસ્મય પામવા જેવું નથી. ઉદ્દાલક મુનિ પણ તે ચણ્ડીને પોતાના ગૃહમાં માન આપવા લાગ્યા. હે માનદ અર્જુન તે ચણ્ડી બાલક હોવાથી તેને તે મુનિજી ગૃહકાર્યમાં પ્રેરતા ન હતા. અને મુનિ પોતેજ અગ્નિહોત્રની શુશ્રૂષા કર્યા કરતા હતા. ઘણા દિવસો વીતી જતાં તે ચણ્ડીને પ્રૌઢ થયેલી જાણીને તેણીને ઉદ્દાલક મુનિ કહેવા લાગ્યા કે-હે ચણ્ડી તું કૃષ્ણવર્ત્મા (અગ્નિ)ની સેવા કર, તારૂં કલ્યાણ થશે. તને બહુજ ભણેલા અને પરાક્રમી પુત્રો થશે. ઉદ્દાલક મુનિનું તે વાકય સાંભળીને ક્રોધથી લાલચોળ નેત્રોને બનાવીને તે

ચણ્ડી કહેવા લાગી કે–અગ્નિહોત્રની શુશ્રૂષા હું નહી કરૂં. મારે પુત્રોથી શું પ્રયોજન છે? આ પ્રમાણે ચણ્ડીનો ઉત્તર સાંભળીને તે ઉદ્દાલક મુનિએ જલદી તેની પાસે કમણ્ડલુ મંગાવ્યું. તે કમણ્ડલુને તે ઉગ્રસ્વભાવવાળી ચણ્ડીએ બે હાથથી પકડીને પૃથ્વી ઉપર પછાડયું અને ફોડી નાંખ્યું. આ બનાવ જોઇને તે મુનિ બહુજ વિસ્મય પામ્યા. અને રાત્રિમાં પોતે એકલા હોવાથી શયન ઉપર બેઠા બેઠા તે ચણ્ડીને કહેવા લાગ્યા કે–હવે હું તને કાંઇપણ નહીં કહું તું મારી સાથે શયન ન કરીશ આંહિથી દૂર જા. ઉદ્દાલક મુનિના આ પ્રમાણે કહેવાથી ચંડિકા એકદમ ઘરની બહાર જઇને ઉભી રહી. બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા આ ઉદ્દાલક મુનિ ચંડિકાના આ પ્રકારના વર્તનથી ઘણાજ વિહ્વલ થયા અને ત્રાસ પામ્યા. કાંઇપણ સંધ્યા વગેરે નિત્ય કર્મોમાં તથા પર્વણીઓમાં પિતૃ તર્પણ વગેરે નિત્ય શ્રાદ્ધ વગેરે નૈમિત્તિક કર્મો, તે પોતાની સહધર્મચારિણી-પત્નીની સહાય વિના કરવા શક્તિમાન ન થયા. એક દિવસે તે ઉદ્દાલક મુનિના આશ્રમમાં, મુનિઓમાં શ્રેષ્ઠ એવા કૌણ્ડિન્ય મુનિ તીર્થયાત્રા માટે નીકળેલા હોવાથી પોતાના સદાચારી શિષ્યોને સાથે લઇ ઉદ્દાલકને ત્યાં અતિથિ થયા. ઉદ્દાલક મુનિએ અર્ઘદાન વગેરે સત્કારથી તે કૌણ્ડિન્ય મુનિનું સ્વાગત કર્યું. સત્કાર પામેલા અને સુખપૂર્વક આસન ઉપર બેઠેલા તે કૌણ્ડિન્ય મુનિ તે ઉદ્દાલક મુનિને પુછવા લાગ્યા કે–હે વેદપાઠી ઉદ્દાલકજી! કયા હેતુથી આપ આટલા કૃશ જણાઓ છો? કોઇ મોટી ચિન્તામાં પ્રવૃત્ત થયા છો શું? હે તપોધન! આપને કેટલા પુત્રો અને કન્યા છે? કૌણ્ડિન્ય ઋષિનું આ વચન સાંભળી ઉદ્દાલક તેને કહેવા લાગ્યા કે–મારે પુત્રો અથવા કન્યાઓ કાંઈ પણ નથી, મારી સ્ત્રી બહુજ દુષ્ટ વચનો બોલનારી છે. જે જે કાંઇ કરવાનું હોય તે એ સ્ત્રીને હું વિદિત કરૂં છું ત્યારે તે દુષ્ટા એમાંનું કંઇ પણ કરતીજ નથી, ઉગ્ર સ્વભાવવાળી તે મારી સ્ત્રી મારા એક પણ વચનને કરોડ કલ્પો જતા છતાં પણ માનવાની નથી. થોડાક દિવસો પછી મારા પિતાનું સાંવત્સર શ્રાદ્ધ આવે છે, અને તે શ્રાદ્ધ મારે અવશ્ય કરવુંજ જોઇએ, આ ચિન્તામાંજ હે બ્રહ્મન્! હું આવો કૃશ થઇ ગયો છું, સ્ત્રીને વશ થઇ ગયેલા મને કોઇ પણ પ્રકારનો આપ રસ્તો બતાવો કે તે દુષ્ટ સ્ત્રી સાથે કેવા પ્રકારના વર્તનથી હું મારો ધર્મ અને શ્રેયઃ સાધી શકીશ. ઉદ્દાલક મુનિનો આ પ્રમાણે આલાપ સાંભળી હસતા હસતા કૌણ્ડિન્ય મુનિ તેને કાન પાસે રહીને ધીરેથી કહેવા લાગ્યા કે તારી ઉગ્ર સ્વભાવની તે સ્ત્રી પાસે તું વિપરીત વચનો કહ્યા કર અને આ પ્રમાણે કહે કે–તું અગ્નિ–સેવા ન કર, મને કમણ્ડલુ ન આપ, એ પ્રમાણે હે ઉદ્દાલક! તે સ્ત્રીને તું વિપરીત વચનો કહ્યા કર જેથી તારૂં અભીષ્ટ કાર્ય સિદ્ધ થાય. આ આશ્રમથી બે યોજન દૂર ગૌતમ ઋષિએ પવિત્ર કરેલું એક તીર્થ સ્થળ છે, તેમાં પાવન થઇને અમો થોડાજ સમયમાં આંહિ આવી પહોંચીશું. તમો શ્રાદ્ધનો આરંભ કરો. કૌંડિન્ય ઋષિનું આ પ્રમાણે વચનામૃતનું પાન કરીને તે ઉદ્દાલક મુનિ ચંડીને કહેવા લાગ્યા કે–હે ચંડી આપણા આશ્રમમાં આવતી કાલે પ્રાતઃકાળમાં કૌંડિન્ય ઋષિ આવનાર છે, તે આવે કે

તુરતજ હું તો તેને ઘરની બહાર કાઢી મૂકીશ. તે મુનિ હોય તો ભલે હું તેને ભોજન વસ્ત્રો વગેરે કાંઇપણ કદાપિ આપીશ નહી, ઉદ્દાલક મુનિનું આવું વિપરિત વચન સાંભળી તે (અવળ)ચંડી બોલવા લાગી,–કે, તે કૌંડિન્ય મુનિને હું તો ભોજન કરાવીશ, વસ્ત્રો અને સુંદર પુષ્પોથી તેની અર્ચા તથા આગત સ્વાગત કરીશ. એ પ્રમાણે જ્યારે ચંડિકાના મુખમાંથી વચનો નીકળ્યાં, ત્યારે ઉદ્દાલકમુનિ બહુજ પ્રસન્ન થયા, અને આજ ઉત્તમ બુદ્ધિ–શૈલીથી હું બીજે દિવસે શ્રાદ્ધ કરી શકીશ. એ પ્રમાણે સ્વબુદ્ધિથી નિર્ણય કરીને રાત્રિમાં પોતાની સ્ત્રી ચંડીને કહેવા લાગ્યા કે હે ચંડિ ! તારે આજ મારાથી ઘણે દુર દુર શયન કરવું. એ પ્રમાણે ઉદ્દાલક મુનિએ જ્યારે ચંડિકાને કહ્યું ત્યારે ચંડી એકજ શય્યામાં સુતી. ત્યારપછી તે મુનિએ પુનઃ હર્ષાવિષ્ટ મનવાળા થઇને કહ્યું કે હે ચંડિકે ! આવતી કાલે મારા પિતાના સાંવત્સરિક શ્રાદ્ધનો દિવસ છે. પરંતુ હું તો તે શ્રાદ્ધને કરનારજ નથી. ઉદ્દાલક મુનિનું આવું વિપરીત વચન સાંભળીને તે ચંડિકા કહેવા લાગી કે–પ્રાતઃકાળ થવા દો હું અવશ્ય પિતાના શ્રાદ્ધને યથોચિત કરીશ. કે જેથી મારા શ્વશુરને સુખાન્વિત તૃપ્તિ થાય, વળી ઉદ્દાલક ચંડીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે આજ રાત્રિએ હું કોઇ બ્રાહ્મણને કયાંઈ પણ આમન્ત્રણ આપવા જનાર નથી. હું તો કાણો, લંગડો, કાળા દાંતવાળા અને કુબ્જ બ્રાહ્મણને નોતરી લાવીશ. વળી મૂર્ખ હોય, ચાડીઓ હોય તથા કલહખોર વેદથી રહિત અને જે વિષ્ણુનો ભક્ત નહી હોય તેને, તથા વિકૃત અંગોવાળાને જુગારીને, ધર્મ–કર્મથી નષ્ટ થયેલાને, રોગીને અને વૃષલીપતિને આ શ્રાદ્ધ–પ્રસંગે નિમિન્ત્રણો આપીશ. ઉદ્દાલકનું આ વચન સાંભળીને ચંડિકા કહેવા લાગી કે આજ રાતમાંજ હું તો ઉત્તમ દ્વિજોને વેદપાઠી બ્રાહ્મણોને તથા વેદો અને શાસ્ત્રોના અભ્યાસમાં પાર પહોંચેલાઓને, કુલીન પ્રતિષ્ઠિતોને અને પુત્ર પૌત્ર અને પોતાની સ્ત્રીઓ સહિત બ્રાહ્મણોને આમંત્રણ આપીને પ્રાતઃકાળમાં તે સર્વે બ્રાહ્મણોને અહિં બોલાવી લઇશ. પરંતુ હે મુનિજી હું તમારૂં વચન કદાપિ તથ્ય થવા નહીં દઉં ! ઉદ્દાલક મુનિ ચંડિકાનું હૃદયમાં પ્રસન્ન કરે એવું પોતાના બોલવાથી વિપરીત વચન સાંભળીને કહેવા લાગ્યા કે–હે ચંડિ ! આપણા ગૃહમાં હઠપૂર્વક જો તું શ્રાદ્ધ કરનાર હો તો મારા વાકયનું ઉલ્લંઘન કરીને જે તું આવો મોટો ખર્ચ ( ! ) આદરવા બેઠી છો, તે કાર્ય મને બીલકુલ સુખ આપી શકે એમ સંભવતું નથી 'ભલે તું પ્રબલ થઇને શ્રાદ્ધ કરવાની છે તે તો કરીશજ પણ આ શ્રાદ્ધ પ્રસંગે હું તો કોદ્રવ બંટી વગેરે શ્રાદ્ધમાં અનુપયોગી હોય તેવા અનાજોથી જ ( આપણી સ્થિતિનો વિચાર કરીને ) પિતાનું શ્રાદ્ધ કરીશ મને તો આ પિતાના શ્રાદ્ધ કરવાની શ્રદ્ધા છેજ નહી, માટે કોઇ પણ પ્રકારે તારો આવો આગ્રહ (!) થાય છે તો આ પ્રસંગને જેમ તેમ નિભાવી લઇશું જો આ મારા પિતાના શ્રાદ્ધ પ્રસંગમાં ચણા, ગોળ એવા કોદ્રા મસૂર અને અડદ તથા કળથી અને એવાં અન્ય ધાન્યો, ફોતરા વિનાના ચાવનાલ ( જવ ) તથા મઠ, ખજૂર તથા વિચિત્ર પત્રો વાળાં અન્ય શિમ્બી ધાન્યો તથા

નિન્દિત એવું કોળાં, રતાળુનું શાક, રીંગણાં, ગાજર. તથા બથવો અને કાયફળ કેળું, કાલિંગડા, પિંડી અને પંડોરા, તુમ્બડી ગોળ એવી ઝીંટી તથા તાંદલજાની ભાજી વગેરે સસ્તાં શાકોથીજ ઓછા ખર્ચે આ પ્રસંગ નિભાવીશું ? ઉદ્દાલક મુનિનું આવું વચન સાંભળીને ચંડી તેથી વિપરીત કહેવા લાગી—ગોધૂમ, તણ્ડુલ. મગ અને સુન્દર અડદો લાવીને હું પાયસ —દુધપાક બનાવીશ તથા અડદને ભરડી તેની ખીચી કરીને માંડા—ફાફડા વગેરે તૈયાર કરીશ ગોધૂમના લોટના—ચુરમાના લાડુ તથા સુંદર સૂત્રફેણીઓ બનાવીશ તથા કુમુદ સરખી કાંન્તિવાળો ભાત પણ તયાર કરી રાખીશ, ગાયનું સુંદર ઘી લાવીશ અને ગાયના દુધવતી પાયસ તૈયાર કરીશ, સાકર અને કેળાંઓ હાજર રાખીશ તથા આમ્રફળ—કેરી—ના રસને પણ કાઢી રાખીશ તથા શિંખડ ઘરમાંજ બનાવી રાખીશ અને દિવસના આઠમાં મુહર્ત સમયે—મધ્યાહ્નોત્તર શ્રદ્ધા પૂર્વક વસ્ત્ર સહિત મારા સસરાજીનું શ્રાદ્ધ આપની પાસે કરાવીશ. સાથે દક્ષિણા આપીશ પવિત્ર શાકો તૈયાર કરીશ અને શ્રાદ્ધ પ્રસંગે આપની પાસે ગોદાન અવશ્ય કરાવીશ આ પ્રકારનું ચંડીનું વચન સાંભળીને ઉદ્દાલક મુનિ પોતાની ચંડીને કહેવા લાગ્યા કે પિતૃઓનું શ્રાદ્ધ તું બલાત્કારે મારી પાસે મોટા ખર્ચથી કરાવવા ધારે છો તે મને વ્યાજબી નથી લાગતું એમાં મારૂં અહિતજ છે ! હે સુશોભને તે શ્રાદ્ધ પ્રસંગમાં હુંતો કાળુંજ વસ્ત્ર પહેરીશ અને પુણ્યની ઇચ્છાથી સડેલા તૈલના દીપકો પ્રકટાવીશ મુનિનું આ વચન સાંભળી ચંડી કહેવા લાગી કે—હું આ પ્રસંગે મારા ઘરને મનોહર બનાવીશ અને ચોખ્ખા તલના તૈલના દીપકો પ્રગટાવીશ હું તો આપ કહો છો તેવા નહિ; પરંતુ મેં તૈયાર કરેલા પવિત્ર વસ્ત્રોથી બધો રંગ જમાવીશ. આ પ્રકારે વિપરીત વચનો કહીને ચંડીને પોતાના પક્ષમાં લીધી અને ચિત્તમાં ઘણોજ પ્રસન્ન થયો; પરંતુ જેવો અંદર પ્રસન્ન હતો તેવો દેખાવ બહાર ન જણાવ્યો ! અને ચંડી સાથે વિપરીત-બુદ્ધિથી વર્તીને હે રાજન્ પોતાના પિતાના શ્રાદ્ધની ક્રિયા પૂર્ણ કરિ, હે જનમેજ્ય ! જેટલા અને જેવા બ્રાહ્મણો ચંડીએ કહ્યા હતા તેટલા અને તેવાજ બ્રાહ્મણોને નિમન્ત્રણ આપીને જમાડયા તથા જેટલું બોલી હતી તેટલુંજ ધન અને વસ્ત્રાદિ બ્રાહ્મણોને દક્ષિણામાં આપ્યું ! બ્રાહ્મણોને તૃપ્તિપૂર્વક ભોજન કરાવ્યાં બાદ ઉદ્દાલક મુનિ અને ચંડીએ ભોજન કર્યું. અને જ્યાં રાત્રિ થવા લાગી કે ચંડીની સરલતાના મોહથી તે મુનિ ચંડીને નીચે પ્રમાણે કહેવા લાગ્યા—હે ચંડી આ પિણ્ડોના પડીઆને લઇને તું ગંગાજલમાં પધરાવી આવ. આ પ્રકારનું તે મુનિનું વચન સાંભળીને વિપરીત સ્વભાવ વાળી તે ચંડી સારી રીતે પૂજા કરાએલા પિતૃ પિણ્ડોના સમૂહને છાણ વગેરે ખરાબ કચરાથી ભરેલા ઉકરડામાં વેગ પૂર્વક ફેંકી દીધો ! ચંડીના કૃત્યથી મુનિ ઘણાજ ક્રોધે ભરાયા અને તે ચંડીને મુનિએ શાપ આપ્યો કે હે દુષ્ટે, તું મારી આજ્ઞાથી શિલા થઇને પડજે, અને લાંબા કાળે જ્યારે યુધિષ્ઠિર મહારાજનો દિગ્—ભ્રમણ કરતો યજ્ઞિય અશ્વ તારી પાસે આવી પહોંચશે ત્યારે તેના અંગનો સ્પર્શ કરીને તું મુકત થઇશ. હે પાર્થ ! ઉદ્દાલક મુનિના શાપથી તેની સ્ત્રી આ મહાશિલા થયેલી છે !

હે મહાબલવાન્ અર્જુન ! તે મુનિના શાપને પામીને શિલા થયેલી આ ચંડી દેવીને તારા કરના સ્પર્શ થકી મુક્ત કર. તારૂં કલ્યાણ થશે, સૌભરિ ઋષિના કહેવાથી અર્જુને તે સર્વ કર્યું, અને તે યજ્ઞિય-અશ્વ શિલા થકી છુટો થયો ! યજ્ઞિય-અશ્વના અંગ સ્પર્શથી પોતાના પતિએ આપેલા શાપથી મુક્ત થઇ, અને શાપ ભોગવ્યા પછી તે ચંડી, પોતાના પતિના વચનોને યથાર્થ પાળનારી થઇ! ઉદ્દાલક ઋષિ પણ પોતાની સન્માર્ગે ચડેલી પત્ની સાથે આનંદ કરવા લાગ્યા—૧૬.

## પ્રકરણ ૧૭ મું

### સુધન્વાના સત્વનું કથન.

શ્રી કૃષ્ણની કૃપાથી તે યજ્ઞિય-અશ્વ શિલા થકી છુટો થઇને શીઘ્ર વીર હંસધ્વજ રાજાથી એક પ્રમદાની માફક રક્ષણ કરાએલી ચમ્પકા-નગરી પ્રત્યે ચાલવા લાગ્યો. અશ્વની પાછળ પાછળ, ભયંકર એવા પ્રદ્યુમ્ન પ્રભૃતિ નરવીરો સાથે, કુન્તી પુત્ર ધનંજય પણ જલદી ચાલતો થયો, તે સર્વે નરવીરો મુક્તા માલાથી અલંકૃત હતા, દિવ્ય-વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને સુંદર પાઘડીઓથી શોભાયમાન હતા. આ સર્વે વીર-શ્રીથી દેદીપ્યમાન નરવીરોને જોઇને, હંસધ્વજ રાજા પાસે એક શુભ દૂત દોડી આવ્યો અને તેના મુખ થકી આવી ભય ઉપજાવનારી વાર્તા સાંભળીને પોતાના પ્રદેશમાં આવી પહોંચેલા તે યજ્ઞિય-અશ્વનું પાલન કરવાને પોતાની પાસેના એક વીરને કહેવા લાગ્યો. અને પોતાના સચિવો, બંધુઓ, અને પુત્રોની સભા ભરીને તેઓને કહેવા લાગ્યો કે—આપણા પ્રદેશમાં પ્રાપ્ત થયેલા અર્જુનના યજ્ઞિય-અશ્વને હું પકડી લઉં કે કેમ ? પોતાના બળથી રણમાં પોતાના દેશીય સૈન્યની વ્યૂહ રચના રચીને આપણા અતિ પરાક્રમથી તે અશ્વનું આપણે રક્ષણ કરીશું અને શ્રી કૃષ્ણના પરમ ભક્ત અર્જુનના દર્શનનો મોટો લાભ થશે ! ' જ્યાં અર્જુન હોય છે, ત્યાં શ્રી કૃષ્ણ અવશ્ય આવીને ઉભાજ રહે છે " હું વૃદ્ધ થયો છું છતાં, સ્વચક્ષુએ શ્રી-કૃષ્ણના દર્શનનો લાભ અદ્યાપિ લઈ શક્યોજ નથી ! માટે હે સમર્થ વીરો હું રણમાં જાઉં છું આપ સર્વે શીઘ્ર રણમાં આવવાને માટે બહાર નીકળજો. આ પ્રમાણે પોતાના વીર-સૈનિકોને કહિને તે હંસધ્વજ રાજા હર્ષ-યુક્ત થઇને તથા સીત્તેર વીર-નાયકોને સાથે લઇને રણ-ભૂમિમાં આગળ જઇને ઉભો રહ્યા પ્રત્યેક નાયકને સેનાધિપત્ય સોંપિને પોતાના સૈન્યનું ચારે તરફથી એવી રીતે તે હંસધ્વજ રાજા રક્ષણ કરવા લાગ્યો, તે હું હે જનમેજય ! તને કહું છું તે સાંભળ.

તે હંસધ્વજ રાજાનું સૈન્ય માત-ધનથી સર્વદા પુષ્ટ હતું, તે સૈન્યમાં સીત્તેર હજાર મદોન્મત્ત હાથીઓ હતા અને સજીને તૈયાર રાખેલા રથો પણ સીત્તેર હજાર હતા. સ્વારોથી વિભૂષિત અને અત્યંત પ્રકાશ આપતા એક લક્ષ અશ્વો હતા યુવાન-પગપાળાઓ પણ તે હંસધ્વજના સૈન્યમાં સત્તાવીસ હજાર અને નવસો હતા. તે સર્વે વીરો વૈષ્ણવ હતા અને સર્વદા દાન કરવામાં પરાયણ રહેનારા હતા, તથા એક પત્ની-વ્રતધારી હોઇને પ્રિયંવદા હતા, કોઈ પણ દૂર દેશથી તે હંસધ્વજ રાજાની પાસે નોકરો આવતા ત્યારે તે રાજા તેઓને

એટલુંજ પુછતો કે-"હે તાત હે અનઘ! તમે જો એકપત્નીવ્રતધારી હો, તોજ હું તમોને મારી સેનામાં રાખી શકીશ! આ વાત હું આપને સાચીજ કહું છું; હે સજ્જનો! "હું શૌર્ય, કુલીનતા કે તમોએ કોઇ સ્થળે કરેલા પરાક્રમને વિશેષ ચાહનારો નથી, હું તો પોતાનીજ સ્રીમાં જે રસિક હોય, વીર-ધૈર્યશાલી હોય, તથા શ્રી વિષ્ણુની ભક્તિ કરનારો હોય, તથા જે સૈનિકો મહાબળવાળા હોઇ, અનંગ કામદેવના વેગને પોતાના ચિત્તમાં રોકી શકનારા હોય, તેવાઓનેજ મારા ઘરમાં કે દેશમાં વાસ કરાવું છું" સારી બુદ્ધિવાળો અને સારી પ્રગતિવાળો, સર્વદા પ્રસન્ન રહનાર અને વેદો તથા શાસ્રોના વચનમાં અપૂર્વ શ્રદ્ધા રાખનાર તે વૈષ્ણવ-હંસધ્વજ રાજા સૌ-સૌની યોગ્યતા પ્રમાણે પોતાના નોકરને સારૂં વેતન આપ્યા કરતો હતો, તે હંસધ્વજના નાયકો અને સચિવો તેનું જે પ્રકારનું સૈન્ય હતું, તેને તેવા પ્રકારથી રક્ષણ અને શિક્ષણ આપ્યા કરતા હતા, તથા તે હંસધ્વજના ભાઇઓ પણ બળવાન્ હોઇને રથ-(ણ) વિદ્યાને સારીરીતે જાણનારા હતા. ચંદ્રસેન, ચંદ્રકેતુ, મહા બળવાન્ ચંદ્રદેવ, ન્યાયવર્તી-ધનબલ, તથા અત્યંત સુંદર ધર્મવાહ આ પ્રમાણે સંજ્ઞાધારીઓ તે રાજાના ભાઇઓ હતા. વળી તે હંસધ્વજ રાજાને, સુબલ, સુરથ, સમ, સુદર્શન અને પાંચમો મહાબલવાન્ સુધન્વા એ પ્રમાણે પાંચ-પુત્રો હતા. આ પ્રકારના સૈન્યથી રાજા અર્જુનની સેના પ્રત્યે જઇને ઉભો રહ્યો. તે હંસકેતુ સત્વર પોતાના સૈન્યની વ્યૂહ રચના કરવા લાગ્યો અને દુંદભી વગડાવીને ગજારૂઢ થઇને અર્જુન પ્રત્યે યુદ્ધ માટે ચાલી નીકળ્યો.

તે હંસધ્વજે આજ્ઞા કરેલા તે સર્વે વીર સૈનિકો ચમ્પક-નગરની બહાર આવવા માટે નીકળવા લાગ્યા. હે આર્ય વીર! કોઈ વીર પોતાના કવચને લઇને તેની પૂજા કરવા લાગ્યો ને કોઈ વીરો વસ્રો અને અસ્રોને લઈને તથા અગ્નિમાં હોમ કરીને યુધ્ધ માટે રવાના થવા લાગ્યા. બાકીના સર્વે વીરો આ પ્રમાણે એક સરખા સાહસ વાળા હોઇને નગરની બહાર નીકળવા લાગ્યા. તે સર્વે બ્રાહ્મણોને પાયસ અને ઘૃતવડે તૃપ્ત કરીને તે સર્વે વીરો કોઈ રથ ઉપર તો બીજા મદોન્મત્ત હાથીઓ ઉપર બેસી બેસીને રણભૂમિ પ્રત્યે રવાના થયા. બાકીના વીરો પોત-પોતાના અશ્વો ઉપર ચડીને, ભયાનક યુદ્ધની પ્રાર્થના કરતા કરતા રવાના થયા. સર્વે વીરો ચામર અને છત્ર ધારણ કરનારા હોઈ સિંહનાદ કરવા લાગ્યા. તે સર્વે વીરોની પવિત્રતા નારીઓ મહેલમાં ઉભી ઉભી કૌતુક જોવા લાગી. મહેલમાં ઉભેલી તે સર્વે વીરાંગનાઓ તે કૌતુકને જોતી જોતી પરસ્પર સુન્દર વચનો કહેવા લાગી. કોઇ એક વીરાંગના તે સુન્દરી સ્રી પ્રત્યે કહેવા લાગી હે સખિ! યુદ્ધમાં આ તારો સ્વામી કેશવ અને અર્જુન પ્રત્યે જઈ રહ્યા છે. હે ભદ્રે તારા અધરમાં આ કૃષ્ણ વર્ણવાળો વ્રણ દેખાય તે વ્રણ દર્શનના હેતુથી તું લજ્જા પામતી નથી શું? તે સુન્દરીને બીજી કોઇ સ્રી કહેવા લાગી-હે દુષ્ટે! આ તારો અધર માધવ-શ્રી કૃષ્ણનો ઉચ્ચાર પણ કરતો નથી. એનો એ સ્વામી તેણીને યોગ્ય ન્યાય આપી રહ્યો છે? આ વચનને સાંભળી તે સુંદરી કહેવા લાગી એતો મારા માટે બહુજ સુન્દર થયું; પરંતુ આ તારા ગુંથેલા કચો શા કારણથી વીખાઇ ગયા

છે ? પોતાનું ચિત્ત જેઓને ઠેકાણે ( ! ) ન હોય તેવા સર્વે જનોનું લક્ષ્ય બીજાઓના છિદ્રાન્વેષણમાંજ તત્પર થાય છે, પરંતુ બુદ્ધિશાળી જનોનું ચિત્ત હમેશાં સુકૃત–પુણ્ય માર્ગમાંજ જાય છે, એ વિષે કાંઇ પણ વિચાર કરવોજ ન ઘટે ! સાધુ-પુરૂષોની સમીપમાં મુશ્કેલીઓ વેઠીને રહેવું એ પણ સારૂં છે; પરંતુ દુર્જનોની પડખે રહિને રાજ્ય મેળવ્યું હોયતો તે પણ નકામું છે–સજ્જનના સંગ વિના રાજ્યને પણ ધિક્કાર છે ! એ પ્રમાણે તે સુંદરીનું વચન સાંભળીને તે ગજગામિની તેણીને કહેવા લાગી અને હસતી હસતી બોલી કે હે મુઢે ! તું શ્રી કૃષ્ણને જાણતી નથી કે શું ? મારે અને તારે એટલુંજ જાણી લેવનું છે કે તે શ્રી–કૃષ્ણ પોતાના બાલ-સખા અર્જુન સાથે આ રણભૂમિમાં પધાર્યા છે કે નહીં ? હે હંસની માફક ગદ્ગદ્ ભાષણ કરવા વાળી ! તારૂં લલાટ સવ્રણ થયું છે; તે તુ જો. વીર પુરૂષો, સર્વત્ર સારી વસ્તુઓના લાભને માટે સુક્ષત કરે છે. હે મૂઢે ! આ સ્ત્રી શરીરનેજ તુ જાણે છે, તેમાં રહેલા આત્માનાં તત્ત્વને તું કાંઇપણ જાણતી નથી. આ સુદતી સ્ત્રીને હું એક વાત પુછુ છું કે જે વિષે મને અત્યંત આશ્ચર્ય થાય છે ! આ મન્દ–બુદ્ધિ સ્ત્રીનાં, ચંદન, ઉત્તમ પુષ્પો–માલાઓ વસ્ત્રો શા કારણથી મ્લાન–ચોળાઇ ગયા જેવાં દેખાય છે એનું કારણ હે સુન્દરી ! તું મને કહે ! સુંદરી આ વચનો સાંભળીને કહેલા લાગી–આ ભદ્ર સ્ત્રીનું લલાટ હે સખિ ! વ્રણ છતાં હુ અલંકૃત એટલા માટે માનું છું કે શ્રી કૃષ્ણે આ લલાટમાં પદ દીધું હોવું જોઇએ, એમ યોગીજનો નિશ્ચય પુર્વક કહ્યા કરે છે. હાં હાં ન બોલો

અને જુઓ, કુશળ એવા હંસધ્વજના સૈનિકો. અર્જુનના યજ્ઞિય–અશ્વને પકડવા માટે જાય છે. આ પ્રમાણે તે રાજાના સૈનિકોની તૈયારી થયા બાદ દુંદુભિ નાદ થતાંજ સર્વે ક્ષત્રિયો રણમાં આવવા માટે બહાર નીકળી પડયા, અને હંસધ્વજ રાજાની આજ્ઞાથી મોટું કડાયું તેલથી ભરીને તૈયાર રાખવામાં આવ્યું અને પોતાના નગરમાં સર્વ સ્થળે હુકમ ફેરવ્યો કે “ જે કોઇ આ રણ સંગ્રામમાં આવવા માટે ત્વરિત નગરની બહાર નહીં નીકળે, તેને પછી ભલે તે પૌત્ર-પુત્ર કે સહોદર હોય તો પણ આ સળગી ઉઠેલા ભયંકર તેલના કડાયામાં નાખવામાં આવશે ” નરેન્દ્રની આજ્ઞાનો ભંગ, વેદાભ્યાસી વિપ્રોના માનનું ખંડન અને પોતાની સ્ત્રીઓની પૃથક્ કરવામાં આવેલી શય્યા, તે સર્વ શસ્ત્ર વિનાનો વધ કહેવાય છે, ચમ્પકા નગરીમાં હંસધ્વજ રાજાની આજ્ઞાનો ભંગ કોઇપણ નરવીર કોઇપણ સ્થળે ન કરી શકે, એટલા માટે પોતાના પુરોહિતને પ્રજા વર્ગમાં આણ ફેરવવા માટે તીવ્રશાસન-એવા હંસધ્વજ રાજાએ શંખ ફુંકાવ્યો, નીતિ-શાસ્ત્રોમાં વિશારદ એવા હંસધ્વજના પુરોહીતે પોતાના અવાજમાં જણાવ્યું કે–પોતાના ભાઇએ ફળો ચોરી લીધેલાં હોવાથી, મહાત્મા એવા તે હંસધ્વજે સ્વયં તેના બન્ને બાહુઓ કાપી નાંખ્યા હતા. માટે સજ્જન રાજાઓની આજ્ઞાના હે નાગરિક જનો ! તમે વિચાર કરી લેજો. નીતિને જાણનાર આ હંસધ્વજ રાજા પુરોહિતને આધીન થઇને હમેશાં આ ધરાનું સારી રીતે પાલન કરતો છતો રણમાં આવી રહેલા શત્રુઓને જીતનાર છે. આ પ્રમાણે રાજાની આજ્ઞાથી ધગધગતા તેલના

તે કડાહને જોઇને; પહેલાં તે હંસધ્વજનો સુધન્વા નામનો પુત્ર રાજા પાસે ગયો અને તેને નમસ્કાર કરીને ઉત્તમ ધનુષ્યને પકડીને પોતાની જનની પાસે ગયો અને તેને કહેવા લાગ્યો કે–હે જન્મદાત્રી! આજ હું નરવીર અર્જુન સાથે યુદ્ધ કરવા માટે રણમાં જાઉં છું અને અર્જુને રક્ષા કરેલા યજ્ઞિય–અશ્વને હું લઈ આવીશ, માતા પોતાના પુત્ર સુધન્વાનું આવું વચન સાંભળીને કહેવા લાગી–હે પુત્ર! યુદ્ધમાં હરિ–શ્રી કૃષ્ણને જીતીને મારી સમીપ લાવ! ચાર પગવાળા તે હરિ અશ્વનો ત્યાગ કરી ચાર ભુજા વાળા અને મુકિતને આપનાર તે–હરિ–શ્રીકૃષ્ણનું મને આંહિ લાવી દર્શન કરાવ! બ્રહ્મર્ષિ નારદજીએ તે–શ્રીકૃષ્ણની ચેષ્ટાઓ મારી પાસે બહુ પ્રકારે વર્ણવી છે, મારા સ્વામીએ રણાંગણમાં ઘણાએ વીરોને જીત્યા છે; પરંતુ કંસને મારનાર આ શ્રી કૃષ્ણને આ પૃથ્વી ઉપર સ્વચક્ષુએ મેં કોઇ વખત જોયા નથી! રાત્રિને દિવસ અને દિવસને રાત્રિ કહેનારા (या निशा सर्वभूतानाम्) તે શ્રી કૃષ્ણના દર્શન કરીને હું પાવન થઇ શકું તે પ્રમાણે કર, અને રણમાં તેવુંજ કર્મ કર કે જે કર્મથી કેશવ તારાથી અત્યંત સંતુષ્ટ થાય! આ શ્રી–કૃષ્ણ કોઇ દિવસ કોઇ પણ ભક્તને (અર્જુન સિવાય) આધીન થતા નથી અને દૂર દૂર પલાયન કરી જાય છે! અહો ભાગ્યની વાત છે કે તે શ્રી કૃષ્ણ મહા સમર્થ હોઇ આપણી દૃષ્ટિગોચર થઇ શકશે! હે પુત્ર! તું પહેલાં તો અર્જુનનેજ પકડી લે, તારૂં કલ્યાણ થશે અને અર્જુનને પકડવાથીજ શ્રી–કૃષ્ણ તને આધીન થશે! કારણ કે હે સુધન્વા તે દયાળુ કૃષ્ણ પોતાના પરમ ભક્તને થોડી વાર પણ વીલો મૂકતા નથી! જે પ્રમાણે પોતાનો વત્સ, જો વનમાં રહી ગયો હોય. તો તેનો ત્યાગ કરીને ગૌમાતા ઘર પ્રત્યે આવી શકતી નથી, તે પ્રમાણે આપત્તિઓમાં શ્રી–કૃષ્ણ પણ પોતાના સ્વજનનો ત્યાગ કરતા નથી. શ્રી–કૃષ્ણની સમીપમાં તારે જરા પણ ભય ન રાખવો. શ્રી–કૃષ્ણથી ભય પામેલો જીવી શકતોજ નથી! અને મને સર્વે લોકો તથા સંબંધિ જનો હસીને કહેશે કે–હે ભદ્ર! તારો પુત્ર સુધન્વા શ્રી કૃષ્ણને રણમાં જોઇને વિમુખ થયો! હે પુત્ર! તારે એવું કામ ન કરવું કે જેમાં ચુગલીખોરોને બોલવાનો અવકાશ મળે! હે દીકરા, કદાચિત્ આજ તારૂં શ્રી–કૃષ્ણની સન્મુખ પતન થાય, તો પણ હું મોટો હર્ષ માનીશ! જે કાંઈ લોકમાં વિરૂદ્ધ વચન બોલાય છે તેવું વચન મારા પુત્ર સુધન્વા પ્રત્યે ન નીકળો, મને મનમાં એમ નથી થતું કે આ પ્રસંગમાં સુધન્વા તરફનો મને લોકાપવાદ મળે! શું હરિ–શ્રી કૃષ્ણ સંમુખ રણમાં પતિત (પડેલો) થયેલો પતિત ગણાશે? તેજ–શ્રીકૃષ્ણે પોતાના આત્માવડે એકવીશ આત્માઓનો ઉદ્ધાર કરેલો છે! હે પુત્ર તારા શ્રી–કૃષ્ણ સમીપ પડવાથી અન્તઃપુરની તે સર્વે સ્ત્રીઓ આ પૃથ્વી ઉપર રડતી હો તો ભલે રડો. કે જે સ્ત્રીઓના પુત્રો અને પૌત્રો રણમાં આવેલા શ્રી–કૃષ્ણ પ્રત્યે જઇ નથી શકતા! પોતાની માતાના એક વીરાંગનાને શોભે એવાં આ વચનો સાંભળીને સુધન્વા પોતાની માતા પ્રત્યે કહેવા લાગ્યો. કે હે માત! તેં કહેલું સર્વ હું કરીશ અને શ્રીકૃષ્ણને રણભૂમિમાંથી પકડીને હું આંહી લઈ આવીશ! મારે તો રણમાં પરાક્રમ કર

વું જ જોઇએ, પરંતુ વિજય પામવો એ દૈવને આધીન છે ! હે જન્મ દાત્રી ! તે રણુ–ભૂમિમાં જો હું શ્રી–કૃષ્ણને જોઇને વિમુખ થાઉં અથવા રણમાં મરીને પણ સદ્‌ગતિ ન પામું, તો હું તારા ઉદરમાંથી જન્મ્યોજ નથી એમ તું સમજી લેજે ! એટલાં વચનો પોતાની માતાને સંભળાવીને પરાક્રમી તે સુધન્વા જ્યાં આગળ ચાલવા જાય છે, ત્યાં તેની ભગિની કુવલાએ તેનું ધૃતદીપોથી નિરાજન કર્યું. લાજા-(અક્ષતો) થી સુન્દર પુષ્પોથી અને ઉત્તમ ગંધોથી તે સુધન્વાને વારંવાર વધાવીને, તથા કંઠમાં પુષ્પમાળાને પહેરાવીને તે બ્હેન નીચે પ્રમાણે કહેવા લાગી.

હે બાંધવા ! આ સમયે તું ધનંજય –અર્જુન સાથે યુદ્ધ કરવાને જઇ રહ્યો છે, પરંતુ હમેશાંનો મારો શ્વશુર–ગૃહમાંનો નિવાસ કેવો ભયંકર છે, તે તું સાંભળ–આ મારા જેઠ વગેરે મને હસ્યા કરે છે તથા દીયરો ઘણીજ મશ્કરી કરે છે ! મારા શ્વશુરને ઘેર વસતી મને, તેઓ સર્વે કેવી રીતે નિન્દે છે, તે તું સાંભળ, તેઓ કહે છે કે- હે કુવલે ! તારો આ હંસધ્વજ પિતા મૂર્ખ હોય એમ જણાય છે ! તે હંસધ્વજ કહે છે કે જે પ્રમાણે અમોએ કાશી–નરેશને જીતી લીધો છે તે પ્રમાણે અમો શ્રી–કૃષ્ણને પણ રણમાં જીતી લેવાના ! તે–આ મંદમતિ હંસધ્વજ રાજા પોતાના દેહથી પોતાની સેના સહિત રમ્ય એવી દ્વારકાપુરી ઉપર આક્રમણ કરવાને કે–તે શ્રીકૃષ્ણને જીતવાને શકિત ધરાવતો જ નથી !" હે ભાઇ સુધન્વા ! આવાં મ્હેણાં ટહેણાં શ્વશુર પક્ષમાં રહીને હવે મારાથી સંભળાતાં નથી ! પોતાની બ્હેન કુવલાનાં આવાં દીન વાક્યો સાંભળીને સુધન્વા તેણીને કહેવા લાગ્યો હે કુવલે, તું આ બાબતમાં ઉદાસીજ ન થા, તારા દીયર વગેરેએ આપેલાં મ્હેણાં અને આપણા પિતાશ્રીના વાક્યોને હું સત્ય કરીશ મેં સત્ય–પ્રતિજ્ઞા પૂર્વક આ આયુધને મેળવ્યું છે. પૂજ્ય એવી આપને નમસ્કાર કરીને હું રણમાં શ્રી કૃષ્ણ પ્રત્યે જાઉં છું એ પ્રમાણે પોતાની બ્હેનને કહીને બાહ્યભાગની વચલી બારીથી ચાલવા લાગ્યો ત્યારે તેણે સુંદર નેત્રો અને પયોધરો વાળી પોતાની પત્નીને જોઇ, તે સુધન્વાની સ્ત્રીએ અંગલા ભાગમાં ચંદન અને કપૂર ધારણ કર્યા હતા, કમળો અને ચમ્પક પુષ્પોથી તથા ધૃતના દીપોથી ભરેલું કાંચન પાત્ર હાથમાં લઇને તે તન્વંગી સુધન્વાના માર્ગ આગળજ ઉભી હતી. તે સુવર્ણપાત્ર, દુર્વા અને અક્ષતોથી પણ ભરેલું હતું. કર્પૂરની ગોટીઓમાંથી બનાવેલી તાજી પાંચ શિખાવાળી દીપ–માલાથી તે વીરાંગના શોભી રહી હતી, તેણીના હાથમાં કંકણો રણકાર કરી રહ્યા હતા, તથા તે બાલાએ સુંદર નૂપુરો અને મેખલાને ધારણ કર્યાં હતાં, શુભ્ર વર્ણની રેશમી સાડી, તથા પુષ્પોના રંગ જેવી સુંદર કાપડી (ચોળી) પણ પહેરી હતી, પોતાના સુંદર કંઠમાં મુકતા–માલાને ધારણ કરી હતી અને તેણીનો મુખનો વર્ણ લાલ –ગૌરવર્ણનો હતો, પતિપરાયણ એવી તે બાલાએ, પોતાના પતિ સુધન્વાની, આણેલા સર્વે ઉપચારોથી પૂજા કરી અને તે સમયે રણમાં શ્રીકૃષ્ણ પ્રત્યે જવાને તૈયાર થયેલા પોતાના પતિ સુધન્વાને અન્તિવક (ટેડી) દૃષ્ટિથી જોવા લાગી, વળી પોતાના સ્વામીનું સર્વ પૂજા દ્રવ્યોથી ભ-

રેલા તે પાત્ર વડે નીરાજન (આર્તિ) કરવા લાગી, અને મનસ્વિની એવી તે પ્રભાવતી પોતાના કાન્તનું નીરાજન કરીને કહેવા લાગી–હે નાથ ! આપનું વદન શ્રી–કૃષ્ણના દર્શન માટે લાલસા રાખતું હોય. એમ હું જોઇ શકું છું ! આંહિ મારો ત્યાગ કરીને સત્વર ક્યાં ચાલ્યા જાઓ છો ? એક ક્ષણ ભર મારી પાસે આપ વિશ્રામ લ્યો અને મારૂં કહેવું લક્ષ્યમાં રાખો. જુઓ આપનું એક પત્ની–વ્રત આ સમયે નષ્ટ થયું હોય, એમ હું જોઇ શકું છું ! આપ, જે મને વર્યા છો અને જે (વિજય–લક્ષ્મી) ને વરવા માટે આપ જાઓ છો તે (વિજય લક્ષ્મી) મારી તુલના કરી શકે એમ છે શું ? તે–વિજય લક્ષ્મી (મુકિત) સર્વ ગામિની છે, હું તેવી (અધમા !) નથી, છતાં તેણીની સજ્જનો શા માટે શ્લાઘા કર્યા કરતા હશે ? જે વિજય–લક્ષ્મીને પિતા વરે છે તેણીને તેનો પુત્ર પણ વરી શકે છે ! આ પ્રકારની મુકિત આપના હૃદયમાં સર્વદા જાગૃત રહ્યા કરે છે. તે મુકિત આપશ્રીને ગૌરવ આપી દેશે, એમ માનીને સત્વર જઈ રહ્યા છો શું ? પુરૂષોનું ચિત્ત તેવા યુદ્ધમાં જઇને ક્ષણભર અપ્સરાના સેવન માટે તત્પર થાય છે; પરંતુ તે અપ્સરાની પ્રાપ્તિ થવાથી હજી સુધી કોઇ વીરે વિવેક નામનો પુત્ર ઉત્પન્ન નથી કર્યો. તે આપને લક્ષ્યમાં છે કે ? આપ મુક્તિ વિષે અતિ લાલસાથી પ્રેરાઇને, શ્રી કૃષ્ણ આગળ જાઓ છો, પરંતુ શ્રી કૃષ્ણને જોઇને તેણી ( મુક્તિ ) તમારી પ્રિયા–પ્રાણવલ્લભા પત્ની નથી થઈ શકવાની ! હે મહાબાહો ! રણમાંથી આપ ઘરમાં પધાર્યા પછી હું એકલીજ આપની પ્રિયા થઇશ, તે ખ્યાલમાં રાખજો. મારા સંગથી આપશ્રીએ વિવેક નામનો પુત્ર પ્રાપ્ત કર્યો છે, તથાપિ પોતાના દેહમાં ( થી ) ઉત્પન્ન થયેલો તે વિવેક મને છોડીને રણમાં શ્રી કૃષ્ણ પ્રત્યે જતા–આપનું વારણ નથી કરી શકતો, એજ મને તો આશ્ચર્ય થાય છે ! જે પ્રમાણે પુરૂષ બીજી સ્ત્રી (મુક્તિ–કે વિજય લક્ષ્મી ) પ્રત્યે ગમન કરે છે, તેમ નારી અન્ય પ્રત્યે ગમન કરી શકતી નથી; પરંતુ આપના શ્રી કૃષ્ણ ( મુક્તિ ) પ્રત્યે જવા પછી જો હું અન્ય ( મોક્ષ ) પ્રત્યે જાઉં તો તે પર નજ કહી શકાય [ આપ મુક્તિ–સ્વરૂપને પામેલા હોવાથી હું પણ મુક્ત એવા આપના સ્વરૂપનેજ પામીશ ! ] વિવેકરૂપી સુતથી યુક્ત થયેલી મને સાથે લઇને આપ જશો તો આપના જેવો આ મહા ભયંકર સંસારમાં બીજો કયો પુરૂષ કૃતકૃત્ય કહી શકાય ? આપજ આવી પ્રેરણાથી કૃતકૃત્ય થશો એમાં કાંઇ સંશય નથી ! હે નાથ ! મારા કલેવરની સર્વદા વિવેકજ રક્ષા કરે છે. બીજી સ્ત્રીઓ તો, વિવેક રહિત હોઇને પરપુરૂષ પ્રત્યે ગમન કર્યાજ કરે છે ! હે આર્ય વીર ! મેં આ બાલ્યાવસ્થામાં વિવેકરૂપી પુત્ર ઉત્પન્ન કર્યો તેથી મને કૈવલ્ય (મુક્તિ) પ્રત્યે જતી છતાં, પણ હું મહા દુઃખ અનુભવી રહી છું ! હે વીર ! આપના આંહીથી રણ પ્રત્યે જવા પછી આપની સાથે હું અવશ્ય મોક્ષનેજ પામીશ ! કારણકે જગતમાં એવો લોકાચાર છે કે જે વક્ર હોય તેના પ્રત્યે વક્ર રીતે વર્તવું અને ધન્ય હોય તેના પ્રત્યે ધન્ય આચરણ કરવું ! હું તો આપના રણમાં જવા પહેલાંજ આપના મુખ–કમળનું ચિન્તન કરતી કરતી ( મોક્ષ પ્રત્યે ) ચાલી જઇશ. કારણકે મુક્તિરૂપી સ્ત્રી મારા ભયથી કદા-

ત્રણે પ્રસંગ જો એકજ દિવસ મળ્યા હોય, તો હે મહાબુદ્ધે ! આવા ધર્મ સંકટ રૂપ સંશયમાં સર્વ મનુષ્યોએ શું કરવું જોઇએ? આવા પ્રસગમાં અતિગહન-સૂક્ષ્મ ધર્મ પ્રમાણે કોણ વર્તી શકે છે ? પ્રભાવતીનું આવું ધર્મ સંકટથી ભરેલું વાક્ય સાંભળી તેણીને કહેવા લાગ્યો-હે દેવિ ઋષિઓ એ ધર્મ સંકટમાં પણ કેવી રીતે વર્તવું તેનો નિર્ણય કરેલો છે, તેં કહેલા ત્રણે પ્રસંગો રૂપી ધર્મ સંકટમાં, પોતાના પિતાનું સાંવત્સરિક શ્રાદ્ધ ભાવપૂર્વક કરવું અને મધ્ય રાત્રિએ અન્નનું આઘ્રાણ માત્ર કરીને ઉત્તમ એવા એકાદશી વ્રતનો મહિમા પણ સાચવવો, તથા પોતાની સ્ત્રીનો તે દિવસે ઋતુનો જો સોળમો દિવસ હોય તો,બુદ્ધિમાન્ પુરૂષે પોતાના ઘરમાંજ રહીને મધ્ય રાત્રિએ પોતાની પ્રિયાને ઋતુ દાન પણ આપવુંજ જોઇએ, ધર્મ શાસ્ત્રોમાં પહેલા ધર્મ અને અર્થમાં ચતુર ઋષિ મુનિઓએ નિર્ણય કર્યો છે કે "પિતાનું સાંવત્સરિક શ્રાદ્ધ પિતૃ ભકિતથી અવશ્ય કરવું તથા શ્રી કૃષ્ણની ભકિતયુકત ભકતજનો એ એકાદશી વ્રત પણ અવશ્ય કરવું તથા પોતાની પ્રિયાને જો તે સોળમો દિવસ હોય તો અર્ધ રાત્રિ વીત્યા પછી પુરૂષોએ અવશ્ય ઋતુદાન આપવું ' હે વરાનને ગૃહસ્થાશ્રમીઓ માટે આજ ઉત્તમ ધર્મ છે. સુધન્વાનું આ વાકય સાંભળીને પ્રભાવતી તેને કહેવા લાગી કે હે નાથ ! તમારા પિતા તો આજ રણમાં વિદ્યમાન છે, એટલે તેમના શ્રાદ્ધનો પ્રસંગ નથી, તથા એકાદશી વ્રત પણ આજ નથી, અને મને સોળમો દિવસ હોવાથી આપ ઋતુદાન આપીનેજ રણમાં શ્રી કૃષ્ણ પ્રત્યે પધારો.

એટલાં વચનો પોતાના મહાબળવાન્ પ્રાણનાથ સુધન્વાને કહીને, વરાનના એવી તે પ્રભાવતી પોતાના બેઉ કોમળ હસ્તોવડે તે સુધન્વાને, જેમ શાલ-વૃક્ષને વલ્લી પકડી રાખે, તેમ કંઠમાં પકડી રાખ્યો, પોતાની પ્રિયાના બાહુમાં સપડાએલો તે સુધન્વા ત્યાંથી ચાલવાને શકિતમાન્ ન થઇ શકયો ! અને પહેરેલા કવચને ભુમિ ઉપર મૂકીને તથા કીરીટ મુગટને પણ હસતો હોય તેમ ઉતારીને તે પ્રભાવતી સાથે રત્નમંડિત શયનમાં દિવસે ક્રીડા રમ્યો ! તે વિશાલાક્ષીએ ગર્ભ ધારણ કર્યું અને ત્યાર પછી હે ભારત ! તે સુધન્વા નાઈ ધોઇને સારી રીતે પવિત્ર બન્યો. સુધન્વા રથમાં બેસીને પોતાના મહેલમાંથી જ્યાં બહાર નીકળી જાય છે. તે અરસામાં રણમાં રહેલો હંસધ્વજ રાજા પોતાના સેનાધ્યક્ષને કહેવા લાગ્યો-આપણી સેનાના સર્વે વીરો દુંદુભિનો નાદ સાંભળીને આ રણભૂમિમાં આવી પહોંચ્યા છે; પરંતુ રથ મધ્યે સુધન્વાને આવેલો હું જોતો નથી ! શું મારી આજ્ઞાને તે જાણતો નથી કે ? તે આ તપેલા કટાહને કેમ ભુલી ગયો હશે વારૂ ! દુંદુભિના શબ્દથી પ્રસિદ્ધ થતું રણ પ્રત્યેનું પ્રયાણ મારા છોકરડાએ ઉલ્લંઘ્યું કે શું ? જુઓ આ મારા અશ્વો તે યજ્ઞિય-અશ્વ સુધી પહોંચી ગયા છે અને મદોન્મત્ત હાથીઓ તો અર્જુન સુધી જઈ પહોંચ્યા છે. સુધન્વા પાછળ રહીને આ કેવું નિન્દ્ય કર્મ કરી રહ્યો છે ! માટે હે બલિષ્ઠ યવનો ! તમો મુદ્દગર પકડીને સુધન્વા પ્રત્યે જાઓ અને તે દુષ્ટને કેશોમાં, પકડીને પૃથ્વી ઉપર ઘસડી કાઢો અને શ્રી કૃષ્ણથી પરાઙ્મુખ થયેલા તે દુષ્ટ સુધન્વાને સારી રીતે તપેલા તેલના કટાહ પાસે લાઈ આવો હે જનમે-

જય રાજન્ ! તે હંસધ્વજ રાજાએ આજ્ઞા કરેલા તે શીઘ્રકાર્યકરવાવાળા યવનો સુધન્વાના રત્નોથી વિચિત્ર દીસતા તે રમ્ય મંદિર તરફ ચાલવા લાગ્યા, તે યવનોએ રસ્તામાં ભોગ ભોગવીને ચાલ્યા આવતા રાજપુત્ર સુધન્વાને જોયો અને વજ્રપાત સરખું તે હંસધ્વજરાજાનું શાસન, તે સુધન્વાને કહી સંભળાવવા લાગ્યા ! તે યવનો તેને કહેવા લાગ્યા કે–હે મહાબાહો આર્ય વીર ! અમો સર્વે તને પકડવા માટે તારી પાસે આવ્યા છીએ, તે હંસધ્વજ રાજાની આજ્ઞાનો ભંગ તેં શામાટે કર્યો ! તું પાછળ રહી ગયેલો હોવાથી તેં સર્વેને છેતર્યા છે ! તારા પિતા હંસધ્વજે અમોને સર્વેને, સૈન્યમાંથી, તારા જેવા મંદબુદ્ધિ–રાજપુત્રને પૃથ્વી ઉપર ખેંચીને તને રણભૂમિમાં લઈ જવા માટે મોકલ્યા છે ! રથમાંથી ઉભો થા. અને અર્જુનના સૈન્યનું નિવારણ કરનાર હંસધ્વજ રાજા પ્રત્યે ચાલ કે જે રાજા પોતાની સેનાનું પદ્મ વ્યૂહ રચીને, યુદ્ધમાં મત્ત એવા વીરો સાથે સમરાંગણમાં ઉભો છે. તે યવનોના આ પ્રમાણે કહેવાથી પરમ ભકત સુધન્વા, સમર્થ એવા પોતાના પિતાને કુપિત થયેલો જાણીને પોતાના રથને એક તરફ રાખીને તથા પોતાના રક્ષક સૈન્યની પણ વ્યવસ્થા કરીને તે યવનો સાથે આગળ ચાલવા લાગ્યો. આગળ જતાં વીર સુધન્વાએ, સમુદ્રની માફક ચારો તરફથી ત્રણ યોજન સુધીમાં વિસ્તાર પામેલા સૈન્ય સાથે ઉભેલા અને ધનંજયના જય માટે ઉત્સુક થયેલા પોતાના પિતાને જોયો, પોતાના પિતાને પોતાના ઉપર કુપિત થયેલો જોઈને સુધન્વા તેને નમસ્કાર કરીને પિતા સમક્ષ ઉભો રહ્યો સુધન્વાને પાસે ઉભેલો જોઈને હંસધ્વજ રાજા ક્રોધે ભરાઈને તેને કહેવા લાગ્યો–હે વીર સુધન્વા ! તેં મારા ઉગ્ર શાસનનું ઉલ્લંઘન શા માટે કર્યું ? આ વચન સાંભળી સુધન્વા પોતાના પિતાને ઉત્તર આપવા લાગ્યો–હે રાજન્ ! તમારી પુત્રવધૂ મારા પ્રયાણ–સમયે મારી પાસેથી શ્રાદ્ધાંજલિ–આપનાર પુત્રની માગણી કરવા તૈયાર થઇ, તે હેતુથી હે સમર્થ રાજન્ ! મને આ રણભૂમિ ઉપર આવતાં વિલંબ થયો ! આ વચન સાંભળી હંસધ્વજ તેને કહેવા લાગ્યો હે સુધન્વા ! તું મુર્ખજ છો. જો આ રણભૂમિમાં શ્રીકૃષ્ણ સંમુખ પધાર્યા હોય અને તે સમર્થ પ્રભુને સાક્ષાત્ તું નીરખવા ભાગ્યશાળી ન થયો, તો હું માનું છું કે તેં આપણા વૈષ્ણવ કુલનું પ્રતારણ કર્યું છે, એમજ કહિ શકાય ! પોતાની પ્રિયાને તું અંજલિ આપનાર પુત્રને આપીને નગર બહાર નીકળ્યો છે; પરંતુ પુત્રથી આપણા પૂર્વજોની પૂર્ણ તૃપ્તિ થઇ શકતી નથી હે દુરાત્મન્ ! મારા કે તારા પૂર્વજો તે અંજલિ આપનાર પુત્ર થકી શ્રી કૃષ્ણની પ્રાપ્તિ સિવાય કદાપિ તૃપ્તિ પામવાના નથી ! હે પુત્રોમાં અધમ સુધન્વા ! તે શ્રી કૃષ્ણ સિવાય સ્વયં વરૂણ–દેવની પણ મનુષ્યોની પિપાસા શાન્ત કરવાની શકિત નથી ! પુત્રવાળા પુરૂષો જો સ્વર્ગમાં કે મોક્ષમાં જતા હોત, તો કુતરાઓ અને ભુંડડાઓ –કે જેઓ બહુ પુત્રો પેદા કરે છે તેવાઓને પણ તે શ્રી કૃષ્ણની પ્રાપ્તિ સિવાય સ્વર્ગ મળી શકતે ! જો, આ યજ્ઞિય અશ્વનું પાલન કરવા માટે મહાબળવાન્ સવ્ય સાચી અર્જુન. આપણા રણાંગણમાં આવી પ-

હોંચ્યો છે ! રણમાં તો જગન્નાથ-શ્રીકૃષ્ણ તે અર્જુનને એક ક્ષણ પણ વીલો મુકતા નથી ! તારા બલને અને તારા વિચારને ધિક્કાર છે, તેં જે આ ધર્મ (!) (ઋતુદાન રૂપી) આચર્યો તેને પણ ધિક્કાર છે ! શ્રી કૃષ્ણને આપણા નગર સુધી પ્રાપ્ત થયેલા જાણીને તારૂં મન કામ વાસનામાં કેવી રીતે ગયું, તેજ હું જાણી શકતો નથી ! આ પ્રમાણે શ્રી કૃષ્ણથી પરાઙ્મુખ થયેલા પાપ યુક્ત કામ ભોગમાં રમી રહેલા અને કંઠ સુધી સાંસારિક વાતાવરણમાં મગ્ન થયેલા તને તેલથી પૂર્ણ તપેલા કટાહમાં અવશ્ય ફેંકી દઉં ! હે દૂતો ! તમો આપણા મુનિ પાસે જાઓ અને શંખ અને લિખિત નામના આપણા કુલગુરૂ પાસે જાઓ તે બેઉની સમક્ષ આ સર્વ વૃત્તાન્તનું નિવેદન કરીને તેઓને પુછો કે હંસધ્વજ રાજાએ હવે શું કરવું ! હું તો તે બેઉ જેવો અભિપ્રાય આપશે તેમજ કરનાર છું. તે બેઉના વચનને હું ઉલ્લંઘી શકનાર નથી, પોતાનું જીવિત કે રાજ્ય જાય તોપણ મારે તે બેઉનું વચન અવશ્ય માન્ય રાખવુંજ પડશે ! હે દૂતો તમે આ કટાહમાંના તેલને ફરીથી તપાવો અને અર્જુન વગેરે વીરોને મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર સ્વપુત્રની આ દશાનું નિરીક્ષણ કરવા દ્યો.

એ પ્રમાણે હંસધ્વજ રાજાએ પોતાની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરનારા દૂતોને મોકલ્યા, તે દૂતો કે જેઓ મુનીદ્રો હોઇને બેઉ ભાઇ પોતાના પુરોહિતો હતા તેઓની પાસે ગયા અને તે બેઉ મુનિવરોને કહેવા લાગ્યા—હે મુનિવરો ! હંસધ્વજરાજા આપ બેઉને ધર્મસંકટ વિષે કાંઇક સંશય છે તે માટે પુછવા માગે છે ચમ્પકા નગરીમાં આજ્ઞા ફેરવ્યા પ્રમાણે હંસધ્વજ રાજાનો પુત્ર સુધન્વાજ પાછળ રહી ગયો અને રાજાની આજ્ઞાનું તેણે ઉલ્લંઘન કર્યું. સુધન્વાની સ્ત્રીએ પ્રયાણ સમયે અંજલિ આપનાર પુત્રની માગણી કરવાથી તે પાછળ રહી ગયો છે. અને તેથી હંસધ્વજ રાજાની આજ્ઞાનું આ પ્રમાણે સુધન્વાએ ઉલ્લંઘન કર્યું છે, તો આપ બેઉ પુરોહિતો અમોને કહોકે–તે પાપિષ્ઠ સુધન્વાનું મારે-હંસધ્વજે શું કરવું ? આપ બન્ને એ આજ્ઞા અપાએલો સમર્થ રાજા તપેલા કટાહની સમીપમાં પોતાના પુત્ર સુધન્વાને લઈ જઇને તેમાં પાડવાને તૈયારજ ઉભો છે ! પોતાનો પુત્ર પ્રત્યેનો સ્નેહ વચમાં લાવ્યા સિવાય અપરાધી (!) સુધન્વાને તપેલા તેલના કટાહમાં તે અવશ્ય ફેંકી દેશે ! એમાં કાંઇ સંશય નથી દૂતોના મુખે થકી આ વૃત્તાન્ત સાંભળીને લિખિત નામના પુરોહિત મુનિ તેઓને કહેવા લાગ્યા—હે દૂતો ! તમો હંસધ્વજ રાજા પાસે જાઓ અને મારૂં વચન તેને કહી સંભળાવો કે–મન્દબુદ્ધિ પુરૂષ પોતાના વચનને આ પૃથ્વી ઉપર સત્ય નથી કરી શકતો, વચન સત્ય કરવામાં તેને લોકાપવાદનો ભય કે લોભ લાગતો હોય તો પુરૂષ ભયંકર નરકમાં લાંબા કાળ સુધી નિવાસ કરે છે. મહાબુદ્ધિશાળી હરિશ્ચંદ્ર રાજાએ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા માટે પોતાનું સર્વ રાજ્ય કૌશિક–વિશ્વામિત્ર ઋષિજીને આપી દીધું હતું, અને પોતાની સ્ત્રી તારામતી તથા રોહિત–પુત્રને વેચીને પણ પોતાના સત્યનું પ્રતિપાલન કર્યું હતું અને પોતે સ્મશાનમાં એક ચાંડાલને ત્યાં નોકર રહીને પણ, રમ્ય એવા ભાગીરથી તટ ઉપર પોતાની પ્રિય સ્ત્રીને તે સ્વામી–ચાંડાલની આજ્ઞાથી મારવા તૈયાર

થયો હતો, તથા વારાણસી-ક્ષેત્રમાં પોતાના મૃત-પુત્રના અંગ ઉપરથી સ્મશાનના કર તરીકે વસ્ત્ર ખુંચવી લીધું હતું ! એ પ્રમાણે ત્રેતાયુગમાં દશરથ રાજાએ પોતાની સ્ત્રી કૈકેયીને જે વચન આપ્યું હતું તે વચનને સત્ય કરવા માટે શ્રી રામચન્દ્ર જેવા પ્રભુના અવતાર રૂપે ઘરમાં રહેલા પોતાના પ્રિય પુત્રને વનમાં મોકલી દીધા હતા ! અને પોતાનું વચન સત્ય કર્યું હતું ! તે પ્રમાણે આ હંસધ્વજ રાજાએ પહેલાં જે પ્રતિજ્ઞા કરી છે કે મારો-પુત્ર, પૌત્ર કે સહોદર, રણ-ભૂમિ ઉપર શ્રી કૃષ્ણ સન્મુખ આવતાં જો પાછળ રહી જશે તો હું તે આજ્ઞા ભંગ કરવાવાળાને સારી રીતે તપેલા કડાયામાં અવશ્ય પાડીશ, માટે જો આ સમયે પોતાના પુત્ર સુધન્વાને તે હંસધ્વજરાજા તપેલા તેલના કડાયામાં નહીં પાડે, તો તે રાજાએ પોતાનું વચન સત્ય કર્યું એમ કહી શકાયજ નહીં ! કેશવ-શ્રી કૃષ્ણ તથા મહારથીઓમાં શ્રેષ્ઠ અર્જુનને જોઇને જે સુધન્વા વિમુખ થયેલો છતો, પોતાની ઇચ્છા તૃપ્ત કરવાને ઘરમાં રોકાઈ રહેલો છે, તેવા પોતાના પુત્ર સુધન્વાને હંસધ્વજ રાજા મારી આપે, તો પછી આપણે બંને ભાઇઓ રાજ-પુરોહિતો, આ રાજાના રાષ્ટ્રમાંથી બહાર ચાલ્યા જઇએ ! જે રાષ્ટ્રમાં રાજા સત્યવાક્ ન હોય તે રાષ્ટ્રમાં આપણે વસવુંજ ન જોઇએ ! સત્યવાક્-રાજાના સંસર્ગથી તેની પાસે વસનાર મનુષ્યો સદ્ગુણી થાય છે; પરંતુ જેઓ પોતાના વચનને સત્ય કરવા સમર્થ ન હોય, તેવા રાજાઓની સમીપમાં વસતા મનુષ્યોને તો પાતકજ લાગે છે ! એટલા વચનો કહીને શંખ-પુરોહિત સહિત લિખિત મુનિ, તે રાષ્ટ્રનો ત્યાગ કરીને ચાલવા લાગ્યા અને દૂતો હંસધ્વજ રાજા પાસે ગયા. હે આર્ય જનમેજય ! તે લિખિત મુનિ અને શંખ નામના પુરોહિતે કહેલાં સર્વ વચનો તે દૂતો રાજાને કહેવા લાગ્યા. અને નિવેદન કર્યું કે હે રાજન્ ! તે મહાબુદ્ધિ લિખિત મુનિ રોષથી આપણા ગામમાંથી ચાલ્યા ગયા છે, હે રાજેન્દ્ર ! તે ધર્મોપદેશક-મુનિને આપ અહિં લઇ આવો.

દૂતોના મુખ થકી આ સર્વ વૃત્તાન્ત સાંભળીને હંસકેતુરાજા પોતાના સચિવને પોતાના પુત્ર સુધન્વાને તેલના કડાયામાં પાડવાની આજ્ઞા આપીને કહેવા લાગ્યો, આ દુષ્ટ સુધન્વાને મારી આજ્ઞાથી સારી રીતે તપેલા તેલમાં ફેંકી દ્યો. હે ધીર સચિવ ! તું બીજા સચિવોને સાથે રાખીને મારા આંહિથી જવા પછી તું આ કાર્ય કરજે, અને વીર એવા અર્જુનને તું સંભાળજે. હું મહાબુદ્ધિશાળી એવા તે પુરોહિતને નમસ્કાર કરીને અને ક્ષમા માગીને પુનઃ યુદ્ધમાં અર્જુન સાથે લડવા માટે આવું છું, એ પ્રમાણે પોતાના સચિવને સંભળાવીને, તથા બન્ને પુરોહિતોને નમસ્કાર કરીને તે હંસધ્વજ રાજા તે બેઉ પુરોહિતોને, જ્યાં તેલથી ભરેલો તેવો ને તેવોજ કટાહ-ઉકળતો હતો ત્યાં લઇ આવ્યો. સુમતિ પ્રધાને જે કાંઈ રાજાએ સુધન્વામાટે કહ્યું હતું તે સર્વ કર્યું અને હે જનમેજય રાજન્ ! તે પ્રધાન, મહાવીર સુધન્વાને નીચે પ્રમાણે કહેવા લાગ્યો હે સુધન્વા ! મહા બળવાન્ એવા તને જોઇને આજ હું શું કરૂં ? તે મને સુઝતુંજ નથી ? હે મહાભુજ, શ્રી કૃષ્ણના પરમ-ભક્ત એવા તને જોઇને,

મને હૃદયમાં અતીવ કરૂણા ઉત્પન્ન થાય છે ! હંસધ્વજરાજાનું શાસન પણ હું ઉલ્લંઘન કરવાને શક્તિમાન થઈ શકતો નથી, તે રાજાએ મને કરેલું શાસન-આજ્ઞા તારા ઉપર ભયંકર કેર વર્તાવશે ! પ્રધાન સુમતિનું આવું કરૂણ-હૃદય જાણીને સુધન્વા તેને કહેવા લાગ્યો હે પ્રધાનજી ! પરાધીન એવા તમોએ રાજાનું શાસન કરવુંજ જોઇયે. પોતાના પિતાના વાકયને આધીન થઇ પરશુરામે પોતાની માતાનું શિર કાપી નાંખ્યું હતું ! પહેલાના સમયમાં જમદગ્નિ-ઋષિના પુત્ર પરશુરામ જેવાએ જ્યારે આવું કાર્ય કર્યું, પછી તમોને આ મારી બાબતમાં કાંઈ પણ ખેદનો વિષય નજ હોવો જોઇએ ! હે મહાબુદ્ધિ પ્રધાનજી ! મને પૂર્ણ વિશ્વાસ છે કે મેં રાજમહેલમાં રોકાઇને, શુભ-પુણ્ય ક્રિયાજ કરી છે ! મને મરણ થકી ભય છેજ નહી, માટે આપ આજ પ્રસન્ન થઇને મને તપેલા તેલ-કટાહમાં ફેંકી દ્યો !

સુધન્વાનું આ વાકય સાંભળી સુમતિ પ્રધાને, તે પ્રમાણે અનુદ્વિગ્ન ઉભા રહેલા, સ્નાન કરેલા અને દિવ્ય વસ્ત્રને પહેરેલા, તથા જેણે પોતાના વિશાલ વક્ષઃસ્થળમાં તુલસીદલોની માળા ધારણ કરેલી છે, અને જે વસુદેવના પુત્ર શ્રી કૃષ્ણનું નિરંતર મનમાં સ્મરણ કરી રહ્યો છે, તે સુધન્વાને હંસધ્વજ રાજાની આજ્ઞાથી ઉચકીને અત્યંત ઉકળેલા તેલમાં ફેંકી દીધો ! પોતાને ફેંકતી વખતે સુધન્વા ગોવિન્દ શ્રી કૃષ્ણને પ્રથમ જે વચનો કહેવા લાગ્યો, તે વચનો હે જનમેજય રાજન્ ! હું તને કહી સંભળાવું છું. તે તું એકચિત્ત થઇને સાંભળ ! તે તપેલા તેલના કડાયામાં તેલને ઘણાએ ઉછાળા મારતું ખદખદતું અને જ્વાળાઓથી વ્યાપ્ત જોઇને, જેમ બીજાનો ઉદય જોઇને દુર્જનનું મન કલુષિત થાય. તેમ, તેવા તપેલા કટાહને જોઇ તેવી સ્થિતિ થાય, એમાં શું આશ્ચર્ય હોઇ શકે ? સુધન્વાની સ્થિતિ પણ તે તપેલા કડાયાને જોઇને તેવીજ થઈ અને શ્રી કૃષ્ણની સ્તુતિ કરતો કહેવા લાગ્યો. હે ગોવિન્દ ! રક્ષણ કરો, રક્ષણ કરો એ પ્રમાણે મેં બોલેલું વચન સાંભળીને, તમો જે કારણથી આંહી મારી રક્ષા કરવા શીઘ્ર નથી પધાર્યા, તેનું કારણ હે કૃષ્ણ ! હું સમજી શકયો છું ! કે "આ રણભૂમિ પર્યન્ત આવી પહોંચેલાનો મારો તિરસ્કાર કરીને, સ્વેચ્છાચારી-સુધન્વા પાપિષ્ઠ બનીને આજ જગદ્ગુરૂ એવા મારૂં સ્મરણ પાછળથી કરી રહ્યો છે." એમ આપ ધારતા હશો ! પરંતુ હું આપને આ સંસારમાનું સત્ય વૃત્તાન્ત નિવેદન કરૂં છું કે મહામુશ્કેલીમાં આવી પડેલા અને ભય વિહ્વળ થયેલા જનોજ આપનું સ્મરણ કરે છે ! સુખમાં આસક્ત થયેલા પામરજનો આપને યાદ કરતાજ નથી ! મારા આ હરિ રહિત સૌખ્ય-પ્રેમ પ્રવાહને ધિક્કાર હો, આપની સાથેનું મારૂં સૌખ્ય તો હાલ કૃચ્છ્રરૂપજ છે; પરંતુ હે કૃષ્ણ ! આપે પ્રહલાદ, ગજેન્દ્ર, ધ્રુવ અને પૃષતનન્દિની દ્રૌપદીજી તથા અન્ય ગોપજનો વગેરે આ લોકમાં આપત્તિઓમાંજ કેશવ (આપ) નું સ્મરણ કરે છે; પરંતુ તેઓએ પહેલાંજ આપનું સ્મરણ કરેલું હોવાથી તેઓનું મહા દુઃખમાંથી રક્ષણ કર્યું છે. હે જનાર્દન ! અન્યકાળ સમયે આપનું કરેલું ચિન્તન મનુષ્યોને મુક્તિ આપવાવાળું થાય છે, હૃદયમાં ચિન્તન કરાતા તમારા નામનો મહિમા હે પ્રભો ! તેથીજ

છે ! હે શ્રી કૃષ્ણ ! આ મારા અન્ત સમયે આપનું હું સ્મરણ કરતો હોવાથી મારી મુક્તિજ થવાની છે, એમાં કાંઇ સન્દેહ નથી; પરંતુ આ લોકોમાં હું એટલોજ નિન્દાને પાત્ર થઇશ કે ' સુધન્વા જેવો વીર તપેલા તૈલના કડ યામાં દુષ્ટ મરણને પામ્યો ! ' મારી મનીષા એટલીજ બાકી રહી જાય છે કે ' આજ શ્રી કૃષ્ણ અને અર્જુનને આ સુધન્વા વીરે પોતાના બાહુબળથી સંતોષ ન પમાડયા ! તથા ગાંડીવ- ધનુષ્યમાંથી અર્જુને છોડેલા નારાચોવડે મારૂં માત્ર આ રણમાં ટુકડે-ટુકડા ન થઈ ગયું. " સમર્થ એવા સુધન્વાની અન્તગતિ એક ચોરની જેવી ગતિ થાય, તેવીજ થઇ ! મારા મનવડે પણ અર્જુન અને શ્રી કૃષ્ણને ધારણ ન કરી શકયો, તથા આપના પક્ષનું ઘણુંખરૂં સૈન્ય (કાયર ગણાતા) મેં ન હણ્યું ! " આવા અનેક પ્રકારના વાકયોવડે જનો મને હસશે, માટે હે હરે ! આજ આપે આ વહ્નિના દાહ થકી મારૂં રક્ષણ કરવુંજ જોઇએ, હે પ્રભો ! લજ્જારૂપી સાગરમાં પડેલી દ્રૌપદીની વસ્ત્રરૂપે તેં—કૃષ્ણે દ્રોણ ને ભીષ્મની સમક્ષ ભરસભામાં લાજ રાખી હતી. આ પ્રમાણે વીર અને અનન્ય ભક્ત સુધન્વા શ્રી માધવનું સ્મરણ કરવા લાગ્યો ત્યારે જેમ સજ્જનનું મન શાન્ત થાય, તેમ કડાયામાંનું તે તપેલું તૈલ અત્યંત શીતળ થય ગયું ! પાસે ઉભેલા સર્વે વીરજનો, જળમાં પ્રફુલ્લિત થયેલા કમળની માફક તે તૈલ—કટાહમાં સુધન્વાને અક્ષત જોઇને તથા આ સુધન્વાનું મુખારવિન્દ, કુણ્ડલોથી વિભૂષિત અને વિશાળ નેત્રવાળું જોઇને સર્વે જનો આ સુધન્વાના દુઃખથી વિસ્મય પામ્યા ? ઘણા એક સુધન્વાના આપ્તજનો, તેને તપ્ત તૈલ કટાહમાં પડેલો જોઇને અશ્રુઓ છોડવા લાગ્યા, પૃથ્વી ઉપર પડતું મુકવા લાગ્યા અને બે હાથોવડે છાતી કુટવા લાગ્યા, હાહાકાર કરીને ક્રોશ કરવા લાગ્યા મુકુટને ફેંકી દેવા લાગ્યા, અને પોતાના બાહુઓને હલાવવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આ હંસધ્વજ રાજા સુધન્વાને બદલે અમોને શામાટે અગ્નિમાં નથી ફેંકતા ? કે જેથી યદુનન્દન—શ્રી કૃષ્ણદેવને અને કૃષ્ણપદને પ્રાપ્ત થયેલા ધનંજયને અમો સુખેથી પ્રાપ્ત કરી શકીએ ! સુધન્વાને તપેલા તૈલના કડાયામાં ફેંકેલો જાણીને હંસધ્વજરાજા, પોતાના પુરોહિત 'શંખ' સહિત તે સ્થળે આવી પહોંચ્યો, અને પોતાના પુત્ર આ સુધન્વાને તપેલા કડાયામાં તરતો જોયો, તે સુધન્વા શ્રી કૃષ્ણના, હે ગોવિન્દ, હે દામોદર, હે માધવ, એ પ્રમાણે પ્રભુના પાવનનામોનો ઉચ્ચાર કરી રહ્યા હતો, આ દૃશ્ય જોઇને રાજ—પુરોહિત શંખ, તે હંસધ્વજરાજાને પુછવા લાગ્યો આ સળગતા અગ્નિથી આ તૈલ તપ્યું છે કે કેમ તેનો તપાસ કરવો જોઇએ. હે રાજન્ ! તારો પુત્ર સુધન્વા કાંઇ ઔષધને કે ઉત્તમ મંત્રને જાણે છે કે શું ? આતો કાંઈ આશ્ચર્યની ઘટના બની હોય એમ જણાય છે ! આ જળજળ સળગતું તૈલ કયાં ? અને પ્રફુલ્લિત પદ્મના સરખું શોભાયમાન આ સુધન્વાનું મુખારવિંદ કયાં ? હે દૂતો એક નવું નારિકેલ આ તૈલમાં ફેંકો કે જેથી આ તૈલની સારી રીતે પરીક્ષા થઇ શકે ! તે પુરોહિતનું આ વાકય સાંભળીને તે દૂતો ઘણીજ ત્વરાથી મુનિના ભયથી ડરીને તૈલની સમાન—અક્ષોભ્ય બનેલા છતાં નારિકેલ

સમયે હંસધ્વજ રાજાનું ઉભેલું સકલ-સૈન્ય, બીજા કાલચક્રની માફક અર્જુનની સંમુખે થયું, તે હંસધ્વજની સેનામાંના વીર પુરૂષોના મુખમાંથી પૃથ્વી ઉપર ચાવીને કાઢી નાંખેલા ઘણા તાંબૂલો પડયાં હતાં, તેથી તે સ્થળે પૃથ્વી જાણે ઇંદ્ર ગોપો (લાલવર્ણના વર્ષા ઋતુમાં થતા જન્તુઓ) થી ઢંકાઈ ગઇ હોય એવી શોભા આપી રહી હતી. હે જનમેજય રાજન્! જે પ્રમાણે રાત્રિ આવતાં આ આકાશ સૂર્યની કાન્તિવડે જેવી શોભા ધારણ કરે તે પ્રમાણે સેનામાંના વીર પુરૂષોના ગાત્રો કસ્તુરી સહિત ચન્દનને છોડવા લાગ્યા, સેનામાં એક બીજાના સંઘર્ષથી કંઠોમાંથી ત્રુટી ગયેલા મૌકિતક હારો પૃથ્વી ઉપર પડેલા દેખાવા લાગ્યા, અને કવચો તથા કિરીટોની પ્રભા તે રણમાં એવી તો આ જગતને પ્રકાશિત કરવા લાગી કે તે રણભૂમિમાં સર્વે વીરોએ પોતાનાં નેત્રોને બંધ કરવાં પડયાં! પૃથ્વી ઉપર વીરોના ગાત્રમાંથી પડેલા ચંદનને વાયુ ચારે તરફ ભમાવતો આકાશમાં લઇ ગયો અને વીર પુરૂષોના મસ્તકોમાંથી પુષ્પોને પૃથ્વી ઉપર પાડીને ત્યાંથી સ્વર્ગમાં લઇ જવા લાગ્યો. તે વાયુ જાણે દેવ-વૃક્ષોના માલોપયોગી સુગંધિત પુષ્પોનો વિજય કરવા માટે લઇ જતો હોય તેવો આભાસ તે સમયે થતો હતો હે જનમેજય રાજન્! તે રણભૂમિમાં આ મલયાનિલ ચારે તરફ ફરતો ફરતો વીરનરોના સુગંધિત મુખવાસથી પરાજિત થતો હતો હાથીઓના ગણ્ડ-જલથી અને અશ્વોના ખુરથી ખોદાએલી રજોથી વિષમ (ખાડા ખડીઆ વાળી) પણ પૃથ્વી ...નઃ સરખી થઈ ગઇ હતી, ઘોર એવા ...ના નાદવડે મેઘ અને સાગરનું ગર્જિત વાચાલ તરીકે પ્રસિદ્ધ છતાં પણ આજ હું તે ગર્જિત-(ગર્જના)મૂક થયું હોય એમ માનું છું. પગપાળાઓના પગના જોર બંધ પડવાથી ધરણી અતીવ કમ્પાયમાન થઇ હતી. હે જનમેજય રાજન્! તે હંસધ્વજ રાજાની સેનાના આ પ્રકારના આક્રમણ સમયે, હંસધ્વજ પોતાના વીર સૈનિકોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, હે વીરો હવે આ પવિત્ર યજ્ઞિય-અશ્વને પકડી લ્યો, હંસધ્વજ રાજાના તે વીર સૈનિકો રાજાની આજ્ઞાથી શીઘ્ર તે અશ્વ પકડીને હંસધ્વજ પાસે આવી પહોંચ્યા. પૂજા અને અર્ચા થયેલા તથા અનેક પ્રકારના ધૂપ વાસથી ધૂપિત થયેલા તે યજ્ઞિય અશ્વને હંસધ્વજ રાજાએ પદ્મ-વ્યૂહમાં ગોઠવી દીધો અને પોતે પોતાના પુત્રો અને સહોદરો સાથે, હે જનમેજય રાજન્! તે રાજા અર્જુન સાથે યુદ્ધ કરવા તૈયાર થઇ ગયો. સારા રથવાળો સુધન્વા તથા સુમતિ પ્રધાન, તીવ્રરથ વીરકેતુ અને મહારથી શતધન્વા, તથા સુમતિ સચિવના અન્ય પુત્રો અને બીજા સામન્તો પોતાની મરજી મુજબ અર્જુન સાથે યુદ્ધ માટે આગળ ચાલવા લાગ્યા. ત્યાર પછી રણના પ્રારંભને પ્રકાશમાં લાવનારા દુંદુભિના અવાજ થવા લાગ્યા, પડઘમ અને વીણા વાંસળી અને શૃંગના બનેલાં અનેક પ્રકારના વાદ્યો તથા મૃદંગો વાગવા લાગ્યા ડિંડિમો, શૃંગના વાદ્યો પણવો, આનકો, ઢક્કા (ડમરૂ) અને ઢોલો તથા ભેરીઓ, ગાયના મુખ સમાન કાહેલ, ઝાંઝર, શંખ તાલ, વાંસળીઓ અને ઉત્તમ મુરલિઓ, વીરોના તે સમાગમ સમયે વાદ્ય-કુશળ તન્ત્રીઓ બજાવવા લાગ્યા, હંસધ્વજના સૈન્યમાંના તે નાદથી પર્વતો અને સાગરો

પ્રતિબોધ કરવા લાગ્યા. હે ભારત! સૈન્યનો આ નાદ સાંભળીને ભયભીત પુરૂષોના હૃદયો ફાટીને બે ટુકડા થવા લાગ્યાં, અર્જુન આ વાદ્યોનો નાદ સાંભળીને તે સમયે રણસ્થળમાં કૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્નને કહેવા લાગ્યો-હે પ્રદ્યુમ્ન! યુધિષ્ઠિર મહારાજાનો તે યજ્ઞિય-અશ્વ આંહિથી હંસધ્વજ રાજા લઇ ગયો છે, તે અશ્વને છોડાવવા માટે, મારી સાથે કોણ કોણ વીરો આવશે તે તું મને કહે? બલવાન અને પુત્રસહિત આપ-પ્રદ્યુમ્ન, મહામતિ યૌવનાશ્વ વીર એવો આ અનુશાલ્વ તથા બખ્તર પહેરેલો સાત્યકિ, મહાતેજસ્વી વૃષકેતુ અને પરાક્રમી અનિરૂદ્ધ, તથા જેના રાષ્ટ્રમાં આપણે અગ્નિને જમાઈ તરીકે જોયેલો છે, તે નીલધ્વજ રાજા અને સર્વે અન્ય યોદ્ધાઓ આંહી છે, તથા હું પણ ઉપસ્થિત છું આપણે સર્વે આ સમયે વિશેષે કરીને બળવાન એવા હંસધ્વજ રાજાના પરરાષ્ટ્રમાં આવી પહોંચેલા છીએ. હે પ્રદ્યુમ્ન! આ સર્વે વીરોનો અધિપતિ હાલ તું છે, હું તો હમણાંજ આગળ જાઉં છું.

અર્જુનનું આ વાકય સાંભળી પ્રદ્યુમ્ન તેને કહેવા લાગ્યો-હે મહાભાગ! આપ એમ ન વદો, આપ શ્રી-કૃષ્ણનું કથન ભુલી ગયા જણાઓ છો! મહાત્મા શ્રીકૃષ્ણે પોતાનું પાણ્ડવ (અર્જુન) નામનું સર્વસ્વ મારા કરમાં સોંપેલું છે, જે મારા પિતા કૃષ્ણે મને સોંપ્યું છે, તેતો હું મારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી શું નાશ કરી શકીશ? જે પ્રતિજ્ઞા મેં ધર્મરાજા યુધિષ્ઠિર અને મહાત્મા ભીમની સમક્ષ લીધી છે, તે પ્રતિજ્ઞાને હું અવશ્ય પાળવાનોજ! હે પાર્થ! આ રણાંગણમાં આપ આજ મારા ભુજોનું બળ જુઓ! રાજા હંસધ્વજને, સુરથ એવા સુધન્વાને તથા સુમતિ પ્રધાનને તીક્ષ્ણ બાણોથી હું સંતોષ આપીશ તથા તેઓના સર્વ સૈન્યને આજે હું રણમાં પાડીશ એકપત્નીવ્રતધારી પોતાની દારામાંજ રસીક એવા આ નૃપવરને રણમાં આપ જાણી લ્યો. (ઓળખી લ્યો).



પ્રદ્યુમ્નનું આ પ્રકારનું વચન સાંભળીને પ્રશસ્ત વાણીવાળો ઉદાર બુદ્ધિ વૃષકેતુ તે બેઉને નમસ્કાર કરીને કહેવા લાગ્યો-આપ બેઉનું વચન યુક્ત નથી, આપણું કેટલું સૈન્ય છે તેનો અને આપ અર્જુન અને પ્રદ્યુમ્ન, બેઉ પ્રલય અને ઉત્પત્તિ કરવાને સમર્થ છો તેનો વિચાર કરો. જે કપાસના સરખા સામર્થ્યવાળો (વીર) મુખના પવન-ફુત્કારથીજ ઉડી જાય, તેનો નાશ કરવા માટે કયો મતિમાન્ વીર સળગતા વડવાનલને મોકલી શકે? નેત્રની પાંપણના પ્રહારથી મશક જો મરી જતો હોય, તો પછી કયો મંદબુદ્ધિ વીર તે મશક-મચ્છરને મારવા માટે. સર્પને મારનાર ગરૂડને આદેશ કરે! જે રજ થોડા ઘણા જલ બિન્દુઓનું સિંચન કરવાથી શાંન્ત થતું હોય તો તે રજના નાશને માટે કોપ પુર્વક વૃષ્ટિ કરતા વરૂણ દેવને જવું પડે કેમ? આપ બેઉએ કરેલી સંકલના તો મને તો તેવીજ ભાસે છે, એમ મારૂં માનવું છે. આપ બેઉથી આજ્ઞા અપાયેલો હું (વૃષકેતુ) શત્રુઓના સૈન્યમાંથી તે યજ્ઞિય અશ્વને શું ન લાવી શકું! યમના દૂતગણોથી બંધાએલો અને શ્રી કૃષ્ણના પદનું સેવન કરનાર સંસારી જીવને જેમ હરિનો કિંકર-(પાર્ષદ) લઇ આવેછે, તે પ્રમાણે આપની આજ્ઞાથી હું પણ આજ

તે અશ્વને અવશ્ય લઈ આવીશ. આ પ્રમાણે બોલી રહેલા વૃષકેતુને અર્જુને રોકવા છતાં પણ તે કર્ણ પુત્ર આગળ ચાલવા લાગ્યો અને મહા તેજસ્વી એવો તે વૃષકેતુ હંસધ્વજ રાજાની સેના પ્રત્યે શંખ ફુંકવા લાગ્યો અને અતિવિચિત્ર તથા સુંદર પતાકાથી શોભી રહેલા તથા ગર્જના કરતા પોતાના રથ સાથે આગળ વધ્યો તથા સારથિને તે ધર્માત્મા કહેવા લાગ્યો—હે સુત ! મહાભયંકર એવા હંસધ્વજના પદ્મવ્યૂહમાં તિત્તિર સમાન કાન્તિવાળા મારા રથાશ્વોને તું હાંકવા લાગ. વેગવાન્ અને રણ-પંડિત એવો તે વૃષકેતુનો સારથિ તેનું આ વચન સાંભળીને તુરતજ ચાબુકને ઉંચો કરીને વેગવાળા અશ્વોને આગળ વધારવા લાગ્યો વીર વૃષકેતુને રણમાં આવતો જોઈને સુધન્વા નીચે પ્રમાણે કહેવા લાગ્યો પદ્મ-વ્યૂહને જોયા વિના આ સાહસી વીર એકલોજ લીલા પૂર્વક ચાલ્યો આવે છે આનો ધ્વજામાં રહેલો વૃષ તો રમ્ય જણાય છે; પરંતુ ધનંજય—અર્જુન જણાતો નથી, આ વીર કોઇ અલૌકિક સત્ત્વ બળવાળો એકલોજ જણાય છે આ વીરના વ્યાપ્ત થયેલા બાણોના વિસ્ફુલિંગોથી રાજાઓ શું નહી બળી જાય ! માટે આ સમયે તે આપણા ઘણા વીર સૈનિકોનો અનાદર કરીને એકલોજ આવી પહોંચ્યો હોય એમ જણુય છે, આ રણ-પંડિત વીરની સામે આજ હુંજ યુદ્ધ કરવા જઇશ. હે સૂત તારૂં કલ્યાણ થાઓ મને તે વીરના રથની સંમુખે લઇ જા, સુધન્વાના તે સારથિએ મહારથિઓમાં શ્રેષ્ઠ આ સુધન્વાને વૃષકેતુના રથની સમીપ લઇ જઇને ખડો કર્યો, તીવ્ર પરાક્રમવાળા વૃષકેતુ અને સુધન્વા બેઉજણા યુદ્ધ ભૂમિમાં ઉભા રહ્યા. સુધન્વા હર્ષ પામીને હસતો હસતો તે વૃષકેતુને પુછવા લાગ્યો—હે સુવ્રત ! આપ કોણ છો ? કોના પુત્ર છો ? અને આપનું નામ શું છે ? સુધન્વાનું આ વિનીત-વચન સાંભળીને વૃષકેતુ તેને કહેવા લાગ્યો—જે (સૂર્યમંડળને) ને ભેદવા તું તૈયાર થયો છે, તે (સૂર્ય) અમારા પિતામહ થાય છે, તેના પુત્રોમાં જે બીજો પુત્ર કર્ણ છે. કે જે દાતાઓમાં અગ્રણી વીર અને નિત્યને માટે ધીર એવા તે કર્ણ મારા પિતા થાય છે, કશ્યપ ઋષિના કુલમાં ઉત્પન્ન થયેલા મને તું નામે કરીને વૃષકેતુ જાણ. વૃષકેતુનું આ વાક્ય સાંભળી સુધન્વા પણ પોતાનો પરિચય આપવા લાગ્યો—હું હંસધ્વજ રાજાનો પુત્ર છું, મારૂં શુભ એવું સુધન્વા નામ છે, પૂર્વે મધુચ્છંદા-ઋષિ અમારા વંશને ચલાવનારા છે, હે વૃષકેતુ ! મારી સમક્ષ તું યુદ્ધમાં ઉભો રહે અને તારા પરાક્રમનું દર્શન કરાવ. તારા પૂર્વજ તેજસ્વી એવા સૂર્યનારાણ જેમ અંધકારનો નાશ કરે છે, તે પ્રમાણે આપ શત્રુઓની સેનાનું યુદ્ધમાં વારણ કરો. પોતાના કુલની શ્લાઘા તો પરાક્રમહીન મંદ પુરૂષોજ કરી શકે છે.

સુધન્વાનું આ વચન સાંભળીને વૃષકેતુ તેને કહેવા લાગ્યો—હે વી- સુધન્વા ! મારૂં પરાક્રમ તને એક બાણથીજ હમણાં દેખાડી દઉં છું, અમારા તીક્ષ્ણ ધારવાળા અત્યંત તેજસ્વી નારાચો, આ મહા-યુદ્ધમાં તારા સૈન્યમાં જલદી પહોંચી જશે, હું મારા વચનથી જે બોલ્યો છું, તે કદાપિ અસત્ય થઇ શકતુંજ નથી, આ પ્રમાણે બોલીને વીર વૃષકેતુએ, શરોની મોટી વૃષ્ટિ સુધન્વાના સૈન્ય પ્રત્યે છોડી અને સુધન્વા-

ને બાણોથી ઢાંકી દઇને સિંહનાદ કરવા લાગ્યો, વૃષકેતુ મહાત્માના શરોએ હાથીઓ, અશ્વો, રથિઓ અને પાળાઓના શરીરોને ભેદીને, તે સર્વેને જીવિતહીન કરી દીધા ! હે જનમેજય રાજન્ ! ચારો તરફથી રથોના સમૂહોનું પાલન કરનાર તે સુધન્વાને પણ વૃષકેતુએ બાણોથી વીંધી નાંખ્યો, બાણોની વૃષ્ટિથી આચ્છદિત થયેલું સુધન્વાનું તે સૈન્ય દૃષ્ટિગોચર થવા પણ ન પામ્યું ! સુધન્વાના અશ્વોને વીંધીને તથા મહા ધ્વજાને ધારણ કરેલા તેના સારથિને યુદ્ધમાં હસતાં હસતાં પાંચ શરોના પ્રહારથી બલવડે કાપી નાંખ્યો, અને ફરીથી સર્વે વીરો જુએ તેમ તે સુધન્વાના સૈન્યને શર વૃષ્ટિથી આચ્છાદિત કર્યું અને અત્યંત તીક્ષ્ણ તથા ગીધનાં પીછાથી શોભાયમાન સૂક્ષ્મ—બાણોવડે સો સો ટુકડા કરી નાખી અને ભૂમિશાયી કરી દીધું. છત્રોને અને ચામરોને તથા અનેક પ્રકારની પતાકાઓને અને કવચોને યુદ્ધમાં ક્રોધે ભરાઇને કર્ણપુત્ર—વૃષકેતુએ કાપી નાંખ્યા. હાથીઓના હાથ સરખા, તથા આયુધો અને ભૂષણો યુક્ત વીર પુરૂષોના બાહુઓને તથા સારી રીતે કરેલા ઓષ્ઠ—પુટોવાળા શત્રુઓના મસ્તકોને મહાબાહુ તે વૃષકેતુએ કાપી નાંખ્યા, તે વૃષકેતુએ સુધન્વાની સેનાને બહુ પ્રકારે ભેદી નાખેલી જોઇને સુધન્વા બીજા રથમાં બેઠો અને પોતાના હૃદયમાં તે વીર વૃષકેતુનું પરાક્રમ બહુ પ્રકારે માનવા લાગ્યો અને આ આ વૃષકેતુના અશ્વો ઉપર તે સુધન્વાએ બાણોનો પ્રહાર કર્યો તથા મહાધ્વજ ધારી —વૃષકેતુના સારથિને, તુલ—રાશિ સમાન કરીને તે સારથિને પાંચ બાણોથી પ્રહાર કર્યો, વૃષકેતુનું ભાથા—સહિત ધનુષ્ય પાંચ બાણોથી છેદી નાખ્યું અને ભમતું એવું તે વૃષકેતુનું ગાત્ર જ્યાં મહાસેના લડી રહી હતી ત્યાં ગયું ! સંગ્રામમાંથી કર્ણપુત્ર—વૃષકેતુની આ સ્થિતિ થવાથી તે પ્રસંગ ઘણો આશ્ચર્યજનક બન્યો ! મૂર્ચ્છાનો ત્યાગ કરીને ધર્માત્મા તે વૃષકેતુ જ્યાં માની એવા સુધન્વાને જુએ છે ત્યાં તે સુધન્વાને પોતાની સમક્ષ ભયંકર આવેશમાં અને સૈન્યની વચ્ચે ઉભેલો જોયો. વૃષકેતુએ પોતાને સૈન્યની મધ્યમાં ઘણા સૈનિકોએ ઘેરી લીધેલો જોઈને તથા પોતાને રથ હીન જોઇને ક્રોધથી તેણે ધનુષ્યને પકડયું, અને તેની દોરી દૃઢ કરીને સુવર્ણથી વિભૂષિત બાણોને છોડવા લાગ્યો, બાણોથી છિન્ન થયેલા પોતાના સર્વાંગને જાણે છિન્ન થયુંજ નથી તે પ્રમાણે ધારણ કરતો તે વૃષકેતુ હંસધ્વજના તે સૈન્યને જીવિત વિનાનું કરવા લાગ્યો. વૃષકેતુઆ પ્રકારનું પરાક્રમ કરી રહ્યા પછી, તે કર્ણનન્દન શત્રુના સૈન્યથી ઘેરાઈ ગયો અને તેના ઉપર શક્તિઓના, તોમરોના, ભાલાઓના, અને ભિંદિપાલોના, તથા મુદ્‌ગરોના અને ઘોર તરવારોના પ્રહારો તે યુદ્ધમાં ચારો તરફથી પડવા લાગ્યા, બલવાન્ એવો તે કર્ણપુત્ર, નારાચોથી કરવાલોથી અને અયો—મુખ ભુશુંડી નામના આયુધોથી તથા ગદાઓથી પરિઘ, પટ્ટિશ અને ત્રિશૂલોથી તથા અન્યાન્ય શસ્ત્રાસ્ત્રોથી, પીડાતા પોતાના શરીરને જોઈને, તુરતજ વાસુદેવ—શ્રી કૃષ્ણના નામોને જપતો જપતો શત્રુ સેના ઉપર પ્રહારો કરતો જાય છે, તે અરસામાં વૃષકેતુનો અન્ય સારથિ, મહાધ્વજાવાળા રથને જોડીને રણમંડળમાં વૃષકેતુની સમીપ આવી પહોંચ્યો, સારથિએ લાવેલા તે રથ ઉપર બેસીને તે વૃ-

ષકેતુ વેગપૂર્વક વારંવાર તીક્ષ્ણ બાણોથી સુધન્વાને હસતો હસતો વીંધવા લાગ્યો, અને તે સુધન્વાના સૈન્યને, બાણોની વૃષ્ટિઓ વડે ચારે તરફથી પીડવા લાગ્યો. વીર સુધન્વાએ વૃષકેતુની પુનઃ આ લીલા જોઇને, તે કર્ણપુત્રને હૃદયમાં પાંચ-બાણોથી વીંધી નાખ્યો, સુધન્વાના આ બાણ પ્રહારોથી મહાબલવાન્ વૃષકેતુ તે સ્થળે પુનઃ મૂર્ચ્છાને પામ્યો, મહાબલવાન્ વૃષકેતુને મૂર્ચ્છિત થયેલો જોઇને રણમંડલમાંથી જ્યાં દૂર લઇ જાય છે તે સમયમાં કૃષ્ણ-પુત્ર પ્રદ્યુમ્ન રણભૂમિ ઉપર આવી પહોંચ્યો, પ્રદ્યુમ્ને સુધન્વાને ઉભો રહે ઉભો રહે એમ કહીને તિરસ્કાર્યો, તથા ઘોર એવા પાંચ શરો વડે યુદ્ધમાં તેને પ્રહાર કર્યો, અને રોષથી સુધન્વાના સારથિને યમ મંદિરમાં પહોંચાડી દીધો ! તથા તે સુધન્વાના રથમાં જોડેલા ચારે અશ્વોના તીક્ષ્ણ શરોથી એકવીશ ટુકડાને પ્રદ્યુમ્ને ક્રોધે ભરાઇને કરી નાખ્યાં અને ત્રણ બાણો વડે, રથની ધરીના આઠ ટુકડા કર્યા પછી પ્રદ્યુમ્ને એક બાણથી સુધન્વાના કાર્મુકના વિચિત્ર પ્રકારે ત્રણ ટુકડા કરી નાખ્યા. સુધન્વા પણ રણ-ભુમિમાં પ્રદ્યુમ્નનું અતિ ચાતુર્ય જાણીને; પ્રદ્યુમ્ન સાથેના તે યુદ્ધમાં પોતાના પરાક્રમને દર્શાવતો છતો, લીલા-વડે બાણોનું અદ્દભુત અનુસન્ધાન કરવા લાગ્યો અને રોષથી પ્રદ્યુમ્નના અશ્વોના બે શરોથી આઠ ટુકડા કરી નાખ્યા અને ત્રણ વેણીવાળી પ્રદ્યુમ્નના રથની ધરીને સુધન્વાએ છ કટકા કરીને રમ્ય(!) બનાવી દીધી અને એકબાણના પ્રહારથીજ પ્રદ્યુમ્નના ધનુષ્યના પાંચ ટુકડાઓ કરીને છેદી નાખ્યું તથા તે સુધન્વાએ પણ પ્રદ્યુમ્નના સારથિનું શીર્ષ તેના ધડ થકી જુદું કર્યું, તે ક્રિયા બહુજ આશ્ચર્ય કારક બની ! અને ત્રણ શરોથી કૃષ્ણ સુત પ્રદ્યુમ્નને વીંધીને તે સુધન્વા સિંહનાદ કરવા લાગ્યો ! મહારણ વિદ્યામાં કુશળ અને બલવાન્ એવા તે બેઉ વીરો ગન્ધર્વોની માફક આકાશમાં અને પૃથ્વી ઉપર એમ બેઉ સ્થળે યુદ્ધ કરવા લાગ્યા. તથા રૂધિરને ઓકતા ઓકતા તે બેઉ વીરો-બાણોના પ્રહારોથી પીડાઇને મૂર્ચ્છા ખાઇને પડયા ! સુધન્વા સત્વર ઉભો થઇને ક્રોધે ભરાયલો છતો અન્ય રથમાં બેઠો, અને અર્જુનની સેનાના વીરોને સહસ્ર બાણોથી પ્રહાર કરવા લાગ્યો. તથા કૃતવર્મા પ્રત્યે જઇને તેને નવ શરોથી પ્રહાર કર્યો, તે સુધન્વાએ છોડેલા સાયકોના તે કૃતવર્માએ ત્રણ ત્રણ ટુકડા કરી નાખ્યા અને સુધન્વાના વિશાલ વક્ષઃસ્થળમાં પાંચ બાણોના પ્રહારથી પીડા કરી ત્યાર પછી હે જનમેજય રાજન્ ! સુધન્વાએ પણ તે કૃતવર્માને નવ-સાયકોથી એક ક્ષણમાં રથ વિનાનો કરી દીધો અને તેના અશ્વોને તથા સારથિને કાપી નાખ્યા. સુધન્વાના બાણ પ્રહારથી પીડાઇને તે વીર-કૃતવર્મા રણનો ત્યાગ કરીને પલાયન કરી ગયો ! કૃતવર્માના રણમાંથી પલાયન થયા પછી વીર અનુશાલ્વ (દૈત્ય) તે મહારણમાં સુધન્વાને બોલાવીને તથા શર રહિત પોતાનું ધનુષ્ય હાથમાં પકડીને સુધન્વાને કહેવા લાગ્યો-હે સુધન્વન્! તેં આજ યુદ્ધમાં ઘણાએ વીરોને સંતોષ્યા છે. અને આ સર્વ પરાક્રમ મારીસમક્ષ તે પોતાના બાહુ-બળથીજ કર્યું છે, તેથી મને તે વિષે પરમ કૌતુક થાય છે ! આ સર્વે વીરો જુએ તેમ તું મારા એકજ શરને સહન કરવા તૈયાર થા, એમ કહીને તે અનુશાલ્વે વડવાનલ સરખું એક ના-

રાચ તે સુધન્વા ઉપર છોડયું, અનુશાલ્વના કરમાંથી છુટેલા તે ભયંકર બાણને જોઈ ને તે બાણને પોતાના બાણો વડે છેદવાની વ્યવસ્થા તે સુધન્વા કરવા લાગ્યો, પરંતુ તે બાણનું છેદન કરવા સુધન્વા શક્તિમાન્ ન થઇ શકયો ! અને તે અનુશાલ્વ નો ભયંકર બ ણ તે સુધન્વાના હૃદયમાં પેસી ગયો, સુધન્વાને ભયંકર બાણ–પ્રહાર કર્યા પછી અનુશાલ્વ સુધન્વાની સેનાને અનેક બાણપ્રહારોથી ચીરવા લાગ્યો અને મહાબાહુ–વીર સુધન્વાને પણ નવ દૃઢ-બાણોથી સત્વર રથરહિત કરીને તથા પૃથ્વી ઉપર પટકીને, વીર અને બળવાન્ એવો તે દૈત્યાધિપતિ અનુશાલ્વ, તે સમયે ગર્જના કરવા લાગ્યો. ત્યાર પછી મહારથીઓમાં શ્રેષ્ઠ અને બલવાન્ એવા તે સુધન્વાએ અનુશાલ્વને એકજ બાણથી વીંધ્યો, સુધન્વાના તે બાણથી વીંધાએલો તે દૈત્ય ધરણી ઉપર ઢળી પડયો, ત્યારપછી તે સુધન્વા પાર્થની વિવિધ પ્રકારની સેનાને અનેક પ્રકારે ભેદવા લાગ્યો. હે જનમેજય રાજન્ ! તે વીર સુધન્વાએ ગજોના સમૂહોને અનેક પ્રકારે ભેદીને વસુંધરાને રૂધિરોના પ્રવાહવાળી, વિષમ અને માંસના કાદવવાળી બનાવી દીધી ! સુધન્વાના તે યુદ્ધમાં હાથીઓના મસ્તકો; અને અશ્વોનાં શીર્ષો સો અને હજારોની સંખ્યામાં એક બીજા સાથે અથડાતાં દેખાવા લાગ્યા ! તે યુદ્ધમાં ચાલેલા રૂધિર પ્રવાહમાં, બાણોવડે ભેદાએલા-અશ્વો તેઓના સ્વારોની સાથે મડેલા છતાં સુધન્વાની સંમુખ થઇને તણાવા લાગ્યા ! સુધન્વાના વિચિત્ર એવા અનેક બાણોના પ્રહારોથી કપાઇ ગયેલા નરો, અશ્વો, હાથીઓ ઉંટો અને ખચ્ચરોનું રૂધિર તે સમયે નદી પ્રત્યે વહેવા લાગ્યું ! અર્જુનની સેનાના, હાથ કપાઈ ગયેલા તે વીરો, રૂધિરના પ્રવાહવડે તણાતા તણાતા ‘બાહુદા’ નામની નદીમાં જઇને કરવાળા થઇને–દીવ્ય સ્વરૂપ ધારણ કરીને ક્ષણભર માંતો આકાશમાં રહેલી અપ્સરાઓ સાથે વિહાર કરવા લાગ્યા, પાણ્ડુપુત્ર અર્જુનની તે સેના આમ તેમ ભગ્ન થઇ અને તે વીર સુધન્વાથી વિમુખ થઇને પલાયન કરવા લાગી ! ૧૮



## પ્રકરણ ૧૯ મું.

### સુધન્વાનો વધ.

શ્રી–કૃષ્ણના પરમભક્ત સુધન્વાએ તે યુદ્ધમાં, સમર્થ એવા સાત્યકિને સીત્તેર નારાચોના પ્રહારોથી ભેદી નાંખ્યો અને ગર્જના કરવા લાગ્યો. સુધન્વાના આ પરાક્રમને જોઈ સાત્યકિએ ત્રણસો પચાસ ભાલાના પ્રહારોથી, સુધન્વાના રથને, અશ્વોને, સારથિને, ધ્વજાને, છત્રને, રથની ત્રણે ધરીઓને, સુધન્વાની રથમાં બેસવાની ગાદીને તથા પાસે ઉભા રહેલા ચમર ઢોળનારને ત્વરિત કાપી નાંખ્યા. સુધન્વાએ પણ આ બનાવથી ક્રોધે ભરાઇને હસતાં હસતાં સાત્યકિને રથ–રહિત કર્યો. તે બેઉ વીરો પુનઃ રથમાં બેસીને યુદ્ધ માટે વ્યવસ્થિત થયા અને પોતાના હજારો બાબાણોથી તે રણમાં આકાશને વ્યાપ્ત કરી દીધું ! હે જનમેજય ! શરોના પ્રહારોથી ભિન્ન થયેલા અગોવાળા અને રૂધિરના પ્રવાહને વર્ષાવતા તે બેઉ વીરો, વસંત–ઋતુમાં પુષ્પિત થયેલા કિંશુક-વૃક્ષની માફક શોભવા લાગ્યા ! સુધન્વાએ કુપિત થઇને સાત્યકિને પીડતો પીડતો તેના

ઉપર શકિતનો પ્રહાર કર્યો. યુદ્ધ કરતો કરતો તે સાત્યકિ સુધન્વાના શકિત–પ્રહારથી મૂર્ચ્છા પામી ગયો, સાત્યકિને મૂર્ચ્છિત થયેલો જોઇને અર્જુનના સૈન્યમાં મહાન્ હાહાકાર થવા લાગ્યો અને અર્જુનનું તે સકલ સૈન્ય ભયભીત તથા આકુલ વ્યાકુલ થઇને આમ–તેમ નાસવા લાગ્યું ! સુધન્વાના પ્રહારથી સાત્યકિને મૂર્ચ્છા પામેલો જોઇને તથા પોતાના સૈન્યને આકુલ થતું જોઇને, મહાબાહુ અર્જુન પોતાની પાસે આવી પહોંચેલા સુધન્વાને અનેક પ્રકારે કહેવા લાગ્યો–હે વીર ! ઉભો રહે, ઉભો રહે, કયાં જાય છે ? હે મહાબલવાન્ સુધન્વા ! તેં યુદ્ધમાં મારા ઘણા વીર–સૈનિકોને જીત્યા છે ! હે વીર ! મહાત્મા ઇંદ્રની માફક તારૂં પરાક્રમ અધિક જણાય છે ! મેં કુરૂક્ષેત્રમાં તથા અન્ય–સ્થળે, ઘણાંયે યુદ્ધો કર્યાં છે અને તે યુદ્ધોમાં હું. દ્રોણાચાર્ય, ભીષ્મ પિતામહ, કૃપાચાર્ય, તથા મહાત્મા કર્ણ સાથે યુદ્ધ–ક્રીડાઓ ખેલ્યો છુ, એટલુંજ નહો, પરંતુ વિકરાલ કાલ સમાન–અસુરો સાથે અને સાક્ષત્–શંકર મહાદેવ સાથે પણ મેં યુદ્ધો કર્યાં છે, પરંતુ અતુલ–પરાક્રમવાળા તને (સુધન્વાને) જોઇને મને જે વિસ્મય થાય છે તે વિસ્મય હું કોઇ પણ સ્થળે પામી શકયો નથી !

કૃષ્ણ સખા અર્જુનના આ પ્રકારનાં વચનો સાંભળી સુધન્વા કહેવા લાગ્યો–હે પાર્થ આપે સંગ્રામમાં જે જે યુદ્ધો કરેલાં છે તે તે યુદ્ધોમાં આપને વિજય–શ્રી પ્રાપ્ત થવાનું સબળ કારણ એ હતું કે શ્રી–કૃષ્ણ આપના હિતકર્તા હોઇને, તમારા સારથિ તરીકે તમારી સાથે સર્વદા બિરાજમાન થતા હતા ! પરંતુ આ મારી સાથેના યુદ્ધમાં તો આપ શ્રી કૃષ્ણ રહિત જણાઓ છો. તેથીજ આપને આ સ્થળે પરમ–વિસ્મય થયો છે ! હે પાર્થ જો આપે શ્રી–કૃષ્ણનો ત્યાગ કર્યો છે તો આ સમયે શા માટે ત્યાગ કર્યો વારૂ ? અને હે મહાબુદ્ધિ–અર્જુન ! આપ જો શ્રી કૃષ્ણથી ત્યાગ કરાયા હો, તો આ મારી સાથેનાજ યુદ્ધમાં તે દયાળુથી આપ શા માટે ત્યાગ કરાયા ? હે પાર્થ મારી સાથે યુદ્ધ કરવાને શકિતમાન્ છો કે નહી ? જો તમારામાં મારી સાથે યુદ્ધ કરવાનું સામર્થ્ય ન જ હોય તો પછી, તમારા તે યજ્ઞિય–અશ્વને આજ અમારી અશ્વશાલામાં યથોચિત બાંધીને રાજાઓમાં શ્રેષ્ઠ એવા હંસધ્વજ રાજા ‘ અશ્વમેધ–યજ્ઞ ’ કરી શકશે ! હે અર્જુન આ ૪ તે દેવતાઓ પણ મારા આપની સાથેના સંગ્રામને જુએ ! રણ ભૂમિમાં હું આજ આપને અને શ્રી–કૃષ્ણને પણ અવશ્ય જીતી લઇશ !

સુધન્વાના આવાં વચનો સાંભળીને અર્જુન ક્રોધે ભરાયો અને સુધન્વા પ્રત્યે એક સાથે સો બાણોનું અનુસંધાન કર્યું અર્જુનના તે દિવ્યશરોને સુધન્વાએ હસતો હોય તેમ કાપી નાંખ્યા ! અને કુન્તી–સુત અર્જુનને દશ શરોથી પ્રહાર કર્યો, તથા બીજા, સો–હજાર, દશ હજાર અને એક લક્ષબાણોથી તે સુધન્વાએ ક્રુદ્ધ થયેલા અર્જુનને રણમાં ઢાંકી દીધો. અર્જુને પણ સુધન્વાએ છોડેલા તે શરોના તેજ સમયે તિલ–તિલ જેવડા કટકા કરી નાખ્યા ! ત્યારપછી અર્જુને ઓષ્ઠ ભાગને સ્પર્શ કરનારૂં આગ્નેયાસ્ત્ર છોડયું, અને સુધન્વાથી કોપ પામીને બાણની વૃષ્ટિ તે અર્જુન વરસાવા લાગ્યો. અર્જુનના તે સાયકથી લેહાઈ ગયેલા પક્ષિઓ પણ

આકાશમાં ઉડી શકતા ન હતા, તે સમયે ત્રણે જગત્ બાણોથી થયેલા અંધકારમાં મગ્ન થયું ! અર્જુને છોડેલા પાવકાસ્ત્રથી પૃથ્વી ઉપર રહેલું સુધન્વાનું સૈન્ય બળવા લાગ્યું. સુધન્વા પોતાના સૈન્યને જવાળાઓથી વ્યાપ્ત જોઇને તથા અગ્નિને પોતાનું સૈન્ય બાળતો જોઇને, અગ્નિનું નિવારણ કરનાર ' વારૂણાસ્ત્ર ' નો આશ્રય લીધો. તે સુધન્વાએ પોતાના કાર્મુકમાંથી છોડેલા તે વરૂણાસ્ત્રથી મોટી વૃષ્ટિ થવા લાગી, ભૂતલ વાદળાંઓથી ઘેરાઇ ગયું અને વીજળીઓ ઉપરા ઉપર આકાશમાં ચમકવા લાગી. તથા અર્જુનની સેના શિલા-વૃષ્ટિઓથી આહત થઇને જળમાં ડુબવા લાગી અને તે રણમાં વારૂણાસ્ત્રથી વધેલા અતિ શૈત્યથી વિમોહિત થઇને ભમવા અને ધ્રુજવા લાગી ! ચાતકો અને મયૂરોને આ પ્રસંગ ઘણોજ આનંદ-પ્રદ થઇ પડયો ! અને ચર્મથી મઢેલાં આ ભૂતલ ઉપરના સર્વે રણ-વાદ્યો નષ્ટવત્ થઇ ગયાં ! સુવર્ણ-ચમ્પકની સમાન કાન્તિવાળા વીરોના અંગોમાં ચોંટી રહેલા વિવિધ પ્રકારનાં વસ્ત્રો પણ આ સમયે દ્રષ્ટિ ગોચર થઈ શકતાં નહતાં ! ગજોના કુંભ-સ્થળોમાં રહેલા ચામરો અને કવચો, આ યુદ્ધમાં પુષ્કલ જલ-પાત થવાથી શોભાહીન થઇ ગયાં ! બાણો પણ ફળા (ણા)થી રહિત થઇને રણમાં રહેલઃ શત્રુઓને ભેદી શકતા ન હતાં ! સુધન્વાએ છોડેલા વારૂણાસ્ત્રથી અતિ-વૃષ્ટિ થવાથી યુદ્ધમાંના વીર સૈનિકો, ' આ પોતાનો છે કે પારકો છે, એ પણ કળી શકતા ન હતા ! વારૂણાસ્ત્રની લીલા આ પ્રમાણે થતી જોઇને મહાવીર [illegible] 'વાયવ્યાસ્ર' નું અનુસન્ધાન કર [illegible] છોડેલા તે વાયવ્યાસ્ત્રથી પ્રકટ થતા વાયુવડે, વાદળાંઓ વિખેરાઇ ગયાં અને ધ્વજાઓ પડી ગઇ, તથા વારણો અશ્વો, વીર સૈનિકો, ઉંટો અને ખચ્ચરો તે પ્રબળ વાયુના જોરથી ચોતરફ ભમવા લાગ્યા આ અરસામાં વીર સુધન્વાએ અર્જુનનું ધનુષ્ય અને દોરી એમ બેઉને એક અર્ધચન્દ્ર બાણથી કાપી નાંખ્યા અને ત્રણ શરોવડે અર્જુનના સારથિને પણ કાપી નાંખ્યો અને અત્યંત કોપાયમાન થયેલા તે વીર સુધન્વાએ, પાણ્ડુ-પુત્ર અર્જુનને શરહીન કરી મૂકયો ? અને તેને કહેવા લાગ્યો—હે અર્જુન ! આજ આપની પાસે ભગવાન્-શ્રીકૃષ્ણ સારથિ નથી ! હે પાર્થ ! આપ જુઓ આપ મારા શરોથી કેટલા ક્ષત થયા છો ? તેનો ખ્યાલ કરો ! આપનું પરાક્રમ આજ કયાં ચાલ્યું ગયું ! તમોએ સર્વગ વ્યાપ્ત થયેલા કૃષ્ણનો ત્યાગ કરીને, એક સાધારણ સારથિ બ[illegible]વ્યો છે! આપના શ્રીકૃષ્ણ નામના સારથિનું સ્મરણ કરો, એ વાત નિશ્ચય સમજજો કે આજ મારી સમક્ષ આપ રણમાં પડયાજ છો એમ માની લેજો ! શ્રીકૃષ્ણની સારથિ તરીકે અનુપસ્થિતિ જોઇ, અર્જુન સુધન્વાએ આપેલા ઉપાલમ્ભને ગળી ગયો અને સુધન્વા સાથેના તે મહાયુદ્ધમાં અર્જુને પોતાના અશ્વોને વામ હસ્તથી પકડી રાખ્યા અને ધનુષ પકડીને પુનઃ યુદ્ધની તૈયારી કરતાં જ્યાં ગોવિન્દ-શ્રીકૃષ્ણનું સ્મરણ કરવા લાગ્યો કે તુરતજ શ્રી હરિ રથમાં ઉપસ્થિત થયેલા દેખાયા!

કૃષ્ણને સોંપીને સાવધાન ચિત્તથી સુધન્વા ઉપર ચારો તરફથી ઘોર બાણ વૃષ્ટિ કરવા લાગ્યો. અર્જુનના રથમાં શ્રીકૃષ્ણને ઉપસ્થિત થયેલા જોઇને સુધન્વા શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો હે ગોવિન્દ ! આપ અર્જુનને માટે રણભૂમિમાં પધારેલા મારા દૃષ્ટિ ગોચર થયા છો ! હે કેશવ ! આપનું સર્વત્ર વ્યાપી પણું મેં ખરેખર આજ જાણ્યું! વળી તે અર્જુનને ઉદ્દેશીને કહેવા લાગ્યો હે પાર્થ ! આપ શ્રી કૃષ્ણ જેવા સમર્થ દેવને સારથિ તરીકે પ્રાપ્ત કરીને મને જીતવા માટે પ્રતિજ્ઞા કરો, હું તો આજ મારા પરાક્રમથી રણમાં અખિલ જગતને સંતોષવા ધારૂં છું !

સુધન્વાનું આ વાક્ય સાંભળીને અર્જુને પ્રતિજ્ઞા કરી કે—હે સુધન્વન્ ! આજ હું તારા આ રમ્ય મસ્તકને ત્રણ શરોથી રણમાં અવશ્ય પાડીશ, "શ્રીકૃષ્ણની સમક્ષ જો આ મારી પ્રતિજ્ઞા સિદ્ધ ન થાય તો સ્વર્ગમાં રહેલા મારા પૂર્વજોનું પતન થાઓ અને તે મારા પૂર્વજો પુણ્ય—હીન થઇને નરકમાં પડો, આ મારૂં વાક્ય સત્યજ થશે અનૃત હોઇ શકેજ નહી ! હે સમર્થ સુધન્વા ! તું તારા આત્માનું રક્ષણ કર. અને તારી કરેલી પ્રતિજ્ઞા મને કહી સંભળાવ. અર્જુનનો આ પ્રકારનો પ્રશ્ન સાંભળી સુધન્વા તેને કહેવા લાગ્યો કે તે હરિની સમક્ષ આપના ત્રણે શરોને હું હમણાંજ કાપી નાંખું છું, આપે મારા પ્રત્યે ફેંકેલા તે શરોના જો હું ત્રણ ત્રણ ટુકડા કરી ન શકું તો ઘોર ગતિને પ્રાપ્ત થાઉં ! આ પ્રમાણે કહીને બલવાન્ એવા સુધન્વાએ મધુ—સૂદન શ્રીકૃષ્ણને સો બાણોથી હર્ષ પૂર્વક હૃદયમાં પ્રહાર કર્યો અને હે આર્ય—જનમેજય ! તે સુધન્વાએ અન્ય બાણોથી અર્જુનના રથને શ્રી—કૃષ્ણ સહિત ભૂમિ પરથી ઉખેડી નાંખ્યો ! તે રથ, અશ્વો અને અર્જુન સહિત આ ભૂમિ ઉપર ઘટ ચક્ર (કુંભાર ના ચાક) ની માફક ભ્રમવા લાગ્યો ! અને અર્જુનને દશ શરોથી ચોમેરથી ઘેરી લીધો ! અને અર્જુનનો તે રથ આ સુધન્વાએ ભૂમિ તલમાં ચારસો હાથ જેટલા ઉંડા સ્થાનમાં પહોંચાડી દીધો ! તે ક્ષણે આ સર્વ ઘટના હંસધ્વજના પુત્ર સુધન્વાએ પશ્ચિમ ભાગમાં કરી. વીર સુધન્વાના આવા દૈવી પરાક્રમને જોઇને, શ્રીકૃષ્ણ અર્જુનને કહેવા લાગ્યા—હે પાણ્ડુપુત્ર ! વીર સુધન્વાના પરાક્રમન તું લક્ષ્યમાં લે, હે અર્જુન ! તેં ત્રણ બાણોથી સુધન્વાનો વધ કરવાની પ્રતિજ્ઞા વૃથા લીધી છે ! જે પ્રમાણે જયદ્રથના વધ માટે મારી સાથે નિર્ણય કર્યા સિવાય તે લીધેલી પ્રતિજ્ઞાને સત્ય કરવા માટે તેં જે સાહસ કર્યું હતું અને તેમાં જે મુશ્કેલીઓ આવી પડી હતી, તે સર્વ તું ભુલી ગયો જણાય છે ! હે પાર્થ ! તું હિતાહિતને જાણતોજ નથી, મેં રોષથી મારા ચરણવતી આ રથને દબાવેલો છે છતાં સુધન્વાના શરવડે ચારસો હાથ જેટલો ઉંડો તે રથ આજ પશ્ચિમ દિશામાં ખેંચાઇ જાય છે ! સુધન્વા એકપત્ની વ્રતને ધારણ કરનારો હોઇ અતીવ વીર જણાય છે ! તેવું એક પત્નીવ્રત, મારાથી કે તારાથી કરી શકાવાનુંજ નથી ! સુધન્વા સાથેના આયુદ્ધમાંતો મહા—કષ્ટ આવી પડયું હોય એમ મને જણાય છે !

શ્રીકૃષ્ણનું આ વાક્ય સાંભળી અર્જુન તેમને કહેવા લાગ્યો—હે ગોવિન્દ ! ગમે તેમ હો, પણ આજ તો આ સુધન્વાને હું ત્રણ બાણોથી અવશ્ય રણમાં પાડીશ, એમાં

સંશય નથી, આપનું આગમન આ સ્થળે જો ન થયું હોત, તોજ મને મોટી મુશ્કેલી થાત ! આ પ્રમાણે શ્રી કૃષ્ણને કહીને તે અર્જુને પોતાના બાણોથી દશે દિશાઓને ઘેરી લીધી. વીર સુધન્વા પણ રોષથી લાલચોળ આંખો કરીને પોતાના શર સહિત ધનુષ્યને હલાવતો છતો ફરીથી કેશવ–શ્રી કૃષ્ણને કહેવા લાગ્યો કે, હે શ્રી કૃષ્ણ ! આપે વ્રજભૂમિમાં ગાયોને માટે જે પ્રમાણે ગોવર્ધન–ગિરિનું ધારણ કર્યું હતું, તેજ પ્રમાણે આજ એવી કોઈ યુકિત કરીને પાણ્ડુપુત્ર અર્જુનનું આપ રક્ષણ કરો ! વીર સુધન્વાનું આ વાકય સાંભળીને મહાબાહુ અર્જુને ધનુષ્યમાં પ્રલયકાળના અગ્નિ સમાન શરને ચડાવ્યું અને રોષથી પ્રતાપવાન્ અર્જુને આ સુધન્વા ઉપર તે બાણને છોડયું. અર્જુને છોડેલા તે શરમાં ગોવિન્દે પોતાના પુણ્યને પણ રાખ્યું હતું. જે પ્રમાણે પહેલાં ગોવર્ધન ગિરિને ધેનુઓના રક્ષણ માટે ધારણ કર્યો હતો, તે પ્રમાણે સમર્થ શ્રી કૃષ્ણે અર્જુનના રક્ષણ માટે સુધન્વાના યુદ્ધ સમયે આજ પણ તે ગિરિને ધર્યો અર્જુનના તે શર ઉપર રાખેલા ગોવિન્દના તે પુણ્યવડે તે ક્ષણે આ અર્જુનનો શર સુધન્વાના વધ માટે તૈયાર કરવામાં આવ્યો. અર્જુન અને સુધન્વાના તે યુદ્ધને જોવાની ઇચ્છાવાળા દેવો પણ આ સમયે આકાશમાં આવીને ઉપસ્થિત થયા. તથા તે સમયે અપ્સરાઓના ગણો આ યુદ્ધ-કૌતુક જોવાને માટે આવી પહોંચ્યા. દેવો અને અપ્સરાઓ દિવ્ય અલંકારોથી વિભૂષિત થઇને આકાશમાં રહેલા વિમાનમાં ચડી બેઠા હતા. સુધન્વા આ અર્જુન સાથેના યુદ્ધમાં, અર્જુનના હિત કરનારા શ્રી કૃષ્ણ દેવને જાણીને તે બલવાન્ કહેવા લાગ્યો–કે અર્જુને મારા પ્રત્યે છોડેલા શ્રી કૃષ્ણના બહુ પુણ્યથી યુકત આ શરને જો હું ન કાપી નાખું તથા આ શરને હું જો ન પાડું તો મારૂં સર્વ સુકૃત રાક્ષસો અને હિંસક ચોરો વૃથા ખાઇ ગયા છે એમ સમજજો. હે ગોવિન્દ ! આ મારી પ્રતિજ્ઞા હું આપને જાહેર કરૂં છું. આપ પણ મારા સુકૃતનું નિરીક્ષણ કરી લ્યો ! એમ કહીને પોતાની તરફ આવી પહોંચેલા અર્જુનના તે શર ઉપર સુધન્વાએ અર્ધચન્દ્ર બાણ છોડયું અને તે બાણથી ત્વરિત અર્જુને છોડેલો શર કપાઇને પૃથ્વી ઉપર પડયો. સુધન્વાના આ પુણ્ય પરાક્રમથી સર્વે દેવતાઓ વિસ્મિત થયા તથા ત્રૈલોકય પણ વિસ્મય પામ્યું, સુધન્વાનું આ પરાક્રમ જોઇને અર્જુન અતિ આશ્ચર્ય પામ્યો. તથા શીઘ્ર શરનું સંધાન કરતા તે સુધન્વાને જોઇને અર્જુન જ્યાં દ્વિતીય સાયકને પુનઃ પોતાના ધનુષ્ય ઉપર યોજતો હતો, તે અરસામાં પાંડવ અર્જુનનું રક્ષણ કરનારા તે શ્રીકૃષ્ણે તે શરને પૃથ્વીના દાનથી થયેલા પોતાના અધિક શ્રેયઃ (પુણ્ય)થી તૈયાર કર્યો. અર્જુનની રક્ષા કરવા માટે પોતાના સર્વ પુણ્યને તે શરો ઉપર અર્પણ કરતા શ્રી કૃષ્ણને જોઇને સુધન્વા તેમને કહેવા લાગ્યો–હે ગોવિન્દ ! આપે જો કે અર્જુનના આ દ્વિતીય શરમાં તેની રક્ષા કરવા સાટે આપનું પુણ્ય યોજ્યું છે, તોપણ આપની સમક્ષ અર્જુનના તે સાયકને હું હમણાંજ છેદીને પાડી નાંખું છું. વળી અર્જુન પ્રત્યે તે સુધન્વા કહેવા લાગ્યો–

હે મહા બલવાન્ ધનંજય-વીર ! આજ આપ મારી પ્રતિજ્ઞાને સાંભળી લ્યો. જો હું આપના આ દ્વિતીય શરના બે ટુકડા ન કરી નાખું તો અરૂંધતી સહિત વસિષ્ઠ ઋષિને મેં હણ્યા છે એમ સમજી લ્યો [ એટલે કે તેવા સમર્થ ઋષિની બ્રહ્મહત્યાનું પાપ મારી પ્રતિજ્ઞાનું પાલન ન કરૂં તો મને લાગો ] ! આપના પરાક્રમથી આ સમયે આપના બાણુની રક્ષા કરવા હું આ પ્રતિજ્ઞાથી આપને ચેતવું છું. હે પાર્થવીર ! ખરેખર આપશ્રીનું શ્રેયઃ અધિકજ છે.

વીર સુધન્વાનું આ પ્રકારનું વાકય સાંભળીને નયનોમાં ક્રોધે ભરાયેલા અર્જુને સૂર્યમંડળ સમાન જાજ્વલ્યમાન પોતાના દ્વિતીય-શરને, કૃપણુ-પુરૂષ જેમ પોતાના સર્વસ્વનો ત્યાગ કરે તેમ, સુધન્વા ઉપર છોડયું. આકાશમાં રહેલા દેવો અને પૃથ્વી ઉપર રહેલા મનુષ્યો પરસ્પર કહેવા લાગ્યા કે આજ શું થશે-આ બેઉ વીરોમાં આ પ્રસંગે વિજય કોને પ્રાપ્ત થશે. અર્જુનના કરમાંથી છુટેલો આ બાણુ જગતનો પ્રલય કરશે કે શું ! અર્જુનના હસ્તમાંથી તે દ્વિતીય બાણુ છુટયા પછી મહા બલવાન સુધન્વા વીરે પોતાના અતિ પરાક્રમથી પોતાના ઉપર આવતા અર્જુનના તે દ્વિતીય બાણુને સત્વર મધ્ય માંજ કાપી નાખ્યો તથા પોતાના પરાક્રમથી પોતાના સૈન્યને અને પોતાના પિતા હંસધ્વજને આનંદિત કરતો કરતો શંખ ફુંકવા લાગ્યો. હે જનમેજયરાજન્! અર્જુનનું તે બાણુ કપાઇ જવાથી વસુધા દેવી કંપવા લાગી.

અર્જુનનું દ્વિતીય શર મધ્યમાંજ કપાઈ જવાથી શ્રી કૃષ્ણુ અર્જુનને કહેવા લાગ્યા-હે પાર્થ ! હમણાં તું શરનું સંધાન ન કર. હું પાંચજન્ય શંખને બજાવું છું તું દેવદત્ત શંખને ફુંક. તું મારી સાથે છો, છતાં આ અતિ પરાક્રમવાળા વીર સુધન્વાને તું જો, મનુષ્યોનું કીર્તિસમન્વિત જીવિત ધન્ય હોય છે. પોતાના મુખમાંથી નીકળેલી પ્રતિજ્ઞાને સત્ય કરનારા અને સ્વર્ગ પ્રાપ્તિની આકાંક્ષા રાખનારાઓનું જીવિત આ લોકમાં ધન્ય મનાય છે, મારાથી પુરાતન પુણ્યને અપાવા છતાં રણમાં પડવા યોગ્ય આ સુધન્વા વીરનું તારા જેવા સમર્થ વીરવડે તે પ્રમાણે પતન થઈ શકતું નથી ! આટલાં વચનો શ્રીકૃષ્ણે અર્જુનને કહીને પોતાનો પાંચજન્ય-શંખ ફુંકયો તથા મહાબલવાન્ અર્જુને પોતાનો 'દેવદત્ત' નામનો શંખ ફૂંકયો. અચ્યુત-શ્રીકૃષ્ણુના મુખના વાયુથી અત્યંત પુરાયેલો હોવાથી તે પાંચ જન્યમાંથી નીકળેલો ધ્વનિ, પ્રલયકાલ સમયે જેમ પાતાલ સહિત આ જગતને આકાશને અને દિગીશ્વરોને કંપાવે તેમ કંપાવવા લાગ્યો. ફરીથી તેજ પ્રમાણે પુનઃ કમલલોચન શ્રીકૃષ્ણુ અર્જુનને કહેવા લાગ્યા હે પાર્થ ! તું હવે મારી આજ્ઞાથી તારા હસ્તમાં બાણુને પકડી રાખ. શ્રીકૃષ્ણુની આ પ્રકારની આજ્ઞા સાંભળીને મહા સમર્થ અર્જુને પોતાના હસ્તમાં તે તૃતીય બાણુને ધરી રાખ્યો, વાસુદેવે તે બાણુને સુદ્રઢ અને દેવોની પ્રતિષ્ઠા સહિત કર્યું ! અર્જુનના તે તૃતીય શરમાં બ્રહ્માને પશ્ચિમ ભાગમાં રાખ્યા, બાણુના મધ્ય ભાગમાં કાલ-સર્વાન્તક-યમની પ્રતિષ્ઠા કરી અને અગ્રભાગમાં જનાર્દન-શ્રીકૃષ્ણ પોતે રહ્યા અને જે પુણ્ય પોતે રામાવતારમાં કર્યું હતું. તે સર્વ પુણ્ય તે બાણુમાં અર્પણ

કર્યું. શ્રીકૃષ્ણે સુધન્વાના વધ માટે આવી વ્યવસ્થા કર્યા પછી જ્યારે તે તૃતીય શરનું અર્જુને સંધાન કર્યું ત્યારે સર્વ જનોમાં મહા હાહાકાર વ્યાપી ગયો ! હે જનમેજયરાજન્ ! અર્જુનના વાસુદેવે વ્યવસ્થિત કરેલા તેવા શરને જોઇને સુધન્વા શ્રીકૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યો-હે ગોવિન્દ ! અર્જુનને માટે આપ આ રણમાં મારો વધ કરવા તૈયાર થયા છો, તે આપનું કૃત્ય (!) હું જાણું છું, વિશ્વતનુ એવા આપને શરમાં રહેલા પણ જાણું છું. પાર્થની પ્રતિજ્ઞાને આપ સફળ કરો અને મને આજ સારી રીતે યાદ રાખો. સુધન્વા શ્રીકૃષ્ણ પ્રત્યે આ પ્રમાણે બોલી રહ્યા પછી અર્જુન સુધન્વાને કહેવા લાગ્યો હે વીર સુધન્વા ! આ મારા તૃતીય શરથી જો હું રણમાં આજ તારૂં કિરીટ સહિત શિરને ન કાપી નાખું તો, વિષ્ણુ અને શંકરનો ભેદ (છેદ) કરવાથી જે પાપ થાય તે સમગ્ર પાપ મને થાઓ ! અર્જુનનું આ વાક્ય સાંભળી સુધન્વા પણ તેને કહેવા લાગ્યો—હે અર્જુન ! આપે મારા વધને માટે સંધાન કરેલા આ આપના તૃતીય શરને જો હું ન કાપી શકું તો, કાશી-ક્ષેત્રમાં રાત્રિએ ગયેલો જે પાપી શ્રી વિશ્વનાથની પૂજાનો લોપ કરે તથા પોતાના પગવતી ચાલીને મણિકર્ણિકા જેવા તીર્થમાં સ્નાન ન કરે તેને જે પાપ લાગે તે પાપથી હું યુક્ત બનું !

સુધન્વાએ આ પ્રકારની પ્રતિજ્ઞા અર્જુનને સંભળાવ્યા પછી અર્જુને તૃતીય શરનું સંધાન કર્યું સુદીપિત અને વહ્નિની શિખાઓને અગ્રભાગમાંથી બહાર કાઢતા તે સાયકનું સંધાન કર્યું. ગગનમાં રહેલા અપ્સરાના સમુદાયોને તથા દેવતાઓને તે અર્જુને છોડેલા સાયક થકી માનવધર્મ (અતિભય) ને પહોંચાડતું હતું. તે શરના ધ્વનિથી રણના સર્વે વાદિત્રો નષ્ટ થઇ ગયાં ! તે બાણથી મહી-તલ ભમવા લાગ્યું, છતાં પણ સુધન્વાને મોહ ન થયો, અને કુપિત થઈને અર્જુનને કહેવા લાગ્યો 'હે અર્જુન ! આ મહાયુદ્ધમાં મેં છોડેલા બાણથી સર્વે દેવો અને મહાદેવ વગેરે તારી રક્ષા કરો, આ સુધન્વા એવો હું હમણાં તમારા બાણને કાપી નાંખુ છું. તમારા બાણથી ડરીને-' હા અરે ! હું હણાયોજ છું ' એમ જો કહું તો હે ધનંજય ! મારો સત્ય પ્રતિજ્ઞાવાળો હંસધ્વજ પિતા તથા તે કુલવતી મારી જનની લજ્જા પામે, તથા મારી વિશાલાક્ષી પ્રભાવતી સ્રી તેણીના સખી-ગણોથી નિન્દાય ! હે જનાર્દન ! પાર્થના સારથિ અને નૃસિંહ સ્વરૂપ એવા આપને હું સારી રીતે જાણું છું ! આ સમયમાં આ રણ-સ્થળનો ત્યાગ કરીને આપે ચાલ્યા ન જવું ! હે ગોવિન્દ ! ઉભા રહો અને યુદ્ધ કરો હે પાર્થ ! તું પણ પોતાનું પરાક્રમ દર્શાવ. એ પ્રમાણે કહીને અને ' શ્રીકૃષ્ણ ' રૂપી મહામન્ત્રનો જપ કરીને અર્જુનના તે તૃતીય-શરને સુધન્વાએ છેદ્યું, ! સુધન્વાએ મધ્યમાં છેદેલો તે અર્જુનના શરનો અર્ધ ભાગ પૃથ્વી ઉપર પડયો, જ્યારે સુધન્વાએ અર્જુનના તે પ્રકારના બાણને છિન્ન કર્યું ત્યારે રણભૂમિમાં મહાન્ હાહાકાર વ્યાપ્ત થઇ ગયો અને રણની મધ્યમાં રહેલો તે સુધન્વા પોતાના બાહુને આનંદથી તાડન કરવા લાગ્યો ! અર્જુનના તે બાણનો નાશ થવાથી ચંદ્રમંડલ પણ કંપી ઉઠયું ! સુધન્વાનો તે પૂર્વજ ચંદ્ર, સજલ મટીને નિર્જલ-પણાને તે શરભંગ થવાથી પામી ગયો ! તે ઘટના ઘણીજ આશ્ચર્ય કારક થઇ

પડી ! અર્જુનના તૃતીય શરમાંના બાકી રહેલા અર્ધભાગે પ્રકાશિત કુંડલો વાળું સુધન્વાનું તે રમ્ય શિર પણ કાપી નાંખ્યું ! કારણ કે પરાક્રમનું નિધાન સર્વથા નિષ્ફળ હોઇ શકતુંજ નથી !!! ૧૯

## પ્રકરણ ૧૦ મું

### સુરથનો વધ.

શ્રી–કૃષ્ણના ચરણ કમલને, અર્જુનના તૃતીયશરના અર્ધભાગથી કપાયેલું તે સુધન્વાનું શિર, કેશવ, રામ, નૃસિંહ એ પ્રમાણે આનંદપૂર્વક જપતું જપતું પ્રાપ્ત થયું. સુધન્વાનું તે કબન્ધ ( ધડ ) અતિ વેગથી તે સમરાંગણમાં ભમવા લાગ્યું. પોતાના હાથમાં પ્રાપ્ત થયેલા, અશ્વો, ગજો અને રથોને વેગવાળું તે સુધન્વાનું ધડ ફેંકવા લાગ્યું, તે સુધન્વાના કબન્ધે અર્જુનના ઘણા ખરા સૈન્યનો નાશ તે સમયે કરી દીધો. કેશવ શ્રી–કૃષ્ણે પોતાના ચરણમાં પડેલા સુધન્વાના તે રમ્ય શિરને બેઉ હાથમાં પકડીને તે રમ્ય–મુખનું નિરીક્ષણ કરવા લાગ્યા, તે સમયે સુધન્વાના મુખમાંથી નીકળેલું તેજ શ્રીકૃષ્ણના મુખમાં પ્રવિષ્ટ થયું ! અતિસત્વ–સુધન્વાના જીવન–રહસ્યને શ્રીકૃષ્ણજ જાણી શકે છે. ઇતર જન જાણી શકતોજ નથી, સુધન્વાના તેજનો શ્રી-કૃષ્ણના મુખમાં પ્રવેશ થયા પછી, તે શ્રીકૃષ્ણે પોતાના કરમાંથી તુરતજ જ્વલિત કુંડલ યુક્ત સુધન્વાનું તે રમ્ય શીર્ષ, હંસધ્વજ રાજાના રથમાં ફેંક્યું. હંસધ્વજ રાજાએ પણ પોતાના પુત્ર સુધન્વાનું રણમાં પડેલું શીર્ષ જોઇને પકડી લીધું, અને તે શિરને સંમુખ જોઇને નીચે પ્રમાણે વચનો કહેવા લાગ્યો.

હે પુત્ર સુધન્વા ! આ તેં શું કર્યું ! હે તાત ! તું કેમ બોલતો નથી ! હું તારો પિતા હંસધ્વજ છું, તું મને ઓળખતો નથી કે શું ! હે સુવ્રત ! તુ રીસાયો છે કે શું ? તારા ઉપરના પુત્ર સ્નેહનો ત્યાગ કરીને તને દેહાન્ત દંડની શિક્ષા આપીને હે પુત્રક ! મેં તને તપેલા તેલ કડાહમાં ફેંક્યો હતો ! તેં તારી પ્રતિજ્ઞા આ યુદ્ધમાં સફળ કરી છે, અને અર્જુન તથા શ્રીકૃષ્ણને સમર ભૂમિમાં પૂર્ણ સંતોષ્યા છે ! તથા તારી કુલીન પત્ની પ્રભાવતીના મનોરથ (કામદેવ)ને પણ બુદ્ધિશાળી તેં શાન્ત કર્યો હતો. આ પ્રમાણે બોલતો એવો તે હંસધ્વજ રાજા જાણે પ્રહાસ કરતો હોય, તેમ પુત્ર સુધન્વાના વદનને ચુમ્બવા લાગ્યો. પોતાના ભાલપ્રદેશમાં સુધન્વાનું તે ભાલ ( કપાલ ) લગાડીને રથમાં શોક–સ્થિતિમાંજ બેઠો રહ્યો, અને ફરીથી પુત્ર શોકથી પીડિત થયેલો આ હંસધ્વજ રાજા સુધન્વાના વદનને ઉદ્દેશીને કહેવા લાગ્યો હે પુત્ર ! તું ઉભોથા અને અર્જુનના તે યજ્ઞિય અશ્વને પોતાના બળથી પકડી લે. તથા પ્રદ્યુમ્ન વગેરે મુખ્ય વીરો સાથે રણમાં યુદ્ધ કર. તારી માતા કુવલાએ કહેલું તેં સત્ય કર્યું છે હે સુધન્વાના સુરથ વગેરે સર્વે ભ્રાતાઓ તમો સાંભળો, મેં પ્રાર્થના કરેલો આ સુધન્વા એક અક્ષર બોલતો નથી તથા યજ્ઞિય–અશ્વને પકડવા માટે ઉઠતો પણ નથી. હંસધ્વજ રાજાનું આ પ્રમાણે વિલાપ પૂર્વક રૂદન સાંભળી, સુરથ તેને કહેવા લાગ્યો હે તાત ! યુદ્ધમાં ( શ્રી કૃષ્ણની સંમુખ) હણાયેલા આપના ભક્ત પુત્ર સુધન્વાનું શીર્ષ હાથમાં ગ્રહીને આપ આ રણભૂમિમાં શામાટે રૂદન કરો છો. સુર-

થતું આ વાક્ય સાંભળી હંસધ્વજ તેને કહેવા લાગ્યો—હે સુરથ ! મારા પુત્ર સુધન્વા માટે રૂદન કરવાનું અને કેવળ એકજ કારણ છે; અને તે એ કે આ સુધન્વાનું રણમાં કપાયેલું શિર માધવ શ્રીકૃષ્ણના ચરણ કમલમાં પડેલું હોવા છ ાં પણ; આ સુધન્વાના શિરે તે શ્રી કૃષ્ણના ચરણનો ત્યાગ કર્યો છે. મહાન્ પુણ્ય પ્રભાવથીજ શ્રી કૃષ્ણનું સાન્નિધ્ય પ્રાપ્ત થાય છે અને આ સંસારમાં રહીને જો અતિ ઘોર દુષ્કૃત કર્યું હોય, તેજ તે હરિના ચરણ કમલનો વિયોગ થાય છે. આ સુધન્વાનું અથવા મારૂં એવું કયું ઘોર દુષ્કૃત અવશિષ્ટ હશે; તે હું સમજી શકતો નથી. સુવર્ણ ચમ્પકના પુષ્પની સમાન કાન્તિવાળું આ સુધન્વાનું શિર, શ્રીકૃષ્ણના ચરણારવિન્દને પ્રાપ્ત થયેલું છતાં પણ એક ક્ષણ માત્ર પણ ત્યાં ન રહ્યું—એ હેતુથીજ મને રૂદન થયા કરે છે, હે સુરથ! શ્રી કૃષ્ણના ચરણ કમલમાં પહોંચેલું તથા કુંડલોથી સુશોભિત; એવું આ તારા ભાઈ સુધન્વાનું શિર તે શ્રી કૃષ્ણે મારા ઉપર ફેંક્યું છે તેને તું જો, આ મારા પુત્રના મહત્ શિરને, શ્રી કૃષ્ણના રથમાં દઉં છું, એમ કહીને હંસધ્વજ રાજાએ પુત્ર સુધન્વાના શિરને પુનઃ શ્રી કૃષ્ણના રથમાં ફેંક્યું, શ્રીકૃષ્ણે તે શિરને પકડીને ગગનમાં ફેંક્યુ અને ત્યાં તે પરમ ભક્ત સુધન્વાનું શિર અન્તર્હિત (અદશ્ય) થયું. શ્રી મહાદેવજીએ કુંડલોથી સુશોભિત અને સુંદર એવા તે સુધન્વાના શિરને પકડીને પોતાની રૂંડ માલામાં ધારણ કર્યું ! "ભોળાશંભુ મહાદેવ સર્વદા ભક્તોને અભય આપનારાજ છે. !"

શ્રી—કૃષ્ણના કર કમલમાંથી ભક્ત સુધન્વાનું શિર અદશ્ય થયા પછી સુરથ પણ પુત્ર શોકના દુઃખથી વારણ કરતો કરતો પોતાના પિતા હંસધ્વજને કહેવા લાગ્યો—હે તાત ! શ્રી—કૃષ્ણ અને અર્જુન સાથે મારાથી આપની સમક્ષ કરાતા યુદ્ધને આપ તથા સર્વે સૈનિકો, આજ જુઓ ! જે કૃષ્ણે મહાબલવાન્ એવો મારો ભાઈ સુધન્વા ( તેજો રૂપે ) સ્વમુખમાં નાખી દીધો છે, તે કેશવને તથા મહારથિઓમાં શ્રેષ્ઠ એવા અર્જુનને હું રણમાં ભેદી નાખીશ, જો મારા સદ્ભાગ્યે દેવકીનન્દન. શ્રી કૃષ્ણ મારી સમક્ષ રણમાં ઉભા રહ્યા હશે, તો હુ અવશ્ય તેને ભેદીશ. એ પ્રમાણે પોતાના વચનોથી પિતા—હંસધ્વજ રાજાને સંતોષ (!) આપીને તથા સત્વર રથ ઉપર ચડીને, મોટા સૈન્યની સાથે, અર્જુન પ્રત્યે યુદ્ધ કરવા માટે ચાલી નીકળ્યો, અને સેનાના અગ્ર ભાગમાં રહીને તથા પોતાના શંખને બજાવીને શંખનાદ કરવા લાગ્યો ! હે જનમેજય ! સુરથના આ શંખનાદથી જાણે રસાતલ ભિન્ન થઇ ગયું હોય એવી સ્થિતિ થઇ પડી ! તે સુરથે પોતાના હાથમાં ધનુષ્ય પકડીને અર્જુનને કહ્યું કે—હે મહાબલવાન્ પાર્થ ! આજ મારી સાથે આ સંગ્રામમાં ઉભા રહો ! હે શ્રી—કૃષ્ણ ! હું આજ રણભૂમિમાં રણ ક્રીડા કરવા ધારૂં છું ! હે શ્રી કૃષ્ણદેવ ! આપે આજ પોતાના પુણ્યવડે મારા ભાઇ સુધન્વાને રણમાં માર્યો છે. હે દેવ ! આપે આ પ્રસંગે બાલચેષ્ટાજ કરી છે, પોતાની હાનિનું જરાપણ નિરીક્ષણ કર્યું નથી ! જે પ્રમાણે કોઈ અજ્ઞાત બાલક, મૌક્તિકોને આપી દઇને બદરીફલોનો સ્વીકાર કરે તે પ્રમાણે આપે પોતાનું સર્વ—પુણ્ય મારા ભાઇ સુધન્વાના

વધ માટે અર્પણ કરી દીધું છે ! સુધન્વાનું બદરીફલ સમાન જીવિત લઇને તમે મુક્તાફલ સમાન તમારૂં સર્વ પુણ્ય અર્પણ કર્યું, તેથી હે કૃષ્ણ ! કહો તો કોણે કોને છેતર્યો છે ? હે કૃષ્ણ ! તમે ખરેખરા ગોપાલ (ભરવાડ). જ છો; એમાં સન્દેહ નથી. હે કેશવ આપ મને (સુરથને) ઓળખતા જ નથી ! અરે ! મારો સુધન્વા–ભ્રાતા કયાં ગયો ? આજ હું તે બાંધવને આંહી જોઈ શકતો નથી. આજ પાણ્ડુ–પુત્ર અર્જુનને રણમાં ગ્રાસ કરીને મને મહાન્ હર્ષ થાય છે !

શ્રી–કૃષ્ણ સુરથને ઉપર જણાવ્યા પ્રમાણે ક્રોધાવેશમાં આવેલો જોઇને અર્જુનને કહેવા લાગ્યો હે પાર્થ ! તારે આ સુરથ સાથેના મહા સંગ્રામમાં આ સુરથની સમક્ષ યુદ્ધ માટે આજ ઉભા ન રહેવું, મહાબલવાન અને પુણ્યશાલી એવો સુરથ ભ્રાતૃ–દુઃખથી તપેલો છતો ઘણાજ ક્રોધાવેશમાં આવેલો જણાય છે. આપણી સેનામાંના અન્ય વીરો આજ રણમાં સુરથની સાથે યુદ્ધ કરવા માટે જાય, હે અર્જુન, જો આજ આ વીર સુરથની સાથે યુદ્ધ કરવા માટે રણમાં જશો, તો મહાન્ અનર્થ થશે. શ્રી કૃષ્ણનું આવું વચન સાંભળીને અર્જુન તેમને પુછવા લાગ્યો હે હરે ! આપે મારા હજારો અશુભોનો નાશ કર્યો છે, તો પછી આ સુરથ સાથેના યુદ્ધમાં કેવો અનર્થ થઈ શકશે વારૂ ? અર્જુનનો આ પ્રશ્ન સાંભળી શ્રી કૃષ્ણ તેને ઉત્તર આપવા લાગ્યા હે અર્જુન ! દ્વિતીય–સૃષ્ટિનો આરંભ કરવા માટે રણમાં ઉભેલા આ સુરથ–વીરને જોઇને, મને પિતામહની સર્વદા મોટી ચિન્તા થયા કરે છે. હે ધનંજય ! સુરથનું બલ ઘણુંજ દેખાય છે અને તારૂં બલ સ્વલ્પ છે, તેં પહેલાં પણ મારાજ મત–નિર્ણયનો સ્વીકાર કરેલો છે, અને આ સમયે પણ તારે મારોજ મત સ્વીકારવો પડશે. હે પાંડવોમાં શ્રેષ્ઠ અર્જુન ! પ્રદ્યુમ્ન પ્રભૃતિ મુખ્ય વીરો આ યુદ્ધમાં આ સુરથને આજ રણમાં પાડો, આ સુરથને આજ રણમાં પાડવા માટે બીજો ઉપાય જ નથી ! તારી રક્ષા કરવા માટે મેં મારૂં સર્વ પુણ્ય આપીને સુધન્વાને મહા મુસ્કેલીથી હણ્યો છે. જે પુરૂષનું દુષ્કૃત ઘણુંજ થોડું હોય અને પુણ્ય વધારે હોય તેના વિજયમાં સિદ્ધિઓ સફળ થાય છે, એમાં સન્દેહ નથી; પરંતુ આ સુરથના શરીરમાં તો કેવળ સુકૃતજ ભર્યું છે. હે અનઘ–પાર્થ ! "આ ભૂ લોકમાં જે પુરૂષને જે ક્ષણમાં સુકૃત હોતું નથી તે ક્ષણમાં તે પુરૂષને, વ્યાઘ્ર, તસ્કરો, રાજ્ય, સર્પ અને અગ્નિનો ભય પ્રાપ્ત થાય છે " તેમાં સન્દેહ નથી; પરંતુ કેવળ સુકૃત કરનારાઓને કોનાથી ભય હોઇ શકે વારૂ ? " અર્જુનને આ પ્રમાણે સમજાવ્યા પછી માધવ શ્રીકૃષ્ણે રૂકિમણી સુત પ્રદ્યમ્નને બોલાવીને કહ્યું કે– પુષ્કળ એવા તમો સર્વે મહાબલવાન્ વીરોએ આજ રણ મધ્યમાં સુરથવીરને પાડવો જોઇએ. હું અર્જુનને લઇને હાલ તુરત આ સ્થળેથી જાઉં છું. શ્રી કૃષ્ણના આ પ્રકારના વચનથી પ્રદ્યુમ્ન વગેરે સર્વે વીરો; સુરથ સાથે યુદ્ધ કરવા માટે રણભૂમિ પ્રત્યે ચાલી નીકળ્યા. અને શ્રી કૃષ્ણે અર્જુનના રથને તે રણભૂમિ ઉપરથી હાંકી લીધો. અર્જુનના તે રથને તે રણભૂમિથી ત્રણ યોજન દૂર સત્વર લઈ જઇને ઉભા રહ્યા. ત્યારપછી પ્રદ્યુમ્ન વગેરે બીજા વીરો સાથે સુરથનું યુદ્ધ શરૂ થયું.

તે સુરથ પોતાના ભાઈ સુધન્વાને રણમાં મારનાર (અર્જુન ની સાથે યુદ્ધ કરવા માટે રણભૂમિ ઉપર આવી પહોંચ્યો; પરંતુ તે સ્થળે તે સુરથ શ્રી કૃષ્ણ અને પાણ્ડુપુત્ર અર્જુનને જોઈ શકયો નહિં, જ્યારે કૃષ્ણ અને અર્જુન તે રણભૂમિમાં પોતાની દૃષ્ટિગોચર ન થયા; ત્યારે પ્રતાપ વાન એવો સુરથ રણમાં બોલવા લાગ્યો કે–આ રણાંગણમાં હું સુધન્વાના શત્રુ અર્જુનને જોઇ શકતો નથી. મારે આ શોક કરવા લાયક ન્હાના બાળકો સમાન જણાતા આ વીરો સાથે કેવી રીતે યુદ્ધ કરવું ? સુધન્વાનો વધ કરનાર ખરેખરા અપરાધી તો, શ્રી કૃષ્ણ અને અર્જુન બેઉજ છે, તે બન્નેએ આ બાળક સમાન વીરોને રણભૂમિમાં મોખરે કરીને પલાયન કરી જઇ અન્યત્ર રહ્યા હોય એમ જણાય છે. આ સર્વે સંમુખ આવેલા વીરોનું રણમાં નિવારણ કરીને પછી તે મહાબળવાન કૃષ્ણ અને અર્જુનને રણમાં હણું. તે બેઉ મારી સમક્ષ, પાતાલ કે અન્તરિક્ષમાં કયાં જવાના હતા. આ સર્વ ધારેલી ઘટનાનો નિર્ણય કરીને સુરથ સૈનિકોને પુછવા લાગ્યો–હે સૈનિકો ! હું કૃષ્ણ અને પાણ્ડુપુત્ર અર્જુનને સૈન્યની મધ્યમાં જોઇ શકતો નથી; તે બેઉ કયાં ગયા છે; તે તમો જાણો છો ? સુરથનું આ વચન સાંભળી અર્જુનના સૈનિકો તેને કહેવા લાગ્યા–હે વીર સુરથ ! એક સાધારણ ભયભીતની માફક તું આ વૃથા શું બબડી રહ્યો છે. જે વીર સૈનિકો તારી સમક્ષ રણભૂમિમાં ઉપસ્થિત થયા છે તે ઓની સાથેજ તું યુદ્ધ કર, શ્રી કૃષ્ણને અને તારા વૈરીને તું પછીથી પણ જોઇ શકીશ. એટલું કહીને રણમાંના તે સર્વે વીરોએ સુરથને ઘેરી લીધો. સુરથે પણ તે સર્વ વીરોને પોતાના નારાચોના પ્રહારથી રણભૂમિમાં રગદોળ્યા. ઘણાએક વીરો રણભૂમિમાં પડયા અને રણભૂમિમાંજ વિશીર્ણ થયા. સુરથની ગદાના પ્રહારથી તે સેનામાંના અશ્વોના શિરો કપાઈ જવાથી અશ્વો પણ ભૂમિ ઉપર સર્વદાને માટે શયન કરવા લાગ્યા ! અર્જુનનું તે સર્વ સૈન્ય તે ક્ષણેજ સુરથના પરાક્રમથી હાહાકાર કરતું થઇ ગયું, ત્રણ યોજન સુધી અર્જુનની રક્ષા માટે શ્રી કૃષ્ણ સહિત વ્યૂહ રચનાના મધ્યમાં પડેલા તે સૈન્યને હે રાજેન્દ્ર જનમેજય ! તે સુરથ વીરે ભેદી નાંખ્યું અને જ્યાં શ્રી કૃષ્ણ ઉપસ્થિત હતા ત્યાં તે સુરથ પહોંચી ગયો ! તે સુરથે તે સ્થળે શ્રી–કૃષ્ણને અને મહારથીઓમાં શ્રેષ્ઠ પાર્થને જોયા. તે સમયે સુરથે વાસુદેવને અનેક બાણોનો સમૂહોથી વધાવી લીધા અને પાર્થ પણ કંકપત્ર વાળાં તે સુરથના સાયકોથી વીંધાઈ ગયો. ધનંજય તે સુરથને સમરભૂમિમાં ઉભો રહે એમ કહેવા લાગ્યો, અને હજાર બાણોથી સારથિ અને અશ્વો સહિત શત્રુ તાપન એવા તે સુરથવીરને વેગ પૂર્વક પ્રહારો કરવા લાગ્યો. તે સુરથનું દોરી સહિત ધનુષ્ય અને પતાકા સહિત ધ્વજ દંડને કાપી નાંખ્યા, તથા તે સુરથના રથના તે યુદ્ધમાં તિલ–તિલ જેવડા કકડા કરી નાંખ્યા, તથા બલપૂર્વક તે સુરથના અશ્વોને હણીને પુનઃ સો બાણોના પ્રહારથી તેને વીંધી નાખ્યો, સુરથે પણ અર્જુન–વીરને શરોના પ્રહારોથી પુર્ણ રીતે ભરી દીધો ! નાના પ્રકારના શસ્ત્રો તથા અસ્રો વડે, હે જનમેજય તે બેઉનું યુદ્ધ ચાલુ રહ્યું, ત્યાર પછી તે શ્રી કૃષ્ણ રણ-

વધ માટે અર્પણ કરી દીધું છે ! સુધન્વાનું બદરીફલ સમાન જીવિત લઇને તમે મુક્તાફલ સમાન તમારૂં સર્વ પુણ્ય અર્પણ કર્યું, તેથી હે કૃષ્ણ ! કહો તો કોણે કોને છેતર્યો છે ? હે કૃષ્ણ ! તમે ખરેખરા ગોપાલ (ભરવાડ). જ છો; એમાં સન્દેહ નથી. હે કેશવ આપ મને (સુરથને) ઓળખતા જ નથી ! અરે ! મારો સુધન્વા–ભ્રાતા કયાં ગયો ? આજ હું તે બાંધવને આંહી જોઈ શકતો નથી. આજ પાણ્ડુ-પુત્ર અર્જુનને રણમાં પ્રાપ્ત કરીને મને મહાન્ હર્ષ થાય છે !

શ્રી–કૃષ્ણ સુરથને ઉપર જણાવ્યા પ્રમાણે ક્રોધાવેશમાં આવેલો જોઇને અર્જુનને કહેવા લાગ્યો હે પાર્થ ! તારે આ સુરથ સાથેના મહા સંગ્રામમાં આ સુરથની સમક્ષ યુદ્ધ માટે આજ ઉભા ન રહેવું, મહાબલવાન અને પુણ્યશાલી એવો સુરથ ભ્રાતૃ–દુઃખથી તપેલો છતો ઘણાજ ક્રોધાવેશમાં આવેલો જણાય છે. આપણી સેનામાંના અન્ય વીરો આજ રણમાં સુરથની સાથે યુદ્ધ કરવા માટે જાય, હે અર્જુન, જો આજ આ વીર સુરથની સાથે યુદ્ધ કરવા માટે રણમાં જશો, તો મહાન્ અનર્થ થશે. શ્રી કૃષ્ણનું આવું વચન સાંભળીને અર્જુન તેમને પુછવા લાગ્યો હે હરે ! આપે મારા હજારો શત્રુઓનો નાશ કર્યો છે, તો પછી આ સુરથ સાથેના યુદ્ધમાં કેવો અનર્થ થઈ શકશે વારૂ ? અર્જુનનો આ પ્રશ્ન સાંભળી શ્રી કૃષ્ણ તેને ઉત્તર આપવા લાગ્યા હે અર્જુન ! દ્વિતીય–સૃષ્ટિનો આરંભ કરવા માટે રણમાં ઉભેલા આ સુરથ–વીરને જોઇને, મને પિતામહની સર્વદા મોટી ચિન્તા થયા કરે છે. હે ધનંજય ! સુરથનું બલ ઘણુંજ દેખાય છે અને તારૂં બલ સ્વલ્પ છે, તેં પહેલાં પણ આ-રાજ મત–નિર્ણયનો સ્વીકાર કરેલો છે, અને આ સમયે પણ તારે મારોજ મત સ્વીકારવો પડશે. હે પાંડવોમાં શ્રેષ્ઠ અર્જુન ! પ્રદ્યુમ્ન પ્રભતિ મુખ્ય વીરો આ યુદ્ધમાં આ સુરથને આજ રણમાં પાડો, આ સુરથને આજ રણમાં પાડવા માટે બીજો ઉપાય જ નથી ! તારી રક્ષા કરવા માટે મેં મારૂં સર્વ પુણ્ય આપીને સુધન્વાને મહા મુશ્કેલીથી હણ્યો છે. જે પુરૂષનું દુષ્કૃત ઘણુંજ થોડું હોય અને પુણ્ય વધારે હોય તેના વિજયમાં સિદ્ધિઓ સફળ થાય છે, એમાં સન્દેહ નથી; પરંતુ આ સુરથના શરીરમાં તો કેવળ સુકૃતજ ભર્યું છે. હે અનઘ–પાર્થ ! "આ ભૂ લોકમાં જે પુરૂષને જે ક્ષણમાં સુકૃત હોતું નથી તે ક્ષણમાં તે પુરૂષને, વ્યાઘ્ર, તસ્કરો, રાજ્ય, સર્પ અને અગ્નિનો ભય પ્રાપ્ત થાય છે " તેમાં સન્દેહ નથી; પરંતુ કેવળ સુકૃત કરનારાઓને કોનાથી ભય હોઇ શકે વારૂ ? " અર્જુનને આ પ્રમાણે સમજાવ્યા પછી માધવ શ્રીકૃષ્ણે રૂક્મિણી સુત પ્રદ્યમ્નને બોલાવીને કહ્યું કે- પુષ્કળ એવા તમો સર્વે મહાબલવાન્ વીરોએ આજ રણ મધ્યમાં સુરથવીરને પાડવો જોઇએ. હું અર્જુનને લઇને હાલ તુરત આ સ્થળેથી જાઉં છું. શ્રી કૃષ્ણના આ પ્રકારના વચનથી પ્રદ્યુમ્ન વગેરે સર્વે વીરો; સુરથ સાથે યુદ્ધ કરવા માટે રણભૂમિ પ્રત્યે ચાલી નીકળ્યા. અને શ્રી કૃષ્ણે અર્જુનના રથને તે રણભૂમિ ઉપરથી હાંકી લીધો. અર્જુનના તે રથને તે રણભૂમિથી ત્રણ યોજન દૂર સત્વર લઈ જઇને ઉભા રહ્યા. ત્યારપછી પ્રદ્યુમ્ન વગેરે બીજા વીરો સાથે સુરથનું યુદ્ધ શરૂ થયું.

તે સુરથ પોતાના ભાઇ સુધન્વાને રણમાં મારનાર (અર્જુન ની સાથે યુદ્ધ કરવા માટે રણભૂમિ ઉપર આવી પહોંચ્યો; પરંતુ તે સ્થળે તે સુરથ શ્રી કૃષ્ણ અને પાણ્ડુપુત્ર અર્જુનને જોઈ શકયો નહિં, જ્યારે કૃષ્ણ અને અર્જુન તે રણભૂમિમાં પોતાની દૃષ્ટિગોચર ન થયા; ત્યારે પ્રતાપ વાન એવો સુરથ રણમાં બોલવા લાગ્યો કે–આ રણાંગણમાં હું સુધન્વાના શત્રુ અર્જુનને જોઇ શકતો નથી. મારે આ શોક કરવા લાયક ન્હાના બાળકો સમાન જણાતા આ વીરો સાથે કેવી રીતે યુદ્ધ કરવું ? સુધન્વાનો વધ કરનાર ખરેખરા અપરાધી તો, શ્રી કૃષ્ણ અને અર્જુન બેઉજ છે, તે બન્નેએ આ બાળક સમાન વીરોને રણભૂમિમાં મોખરે કરીને પલાયન કરી જઇ અન્યત્ર રહ્યા હોય એમ જણાય છે. આ સર્વે સંમુખ આવેલા વીરોનું રણમાં નિવારણ કરીને પછી તે મહાબળવાન કૃષ્ણ અને અર્જુનને રણમાં હણું. તે બેઉ મારી સમક્ષ, પાતાલ કે અન્તરિક્ષમાં કયાં જવાના હતા. આ સર્વ ધારેલી ઘટનાનો નિર્ણય કરીને સુરથ સૈનિકોને પુછવા લાગ્યો–હે સૈનિકો ! હું કૃષ્ણ અને પાણ્ડુપુત્ર અર્જુનને સૈન્યની મધ્યમાં જોઇ શકતો નથી; તે બેઉ કયાં ગયા છે; તે તમો જાણો છો ? સુરથનું આ વચન સાંભળી અર્જુનના સૈનિકો તેને કહેવા લાગ્યા–હે વીર સુરથ ! એક સાધારણ ભયભીતની માફક તું આ વૃથા શું બબડી રહ્યો છે. જે વીર સૈનિકો તારી સમક્ષ રણભૂમિમાં ઉપસ્થિત થયા છે તે ઓની સાથેજ તું યુદ્ધ કર, શ્રી કૃષ્ણને અને તારા વૈરીને તું પછીથી પણ જોઇ શકીશ. એટલું કહીને રણમાંના તે સર્વે વીરોએ સુરથને ઘેરી લીધો. સુરથે પણ તે સર્વે વીરોને પોતાના નારાચોના પ્રહારથી રણભૂમિમાં રગદોળ્યા. ઘણાએક વીરો રણભૂમિમાં પડયા અને રણભૂમિમાંજ વિશીર્ણ થયા. સુરથની ગદાના પ્રહારથી તે સેનામાંના અશ્વોના શિરો કપાઇ જવાથી અશ્વો પણ ભૂમિ ઉપર સર્વદાને માટે શયન કરવા લાગ્યા ! અર્જુનનું તે સર્વ સૈન્ય તે ક્ષણેજ સુરથના પરાક્રમથી હાહાકાર કરતું થઇ ગયું, ત્રણ યોજન સુધી અર્જુનની રક્ષા માટે શ્રી કૃષ્ણ સહિત વ્યૂહ રચનાના મધ્યમાં પડેલા તે સૈન્યને હે રાજેન્દ્ર જનમેજય ! તે સુરથ વીરે ભેદી નાંખ્યું અને જ્યાં શ્રી કૃષ્ણ ઉપસ્થિત હતા ત્યાં તે સુરથ પહોંચી ગયો ! તે સુરથે તે સ્થળે શ્રી–કૃષ્ણને અને મહારથીઓમાં શ્રેષ્ઠ પાર્થને જોયા. તે સમયે સુરથે વાસુદેવને અનેક બાણોનો સમૂહોથી વધાવી લીધા અને પાર્થ પણ કંકપત્ર વાળાં તે સુરથના સાયકોથી વીંધાઇ ગયો. ધનંજય તે સુરથને સમરભૂમિમાં ઉભો રહે એમ કહેવા લાગ્યો, અને હજારો બાણોથી સારથિ અને અશ્વો સહિત શત્રુતાપન એવા તે સુરથવીરને વેગ પૂર્વક પ્રહારો કરવા લાગ્યો. તે સુરથનું દોરી સહિત ધનુષ્ય અને પતાકા સહિત ધ્વજ દંડને કાપી નાંખ્યા, તથા તે સુરથના રથના તે યુદ્ધમાં તિલ–તિલ જેવડા કકડા કરી નાંખ્યા, તથા બલપૂર્વક તે સુરથના અશ્વોને હણીને પુનઃ સો બાણોના પ્રહારથી તેને વીંધી નાખ્યો, સુરથે પણ અર્જુન–વીરને શરોના પ્રહારોથી પુર્ણ રીતે ભરી દીધો ! નાના પ્રકારના શસ્ત્રો તથા અસ્રો વડે, હે જનમેજય તે બેઉનું યુદ્ધ ચાલુ રહ્યું; ત્યાર પછી તે શ્રી કૃષ્ણ રણ-

ભૂમિમાં અર્જુનને કહેવા લાગ્યા– અર્જુન ! તું આ વીર–સુરથના ધૈર્યને જો. તે પોતાના ભાઇ સુધન્વાના વિયોગથી જે પ્રમાણે યુદ્ધ કરે છે, તેથી હું માનું છું કે આપણા સૈન્યનો આ રણભૂમિમાં તે અવશ્ય વધ કરશે. હે અર્જુન ! આ સુરથનો ત્યાગ કરીને તને સાથે લઇને રણભૂમિ ઉપરથી હું ચાલ્યો તો ગયો; પરંતુ આ સુરથ મને છોડી દે જતો કરે-તેવો નથી, આ રણભૂમિમાં, મારાથી અને તારાથી આ એકલો વીર યોદ્ધા તરીકે જોઇ શકાય છે, બાણો વડે કરીને આ સુરથે જગતને વ્યાપ્ત કરી દીધું છે, તથાપિ સુરથનું પરાક્રમ ક્ષીણ થતુંજ નથી, તે તું જો. શ્રીકૃષ્ણના આવા વચનથી કુપિત થયેલો અર્જુન તેને કહેવા લાગ્યો હે દેવ ! આ મહાવીર સુરથને તમારી સમક્ષ અવશ્ય હણી નાખીશ, હે કેશવ ! આપની કૃપાથી મને કાંઇપણ અસાધ્ય જણાતું નથી. આ પ્રમાણે શ્રીકૃષ્ણને કહી રહ્યા પછી તે અર્જુને સુરથ ઉપર સો બાણો ફેંક્યા, આથી સુરથનો રથ તે ક્ષણે વેગપૂર્વક ગગનમાં ગયો અને પાર્થ તથા શ્રી કૃષ્ણ બેઉને શિલા માફક તીક્ષ્ણ વિચિત્ર શરોથી વીંધી નાખ્યા ! તથા તે વીર સુરથ હસતો હસતો શ્વેત-વાહન અર્જુનને કહેવા લાગ્યો- હે પાર્થ હું તારા રથને મારા બાણ સમૂહોના પ્રહારોથી ભેદી નાખું છું. માટે તે રથને તું સંભાળી લે. આ પ્રમાણે અર્જુનને ચેતવ્યા. બાદ સુરથના બાણ પ્રહારથી અભિહત થયેલો તે અર્જુનનો રથ પૃથ્વી ઉપર ભમવા લાગ્યો. તે રથમાં કૃષ્ણ અને રૂદ્ર–મહાદેવ ઉપસ્થિત હતા, તેઓ પણ તે મહારણમાં અર્જુનની સાથે ભમવા લાગ્યા. સુરથના આ પ્રકારના પરાક્રમને જાણીને વાસુદેવે ક્રોધાન્વિત થઇ અર્જુનના રથને પોતાના બેઉ ચરણોના ભારથી દબાવીને પૃથ્વીમાં પ્રવેશ કરાવેલો હતો, છતાં પણ તે રથ સુરથના પરાક્રમથી આગળ ખેંચાઈ જતો હતો. શ્રી કૃષ્ણે આ સમયે પોતાનું ઘણુંયે પરાક્રમ દાખવ્યું છતાં, અર્જુનનો તે રથ સ્થિર થયો જ નહી. આ ક્રિયાથી શ્રી કૃષ્ણ વિસ્મય પામ્યા. અને સુરથના ગૃધ્રના પીંછાંવાળાં અનેક શિલા માફક તીક્ષ્ણ શરોથી શ્રી કૃષ્ણ અને અર્જુન બેઉ જણા ભેદાઇ ગયા. શ્રી કૃષ્ણ પાંચજન્ય નામના પોતાના શંખને તથા ધનંજયે દેવદત્ત નામના શંખને પૂર્યો બજાવ્યો, અને શ્રી કૃષ્ણે જોરથી અને રોષથી અર્જુનને કહ્યું કે-હે અર્જુન મેં (કૃષ્ણે) આટલા ભારથી તારો રથ દબાવી રાખેલો છે, છતાં પણ સુરથના બાણવડે દૂર લઇ જવાય છે, માટે તે પરાક્રમી સુરથને વિરથ (રથ વિનાનો) કરી દે. શ્રી કૃષ્ણનું આ વાક્ય સાંભળીને અર્જુનને ઘણોજ ક્રોધ વ્યાપી ગયો અને રણમાં રહેલા સુરથના તે દિવ્ય મહારથને, પોતાના બાણોથી, અશ્વ, ધ્વજા તથા સારથિ સહિત સો પ્રકારે છેદી નાંખ્યો. હે જનમેજય રાજન્ ! આ પ્રકારે પાણ્ડુ પુત્ર અર્જુને સુરથને રણમાં રથ વિનાનો કરી દીધો. ત્યાર પછી પવનપુત્ર હનુમાનજીએ અર્જુનના રથને પોતાના લાંગૂલ વતી વીંટીને તે ક્ષણે ભૂ-મધ્યમાં ઘણોજ સુબદ્ધ કરી દીધો અને શ્રી કૃષ્ણે પોતાના બળથી તે રથને ધારણ કરી રાખ્યો. તેથી અર્જુનનો તે રથ યત્કિંચિત્ ચલાયમાન ન થઈ શક્યો અને પુનઃ સ્થિર થયો. શ્રી કૃષ્ણના આ કૃત્યથી સુરથ કૃષ્ણે પ્રત્યે કહેવા લાગ્યો–હે કેશવ ! તમારા ભારથી અર્જુ-

નનો રથ ભૂમિમાં સજડ લાગી રહ્યો છે, તે હું સારી રીતે જાણું છું આપ બેઉ કૃષ્ણ અને હનુમાનજી એ જે આ અર્જુનના રથ ભૂમિમાં ઉંડો લઇ જવાય છે તે રથને હું પૃથ્વી ઉપર પુનઃ ખેંચી લઇશ. આ પ્રમાણે કહીને તે હંસધ્વજના પુત્ર સુરથે રથની ધરીને પકડીને પૃથ્વીમાં ખુચી ગએલા રથને બહાર ખેંચી કાઢીને હર્ષિત થયેલો છતો પુનઃ અર્જુન પ્રત્યે કહેવા લાગ્યો–હે પાર્થ ! હવે તું બોલ, તારા રથને આ યુદ્ધમાંથી ઉપાડીને સાગરમાં મેરૂ પર્વત ઉપર અથવા તારા તે હસ્તિનાપુરમાં અથવા કયાં ફેંકી દઉં ? સુરથે ઉંચકેલા રથમાં અર્જુને બેઠાં બેઠાં તે સુરથ ઉપર પાંચ શરોનો પ્રહાર કર્યો અર્જુને કરેલા આ બાણ–પ્રહારથી હે જનમેજય રાજન્ ! તે સુરથ મુર્છા ખાઇને પડયો અને તેના કરમાંથી તે રથ છુટી ગયો. મૂર્છાનો ત્યાગ કરીને તે સુરથે અન્ય રથનો આશ્રય કર્યો. ક્રૂર નયનવાળા તે બેઉ અર્જુન અને સુરથ ફરીથી પણ યુદ્ધ કરવા લાગ્યા. અર્ધચંદ્રાકાર નારાચોથી, તથા વત્સદન્તાકાર તીક્ષ્ણ શિલીમુખોથી વારાહના કર્ણની સમાન નાલિકા–બન્દુકોથી તથા કણ્ટકની સમાન આમુખવાળા તીક્ષ્ણ અસ્ત્રોથી તે બેઉ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા સુરથ અર્જુનને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે હે પાર્થ ! આજે આપ મારી સાથેના યુદ્ધમાં કોઇપણ સત્ય પ્રતિજ્ઞા કરો. તમારી પ્રતિજ્ઞા આવા રણસ્થળોમાં કોઇ સમયે પણ અસત્ય થઇ નથી, એમ મેં પહેલાં સાંભળ્યું છે. સુરથનું આ વાકય સાંભળી અર્જુન પોતાની પ્રતિજ્ઞા સંભળાવા લાગ્યો. હે વીર ! આજ તારા પીતા હંસધ્વજ સમક્ષ હું તને રણમા પાડીશ. આ પ્રમાણે મેં પ્રતિજ્ઞા કરી, હવે તું પણ તારી યથોચિત પ્રતિજ્ઞા કહી સંભળાવ. અર્જુનની આ પ્રતિજ્ઞા સાંભળીને સુરથ પોતાની પ્રતિજ્ઞા તેને કહી સંભળાવા લાગ્યો હે અર્જુન ! તમને આ રણમાં હું રથપરથી જમીન ઉપર અવશ્ય પાડીશ; જો આ મારૂં વચન હું સત્ય ન કરૂં તો મારૂં સર્વ સુકૃત નાશ પામો.

જૈમિનિ ઋષિ જનમેજયને કહેવા લાગ્યા–હે રાજેન્દ્ર ! આ પ્રમાણે પરસ્પર પ્રતિજ્ઞાઓ લેવાતી હતી એ અરસામાં વીર સુરથે અર્જુનને શરોની વૃષ્ટિથી આચ્છાદિત કર્યો અને અર્જુને પણ તે સુરથ ઉપર શરોની વૃષ્ટિ વરસાવી. તથા રોષથી અર્જુને સુરથના એકસો આઠ રથોને અનેક પ્રકારે ઉડાડી દીધા અને તેના ઘણા સૈન્યનો નાશ કર્યો. સુરથે પણ આ મહાત્મા અર્જુનના ધનુષ્યને અર્ધચંદ્રાકાર બાણથી છેદી નાંખ્યું તથા તે બાણની દોરીને પણ કાપી નાંખી તથા અનેક નારાચોથી પાણ્ડુપુત્ર તે અર્જુનને વીંધી નાંખ્યો. અર્જુનના તે બાણનો છેદ થયા પછી અર્જુને પુનઃ પોતાના બાણની પ્રત્યંચા ચડાવીને તૈયાર કર્યું અને રથ વિનાના થએલા તથા શસ્ત્ર અને અસ્ત્રોથી સમન્વિત એવા તે રાજપુત્રને ધનંજયે અર્ધચંદ્ર બાણથી બાહુમૂલમાં વીંધી નાખ્યો, અર્જુનના આ બાણ પ્રહારથી, અનેક પ્રકારના અલંકારોથી સુશોભિત એવો આ સુરથનો દક્ષિણ હસ્ત કપાઇ ગયો અને ચળકાટ કરતો અર્જુનની સં-

મુખ પૃથ્વી ઉપર પડયો. ત્યારપછી સુરથે પોતાના વામ હસ્તવડે મોટી ગદાને પકડીને, તથા ક્રોધે ભરાઇને અર્જુનના અશ્વોને તથા જનાર્દન શ્રીકૃષ્ણને પ્રહારો કરવા લાગ્યો ! તથા હજારો હાથીઓને વામ હસ્તમાં પકડેલી તે ગદાના પ્રહારથી પૃથ્વી ઉપર પાડવા લાગ્યો ! બે હજાર રથોને તથા દશ હજાર અશ્વોને મહારથીઓમાં શ્રેષ્ઠ એવા તે સુરથે રણભૂમિમાં આમતેમ દોડતાં દોડતાં ધરણી-શાયી બનાવી દીધા, તથા બોલવા લાગ્યો-હે પાર્થ ઉભો રહે હે કૃષ્ણ તું પણ ઉભો રહે તથા અન્ય બલવાન્ રાજાઓ પણ ઉભા રહો આ પ્રમાણે બોલતાં બોલતાં વેગપૂર્વક બલવાન્ એવા તે સુરથે દશહજાર પગપાળાઓને પણ તે રણમાં હણી નાખ્યા. સુરથની આ પ્રકારની રણ-લીલા જોઇને અર્જુને ગદા સહિત તે સુરથનો વામ હસ્ત પણ રણમાં પાડયો! બેઉ કરોથી રહિત થયેલો તે સુરથ વીર અર્જુનને ઉદ્દેશીને કહેવા લાગ્યો- હે પાર્થ ! તું તારા આત્માનું રક્ષણ કર, હે માધવ ! તું પણ અર્જુનના રથને સંભાળ, તારા પોતાના મિત્ર ધનંજયને તારો શત્રુ એવો હું સુરથ પહોંચી વળ્યો છું ! આ પ્રમાણે રણભૂમિમાં બોલી રહેલો, તથા અર્જુન પ્રત્યે દોડતો છિન્ન-હસ્ત તે મહાવીર, અર્જુન પ્રત્યે દોડવા લાગ્યો, પોતાની પ્રત્યે દોડી આવતા તે સુરથને જોઇને અર્જુને તેના ઉપર પ્રહાર કરવા માટે પોતાના ચાપમાં ચાર બાણોનું સંધાન કર્યું અને તે બાણોનું સંધાન કરીને પાર્થે જે કાર્ય કર્યું તે હે જનમેજય નૃપ! હું કહું છું તે તું સાભળ:—

શ્રીકૃષ્ણના સખા તે અર્જુને એક બાણથી આ મહાવીર સુરથનું હૃદય ભેદી નાખ્યું તથા બે-બાણોના પ્રહારથી તેના બેઉ ચરણ કાપી નાંખ્યા, સુરથના ચરણો કપાયા છતાં પણ તે મહાવીર સુરથ જ્યાં અર્જુનના રથ પ્રત્યે આવવા જાય છે, ત્યાં પાંડુ પુત્ર અર્જુને સર્વ દેવતાઓનું આવાહન કરેલા તે ચતુર્થ-બાણથી કુંડલો સહિત દીર્ઘ નેત્રોવાળું આ સુરથનું મહત્ શિર કાપી નાંખ્યું ! તે સુરથના કપાઇ ગયેલા ચરણોવાળું તે કબન્ધ ( ધડ ) આમ તેમ દોડાદોડ કરી રહેલું છતું, કુટપત્ રહેલા અર્જુનના ઘણા સૈન્યને તે રણભૂમિમાં પાડવા લાગ્યું, તથા ધડ ઉપરથી ઉડેલું તે સુરથનું શિર અર્જુનના કપાલમાં જોરબંધ લાગવાથી તે અર્જુન મૂર્છા પામી ગયો ! અર્જુનના ભાલ પ્રદેશમાં અથડાઇને મહાવીર-સુરથનું તે શીર્ષ શ્રીકૃષ્ણના ચરણમાં પહોંચી ગયું ! ૨૦

## પ્રકરણ ૨૧ મું.

### અર્જુનનું સ્ત્રી રાજ્ય પ્રત્યે ગમન.

શ્રી-કૃષ્ણ સુરથના તે શીર્ષને બે હાથ વડે પકડીને, તથા અર્જુનને ભૂમિ ઉપરથી મૂર્છામાંથી ઉભો કરીને, તથા પોતાના રથમાં બેસાડીને કહેવા લાગ્યા-હે પાર્થ તથ્યવાદી-મહાબાહુ સુરથને તેં જાણ્યો કે ? જે સુરથે પોતાની કરેલી પ્રતિજ્ઞાને મારી પાસે સત્ય કરી છે ! શ્રી-કૃષ્ણનું આ વચન સાંભળીને અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યો-હે દેવ ! આ સુરથ વીરે મને ભૂમિ ઉપર પાડયો છે; પરંતુ આપની પૂર્ણકૃપાથી હું પુનઃ ઉભો થયો છું; તે શું આ રણભૂમિમાં મને આશ્ચર્ય

નહી ઉપજાવતું હોય ? આ-આપનો સખા (હું-અર્જુન) જ ધન્ય છું. આ સંસારમાં મારા જેવો બીજો કોઇ ધન્ય નથી ! માટે હે હરે ! આજ મારા હસ્તમાં આ સમર્થ વીરના મહત્ શિરને આપ મને આપો હું તે સુરથનાં શિરને વન્દન કરૂં. કે જે પ્રમાણે આ શૂરવીરના મસ્તકને વન્દન કરીને હું પૂર્ણ શૂરત્વને પામી શકું ! આમ કહીને તે પાર્થે શ્મશ્રૂ-મૂછોવાળા તે સુરથના પ્રતાપી શીર્ષને પોતે હાથમાં લઇને તે રણભૂમિમાં વન્દન કર્યું ! ત્યાર પછી શ્રીકૃષ્ણ ગરૂડજીને યાદ કરવા લાગ્યા, સ્મરણ કરતાંજ ગરૂડજીએ આવી પહોંચીને પોતાના નાથ શ્રીકૃષ્ણને નમસ્કાર કર્યા અને બે હાથ જોડીને કૃષ્ણ-સમીપ ઉભા રહ્યા. શ્રીકૃષ્ણે ગરૂડને આજ્ઞા કરી કે હે વૈનતેય ! તું વિશાલ-ચક્ષુઓવાળા સુરથના આ શીર્ષને પકડીને, મારી આજ્ઞાથી પ્રયાગ-ક્ષેત્રમાંના કાશ્યપ તીર્થમાં જલદી ફેંકી આવ. શ્રી-કૃષ્ણની આ આજ્ઞા સાંભળીને ગરૂડજી કહેવા લાગ્યા હે પ્રભુ તે પ્રયાગ ક્ષેત્રમાં, ગંગા, યમુના અને સરસ્વતી કેવળ જલ રૂપેજ વહી રહ્યાં છે, આ મહાવીર સુરથના શીર્ષને તે ક્ષેત્રમાં પાડવાથી તેવી કઇ ફલ-સિદ્ધિ પ્રાપ્ત થનાર છે ! આપ સાક્ષાત્-માધવ-લક્ષ્મીપતિ આ સ્થળે બિરાજો છો. તો પછી મારે આ શીર્ષને પ્રયાગ ક્ષેત્રમાં લઇ જવાનું શું પ્રયોજન હોઇ શકે વારૂ ? જ્યાં સુધી મનુષ્યોને માટે ગંગાજલ પ્રતિષ્ઠિત છે, ત્યાં સુધી ગંગાજલનો સ્પર્શ કરનાર તે મનુષ્ય દેહસહિત સ્વર્ગમાં રહ્યો રહ્યો અમૃત-ભોજન કર્યા કરે છે !; પરંતુ આ સુરથનું તેજ તો આપના મુખમાં પેસી ગયું છે, છતાં આપ-શ્રીની આજ્ઞાથી હું ત્યાં અવશ્ય જઇશ, કારણ કે "સત્પુરૂષોની આજ્ઞા સર્વદા ગૌરવવાળી હોય છે !" હે ગોવિન્દ ! આપની પ્રત્યેક આજ્ઞાને ઉઠાવનારો હું આપનો દાસ છું, મારા કરમાં તે સુરથના શિરને આપ આપી દ્યો. ગરૂડજીનું આ વચન સાંભળીને શ્રીકૃષ્ણ તેને કહેવા લાગ્યા-હે ખગ ! સુરથના આ શિર વડે મારૂં તે પ્રયાગ-તીર્થ પાવન થશે ! માગ કોશમાં આ સુરથવીરના શિર રત્નને તુ પાડી આવ શ્રી-કૃષ્ણનો આવો આગ્રહ જાણીને, તે સુરથના મહત્-શિરને પકડીને જ્યાં ગગનમાં ઉડવા જાય છે, ત્યાં સ્વર્ગ-આકાશમાં પાર્વતી સહિત વૃષ ઉપર આરૂઢ થયેલા તથા પોતાના ગણોથી ઘેરાએલા, કૈલાસના નાથ, વરદાનોને આપનારા અને ત્રિશૂલને ધારણ કરનારા ભગવાન્ શ્રી શંકર દેખાયા, ચરાચરના ગુરૂ, સૃષ્ટિને કરનારા તથા ત્રિલોકીનું પાલન કરનાર અને બ્રહ્માદિ દેવોના આરાધ્ય એવા તે શંભુએ ગરૂડવતી પ્રયાગ-પ્રત્યે લઇ જવાતા સુરથના તે શિરને જોઇને હે આર્ય જનમેજય! પોતાના ભૃંગિ નામના ગણને ત્રિલોકીના ઇશ તે મહાદેવજીએ કહ્યું કે-હે ભૃંગિ તું ગરૂડ પ્રત્યે જા, અને સુરથના તે શિરને મારી પાસે લઇ આવ. સતી પાર્વતીજી ! આ સમયે મહાદેવજીને પુછવા લાગ્યાં કે હે વિરૂપાક્ષ-ત્રિલોચન ! આ ગરૂડ વડે આ કઇ વસ્તુ લઇ જવાય છે મને તો આ વસ્તુને લઇ જતા ગરૂડને જોઇને પરમ-કૌતુહલ થાય છે! પાર્વતીજીનું આ વચન સાંભળી, મહાદેવજી તે દેવીને કહેવા લાગ્યા-હે કલ્યાણિ ! વીર અને પાણ્ડુપુત્ર અર્જુને હમણાંજ રણભૂમિમાં એક સુરથ નામના વીરને હણ્યો છે, તેના આ શિરને શ્રીકૃષ્ણે આજ્ઞા આપેલો ગરૂડ પ્રયાગ-ક્ષે

ત્રમાં પાડવા માટે જતો હોય એમ જણાય છે, હે ભદ્રે ! જ્વલિત કુંડલોવાળું તે સુરથનું શિર મારી મુંડમાલા માટે મારી પાસે લાવવાને માટે મેં આ 'ભૃંગિ' નામના ગણને ગરૂડ પાસે મોકલ્યો છે. હે કમલ લોચને ! થોડાક સમય પહેલાં આ સુરથના ભાઇ સુધન્વાનું શિર મેં લઇ લીધું છે અને આ સુરથનું બીજું શિર પણ મારી મુંડમાલામાં સારી રીતે ભૂષણ રૂપ થઇ પડશે ! હે વામોરૂ ! હું, ધર્મિષ્ઠ દાનપ્રિય-વદાન્ય, કૃતજ્ઞ, શૂર અને જેઓએ ઇન્દ્રિયોને જીતી લીધી છે, એવા વીર પુરૂષો-મસ્તકોને મહાન્ અલંકાર તરીકે મારી મુંડમાલામાં ધારણ કરૂં છું, તે સિવાય બીજાઓના મસ્તકોનો હું સ્પર્શ પણ કરતો નથી ! મહાદેવજીનું આજ્ઞારૂપી વચન સાંભળીને, ભૃંગિ મહાન્ વેગથી ખગાધિપ ગરૂડ પાસે જઇ પહોંચ્યો અને નીચે પ્રમાણે કહેવા લાગ્યો-હે મહાભાગ વૈનતેય ! તું શુરવીરનું મસ્તક મારા હાથમાં આપી દે, ખગાધિપ ! જો તું મારા માગવા પ્રમાણે આ સુરથનું શિર મને નહી આપે, તો હું તારી પાસેથી બળપૂર્વક લઇ લઇશ. તું મને ઓળખતોજ નથી કે શું ? હે વૈનતેય ! હું સર્પ નથી કે તારા થકી ભય રાખી શકું ! આ મસ્તકને તું છોડી દે છોડી દે ! મારૂં તેજ ઘણુંજ ભયંકર છે ! ભૃંગિનું આ વચન સાંભળીને ગરૂડે તે ભૃંગિને પોતાની પાંખોવતી દૂર કરીને, તીર્થરાજ-પ્રયાગ પ્રત્યે ગમન કર્યું અને ભૃંગી ત્રિલોચન એવા શંકર પાસે જઇ પહોંચ્યો, ગરૂડની બન્ને પાંખોના ઘોર ઝપાટાથી જેમ શુષ્કપર્ણ ચાલ્યું જાય તે પ્રમાણે પોતાના સ્વામી-શ્રીશંકર પાસે તે ભૃંગિ વેગપૂર્વક પહોંચી ગયો ! સતી પાર્વતીજી તે ભૃંગિને ગરૂડના હાથમાંનું શિર લીધા વિના આવી પહોંચેલો જોઇને હસતાં હસતાં તે ભૃંગિને કહેવા લાગ્યાં હે શિવ દૂત ! શ્રી હરિના વાહન એવા ગરૂડને તું જાણતોજ નથી ! કે જેની પાંખોના વાયુના ઝપાટાથી તું શ્રી-શંકરની સમીપ જલદી આવી પહોંચ્યો છે ! હે શંકર ! આ આવા શુષ્કગાત્રવાળા, અને બલ હીન દૂતને, તે વીર અને સર્પોનું ભક્ષણ કરનાર ગરૂડ પ્રત્યે શા માટે મોકલો છો ? જેનું વાહન, વૃદ્ધ વૃષભ છે, તથા તે વૃષભ પણ પાંદડાં ચરનારો છે, તથા જે શંકરની પ્રિયા ( મંદાકિની ) સાગર ( અન્ય ) પ્રત્યે ગમન કરનારી છે, તથા ગજચર્મ એજ જેને પરમ વસ્ત્ર છે અને શસ્ત્રમાં જેની પાસે કેવળ ખટ્વાંગ (એક પાયાવાળી ઘોડી) છે એવા શંકરના દૂતનું તે સમર્થ ગરૂડ પ્રત્યે કેટલુંક સામર્થ્ય હોઈ શકે વારૂ ? પોતાની પ્રિયા પાર્વતીજીનું આ વચન સાંભળીને શ્રી-શંકર પ્રસન્ન થયા, તથા પોતાના વાહન વૃષને કહેવા લાગ્યા-હે વૃષ ! મારી આજ્ઞાથી તું ગરૂડ પ્રત્યે જા અને તેની પાસેથી વીર સુરથના મસ્તકને લઈ આવ. કે જેથી વરવર્ણિની એવી પાર્વતી દૂતના બલને જાણી શકે, શ્રીશંકરે આજ્ઞા કરાયેલો તે નંદી, મહાકોપયુક્ત બનીને સુરથના તે રમ્ય શિરને લેવા માટે ગરૂડ પ્રત્યે ચાલી નીકળ્યો. હે જનમેજય રાજન્ ! તે સમયે નંદીના નાસિકામાંથી નીકળેલા પ્રબલ વાયુથી તે ગરૂડનું કલેવર અને આ સર્વ ભૂતલ ભમવા લાગ્યું; પરંતુ પોતાના વાતથી ખેંચી જવાતા તે ગરૂડને રોષથી તે સમયે પોતાના આંગણામાં મદોન્મત્ત થયેલો હાથી જેમ તરૂને ધારણ ન કરી શકે તેમ તે વૃષ ગ-

રૂડને ધારણા કરવા શકિતમાન ન થયો! વૃષની નાસિકામાંથી નીકળેલો તે પવન, વનો સરિતાઓ, પર્વતો અને સાગરો, તથા સત્યલોક કૈલાસ અને પાવન કરનાર વૈકુંઠ લોકસુધી પણ પહોંચી ગયો, આ પ્રમાણે નંદીના પવનનો ઝપાટો લાગ્યા છતાં પણ તે ગરૂડ દૈવ વશથીજ પ્રયાગ સુધી પહોંચી ગયો અને તે તીર્થમાં શ્રી-કૃષ્ણના વાક્યનું સ્મરણ કરતાં કરતાં તે ગરૂડે સત્વર સુરથના તે રમ્ય–શીર્ષને છોડી દીધું. ગરૂડજીએ પ્રયાગ તીર્થના જલમાં પાડેલા તે શીર્ષને નન્દીએ તે સમયે પકડી લીધું. ગરૂડ પણ પોતાના કાર્યને સિદ્ધ કરીને પુનઃ મહાવિષ્ણુ–કૃષ્ણ સમીપ હસતો હોય, તેમ આવી પહોંચ્યો. જવલિત કુંડલોવાળું સુરથનું તે રમ્ય શિર નંદીએ શ્રીમહાદેવજીના હાથમાં સોંપ્યુ અને મહાદેવજીએ તે શીર્ષને પોતાની મુંડમાલાની મધ્યમાં રત્ન તરીકે રાખ્યું!

રાજા હંસધ્વજ પણ પોતાના દ્વિતીય –પુત્ર સુરથને રણમાં પડેલો જોઇને, સત્વર રથ ઉપર ચઢીને પોતાની સેના સાથે ધનંજય પ્રત્યે યુદ્ધ કરવા માટેચાલી નીકળ્યો, તે સમયે પૃથ્વી–દેવી કંપાયમાન થવા લાગી, તથા શેષભગવાન પણ ચલિત થઇ ગયા, સેના સહિત કુપિત થયેલા તે હંસધ્વજ વીરને જોઇને, શ્રીકૃષ્ણ વેગપૂર્વક રથ ઉપરથી ઉતરીને તે સમયે પોતાના બેઉ કરોને પ્રસારીને ઉભા રહ્યા અને તે કેશવ નિર્દોષ એવા તે હંસધ્વજ-વીરને કહેવા લાગ્યા–હે સમર્થ હંસધ્વજ! રણમાંથી કોપનો અને પુત્ર શોકનો ત્યાગ કરીને તું મને આલિંગન આપ, હંસધ્વજે શ્રી-કૃષ્ણને રથ ઉપરથી ઉતરેલા જોઇને પોતે પણ રથ ઉપરથી ભૂમિ ઉપર ઉતરી પડયો તથા તે સમયે શ્રી–કૃષ્ણને આલિંગન આપીને ઉભો રહ્યો તથા હસતો હસતો શ્રીકૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યો–હે દેવ! અનાથ એવો હું સર્વ જગત્‌ના નાથ એવા આપને પ્રાપ્ત થયો છું, તો પછી મને પુત્ર શોક કેવો હોઇ શકે વારૂ? હે શ્રીકૃષ્ણ, મને સંસારથી કે કોઇ અન્યથી અથવા સાક્ષાત્ યમરાજથી પણ ભય નથી! હંસધ્વજનું આ વાકય સાંભળી શ્રીકૃષ્ણ તેને કહેવા લાગ્યા–હે રાજન્! હવે તું તે યજ્ઞિય-અશ્વને છુટો કર અને પાણ્ડુપુત્ર અર્જુનનું રક્ષણ કર. હવે હું યુધિષ્ઠિર પ્રત્યે જાઉં છું. જે પ્રમાણે હું અર્જુનને માટે પોતાના કલેવરનો ત્યાગ કરવા માટે તયાર છું તે પ્રમાણે આપ પણ આ અર્જુનનું રણમાં રક્ષણ કરો. આ રથ ઉપર વ્યવસ્થાથી બેઠેલા આ અર્જુનને તમે ઓળખી લ્યો. જુઓ આ અર્જુન મારો સમપ્રાણ સખા છે આ પ્રમાણે હંસધ્વજ રાજાને કહીને કલેશનાશન એવા કેશવે અર્જુનને હંસધ્વજ રાજા પાસે બોલાવ્યો અને તે બેઉનો સંગમ (મૈત્રી) કરાવીને તથા તે યજ્ઞિય અશ્વને છોડાવીને પાંચ રાત્રિ સુધી તે શ્રી કૃષ્ણ હંસધ્વજ રાજાના તે ચંમ્પક નગરમાં રહ્યા અને ત્યાર પછી યુધિષ્ઠિરના નગર હસ્તિનાપુરમાં પહોંચીને યુધિષ્ઠિર મહારાજાને અર્જુનના સુધન્વા તથા સુરથ સાથેના યુદ્ધ વૃત્તાન્તનું નિવેદન કર્યું—

તે યજ્ઞિય-અશ્વ બંધનથી મુક્ત થઇને પૃથ્વી ઉપર વિચરવા લાગ્યો. તે અશ્વની પાછળ પાછળ હંસધ્વજ સહિત અર્જુન પણ ચાલવા લાગ્યો. પ્રદ્યુમ્ન અભૃતિ મુખ્ય વીરોથી રક્ષણ કરાતો તથા ઉત્તર દિશામાં મુખ રાખીને ચાલનાર તે

યજ્ઞિય–અશ્વ હંસધ્વજ રાજાના બન્ધનથી મુક્ત થયો કે તુરતજ ભયાનક દેશો પ્રત્યે પહોંચ્યો. પાંચ મહારથિઓની સાથે ચાલતો તે અર્જુન, યજ્ઞિય–અશ્વને એક ઘડી પણ વીલો મુકતો ન હતો. વિશાલ ચક્ષુવાળો હંસધ્વજ, રૂક્મિણીનો પુત્ર પ્રદ્યુમ્ન મહાબાહુ અનુશાલ્વ તથા મહાબલવાન્ વૃષકેતુ, અને પાંચમો સુવેગ એમ સર્વે મળીને પાણ્ડુપુત્ર અર્જુનની રક્ષા કરવા લાગ્યા. યજ્ઞિય—અશ્વે જલપાન માટે અનેક કમલિનીઓથી યુક્ત એવા એક મોટા તલાવમાં પ્રવેશ કર્યો. આ તલાવનું જલ પીને જ્યાં તે અશ્વ બહાર નીકળે છે, ત્યાં તે અશ્વ મટીને અશ્વા–ઘોડી થઇ ગયો; તે તુરગીને જોઇને અર્જુનના સર્વે સૈનિકો વિસ્મય પામ્યા અને કહેવા લાગ્યા–અહો ! આ શું દૈવે કરી દીધું ! આ સ્થળે તુરગ–તુરગી થઇ ગઇ! આ વન મહા ભયંકર જણાય છે ! ઘોડી બની ગયેલા આ અશ્વની પાછળ, ત્યાર પછી તે અર્જુનના સૈનિકો એક બીજા તળાવમાં પહોંચ્યા, તે તળાવના જલમાં આ ઘોડીએ જ્યાં પ્રવેશ કર્યો કે તુરતજ તે ઘોડી મટીને વ્યાઘ્રી ( વાઘણ ) થઇ ગઈ! અર્જુન વગેરે તે સર્વે આ ચમત્કારને જોઇને કહેવા લાગ્યા કે અહો હવે આ અશ્વનું કેવું વિકૃત સ્વરૂપ થવા લાગ્યું છે ! હે જનમેજયરાજન્ ! બીજા તળાવના તે જલમાંથી તે યજ્ઞિય-અશ્વ વાઘણ થઇને બહાર નીકળી !

તે યજ્ઞિય–અશ્વનું આવું વિચિત્ર આશ્ચર્ય જનક વૃત્તાન્ત સાંભળી જનમેજય રાજા જૈમિનિઋષિને પુછવા લાગ્યો–હે મહામુને! તે વનમાં બનેલી ઘટના તો આપે આશ્ચર્ય ઉપજાવે એવી કહી ! તે યજ્ઞિય-અશ્વે જ્યારે તે સરોવરના જલમાં પ્રવેશ કર્યો ત્યારે તત્ક્ષણે તે અશ્વ ઘોડી કેવી રીતે થઇ ગયો ? તે અશ્વનું પુરૂષરૂપ બદલાઇને સ્ત્રી રૂપ કેવી રીતે થયું વારૂ ? હે દ્વિજ શ્રેષ્ઠ ! તે સરોવર કેવું હતું ? તથા તે અશ્વ–અશ્વા કયા હેતુથી બની ? તથા પુનઃ તે અશ્વા પુનઃ કેવી રીતે વ્યાઘ્રી થઈ ગઈ? હે વિભો ! આ સર્વ ઘટના વિષે મને સંશયજ રહ્યા કરે છે! અને તે યજ્ઞિય અશ્વ આવાં રૂપો બદલીને પુનઃ પોતાના સ્વરૂપ–યજ્ઞિયાશ્વપણાને કેવી રીતે પામ્યો ! તે સર્વ આપ મને કહી સંભળાવો—

જનમેજય રાજાનું આવું સંશય પામેલું મન જાણીને જૈમિનિ ઋષિ તેને કહેવા લાગ્યા–હે રાજન્ ! પુરાકાલમાં આ વન અને આ સરોવરમાં જે થઇ ગયું છે, તે હું તને કહું છું તે તું સાંભળ. આ સ્થળે ઉમા–પાર્વતીજીનું એક વન અને રમ્ય સરોવર હતું, તે ઉમા–દેવીએ મને ( ઉમાને ) હમેશાં રૂદ્ર–શ્રીશંકર મહાદેવ પ્રસન્ન થાય, એ ઇચ્છાથી તપ તપ્યાં છે, તથા શંકરને ઉદ્દેશીને તે ઉમાએ કહ્યું છે કે "હે સ્વામિન્ ! આ રમ્ય–સ્થળમાં હું તપશ્ચર્યા કરૂં છું માટે મારા વિઘ્નોનો આપ સદા નાશ કરજો." આ પ્રમાણે સંકલ્પ કરીને તે ઉમાદેવી લાંબા કાળ સુધી મોટી તપશ્ચર્યા કરવા લાગ્યાં. તે સમયે તે સ્થળે કોઇ દુરાચારી દૈત્ય ઉમાદેવીના તપમાં વિઘ્ન કરવા માટે આવી પહોંચ્યો, તે દુરાચારી દૈત્ય તે સ્થળમાં તપ કરતાં ઉમાદેવીને કહેવા લાગ્યો હે ભદ્રે ! આપ શા માટે આવી ઉગ્ર તપશ્ચર્યા કરી રહ્યાં છો ? આપનું શરીર તો અતિસુંદર છે ! હવે તમારે કઇ વસ્તુ અ-

લભ્ય છે વારૂ ? હે અનઘે ? જે કાંઇ તને અલભ્ય હશે તે સર્વ હું તને આપીશ, તું મારી સ્ત્રી થા અધમ દૈત્યના આવાં વાક્યો સાંભળીને કુપિત થયેલાં તે ઉમા-દેવીએ તે રાક્ષસાધમને રોષથી લાલચોળ આંખો કરીને શાપ આપ્યો કે-હે અત્યંત દુર્મતિવાળા અધમ રાક્ષસ ! તું આ સ્થળે ભસ્મીભૂત થઈ જા. આ પ્રમાણે શાપ આપીને તે દૈત્યને ભસ્મીભૂત કર્યા પછી તે ઉમા દેવી વન દેવતાઓને કહેવા લાગ્યાં —આજથી આરંભીને, જે કોઈ મૂઢ બુદ્ધિ મારી અવજ્ઞા કરીને આ વનમાં અથવા આ સરોવરમાં આવશે, તે મન્દાત્મા અ-વશ્ય સ્ત્રીના લક્ષણોવાળો થઈ જશે. એમાં સંશય નથી ! ઉમાદેવીએ આ પ્રમાણે શાપ આપ્યા પછી હે રાજન્ ! જે કોઇ કુબુદ્ધિ-વાળો પુરૂષ, આ વનમાં કે સરોવરમાં પ્રવેશ કરે છે, તે ઉમા દેવીના શાપથી સ્ત્રીનાં ચિન્હોવાળો થઇ જાય છે ! આ હેતુથી તે યજ્ઞિય-અશ્વ પણ તુરતજ જલનો સ્પર્શ થવાથી તે ક્ષણે વડવાપણા—ઘોડીના ચિન્હો—ને પામ્યો તે સર્વ ઉમા—દેવીના શાપનુંજ કારણ છે ! વળી તેં જે બીજો પ્રશ્ન કર્યો કે તે યજ્ઞિય—અશ્વ વાઘ કેવી રીતે થયો ? તે સર્વ રહસ્ય વિનીત —ભાવથી પુછતા એવા તને હું કહી સંભ-ળાવું છું. તે તું સાંભળ. પહેલાં સત્યયુગના સમયમાં 'અકૃતવ્રણ' નામનો કોઈ વેદ પાઠી બ્રાહ્મણ તીર્થયાત્રા માટે સકલ પૃ-થ્વીની પ્રદક્ષિણા કરતો કરતો, તે તે તીર્થ સ્થળોમાં તપો તપીને સમય જતાં કોઈક સમયે આ-ઉમાદેવીની તપોભૂમિવાળા પ્રદેશમાં આવી પહોંચ્યો અને આ મહા સરોવરને જોઇને શુદ્ધાત્મા એવો તે વિપ્ર, વરૂણદેવના મન્ત્રોને જપતો જપતો વિધિ-પૂર્વક સ્નાન કરીને તથા તે સરોવરના જલનું પ્રાશન કરીને જ્યાં તે જલની બહાર નીકળવા જાય છે, તે અરસામાં કોઇ મહા ભયંકર જલગ્રાહ તે ઋષિના પગમાં ચોંટીને પોતાના દન્તોથી તે ઋષિને પીડા કરતો કરતો—મહા ગમ્ભીર જલમાં ખેંચવા લાગ્યો પોતાને તે સરોવરના ગમ્ભીર જલમાં વારંવાર ખેંચી જતા તે ભયંકર જલગ્રાહને જોઇને, તે ઋષિ કહેવા લાગ્યા—આ કયો એવો અતિ દુષ્ટ પ્રાપ્ત થયો છે કે જે આ ગહ્વર જલમાં મને જોરથી ખેંચી જાય છે ? આ મને ખેંચી જનાર, દૈત્ય હો કે દાનવ હો અથવા અતિદુષ્ટ મત્સ્ય હો. આવા જલગ્રાહોથી દુષ્ટ થયેલા આ સરોવરના જલમાં મારી પ્રવેશ કરવાની બુદ્ધિ શા માટે થઇ હશે ! આ પ્રમાણે વિચાર કરીને પોતાના મનમાં તે મુનિ કોપાવિષ્ટ થયા અને તે દુષ્ટજલને તથા જલમાં રહેનારી તેની અધિષ્ઠાત્રી દેવતાને શાપ આપવા લાગ્યા—આ સારી રીતે દુષ્ટ થયેલા જળમાં જે કોઇ સ્પર્શ (સ્નાન) કરશે તે આ જલનો સ્પર્શ કરતાંજ વ્યાઘ્ર બની જશે ! મારૂં આ બોલવું અસત્ય હોઇ શકેજ નહી. આ પ્રમાણે તે મુનિ શાપ આપીને તથા તે જલગ્રાહને જોરથી છોડાવીને તે સ્થળેથી ચાલી નીકળ્યા. ત્યારથી આરંભીને હે જનમેજય રાજા ! આ સરોવરનું જલ ઘણુંજ દોષિત થઈ ગયું છે ! હે રાજન્ ! આ પ્રમાણે જે કાંઇ તેં પ્રશ્ન કર્યો, તે સર્વ મેં તને કહી સંભળાવ્યું, પછી તે યજ્ઞિય—અશ્વ—પુનઃ અશ્વના રૂપને કેવી રીતે પામ્યો તે હું તને કહી સંભળાવું છું તે તું મારી પાસેથી સાંભળ—

અર્જુન પોતાના યજ્ઞિય-અશ્વને ભયાનક વ્યાઘ્રના સ્વરૂપમાં જોઇને, સર્વ ભયોને દૂર કરનારા વિષ્ણુ-શ્રીકૃષ્ણનું પોતાના મનથી ચિન્તન કરવા લાગ્યો "જે શ્રીકૃષ્ણના પ્રભાવથી અમો સર્વે પાંડવો પહેલાં દુર્યોધનના ભયથી મુક્ત થયા છીએ, તે શ્રી કૃષ્ણદેવ આ ભયંકર એવા વિષમ-સ્થળમાં મારૂં રક્ષણ કરો. દિવસ અને રાત્રિએ જે યદુનન્દન સૈનિકોને મોહ પમાડતા તે અચ્યુત એવા શ્રીકૃષ્ણ આજ યુધિષ્ઠરના યજ્ઞને સિદ્ધિમાં લઇ જાઓ." એ પ્રમાણે હરિ-શ્રીકૃષ્ણનું ધ્યાન કરીને તે અર્જુન, ક્યાંઇથી પણ ભય ન હોય એવો થઇને ઉભો રહ્યો ત્યારે તેજ ક્ષણમાં વ્યાઘ્ર સ્વરૂપનો ત્યાગ કરીને તે યજ્ઞિય-અશ્વ પુનઃ અશ્વ થઇ ગયો ! ! તે અશ્વનું પૂર્વરૂપ જોઇને અર્જુન પ્રભૃતિ તે સર્વે સૈનિકો હર્ષપૂર્વક અત્યંત નાચવા. આનંદ પામવા લાગ્યા અને અનેક પ્રકારનાં રણ-વાદ્યોને બજાવતા બજાવતા હર્ષભેર આગળ વધવા લાગ્યા અને તે યજ્ઞિય-અશ્વ પણ તે પ્રદેશમાંથી નીકળીને પુનઃ આગળ ચાલવા લાગ્યો. અશ્વસહિત અર્જુન અને તેના સૈનિકોના આગળ વધ્યા પછી તે સર્વે સ્ત્રીમય અને સુરસ એવા અનેક પ્રકારના રમ્ય પ્રદેશોમાં જઇ પહોંચ્યા. તે પ્રદેશોમાં ગમ્ભીર અને સૌન્દર્યયુક્ત, નવયૌવના સ્ત્રીઓ વાસ કરતી હતી, તથા સઘળો રાજ્ય કાર્યભાર પણ સ્ત્રી-રાણીજ ચલાવી રહી હતી ! કોઇપણ પુરૂષને તે સ્ત્રી-રાજ્યમાં રહેવાનો કે જીવવાનો પણ સંભવ ન હતો. જે કોઇ પુરૂષ તે સ્ત્રીઓના રૂપ અને લાવણ્યથી મોહ પામીને તેણીઓની સંગતિ કરતો તથા તે સ્ત્રીઓના રમ્ય સુખવાસ, સ્તનો અને ચંચલ વસ્ત્રોના પ્રહારથી તાડિત થતો અથવા તે સ્ત્રીઓના સંગીતથી કે નૃત્યથી અથવા મૃદુ ભાષિતોથી મુગ્ધ બનીને ત્યાં રહેતો, તે પુરૂષ એક માસ પર્યન્ત સ્ત્રીને પામીને ભોગવીને પછી વૈશસને ( મરણ ) ને પામી જતા હતા ! તે સ્ત્રીઓ સાથે સારી સારી રીતે સુરત ક્રીડા અને વિષમ સ્થળોમાં વારંવાર અનેક પ્રકારના નખ પ્રહારોથી દંશ કરીને, અરે મૂઢ, મરી ગઇ એવા પ્રકારના ભાષણોથી, તાડનોથી-મુષ્ટિ પ્રહારોથી, કેશ ગ્રહણોથી મુખ ઉપરનાં ચુમ્બનોથી જિહ્વાનો ઘાત (દંશ) કરવાથી અને મદપૂર્વક પક્ષિઓની માફક કૂજિત ( સુન્દર અવાજો ) કરવાથી, વન્દનોથી વક્ર-દૃષ્ટિઓથી, તથા તારી દાસી છું એ પ્રકારનાં ભાષણોથી, અન્તઃપુરમાં સપડાઇ ગયેલા તે પુરૂષ સાથે અનેક પ્રકારના વિનોદો તે રાજ્યની સ્ત્રીઓ કર્યા કરતી હતી, તથા તે પુરૂષને વારંવાર કહેતી કે-તું આવ્યો છે અને જાય છે તો શું, તેં કોઇ બીજી સ્ત્રીને હમણાં લક્ષ્યમાં રાખી અથવા સંભારી છે કે ? તને શું કોઇ બીજી તારી મા અથવા બેન મળી કે ? ચાલ મારા ઘરમાંથી બહાર નીકળ ! કોઇ અપર સ્ત્રીનો તારા ઉપર ભાવ થયો હોય એમ જણાય છે ! હે સુવ્રત ! તું મારી સમક્ષ સત્ય કહી દે ! આ પ્રકારના અનેક વાગ્વિનોદોથી તે સ્ત્રીઓ પોતાના જીવનને વ્યતીત કરતી હતી અને તે પોતાના તેવાજ ચિન્હોથી અગ્નિમાં પ્રવેશ કરતી. જો કોઈ સ્ત્રી જીવવા પામે અને ગર્ભને ધારણ કરે, તો તે કન્યાને જ જન્મ આપતી હતી.

આવા પ્રદેશમાં તે અર્જુને પોતાના યજ્ઞિય અશ્વ અને અન્ય પાંચ વીરો સાથે પ્રવેશ કરીને પોતાના મહાવીરોને કહ્યું

કે–આપણે સર્વે સ્ત્રી–મંડલ–રાજ્યમાં પ્રાપ્ત થયા છીએ! આ સ્થળે આ સર્વે વિષ કન્યાઓ પોતાના બલપૂર્વક નિવાસ કરે છે. ભયંકર સ્વભાવવાળી તે સર્વે સ્ત્રીઓ આપણા આ યજ્ઞિય અશ્વને લઇને અવશ્ય પોતાને સ્વાધીન કરશે. આ સ્થળે મહા મુશ્કેલી આવી પડવાની છે, એ પ્રમાણે અર્જુન જ્યાં પોતાના સૈનિકો સાથે વાતો કરી રહ્યો છે, ત્યાં તો, ચમ્પકના પુષ્પોની સમાન કાન્તિવાળું અને મુકતા-માલાઓથી અલંકૃત, નાના પ્રકારના અલંકાકારોથી વિભૂષિત અને અનેક પ્રકારના હાવ–ભાવોથી યુકત તથા અશ્વો ઉપર ચઢેલું એવું સ્ત્રીઓનું એક મોટું મંડળ ત્યાં આવી પહોંચ્યું! કણ્ઠો સુધી ચામરોને બાંધેલા તથા ભાથા સહિત ધનુર્ધારીથી સહવર્તમાન એવા તે અર્જુનના તે અશ્વને પકડીને કોઈ એક સ્ત્રી ત્યાંથી ચાલતી થઇ, અને પોતાની સ્વામિની રાજ્ઞી પાસે જઇને તે સ્ત્રી આ અશ્વને બતાવવા લાગી તથા કહેવા લાગી–યુધિષ્ઠિર મહારાજાનો ભ્રાતા અર્જુન આ અશ્વનું રક્ષણ કરતો કરતો આપણા નગર સમીપ આવી પહોંચ્યો છે, હે રાજ્ઞિ! આપશ્રીની આજ્ઞાથી તેના યજ્ઞિય–અશ્વને હું આપની પાસે લઇ આવી છું. હવે પછી મારે શું કરવું તે આપ આજ્ઞા આપો. દાસીનું આ વચન સાંભળી તે રાણી કહેવા લાગી કે તું આ અશ્વને આપણી વાજિ–શાલામાં લઇ જા અને હું અર્જુન સાથે યુદ્ધ કરવા જાઉં છું. તે દાસીએ રાણીના કહેવા પ્રમાણે સર્વ કર્યું અને રાણી અર્જુન પ્રત્યે યુદ્ધ કરવા માટે ચાલી નીકળી. ૨૧





## પ્રકરણ ૨૨ મું

---

### અર્જુનનું મણિપુરમાં આગમન.

શ્રી કૃષ્ણના પરમ સખા–અર્જુનના રથ પ્રત્યે ચંદ્ર સમાન મુખવાળી અને અશ્વો ઉપર સજ્જ થઇને બેઠેલી એક લક્ષ વીરાંગનાઓની સાથે તે રાજ્ઞી આવી પહોંચી, તથા પીન અને ઉન્નત કુચો વાળી તથા હાથીઓના કુંભ સ્થળો ઉપર બેઠેલી એક લક્ષ શ્યામા–સ્ત્રીઓની સાથે રહેલી. તે સુન્દર લોચનોવાળી રાજ્ઞી અર્જુન પ્રત્યે રણભૂમિમાં આવી પહોંચેલી છતી ઘણીજ દીપી નીકળી, તે રાજ્ઞીની સાથે રથ ઉપર ચડેલી એક લક્ષ નારીઓ તેની સમક્ષજ તૈયાર થઇને ઉભી હતી. આ પ્રમાણે ત્રણ–લક્ષ સ્ત્રીઓની સેના સાથે આવેલી તે 'પ્રમિલા' નામની રાણીએ રણમાં રહેલા અર્જુનને ઘેરી લીધો તથા ધનંજય-એવા અર્જુનને તે કહેવા લાગી–હે અર્જુન! મેં તારા યજ્ઞિય–અશ્વને પકડી લીધો છે, તે અશ્વને જો તું છોડાવવાની ઇચ્છા રાખતો હો, તો મારી સાથે યુદ્ધ કર, તારા સર્વ–બલ (ગર્વ) ને દૂર કરી દઇશ. હે અર્જુન! તું મોટા ધૈર્યથી મારા પ્રહારને સહન કર એમ કહીને તે પ્રમિલા રાણીએ પડેલાં તો અર્જુનના ચિત્તને મથી નાખે એવા નેત્ર ભાવોથી તેના ઉપર પ્રહાર કર્યો અને ત્યાર પછી હે જનમેજય! તે રાણીએ ચુંચુકના અગ્ર ભાગની સમાન પર્વતને ફાડી નાખનાર તીક્ષ્ણ બાણથી હસતાં હસતાં અર્જુનને હૃદય પ્રદેશમાં પ્રહાર

કર્યો અને ત્યાર પછી તે પાંચે વીરો તે સ્રીઓના બાણુ-પ્રહારોથી વીંધાઇ ગયા. તે સમયે કર્ણ સુત-વૃષકેતુ સિવાય અન્ય સર્વે વીરો પોતાનું રણભૂમિમાં કર્તવ્ય (યુદ્ધ) ભુલી ગયા. પ્રમિલા રાણી વીર-અર્જુનને કહેવા લાગી-હે અર્જુન ! તું મને જાણી શકતો નથી, હે પાંડવ હું તને યુદ્ધમાં જીતીને પોતાનો-મારો દાસ બનાવીશ, એમ તું જાણી લે અરે; તું યજ્ઞ કરીને શું કરવાનો હતો ! મારી સાથે રહીને મારા અધરામૃતરૂપી મધુનું પાન કર, જે સૌખ્ય તેં પહેલાં કદાપિ જોયું નથી એવું સૌખ્ય હું તને બતાવીશ.

પ્રમિલા રાણીના આવા વચનો સાંભળીને અર્જુન તેણીને કહેવા લાગ્યો-તારા સંગથી આ સ્થળમાં કોઇ પણ પુરૂષનું મરણ થયા કરે છે, એમ મેં સાંભળ્યું છે. આ અર્જુન (મારા) સિવાય યુધિષ્ઠિર મહારાજાના યજ્ઞિય-અશ્વનું રક્ષણ કોણ કરી શકવાનો હતો ? અર્જુનનું આ વચન સાંભળીને પ્રમિલા તેને કહેવા લાગી-હે અર્જુન, મારા શરોથી કે નયનોથી તાડિત થતો એવો તું જીવી શકવાનોજ નથી આ રીતે બેઉ પ્રકારે આ તારૂં મૃત્યુ ઉપસ્થિત થયુંજ છે. મારો સંગ કરીને તું સુખની પ્રાપ્તિ કર અથવા મારી સાથે યુદ્ધ કરીને મરણને પ્રાપ્ત કર. મારા શરોથી પીડિત થયેલો પણ તું મૃત થઇને આ સંસારમાંથી વ્યર્થજ ચાલ્યો જઇશ ! હે પાર્થ જો હું તારી ઉપર પ્રસન્ન ન હતી તો આ વૃથા વાણીને બોલતજ નહીં. તને આ રણમાં મારા શરોથી પાડીશ અથવા મારી સાથેની સુરત-ક્રીડાથી તને જીતી લઇશ; પરંતુ તારા વિના હું મારા જીવનનો ત્યાગ કરીશ. તે સર્વ તું નિશ્ચય પૂર્વક સમજી લે. હે આર્ય વીર ! તારા દર્શનથીજ આપણા બેઉનું મરણ સમીપ આવ્યું છે. માટે વિચાર કરીને હે પાણ્ડવ ! તું મારા યૌવનનો ઉપભોગ કર. આ પ્રમાણે પ્રમિલા રાણીનાં વચનો સાંભળીને, તેણીને કામદેવથી પીડિત થયેલી તે સમયે જોઇને, અર્જુન પોતાના હૃદયમાં લક્ષ્મણ તથા શૂર્પણખાનું સ્મરણ કરવા લાગ્યો, તથા પોતાના ધનુષ્યમાંથી છ બાણોને છોડીને તે પ્રમિલા ઉપર પ્રહાર કર્યો, તે પ્રમિલાએ અર્જુને પોતાના ઉપર છોડેલાં તે બાણોના પાંચ પાંચ ટુકડા કરી નાંખ્યાં અને ધનંજયને ઘોર એવા સાત શરોથી પ્રહાર કર્યો, તથા ફરીથી હજારો બાણો અર્જુન ઉપર ફેંકીને તે પ્રમિલાએ અર્જુનને રથમાં અદશ્ય કરી દીધો ! ત્યાર પછી અર્જુને પણ પોતાના કામુંકમાં મોહનાસ્ત્રનું સન્ધાન કર્યું પ્રમિલાએ અર્જુનના તે મોહનાસ્રને તેની દોરી સહિત ત્રણ સાયકોથી છેદીને અર્જુનને કહેવા લાગી હે મૂઢ ! તને મોહનાસ્ત્ર શોભતું નથી. પ્રમિલાએ આ પ્રકારે ઉપાલમ્ભ આપ્યા પછી કોપે પૂરાયેલો અર્જુન પોતાના ધનુષ્યને દોરી સહિત કરીને રણભૂમિમાં તે પ્રમિલેને પાડવા (હણવા) જાય છે, ત્યાં તે સમયે આકાશ વાણી થઈ-" હે પાર્થ ! સંગ્રામમાં તું સ્રી-વધ પ્રત્યે સાહસ ન કરીશ. આ પ્રમિલા રાણી હજાર વર્ષો વીતી જાય તો પણ તારાથી જીતી શકાવાનીજ નથી. હે પાર્થ જો તું જીવવાની ઇચ્છા કરતો હો તો આ પ્રમિલાને તું વર તારૂં કલ્યાણ થશે ! આ પ્રમિલાને તું કહે કે હે ભામિનિ ! હું તને મારા હસ્તિનાપુરમાં લઇ જઇશ " અર્જુને આ સર્વ આકાશ વાણી સાંભળીને જે પ્રમાણે

યોગ્ય હતું તે સર્વ કર્યું અને હે જનમેજય ! તે અર્જુન યુદ્ધ-ભૂમિમાંજ તે પ્રમિલા રાણીને વર્યો ! અર્જુન વિશાલાક્ષી એવી તે પ્રમિલાને કહેવા લાગ્યો,-હે ભદ્રે, હાલ હું આ યજ્ઞિય-અશ્વના રક્ષણ માટે વ્રત ધારણ કરેલો હોવાથી તને મારો દેહ-સંગમ હસ્તિનાપુરમાં આપીશ ? કારણ કે તે હસ્તિનાપુરમાં શ્રી-કૃષ્ણના દર્શન થવાથી તારા સર્વે દોષો નષ્ટ થઈ જશે, અને આ સર્વે સ્ત્રીઓના મારા શુભ નગરમાં રહેનારા વીર-પુરૂષો સ્વામી થશે, એમાં કાંઇ સન્દેહ નથી, તું યજ્ઞિય-અશ્વને છોડી દે એટલે હું અન્ય સ્થળે જઇ શકું ? અથવા જો તારી ઇચ્છા હોય તો વીરાંગના એવી તું મારી સાથે ચાલ અથવા હસ્તિનાપુરમાં જા.

અર્જુનના આ વાકયો સંભળીને તે પ્રમિલાએ યજ્ઞિય-અશ્વને પોતાની અશ્વશાલામાંથી છુટો કર્યો અને પોતે યુધિષ્ઠર મહારાજા પ્રત્યે હસ્તિનાપુરમાં જવા માટે ચાલી નીકળી. પ્રમિલાની અશ્વશાલામાંથી છુટો થયેલો તે યજ્ઞિય-અશ્વ મનુષ્યો, ગજો, સ્ત્રીઓ ગાયો અન્ય પશુઓ તથા ખરોથી વ્યાપ્ત એવા ફલિત વૃક્ષોવાળા પ્રદેશો પ્રત્યે ચાલી નીકળ્યો તે વૃક્ષોવાળા પ્રદેશોમાં અનેક પ્રકારના જનો, પ્રાતઃકાળમાં ઉત્પન્ન થાય મધ્યાહ્ન સમયે યુવાન થઇ જાય અને સાયંકાલે મરણ પામે ! આવા પ્રદેશમાં પણ આ પાર્થ વિસ્મયથી ઉત્ફુલ્લ લોચનોવાળો થઇને તે યજ્ઞિય-અશ્વની સાથે બીજા અનેક પ્રકારના પ્રદેશોમાં ચાલવા લાગ્યો, તે પ્રદેશોમાં પોતાના કર્ણ સુધી જેઓએ બરફ તથા શીતના નિવારણ માટે રજાઇ વગેરે ઓઢેલાં છે, તેવા તથા અનેક મુખવાળા અને અનેક નેત્રો તથા ચરણોવાળા, અશ્વ સમાન મુખવાળા, ત્રણ ત્રણ નેત્રોવાળા, દીર્ઘ નાસિકાવાળા અને ત્રણ ત્રણ ચરણોવાળા, ઘણાએક બે શીંગડાથી યુકત તથા ઘણાએક અનેક શૃંગોવાળા તથા રાસભના મુખની સમાન મુખવાળા તે પ્રદેશોના રાક્ષસોને અર્જુન પ્રાપ્ત થયો, એટલેકે તે યજ્ઞિય અશ્વ ભીષણ નામના રાક્ષસના નગરને પ્રાપ્ત થયો. તે નગરમાં પુરૂષોનું ભક્ષણ કરી જનારા, પાપાચારી, કોપયુકત તથા લાંબા કાળ સુધી જીવનારા ઘણા રાક્ષસો વસતા હતા. આ નગરમાં તેવા રાક્ષસોની ત્રણ કરોડ જેટલી સંખ્યા હતી. તે ભીષણ રાક્ષસના મેદોહા નામના પુરોહિત-બ્રહ્મરાક્ષસે જંગલમાં ભ્રમણ કરતા તે યજ્ઞિય-અશ્વને જોયો અને આ અર્જુનનો અશ્વ આવી પહોંચ્યો છે, એમ જાણીને તે પુરોહિત પોતાના ભીષણ રાજાની સમીપ ગયો, તે મેદોહા નામના રાક્ષસ-પુરોહિતે મનુષ્યોના આંત્રોથી થયેલું યજ્ઞોપવીત ધારણ કર્યું હતું તથા ભયંકર એવી નરકપાલોની જપમાલાને કંઠમાં ધરી હતી, તથા શુંક એવા ગજના મુખને પોતાનું જલ સહિત કમણ્ડલુ બનાવ્યું હતું તથા નેત્રોના ગોલકોથી થયેલી ઘોર માલાને કંઠમાં પરોવી રાખી હતી અને તે બ્રહ્મરાક્ષસે પોતાના બેઉ કર્ણોમાં ગજ અને ઉષ્ટ્રને ભૂષણ બનાવ્યા હતા, તથા ગજના પૃષ્ઠભાગમાંના અસ્થિનો મજ્જા સહિત દંડ હાથમાં ધારણ કર્યો હતો, આવા સ્વરૂપવાળો તે પુરોહિત ભીષણ પાસે જઇને કહેવા લાગ્યો કે હે રાક્ષસરાજ ! આપનો શત્રુ અર્જુન યજ્ઞિય-અશ્વનું રક્ષણ કરતો કરતો આ સ્થળે આવી પહોંચ્યો છે, તે આપને વિ-

હિત થાય. આ અર્જુનના અગ્રજે (મોટા ભાઇ ભીમે) તમારા બકાસુર નામના પિતને હણ્યો છે. ભીમના નાના ભાઈ એવા અર્જુનને શીઘ્ર પકડીને મારી આજ્ઞાથી સર્વ લક્ષણોથી સંયુકત એવા નરમેધ યજ્ઞને આપજ કરોને. હું આપનો પુરોહિત હોઈ તે યક્ષમાં આચાર્ય થઇશ, તથા બાકીના જે બ્રહ્મરાક્ષસો છે, તેઓ કુલીન, વ્રતયુકત તથા ચાતુર્માસ્ય વ્રતને ધારણ કરી રહેલા છે તેઓ પણ આપના આ નરમેધ યજ્ઞમાં વૃત થઇને આપના આ યજ્ઞને સિદ્ધ કરી શકશે. જે બ્રહ્મરાક્ષસો સુરાપાન કરનારા છે તથા મનુષ્યોના રૂધિર માત્રથી પણ સંતુષ્ટ થઈ જાય એવા છે, તેવાઓ તથા જેઓ એક માસ પર્યન્ત ઉપવાસ કરનારી સ્ત્રીઓના માંસવડે શ્રાવણ માસમાં વ્રત કરે છે, તથા ભાદ્રપદ–માસમાં ઊર્ધ્વ રેતવાળા યતીઓના આહારથીજ કેવળ જીવનારા અને આશ્વિન માસમાં જટાધારીઓના માંસાહારથી અને કાર્તિક માસમાં કુમારોના માંસનુંજ ભક્ષણ કરીને ચાતુર્માસ્ય વ્રતને ધારણ કરનારા આપણા રાજ્યના બ્રહ્મરાક્ષસો આ નરમેધ પ્રસંગે ઘણાજ ઉપયોગી થઈ પડશે. માટે હે રાક્ષસરાજ ! આ પાર્થને આપ સૈન્ય અને યજ્ઞિય–અશ્વ સહિત પકડી લ્યો. આપણા પ્રદેશમાં લાંબા કાલથી બ્રહ્મરાક્ષસો વ્રતને (!) ધારણ કરીને રહેલા છે, તેઓને આ ધનંજયના હાથી તથા અશ્વોનું પારણું (ભક્ષણ) કરવાનો અવકાશ આપો, મનુષ્યોના થોડા થોડા ગરમ રૂધિર વડેજ ગલારૂપી નાલિકાદ્વારા પાન કરીને તથા તેના સૈનિકોના માંસ વડે આપણા તપસ્વીઓ યુક્ત બ્રહ્મ રાક્ષસો હર્ષ–યુક્ત થાઓ. હે ભીષણરાજા ! આ સમયમાં આપે કરાતા આવા નરમેધ યજ્ઞમાં અમો સર્વે પૂર્ણ તૃપ્ત થઇશું !

પોતાના પુરોહિત મેદોહા નામના બ્રહ્મરાક્ષસનું આ વચન સાંભળીને રાક્ષસાધિરાજ ભીષણ તે પુરોહિતને કહેવા લાગ્યો–હે તાત ! આપે મને જે પ્રમાણે કહ્યું છે, તે સર્વ હું કરીશ. મારા પિતાના શત્રુને આપણા નગરમાં પ્રાપ્ત થયેલો જાણીને, તેને હું કેમ નહી પકડું વારૂ ? સારી રીતે વિદ્યાને પ્રાપ્ત કરેલા આપ જેવા બ્રહ્મરાક્ષસો સાથે રહેલો હું આજ તેવા નર મેધ–યજ્ઞનો પ્રારંભ અવશ્ય કરી દઇશ, પરંતુ હે તાત ! આપને એક વાત પુછવાની છે અને તે એ કે આ નરમેધ–યજ્ઞમાં અર્જુનના સૈન્યમાંથી મારે આપને કેવું યથોચિત ભોજન આપવું જોઇએ ? હે વિભો ! આપ પોતાની રૂચિને આ સ્થળે મને કહી દ્યો જાહેર કરો, ત્યાર પછી હું યજ્ઞનો આરંભ હમણાંજ કરીશ. ભીષણ રાક્ષસનું આ વચન સાંભળી ને તે મેદોહા તેને કહેવા લાગ્યો અતિપુષ્ટ એવા વીર નરોના મેદો અને લોચનો ઉપર મારી વધારે પ્રીતિ રહે છે, તથા ગજો, નરો- અશ્વોના નયનો વડે અને મેદથી કિલન્ન (રચપચતા) અન્ય અવયવો વડે મારી ભોજનમાં પ્રીતિ વધ્યા કરે છે, એ ઉપરાંત તમારા આ યજ્ઞમાં મારા ભોજન માટે એક સહસ્ર પદાતિઓ પુરતા છે. હે રાક્ષસરાજ ! હું બીજા બ્રહ્મરાક્ષસોની જેવો કાંઇ બહુાશી નથી! તે મેદોહા પુરોહિતનું આ વચન સાંભળીને, તે રાક્ષસાધિપતિ ઘણોજ પ્રસન્ન થયો, તથા તે પુરોહિતે ઋત્વિજો પાસે રમ્ય–મંડપ યજ્ઞને માટે રચાવ્યો, અને તે પુરોહિત યુદ્ધ કરવા

માટે અર્જુનની સેના પ્રત્યે બલપૂર્વક ઘોર એવા ત્રણ કરોડ રાક્ષસોને સાથે લઇને ધસી આવ્યો, તે નગરમાંની સર્વ-રાક્ષસીઓ પર્વત ઉપર ચઢીને, આવેલા તે પાર્થને જોવા લાગી, અર્જુનની પતાકા ઉપર હનુમાનજીને જોઇને એક રાક્ષસી સર્વેને કહેવા લાગી–હે રાક્ષસીઓ ! આ સ્થળેથી ભાગો દોડી જાઓ આપ સર્વેનું જીવન આ સ્થળે ટકવું સંભવિત નથી કારણ કે જે વાનરે રાક્ષસોને હણ્યા છે તે વાનરને હું આ સ્થળે જોઉં છું. રાવણની રાજધાની–લંકામાં જ્યાં રામચંદ્રની પત્ની જાનકી દેવી હતી અને જે સ્થળ–અશોક વાટિકામાં રહી હતી તે સ્થળે આ વાનરને મેં જોયો છે, ત્યારથી આરંભીને મને આ વાનરથી ભય રહ્યાજ કરે છે ! તે રાક્ષસીનું વચન સાંભળીને લાંબા ઉદરવાળી તથા કૃશ થઇગયેલા હાથ અને પગવાળી તથા ચારસો હાથ ઉંચી અને દીર્ઘ ગ્રીવાવાળી, બીજી રાક્ષસી તે રાક્ષસીને કહેવા લાગી તું મારી સમીપ (વા)નરથી રાવણ મૃત્યુ પામેલો છે, એમ ન બોલ, તને જેનાથી ભય ઉત્પન્ન થાય છે, તે વાનરનું હમણાં તારી સમક્ષજ ભક્ષણ કરી જાઉં છું, આ પ્રમાણે બોલતી તે રાક્ષસીને વળી બીજી કહેવા લાગી, હે કૃશે ! તેં શું કહ્યુ ? મારાં દીર્ઘ–સ્થૂલ અને પૃથ્વી ઉપર લટકતા આ બેઉ સ્તનોને તું જો, મારી પીઠમાં ખેંચી જતા અને વૃક્ષોનો નાશ કરનારા આ બન્ને મારા સ્તનો એક યોજન સુધી પહોંચીને રહેલા છે, હું મારા એકજ કુચથી પાણ્ડુપુત્ર–અર્જુનને અને વાનર એવા હનુમાનને તથા મહાભારત એવા સૈન્યને હણી નાંખું છું. આ રાક્ષસી ગણ આટલો ભયભીત ન થાય અને વાનર પાસેથી જયને પ્રાપ્ત કરે, આ મંદ–બુદ્ધિ ભીષણ રાક્ષસ મને (મારા પરાક્રમને) જાણતોજ નથી, આ રાક્ષસીનાં આવાં વચનો સાંભળીને ત્રીજી રાક્ષસી કુપિત થઇને પુષ્ટ તથા એક યોજન સુધી વિસ્તારવાળા સ્તનો વાળી તે રાક્ષસીને કહેવા લાગી. શું આ કુચ વડે કરીને તારા થકી ભય ચાલ્યો જશે કે ? તારા એક યોજન સુધીમાં વિસ્તાર પામેલા બેઉ સ્તનો મારી સમક્ષ બિલ્વ–ફલ જેવડાજ જણાય છે. મારા આ બન્ને કુચોનું ચુંચુક (ડીંટડીઓ) એક યોજન સુધી વિસ્તાર પામેલું છે તેને તમો જુઓ. કપીશ્વર એવા તે હનુમાનને હણીને તમારો સર્વે રાક્ષસીઓનો ભય હું દૂર કરીશ, એ પ્રમાણે બોલીને તથા અર્જુનના સૈન્યને જોઇને, તીવ્ર વેગવાળી તે રાક્ષસી ગગનમાં જોરથી ઉડીને હાહાકાર કરીને એકદમ પાર્થના સૈન્ય પ્રત્યે દોડી આવી, હે જનમેજય ! તે રાક્ષસી પોતાના ભમતા સ્થૂલ કુચો વડે તે રણ ભૂમિમાં અર્જુનની મહાસેનાને પાડતી, તથા મહાગજોનું ચૂર્ણ કરતી કરતી રણમાં ફરવા લાગી. જે જે સેનામાં કુચોનો પ્રહાર લાગતો તે સ્થળે તે પાર્થનું સૈન્ય પડી જતું ! કેવળ તેં એકલીએજ પાર્થના તે સૈન્યને પરમાણુ સરખું કરી દીધું ! ગજોને, અશ્વોને, તથા ભયંકર એવા નર વીરોને પણ પકડી પકડીને તે રાક્ષસી આકાશમાં ઉડાવવા લાગી, તથા બીજી રાક્ષસીઓ પણ રણમાં અર્જુનના તે સૈન્યનો ક્ષય કરવા લાગી અને તે રાક્ષસો પણ અર્જુનની સેનાના તે વીરોને યુદ્ધમાં પાડવા લાગ્યા અને રાક્ષસાધિપતિ–ભીષણ અર્જુન પાસે આવીને નીચે પ્રમાણે કહેવા

લાગ્યો-હે પાર્થ ! ઉભો રહે ક્યાં જાય છે ! સારૂં થયું કે આજ તું યુદ્ધ-ભૂમિમાં દેખાયો છે ! તારા ભાઈ ભીમસેને જ્યારે મારા પિતાને હણ્યો હતો, તે સમયે હું તેની સમીપ ન હતો. આજ હું તને આ યુદ્ધમાં જીતીને નરમેધ યજ્ઞ કરીશ અને ત્યાર પછી ભીમને હણીને બલપૂર્વક તેના રૂધિરનું રણભૂમિમાં પાન કરીશ, એમ કહીને બલવાન્ એવો તે રાક્ષસાધિપતિ, અન્ય રાક્ષસો સાથે રહીને, બાણના સમૂહોને, મુદ્દગરોને, પર્વતોને વૃક્ષોને અર્જુન ઉપર છોડવા લાગ્યો તથા તેને પીડવા લાગ્યો. તે પ્રમાણે પોતાના રાક્ષસ ગણો સહિત રણ-લીલા કરતા તે રાક્ષસાધિપતિને લોમ વાહી-શસ્ત્રો સરખા સો અને હજારો શરો વડે ભેદી નાંખ્યો, તથા હનુમાને તે રાક્ષસીઓનો મોટો નાશ કર્યો. તે સર્વને પોતાના લાંગૂલથી વીટીને પૃથ્વી ઉપર પછાડી, તે સર્વે રાક્ષસીઓનાં ગાત્રો ભેદાઇ ગયાં કેશો વીખરાઇ ગયા અને તે સર્વે ગત પ્રાણ હોઇને મરણને શરણ થઇ. ઘણી ખરી રાક્ષસીઓ ભયથી પલાયન કરી જઇને પર્વતોની ટેકરીઓમાં ભરાઇ ગઈ. અર્જુને રાક્ષસોના હણનારા મન્ત્રો વડે પોતાના શરોને મન્ત્રીને તે રાક્ષસોની સેના ઉપર છોડયા, તે સર્વે રાક્ષસો ભયભીત થઇને વનમાં દોડી ગયા, રાક્ષસાધિપતિ ભીષણે ક્રોધે ભરાઇને રાક્ષસી-માયાને સુજી, તે રાક્ષસની માયાથી પર્વતો સિંહો અને અનેક હાથીઓ તથા શાર્દૂલ શરભ (લિંગીસરા-જરક) વાઘો તથા ચિત્રાઓ અને વિદ્યુતો ઉત્પન્ન થયાં. ભીષણ-રાક્ષસે રણમાં આ પ્રમાણે પોતાની માયા વડે અર્જુન પ્રત્યે યુદ્ધ શરૂ કર્યું ! હે રાજન્ ! તે સમયે મૃગો તથા પક્ષિઓ લીન થઇને શાન્ત થયેલાં છે, એના ગંગા તીર ઉપરના એક આશ્રમમાં કોઇ નિઃસ્પૃહ ઋષિ પોતાના શિષ્યોને બ્રહ્મ-વેદાન્તનો ઉપદેશ કરતા કરતા રહેતા હતા, તે ઋષિ વેગ પૂર્વક અર્જુન પાસે આવીને કહેવા લાગ્યા -હે ધનંજય ! અમો રાક્ષસોથી ઘણાજ ત્રાસ પામ્યા છીએ, સુખ પૂર્વક તપશ્ચર્યા કરવાને પણ અવકાશ તે રાક્ષસોના ત્રાસથી અમોને મળી શકતો નથી. હે અર્જુન ! તારૂં સ્વાગત હો, તું આંહી વાસ કર અને અમારો મહેમાન થા. ક્ષત્રિયો તો ઋષિઓના આશ્રમમાં જમીને બલ-સામર્થ્ય મેળવી શકે છે ! હે પાર્થ ! ઘણા એક કાલ-સુધી આંહી મારી સાથે રહીને તથા મેં આપેલી સુંદર વિદ્યાનો અભ્યાસ કરીને તૈયાર થા, તે વિદ્યા વડે આ સર્વે રાક્ષસો મરી જશે, એમાં સંશય નથી, તે ઋષિએ આ પ્રમાણે ઉપદેશ આપ્યા પછી પાંડુ-પુત્રે તે રાક્ષસોની માયા-શકિતને જાણી લઇને તથા ભીષણ નામના રાક્ષસાધિપતિને હણીને, રાક્ષસનું પુષ્કળ સુવર્ણ અનેક પ્રકારના રત્નો, તિત્તિર સમાન અશ્વો, દિવ્ય છત્ર અને તેના કર્ણના બેઉ કુંડલોને પોતાને સ્વાધીન કરીને, શ્વેત વાહનવાળો તે અર્જુન, યજ્ઞિય-અશ્વની સાથે પોતાના પુત્રના મણિપુર નામના નગરમાં કે જે નગરનું અર્જુન પુત્ર બભ્રુવાહન રક્ષણ કરી રહ્યા હતો તે નગર પ્રત્યે ગયો. જે મણિપુર નગરમાં પુરૂષો સત્ય-વ્રતનું પાલન કરી રહ્યા હતા, તથા સ્ત્રીઓ પતિસેવામાં પરાયણ હતી, જે નગરનો મહાજન વેદાર્થ અને શાસ્ત્રોની ચર્ચાઓમાં નિપુણ હતો, તથા કેવલ વાસુદેવ શ્રી કૃષ્ણના ચિન્તન સિવાય બીજા વિચારોને કદાપિ ન કરતો. જેમ કેશોમાં પુષ્પોને બાંધે-

સુધી તે પ્રમાણે દયાપૂર્વક પશુઓનું ખન્ડન આ નગરમાં થતું, તથા પોતાની કામિની સહિત આ નગરના નરો સ્રીઓ સાથે વાર્તાલાપ કરી હર્ષપૂર્વક આનંદ કરતા હતા, જે મણિપુરમાં જનો ક્યારેય પણ અસત્યને બોલતા ન હતા, કામિનીઓની મધ્યમાં હૃદયમાં અને મસ્તક ઉપર પણ મુક્ત થઇને ફરતા હતા તથા હે રાજેન્દ્ર ! તે નગર નિવાસીઓના નાસાગ્રભાગમાં પાણીદાર મોતીઓના ગોળ લોલકો લટકી રહ્યાં હતાં, તથા જે મણિપુરમાં બભ્રુવાહનથી સત્કાર પામેલા અનેક શૂરવીરો, યુદ્ધનો પ્રસંગ મળતાં પોતાના બળથી મહાકાલ યમરાજને પણ સંતોષ આપી શકે એવા હતા, તે વીરો યુદ્ધ–માગનારાઓની સમક્ષ કદાપિ રણમાં વિમુખ ન થતા, તથા દાનીઓમાં શ્રેષ્ઠ એવા તે સર્વે વીરો, કોઇએ પ્રાર્થના કરતાં પોતાના દેહ દાનથી પણ વદાન્યોની પંક્તિમાં ગણાતા, એક સાધારણ પુરૂષના મુખમાંથી પણ સારી રીતે સંસ્કાર પામેલી શુદ્ધ સંસ્કૃત વાણીનો ઉચ્ચાર થઇ શકતો સર્વદા દ્રષ્ટિએ પડતો ! આ પ્રકારના મણિપુર નામના નગરમાં અર્જુનનો તે યજ્ઞિય–અશ્વ પ્રાપ્ત થયો અર્જુનના પુત્ર બભ્રુવાહનનું તે મણિપુર નગર, સર્વદા સંતુષ્ટ અને પુષ્ટ જનોથી વ્યાપ્ત હતુ તથા નિત્યોત્સવોથી વિભૂષિત રહેતું ! તે મણિપુરને સુંદર એવો સુવર્ણનો બનાવેલો કિલ્લો હતો. બલવાન્ અને વીર્યશાલી–મહાવીરો દુર્ગ સહિત તે મણિપુરનું રક્ષણ કરતા હતા. તે બભ્રુવાહન–રાજાને દરવર્ષે હંસધ્વજ વગેરે રાજાઓ સુવર્ણ મુદ્રાના હજારો ગાડાં ભરીને કર આપ્યા કરતા હતા ! તે બભ્રુવાહને સુવર્ણ રૂપ્ય અને રત્નોથી રચાવેલાં મહેલો, ગોપુરો અને મઠો તથા ગૃહ વીથીકા (ગેલેરીઓ) થી અત્યન્ત વિચિત્ર ભાસતુ તે મણિપુર જાણે વિષ્ણુ ભગવાને પૃથ્વી ઉપર બીજો વૈકુણ્ઠ લોક સ્થાપિત કર્યો હોય, તેવું દીપી રહ્યું હતું !! આવા અતિ સુંદર નગરને જોઇને અર્જુન પુછવા લાગ્યો-હે હંસધ્વજ ! આપણે સર્વે આ કયા દેશમાં પ્રાપ્ત થયા છીએ, તે તે આપ મને કહો ? ૨૨



## પ્રકરણ ૨૩ મું.

### પ્રદ્યુમ્નના યુદ્ધનું વર્ણન.

શ્રીકૃષ્ણના પરમ સખા અર્જુનનું આ વચન (પ્રશ્ન) સાંભળીને સ્વયં હંસધ્વજ તેને કહેવા લાગ્યો હે, અર્જુન ! આ મણિપુર નામના નગરમાં બભ્રુવાહન નામનો નૃપતિ રહે છે. હે પાર્થ ! જે બભ્રુવાહનને હું તથા અન્ય પાર્થિવો સદા સુવર્ણથી ભરેલાં એક હજાર શકટો કર (ખંડણી) તરીકે આપીએ છીએ, તે બભ્રુવાહનના રમ્ય એવા મણિપુરમાં આપણે સર્વે આ યજ્ઞિયાશ્વ સહિત પ્રાપ્ત થયા છીએ, તે બભ્રુવાહન રાજા તેજસ્વી, સામર્થ્યવાળો, પંડિત અને વેદાર્થ પ્રમાણે વર્તન કરનારો, વૃદ્ધોની આજ્ઞામાં મગ્ન રહેલો તથા સર્વદાને માટે પરસ્રીઓથી વિમુખ રહેલો છે, તેમજ દાતાઓમાં જેમ નારાયણ–હરિ પ્રથમ ગણાય છે તેમ આ એકલો બભ્રુવાહનજ દાનવીર ગણાય છે, તથા આ બભ્રુવાહનનો મહા સત્ત્વશાલી સુમતિ નામથી પ્રસિદ્ધ એક સેનાપતિ છે કે જે આ નગરમાં ધીર હોઇને કોપિત થએલા શ્રી શંકરને પણ સહન કરી શકે

એવી શક્તિ ધરાવે છે, તથા તે સુમતિ સેનાધિપતિ, બીજાના પરમાણુ સરખા રણમાં થયેલા સુકૃત કર્મનું પોતાના રાજાને નિવેદન કરે છે, તથા અપકારક-અપરાધીને તો કદાપિ સ્મરણમાં લાવતો જ નથી ! હે વીર અર્જુન ! આ બભ્રુવાહન રાજાના સૈનિકો જો આપણા યજ્ઞિય-અશ્વને પકડી લેશે તો પુનઃ તે અશ્વને આપણે સર્વે મોટો કલેશ સહન કરીને પણ છોડાવી શકવાના નથી. આ પ્રમાણે જ્યાં હંસધ્વજ રાજા અર્જુનને બભ્રુવાહનનો પરિચય આપી રહ્યો હતો, તે અરસામાં પરમ દારૂણ એવો એક ગૃધ્ર (ગીધ નામનું પક્ષી) ધનંજયના કિરીટના અગ્રભાગમાં તેના ભાવિ-મૃત્યુનો પ્રદર્શક હોઈને ઉપસ્થિત થયો. અર્જુનના મુકટ ઉપર બેઠેલા મૃત્યુ-પ્રદર્શક તે ગૃધ્રને જોવાથી પ્રદ્યુમ્ન, વૃષકેતુ, હંસધ્વજ વગેરે સર્વે વીરો વિસ્મિત થયા, ત્રાસને પામ્યા અને કંપવા લાગ્યા !

ઉત્તમ એવા તે યજ્ઞિય અશ્વને મણિપુર નગરમાં દોડતો આવેલો સાંભળીને તથા બલવાન્ એવા અર્જુનથી અને અન્ય મહાવીરોથી રક્ષણ કરાતો જાણીને આ બભ્રુવાહન રાજાએ લીલાપૂર્વક પોતાના સૈનિકો દ્વારા તે અશ્વને પકડાવી લીધો, તથા રાત્રિએ એક સહસ્ર શૂરવીરો સાથે સભા ભરીને તથા તે સભામાં તે ઉત્તમ અશ્વને લાવીને પૂજાએલા તથા ચર્ચા થએલા અને મુક્તાફળોથી વિભૂષિત એવા તે રમ્ય અશ્વને પોતાના સર્વ સૈનિકોની દૃષ્ટિએ કર્યો, તે બભ્રુવાહન રત્નો અને કાંચનથી બનાવેલા સિંહાસન ઉપર બેઠો હતો. રત્નોથી વિચિત્ર અને સુવર્ણમયી એવી તે બભ્રુવાહનની વિચિત્ર સભા હજારો સ્તમ્ભોથી સુશોભિત હોઈ અનેક પ્રકારના ભાવોને દેખાડી રહી હતી તે સભાસ્થાનના સ્તમ્ભો ઉપર રત્નો અને કાંચનથી બનાવેલા (કૃત્રિમ) હંસો, મયૂરો, શુકો-પોપટો, પારાવતો, સારિકાઓ, કોકિલાઓ અને કેકા (મયૂર સ્ત્રીઓ) તે રાજાની સભામાં જાણે સર્વે સજીવ હોય તેમ સુંદર શોભા આપી રહ્યા હત; રત્નમય દ્રુમો વૃક્ષો અને મદોન્મત્ત ગજોથી વ્યાપ્ત તથા કૃત્રિમ મીનો અને નક્રોથી સુશોભિત એવી તે સભા જોનારના ચિત્તને ખેંચી લે એવી જણાતી હતી, રત્નજડિત અનેક હાંડીઓ (મોટા દીવાઓ) તથા સુવર્ણના બનાવેલા દીપ-ગૃહો (ફાનસો) સુગન્ધિત તૈલ-અત્તરથી ભરેલા હોઇને, કર્પૂરની બત્તીઓથી પ્રદીપ્ત કરેલા તે અનેક પ્રકારના દીપકો વડે બભ્રુવાહનની તે સભા અત્યંત શોભા આપી રહી હતી. હે જનમેજય નૃપ ! રાજાના આભૂષણોની તથા શસ્ત્રોની કાન્તિવડે, તથા ભૂમિ ઉપર પડેલા કર્પૂરના કણોવડે પણ તે સભા ભૂમિની માફક વિચિત્ર વર્ણવાળા તે સભાના પ્રદીપો લાલ અને સિતવર્ણવાળા દૃષ્ટિ ગોચર થતા હતા, અગરૂ ધૂપ વાસથી તથા રમ્ય એવાં પુષ્પોના ગંધથી, કસ્તુરી મિશ્રિત ગુલાબજળોથી તથા ગંધરાજ એવા ઉત્તમ કેસરોથી બભ્રુવાહનની તે સભા રાજાની સમીપમાં બેઠેલા લોકોને મૂર્છા પમાડતી હતી !! ચિત્રાંગદાનો પુત્ર તે બભ્રુવાહન તે અશ્વના ભાલ પ્રદેશમાંના સુવર્ણ પત્રને વાંચવાથી તે યજ્ઞિય અશ્વને, 'અર્જુનથી રક્ષણ કરાયેલો આ યુધિષ્ઠિર મહારાજાનો અશ્વ છે, એમ જોઇને, મંત્રિઓમાં ઉત્તમ એવા સુબુદ્ધિ નામના પોતાના મંત્રીને પુછ-

વા લાગ્યો, હે મન્ત્રિવર ! મારી જનની ચિત્રાંગદા અર્જુનની પત્ની છે, તે જ્યારે મારા પિતા અર્જુનના ઘરમાં નાચ કરતી હતી ત્યારે તેણી તાલહીન થવાથી મહાત્મા એવા મારા પિતા અર્જુને તેણીને શાપ આપ્યો હતો કે-હે તાલરહિત-ચિત્રાંગદા ! તું નક્રી (મગરી) થઇને લાંબા કાળ સુધી જલમાં વાસ કર. જ્યારે દૈવ-યોગથી તું અર્જુનના ચરણોને પ્રાપ્ત કરીશ, ત્યારે તે તારો સ્વામી (હું) તને છુટી કરશે એમાં સંશય નથી, તે પ્રમાણે પહેલાં શાપ અપાયા પછી, તે પવિત્ર નગરમાં હું પાર્થ-અર્જુનથી ઉત્પન્ન થયો છું, મારી જનની મારો ત્યાગ કરીને, ત્યાર પછી તે યુધિષ્ઠિર પાસે ગઇ અને મેં આ મણિપુરનું મોટું રાજ્ય પ્રાપ્ત કર્યું કારણ કે હું પણ અર્જુનનોજ પુત્ર છું, હે સુબુદ્ધિ પ્રધાન હવે હું શું કરૂં ? તેં તો મારા પોતાના કાર્યનો નાશ કર્યો ! મારા પિતા-અર્જુનનો આ યજ્ઞિય-અશ્વ મેં વિચાર કર્યા સિવાય મંગાવી લીધો.

બભ્રુવાહનનું આ વચન સાંભળીને સુબુદ્ધિ તેને કહેવા લાગ્યો-બરાબર છે આ બાબતમાં આપે વિચાર નથી કર્યો એમાં તો સંદેહ નથી, તમારેજ આ યજ્ઞિય-અશ્વનું એક વર્ષ પર્યન્ત રક્ષણ કરવું જોઇએ અને તમારા પિતાની આજ્ઞાને માન આપીને આ યજ્ઞિય-અશ્વને હરી જનારા શત્રુઓને હણવા જોઇએ. સત્પુત્રોનો તેજ પરમ ધર્મ છે કે પોતાના પિતાની પૂજા તથા સેવા કરવી જોઇએ, હે નૃપસત્તમ-બભ્રુવાહન ! હજી પણ તમારા આ વિવિધ-વિત્તને તથા રાજ્યને, અર્જુનને અર્પણ કરો, તથા પોતાના પિતાશ્રીને પ્રસન્ન કરો. વેદપાઠી બ્રાહ્મણો સહિત, તથા સર્વે નરનારીઓ સહિત, કુમારિકાઓના સમૂહો અને તે સર્વે પુષ્ટ એવા ગજારૂઢ થઇને સર્વ નગરવાસીજનો તે અર્જુન પ્રત્યે જાઓ, અને નાચતી નર્તકીઓ તથા ગાયન કરતા ગાયકો; તથા સજ્જ થયેલા અમો સર્વે આપના સૈનિકો તે નાગરિક જનોની સાથે, શ્રી-કૃષ્ણના સેવક તારા પિતા અર્જુન પાસે જઇને તથા તેનો સત્કાર કરીને તેના યજ્ઞિય-અશ્વને આપણે જલદી તેને સ્વાધીન કરી દઇએ" આ પ્રકારનો નિર્ણયજ મને આપણા સુખોદયનો હેતુ ભાસે છે.

આ પ્રમાણે સુબુદ્ધિ-પ્રધાનનો આ પ્રકારનો નિર્ણય સાંભળીને આ બભ્રુવાહન રાજા પોતાની સેના સહિત શીઘ્ર તે યજ્ઞિય અશ્વને સાથે લઇને, બ્રાહ્મણો, વીર નાગરિકો, તથા મહાજનોને સાથે રાખીને, તથા ચંદનો, કપુર અને કસ્તુરીના ઘણા સમૂહોને પણ તે અર્જુનના સત્કાર માટે સાથે રાખીને, તથા બીજા રત્નોથી ભરેલાં શકટોની સાથે અને ચંદ્ર સમાન ગૌરવર્ણવાળા મદોન્મત્ત ગજો, તથા સુવર્ણથી વિચિત્ર પ્રકારે મઢેલા રથો અને શ્યામ કર્ણોવાળા અશ્વોની મધ્યમાં રહેલો તે બભ્રુવાહન હર્ષપૂર્વક પોતાના પિતાનો સત્કાર કરવા માટે તથા યજ્ઞિય-અશ્વને પાછો સોંપવા માટે પોતાના મણિપુર નગરમાંથી ચાલી નીકળ્યો. વાદિત્રોના નાદથી તથા સુમંગલ જયશબ્દોથી તથા હાથીઓ ઉપર આરૂઢ થયેલી કુમારિકાઓના હાથોથકી વધાવાતાં સુન્દર માકિતકોથી, તથા અગ્રભાગમાં ધૂપ-ધૂમોથી અક્ષતોથી અને દૂર્વા-દલોથી યુક્ત

એવો તે બભ્રુવાહન, જ્યાં કપિકેતન એવો અર્જુન પોતાની સેનાની વ્યૂહરચના કરીને ઉભો હતો, પ્રદ્યુમ્નને તથા પત્ર સહિત યૌવનાશ્વને, મહાવીર અનુશાલ્વને તથા સુધાર્મિક નીલધ્વજને, તથા મહારાજા હંસધ્વજને મહાબલવાન્ સાત્યકિને, યાદવોના અધ્યક્ષ એવા અનિરૂદ્ધને તથા અન્ય યાદવોને સમર્થ એવો તે અર્જુન આગળ કરીને વ્યવસ્થા પૂર્વક ઉભો હતો, તે સ્થળે, આ બળવાન્ એવો બભ્રુવાહન વીર હાથી ઉપરથી નીચે ઉતરીને, સર્વે રાજાઓ જુએ તેમ નમતો નમતો પગે ચાલીને પ્રસન્ન થતો થતો તે અર્જુનપુત્ર સ્વયં અર્જુન પાસે આવી પહોંચ્યો, અને જે જે વસ્તુઓ પોતે પોતાની સાથે અર્જુનના સત્કાર માટે લાવ્યો હતો તે તે સર્વ વસ્તુઓ અને પોતાના કેશોને અર્જુનના ચરણમાં છોડીને પોતાના પિતા અર્જુનનું સ્વાગત કર્યું, તથા પોતાના કેશો વડે ચરણોને સાફ કરીને રજ વિનાના કર્યા અને સંતોષ પમાડયો, તે બભ્રુવાહનની સાથે આવેલી સર્વે નાગરિક કન્યાઓએ પુષ્પોની અને મુક્તાફલોની તે અર્જુન ઉપર વૃષ્ટિ કરી, તથા પોતે બભ્રુવાહન અર્જુનની સમીપમાં સેના સહિત આંખમાં અશ્રુઓ લાવીને ગદ્ગદ્કંઠે બોલતો તે મહામતિ દંડવત્ પ્રણામ કરવા લાગ્યો અને અર્જુનના ચરણને સ્પર્શ કરીને પુનઃ ઉભો થઇને કહેવા લાગ્યો—હે તાત ! હું આપનો પુત્ર છું, અને ઉલુપીએ પાળીને મોટો કર્યો છે; ચિત્રાંગદાએ મને તીર્થરૂપ એવા આપથકી જન્મ આપ્યો છે, મારૂં નામ બભ્રુવાહન છે, આ યજ્ઞિય અશ્વ આપનો છે તે હું જાણતો ન હતો, હે ધનંજય! માટે આ સર્વ રાજ્યનો આપ સ્વીકાર કરો અને મને યોગ્ય–આજ્ઞા આપો એમ કહીને વાગ્મી એવો તે બભ્રુવાહન પુનઃઅર્જુનની સમક્ષ પોતાના નોકરો અને સેના સહિત પૃથ્વી ઉપર પ્રણામ કરવા લાગ્યો હે જનમેજય રાજન્ ! તે બભ્રુવાહન અર્જુનને કહેવા લાગ્યો કે અમારા પ્રમાદથી થયેલા અપરાધને આપ માફ કરો. હે મહીપતે ! તે પ્રમાણે બોલતા તે બભ્રુવાહનને જોઇને પ્રદ્યુમ્નપ્રભૃતિ અર્જુનના સૈનિકો અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા—હે પાંડવ ! માની તથા ભૂમિમાં આપને પ્રણામ કરવા માટે પડેલા તથા પરમ હિતવચનને બોલતા આપના આ પુત્ર બભ્રુવાહનનો આપ શા માટે સ્વીકાર નથી કરતા વારૂ ! પોતાના અતિ તેજસ્વી આ પુત્રની મોટી–રાજ્યશ્રીને આપ જુઓ !

પ્રદ્યુમ્ન વગેરે તે સૈનિકોનું આ પ્રમાણે બોલવું સાંભળીને અર્જુન ઘણોજ ક્રોધે ભરાયો અને ચરણમાં પડેલા પોતાના ઔરસ–પુત્ર તે બભ્રુવાહનને તેના મસ્તકમાં પોતાના ચરણવતી લાત મારીને, પોતાના ભાવિ વિનાશથી ગભરાએલો તે અર્જુન, કાલની સમાન મહાભયંકર એવા તે બભ્રુવાહનને ઠપકો આપતો આપતો કહેવા લાગ્યો–ભયથી ત્રસ્ત થયેલા કલેવરવાળો તું મારો ઔરસ–પુત્ર હોઇ શકેજ નહી, ચિત્રાંગદાએ તને કોઇ વૈશ્ય થકી જન્મ આપ્યો હશે, પાણ્ડુપુત્ર આ ક્ષત્રિય અર્જુન થકી જન્મ આપ્યો હોય એમ હું માનતો નથી ! પહેલાં તેં પોતાના પરાક્રમથી ગર્વિત થઇને આ યજ્ઞિય–અશ્વને શા માટે ધારણ કર્યો ? અને હવે મારાથી તને ભય થવાથી એક

વૈશ્યની માફક તું આ અશ્વને મને સોંપી દેવાને ઇચ્છે છે? મેં તારા જેવા કલીબ સમાન પરાક્રમવાળા-પુત્રને જન્મ આપ્યો જ નથી! જે મહાબુદ્ધિ અને મહાપરાક્રમ વાળા પુત્રને મેં જન્મ આપ્યો છે. તથા જે કૃષ્ણ પ્રિય, ધર્મનોજ મુખ્યતયા આશ્રય કરનાર અને મારો પણ પ્રિય તથા ક્ષત્રિયોનો યુદ્ધમાં અન્ત કરનાર સુભદ્રાનો નંદન તે મારો પુત્ર અભિમન્યુ તો કયારનોએ રણમાં મરણ પામીને સ્વર્ગમાં પહોંચી ગયો છે, જે અભિમન્યુ પુત્રે સંગ્રામમાં દ્રોણાચાર્ય જેવા મુખ્ય વીરોને વિમુખ કરીને તથા ચક્ર વ્યૂહને ભેદીને ધર્મ નન્દન-યુધિષ્ઠર મહારાજાની રક્ષા કરી છે!! શિયાળ કયાં? અને પંચાસ્ય સિંહ કયાં! લંગડો કયાં અને શીઘ્ર ગતિવાળો કયાં! તું જમ્બુક-શિયાળ જેવો કયાં અને સિંહ સમાન સુભદ્રાનો નન્દન મારો અભિમન્યુ કયાં! હે મૂઢ! જ્યાં સુધી આ તારૂં સૈન્ય મારા બાણ પ્રહારોથી રણમાં ભૂમિમાં રોળાયું નથી તથા હે દુર્મતે? જ્યાં સુધી મારા તીક્ષ્ણ શરો તારા હૃદય-સ્થળમાં નથી લાગ્યા ત્યાં સુધીમાં તું આટલો બધો શા માટે ભયભીત થયેલો જણાય છે, તે હું સમજી શકતો નથી! ગંધર્વ રાજની દીકરી તારી માતા ચિત્રાં-એક નર્તકી હતી તું પણ નટ થઈ જા અને રાજ્ય તથા પોતાના ધનુષ્યનો ત્યાગ કરીને ઘેર જા, હે કુલ પાંસન! આ રમ્ય એવા વિશાલનો રાજ્યનો અને રથનો ત્યાગ કર; ક્ષાત્ર-ધર્મથી હીન એવું આ તારૂં જીવન મને સુખ નથી આપી શકતું! તું પોતાના કંઠમાં મર્દલ નામના વાદ્યને લટકાવીને માતૃ-વંશના આચારનો સ્વીકાર કર, તથા ઘુઘરીઓને પૃષ્ઠ ભાગમાં બાંધીને રણભૂમિમાં નૃત્યને પ્રવર્તાવ!

પોતાના પિતા અર્જુને કહેલાં આવાં કર્ણકઠોર વાકયો સાંભળીને તે સમયે બભ્રુવાહન તે સર્વ પામી ગયો તથા વાક્પટુ એવો તે કોપે ભરાઇને હસતો હસતો તે સ્થળે પાણ્ડુ પુત્ર-અર્જુનને કહેવા લાગ્યો-હે પાર્થ! તમારા સર્વ કઠોર વચનોને હું પુત્ર હોવાથી સહન કરી લઉં છું; પરંતુ આપ મને વૈશ્યથી ઉત્પન્ન થયેલો માનો છો, તેથી મારી જનની ચિત્રાંગદા પ્રદૂષિત થાય એવા એક વંચનને હું પુનઃ સહન કરી શકતો નથી! અલ્પ બુદ્ધિ એવા આપે આ સર્વે લોકોની સમક્ષ તે વચન ઉચ્ચાર્યું છે, તો હે ધનંજય! તમારી સમીપ યુદ્ધ-ભૂમિમાં આજ હું મારા ક્ષત્રિય-પણાનું તમને ભાન કરાવીશ. હે નાગરિક કન્યાઓ તથા મહાજનો! તમો સર્વે આપણા નગરમાં ચાલ્યા જાઓ, કેવળ સૈનિકો આંહી રહો, અને યુધિષ્ટર મહારાજાના આ યજ્ઞિય-અશ્વને બાંધી લ્યો પૃથા પુત્ર-અર્જુન, આ મારા પૌરૂષથી ધારણ કરેલા તે યજ્ઞિય-અશ્વને કેવી રીતે છોડાવી શકે છે, તે હવે જોવાનું છે, આપણી પ્રકાશવતી સેનાનું વ્યૂહ રચીને સુબુદ્ધિ વગેરે સર્વ વીરો તૈયાર થઈને રણમાં રહો, બભ્રુવાહનની આ પ્રકારની આજ્ઞાથી તેના સર્વ સૈનિકો યજ્ઞિય અશ્વને પકડીને તે પ્રકારના વ્યૂહને રચવા લાગ્યા, ઘોર અને શબ્દો કરતું તથા યમના સ્વરૂપને ધારણ કરતું તે મોટું સૈન્ય, ચામરો અને શિખામાં રાખેલી પુષ્પમાળાઓથી યુકત તથા રૂદ્રાક્ષના વલય (બેરખા) ને ધારણ કરતું છતું વિશાલ સ્વરૂપમાં ગોઠવાઇ ગયું તે સૈન્ય નાના પ્રકારના ર-

રત્નો અને સુવર્ણથી વિભૂષિત, અનેક પ્રકારનાં વાદિત્રોથી યુક્ત તથા શંખોના નાદથી પ્રતિગર્જિત થયેલું હતું. તે સૈન્યમાં એક અર્બુદ હાથીઓ તૈયાર હતા તથા હે રાજેન્દ્ર ! ઘંટા અને કંબલોથી શૃંગારેલા સાત કરોડ રથો તે બભ્રુવાહનના સૈન્યમાં હતા, અશ્વારોહી યોદ્ધાઓ પણ બે અર્બુદ હતા તથા સારી રીતે પુષ્ટ પદાતિઓ પણ ત્રણ અર્બુદ હતા-કે જેઓ મહાવીર હોઇ સદાને માટે પુષ્ટ રહેનારા તથા સંગ્રામમાં કુશલ હતા અને એક બીજા સાથે હળીમળીને રહેનારા તથા સત્ય વ્રત પરાયણ હતા. હે જનમેજય રાજા ! ચિત્રાંગદના પુત્ર બભ્રુવાહને પોતાના તે સર્વે સૈનિકોને, અર્જુનના મુખમાંથી સ્વાપમાનના શબ્દો સાંભળીને તત્ક્ષણે પોતાના સૈન્યમાં યોજી દીધા !

બભ્રુવાહનના તે સર્વે સૈનિકોએ, અનેક પ્રકારના શસ્ત્રો તથા આયુધોથી મહાત્મા પાંડવના સૈન્યને મોહ અને લોભ વગેરે વિકારોથી જેમ આ જગત્ ઘેરાઈ જાય તેમ ઘેરી લીધું, ઘોર એવા કિલશબ્દોથી, સિંહનાદોથી અને તિરસ્કારોથી, 'ઉભો રહે ઉભો રહે' એમ બોલનારા અને રણમાં શત્રુઓને પાડનારા વીરસૈનિકોથી તે બભ્રુવાહનું સૈન્ય તૈયાર થયા પછી સુવર્ણથી વિચિત્ર પ્રકારે મઢેલા ત્રણ ભૂમિ (માળ) વાળા, સારા શસ્ત્રોથી ભરેલા અને મુકતામાળાઓથી વિભૂષિત, લટકતા ચામરોને ધારણ કરી રહેલા, મયૂરના વર્ણ સમાન અશ્વોવાળા તથા પતાકાયુકત, અનેક ઘુઘરીઓથી સંપૂર્ણરીતે શૃંગારેલા અને ઇન્દ્રના રથનો ઉપહાસ કરતા એવા પોતાના દિવ્ય-રથમાં બેસીને અર્જુન પુત્ર તે બભ્રુવાહન રણમાં પોતાના પિતા અર્જુનને 'ઉભો રહે' એમ કઠોર વચન બોલીને કહેવા લાગ્યો-હે અર્જુન ! પોતાના ધનુષ્યને પકડો અને મારું પરાક્રમ જુઓ, મેં આપના ઉપરની પિતૃભક્તિથી આ સ્થળે લાવેલો યજ્ઞિય-અશ્વ તમને પુનઃ અર્પણ કર્યો તથા આ મારું સર્વ રાજ્ય પણ આપને નિવેદિત કર્યું, તથા હું સ્વયં આપના ચરણોના શરણમાં આવ્યો, છતાં પણ તે સર્વ આપને માન્ય ન થયું કેમ ? હે પાર્થ ! જો તમને સંગ્રામજ માન્ય હોય અને સંધિ-ભાવ માન્ય ન હોય તો, આ રણ માટે તૈયાર થયેલા મને તમો ભયંકર જાણી લ્યો, હું જોઉં છું કે-આ સ્થળે કયો વીર તમારું રક્ષણ કરવા આજ શકિતમાન્ થાય છે. એ પ્રમાણે યુદ્ધ-ભૂમિમાં બોલી રહેલા તથા ક્રોધથી પીડિત થયેલા, અને પાર્થને રણભૂમિમાં બોલાવતા તે બભ્રુવાહનને સારી રીતે રોષે ભરાયેલો દૈત્યનાયક અનુશાલ્વ રાજા રથારૂઢ થઇને તેની સાથે યુદ્ધ કરવા માટે પ્રાપ્ત થયો, અને તે બભ્રુવાહનને સુવર્ણ પુંખવાળા નવ શરોથી હસતો હોય તેમ વીંધી નાંખ્યો, અર્જુન પુત્ર-બભ્રુવાહને પણ તે અનુશાલ્વને સો બાણોથી ઘેરી લીધો, અનુશાલ્વે બભ્રુવાહનના તે નારાચોને ત્વરિત થઇને મધ્યમાંજ કાપી નાંખ્યાં. પોતાના શરોને કપાઇ ગયેલા જોઇને તે બભ્રુવાહને રણમાં તે દૈત્યાધિપ અનુશાલ્વ ઉપર બીજાં શુકપત્રવાળાં કરોડ તીક્ષ્ણ બાણોનો વરસાદ વરસાવ્યો. હે જનમેજય ! રણમાં રહેલા તે બેઉ વીરોના ગાત્રો શરથી ત્રુટી ગયાં અને રૂધિર પ્રવાહથી વ્યાપ્ત થયાં, તે બેઉ તે સમયે વસન્ત ઋતુમાં પુષ્પિત થયેલા કિંશુક-

વૃક્ષની માફક શોભવા લાગ્યા અને પરસ્પરના વધની ઇચ્છા રાખનારા તેઓ પોતાની બાણ વૃષ્ટિઓથી યુદ્ધ જોવા માટે આવેલા દેવતાઓ જેમાંથી ચાલ્યા ગયા છે તેવા આકાશને, પાણીના સમૂહોથી ભરેલા મેઘોની માફક ઢાંકી દેવા લાગ્યા, તે બભ્રુવાહને અનુશાલ્વના અશ્વોને ચાર બાણોના પ્રહારથી યમલોકમાં પહોંચાડી દીધા તથા પાંચમા બાણથી તેના સારથિની પણ હસતો હોય તેમ તેવીજ દશા કરી, તથા છઠ્ઠા બાણના પ્રહારથી પ્રહાસ કરતો હોય તેમ તે અનુશાલ્વના રથના તિલ-તિલ જેવડા ટુકડા કરી નાંખ્યા, સપ્તમ બાણથી તેના ધ્વજને કાપી નાંખ્યો અને અષ્ટમ બાણથી તેનું ધનુષ્ય છેદી નાંખ્યું તથા સુવર્ણ પુંખવાળા દશ બાણોથી તે દૈત્યરાજને વધાવી લીધો, અનુશાલ્વે પણ બીજા રથ ઉપર ચડીને તથા અન્ય ધનુષ્યને ગ્રહીને તે અર્જુન-પુત્રને રથ વિનાનો કરી દીધો અને મહા તેજસ્વી એવા તે બભ્રુવાહનના શરીરને હજારો બાણોથી વીંધી નાખ્યું, ત્યાર પછી તે અર્જુન પુત્રે તે દૈત્યાધિપને તે ક્ષણેજ રથ વિનાનો કરી મુકયો, હે જનમેજય! અનુશાલ્વે ફરીથી પણ રથ વિનાનો થયા પછી એક ઘોર ગદાને બભ્રુવાહન ઉપર ફેંકી, તે ગદાના પ્રહારથી અભિહત થયેલો મણિપુરનો રાજા તે બભ્રુવાહન, અનુશાલ્વને ઘોર એવા નવ સાયકોથી પ્રહાર કરવા લાગ્યો, બભ્રુવાહને છોડેલા તે શરોથી પીડિત થઇને તે દૈત્યરાજા મૂર્છા પામીને પૃથ્વી ઉપર પડયો. તે અનુશાલ્વને મૂર્છિત થયેલો જોઇને પ્રદ્યુમ્ન બભ્રુવાહનની સાથે યુદ્ધ કરવા માટે રણભૂમિમાં આવી પહોંચ્યો તથા 'ઉભો રહે ઉભો રહે' એમ કઠોર વચનો વડે તેનો તિરસ્કાર કરતો અને વેગ પૂર્વક બાણો વડે તે બભ્રુવાહન ઉપર પ્રહારો કરતો કરતો તેને પીડવા લાગ્યો, તથા સુવર્ણ પુંખવાળા દશ બાણો વડે તે બભ્રુવાહનને પુનઃ વીંધી નાખ્યો, પ્રદ્યુમ્નના આ પરાક્રમથી બભ્રુવાહને ક્રોધે ભરાઇને તે પ્રદ્યુમ્નને પણ સંગ્રામમાં યથોચિત અંગો રહિત અનંગ કરી દીધો કારણ કે પૂર્વ જન્મમાં તે અનંગ (કામદેવ) જ હતો અને આ જન્મમાં પણ બભ્રુવાહનના પરાક્રમથી તે તેવોજ થયો! આ બભ્રુવાહને તે પ્રદ્યુમ્નને એવો તો વીંધી નાખ્યો કે જેમ કાર્યાકાર્યમાં મૂઢ બુદ્ધિવાળો પુરૂષ આ સંસારમાં પોતાના ગોત્રમાં ઉત્પન્ન થયેલી પુત્રીને કે નારીને પ્રાપ્ત કરીને જેમ તેને છોડી શકે નહી તેમ હે જનમેજય! કૃષ્ણ-પુત્ર પ્રદ્યુમ્ન યુદ્ધમાં બભ્રુવાહનના શર પ્રહારોથી પીડિત થઇને કર્તવ્યને કાંઇ પણ ન જાણી શકયો? ત્યાર પછી બભ્રુવાહને અર્જુનની ચતુરંગિણી સેનાને પણ સર્વકાયને ફાડી નાખનારા બાણોના ઘણા પ્રહારોથી મથવા લાગ્યો. આ પ્રમાણે પરાક્રમ કરતા તે બભ્રુવાહનને જોઇને પ્રદ્યુમ્ને સેના સહિત તેને સાયકોથી વીંધ્યો અને રણમાં બભ્રુવાહનના સર્વે સૈનિકો મોહ-મૂર્છાને પામ્યા. બભ્રુવાહનના મદોન્મત્ત માતંગો કામ (પ્રદ્યુમ્ન) ના બાણ પ્રહારોથી રણમાં પડી ગયા અને ભમવા લાગ્યા પ્રદ્યુમ્નના બાણ પ્રહારોથી તે માતંગોની આવી દુર્દશા થઇ એમાં તે શું વિસ્મય હોઇ શકે વારૂ? તે માતંગો ઉપરથી ઝુલોભૂમિ ઉપર ખસી પડી તથા તેઓના કુંભ સ્થળો ભેદાઇને ચેતન રહિત થઇ ગયા! તે રણમાં હાથીઓના ગણ્ડસ્થળોમાંથી ખરી પડેલાં મુક્તાફલોવડે

યક્ષાંગનાઓ પોતાના માટે કંઠહાર બનાવીને પોતાના યૌવનને સુન્દર બનાવવા લાગી અને મેદોધાતુથી હીન થયેલા નર શીર્ષોને રૂધિરથી પૂરિત કરીને શિર વડે પરસ્પર તાડન કરવા લાગી અને પ્રહાસ કરવા લાગી તથા રૂધિર સહિત ગજ-શીર્ષને પણ પરસ્પર ફેંકવા લાગી, ચોસઠ યોગિનીઓ આ રણભૂમિમાં આવીને ગજ દન્તો વડે સુન્દર વિભ્રમ કરવા લાગી તથા નાચતી નાચતી ગાયન કરવા લાગી, આ ઘટના ઘણીજ આશ્ચર્ય જનક થઇ પડી ! રણ ભૂમિમાં શુષ્ક-અંગોવાળો વેતાલો પણ માંસ-ભક્ષણથી પોતાના તનુને પુષ્ટ કરવા લાગ્યા તથા મેદો વડે પોતાના શરીર ઉપર લેપ કરવા લાગ્યા, ભૈરવો પણ હાથીઓના તથા અશ્વોના મસ્તકોને ઉઠાવીને, તથા મનુષ્યના ખરના અને ઉંટના બચ્ચા (બોતડા) ના મોટા શિરને નાચતા નાચતા તે યુદ્ધ ભૂમિમાં ગોળ દડાની માફક ઉંચે ઉંચે ફેંકયા કરતા હતા, કંકાલો ભૈરવો, યક્ષો અને પિશાચો રૂધિર પાન કરીને તે રણમાં હાથીઓના આંતરડાઓની દોરીઓ વડે અવાજ કરતા કરતા નૃત્ય કરવા લાગ્યા ! વેતાલ અને પિશાચ મૃદંગોને હાથમાં લઇને હર્ષ માનતા માનતા મનુષ્યોના શીર્ષને પોતાના ચરણમાં ન્હાની ઘંટડી તરીકે બાંધીને, સમર્થ વીરોની તે રણ ભૂમિમાં નાચવા લાગ્યા અને ખરેખરા ગાયન ગાવા લાગ્યા. આ પ્રમાણે રૂધિરનું પાન કરીને તૃપ્ત થયેલા તથા અનેક પ્રકારના વિચિત્ર શબ્દોને ઉચ્ચારતા કરોડો ભૈરવો રાક્ષસો, યક્ષો, તથા પિશાચો દૃષ્ટિ ગોચર થતા હતા. હે જનમેજય ! તે રણ ભૂમિમાં પિશાચો તુટી ગયેલી હાથીની સુંઢને પકડીને કાહલા (પંપુડા) ની માફક પુરતા હતા. એક પિશાચ તો હાથીના જર્જર થતા બેઉ કાનોને પકડીને વગાડતો વગાડતો ત્યાંથી ચાલતો થયો અને બીજો વળી જંબુકોથી જેનું માસ ખવાઇ ગયું છે એવી બોતડાની ગ્રીવાને પકડીને ચાલતો થયો ! તથા કોઇ પિશાચ નરોના અન્ત્રોની સારંગી તથા વીણા બનાવીને તેને બજાવા લાગ્યો ! ગ્રીવા અને પાદથી રહિત થયેલા હાથીઓનાં અંગોને તથા મેદો ધાતુમાં ભાંગીને ચોંટી રહેલાં અશ્વોના અંગોને મૃદંગની માફક કોઇ પિશાચ બજાવા લાગ્યો ! હે જનમેજય રાજન્ ! પ્રદ્યુમ્નના તે યુદ્ધ સમયે ઘણાએક બ્રહ્મ રાક્ષસો તે રણ ભૂમિમાં છિન્ન થઇને પડેલાં વીર સૈનિકોના શીર્ષોને કૌતુકથી ઉંચકીને પોતાની ક્રીડાના કન્દુકો (દડાઓ) બનાવવા લાગ્યા તથા ગણો સહિત ભૈરવો પણ તેવીજ ક્રીડા કરવા લાગ્યા ! હે આર્ય જનમેજય ! જે જે સ્થળે કૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્ને બભ્રુવાહનના તે સૈન્યને હણ્યું ત્યાં શોણિતોના પ્રવાહો વાળી તથા કેશરૂપી શૈવાલથી બાલ તૃણ સમાન ભાસતી નદીઓ વહેવા લાગી ! તે શોણિત નદીઓમાં મદોન્મત્ત માતંગો ડુબી જતા હતા તો પછી મનુષ્યો તે નદીઓમાં દૃષ્ટિગોચર ન થઇ શકે એમાં શું આશ્ચર્ય હોઇ શકે વારૂ ! જે પ્રમાણે ભયંકર વૈતરણી નદી વહ્યા કરે છે તે પ્રમાણે આ યુદ્ધ ભૂમિમાં બીજી વૈતરણી નદી ચાલવા લાગી. ૨૩

# પ્રકરણ ૨૪ મું.

## બભ્રુવાહનના યુદ્ધનું વર્ણન.

શ્રી કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને કરેલા બભ્રુવાહનની સેનાના તે સંહારમાં વહેલી શોણિત નદીના તીર ઉપર શિકારી પશુઓ ગંધાતા માંસને ખેંચી જતા હતા તથા પડેલાં આન્ત્રોને શીઘ્રતા પૂર્વક ચાવતા ચાવતા આક્રન્દ કર્યા કરતા હતા, તથા ભૈરવો પણ હર્ષ પૂર્વક, મનુષ્યોના કપાલ રૂપી કિનારીવાળા માંસના કાદવથી થયેલા દુર્ગ (ટેકરા) ને તે શોણિત નદીના તટ ઉપર બનાવીને પરસ્પર કલહ કરવા લાગ્યા, તથા કિલ્લામાં રહ્યા રહ્યા ગજ અને અશ્વોના શિરોવડે ખડખડાટ હસવા લાગ્યા, તથા ગજોના મેદોધાતુમાંથી નીકળતી ભયંકર એવી તેઓના આંત્ર-સૂત્રની પેશીને તથા ઉદરના દક્ષિણ ભાગમાં યકૃત પાસે રહેલી કાલખંડની બખોલને તથા પૂછડાઓને અને હાડ પિંજરોને ગગનમાં ફેંકવા લાગ્યા ! હે જનમેજય ! તે સમયે પ્રદ્યુમ્નના રણમાં ભૈરવો પિશાચો યક્ષો વગેરે આ પ્રકારની સર્વ વિચિત્ર લીલાઓ કરતા હતા, હે નૃપોત્તમ! તે પ્રદ્યુમ્ન વીર પુનઃ આ બભ્રુવાહનની સેનાને બલપૂર્વક પીડતો પીડતો તે સમયે પદાતિઓનું ઘોર નિકંદન કરવા લાગ્યો, જે પ્રમાણે પ્રલય સમયે શશિશેખર-શ્રી શંકર સર્વે પ્રાણીઓનો નાશ કરી નાખે તે પ્રમાણે આ પ્રદ્યુમ્ન પણ બભ્રુવાહનની સેનાનો નાશ કરવા લાગ્યો, તે પ્રદ્યુમ્ને રણને મોખરે રહીને મદમત્ત એવા હજારો હાથીઓનો નાશ કર્યો તથા રથોને મહારથિઓ સાથે અફળાવીને ચુરે ચુરા કરી નાખ્યા તથા બલવાન્ પ્રદ્યુમ્ને સ્વારો સહિત અશ્વોનો પણ નાશ કર્યો તથા અનેક સહસ્ર બાણોથી તે સર્વેને ભૂમિશાયી બનાવી દીધા. આ પ્રમાણે પ્રદ્યુમ્નને કુપિત થયેલો જોઇને મહાબલવાન્ એવા તે બભ્રુવાહને પોતાના શરોથી અશ્વો અને સારથિ સહિત પ્રદ્યુમ્નને આચ્છાદિત કરીને કોપિત થતો થતો તેને પુનઃ મૂર્ચ્છિત કરીને ભૂમિ ઉપર પછાડયો, તથા પાર્થ પુત્ર તે બભ્રુવાહને મહાત્મા પ્રદ્યુમ્નના વીશ રથોને, એકનો નાશ કર્યા પછી બીજા સ્વીકારાતા વીશ રથોનો નાશ કર્યો, મહારણમાં બલવાન્ એવા કૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્ને પણ તે બભ્રુવાહનના ઘણા રથોને ચૂર્ણ કરી નાખ્યા તથા તે અર્જુન પુત્રને અને તેના સારથિને મૂર્ચ્છિત કરીને રણમાં પાડયો, મૂર્ચ્છા પામ્યા પછી કોપે ભરાયેલો તે બભ્રુવાહન ભૂમિ ઉપર તે પ્રદ્યુમ્નને પણ પીસવા લાગ્યો, બભ્રુવાહનના આ પ્રહારથી રૂક્મિણીનંદન પ્રદ્યુમ્ન મૂર્ચ્છા પામી ગયો તથા ફરીથી ઉભો થઇને તેણે ભયંકર ગદાને પકડીને આ બભ્રુવાહન ઉપર છોડી બભ્રુવાહને તે ગદાને ત્રણ શરોથી કાપી નાખી તથા વેગપૂર્વક પાંચ શરોનો પ્રહાર કરીને પ્રદ્યુમ્નને પીડા કરવા લાગ્યો, રૂક્મિણી તનય પ્રદ્યુમ્ને પણ આ બભ્રુવાહન ઉપર અનેક પ્રકારના શરોથી તાડન કર્યું, હે જનમેજય ! તે બેઉ વીરો શસ્ત્રાસ્ત્રમાં કુશળ શૂરવીર તથા પરમ-ધનુષ્યને ધારણ કરનારા હતા, વળી તે બેઉ વીરો આકાશમાં રહીને લડનારા તથા પૃથ્વી ઉપર રહીને લડનારા હતા, તે બેઉ વીરોએ તે સમયે આકાશને બાણોથી ભરી દીધું તથા હે રાજેન્દ્ર ! તે બેઉએ લોમહર્ષણ

એવા આ યુદ્ધમાં ભૂતલને પણ બાણોથી વ્યાપ્ત કર્યું ! જે પ્રમાણે શ્રી કૃષ્ણને પ્રદ્યુમ્નના યુદ્ધથી મોહ ઉત્પન્ન થયો હતો તે પ્રમાણે તે સમયે તે બેઉના છોડેલા બાણોના પરસ્પર અથડવાથી ચારો તરફ પ્રકાશ કરતાં કિરણોને ફેલાવી દીધાં, તે મહાયુદ્ધમાં થયેલી બાણવૃષ્ટિથી કુમકે આવેલા અન્ય રાજાઓ પોતાના આભૂષણો (હસ્તમાં રહેલા સુવર્ણના કટકો) સહિત ભેદાઈ જવાથી, પોતાના મધ્ય પ્રદેશમાં ભેદાએલા અને ધાતુરાગ ગેરૂ વગેરેનું અવહન કરતા પર્વતોની માફક શોભવા લાગ્યા, તથા માનહીન થયેલા તેઓનાં મસ્તકો કપાઈ ગયાં મુખ–શ્રી ચાલી ગઇ અને ગતપ્રાણ થઈ ગયા. તે મહાયુદ્ધમાં કપાઇ ગયેલા વીર રાજાઓના કબન્ધો પોતાનાં રણમાં પડેલા શિરોનેજ તથા મોગ્ર આયુધને ગ્રહણ કરીને, જેમ તે વીરો રતિ પ્રસંગે પોતાની તરૂણીના નખોથી થયેલી વ્યથાને ન જાણી શકે તેમ આ મહાયુદ્ધમાં અનેક સહસ્ત્ર કબન્ધો ઉભા રહીને યુદ્ધ કરવા લાગ્યા ! તે સૈન્યમાં હાથમાં ખડગને ધારણ કરેલા ઘણાએક વીરો ધરણી ઉપર પડયા તથા બીજા કરપત્ર (કરવતી સમાન તલવાર) ને ધારણ કરનારા તથા હસ્તમાં ગદા પકડીને રહેલા, ત્રિશૂલને ધારણ કરનારા તથા શકિતયુકત, ભુશુંડી–પાશ–પરિઘ અને ઉત્તમ કુદ્દાલને ધારણ કરનારા તથા ભિન્દિપાલ નામના આયુધવાળા અને મુસલ પકડીને યુદ્ધ કરનારા, પટ્ટાથી લડનારા, યષ્ટિધરો અને અંકુશથી યુદ્ધ કરનારા, ભાલાધારીઓ. તથા કુઠાર અને પરશુને ધારણ કરનારાઓ તથા જે જે કોઇ સશસ્ત્ર વીરો રણભૂમિમાં દૃષ્ટિ પડતા તે સર્વેને પાર્થસુત બભ્રુવાહન યુદ્ધમાં પાડવા લાગ્યો, તથા આરૂઢ થયેલા સ્વારો અને અંકુશ ધારાઓ સહિત બેઉ તરફ ઘંટાવાળા ઉત્તમ ગજોને ઘોર શસ્ત્રોથી ચૂર્ણરૂપ કરીને અર્જુનનો નન્દન તે બભ્રુવાહન ગર્જના કરવા લાગ્યો, તે બભ્રુવાહનનો બાણ રથને અશ્વને ગજને તથા કવચ સહિત સારથિને ભેદીને આગળ જતોજ ન હતો. જ્યાં જ્યાં પુષ્કળ તૃણ હોય ત્યાં જેમ અગ્નિ ફેલાયા કરે તથા પ્રજ્વલિત વનમાં અગ્નિની જેવી ગતિ હોય, તે પ્રમાણે તે બભ્રુવાહનનો બાણ ચારો તરફ વ્યાપ્ત થતો હતો.

એ પ્રમાણે પાર્થ પુત્ર–બુદ્ધિમાન્ એવા એકલા બભ્રુવાહનેજ અર્જુનના તે સૈન્યને આવી સ્થિતિમાં મુકી દીધું, ત્યાર પછી ગર્જના કરતો કરતો અનુશાલ્વ દૈત્ય તે બભ્રુવાહનની સાથે યુદ્ધ કરવા માટે રણભૂમિ ઉપર આવી પહોંચ્યો, તેની સાથે પ્રદ્યુમ્ન, નીલધ્વજ, પુત્ર સહિત યૌવનાશ્વ અને પુત્ર સહિત હંસધ્વજ તથા અધિક બલવાન્ મેઘવર્ણ પણ સાથે હતા. આ સર્વે સમર્થ વીરો હોવા છતાં પણ એકલા તે બભ્રુવાહન સાથે યુદ્ધ કરવા માટે શકિતમાન્ ન થઇ શકયા, અર્જુન પુત્ર –બભ્રુવાહને તે સર્વેને પાંચ પાંચ બાણોના પ્રહારોથી ચેતન (સામર્થ્ય) વિનાના રથ વિનાના, ગજ વિનાના, તથા અશ્વ અને છત્ર રહિત કરી મૂકયા, તથા મહાબલવાળા તેઓ સર્વ ને વીખરાઇ ગયેલા કેશવાલા અને અલંકારોથી રહિત તથા સુકાઈ ગયેલા મુખવાળા અને ચામરો વિનાના તે રણભૂમિમાં કરી દીધા, બભ્રુવાહનના શર પ્રહારોથી આહત થયેલા તે સર્વે, યજ્ઞમાં જેમ સોમપાન કરે તેમ પોતાના રૂધિરનું પાન કરતા કરતા ભમવા

લાગ્યા શ્વાસ લેવા લાગ્યા અને રણાંગણમાં આમતેમ દોડવા લાગ્યા તથા કનકથી વિચિત્ર ભાસતા અર્જુન પુત્રના શરોવડે ભેદાઈને તે રણ ભૂમિમાંથી પલાયન કરવા લાગ્યા. તે રણભૂમિમાં કોઇ એક વીર આંત્ર રહિત થયેલા ગજના કલેવરમાં પેસીને પોતાની સુરક્ષિતતાથી જ્યાં આનંદ માનવા જાય છે, ત્યાં તો તે ગજ-શરીર પાસે મોટા બે નાર આવી પહોંચ્યા અને તે છુપાયલા વીરને પ્રથમ તો ચક્ષુ-રહિત કરી દીધો અને ત્યાર પછી તેના હૃદયને ભેદીને તે બેઉ નાર તેનુંજ માંસ ખાવા લાગ્યા, તથા બીજો કોઇ વીર શત્રુથી રણભૂમિમાં હણાયલો છતો શિયાળીઓથી ખેંચાઇ જવા લાગ્યો, તે વીરના ઘન કુંકુમથી ચર્ચિત થયેલા તથા શિવાઓના નખોથી છેદાઇ ગયેલા સરક્ત હૃદયને અપ્સરાઓ પૃથ્વી ઉપર જોવા લાગી, તે વીરને કોઈ સુરાંગનાએ વિમાનમાં બેસારીને પોતાનો પતિ બનાવી દીધો, તથા હસતી હસતી શિવાને આધીન થયેલા કલેવરવાળા તે વીરને કહેવા લાગી -હે નાથ ! આ આપ । ભમિ ઉપર રણમાં પડેલા કલેવરને શીયાળીઓ ફાડી નાંખે છે, તે આપ જુઓ ! તે શિવાઓથી પીડા પામેલા આપ હાલ મારા સ્તનોથી પીડાઓ છો, મને તો કરૂણાજ નથી ! તે પ્રમાણે કોઇ અન્ય વીર રાત્રિએ પોતાના ગૃહમાં વિશાલાક્ષી એવી પોતાની સ્રીવડે અધર ભાગમાં દષ્ટ થયેલો છતો સ્વર્ગમાં સુરસ્રી અપ્સરા વડે કોપથી પોતાના-અપ્સરાના કોપપૂર્વક ચરણ પ્રહારથીજ ત્રણ વખત વ્યથા પામીને અતિ પ્રસન્ન થવા લાગ્યો, તે ઘટના ઘણીજ કૌતુક ઉપજાવે એવી થઇ પડી ! ગજ દેહ ઉપર



લટકતા તથા બાણોના પ્રહારથી ભિન્ન કલેવરવાળા એક વીરને રણમાં રહેલો કોઇ વીર જોયા કરતો તો બીજાને સ્વર્ગમાં દિવ્ય સ્રીથી અલંકૃત થયેલો અને દોલા વડે આન્દોલિત થતો જોઇ શકતો અને પોતે પણ સ્વર્ગની સુંદરીઓના બાહુપાશમાં સપડાઈ જતો કોઇ વીર રણમાં રહેલા ભયંકર પાશ-બાણો નું સ્મરણ કરતો, તો ઇતર વીર સંગ્રામમાં પોતાનું કલેવર પડયા પછી વિમાનમાંથી મોટી પુષ્પ વૃષ્ટિને વિમાનમાં બેઠો બેઠો પણ પ્રિયાના (અપ્સરાના) મદ્યના ગંડુષથી ઘન થયેલી તેવી વૃષ્ટિને પોતાના શરીર ઉપર પડતી જોઇ શકતો ! હે જનમેજય ! આ પ્રમાણે અર્જુન પુત્ર બભ્રુવાહને તે સમયે ભયંકર યુદ્ધ કર્યું અને જેટલું સૈન્ય પોતાની પ્રત્યે અપ્રસન્ન જણાતું હતું તેનો નાશ કર્યો તથા જે સૈન્ય છિન્નભિન્ન થઈ ગયું તેનું રક્ષણ કર્યું, આ બભ્રુવાહનને અર્જુનના તે ચતુર્વિધ સૈન્યને યુદ્ધ સ્થળમાં પોતાનુંજ હોય તેમ ગણીને આશ્રય આપ્યો અને પોતાના બાણ પ્રહારોથી મૂર્ચ્છિત થયેલા અર્જુનના તે સર્વ સૈનિકોને હર્ષિત થઇને પોતાના મણિપુર નગરમાં લઈ ગયો તથા અર્જુનનો પુત્ર તે બભ્રુવાહન, અર્જુનના યુદ્ધમાં જીતેલા ઉત્તમ ગજોને ગજશાલામાં લઇ ગયો અને બલવાન્ એવા તેણે અર્જુનના અશ્વોને અશ્વશાલામાં પહોંચાડયા. હે જનમેજય ! રથો અને જીતી લીધેલી તે સર્વ વસ્તુઓ મણિપુરમાં પહોંચાડી દીધી અને પ્રદ્યુમ્ન પ્રભૃતિ મુખ્ય વીરોને શરોની વૃષ્ટિઓ વડે મોહિત કર્યા. ! ! ૨૪



## પ્રકરણ ૨૫ મું.

### કુશલવોપાખ્યાન–અયોધ્યા પ્રવેશ.

શ્રીરામચંદ્ર અને તેના પુત્ર કુશનો અશ્વમેધનો હય ધારણ કરવાથી જેવો સંગ્રામ થયો હતો તેવોજ સંગ્રામ હે જનમેજય ! આ સમયે બભ્રુવાહન અને અર્જુનનો થયો ! જૈમિનિ ઋષિનું આ વચન સાંભળીને જનમેજય તે ઋષિને પુછવા લાગ્યો–હે ઋષિવર્ય ! શ્રીરામચંદ્રજીએ પોતાના પુત્ર કુશને શરોની વૃષ્ટિઓ વડે કેવી રીતે શાન્ત કર્યો, તથા શ્રીરામચંદ્રના પુત્ર એવા તે કુશે, શ્રીરામચંદ્રજીને કેવી રીતે રણાંગણમાં જીત્યા, શ્રીરામ પોતાના પુત્રને કેમ ઓળખતા ન હતા? તે સર્વ વૃત્તાન્ત આપ મને વિસ્તારથી કહી સંભળાવો. કારણ કે હે વિપ્ર! શ્રીરામચંદ્રજીની કથા સર્વ પાતકોનો નાશ કરનારી છે. જનમેજય રાજાનું ભાવપૂર્વક મન જાણીને જૈમિનીઋષિ કહેવા લાગ્યા–હે મહાબાહુ જનમેજય ! શ્રીરામચંદ્રજીનું ચરિત્ર મોટું છે. પહેલાં શ્રીરામચંદ્રજીનું જે જે બન્યુંછે તે સર્વ વિસ્તારપૂર્વક કહેતા એવા મારી પાસેથી તું સાંભળી લે. શ્રી રામચંદ્રજીએ રણમાં તે લંકાધીશ રાવણને; મહાબલવાન્ કુમ્ભકર્ણને તથા મેઘનાદ વગેરે અન્ય મુખ્ય રાક્ષસોને હણીને તથા અગ્નિમુખમાંથી શુદ્ધ થયેલાં શ્રી સીતાજીને સાથે લઇને પોતાની નગરી–અયોધ્યા પુરી પ્રત્યે ચાલી નીકળ્યા; વીર વિભીષણ તથા મહાત્મા લક્ષ્મણ તથા હનુમાન્ વગેરે મુખ્ય વાનરોની સાથે તે શ્રીરામચંદ્રજીએ અયોધ્યા–પુરીમાં પ્રવેશ કર્યો, વસિષ્ઠ પ્રભૃતિ મુખ્ય મહર્ષિઓ મંગળ–સૂક્તને ભણતા ભણતા શ્રી રામચન્દ્રજીની સન્મુખે આવ્યા. સામા આવેલા વસિષ્ઠ વગેરે મહર્ષિઓને જોઇને દશરથપુત્ર રામચન્દ્રજી તે ક્ષણે તુરતજ રથ ઉપરથી નીચે ઉતર્યા અને મુનિઓને પ્રણામ કર્યા, ત્યાર પછી લક્ષ્મણજીએ અને શ્રી–સીતાજીએ તે મુનિઓને પ્રણામ કર્યા. ત્યારપછી તે સર્વેની સાથે હળીમળી રહેલા રાજીવ–લોચન તે શ્રી રામચન્દ્રજી ભરત–લક્ષ્મણ તથા શત્રુઘ્નને આગળ રાખીને, રઘુવંશમાં જન્મ પામેલા તે શ્રી રામે કૈકેયી અને સુમિત્રાને પહેલાં પ્રણામ કર્યા ત્યાર પછી પોતાની જન્મદાત્રી કૌસલ્યાજીને તે શ્રી રામ પ્રણામ કરવા ગયા. મલિન વસ્ત્રોને ધારણ કરનારા તથા દુઃખરૂપી પંકથી ઉપલિપ્ત અંગોવાળાં, શ્રી રામના દર્શનની લાલસાવાળાં તથા પોતાના સ્વામી દશરથના મરણરૂપી દુઃખથી ગ્લાન થઇ ગયેલા છતાં શ્રી રામના દર્શનથી પરમ હર્ષને પામેલાં તથા પદ્મપલાશની માફક ચક્ષુવાળા તે શ્રી રામને જોઇને જેમ ધન રહિત પુરૂષ ધનને પ્રાપ્ત કરીને જેવો હર્ષ પામે તેવાં હર્ષયુક્ત થયેલાં તે કૌસલ્યાજી શ્રી રામચન્દ્રજીને ભેટીને આલિંગન આપીને, પોતાની ચક્ષુના જળોવડે પોતાના પુત્ર તે–શ્રી રામને, જટાયુકત તેના મસ્તકમાં અત્યંત સ્નેહ પૂર્વક વિશેષે કરીને લાંબા વખત સુધી સ્નાન કરાવા લાગ્યાં, ત્યાર પછી તે શ્રી રામના જનની કૌસલ્યાજી શ્રીરામને પોતાના કરાગ્રભાગથી સ્પર્શ કરવા લાગ્યાં, તે શ્રી રામનું શરીર રાક્ષસોના અસ્રોથી ક્ષત થયેલું જોઇને તે—શ્રી રામને વસિષ્ઠ વગેરે મુખ્ય મુનિઓ કહેવા લાગ્યા કે–હે કૌસલ્યાજી, આ દૈવી વાત છે. કે–આ

તમારો પુત્ર શસ્ત્રોથી અછેદ્ય, અગ્નિથી અભેદ્ય અને જળથી અક્લેદ્ય હોવા છતાં પણ ક્ષત થયો હોય એમ જણાય છે. માટે હે રાઘવ ! હું તો આ સમયે 'આપ બાણોથી ભિન્ન થયા છો' એ વાતને વૃથા માનું છું, અથવા ઘણાએક મુનીશ્વરો આપ-શ્રીને શિવ ભકત કહે છે, તે હેતુથીજ આપે બાણોને પોતાના શરીરમાં સ્થાન આપ્યું હોય એમ મારૂં માનવું છે. શ્રી રામચંદ્રજીના તેવા અંગને દયાવતી કૌસલ્યા પોતાના બેઉ હાથો વડે સ્પર્શ કરીને, બ્રાહ્મણ જેમ અજ્ઞાનને પ્રાપ્ત કરીને આનંદ માને તેમ પરમાનંદ માનવા લાગ્યાં, દયાવતી એવી કૌસલ્યાના કર સ્પર્શથી (પિતાના વિયોગરૂપી) મહા ભયંકર દુઃખોથી શ્રી રામ મુક્ત થયા. ત્યાર પછી મહાબાહુ એવા તે શ્રી રામે પોતાની જનની કૌસલ્યાજીને શિરવડે નમસ્કાર કરીને પોતાના તે બંધુઓ-ભરત, શત્રુઘ્નને કુશળ પુછવા લાગ્યા, અને સર્વે ભાઇઓ સાથે મળીને હર્ષ પામેલા તે શ્રી રામ અયોધ્યામાં રહેવા લાગ્યા તથા પર્વતો, વનો અને અરણ્યો સહિત સકલ પૃથ્વીનું પાલન કરવા લાગ્યા. શ્રીરામચન્દ્રજીની સર્વ પ્રજા સ્વસ્થ થઇને ધર્માચરણ કરવા લાગી તથા બ્રાહ્મણો વેદાભ્યાસમાં તત્પર રહેવા લાગ્યા તે અયોધ્યામાં વત્સો તૃપ્તિપર્યન્ત પયઃપાન કરી રહ્યા પછી પવિત્ર અને ઘટ સમાન પયોધરો વાળી તે ગાયોને દોહતા હતા ! તે શ્રી રામચન્દ્રજીના રાજ્ય સમયમાં વૃક્ષો સતત ફલોને આપ્યા કરતા હતા તથા લતાઓ સર્વદા પુષ્પોને આપ્યા કરતી હતી અને સર્વે ઔષધિઓ ફલવતી હોઇને દુષ્કાલ વગેરેનો નાશ કરવામાં સમર્થ થઈ શકતી હતી, યાજક શ્રોત્રિયો સરયૂ-તીરને પામીને યજ્ઞો કરતા હતા, તથા યૂપ-સ્તમ્ભો ચારો તરફથી પશુઓથી સુશોભિત રહેતા હતા, તથા તે સ્તમ્ભો યજ્ઞ સમયે સ્થાણુતા-સ્થિરતાને પામેલા જણાતા તથા યજ્ઞોના અંત સમયે ઘણાજ ઉન્નત થઈ જતા દૃષ્ટિએ પડતા એ પ્રમાણે તે શ્રીરામચન્દ્ર, અગ્નિ સમાન પોતાના, લક્ષ્મણ-ભરત અને શત્રુઘ્નભાઇઓ સાથે સુખિત થઇને આ પૃથ્વી ઉપર પદ્મના પલાશની સમાન નેત્રોવાળા તે શ્રી રામચન્દ્ર સત્વ રજ અને તમ એમ ત્રણ ગુણોથી યુક્ત સાક્ષાત્-ઈશ્વરની માફક પ્રકાશવા લાગ્યા૨૫

---

## પ્રકરણ ૨૬ મું.

### કુશલવોપાખ્યાન-શ્રીરામનું વાક્ય.



શ્રી રામચંદ્રજીએ દશ હજાર વર્ષ રાજ્ય કર્યું હતું, તેઓ પોતાના પૂર્વજોની સ્થિતિનું પાલન કરતા હતા છતાં પણ સીતાજી થકી પુત્રને ન પામ્યા. હે આર્ય જનમેજય ! ત્યાર પછી ઘણો એક સમય વ્યતીત થયા બાદ શ્રીસીતાજીએ ગર્ભ ધારણ કર્યો. જે લગ્નમાં કૈકેયી માતાએ શ્રી રામને દેશાન્તરમાં જવાની ફરજ પાડી હતી તે વિષ્ણુ દેવતાવાળા લગ્નમાં તથા તેજ દેવતા નામક નક્ષત્રના ચતુર્થ ચરણમાં ચર લગ્ન પ્રવૃત્ત થયે છતે તે શ્રી સીતાજીએ ગર્ભ ધારણ કર્યો ત્યાર પછી સમર્થ એવા તે રામચન્દ્રે પોતાની પત્ની સીતાજી સાથે ચાર માસ પર્યન્ત ક્રીડાઓ કરી, સીતાજીને ગર્ભાધાન થયાને જ્યારે પાંચમો માસ પ્રાપ્ત થયો ત્યારે તે શ્રી રામે

સ્વપ્નમાં, લક્ષ્મણે ત્યાગ કરેલાં અને અ નાથની માફક વિલાપ કરતાં સતી સીતાને ભાગીરથીને તીરે જોયાં આ પ્રકારના સ્વપ્ન દર્શનથી અહો! રામચન્દ્ર ઘણાજ વિસ્મય પામ્યા ! પ્રાતઃકાલે ઉઠીને તથા નિત્યકર્મ સમાપ્ત કરીને વસિષ્ઠ મુનિને નીચે પ્રમાણે કહેવા લાગ્યા-હે બ્રહ્મન્! આજ સ્વપ્નમાં સીતાને ભાગીરથી તટ ઉપર રૂદન કરતી જોઉં છું, માટે તે સીતાના ગર્ભની વિઘ્ન –શાન્તિને માટે તેણીની પુંસવન ક્રિયા પું–નક્ષત્ર યુકત શુભ દિવસમાં કરવા માટે શીઘ્ર આજ્ઞા આપો, શ્રી રામચન્દ્રજીનું આ પ્રકારનું વચન સાંભળીને મુનિ શ્રેષ્ઠ –વસિષ્ઠજી કહેવા લાગ્યા–હે રાઘવ ! આ કૃષ્ણ પક્ષને વીતવા દ્યો, હે વિભો ! આવતા શુકલ પક્ષમાં પુષ્યાર્ક યોગ–યુકત પંચમી આવે છે તે તિથિમાં શ્રી-સીતાનું પુંસવન (પંચમાસી) અવશ્ય કરવુંજ જોઇએ, હે મહાબાહુ રામચન્દ્ર ! જ્યારે તે દિવસે એક મુહૂર્ત વીતી જાય, ત્યાર પછી વિપ્ર તર્પણ–બ્રાહ્મણ ભોજન કરાવજો. વસિષ્ઠ મુનિનું વચન સાંભળીને શ્રી રામ લક્ષ્મણને કહેવા લાગ્યા–હે ભાઇ ! સીતાજીની પુંસવન ક્રિયા આવતી શુકલ પંચમીએ થશે તે સમયમાં હે લક્ષ્મણ ! તું સીતાના પિતા જનકરાજા પાસે જા અને તે જનકને તું અહીં લઇ આવ તારૂં કલ્યાણ થાઓ ! શ્રી રામનું આ વચન સાંભળીને, અનેક મુનિઓની સાથે બેઠેલા એવા વિશ્વામિત્ર–ઋષિને જનક રાજા સહિત લાવવા માટે શ્રી રામના ચરણોમાં પણ વન્દન કરીને ઉત્તર દિશામાં વિદેહ–નગરી પ્રત્યે ચાલી નીકળ્યો. લક્ષ્મણના જવા પછી મહાબાહુ શ્રી રામચન્દ્રે લંબાઇ અને પહોળાઇમાં સરખો છ કોશ સુધીમાં ઉત્તમ કારીગરો પાસે શુભ મંડપ કરાવ્યો તે મંડપમાં વસિષ્ઠ ઋષિએ એક સુન્દર સ્થણ્ડિલ બનાવ્યું, તથા ઊબરાના ફળોની એક મોટી માળા સીમન્ત સંસ્કાર સમયે સીતાજીને પહેરાવવા માટે બનાવી તથા સીમન્ત સંસ્કારના અંગભૂત શલલ–શાહુડીનું અણીદાર શ્વેત પીછું તૈયાર રાખ્યું તથા તે પીછાંના ત્રણ ભાગો ઉપર સૂત્ર (નાડા છડી) નું વેષ્ટન કર્યું, ચાર ખુણાવાળો ઊબરાના પાટલાને તથા વીણાને તૈયાર કર્યા, તે મુનિશ્વર વસિષ્ઠજીએ આ પ્રમાણે સીમન્ત ક્રિયાના અંગભૂત સાધનોની તૈયારી કરી રાખી તે સમયે શ્રી રામથી આજ્ઞા કરાયેલો તે લક્ષ્મણ શીઘ્ર મહામતિ વિશ્વામિત્ર તથા જનકરાજાને બોલાવી લાવીને શ્રી રામચંદ્ર પાસે ઉપસ્થિત થયો તથા શ્રી રામને પ્રણામ કરીને નીચે પ્રમાણે કહેવા લાગ્યો –હે વડીલ બન્ધુ શ્રી રામચન્દ્રજી ! મહાનપસ્વી વિશ્વામિત્રજી તથા જનક રાજા આપણા મંડપ સુધી આવી પહોંચ્યા છે અર્ધ્યાદિ ક્રિયા વડે તેઓનું સ્વાગત કરો. શ્રી રામે લક્ષ્મણનું આ વચન સાંભળીને તે સમયે બેઉ–વિશ્વામિત્ર અને નરેશ્વર જનકનું અર્ધ્યદાન વડે સ્વાગત કર્યું, ત્યાર પછી શુકલ પંચમીને દિવસે જ્યારે મુહુર્ત પ્રાપ્ત થયું ત્યારે વસિષ્ઠઋષિ શ્રી રામચન્દ્રને કહેવા લાગ્યા હે શ્રી રામભદ્ર ! આપ સીતા દેવીની સાથે મંગલ –સ્નાન વગેરે ક્રિયાઓ કરી લ્યો અને આપની માતાઓ તથા લક્ષ્મણ વગેરે ભાઈઓની સાથે મંડપમાં પધારો, વસિષ્ઠ મુનિની આ આજ્ઞા સાંભળીને દશરથ પુત્ર

શ્રી રામચન્દ્રે સીતાજીની સાથે માંગલિક સ્નાન કર્યું, અને સ્નાન કરી રહ્યા પછી વેદોને જાણનારા, સદાચારી સ્મૃતિઓને જાણનારા અને કર્મ કાણ્ડમાં કુશળ બ્રાહ્મણોથી અલંકૃત થયેલા તે યજ્ઞ-એવા મંડપમાં વસિષ્ઠ મુનિની આજ્ઞા પ્રમાણે તે શ્રી રામચંદ્ર આવી પહોંચ્યા, ત્યાર પછી વસિષ્ઠ મુનિએ સુસ્નાત એવા તે શ્રી રામને અને સીતાજીને વેદીમાં રહેલા ઉંબરાના પાટલા ઉપર બેસાર્યા ત્યારપછી બ્રહ્માત્મજ તે વસિષ્ઠ મુનિ હોમનાં સર્વે દ્રવ્યોને જળથી પ્રોક્ષણ કરીને તિલ અને આજ્ય ( ઘૃત ) ની આહુતિઓ સાથે ચરૂપૂર્વક હોમ કરવા લાગ્યા અને સીતાજીના કેશોમાં એ પ્રમાણે સૂત્રથી વીંટેલા શાહુડીના પીછાને રાખ્યું. વિષ્ણુબીજ-ઉંબરાના ફળોથી કરેલી અને વસિષ્ઠે અર્પેલી તે માળાને તે સમયે જાનકીજીએ ધારણ કરી, તે માળાને ધારણ કરવાથી શ્રી સીતાજી બ્રહ્મગોલકના સમૂહને ધારણ કરતી સાક્ષાત્ ઇશ્વરની માયા હોય, તેમ શોભવા લાગ્યાં ત્યારપછી પ્રવીણ એવો ભરત ( બુંસટીયો થઇને ) શ્રી-જાનકી પ્રત્યે લક્ષ્ય રાખીને વીણાને વગાડતો વગાડતો વ્યાપક બનેલો છતો તે સીતાજીના ગર્ભનેજ સંગીતનું શિક્ષણ આપવાની ઇચ્છા રાખતો હોય તેમ દીપી નીકળ્યો. આ પ્રમાણે જેનું માંગલિક કર્મ સમાપ્ત થયું છે એવા શ્રીરામચન્દ્રે તે સ્થળે પધારેલા પ્રત્યેક મુનીશ્વરોને દુધપાક, સાકર અને ઘીના બનાવેલાં ભોજનોવડે તૃપ્ત કરીને તથા પ્રત્યેક બ્રાહ્મણોને ઉત્તમ વસ્ત્રો, સુવર્ણના અલંકારો રથો અને અશ્વોને દક્ષિણામાં આપીને સંતોષ્યા. સીતાજીના સીમન્ત પ્રસંગે પધારેલા તેણીના પિતા જનક રાજાએ પણ શ્રીરામચંદ્રજીને-મામેરામાં પોતાનું નિષ્કંટક રાજ્ય વિશ્વામિત્ર ઋષિને પાસે રાખીને અર્પણ કરી દીધું અને ત્યારપછી તે જનક રાજા વનવાસ માટે ચાલી નીકળ્યા !

એક દિવસે રાત્રિ સમયે શ્રી-સીતા સાથે અયોધ્યાપુરીમાં શયન કરતા દશરથ પુત્ર-શ્રીરામચંદ્રજી સીતાજીને પુછવા લાગ્યા-હે ભદ્રે ! તારો દોહદ ( મનીષા ) કઈ વસ્તુમાં છે તે તું મને કહે, સીતાજી શ્રીરામનું તે વચન સાંભળીને પોતાના પતિને કહેવા લાગ્યાં-હે અનઘ ! આપશ્રીની પૂર્ણકૃપાથી મારો મનોરથ સર્વદાને માટે પરિપૂર્ણજ છે, તોપણ હે રાઘવ ! ભાગીરથી તીર પ્રત્યે મને જવાની વારંવાર ઇચ્છા થયા કરે છે. કે જ્યાં-પવિત્ર અન્તઃકરણવાળી ઋષિ પત્નીઓ તથા મૃગચર્મરૂપી વસ્ત્રોને ધારણ કરનારા ઋષિઓ નિવાસ કરે છે ! સીતાનું આ વચન સાંભળી રામચન્દ્રજી હસતા હસતા કહેવા લાગ્યા કે આ શું ! હે સીતે ! હજુ સુધી તું વનવાસથી તૃપ્ત થઈ નથી કે ? હે સીતે ! તું દણ્ડકારણ્યમાં મારી સાથે ચૌદ વર્ષો સુધી વસીછો, છતાં પણ આજ તારો આ મનોરથ પ્રથમ નિષ્ફળ જેવો કેમ જણાય છે વારૂ ? હે જનકપુત્રી આવતી કાલે પ્રાતઃકાળમાં તારી ઇચ્છાપૂર્વક તારૂં ગમન ભાગીરથી તટ ઉપર થાઓ ! એ પ્રમાણે તે સીતાજીને સંભળાવીને સમર્થ શ્રીરામચંદ્ર સુખપૂર્વક શયન કરી ગયા. મધ્યરાત્રી વીત્યાબાદ નગર ચર્ચાનું પ્રેક્ષણ કરનારા ગુપ્ત ચરો શ્રીરામચંદ્ર પાસે આવીને એકાન્તમાં પૃથક્ પૃથક્ વાક્યો કહેવા લાગ્યા. -હે શ્રીરામચન્દ્ર ! આપના કીર્તિપ્રતપને

નગરમાં સર્વસ્થળે જનો વર્ણવે છે, ગુપ્ત દૂતના મુખનું આ વાક્ય સાંભળીને શ્રીરામ તેને અતિ દઢપુછવા લાગ્યા લોકોની સ્થિતિ કેવી વર્તે છે? હે દૂત! રાત્રિમાં ગુપ્તવાર્તા જાણવા માટે ભ્રમણ કરતાં તેં મારૂં, મારાભાઇઓનું કે મારી પત્ની સીતાનું જે કાંઇ દુષ્કૃત અથવા અન્યકાંઇ સાંભળ્યું હોય તે સર્વ સત્ય કહી દે, સત્ય કહેવાથી હું તને દણ્ડ કરીશ એ પ્રકારની ભીતિ તારા મનમાં ન રાખ. શ્રીરામનું આ વચન સાંભળીને તે ચાર-ગુપ્તદૂત પણ હસતો હોય તેમ શ્રીરઘુનાથને પ્રત્યુત્તર આપવા લાગ્યો -હે શ્રીરામ! આપનાં દર્શનથીજ લોકોનાં દુષ્કૃતો ભસ્મસાત્ થઇ જાય છે. તો પછી આપનું કાંઇ દુષ્કૃત હોય એ પ્રકારનું આપનું વચન મને તો વિપરીતજ ભાસે છે. હે શ્રી-રઘુનન્દન! અમો પાપમય સ્થાનોમાં નિરંતર ભમ્યા કરીએ છીએ, છતાં હે ભરતાગ્રજ! આપનું દર્શન કરીને અમો તે પાપોથી મુક્ત થઇએ છીએ, તથાપિ જનસમુદાય ઘણોજ દુર્વાર હોય છે, કે જે આ લોક કાંઈને કાંઇ આપના વિષે દુષ્ટ-વચન બોલ્યાજ કરે છે! હે રાજન્! શ્રીરામચન્દ્ર! મધ્યરાત્રિએ-આજ ભમતાં ભમતાં મેં એક અતિચિત્ર દૃશ્ય જોયું! આ અયોધ્યાપુરીમાં વસતા કોઇ એક ધોબીની સ્ત્રી પોતાના સ્વામીના ગૃહનો ત્યાગ કરીને પોતાના બાપને ઘેર ચાલી ગઇ અને ત્યાં તે ચાર દિવસો સુધી રહી, તે ધોબણનો પિતા મનમાં ચિન્તા કરવા લાગ્યો કે અહો આ મેં શું કર્યું! જે કન્યા પિતાને ઘેર ચિરકાલ સુધી નિવાસ કરે, તે સર્વ સ્મૃતિઓ અને શાસ્ત્રોથી વિરૂદ્ધજ છે, માટે આ મારી દુહિતા તેના સ્વામીની સમીપ પહોંચાડી આવું, જે પ્રમાણે આકાશમાં રહેલી કાલિમા-કાળાશ શોધવા ધારે તો પોતાના કરોથી શોધી શકાય છે; પરંતુ કન્યા પિતાના ઘરમાં સ્વામી-રહિત રહેવાથી જે કલંક એને લાગશે તે શોધી શકાય એમ નથી. આ પ્રમાણે કહીને પોતાના સર્વેભાઇઓ સાથે પોતાના જમાઇને ઘેર જઇને તે પોતાના જમાઇને પોતાનાં ઘરમાં રહેલી કન્યાને સોંપવા લાગ્યો, આ થકી તે ધોબી જમાઇ પોતાના ઓષ્ઠ-ભાગને ચાટતો ચાટતો પોતાના હાથને ઉંચો કરીને પોતાને ઘેર આવેલા શ્વશુર જનો પ્રત્યે કહેવા લાગ્યો કે-"શું હું રામચન્દ્ર છું એમ તમો સર્વે ધારો છો? કે જે રામ રાક્ષસોને ઘેર એક વર્ષ પર્યન્ત રહેલી સીતાને પોતાને ઘેર લઇ આવ્યા!" હે શ્રી રઘુનન્દન! ક્રોધે ભરાયેલો તે ધોબી વારંવાર પોતાના શ્વશુરજનો પ્રત્યે આટલું આજ વચન કહેવા લાગ્યો. સમર્થ એવી રાજ્ય-પદવીને અલંકૃત કરતા રાજા રામચન્દ્રે તેવું કાર્ય કર્યું હોય તો તે ભલે કરો તેઓ રાજા હોવાથી સમર્થ છે; પરંતુ લાંબા કાલ સુધી અન્ય (પિતા) ના ઘરમાં રહેલી મારી સ્ત્રીનો હું સ્વીકાર કરવાનોજ નથી. આ પ્રમાણે તે ધોબી એકલોજ આવાં વચનો આપના વિષે અવશ્ય ઉચ્ચારે છે. બીજો કોઈ પણ આપની આ અયોધ્યા-પુરીમાં તે પ્રમાણે બોલવાને સમર્થ થઇ શકતો નથી. ત્યાર પછી મેં પણ તે ધોબીના આ વાક્યનું સ્પષ્ટીકરણ કર્યું કે ગંગાના તટ ઉપર તથા દ્વિપોમાં યૂપો (જયસ્તમ્ભ-યજ્ઞસ્તમ્ભ) નાખનાર, પોતાના ધર્મમાં સાચી નિષ્ઠાથી રહેલા, તથા પિતાના વાક્યને સત્ય કરનાર તથા રાવણ જેવા પ્રબલ રાક્ષસને જીતનાર એવા તે આ શ્રી

રામચન્દ્ર ક્યાં ! અને તું બોલે છે તે બકવાદ ક્યાં ? હે રજક ! તે શ્રી રાઘવ સમાન આ લોકમાં કોઈ-અન્ય તારી દૃષ્ટિએ પડે છે કે ? ઈશ્વરાવતારી શ્રી રામચન્દ્ર સમાન કોઇ આ લોકમાં છેજ નહી ! જે શ્રી રામચન્દ્ર આચારમાં સર્વદા મગ્ન રહ્યા કરે છે તથા ગુણોમાં તેઓ સસ્પૃહ રહેતાજ નથી. તેવા સદ્‌ગુણોના ભંડારરૂપ આ શ્રી રામચન્દ્રને મૂઢ એવો આ ધોબી બિચારો ક્યાંથી જાણી શકે વારૂ ? એ પ્રમાણે હે શ્રી રામચન્દ્ર ! હું મનથી વિચાર કરીને આપ-શ્રીની સમક્ષ આવી પહોંચ્યો છુ.

ગુપ્ત વાર્તાને જાણી લાવીને સમાચાર આપતા તે દૂતને શ્રી રામચન્દ્રે શીઘ્ર સ્વસ્થાને જવાની આજ્ઞા આપીને તે શ્રી રામ પોતાના મનમાં ચિન્તા કરવા લાગ્યા કે-વહ્નિમાં જનકપુત્રી સીતા શુદ્ધ થઇ છે, છતાં આ લોકમાં તેણી નિન્દાય છે માટે હું તે સીતાનો ત્યાગ કરૂં કે કેમ ? એ પ્રમાણે વારંવાર લાંબા સમય સુધી તે જાનકીનુંજ ધ્યાન કરવા લાગ્યા ! વળી કહેવા લાગ્યા, અહો મૃગના બચ્ચાની સમાન ચક્ષુઓ વાળી તથા પદ્મની સમાન મુખ કાન્તિવાળી તે સીતાનો કોઈ શ્રોત્રિય - વૈદિક બ્રાહ્મણ આચારની મુખ્ય પદ્ધતિનો ત્યાગ ન કરી શકે તેમ હું શ્રી રામચન્દ્ર કેવી રીતે ત્યાગ કરી શકું ! હવે જો આ દયાપાત્ર સીતાનો કલિયુગમાં જેમ વિપ્રો શ્રુતિનો ત્યાગ કરે છે તેમ ત્યાગ કરૂં તો, આ પ્રમાણે શ્રી રામચન્દ્ર વિચાર કરતા હતા ત્યાં તો પ્રાતઃકાલનો સમય તે સમયે થઇ ગયો. ત્યાર પછી આ શ્રી રામચન્દ્રે જાનકીના ત્યાગ માટે નિશ્ચય કરીને ભરત અને શત્રુઘ્ન સહિત લક્ષ્મણને પોતાની પાસે બોલાવ્યા, એ અરસામાં ભરત તથા લક્ષ્મણ તથા મહાબાહુ શત્રુઘ્ન પોતાના વડીલ બન્ધુ રઘુનન્દન-શ્રી રામચન્દ્રજીની સેવા આજ્ઞા ઉઠાવવાને તેમની પાસે ઉપસ્થિત થયા, ભરત વગેરે તે સર્વે ભાઈઓએ શ્રી રામને તે સમયે ખેદ પામેલા અને દીનમનવાળા જોયા ! શ્રી રામચન્દ્રને આવી સ્થિતિમાં બેઠેલા જોઇને લક્ષ્મણ વગેરે સર્વે પરસ્પર કહેવા લાગ્યા કે આપણે શ્રી રામચન્દ્ર પાસે શીઘ્ર ઉપસ્થિત ન થયા તેથી આપણને સમયનું ઉલ્લંઘન કરનારા જાણીને કોપિત થયા હશે શું ? અથવા તો આપણે સર્વેએ પ્રાતઃકાલમાં ઉત્તમ દ્વિજોની પૂજા નહી કરી હોય તેથી અથવા પ્રાતઃકાલમાં આપણે શીઘ્ર જાગૃત થઈ ન શકયા તેથી કિંવા શીઘ્ર નમસ્કાર ન કર્યા તેથી આ રઘુનન્દન શ્રી રામ કુપિત તો નહી થયા હોય ! આ પ્રમાણે પરસ્પર વચનો બોલતા તે સર્વે શ્રી રામ પાસે આવી પહોંચીને તથા નમસ્કાર કરીને નીચે પ્રમાણે કહેવા લાગ્યા હે શ્રી રામચન્દ્ર ! અમો સર્વે આપનામાંજ મન રાખીને તથા તમોનેજ સર્વે સત્કર્મો સમર્પીને સદા વર્તીએ છીએ અને આપનાજ દર્શનમાં ઉત્કંઠ હોવા છતાં અમોને આપ શા માટે અભિનન્દન આપતા નથી ? શ્રી રામચન્દ્ર તે સર્વે ભાઇઓનું આ પ્રકારનું વચન સાંભળીને તેઓને શનૈઃ શનૈઃ કહેવા લાગ્યા-૨૬



## પ્રકરણ ૨૭ મું.

### કુશલવોપાખ્યાન-લક્ષ્મણનું પ્રસ્થાન

શ્રીરામચંદ્રજી પોતાના ભરત વગેરે ભાઇઓને રાત્રિમાં ગુપ્તચરે કહેલું સર્વ

વૃત્તાન્ત કહેવા લાગ્યા—કે જેમ પાખંડીઓથી શ્રુતિ નિન્દાય તે પ્રમાણે લોકોવડે સીતા નિંદાય છે. હે બંધુઓ ! લોકાપવાદથી ડરેલો હું હવે તે જાનકીનો ત્યાગ કરવા ઇચ્છું છું, જે પ્રમાણે સંસારના ભયથી ડરેલો યોગી પોતાની મમતાનો ત્યાગ કરે તે પ્રમાણે હું તેણીનો અવશ્ય ત્યાગ કરીશ. શ્રીરામચન્દ્રજીનું વજ્રપાત સમાન તે વાક્ય સાંભળીને તે ત્રણે ભાઇઓના રોમાંચો ખડાં થઇ ગયાં અને ત્રણેમાંથી ભરત શ્રીરઘુનાથજીને નીચે પ્રમાણે કહેવા લાગ્યા—હે શ્રીરામચન્દ્ર ! આ લોકમાં કૃપાલુતા તો આપનીજ ચારો તરફ ગવાય છે. કોઇપણ પુરૂષ અંત્યજો (કસાઇઓ) પાસેથી કપિલા ગાયને છોડાવી લાવે અને પછી તે અંત્યજોના સંસર્ગથી દુષ્ટ થઇ છે એમ માનીને તે ગાયને કયો બુદ્ધિમાન્ (!) જંગલમાં છોડીદે ? તે પ્રમાણે હે મહારાજ ! આપ રાક્ષસો પાસેથી તે જાનકીને સ્વીકારીને તે ગાયની માફક ત્યાગ કરવાને ઇચ્છો છો ! આપશ્રીને સતી—સીતાજીએ પહેલાં અગ્નિમુખમાં પોતાની શુદ્ધિ દર્શાવી છે ! હે શ્રી રામચન્દ્રજી ! તે શું આપ ભુલી ગયા ? અથવા આકાશ સુધી પહોંચી જતી જ્વાલાઓવડે પ્રદીપ્ત થયેલા અગ્નિમાં સીતાજી જ્યારે પ્રવેશ કરતાં હતાં તે સમયે આકાશમાં વિમાનમાં રહેલા આપણા પિતાશ્રી દશરથજીએ હે શ્રીરામ! આપના પ્રત્યે આવું શુભ વચન કહ્યું હતું કે—'હે પુત્ર રામ ! પતિ—પરાયણ એવી અને શુદ્ધ એવી આ જનક—પુત્રી સીતાને તું પરમ શુદ્ધ જાણ. આ સીતાના પવિત્ર ચરિત્રે આપણું સર્વ કુલ વિમલ કર્યું છે. હે પુત્ર ! જે આપણા પૂર્વજો શોકપૂર્વક સ્વર્ગે ગયા છે તે સર્વે પૂર્વજોની ગતિ આ સીતાના ચારિત્રવડે ઘણીજ ઉત્તમ થઇ છે, જે આપણા સદ્‌ભાગ્યથી જનકપુત્રી સીતા આપણી પુત્રવધૂ થઇ છે તે પુણ્યકર્મના ઉદયથી આપણો કાયમને માટે સ્વર્ગમાં વાસ થયો છે." એ સર્વે આપણા પિતાશ્રી—દશરથે કહ્યું હતું તે વચન આપ આ સમયે ભુલી ગયા જણાઓ છો કે શું ? વળી બ્રહ્માદિ દેવગણોએ જે કહ્યું હતું તેનું પણ આપશ્રી સ્મરણ કરો, આ સીતાજી પ્રફુલ્લ થયેલી સત્કલિકાની માફક અગ્નિમાં વિશુદ્ધ થયાં છે અને હે રઘુત્તમ ! તે વૈદેહી એક પુષ્પમાળાની જેમ આપની સાથે ગુમ્ફિત થયેલાં વાનરોએ જોયાં છે. તથાપિ હે શ્રી રામ ! આપનું સીતા પ્રત્યેનું મન આટલું કઠિન થએલું કેમ જણાય છે વારૂ ? ભરતવડે આ પ્રકારનાં વાકયોથી સંબોધાયલા તે શ્રીરામ તેને કહેવા લાગ્યા હે ભાઇ ! જનકનંદિની સીતા શુદ્ધ છે તે તેં સત્ય કહ્યું છે. તથાપિ લોકાપવાદ રાજાઓની કીર્તિનો નાશ કરનારો છે, જે પુરૂષોનું કીર્તિ રહિત જન્મ—જીવન છે તેઓ જીવતા છતાં પણ મરેલાજ ગણાય છે. પુરૂરવા, હરિશ્ચન્દ્ર, નહુષ, અને વૈન્ય વગેરે વરિષ્ટ મુખ્ય રાજાઓનાં પોતાના યશવડેજ આ પૃથ્વી ઉપર યશોગાન ગવાય છે. તેમજ માન્ધાતા, સગર અંબરીશ ભગીરથ અને નલરાજા તથા પુણ્ય કીર્તિવાળા અન્ય રાજાઓ, હે ભરત તેઓ સર્વે પોતાની સત્કીર્તિવડેજ ખ્યાતિને પામેલા છે. આ લોકમાં મનુષ્યોને તો કીર્તિસમાન બીજી કોઇ વસ્તુ પાપથી રક્ષણ કરવાવાળી, પુણ્યને આપવાવાળી તથા સ્વર્ગાદિલોકની પ્રાપ્તિ કરાવ-

નારી છેજ નહીં. જે પુરૂષની આ પૃથ્વી ઉપર મનુષ્યોવડે અપકીર્તિ ગવાય છે, તેનો જન્મ વૃથા છે તથા તેનું જીવન નિરર્થક છે એમ હું માનું છું. મનુષ્ય માત્રે શુદ્ધ કર્મ સિવાય એક મૂહુર્ત પણ જીવવું ન જોઇએ. તથા યુગાન્ત સુધી પણ મનુષ્યે આ લોકમાં કીર્તિવિના કદાપે જીવવું નહીં જોઇએ. જેમ કાક અને ઉલુક વગેરે પક્ષિઓ શું લાંબા કાળ સુધી જીવી શકતાં નથી ? જે મનુષ્યોનું જીવન કીર્તિરહિત હોય છે તેઓનું જીવન પણ હું કાક અને ઘુવડની માફકજ માનું છું. જે પુત્રોથી, બન્ધુઓથી અથવા સ્ત્રીઓથી પુરૂષોને અપયશ પ્રાપ્ત થતો હોય તે પુત્રો, બન્ધુઓ અને સ્ત્રીઓ પોતાનાં પ્રાણપ્રિય હોય તો પણ તેઓનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ. સંભળાય છે કે પહેલાના સમયમાં સત્યવાદી શિબિ રાજાએ કીર્તિને માટે પોતાના દેહનું માંસ શ્રી વિષ્ણુ માટે અર્પણ કર્યું હતું. તેમજ કર્ણે પણ ઇન્દ્રને પોતાનું કવચ પહેલાં આપ્યું હતું. અને જીમૂતવાહને પોતાનું સર્વસ્વ જીવત ગરૂડને અર્પણ કર્યું હતું તથા દધિચી ઋષિએ કીર્તિને માટે પોતાનાં અસ્થીઓ આપીને પણ પોતાની કીર્તિને સ્થિર કરી હતી ! માટે હે કૈકેયીનન્દન ! મારા જીવવામાં જો તમારી ઇચ્છા હોય તો સર્પ જેમ પોતાની જીર્ણ ત્વચા (કાંચલી) નો ત્યાગ કરે તેમ આ જનકનન્દિનીનો હું અવશ્ય ત્યાગ કરીશ. મારો આવો નિશ્ચય છે, માટે આપે મારા પ્રત્યે સીતા વિષેનું એક પણ વચન ફરીથી ન ઉચ્ચારવું જોઇએ. આ પ્રમાણે શ્રી રામ ભરત પ્રત્યે કહેતા હતા તે અરસામાં શ્રી રામનું આ વચન સાંભળીને ક્રોધે ભરાયેલો તથા બેઉ હાથોને હલાવતો અને હાથવડે હાથને પીસી રહેલા તથા નિઃશ્વાસ નાખતા સર્પની જેમ ચાલ્યો આવતો અને પોતાના બેઉ નેત્રોમાંથી ઉત્પન્ન થયેલા ગરમ અશ્રુઓને છોડતો લક્ષ્મણ શ્રી રામચન્દ્ર પ્રત્યે કહેવા લાગ્યો—આઃ શું લોકાપવાદથી હે રઘુકુલભૂષણ ! આપને સીતા તો ત્યાજ્ય થઇ ગઇ છે ? કોઇ પુરૂષ પોતાની સ્ત્રીના કલહથી કંટાળીને પોતાની માતાનો ત્યાગ કરવાની જેમ ઇચ્છા કરે તે પ્રમાણે આપ સર્વ લોકના જનની સીતાજીને ત્યાગ કરવાની ઇચ્છા કરો છો. જે દુષ્ટ પુરૂષો સીતાજીને દૂષણ આપી રહ્યા છે તે પાપીઓને હમણાંજ હણી નાખું છું. હે શ્રી રામ ! મ્લેચ્છોના પૂજ્ય એવા અર્ધમુણ્ડિત યવનો વડે શ્રુતિને દૂષણ અપાય છે, છતાં વેદપાઠી દ્વિજવરો તે શ્રુતિનો શું ત્યાગ કરી દે છે ? એજ આપ વિચાર કરી લ્યો. તે અરસામાં શત્રુઘ્ન કુપિત થઇને શ્રી રામચન્દ્ર પ્રત્યે કહેવા લાગ્યો—હે શ્રી રામ ! આપ જે 'હું પ્રાણોનો ત્યાગ કરીશ' એ પ્રમાણે વચન બોલી રહ્યા છો; પરંતુ આપશ્રીએ જેઓના પ્રાણોનો ત્યાગ કરાવ્યો છે તે સર્વે દેવત્વને પામી ગયા છે. જો આપ પણ પ્રાણોને ત્યાગી દેશો, તો આપ પણ દેવજ બની જશો. તેજ પ્રમાણે જે પાપાચારી પુરૂષો આપના આ પ્રકારના આચારનો આશ્રય કરીને વર્તન કરશે તે સર્વે સંસારના સર્વ દુઃખોથી અને રોગોથી મુક્ત થઇ જશે, તો પછી જનકાત્મજા સીતાની તો વાતજ શી કરવી. અથવા સીતાનાજ નિમિત્તથી મૃત થયેલા આપને પતિમાં લાલસાવાળી પતિપરાયણા સીતા આપને

જીવિત કરે, તો પછી મૃગશાવાક્ષી મૃત (સમાન) થયેલી સીતાને આપ શામાટે જીવિત નથી કરી શકતા. શત્રુઘ્નનું આ પ્રકારનું વચન સાંભળીને શ્રી રામચન્દ્ર શત્રુઘ્નને શનૈઃ શનૈઃ પ્રત્યુત્તર આપવા લાગ્યા–હે પુરૂષોમાં શ્રેષ્ઠ શત્રુઘ્ન ! અપવાદભયથી ભીત થયેલો હું પોતાના આત્માને અને તમો સર્વે ભાઇઓને પણ ત્યાગી શકું છું, તો પછી તે જનકનન્દિની સીતાને ત્યાગી દઉં એમાં કઇ મોટી વાત હતી !

હે રાજેન્દ્ર જનમેજય ! આ પ્રમાણે સીતાને ત્યાગ કરવાનો નિશ્ચય કરીને શ્રી રામ બોલવા લાગ્યા. ત્યારપછી ભરત અને શત્રુઘ્ન તે સ્થળેથી ઉઠીને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા; પરંતુ દુઃખરૂપી અરણ્યમાં રહેલા રામને ત્યાગીને એક લક્ષ્મણજ તે સ્થળેથી જઇ ન શકયો. કેવળ લક્ષ્મણનેજ તે સ્થળે એકલો જોઇને શ્રી રામ તેને કહેવા લાગ્યા–હે સૌમિત્રે ! કાંતો આ મારા ખડ્ગવડે મારા શિરને કાપી નાખ, બિલકુલ વિચાર ન કર. અથવા સીતાનો ભાગીરથી તટ ઉપર ત્યાગ કરવા માટે શીઘ્ર રવાના થઇ જા. સીતાના પરિત્યાગનો દોષ મને હો, તને નહીં ! ભાઇ લક્ષ્મણ ! તારા બેઉ ચરણોની હું પ્રાર્થના કરૂં છું કે સીતાને ગંગાના તટ ઉપર છોડી આવ. શ્રી રામચન્દ્રથી આ પ્રમાણે કહેવાયેલો લક્ષ્મણ લજ્જા વડે નમી ગયો અને શ્વાસ લેવા લાગ્યો તથા મનમાં સંશયાક્રાન્ત થઇને ચિત્તમાં વિચારવા લાગ્યો–" ધર્મશાસ્ત્રોમાં ગુરૂ–વડીલોની આજ્ઞા ગૌરવ ભરી સંભળાય છે." પહેલાં શ્રી પરશુરામે પોતાના પિતાના વચનને ગૌરવયુક્ત ગણીને તેમની આજ્ઞા પ્રમાણે પોતાના પરશુવડે પોતાનીજ જનનીનું શિર કાપી નાખ્યું હતું. આ પ્રમાણે પોતાના મનવડે નિશ્ચય કરીને, હે જનમેજય ! તે લક્ષ્મણ વીર શ્રી રામનું વચન સત્ય કરવા માટે પોતાના સારથિને કહેવા લાગ્યો–તું અશ્વોને જોડીને તૈયાર કર. લક્ષ્મણની આજ્ઞા સાંભળીને તે સારથિએ અશ્વો સહિત રથ લાવીને ઉપસ્થિત કર્યો. લક્ષ્મણજી તે ઉત્તમ રથમાં બેસીને સીતાના ભવનને ઉદ્દેશીને જ્યાં આગળ ચાલવા જાય છે ત્યાં તે અશ્વો પૃથ્વી ઉપર ગબડી પડયા. ત્યારપછી તે સારથિએ ચાબુકવડે પ્રહાર કરેલા તે અશ્વો શનૈઃ શનૈઃ ચાલવા લાગ્યા અને સીતાના મંદિર પાસે પહોંચીને લક્ષ્મણ રથ ઉપરથી નીચે ઉતરી પડયો અને સીતાના ભવનમાં પ્રવેશ કરીને અવળે મુખે થઇને તેણીને પ્રણામ કરવા લાગ્યો. સીતાજી લક્ષ્મણને આવા પ્રકારનો જોઇને તેને કહેવા લાગ્યાં– હે લક્ષ્મણ ! કમળ સમાન નેત્રોવાળા મારા સ્વામી રામચન્દ્ર મારા મનોરથોને અવશ્ય પૂર્ણ કરનારા છે. હસતાં હસતાં મેં તેઓની પાસેથી જે યાચના કરી હતી તે રઘુકુલભૂષણ શ્રી રામે પરિપૂર્ણ કરી છે. હે પૂજ્ય લક્ષ્મણ ! મારી કરેલી પ્રાર્થના સ્વીકારીને તે, મને આપવા છતાં પણ જો આપ દૃષ્ટિ ગોચર ન થયા હોત તો તે નિષ્ફળજ હતી. આ સમયે શ્રી રામના તે વાકયને સત્ય કરવા માટે જ આપ આ સ્થળે પધાર્યા છો, હું મારા કલ્યાણની અભિવૃદ્ધિ થવા માટે મુનિઓને અને મુનિ પત્નીઓને અર્પણ કરવા માટે વિચિત્ર વસ્ત્રો તથા અગુરૂ ચંદન વગેરે તે મુનિઓના સત્કારની સામગ્રીઓ સાથે લઇ લઉં છું. આવા પ્રકા-

કારનું સીતાજીનું વચન સાંભળીને લક્ષ્મણ પોતાના હૃદયમાં ઘણીજ વ્યથા પામ્યો અને અશ્રુધારાને વરસાવતો તે લક્ષ્મણ ધીરેથી 'હા એમ કરો' એ પ્રમાણે સીતાજીને કહેવા લાગ્યો. પોતાના જ્યેષ્ઠ ભ્રાતા શ્રી રામચન્દ્રના વચન પાશથી બદ્ધ થયેલા અને પરવશ થયેલા લક્ષ્મણને તે સમયે તેમ કહ્યા વિના છુટકોજ ન હતો!

લક્ષ્મણજીની અનુમતિ લઇને સીતાજી વિવિધ પ્રકારનાં વસ્ત્રો રથ ઉપર મુકવા લાગ્યાં તથા વિચિત્ર મૃગચર્મો, અનેક પ્રકારની ખાદ્ય વસ્તુઓ અને મણિઓથી વિભૂષિત-સુવર્ણમય એવી શ્રી રામચન્દ્રની બેઉ પાદુકાઓને રથમાં વ્યવસ્થા પૂર્વક ગોઠવીને સીતાજી પોતાની શ્વશ્રૂ કૌસલ્યાજીની આજ્ઞા લેવા માટે ચાલ્યાં શ્રી રામની જનની કૌસલ્યા પાસે જઇને તથા પ્રણામ કરીને સીતાજી નીચે પ્રમાણે કહેવા લાગ્યાં.-હે માતા! મને ભાગીરથ તટ ઉપર આનંદ કરવાનો મનોરથ થયો છે અને તે મનોરથને પરિપૂર્ણ કરવા માટે મારા દીયરજી લક્ષ્મણ મારી પાસે આવી પહોંચ્યા છે. હે માતા! આપની જો અનુજ્ઞા હોય તો હું તે વન પ્રત્યે જાઉં? સીતાજીનું આ વચન સાંભળીને કૌસલ્યાજી તેને કહેવા લાગ્યાં-હે સીતા! વૃક્ષો અને કંટકોથી યુકત તથા વરાહ, વ્યાઘ્ર અને સિંહો વગેરે ઉગ્ર સત્વોથી વ્યાપ્ત અને એટલાજ માટે ભયંકર એવા વનમાં તું શા માટે જઇ રહી છો? વળી હે અનિન્દિતે! શીત, ઉષ્ણ, વાત અને વર્ષા વગેરેના દુઃખો તે વનમાં તને પ્રાપ્ત થશે. હે શુચિસ્મિતે! વનવાસ ભોગવ્યા પછી લાંબા સમયે પ્રાપ્ત થયેલા રાજ્ય-સુખનો પરિત્યાગ કરીને, કઠોર હૃદયોવાળા પ્રાણીઓથી સેવન કરવા યોગ્ય તે વનમાં તું આ સમયે જવાની ઇચ્છા કરી રહી છો. હે સીતા! તારે આ સમયે શ્રી-રામનો ત્યાગ કરીને વનમાં જવું યોગ્ય નથી. તારૂં મુખ પ્રભાત સમયે તે શ્રી રામવિના મલિન થઇ જશે તથા તારા બેઉ ઓષ્ઠો પરિશ્રમથી સુકાઇ જશે. કૌસલ્યા માતાનું આ વચન સાંભળીને સીતાજી તેમને કહેવા લાગ્યાં-મારા સ્વામી વનવાસી હોઇને સર્વદા કંટકમર્દન છે તથા જે શ્રી રામ નિર્મલ હોઇને રણમાં કરોડો વાનરોને જીવાડનારા છે, તેવા મારા સ્વામીનું સ્મરણ કરતી મને, વન કદાપિ દુઃખદ હોઇ શકેજ નહી, તથા રામનામનો નિરંતર જપ કરનારા એવા મારા ઓષ્ઠો કેવી રીતે શુષ્ક થનાર છે? મેં આપની મન, વાણી અને કર્મથી સેવા કરેલી છે, તો પછી મને વનમાં પીડા થવાનીજ નથી. હું આપની પ્રાર્થના કરૂં છું. એ પ્રમાણે કૌસલ્યાજીની પ્રદક્ષિણા સીતાજીએ કરી અને માતાએ તેને અભિનન્દન આપ્યું, ત્યાર પછી કૈકેયી અને સુમિત્રાને પ્રણામ કરીને તથા વનમાં જવાની રજા મેળવીને તે સીતા જ્યાં શૂરવીર એવો લક્ષ્મણે રથ પકડીને ઉભો હતો ત્યાં આવી પહોંચ્યા. સીતાજી હર્ષ પૂર્ણ મનવાળી થઇને રથમાં ચડયાં. ત્યાર પછી લક્ષ્મણ ગદ્‌ગદિત કંઠે સારથિને કહેવા લાગ્યો-હે સૂત! જે પ્રમાણે આ અશ્વો રથને શીઘ્ર લઇ જાય તે પ્રમાણે ચાબુકોના પ્રહાર વડે તેઓને આગળ ચલાવ. લક્ષ્મણનું તે વચન સાંભળીને સારથિ તેને કહેવા લાગ્યો-હે પુરૂષોમાં શ્રેષ્ઠ

લક્ષ્મણ ! હું જે પ્રમાણે આ અશ્વોના મનને જાણું છું, તે એ છે કે આ અશ્વો ચલ અને અચલ પદાર્થોની સાથે જોડાયેલા હોવાથી કંઇક બોલવાની ઇચ્છાવાળા હોય એમ કહેવાની ઇચ્છા રાખે છે કે જો અમે શીઘ્ર ગતિ કરીએ તો આ પૃથ્વી સીતાના દુઃખ વડે અગાઉ વિશેષ દુઃખને પામેલી છતી પણ પુનઃ દુઃખાશે ! અમારી (અશ્વોની) ગતિ સંગ્રામમાંજ પ્રશંસનીય હોય છે. આવા કુત્સિત માર્ગમાં કદાપિ અમારી ગતિ હોઈ શકતીજ નથી. હે ભરતાનુજ ! એ પ્રમાણે આ અશ્વો પોતાના હૃદયમાં માને છે. તથાપિ હું તેને આજ આગળ ચલાવું છું. આપ મારા હસ્તોનું ચાતુર્ય જોઇ લ્યો. એ પ્રમાણે તે સારથિ લક્ષ્મણને કહીને પોતાના બેઉ હાથના તલ વડે અશ્વોની કન્ધરા ઉપર પ્રહાર કરવા લાગ્યો. તથા લગામોને પકડીને ચાબુકને ઉંચો કરતો કરતો તે સમયે તીવ્ર વેગવાળા અશ્વોને આગળ હાંકવા લાગ્યો—૨૭



## પ્રકરણ ૧૮ મું.

### કુશલવોપાખ્યાન—વાલ્મીકિ સમાગમ.

---

શ્રી રામચન્દ્રની અનુમતિ પ્રમાણે ભાગીરથી તટ ઉપરના વનમાં જતી અને પદ્મના સરખા મુખવાળી તે સીતાજીને જોઇને અયોધ્યા પુરી તેણીના વિયોગરૂપી દુઃખથી અતીવ દુઃખીત થઈ ! વાયુથી ચલાયમાન થતા ધ્વજાઓના પલ્લવો વડે આ સીતાને તે અયોધ્યાપુરી વારતી હોય તેવી દેખાવા લાગી ! ત્યાર પછી લક્ષ્મણ સાથેના તે રથ સાથે જતી એવી જનકનન્દિની રસ્તામાં ભયંકર એવા ઘણાંએ દુર્નિમિત્તો ( અપશુકન ) ને જોવા લાગી ! શીયાળી તે સીતાની સંમુખે આવીને ભયંકર પ્રકારે રડવા લાગી, તથા હરિણો તેણીના માર્ગનું ઉલ્લંઘન કરીને ચારે તરફ દોડવા લાગ્યા તથા હે પુરૂષશ્રેષ્ઠ જનમેજય ! તે સીતાનું દક્ષિણ નેત્ર ફરકવા લાગ્યું ! આ પ્રકારનાં વિપરીત દુશ્ચિન્હોને જોઇને તે જાનકી અત્યંત વિસ્મય પામી ! તથા વીર લક્ષ્મણને પુછવા લાગી કે હે લક્ષ્મણ આપણા આ પ્રયાણ સમયે થતાં દુશ્ચિન્હોને તું જો ! શિયાળો, ગોમાયુઓ ( શેઝે ) તથા મૃગો આપણા માર્ગને રોકીને ઉભાં છે, તથા ભયનું સૂચન કરનારા હોઇને રૂદન કરી રહ્યાં છે ! પરંતુ કૌસલ્યાને હર્ષ કરનારા શ્રી રામનું મંગલ થાઓ, તે શ્રી રામને બાહુઓમાં ક્ષાત્ર-બળ હો અને તેમનું આયુષ્ય વધો ! જે શ્રી રામચન્દ્રે આ પૃથ્વી ઉપર ભયંકર રાક્ષસોના વૃન્દોને પોતાના તીક્ષ્ણ-શરોથી પાડયાં છે. તે શ્રી રામનું સર્વદા શુભ થાઓ ! જે શ્રી રામે ત્રણ શિરવાળા ખર દૂષણને રણ ભૂમિમાં ( ઘોર અરણ્યમાં ) યમ સદન પ્રત્યે પહોંડયો છે તે શ્રી રામ નિર્વિઘ્ને અવશ્ય રાજ્ય કરો ! જે શ્રીરામે અગાધ એવા સાગરને વાનરો વડે પૂલ બાંધીને પૂર્ણ કર્યો તથા જે રામે વિભિષણનું ભય થકી રક્ષણ કર્યું, તે અયોધ્યા પતિ શ્રી રામચન્દ્ર સુખી થાઓ ! જે શ્રી રામચન્દ્રે મહાબળવાન્ એવા લંકા પતિ રાવણ અને કુમ્ભકર્ણને-કે જેઓ આ પૃથ્વીમાં પોતાની દુષ્ટતાથી સારી રીતે પ્રસિદ્ધ હતા તથા સાક્ષાત્ પાપની મૂર્તિનેજ ધારણ કરનારા હતા, તે બેઉને જેણે

પોતાના તીક્ષ્ણ શરોથી ભેદી નાખ્યા તથા મંદોદરીના નેત્રજલોથી જેણે લંકાને અભ્યુક્ષણ કર્યું અને જે શ્રીરામે મારાજ માટે સંભાળ લેવાને હરિસુનુ-શ્રીહનુમાનજીને અગાઉથી મોકલી દીધો તે શ્રીરામ અખિલ વિશ્વને સુખ આપનારા થાઓ ! એ પ્રમાણે બોલી રહેલી જનકનન્દિની આ સીતાજી ત્રિમાર્ગે વહેતી જનોના પાપોને હરનારી તથા કલ્લોલના સમૂહને આકાશમાં ફેલાવતી તથા અત્યંત શુભ્ર એવા પવિત્ર જલને ધારણ કરનારી ગંગાજી સમીપ આવી પહોંચ્યા જાંબુ આમ્ર ચમ્પક કુલિન્દ પટાશ્મસાર ખર્જૂર સોપારી કદલી અને પનસોના વૃક્ષોથી જેનું તીર સુન્દર શોભાને આપી રહ્યું હતું તથા દ્રાક્ષાફલના લુમખાઓથી સુશોભિત થયેલા મંડપોની પંકિતઓ જેના તટ ઉપર શોભા આપતી હતી, તથા સુવર્ણ કેતકીના વન સમૂહો જે ગંગાના તટ ઉપર દીપી નીકળ્યા હતા, તે દેવ લોકની નદી-પતિત પાવની ગંગાજીને જોઇને સીતાજી ઘણાંજ પ્રસન્ન થયાં તથા કહેવા લાગ્યાં કે શ્રી રામચન્દ્રની કીર્તિ માફક પોતાના જલના પ્રવાહોથી અતિ શુભ્ર તથા સર્વ જગતના પાપોનો નિશ્ચય પૂર્વક નાશ કરતાં આ ગંગાજીનું દર્શન કરીને આજ મારો જન્મ સફળ થયો એમ હું માનું છું !

ગંગાજીના તટ ઉપર પહોંચ્યા પછી લક્ષ્મણ તે રથ ઉપરથી સીતાજી સાથે નીચે જમીન ઉપર ઉતરીને નાવિકથી યુકત એવી નૌકામાં તે સીતાજી સાથે ચડી બેઠા ! અને ગગાના ભયંકર એવા સામેના પાર ઉપર પહોંચીને તે નાવડામાંથી સીતા અને લક્ષ્મણ બેઉ નીચે ઉતર્યા, તે સ્થળે જાહ્નવીના જલમાં તે બેઉએ સ્નાન કર્યા પછી વસ્ત્રો પહેરીને તે બેઉ ગહ્વર વનમાં ગયા ! જે વનમાં ધવ વૃક્ષો ખદીરના વૃક્ષો આમલક વૃક્ષો તથા બોરડીઓ હતી. બકુલવૃક્ષો તથા કોટરો (પોલ) થી યુક્ત શુષ્ક એવા પીપળાઓ હતા, કુશોના કંટકો તથા તીક્ષ્ણ ગોખરૂઓ હતા નિમ્બ તથા અન્ય વૃક્ષો પણ પુષ્કળ હતાં તથા જે વનમાં કૂર પક્ષિગણો વાસ કરતા હતા તથા જીર્ણ થઈ ગયેલા વૃક્ષો ઉપર કેં કેં કરતા કાગડાઓ બેઠેલા હતા, અને તે શુષ્કવૃક્ષોના કોટર મધ્યમાં રહેલા સર્પો ફૂતકાર કરી રહ્યા હતા ચિત્તાઓ અને જંગલી પાડાઓ તથા સ્થૂલ દંષ્ટ્રા (દાતરડી) વાળા સૂકરા-ગેંડાઓ પણ હતા ! તદ્દન કાળા રંગના અને ઉંચી પુછડીવાળા વિચ્છુઓ પણ પુષ્કલ હતા, તે વનમાં રહેલા વ્યાઘ્રો, નિશ્ચલ થયેલા યોગીઓ જેમ મૃગોના સમૂહને ધરી રાખે તેમ નિશ્ચલ થઇને મૃગોને પકડવા માટે તૈયાર થઈ ગયા હોય તેવા જણાતા હતા ! તથા બિડાલો મૂષકોના દરનો આશ્રય કરીને તેઓને પકડી લેવાની ઇચ્છાથી તે મૂષકોનાં દરને ખોદી રહેલા દૃષ્ટિગોચર થઇ શકતા હતા, આ પ્રકારના ઘોર વનને જોઇને જેમ શ્રીરામની કીર્તિરૂપી સ્ત્રી કંટક યુક્ત બની જાય તેમ શ્રીરામની તે અર્ધાંગના સીતા રોમાંચિત થયેલી દેખાવા લાગી તથા ભયભીત થયેલી અને અપશુકનોને જોતી છતી લક્ષ્મણને પુછવા લાગી. હે સૌમિત્રે ! આ સ્થળે હું મુનિઓના આશ્રમોને તથા પવિત્ર વેષવાળી સાધ્વી-મુનિ પત્નીઓ કે તપસ્વિનીઓને જોઇ શકતી નથી ! વળી હે લક્ષ્મણ ! આ સ્થળે, મૌંજી અને કૃષ્ણ મૃગચર્મને ધારણ કરનારા તથા બાર વર્ષ પર્યન્ત

જટાને ધારણ કરી રાખનારા મુનિપુત્રોને તથા વલ્કલ વસ્ત્રોને ધારણ કરનારા ઋષિઓને હું જોઇ શકતી નથી ! તથા હે ભરતાનુજ ! આ સ્થળે અગ્નિહોત્રથી ઉત્થિત થયેલો ધૂમ પણ દૃષ્ટિગોચર થતો નથી ! આ સ્થળે કાષ્ઠો અને તૃણને બાળી નાખતો દાવાગ્નિજ કેવલ દૃષ્ટિગોચર થાય છે ! આ સ્થળે વેદોનો ધ્વનિ સંભળાતોજ નથી કેવળ વિવિધ પ્રકારનાં પક્ષીઓનું રૂદનજ શ્રુતિગોચર થઈ શકે છે ! અથવા શ્રીરામચન્દ્રના ચરણોનો ત્યાગ કરનારી હું કેવી રીતે વેદ-ધ્વનિ સાંભળી શકું વારૂ ? મેં મારી બુદ્ધિપુર્વક આશ્રી-રઘુનાથનો ત્યાગ કરેલો છે તેથીજ તે મુનિપત્નીઓ, મુનિપુત્રો અને મુનીશ્વરોનાં દર્શન હું કરી શકતી નથી ! કારણ કે પવિત્ર-આશ્રમમાં વસતા મુનિઓ પવિત્ર વ્યક્તિઓ વડેજ જોઇ શકાય છે ! શ્રીરામભદ્રથી પરાઙ્‌મુખ થયેલી તથા તેથીજ કુરૂપ થયેલી ! ( અપવિત્ર ) એવી મારા વડે વનવાસી ઋષિઓનાં તે અગ્નિહોત્રો કેમ કરીને જોઇ શકાય વારૂ? આ પ્રમાણે વિલાપ કરતી તે સીતાજીનાં વચનો સાંભળીને લક્ષ્મણ અશ્રુઓ છોડવા લાગ્યો તથા નીચે જોતો જોતો અને ઘણોજ વિહ્વલ થયેલો આ લક્ષ્મણ સીતાજી પ્રત્યે કહેવા લાગ્યો હે સીતાજી ! તે ઋષિઓનો આશ્રમ આંહી થકી થોડોજ દૂર છે માટે આપ શનૈઃ શનૈઃ તે આશ્રમ પ્રત્યે સીધાવો ! શ્રીરામચન્દ્રજીએ લોકાપવાદથી આપનો ખરેખર ત્યાગજ કર્યો છે ! અને આપનો પણ ભાગીરથી નદીના દર્શન માટે મનોરથ થયો હતો તે હેતુથી આ ગહન વનમાં આપશ્રીનો ત્યાગ કરવા માટે તે શ્રીરામચન્દ્રજીએ મને સાથે મોકલ્યો છે ! હે માતર્! હું તે મારા જ્યેષ્ઠ ભ્રાતા શ્રીરામનો આજ્ઞા પાલક હોઇ પરાધીન થયેલો છતો શું કરી શકું ! ! આ પ્રમાણે તે લક્ષ્મણનું વચન સાંભળીને તે જેમ આકાશમાંથી રોહિણી ધરણી તલ ઉપર પડી જાય તેમ મૂર્ચ્છિત થયેલાં તે જનક-પુત્રી પૃથ્વી ઉપર પડી ગયાં ! ! જેનું મૂલ કપાઇ ગયું છે. એવી વલ્લી અથવા શૂલથી ખૂબ પીડાતી પહેલા પ્રસવવાળી ગાય અથવા સર્પ દષ્ટ થયેલી કુમારી જેમ પૃથ્વીપપર ઢળી પડે તેમ તે સીતાજી તે સમયે મૂર્ચ્છા ખાઇને પૃથ્વી ઉપર પડી ગયાં ! ! આ પ્રમાણે મુર્ચ્છા પામેલાં તે સીતાજીને જોઇને લક્ષ્મણ ઘણોજ ત્રાસ પામ્યો અને વસ્ત્રના છેડાથી તેણીને પવન નાખવા લાગ્યો તથા એક હાથથી તે સતાના મુખ પંકજ ઉપર છાયા કરતો કરતો કહેવા લાગ્યો—જો મેં શ્રીરામચંદ્રની નિરંતર સાક્ષાત્ સેવા કરી હોય તો આ જનકનન્દિની પહેલાં હતી તેવીજ શીઘ્ર ઉભી થાઓ ! ! એ પ્રમાણે બોલી રહેલા તે લક્ષ્મણની સમીપ તે સીતા ચેતનાને પ્રાપ્ત કરવા લાગી ! અને નેત્રોને ઉઘાડતાં પોતાની સમક્ષ તેણીએ લક્ષ્મણને જોઇને શનૈઃ શનૈઃ કહેવા લાગી-હે લક્ષ્મણ ! તું મારો જન્મસ્થાનમાં ત્યાગ કરીને પહેલાં ચાલ્યો ગયો હતો તેમ આ ગહન વનમાં મને એકલી ત્યાગીને કેમ ચાલ્યો જાય છે ? ! મારા સર્વે દીયરોમાં તું દીયર મારે ઘણોજ પૂજ્ય છો ! તેં પહેલાં દણ્ડકારણ્યમાં અને શ્રીરામના અંકમાં બેઠેલી એવી મારૂ રક્ષણ કર્યું છે ! તથા પવિત્ર એવાં ફલ મૂલ અને જલોથી મારી પરિચર્યા પણ તેંજ કરી છે ! તથા પવિત્ર અને વિચિત્ર એવી પર્ણશાલાઓ પણ મારે માટે તેંજ બનાવી હતી ! હે લક્ષ્મણ ! આ સમયે

તેવી તેવી પણ શાલાઓ તારા સિવાય મને કોણ બનાવી આપશે! મારા અગ્રભાગમાં શ્રી રામચંદ્ર વનમાં મારૂં રક્ષણ કરે છે અને પાછળ આપ મારૂં રક્ષણ કરો છો; પરંતુ ખેદની વાત છે કે આ સમયે મેં મહાદુઃખ પ્રાપ્ત કર્યું છે કે જે હેતુથી મારા કાંઇ પણ અપરાધ સિવાય રાજીવ લોચન શ્રી રામચંદ્રરાજાએ મારો ત્યાગ કર્યો! પરંતુ હું મન-વચન અને કર્મવડે મારા તે પતિનો અપરાધ કરતી નથી. તે શ્રી રામચન્દ્રના મનોરમ એવા બેઉ ચરણોનું હું મારા ચિત્તમાં ચિન્તનજ કર્યા કરૂં છું. હે લક્ષ્મણ! નિર્મલ ચન્દ્રના બિમ્બની સમાન, પદ્મની માફક વિશાલ (પ્રફુલ્લ) નેત્રોવાળું તથા મુક્તા અને મણિકયોથી જડેલા મુકુટથી સુશોભિત એવા તે શ્રી રામચન્દ્રના મુખાર વિન્દને આ ગહન વનમાં પડેલી હું કેવી રીતે જોઇ શકીશ વારૂ? હે મહામતિ લક્ષ્મણ! પહેલાં બાલ્યાવસ્થામાં ન્હાનકડી શિખાને ધારણ કરનારા, વિશ્વામિત્ર સહિત શ્રી રામચન્દ્ર પૂર્ણ પુરૂષોત્તમ આપની સાથે મિથિલા નગરીમાં આવી પહોંચ્યા હતા અને મને પરણવા માટે શ્રી શિવજીનાં ધનુષ્યના બે ટુકડા કરી નાખ્યા હતા તથા લંકામાં રહેલી મારા રક્ષણ માટે જે રઘુકુલનાયક શ્રી રામચન્દ્રે વાનરોની સાથે મૈત્રી કરી હતી તથા જે શ્રીરામ મારો વિયોગ થવાથી ભ્રમિત થઇને જંગલના વૃક્ષોને આલિંગન આપ્યા કરતા હતા. તે શ્રી રામચન્દ્રે આજ આ સીતાનો (મારો) ત્યાગ કર્યો છે, તેમાં હું દૈવનેજ કારણ માનું છું. તે શ્રી રામચન્દ્રનો અથવા મારો આ વિષે કાંઇ દોષજ નથી એ પ્રમાણે હું ચિન્તન કર્યા કરૂં છું. અથવા તો મારાં પૂર્વજન્મનાં કર્મોનો વિપાક પણ આ મારા ભયંકર વનમાં ત્યાગ વિષે કારણ હોઇ શકે છે. હે લક્ષ્મણ! આપ તથા રઘુકુલ ભૂષણ શ્રી રામચન્દ્ર આ વિષે નિર્દોષજ છો. હવે આપ (શ્રી રામની આજ્ઞાને) પરાધીન હોવાથી શીઘ્ર અયોધ્યા પુરી પ્રત્યે ચાલ્યા જાઓ. જે દૈવ ગર્ભવાસમાં રક્ષણ કરનારો છે, તથા જે દૈવે લંકામાં વસતી એવી મારૂં રક્ષણ કર્યું છે, તેજ દૈવ આજ આ ભયંકર વનમાં મારૂં રક્ષણ કરશે આપને આ વિષે કાંઇ પણ દુઃખ લગાડવાનું નથી, હે મહાબાહુ લક્ષ્મણજી! આપ મારા સાસુ એવાં કૌસલ્યા માતાને આટલું વિજ્ઞાપન કરજો કે 'વનમાં રહેલી સીતા (વનચરા ભીલડીની માફક) આપના ચરણોનું ચિન્તન કર્યા કરે છે અને હું સસત્ત્વા (સગર્ભા) હોવા છતાં પણ આપના પુત્ર શ્રી રામચન્દ્રે જાણી જોઇને મારો ત્યાગ કર્યો છે.' એવી રીતે ગહન વનમાં વિલાપ કરતી શુભાચાર વાળી તે જનક પુત્રી ફરીથી પણ લક્ષ્મણને કહેવા લાગી–કે મારા ત્યાગરૂપ આ વ્યાપારમાં શ્રી રામચન્દ્ર કૃપાળુ એવા આપને કેવી રીતે યોજી શકયા? તે શ્રી રામન્દ્રે આવા કાર્યમાં તો પોતાના ભાઇનો ઘાત કરનારા સુગ્રીવને મોકલવો જોઇતો હતો, અથવા રાવણનો દ્રોહ કરનારા તેના ભાઇ વિભીષણને મોકલવો હતો. કારણ કે જે વિષયમાં જે દક્ષ હોય તેની તે વિષયમાં યોજના કરવી એજ યોગ્ય ગણાય. હે લક્ષ્મણ! શ્રીયુત રામચન્દ્રે મારો ત્યાગ કરવામાં તારી યોજના કરી તે વૃથાજ મને ભાસે છે. હે લક્ષ્મણ, તારૂં કલ્યાણ થાઓ શ્રી રામચન્દ્રે પાળેલી પોતાની અયોધ્યાપુરી પ્રત્યે

તું જા. માર્ગમાં તારૂં કુશલ થાઓ, તને જો આ સ્થળે વિલંબ થશે તો તારા જ્યેષ્ઠ બન્ધુ તારા ઉપર કોપ કરશે. આ પ્રમાણે સીતાજીનું વચન સાંભળીને લક્ષ્મણ મનમાં ઘણુંજ દુઃખ પામ્યો, તથા તે સમયે સીતાજીની પ્રદક્ષિણા કરીને અવળે મુખે રહેલો છતો પ્રણામ કરવા લાગ્યો, તથા જતો જતો કહેવા લાગ્યો કે હે માતા! આ ઘોર અરણ્યમાં વનદેવતાઓ આપની રક્ષા કરો, તે શ્રી રામની આજ્ઞાને આધીન થયેલો આ હું ચાલ્યો જાઉં છું ! આ પ્રમાણે સીતાજી પ્રત્યે કહીને તે લક્ષ્મણ-વીર, જનકનન્દિની તે સીતાને જોતો જોતો તે સ્થળેથી ચાલતો થઈ ગયો. તે લક્ષ્મણ ચાલવા લાગ્યા છતાં તેના બેઉ ચરણો તે સ્થળેથી ચાલવાનું સામર્થ્ય ધરાવતા ન હતા તોપણ મહા મુશ્કેલીથી ચાલવા લાગ્યો. ચાલ્યા જતા લક્ષ્મણની મૂર્તિને જોતાં જોતાં તે જનકપુત્રી સ્થિર (સ્તબ્ધ) થઇ ગયાં ! જ્યારે તેણી લક્ષ્મણને જોઇ ન શક્યાં ત્યારે તે જાનકી એક મુહૂર્ત પર્યન્ત મૂર્છા પામીને પૃથ્વી ઉપર પડયાં રહ્યાં. ત્યાર પછી વીરલક્ષ્મણ ભાગીરથીના તટ સુધી આવીને તથા ગંગાજીને તરીને અયોધ્યાને માર્ગે ચાલતો થયો. તે ઘોર અરણ્યમાં એકલી પડેલી બાલા-સીતા જેમ એકલી પડેલી મૃગી વિલાપ કરે તેમ વિલાપ કરવા લાગી અને કહેવા લાગી-અહો ! મેં કેવું પાપ એકઠું કર્યું હશે કે જે પાપથી હું આવા ગહન વનમાં ત્યાગ કરવામાં આવી ! જનક રાજાના પવિત્ર કુલમાં હું પહેલાં ઉત્પન્ન થઇ અને ત્યાર પછી રઘુકુલભૂષણ આ શ્રી રામચન્દ્રની સાથે પરણાવવામાં આવી તે સીતાની શું આજે આ દશા ! એ પ્રમાણે બોલતી બોલતી તેણી દિશા તથા વિદિશા (ખૂણાઓ) જોવા લાગી. અરે ! આ લક્ષ્મણ હમણાં મારી પાસે આવી પહોંચીને (તે દીયર હોવાથી) અને હસશે કે શું ? એ પ્રમાણે બોલીને પુનઃ ભય વિહ્વલ થતી આ જાનકી મૂર્છાને પામી. તે સીતાના દુઃખથી દુઃખિત થયેલી હંસા પણ ક્રૂર અવાજ નીકળે તેમ મૃણાલોનો ત્યાગ કરીને પોતાનો શોક પ્રસિદ્ધ કરવા લાગી. હે જનમેજય ! તે સમયની આ ઘટના બહુજ આશ્ચર્યજનક થઈ પડી. મૃગનાં બચ્ચાંઓ હરિણીઓ તથા વિશેષે કરીને કૃષ્ણમૃગો તૃણાંકુરનો ત્યાગ કરીને તેવી દશાને પામેલી સીતાને જોવા લાગ્યા. મયૂરો પણ નૃત્ય-કળાનો ત્યાગ કરીને તે સમયે સીતાજી પાસે દોડી આવ્યા. અને શકુન્ત નામના પક્ષિઓ પોતાના ભક્ષનો ત્યાગ કરીને પોતાની પાંખો વડે સીતાજીને છાયા કરવા લાગ્યા. તથા જળમાં રહેલા પક્ષિઓ જનકાત્મજા સીતાજીને પોતાની ચંચુમાંના જલવડે અભિષેક કરવા લાગ્યા. અને ચમરાઓ પોતાના પુચ્છના ચમરો વડે જાનકીજીને પવન નાખવા લાગી. ત્યાર પછી ભાગીરથી-તીરમાં સ્નાન કરેલો વાયુ પુષ્પોને મૂર્છા પામેલી સીતાજી તરફ ખેંચી લાવતો છતો સૌગંધ્ય યુક્ત થઇને સીતાજીની પૂજા કરવા લાગ્યો. તે સમયે વિશાલાક્ષી સીતા 'શ્રીરામ-શ્રીરામ' એ પ્રમાણે બોલતી બોલતી બેઠી થઈ ! તથા શ્રી રામના વિયોગ વડે ભ્રમિત બનીને, પોતાના કેશો છુટા થઇ ગયેલા હોવાથી રજકણોથી યુક્ત બનેલી છતી ભૂમિ ઉપર અનેક પ્રકારની

ચેષ્ટાઓ કરતી કરતી તેણી કહેવા લાગી-કે જો હું આ મારા પ્રાણોનો ત્યાગ કરી દઉં તો મને ભ્રૂણ-(ગર્ભ) હત્યા લાગી જાય. હવે હું શું કરૂં અને કયાં જાઉં! આ સ્થળે મારૂં કોણ રક્ષણ કરી શકશે. એમ બોલતી બોલતી આમ તેમ દોડવા લાગી અને પગલે પગલે પડવા લાગી. તથા તે સીતાજીના બેઉ ચરણોમાં ભોંકાયેલા કંટકો પણ વ્યથા કરવા લાગ્યા હે જનમેજય! કંટકો ભોંકાયાથી તે વૈદેહીના બેઉ ચરણોમાંથી રૂધિર સ્રવવા લાગ્યું. આ પ્રમાણે દુઃખથી પીડાયેલી તે બાલા જાનકી તે ઘોર-અરણ્યમાં વિચરવા લાગી. એ અરસામાં પોતાના ઘણા શિષ્યોથી યુક્ત તથા પોતાના ઉગ્ર તપોવડે પ્રસિદ્ધ એવા તે વાલ્મીકિ ઋષિ યજ્ઞોને માટે યૂપોનું છેદન કરવા માટે આવી પહોંચેલા છતા ખેદ પામેલી તે સીતાને જોવા લાગ્યા.--૨૮



## પ્રકરણ ૨૯ મું.

### કુશલવોપાખ્યાન-યજ્ઞિય અશ્વનું પકડાવું.

શ્રી રામચન્દ્રનાં પત્ની તે સીતાને ખેદ પામેલાં દીનચિત્તવાળાં, તથા તેણીના નિરીક્ષણથીજ જાણે પોતાની કરમાયેલી તપઃ સિદ્ધિ હોય તેવાં જોઈને, વાલ્મીકિ ઋષિ તેણીને પુછવા લાગ્યા. હે કલ્યાણિ! આપ કોણ છો અને કોની પુત્રી છો તથા કયા સત્પુરૂષનાં ધર્મપત્ની છો? તથા આ શૂન્ય-વનમાં એકલાં શા માટે રહ્યાં છો તે સર્વ મને કહી સંભળાવો? વાલ્મીકિ ઋષિનું આ વચન સાંભળીને અત્યંત દુઃખિત થયેલી સીતા તે ઋષિને નમસ્કાર કરી- કહેવા લાગી-હે ભૂદેવ! હું જનક રાજાની પુત્રી તથા દશરથ રાજાની પુત્રવધૂ અને સર્વદા પતિ પરાયણા એવી-શ્રી રામચન્દ્રની ધર્મપત્ની છું; પરંતુ તે શ્રી રામચન્દ્રે હાલ મારો ત્યાગ કર્યો છે. તેઓએ કયા હેતુથી મારો ત્યાગ કર્યો તે હું જાણતી નથી! વાલ્મીકિ ઋષિએ સતી સીતાનું આ વચન સાંભળીને તેણીને આશ્વાસન આપ્યું તથા સીતા પ્રત્યે શુભ વચન કહેવા લાગ્યા,—હે સીતે! તું બે પુત્રોને પ્રાપ્ત કર, હે સુવ્રતે તું શોકને ન કર. તારા પિતા જનક રાજાથી પૂજાએલો હું 'વાલ્મીકિ' એ નામથી પ્રસિદ્ધ મુનિ છું. પત્રો-પુષ્પો અને ફળોથી યુક્ત એવા રમ્ય આશ્રમમાં તું પ્રાપ્ત થા, હે વરવર્ણિની! તારા માટે હું એક પર્ણશાલા બનાવી આપીશ. કે જે પર્ણશાલામાં હે જાનકિ! તારી સુંદર પ્રસૂતિ થઈ શકશે. વાલ્મીકિ મુનિનું આ પ્રકારનું વચન સાંભળીને તે જનકનન્દિની જેમ સખ્ત ઉનાળામાં પીડિત થયેલી મયૂરી ગર્જના કરતાં વાદળાંનો અવાજ સાંભળીને પ્રસન્ન થાય તેમ અત્યંત હર્ષ પામી! તથા 'ઠીક-ભલે' એમ બોલીને તે જનકનન્દિની વાલ્મીકિ મુનિની પાછળ પાછળ ચાલવા લાગી. તે સીતાને સાથે લઇને મહાપૂજ્ય એવા વાલ્મીકિ મુનિ પોતાના આશ્રમમાં પહોંચ્યા. જે આશ્રમમાં વ્યાઘ્રો અને સિંહો ગાયો વગેરેની સાથે હર્ષિત થઈને અનેક પ્રકારની ક્રીડાઓ કર્યા કરતા હતા. તથા મૂષકો પણ જેમ પોતાના દરમાં પ્રવેશ કરે તેમ બિડાલોના મુખોમાં નિર્વિઘ્નપણે છુપાઈ શકતા હતા. તેમજ નકુલો, સર્પો

તથા મયૂરો જે આશ્રમમાં રહીને એક સાથેજ ગમ્મત કરી રહ્યા હતા. તથા ચિત્તાઓ મત્સરનો ત્યાગ કરીને મૃગોની સાથે રમી રહ્યા હતા, તથા વિચિત્ર પ્રકારની તલાવડીઓમાં બક મત્સ્યોનું ભક્ષણ કરવાનું સામર્થ્ય ધારણ કરી શકતો ન હતો. આવા પ્રકારના વાલ્મીકિ મુનિના–આ આશ્રમને તથા તપોધન એવા તે મુનિઓને, પવિત્ર આચારવાળી ઋષિપત્નીઓને અને રમ્ય જણાતા ઋષિપુત્રોને મોટા હર્ષથી આવિષ્ટ થઇને તે સીતા વારંવાર નમસ્કાર કરવા લાગી. તે ઋષિપત્નીઓ તથા તે મુનિઓ વડે આશિર્વાદ અપાયેલી શુભ લક્ષણોવાળી તે જનકનન્દિનીએ, મુનિપુત્રોએ બનાવેલી રમ્ય પર્ણશાલામાં પ્રવેશ કર્યો, અને મુનિ પત્નીઓએ આપેલાં સુંદર ફળોને જમીને તથા પતિત–પાવની તે ગંગાજીના નિર્મલ જલનું પાન કરીને તે સીતા પર્ણશાલામાં રહેવા લાગી, તથા શ્રી રામચન્દ્રના ચરણોનું સ્તવન કરતી કરતી વાલ્મીકિમુનિ પાસેથી શાસ્ત્ર–કથાઓ સાંભળવા લાગી આ પ્રમાણે તે આશ્રમમાં નિવાસ કરતી સીતાના ગર્ભના નવ માસો ફલિત વૃક્ષોવાળા વાલ્મીકિ મુનિના આશ્રમમાં વ્યતીત થયા. નવમો માસ વ્યતીત થયા પછી સારા મુહૂર્તમાં મધ્યરાત્રિએ તે સીતાજીએ બે બાલકોને જન્મ આપ્યો ! સર્વ કાર્યોમાં ચતુર મુનિ પત્નીઓ સીતાજી પાસે આવીને પ્રસૂતિ–સમયના ઉપચારો કરવા લાગી, તથા હર્ષપૂર્વક ગીતો ગાવા લાગ્યાં કે 'આ સીતાજીએ બે પુત્રોને જન્મ આપ્યો છે.' આ બેઉ પુત્રોની કાન્તિ વડે તે સીતાજીનું સૂતિકાગ્રહ (પર્ણશાલા) ચારો તરફથી વ્યાપ્ત થઇ ગયું, તે સમયે સર્વે દિશાઓ નિર્મલ થઇ ગઇ અને અતિ સુગંધિત વાયુ વાવા લાગ્યો. તે સમયે યજ્ઞશાલાનો અગ્નિ પણ જમણી તરફની જ્વાળાયુક્ત થઇને સારી રીતે શોભવા લાગ્યો. ત્યારપછી શિષ્યો વાલ્મીકિ ઋષિ પાસે વધા ણી ખાવાને દોડવા લાગ્યા અને કહેવા લાગ્યા–હે બ્રહ્મન્ ! જનક નન્દિની સીતાજીએ બે પુત્રોને જન્મ આપ્યો છે તેથી અમને વિસ્મય થાય છે. પોતાના શિષ્યો પાસેથી આવી શુભ વાર્તા સાંભળીને તે વાલ્મીકિ ઋષિ સુંદર એવા (લવ) થોડા કુશોને પોતાની મુષ્ટિમાં ધારણ કરીને જ્યાં તે બેઉ બાળકો જન્મ પામેલા હતા ત્યાં આવી પહોંચ્યા અને તે બેઉ બાલકોને જોઇને વાલ્મીકિ મુનિ ઘણો જ હર્ષ પામ્યા તથા તે બેઉને તે સમયે થોડા એક કુશોથી અભિષેક કરવા લાગ્યા તથા તે બેઉના તેજ 'કુશ અને લવ' એ પ્રમાણે નામો વાલ્મીકિ મુનિએ પોતે કર્યાં. દિવસે દિવસે તે કુશ અને લવ ઉદય પામેલા સૂર્ય અને ચન્દ્રની માફક વધવા લાગ્યા. ઋષિઓમાં શ્રેષ્ઠ એવા તે વાલ્મીકિજીએ તે બેઉના જાત કર્મ વગેરે સંસ્કારો કર્યા, તથા બારમે વર્ષે તે બેઉનું મૌંજી બન્ધન (ઉપવીત–સંસ્કાર) કર્યું તથા મુનિઓમાં શ્રેષ્ઠ એવા તે વાલ્મીકિજીએ કામધેનુ (રઘુવંશની ગોત્રદેવી) તથા વસિષ્ઠ વગેરે ઋષિઓની પ્રાર્થના કરીને વનવાસી–બ્રાહ્મણોને તે બેઉના સંસ્કાર પ્રસંગે ભોજન કરાવ્યું, કામધેનુ પાસેથી પવિત્ર એવા ભાતનો પ્રાદુર્ભાવ થયો. તથા મગોની વિચિત્ર સ્વાદિષ્ટ દાલ તથા અનેક પ્રકારનાં શાકો પ્રકટ થવા લાગ્યાં, ચંદ્રબિંબની સમાન અનેક સહસ્ર માલપુવાઓ, ઘૃતપક્વ

પુરીઓ-જલેબીઓ તથા રસ ગુલ્લાઓ તથા અમૃત સમાન સ્વાદિષ્ટ ફલો તે કામધેનુ થકી ઉત્પન્ન થવા લાગ્યા, મેસુબ મોદક તથા સૂત્રફેણીઓ તથા ફોતરા વિનાના તલોના અને નારિકેલના બનેલા પદાર્થો, ગુંદરની સાથે કરેલા આરોળીના પદાર્થો, ચંદ્રબિંબની સમાન ફેણીઓ તથા હજારો પડથી યુક્ત અડદના બનેલા પાપડો અને ચોખાના લોટના પાપડો. એ પ્રમાણે અનેક પ્રકારના પકવાન્નો તે કામધેનુ ગાય દેવા લાગી. તે અન્નવડે વાલ્મીકિ ઋષિ તે સર્વે ઉપવીત પ્રસંગે પધારેલા સર્વે જનો-દ્વિજોને સંતુષ્ટ કરવા લાગ્યા, ત્યાર પછી જેઓનો ઉપવીત સંસ્કાર થયો છે એવા તે બેઉ કુશ અને લવ નામના કુમારો તે સ્થળે આવ્યા અને વાલ્મીકિએ ઉચ્ચારેલા અંગો સહિત વેદને તે બેઉ બાલકો ભણી ગયા, તથા તે વાલ્મીકિજી પાસેથી શિખેલું રામચરિત્ર મધુર અવાજ વાળા તે બેઉ બાલકો ગાવા લાગ્યા. લવે હાથમાં તાલ ધરી રાખ્યાં અને કુશે હાથમાં વીણા રાખીને રામ-ચરિત્રનું ગાન શરૂ કર્યું. તે બેઉ ભાઈઓના આલાપોથી સર્વ આકાશ અને સાંભળનારાઓનું મન વ્યાપ્ત થયું. આ બેઉ ભાઈઓના ઉત્તમ ગાનને સાંભળીને સર્વે મુનિઓ પ્રસન્ન થયા અને 'સારૂં-સારૂં' એ પ્રમાણે કહેવા લાગ્યા, ત્યાર પછી બુદ્ધિશાલી એવાં તે વાલ્મીકિ ઋષિએ તે બેઉ ભાઈઓને પ્રત્યંચા સહિત દૃઢ એવાં બે ધનુષો આપ્યાં તથા કુબેર પાસેથી અક્ષય્ય એવા બે ભાથાંઓ વાલ્મીકિ ઋષિના મિત્રે તે બેઉ કુશ અને લવને આપ્યાં, ત્યારપછી સર્વે તપોવન ઋષિઓ તે બેઉ ભ્રાતાઓને પોતાના અસ્ત્ર-શસ્ત્રોનો સમૂહ અર્પણ કરવા લાગ્યા, તથા મુનિઓ પોતાના તપોબલવડે વિવિધ પ્રકારના શરોને અર્પણ કરવા લાગ્યા, ઘણાએક ઋષિઓ તે સમયે કુશ અને લવને મુકુટ અને કવચો તથા ચર્મસહિત ખ ગો આપવા લાગ્યા. આ પ્રમાણે કુશ અને લવ બન્ને ભાઈઓ વીર હોઇને ધનુષ્યને ધારણ કરનારા છતા, કવચને ધારણ કરી રાખેલા તથા ન્હાનકડી શિખાને ધારણ કરનારા હોઈને તે બેઉ વાલ્મીકિ ઋષિના આશ્રમમાં વિચરવા લાગ્યા, તથા પોતાની જનની સીતાજીની, પવિત્ર એવા કંદમૂલ અને ફલોવડે તથા પગ-ચમ્પી કરીને ઉત્તમ પ્રીતિને વધારવા લાગ્યા.

અયોધ્યા-પુરીમાં મહાબાહુ, રઘુવંશમાં જન્મ પામેલા એવા શ્રી રામચન્દ્ર પોતાની પ્રજાનું ધર્મપુરઃસર પાલન કરતા હતા, છતાં રાવણની બ્રહ્મહત્યાના પાપથી પીડાએલા હોઇને યત્કિંચિત સુખને પ્રાપ્ત કરતા ન હતા; બ્રહ્મહત્યારૂપી પાપના નિવારણ માટે શ્રી-રામચન્દ્રને યજ્ઞોમાં શ્રેષ્ઠ એવો અશ્વમેધ-યજ્ઞ કરવાની ઇચ્છા થઇ. તે શ્રી રામચન્દ્ર વસિષ્ઠ, વિશ્વામિત્ર-ગાલવ-વામદેવ અને જાબાલિ વગેરે ઋષિઓને બોલાવીને નીચે પ્રમાણે કહેવા લાગ્યા-હે ઋષિવરો ! હું અશ્વમેધ-યજ્ઞ કરવાની ઇચ્છા ધરાવું છું, માટે આપ સર્વે તે યજ્ઞનો વિધિ મને કહી સંભળાવો, તે યજ્ઞમાં અશ્વ કેવો જોઇએ તથા દાન કેવું અને કેટલું આપવું જોઇએ તથા મારે કયા વ્રતનું આચરણ કરવું જોઇએ તે સર્વનો આપ સર્વે નિર્ણય કરો. શ્રી રામચન્દ્રનું વચન સાંભળીને વસિષ્ઠ ઋષિ

તેમને કહેવા લાગ્યા—આ અશ્વમેધયજ્ઞ મહા મુશ્કેલીઓથી પૂર્ણ કરી શકાય એવો છે. હું તે યજ્ઞની સર્વ વિધિ શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે કહું છું તે આપ સાંભળો એમ કહી વિચાર કરીને વસિષ્ઠ ઋષિ શ્રી રામચન્દ્રને અશ્વમેધ—યજ્ઞની વિધિ સંભળાવા લાગ્યા.

अश्वश्च भाव्यः कुमुदेन्दुवर्णः पीतश्च पुच्छे
कलिनश्चकर्णे। स रक्षणीयोऽब्दपर्यन्तवीरै
र्धृतःपरैश्चापि विमोक्षणीयः ॥ १ ॥
आरम्भ एवास्य हि विप्रवर्याः
पूज्याः सहस्रं श्रुतिपारगाश्च ।
एको रथो वारण एक एव
दशाश्वमुख्याश्च सुवर्णभारः ॥ २ ॥
शतं गवां हेमविभूषितानां
प्रस्थश्च देयो वरमौक्तिकानाम् ।
एकैकशो भृत्यचतुष्टयं च
कार्येषु दक्ष किल देय मत्र ॥ ३ ॥
असिपत्र व्रतं राम कथं त्वं न विधास्यसि ।
यज्ञ कर्मणि वै भार्या द्वितीया सहधर्मिणी ।
तया विरहितं राम विफलं परिकथ्यते ॥ ४ ॥

હે શ્રીરામ ! અશ્વમેધ-યજ્ઞમાં કુમુદ અને ઇન્દુસમાન વર્ણવાળો, પુચ્છમાં પીળો અને કર્ણમાં કાળો એવો અશ્વ જોઇએ, તે અશ્વને પુરૂષવીરોએ ચારે દિશાઓમાં એક વર્ષ સુધી ફેરવીને તેનું રક્ષણ કરવું જોઇએ તથા કોઇ બીજા વીરો તેને પકડી રાખ્યો હોય તો તેઓની સાથે યુદ્ધ કરીને તેને છોડાવવો જોઇએ ! અશ્વમેધ—યજ્ઞના આરંભમાંજ શ્રુતિઓના પારને પહોંચેલા એક સહસ્ર ઉત્તમ વિપ્રોને પૂજવા તથા સત્કારવા જોઇએ તથા તે સર્વેને એક રથ એક હસ્તી અને દશ મુખ્ય અશ્વો તથા વીશ તુલા સુવર્ણ આપવું જોઇએ અને સુવર્ણથી અલંકૃત કરેલી સો—સો ગાયો તથા એક એક શેર ઉત્તમ મૌક્તિકો પ્રત્યેક વેદ પાઠી બ્રાહ્મણોને આપવાં જોઇએ, તથા કાર્યો—સેવા—માં ચતુર એવા ચાર ચાર નોકરો આ યજ્ઞ પ્રસંગે બ્રાહ્મણોને દક્ષિણામાં આપવા જોઇએ હે શ્રીરામ ! આ યજ્ઞના સમારંભમાંથી આરંભીને પૂર્ણાહુતિ પર્યન્ત યજમાને 'અસિપત્ર' વ્રત આચરવું જોઇએ તો આપ તે વ્રત શા માટે નથી કરતા? કારણ કે યજ્ઞકર્મમાં પોતાની પત્ની સહધર્મિણી શાસ્ત્રોમાં કહેવાય છે ! હે શ્રીરામ, સહધર્મચારિણી તેવી પત્ની સિવાય સર્વે વૈદિક કર્મોને શાસ્ત્રોમાં નિષ્ફળ કહ્યાં છે ! વસિષ્ઠ ઋષિનું આવું ઉપાલમ્ભાત્મક વાક્ય સાંભળીને શ્રીરામ તે ઋષિજી પ્રત્યે કહેવા લાગ્યા-હે પ્રભો ! જાનકીની સમાન આકૃતિવાળી સુવર્ણની પ્રતિમા હું કરાવીશ અને તે સુવર્ણની બનેલી સીતાની સાથે હું ઉત્તમ એવા અસિપત્ર વ્રતને આચરીશ ! આપ શ્રેષ્ઠ મુનિઓ દ્વારા અશ્વમેધ—યજ્ઞનો સમારંભ કરાવો તથા આપણી અશ્વશાલાઓમાં સુન્દર તથા શાસ્ત્રોક્ત લક્ષણોથી યુક્ત એવા યજ્ઞોપયોગી અશ્વનું નિરીક્ષણ કર્યા પછી આપ મને યજ્ઞની દીક્ષા આપો, શ્રીરામચન્દ્રનું આ પ્રમાણે બોલવું સાંભળીને અનેક મુનિઓથી યુક્ત એવા તે વસિષ્ઠ ઋષિએ વાજિશાલામાંથી શ્વેત એવા અશ્વને પુરૂષોદ્વારા મંગાવી લીધો, ગોક્ષીરની સમાન વર્ણવાળો તથા મુખમાં કુંકુમની સમાન સુન્દર કેસરી

વર્ણવાળા અને એકતરફ શ્યામ કર્ણવાળા તે અશ્વનું આલોકન કરીને વસિષ્ઠ ઋષિ વિસ્મય પામ્યા તથા તે સ્થળે પધારેલા સર્વે સહસ્ત્ર બ્રાહ્મણોનું પૂજન કરાવા લાગ્યા વસ્ત્રો દિવ્ય-અલંકારો તથા મનોજવવાળા અશ્વો રથો અને મત્ત તથા પવિત્ર એવી ચાંદીની સમાન વર્ણવાળા હસ્તીઓ અને દુઝતી ગાયોવડે વરણ કરેલા તે સહસ્ત્ર દ્વિજોને સત્કાર કરવા લાગ્યા. બ્રાહ્મણોનું પૂજન અને સ્વાગત થઈ રહ્યા પછી શ્રી રામચંદ્ર સુવર્ણની બનેલી સીતાની સાથે દીક્ષિત થયા અને સુશોભિત એવા તે યજ્ઞિ-ય-અશ્વની સુગન્ધિ ચન્દનવડે પુષ્પોવડે માલાઓથી અને ચમરોથી રઘુનન્દન શ્રી રામે તે અશ્વની પૂજા કરી, તથા તે અ-શ્વના ભાલપ્રદેશમાં નીચે લખેલા અક્ષરો-વાળું સુવર્ણ પત્ર બાંધ્યું તે સુવર્ણપત્રમાં "આજ કૌસલ્યાએ એકવીર શ્રીરામનેજ જન્મ આપ્યો છે તે કૌસલ્યાના મહાબલ-વાન્ પુત્ર શ્રી રામચન્દ્રે આ યજ્ઞિય અશ્વને ચારે દિશાઓમાં ભ્રમણ કરવા માટે છોડેલા આ અશ્વને કોઇપણ બલવાન્ રાજા પકડી શકે છે." આ પ્રકારના અભિપ્રાયવાળું તે સુવર્ણ પત્ર તે યજ્ઞિય-અશ્વના ભાલપ્રદે-શમાં બાંધેલું છતું ઘણુંજ દીપવા લાગ્યું. આ પ્રમાણે યજ્ઞિય-અશ્વને તૈયાર કરીને તેની રક્ષા કરવા માટે, પોતાના ભ્રાતા શ-ત્રુઘ્નને તે અશ્વની રક્ષા કરવા માટે આજ્ઞા આપી. શ્રીરામચન્દ્રે આજ્ઞા આપ્યા પછી બલવાન્ એવો લક્ષ્મણનો ન્હાનો ભાઈ શત્રુઘ્ન ત્રણ અક્ષૌહિણી સેનાની સાથે દિ-ગ્વિજય માટે છુટેલા તે અશ્વની પાછળ પાછળ ચાલવા લાગ્યો, તે યજ્ઞિય-અશ્વ વીર શત્રુઘ્નની સાથે અનેક પ્રકારના દેશો નગરો અને ઉપવનોનું અતિક્રમણ કરીને લીલાપૂર્વક ચારે દિશાઓમાં વિચરવા લાગ્યો. ઘણાએક રાજાઓ તે યજ્ઞિય-અ-શ્વનું દર્શન કરીને યુદ્ધથી પરાઙ્મુખ થયેલા છતા અશ્વને પ્રણામો કરવા લાગ્યા ! અને જે રાજાઓ શૂરવીરો તથા બલવાનો હતા તે રાજાઓ ઉત્તમ એવા આ યજ્ઞિય-અશ્વને પકડી રાખતા, તે રાજાઓને તેના વીર સૈનિકોને યુદ્ધમાં જીતીને શત્રુઘ્ન તે યજ્ઞિ-ય-અશ્વને છોડાવી લેતો, આ પ્રમાણે ફરતો ફરતો તે યજ્ઞિય-અશ્વ પવિત્ર વાલ્મીકિ ઋષિના આશ્રમમાં પ્રાપ્ત થયો, આ સમયે વાલ્મીકિ ઋષિ યજ્ઞને માટે વરૂણે બોલાવેલા હોઇને પાતાલમાં ગયા હતા. તે યજ્ઞિય-અશ્વે સુન્દર એવા આ-શ્રમ રૂપી ઉપવનમાં પ્રવેશ કર્યો કે જે આશ્રમમાં ફલિત થયેલાં દાડિમ વૃક્ષો, નવપલ્લવિત થયેલાં આમ્ર વૃક્ષો, પુષ્પોવાળા સુનદ્રુમો અને સુંદર એવી ચંદ્રિકા યુક્ત રાત્રિઓ, અનેક પ્રકારની જાતિ પુષ્પની વલ્લીઓ પ્રફુલ્લ થયેલા વનદેવતાની માફક શોભા આપી રહી હતી ! તથા ઘટયંત્રોથી સુશોભિત દ્રાક્ષના સુન્દર મંડપો અને ફલિત થયેલી રંભા-કેલના વૃક્ષો જાણે સ્વર્ગ લોકમાંથી આવ્યાં હોય ! તે પ્રકારની આ આશ્રમની શોભા દીપી નીકળી હતી ! તે વાલ્મીકિ ઋષિના આશ્રમની રક્ષા કર-તા પોતાના હસ્તમાં ધનુષ્યને ધારણ કરેલા ભગવાન્ લવે પોતાની સમક્ષ દુર્વાંકુરોને ચરતા તે યજ્ઞિય અશ્વને જોયો, તથા ઋષિ પુત્રોને બોલાવીને તે લવ યજ્ઞિય-અશ્વની સમીપ ગયો અને બાલક એવા લવે તે અશ્વના ભાલમાં રહેલા સુવર્ણ પત્રમાં. "કૌસલ્યા એકજ વીર પુત્રવાળી

છે અને તેનો પુત્ર શ્રી રામચંદ્ર અશ્વમેધ યજ્ઞ કરે છે, તે શ્રી રામે આ અશ્વને દિગ્વિજય કરવા માટે છોડેલો છે, માટે કોઈ પણ બલવાન્ વીર આ અશ્વનું ગ્રહણ કરો!" આ પ્રમાણે તે સુવર્ણ પત્રમાં લખેલા અભિપ્રાયને જાણીને વીર લવ શીઘ્ર કહેવા લાગ્યો–શું અમારી જનની સીતા વન્ધ્યા છે? તે સીતાએ એક વીર પુત્રને જન્મ નથી આપ્યો? સીતા એક વીરપુત્રા નથી? કહેવાઇ શકતી? આ પ્રમાણે વચનો બોલીને વીર લવે તે યજ્ઞિય અશ્વને પકડી લીધો અને પોતાનું ઉત્તરીય વસ્ત્ર નીકાળીને તે વસ્ત્રવડે યજ્ઞિય–અશ્વને કદલી–વૃક્ષમાં બાંધી લીધો, વીર લવનું આવું સાહસ જોઇને મુનિપુત્રો ભયભીત થયા અને લવને વારતા વારતા કહેવા લાગ્યા –લવ! તું આ સાહસ પૂર્વક શ્રી રામચન્દ્રના અશ્વને બાંધી લે છો! જેઓ આ અશ્વના રક્ષકો હશે તેઓ તને પકડીને લઇ જશે, માટે આ અશ્વને તું છોડી દે! મુનિપુત્રોના આ વચનનો અનાદર કરીને કુપિત થયેલો લવ તે–મુનિપુત્રોને કહેવા લાગ્યો–હેઋષિપુત્રો! તમો સર્વે ઋષિ-પત્નીઓની કુક્ષમાંથી જન્મ પામેલા છો! અને હું તો વીર સતી–ક્ષત્રિયાણી સીતાના ઉદર થકી જન્મ પામ્યો છું! જો આ યજ્ઞિય અશ્વને બાંધીને પછી ભયની શંકાથી છોડી દઉં તો પછી હું સીતાના ઉદરમાંથી જન્મ પામેલો એક ક્ષુદ્ર કૃમિજ ગણાઉં એમાં કાંઇ સંશય નથી! મારા જેવા ક્ષત્રિય–પુત્રને તો મરણ એજ પરમ કલ્યાણ કારક છે! અને ક્ષત્રિયને લજ્જા ન પહોંચે એવું કાર્ય મારે કરવુંજ જોઇએ! ૨૯

શ્રી રામઃ શરણમ્

## પ્રકરણ ૩૦ મું.

### કુશલવોપાખ્યાન—લવને મૂર્છા આદિ.

શ્રી રામચન્દ્રનો યજ્ઞિય–અશ્વ વાલ્મીકિ ઋષિના આશ્રમમાં વીર લવે બાંધી લીધા પછી રથો અને અશ્વોથી વ્યાપ્ત મદોન્મત્ત હાથીઓથી વ્યાકુલ થતું અને અસંખ્ય પગપાળાઓથી યુક્ત એવું વીર શત્રુઘ્ને રક્ષણ કરેલું શ્રી રામનું મોટું સૈન્ય તે આશ્રમ પાસે આવી પહોંચ્યું. અશ્વ ક્યાં ગયો–અશ્વ ક્યાં ગયો. એ પ્રમાણે બોલી રહેલા તથા શત્રુઘ્ને રક્ષણ કરેલા મહાબલવાન્ અનેક સહસ્ત્ર રથિઓ ત્યાં આવી પહોંચ્યા તથા તે મહારથીઓ કદલી–વૃક્ષમાં બાંધેલા તે યજ્ઞિય અશ્વને જોઇને 'આ અશ્વ ક્યા વીરે બાંધ્યો છે. એ પ્રમાણે લઘુવયવાળા તે બ્રહ્મચારીઓને પુછવા લાગ્યા. તે બ્રહ્મચારીઓ શત્રુઘ્નના સૈનિકોને ઉત્તર આપવા લાગ્યા. 'લવ' એ નામથી પ્રસિદ્ધ વીરે પકડેલો તે યજ્ઞિય–અશ્વ આમ્રવૃક્ષના મૂલતલે નિર્ભય ઉભો ઉભો છે, બ્રહ્મચારીઓના મુખ થકી આ વાત સાંભળીને તે સર્વે મહારથીઓ હસવા લાગ્યા અને કહેવા લાગ્યા. કે તે બાલક મૂર્ખ જણાય છે, ન્હાની અવસ્થાવાળો તથા યુદ્ધ કલામાં અનભિજ્ઞ તે બાલક યજ્ઞિય–અશ્વનું રક્ષણ કરતા

અમારા સૈન્યને જાણતોજ નથી કે શું ? અરે, તે યજ્ઞિય અશ્વને છોડીદ્યો-છોડીદ્યો કે જેથી આ પૃથ્વી ઉપર તે અન્ય-સ્થળે જઇ શકે. આ પ્રમાણે તે સૈનિકો જ્યાં ઋષિપુત્રો સાથે વાતચીત કરી રહ્યા છે, તે અરસામાં હાથમાં ધનુષ્યને ધારણ કરેલો મહાબાહુ બલવાન્ લવ આવી પહોંચ્યો તથા તે સૈનિકોને ઉદ્દેશીને કહેવા લાગ્યો. શું આ ગર્વિત વીરો મેં બાંધેલા યજ્ઞિય અશ્વને છોડાવી શકનાર છે ? મને યુદ્ધમાં જીતીને આ અશ્વને ભલે તેઓ છોડાવી લે, હું જીવતાં છતાં કદાપિ તેઓ આ અશ્વને છોડાવી શકનારજ નથી. આ પ્રમાણે લવ બોલી રહ્યો હતો છતાં શત્રુઘ્નના તે સૈનિકો જ્યાં તે ઉત્તમ અશ્વને છોડવા બન્ધન મુકત કરવા જાય છે ત્યાં તો વીર એવા તે બાલક લવે પોતાના બલવડે તે સૈનિકોના હાથોને તીક્ષ્ણ શરોવડે છેદી નાખ્યા. છિન્ન-હસ્ત થયેલા તે યોદ્ધાઓ કહેવા લાગ્યા કે-આ વીર બાલકને રણમાં આજ પાડી દેવા જોઇએ. આ પ્રમાણે નિશ્ચય કર્યા પછી આવી પહોંચેલા શત્રુઘ્નના સર્વે સૈનિકો તે લવ ઉપર શરોની વૃષ્ટિ વરસાવા લાગ્યા, ઘણા એક સૈનિકો બલપૂર્વક શકિતઓ તથા અનેક પાશોને તે લવ ઉપર ફેંકવા લાગ્યા, પરંતુ ગૌતમી ગંગાના પવિત્ર જળમાં સ્નાન કરનારને જેમ મહાન્ પાપોનો સમૂહ સ્પર્શ ન કરી શકે તેમ સૈનિકોએ ફેંકેલા શસ્ત્રો લવનો સ્પર્શ કરવા પણ તે સમયે ન પામ્યા. જેમ યોગી સંસારના બન્ધનને છેદી નાખે તેમ વીર બાલક લવે વીર સૈનિકોના ફેંકેલાં તે સર્વ-શસ્ત્ર સમૂહને કાપી નાખ્યો. તથા પાંચ પાંચ બાણોવડે પ્રત્યેક સૈનિકોને હૃદયમાં પ્રહાર કર્યો, તથા ઋષિજીએ આપેલા બેઉ અક્ષય ભાથાઓમાંથી બાણોને પકડી પકડીને તે વીર લવ સર્વ સૈનિકો ઉપર છોડવા લાગ્યો. લવના તે બાણના પ્રહારથી હાથીઓ બે પ્રકારે ભેદાઈ ગયા તે હાથીઓની સૂંઢો બબ્બે ટુકડા થઇ ગઈ તથા તીક્ષ્ણ શરો વડે હાથી ઉપરના માવતોના શિરો કાપી નાંખ્યા તથા વીર લવે હાથી ઉપર ઓઢાડેલી કાશ્મીરી શાલો (ઝુલો) ને લટકતી ઘંટાઓને અને હાથી ઉપર રહેલા માંચડા અંબાડીઓને તથા પતાકાઓને સત્વર છેદી નાંખ્યા. ધનુષ્ય-ધારીઓમાં ઉત્તમ એવા તે વીર લવે કંચનથી મઢેલા અનેક રથોને ભેદીને તેનાં ચક્રોને ચક્રનું રક્ષણ કરનારી કહોડીઓને તથા ધરીના ત્રણે દણ્ડોને તથા સારથિઓને છેદી નાંખ્યા રથોના અશ્વોને અને રથના સારથીઓને બાણોવડે ધસી નાંખ્યા તથા ચામરોને ધ્વજ સ્તમ્ભોને સુદૃઢ ધનુષ્યોને પોતાના ભાથામાંથી કાઢેલા તીક્ષ્ણ બાણોવડે કુશાનુજ લવે છેદી નાખ્યા તથા રથૂત્તમ એવા તે લવે સ્વારો સહિત અશ્વોને પણ કાપી નાખ્યા અને શત્રુઘ્નના સર્વે આયુધ સહિત પદાતિઓના ભાલાઓના વીર લવે તે સમયે તિલ તિલ જેવડા ટુકડા કરી નાખ્યા. આ પ્રમાણે તે બાલક લવે સંગ્રામના મુખ ભાગમાં રહીને મોટું ક્ષાત્ર કર્મ કર્યું.

પગપાળા એવા એકલા બાલક વીરે હણેલા તે સૈન્યને જોઇને કુપિત થયેલો શત્રુઘ્ન-વીર પોતાના રથમાં બેસીને પોતાના શ્રેષ્ઠ ધનુષ્યને પહોળું કરતો કરતો

યુદ્ધ-સ્થળમાં આવી પહોંચ્યો તથા તે વીર બાલકને રણમાં ઉભો રહે ઉભો રહે એમ કહેવા લાગ્યો. આ પ્રમાણે બોલતા તે શત્રુઘ્નને, મહેશ્વર શ્રી-શંકરના સ્થાનનો આશ્રય કરનાર નિર્ભય મનવાળા તે વીર લવે દશ શરોના પ્રહારથી વીંધી નાખ્યો તથા એક બાણવડે તે શત્રુઘ્નને વક્ષઃસ્થળમાં વીંધ્યો અને ચાર બાણોના પ્રહારથી શત્રુઘ્નના ચારે અશ્વોને વીંધી નાખ્યા તથા એકજ બાણથી તેની પતાકાને અને ચાર બાણોવડે ચક્ર રક્ષક દણ્ડોને કાપી નાખ્યા, ત્યારપછી એક બાણવડે તે લવે ધનુષ્યની દોરીને કાપી નાખી, ત્યારપછી શત્રુઘ્ને પોતાના ધનુષ્યમાં બીજી દોરી ચડાવ્યા પછી નાલીક ( બન્દુકો ) શરો અને તીક્ષ્ણ ભાલાઓને તે વીરબાલક ઉપર છોડ્યાં તથા લક્ષ્મણના અનુજ એવા તે શત્રુઘ્ને ત્રણ બાણોથી તે લવને લલાટ પ્રદેશમાં વીંધી નાખ્યો ! શત્રુઘ્નના ત્રણ શરોથી પ્રહાર પામેલો તે બાલક લવ હસતો હસતો શત્રુઘ્ન પ્રત્યે કહેવા લાગ્યો-મારા લલાટમાં આ શું પુષ્પો કે કમલો લાગ્યાં છે ? હે વીર ! તારા આ બાણોના પ્રહારોથી તારૂં સમગ્ર બલ આટલુંજ છે એમ જણાઇ આવે છે ! આ પ્રમાણે શત્રુઘ્ન પ્રત્યે બોલીને તે વીર લવે તીક્ષ્ણ બાણોથી શત્રુઘ્નના ચારે અશ્વોને યમરાજના મોટા સદનમાં પહોંચાડી દીધા તથા એકજ શરથી તેના સારથિનું શિર ધડ થકી જુદું કરી દીધું તથા બે શરોથી તેના અતિ ઉંચા ધ્વજને છેદી નાખ્યો ! તથા શત્રુઘ્નના દૃઢ ધનુષ્યના તે લવે બે ટુકડા કરી નાખ્યા ! ત્યારપછી ધનુષ્ય કપાઈ જવાથી તથા રથ વિનાનો થવાથી અને સારથિ તથા અશ્વો હણાઈ જવાથી કુપિત થએલા તે શત્રુઘ્ને બીજા ધનુષ્યને ધારણ કર્યું તથા તે ધનુષ્ય ઉપર પ્રત્યંચા ચડાવીને પીત વર્ણવાળા ( સુવર્ણયુક્ત ) અત્યન્ત તીક્ષ્ણ અને ગીધનાં પીછાંઓથી અલંકૃત એવા એકશરનું સંધાન કર્યું. ત્યારપછી તે શત્રુઘ્ન વીર બાલકને ઉદ્દેશીને કહેવા લાગ્યો-હે શિશો ! આ સમયે તું આ રણભૂમિમાંથી પલાયન કરી જા, જો તું આ સમયે આ સ્થળેથી પલાયન નહી કરે તો તારૂં મરણ અવશ્ય થશે ! તારા ઉપરની કૃપા મારા મનને તારા જેવા બાલક ઉપર આવા ઘાતક શરનો પ્રહાર કરતાં રોકે છે ! શત્રુઘ્નનું આ પ્રકારનું વચન સાંભળીને બલવાન્ લવ કુપિત થયો તથા હે સમર્થ જનમેજય ! શત્રુઘ્નના તે દિવ્યશરના ટુકડા કરી નાખ્યા. જે પ્રમાણે પોતાના પાપથી પિતૃઓ સ્વર્ગ થકી પડી જાય તથા જેઓ વ્યવહાર (ન્યાય) થી ભ્રષ્ટ થઇને કુટ સાક્ષી પુરે અને તેઓનું જેમ અધોગમન થાય તે પ્રમાણે લવે શત્રુઘ્નના તે દિવ્ય-શરની સ્થિતિ કરી ! વીર લવના આ પરાક્રમથી શત્રુઘ્ન ઘણોજ વિસ્મયાવિષ્ટ થયો ! તથા અન્ય બાણનું સંધાન કરવા લાગ્યો, કાલની સમાન તે શરને જ્યાં શત્રુઘ્ન સાંધવા જાય છે, ત્યાં તો કુપિત થયેલા લવે ચાપ સહિત તે શરને કાપી નાખ્યું ! શત્રુઘ્નના આ પ્રકારના સઘળા પ્રયત્નો નિષ્ફલ જવાથી તેણે જે બાણવડે લવણાસુરનો વધ કર્યો હતો, તે સૂર્ય અને વૈશ્વાનરની કાન્તિ સમાન તેજ ધનુષ્ય તથા તેજ શરને પકડયું તથા લવને ઉદ્દેશીને 'હવે તું હણાઓ છે, એ પ્રમાણે બોલતાં બોલતાં

સુન્દર બાણને લવ ઉપર છોડયું. શત્રુઘ્ને છોડેલા તે બાણને અમોઘ (સફળ) જાણીને લવે પોતાના જયેષ્ઠ ભ્રાતા કુશનું સ્મરણ કર્યું અને કહેવા લાગ્યો કે-જો આ યુદ્ધ-સમયમાં મારો જયેષ્ઠ ભ્રાતા કુશ હોય તો પછી આ બાણનો મને કદાપિ ભય ન થઇ શકે! હવે જો જાનકીના સત્ય પતિ વ્રતથી હે શત્રુઘ્ન! હું તારા આ શરને છેદી નાખું તો મારી અવિચલ કીર્તિ રહી જાય! એ પ્રમાણે બોલીને તે બાલકે શત્રુઘ્ને સાંધેલા તે બાણને પોતાના બાણથી મધ્ય-ભાગમાં છેદી નાંખ્યું! લવના આ પરાક્રમથકી શત્રુઘ્નના તે બાણનો પૂર્વાર્ધ ભાગ ભૂમિ ઉપર પડયો; પરંતુ ઉત્તરાર્ધ ભાગ પૃથ્વી ઉપર ન પડી શકયો! શત્રુઘ્નના બાણના તે ઉત્તરાર્ધ ભાગથી લવનું ધનુષ્ય કપાઇ ગયું તથા હૃદય ભેદાઇ ગયું! કપાઇ ગયેલા ધનુષ્યવાળો તથા હૃદયમાં પુષ્કળ પ્રહારને પામેલો તે લવ ભાંગી ગયેલા ચાપવાળો હોઇને, સુંદર દેખાવાળો તથા રૂધિરથી અવલિપ્ત થયેલો મયૂર જેમ પૃથ્વી ઉપર પડી જાય તેમ તે બાલક મૂર્છા પામીને પૃથ્વી ઉપર પટકાઇ પડયો! તથા યુદ્ધમાં શું બને છે તે કાંઇ પણ જાણવાને સમર્થ રહી ન શકયો! બલવાન્ બાલક લવને મૂર્છા પ્રાપ્ત થવાથી મરવામાંથી બાકી રહેલા શત્રુઘ્નના સૈનિકો શંખો અને ભેરીઓનો વિજયનાદ કરતા કરતા અત્યંત હર્ષ પામ્યા! તથા લવને ભયભીત થયેલો જોઇને શ્રીરામચન્દ્રના તે યજ્ઞિય-અશ્વને છોડવા-બન્ધન મુક્ત કરવા લાગ્યા, તે સમયે શત્રુઘ્નના સૈનિકો વડે દોડાયેલો તે યજ્ઞિય-અશ્વ આશ્રમમાં ફરવા લાગ્યો, શત્રુઘ્ન કૃપાવિષ્ટ થઇને પોતાના હાથવડે લવને બેઠો કરીને જોવા લાગ્યો તથા પોતાના સૈનિકોને કહેવા લાગ્યો કે અહો! આ બાલક શ્રીરામચંદ્રનીજ આકૃતિવાળો છે! આ સમયે એના મુખ ઉપર પાણી સિંચો. શત્રુઘ્નનું આ વચન સાંભળીને તે સર્વે સેવકો લવને જલનું અભિસિંચન કરવા લાગ્યા તથા જીવ-સહિત તે લવને રથમાં બેસારીને તે સર્વે યજ્ઞય-અશ્વની પાછળ પાછળ ચાલવા લાગ્યા! ૩૦

---

## પ્રકરણ ૩૧ મું.

### કુશલવોપાખ્યાન-કુશના યુદ્ધનું વર્ણન.



શ્રીરામચન્દ્રનો ન્હાનો પુત્ર લવ શત્રુઘ્નના હાથમાં સપડાયા પછી જે પ્રમાણે ઘોર યુદ્ધ થયું તથા કુશ, લવના તે યુદ્ધ સમયે કયાં ગયો હતો? તથા શ્રી સીતાજી તે સર્વ ઘટનાને કેમ જાણી ન શકયાં? તે સર્વ હે જૈમિનિ મહારાજ! આપ મને કહો તથા કુશની પવિત્ર સત્કથા મને કહી સંભળાવો, જનમેજય રાજાએ પ્રશ્ન કર્યો.

જનમેજયના આ ઉચિત પ્રશ્નને જાણીને જૈમિનિ ઋષિ તેને કહેવા લાગ્યા -હે રાજન્! કુશનું જે મહત્ ચરિત કે જેને સાંભળીને સ્ત્રી અથવા પુરૂષ સર્વ પાપોથી મુક્ત થઇ જાય છે. તે હું તને કહી સંભળાવું છું તે સાંભળઃ-જયારે તે યજ્ઞિય-અશ્વ યુદ્ધ-સ્થળેથી આગળ

ચાલવા લાગ્યો અને શત્રુઘ્નના મહારથીઓ મૂર્છા પામેલા તે લવને લઈ ગયા ત્યારે, અશ્રુઓથી પૂર્ણ થયેલા મુખવાળા ઋષિપુત્રો સીતા પાસે આવી પહોંચ્યા અને શ્રી સીતા પ્રત્યે કહેવા લાગ્યા હે સીતે! કોઇ પણ (!) રાજાના યજ્ઞિય-અશ્વ આપના પુત્ર લવે સાહસ પૂર્વક બાંધી લીધો હતો! ત્યાર પછી લવે રાજાના સૈન્ય સાથે ભયંકર યુદ્ધ કર્યું, બાલક એવા લવે તે રાજાના ઘણા ખરા સૈન્યને હણી તો નાખ્યું, પરંતુ કોઇ પ્રબળ વીરની સાથે યુદ્ધ કરતાં કરતાં અમારો સહાધ્યાયી તે લવ શ્રાન્ત (મૂર્છિત) થઇ ગયો, તથા લવના હાથમાંનું ધનુષ્ય છેદીને તથા તેને પકડીને રાજાના તે સૈનિકો પોતાના નગર પ્રત્યે લઈ ગયા છે! ઋષિપુત્રોના તે વાક્યને સાંભળીને દેવ-શ્રી રામચન્દ્રની અર્ધાંગના એવાં તે સતી જાનકી, જે પ્રમાણે વિજળીની ગર્જના સાંભળીને કોઇ કુમારીકા ચિત્રમાં આળેખ્યા પ્રમાણે સ્તબ્ધ બની જાય તથા કોઈ ધનવાન્ પુરૂષ પોતાની વસ્તુઓની ચોરી થવાથી જે દશાને પામે, તેમ સત્વર સ્તબ્ધજ બની ગઈ! તથા કહેવા લાગી કે-હે પ્રભો, જો હું મનથી વાણીથી અને કર્મથી શ્રી રામચન્દ્રમાંજ તત્પર હોઉં તો, મારા સત્યથી મારો ન્હાનકડો બાલક લવ રણમાં ક્ષેમ-કુશળ હોજો! જ્યાં સુધી મારો જ્યેષ્ઠ-પુત્ર કુશ આવી પહોંચે ત્યાં સુધી તે બાલક વીર લવ રણમાં જીવતો રહેજો! તે પાપિષ્ઠ મહારથીઓએ મારા એકલા બાલક લવને યુદ્ધમાં હણ્યો છે-સ્વાધીન કર્યો છે, આ પ્રમાણે બોલીને પુત્ર શોકથી પીડિત થયેલી તે બાલા શ્રી સીતા અત્યંત રડવા લાગી તથા લવને ઉદ્દેશીને કહેવા લાગી-હે લવ! મારી આજ્ઞાનેજ માન આપનારો તું આજ મને પુછ્યા સિવાય યુદ્ધ કરવા માટે ચાલ્યો ગયો છે! ચંદ્રબિમ્બની સમાન તારૂં મુખારવિન્દ શત્રુઓના (!) બાણોથી ભેદાઈ ગયું હશે! તથા તારૂં ગાત્ર તેઓના નિશિત-શસ્રોથી ટુકડે ટુકડા થઈ ગયું હશે! કેવળ કંદ અને ફલ મૂલોને ખાઇને રહેનારો તથા બાર વર્ષની વયનો તું છે! હે લવ! આવી અવસ્થાવાળો તું હોવા છતાં, તારી જોડે યુદ્ધ કરનાર તે શૂરવીર અને નિર્દય પાપીઓના કરો કેમ પ્રવૃત્ત થયા હશે, તે હું જાણી શકતી નથી! આ સમયે વડીલ-તાત વાલ્મીકિ નથી તથા બલવાન્ તારો જ્યેષ્ઠ ભ્રાતા કુશ પણ ઉપસ્થિત થયો નથી! હું મારા પ્રાપ્ત થયેલા ભયંકર દુઃખને કોની પાસે રડી શકું વારૂ?

આ પ્રમાણે શત્રુઓના હાથમાં સપડાયેલા લવને ઉદ્દેશીને શ્રી સીતા શોક કરી રહી હતી તે અરસામાં સમિધો અને કુશોને લઇ આવનાર કુશ વન થકી પાછો ફરવા લાગ્યો. હે જનમેજય! રસ્તામાં ચાલ્યા આવતા તે કુશને ઘણાંજ ચિત્તમાં ઉદ્વેગ કરાવે એવાં અપશુકનો થવા લાગ્યાં! મૃગલાઓ ભયંકર અવાજને કરતા કરતા તે કુશની દક્ષિણ બાજુએ થઇને પસાર થવા લાગ્યા! આ પ્રમાણે વનથકી સમિધો અને કુશોને લઇને જતા રઘુકુળભૂષણ રામ પુત્ર કુશે રસ્તામાં થયેલા અપશુકનોને જોઇને વ્યથા પામ્યો તથા વિઘ્ન હરનાર કેશવ-શ્રી-વિષ્ણુનું ચિન્તન કરવા લાગ્યો! ચિન્તામાં પેસી ગયેલા

મનવાળા તે કુશના બેઉ બાહુઓ ઘણાજ ફરકવા લાગ્યા તથા કુશના બેઉ નેત્રોમાંથી આંસુઓ પોતાની મેળે ચાલવા લાગ્યાં, આ થકી તેનું મન ઘણીજ વ્યથા પામ્યું ! આ પ્રમાણે વ્યથિત થયેલો તે કુશ આશ્રમના દ્વાર સુધી આવી પહોંચ્યો તથા મનમાં અત્યંત ચિન્તા કરવા લાગ્યો કે હમેશના નિયમ મુજબ આજ મારો સહોદર ભ્રાતા લવ સંમુખે શા કારણથી ઉપસ્થિત નહી થયો હોય વારૂ ! પ્રાતઃકાલમાં મારી પાસે આવેલા તે લવને મેં વાર્યો હતો, તે કારણથી કુપિત થયેલો તે મારી સમક્ષ આવતો નહી હોય શું ? અથવા આ બાલક લવને કોઇએ પકડી લીધો કે શું ? આ પ્રમાણે ચિન્તા કરતા કરતા તે વીર કુશે પોતાની જનની શ્રીસીતાજીને જોયાં,તેને નમસ્કાર કરીને શુભ વચન પુછવા લાગ્યો હે માતઃ ! આપ પ્રલાપ શા માટે કરી રહ્યાં છો ? મારો સહોદર બન્ધુ લવ આ સમયે ક્યાં ગયો છે? કુશનું આ વચન સાંભળીને સીતાજી તેને કહેવા લાગ્યાં-હે વત્સ ! તું જ્યારે ફલ ફુલો વગેરે લાવવાને માટે વનમાં ગયો ત્યારે ઋષિપુત્રોની સાથે ક્રીડા-પરાયણ (રમતી આળ) લવ જલદી આપણા આશ્રમના બગીચામાં ચાલ્યો ગયો, ત્યાં કોઈ રાજાનો (!) યજ્ઞિય અશ્વ પોતાની ઇચ્છાપૂર્વક વિચરતો છતો આવી પહોંચ્યો હતો; તે અશ્વને લવે સાહસપૂર્વક પકડી લીધો તથા પોતાના બલ પ્રમાણે યુદ્ધ કરતો તે લવ આ સમયે મૂર્ચ્છાને પામી ગયો છે. હવે જો તે જીવતો હોય કે રણમાં મુઓ હોય; પરંતુ તેને બાંધીને રાજાના દુષ્ટ સૈનિકો પોતાના નગર પ્રત્યે લઇ જાય છે. હે કુશ પુત્ર ! તારા તારા સિવાય તે બાલક લવને અન્ય કયો વીર છોડાવી શકે એમ હતો. જે પ્રમાણે સ્મરણ કરેલા શ્રી વિષ્ણુ પોતાના ભકતને ભવ-બન્ધનથી શીઘ્ર મુકત કરે, તે પ્રમાણે શત્રુઓના (!) પાશમાં સપડાયેલા તારા સહોદર લવને છોડાવવા માટે તું એકલોજ સમર્થ થઇ શકે એમ છો ! શ્રીસીતા માતાનું આ પ્રમાણેનું વચન સાંભળીને કુશ પોતાની ભ્રુકુટીને ત્રણ કરચલી વાળી કરવા લાગ્યો તથા લાલચોળ નેત્રો કરીને તે કુશ સીતાજી પ્રત્યે કહેવા લાગ્યો-આજ મારા બાણ પ્રહારોથી ભેદાઈ ગયેલા વેરિઓના રૂધિરનું આ પૃથ્વી (માતા) પાન કરશે તથા તે ગરમાગરમ રૂધિર સૂર્ય (દાદા) ના કિરણોવડે સુકાશે. સામા પક્ષમાં ભલે ઇન્દ્ર હોય વરૂણ હોય અથવા મહાબલવાન્ કુબેર હોય યમ-યક્ષ કે ગન્ધર્વો તેઓના સહાયકો હોય, અને સર્વ દેવો તથા તેઓના દેવ સૈનિકો તેઓના સહાયકો હોય, અને સર્વે દેવો તથા તેઓના દેવ સૈનિકો તેઓના સહાયકારક થાઓ, પરંતુ તેઓ સર્વને રણમાં જીતીને હું મારા સહોદર લવને આજ તેઓના પાશમાંથી અવશ્ય છોડાવીશ. હે માતર્ ! તું ચિન્તા ન કર હું આ ચાલ્યો, મને તારા મંગળ-હસ્તથી ઋષિજીનાં આપેલાં તે બેઉ અક્ષય-ભાથાં તથા ધનુષ્ય આપ તથા ચર્મથી મઢેલું ખડગ, મુકુટ અને મારૂં કવચ આપના મંગલ હસ્તથી આપ, પોતાના કુશપુત્રનું આવું શૌર્ય-ભર્યું વચન સાંભળીને શ્રી જાનકીજીએ પોતાની રમ્ય પર્ણશાલામાં પ્રવેશ કર્યો અને બન્ને અક્ષય ભાથાં તથા ધનુ-

ષ્ય, ચર્મ ખડ્ગ, કિરીટ અને કવચ વગેરે રણ સાહિત્ય લઇ આવીને વીર કુશને અર્પણ કર્યું. પોતાની માતાના શુભ હસ્તથી કુશે આનંદ પૂર્વક રણ—સાહિત્યના સ્વીકાર કર્યો, કવચને પહેરીને તથા ખડગ અને ચાપને ધારણ કરીને જુવાન એવો તે કુશ પોતાની જનની સીતાજીને નમસ્કાર કરીને રણભૂમિ પ્રત્યે ચાલવા લાગ્યો, સીતાજીએ તેને આશિર્વાદ આપ્યા પછી કુશ પોતાના બેઉ બાહુને વીરતાનું દર્શન કરાવતો છતો તાડન કરવા લાગ્યો તથા બલવાન એવો તે પોતાના ઉગ્ર-ધનુષ્યને પહોંચું કરતો કરતો ત્વરાપૂર્વક, જે પ્રમાણે સિંહણનો બચ્ચો મદોન્મત્ત હાથીઓ ઉપર નિર્ભય થઇને કુદી પડે, તેમ ભય રહિત થઇને શત્રુસેના (!) પ્રત્યે દોડવા લાગ્યો, આશ્રમ પાસેની રણભૂમિમાંથી ચાલ્યા જતા તે શત્રુઓને દૂરથી બોલાવીને કહેવા લાગ્યો—હે વૈરીઓ ! જો તમારામાં શકિત હોય તો ઉભા રહો અને મારી સાથે યુદ્ધ કરો, જો હવે તમારા સર્વેમાં લડવાની શકિત ન હોય તો મારા બન્ધુને મુકત કરો. આ વીર એવા કુશને (અને) જીત્યા સિવાય તમો આ સ્થળેથી ચાલ્યા જાઓ તે તમો—વીરોને ઘટતું નથી. વીર કુશનું આ ભયંકર ગર્જનાયુકત વાકય સાંભળીને શત્રુઘ્નના તે સર્વે સૈનિકો પરસ્પર કહેવા લાગ્યા. અહો ! આ ખડ્ગચર્મને ધારણ કરનાર જુવાન, શર અને ચાપથી યુકત તથા કિરીટ અને કવચને ધારણ કરનાર કયો મહાશૂરવીર ચાલ્યો આવે છે. ખરેખર આ ચાલ્યો આવતો વીર આપણા સર્વેનો અવશ્ય કાલ—રૂપ થશે. આ પ્રમાણે ભયથી વિહ્વલ થયેલા શત્રુઘ્નના સર્વે વીરો ગડબડવા લાગ્યા, તેઓની પતાકાઓ પવનથી કમ્પે । વૃક્ષોની માફક કણકણવા લાગી તથા શત્રુઘ્નના વીર સૈનિકોના મુકુટોના આકાશમાંથી ઉડતા ગીધો સ્પર્શ કરવા લાગ્યા. તથા તે સમયે ભાથાઓમાંથી શરો પોતાની મેળે નીકળવા લાગ્યા તથા કોષો (મીઆન) માંથી તરવારો પણ પૃથક્ થઇને પોતાની મેળે બહાર નીકળવા લાગી ! તથા પવન પ્રચણ્ડ થઇને વૃક્ષોને તથા ધ્વજાઓને જડ મૂળથી ઉખેડી નાખતો છતો પ્રવૃત્ત થયો ! ને સમયે ઉડેલી ધૂળવડે આકાશ છવાઇ ગયું તથા સૂર્યનારાયણ અન્તર્ધ્યાન થઇ ગયા ! ક્ષણભર પછી આ સર્વ ઉપદ્રવ શાન્ત થયો અને શત્રુઘ્નના સૈનિકોએ તે કુશ વીરને જોયો. પોતાની સેના પ્રત્યે આક્રમણ કરવાને ચાલ્યા આવતા તે કુશને શત્રુઘ્ન પોતાના સેનાધિપતિને ઉદ્દેશીને કહેવા લાગ્યો—હે સેનાધિપતિ ! જ્યાં સુધીમાં અમો આપણા સૈન્યની વ્યૂહ—રચના રચી લઇએ ત્યાં સુધીમાં તું આ ચાલ્યા આવતા બાલ—વીર પ્રત્યે જા અને શરોના પ્રહારથી તેનું વારણ કર તથા હે આર્ય ! તેની સાથે તું યુદ્ધ કર. શત્રુઘ્નનું આ વચન સાંભળીને સેનાપતિ તેને કહેવા લાગ્યો. હે સુવ્રત ! આપની કૃપાથી આપણા સૈન્ય પ્રત્યે ચાલ્યા આવતા આ બાલકને હું હણી નાખીશ (!) એમ કહીને તે સમયે બલવાન્ સેનાધ્યક્ષ, બાલ—વીર કુશ પ્રત્યે ગયો તથા તે કુશને 'ઉભો રહે ઉભો રહે' એમ કહેતો દશશરોથી વીંધવા લાગ્યો, કુશે પોતાના પ્રત્યે ચાલ્યા આવતા તે બાણોને કાપી નાંખ્યા અને કુપિત થઇને તે સેનાપતિ ઉપર પ્રહાર કરવા લાગ્યો ચાર બાણોવડે આ સેનાપતિના

ચારે અશ્વોને હણીને હસતો હોય તેમ તે સેનાધ્યક્ષના સારથિનું શિર તેના શરીર ઉપરથી જુદું કરી દીધું તથા તેના રથના તિલ-તિલ જેવડા ટુકડા કરીને તથા તેની પાસે ઉભેલા પાયદળને હણીને તેનું ધનુષ્ય તથા અતિનિર્મળ ચકચકતા તેના કવચને કાપી નાખ્યું, તથા તે દુરાત્મા-સેનાધ્યક્ષના બેઉ હાથોને બે શર વડે કાપી નાખ્યાં તથા તેના બેઉ ચરણોને અને તેની માંસ-પેશીઓથી હૃષ્ટપુષ્ટ બેઉ જંઘાઓને પણ કુશે કાપી નાખી અને મૂછ દાઢીવાળા તથા જ્વલિત કુંડલોવાળા તેના વદનને કંઠ થકી હરી લીધું! શત્રુઘ્નનો તે સેનાધ્યક્ષ રણમાં હણાયાથી સૈન્યમાં મહાન્ હાહાકાર વ્યાપી ગયો! તે સેનાધિપતિને હણાયેલો જોઇને 'નગ' નામનો તેનો ભાઇ, ગજારૂઢ થઇને વીર બાલક કુશ પાસે આવી પહોંચ્યો તથા કુશને શક્તિનો પ્રહાર કરવા લાગ્યો. વહ્નિ ફેટ સમાન ચળકાટ કરતી અને વીજળીની માફક ઝળહળી રહેલી તે શક્તિને મહાબલવાન્ શ્રી-સીતાપુત્ર કુશે પાંચ બાણોવડે કાપી નાંખી તથા તેના હાથીના ચારે ચરણોને યુદ્ધ ચતુર કુશે કાપી નાખ્યા! કપાઈ ગયેલા ચરણોવાળા હાથી ઉપરથી કુદીને મોટી વિચિત્ર ગદાને ધારણ કરનાર તે આ 'નગ' નામનો વીર કુશ પ્રત્યે દોડી ગયો, સર્પ સરખા તે વીરના ગદાયુક્ત હસ્તને કુશે સત્વર કાપી નાખ્યો, દક્ષિણ હાથ છિન્ન થવાથી તે વીરે પોતાના વામ-હસ્તથી ભૂમિ ઉપર પડેલું ચક્ર ઉઠાવ્યું. ચક્રને ધારણ કરનાર નગના તે હાથને પણ કુશે કાપીને પૃથ્વી ઉપર પાડયો, તોપણ દોડતા એવા તે વીરના કુશે બેઉ ચરણો જલદી છેદી નાખ્યા, કપાઈ ગયેલા હાથ અને ચરણોવાળો બલવાન્ એવો તે 'નગ' ધૂલિથી મલિન થયેલા અંગોવાળો તથા રૂધિરથી ભીંજાયેલો હોવા છતાં, આકાશમાં રાહુ જેમ સૂર્યનો ગ્રાસ કરવા દોડે, તેમ બાલક કુશ પ્રત્યે જઇ પહોંચ્યો તથા કપાઈ ગયેલા બન્ને હાથવડે ગદાને પકડીને તે કુશ પ્રત્યે ફેંકી, તે ગદાવડે તાડિત થયેલો તે કુશ એક ડગલું પણ ખસી ન શકયો! તથા તેવોને તેવોજ ઉભેલો વીર કુશ આ નગના પ્રતાપથી ઘણોજ સંતુષ્ટ થયો, ત્યાર પછી કુશે નગના વધ માટે એક અત્યંત તીક્ષ્ણ બાણ ફેંકયું. તે શર વડે કપાઇ ગયેલું નગનું શિર અદૃશ્ય થયું તથા. શ્રીમહાદેવજીએ પોતાની મુંડમાલા માટે નગના તે ઉત્તમ શિરને પકડી લીધું! આ પ્રમાણે યુદ્ધ-સ્થળમાં નગ હણાયા પછી કુશ કોપાન્વિત થઈને દણ્ડપાણિ અન્તક-યમરાજની માફક શત્રુઘ્નના તે સૈન્યને બાણોવડે હણવા લાગ્યો તથા પર્વત સમાન તે સૈન્યના હસ્તીઓને ઉન્મત્ત વૃષભની જેમ ચીરવા લાગ્યો, હાથીઓના શરીરમાંથી ઉછળતા રૂધિરવડે તે વીરોનાં વસ્ત્રો રકત થઈ ગયાં તથા તે સર્વે સૈનિકો ઘણાજ પીડાયા તથા પુષ્પિત થયેલા કિંશુકવૃક્ષની માફક દીપવા લાગ્યા બલપૂર્વક પડતા બાણોવડે તે સ્થળે મહાન્ અગ્નિ પ્રકટ થયો! રથ અને હાથીઓ-રૂપ ઇંધનવાળો તે અગ્નિ તથા બાલક એવો કુશ એમ બન્ને ક્રમેક્રમે વધવા લાગ્યા. મદોન્મત્ત તથા રણમાં પડતા હાથીઓવડે મહારથીઓ પડવા લાગ્યા તથા રથો ચક્રો અને તેનો પતાકાઓ પોતાની મેળેજ ફાટી જવા લાગી તથા અશ્વારૂઢ થયેલા વીરોના શરીરો, બાણોથી ભેદાઇ ગયેલાં હોવાથી

પ્રાણોનો ત્યાગ કરવા લાગ્યાં, હાથીઓ અશ્વો અને રથોના સમૂહો તથા પદાતિઓ, જેમ વિષ્ણુ-ભક્તિને નહી કરનારા અધમ જનો સંસારમાં પડી જાય તેમ ભૂમિ ઉપર પડવા લાગ્યા અથવા કન્યાના વિત્તથી જીવનારા તેના પિતૃઓ જેમ અધોગતિને પામે. તે પ્રમાણે શત્રુઘ્નના સૈન્યની દશા કુશના બાણ પ્રહારોથી થઇ! આ પ્રમાણે તે કુશ વીરે શત્રુઘ્નના રથો અને ગજોથી વ્યાપ્ત સૈન્યનો જેમ કોઇ મનુષ્ય સ્વધર્મ પાલનથી પોતાના દુષ્કૃતનો નાશ કરે તેમ નાશ કર્યો. ૩૧

શ્રીરામચન્દ્રઃ શરણં ભૂયાત્.

---

# પ્રકરણ ૩૨ મું.

## કુશલવોપાખ્યાન-લક્ષ્મણનું આગમન.



શ્રી રામચન્દ્રના સૈન્યનો આ પ્રમાણે નાશ થનો જોઈ મહાબાહુ શત્રુઘ્ન પોતાના ધનુષ્યને હલાવતો હલાવતો યુદ્ધ-ભૂમિ પર આવી પહોંચ્યો તથા કોપથી પૂરાઇને નવ બાણોથી તે કુશને વીંધી નાખ્યો, ત્યાર પછી બલવાન્ એવા કુશે પણ શત્રુઘ્નના અશ્વો સહિત રથના ચુરેચુરા કરી નાખ્યા તથા તેને હૃદયમાં નમેલા પર્વવાળાં શરવડે વીંધ્યો, તથા ફરીથી બેઉ સ્તનોના મધ્ય ભાગમાં સાઠ બાણોથી વીંધી નાખ્યો. કુશના બાણોથી અત્યંત વીંધાએલો શત્રુઘ્ન રથના દાંડા ઉપર જેમ મદોન્મત્ત થયેલો માતંગ ઠોકર ખાઇને, પર્વત ઉપર પડી જાય, તેમ પડી ગયો! હણાવામાંથી બાકી રહેલા યોદ્ધાઓ જલદી અયોધ્યા પ્રત્યે દોડી ગયા. ત્યાર પછી મૂર્છાનો ત્યાગ કરીને લવ યુદ્ધ સ્થલમાં કુશને જોવા લાગ્યો તથા ઉભો થઇને પોતાના જ્યેષ્ઠ બન્ધુ વીર કુશને આલિંગન આપીને હર્ષ પામ્યો તથા તે-કુશને પુછવા લાગ્યો મોટા ભાઇ! હવે હું આ યજ્ઞિય અશ્વને પકડી લઉં? લવના આ પ્રકારના વિનીત વચનથી કુશે પ્રસન્ન થઇને અશ્વને પકડી લેવા માટે અનુમોદન આપવાથી તે લવે યજ્ઞિય-અશ્વને બાંધી લીધો: જેમ વાયુ અને વિભાવસુ (અગ્નિ) એકત્ર થાય તેમ કુશ અને લવ બન્ને ભાઈઓ મળીને તે સ્થળે વીર સૈનિકોના આવવાની રાહ જોતા જોતા બલપૂર્વક ઉભા રહ્યા. લવ અને કુશના પ્રહારથી બચવા પામેલા જે યોદ્ધાઓ હતા તેઓ, આસન ઉપર બેઠેલા યજ્ઞ કર્મમાં દીક્ષિત થયેલા તથા ધનુષ્યને શરીર ઉપર ધારણ કરનારા રૂરૂ નામના મૃગના ચર્મને ધારણ કરનાર, દંડધારી તથા સુંદર મેખલાને પહેરી રાખનાર, ભરત અને લક્ષ્મણ સહિત બેઠેલા તથા અનેક મુનિવર્યોથી ઘેરાયલા એવા તથા તિલો અને આજ્યના હોમથી ઉત્પન્ન થયેલા ધૂમ્ર વડે અરૂણ (લાલ) લોચનોવાળા સુવર્ણની બનાવેલી સીતા સાથે મંડપમાં બેઠેલા-શ્રી રામચન્દ્ર પાસે જઈને નીચે પ્રમાણે કહેવા લાગ્યા-હે રામચન્દ્ર! આપનો યજ્ઞિય-અશ્વ પૃથ્વી ઉપર ભ્રમણ કરવા લાગ્યો; પરંતુ તેને કોઇ પણ વીર પકડી શકયો નહી, પરંતુ આપશ્રીની સમાન આકૃતિવાળા કોઇ એક (!) બાલકે તે અશ્વને પકડી લીધો, તથા તેણે

અમારા સૈન્યને હણી નાખ્યું ! ત્યાર પછી મહા મુશ્કેલીથી આપશ્રીના અનુજ–શત્રુઘ્ને તે વીર બાલકનું ધનુષ્ય કાપી નાંખ્યું અને તેને પકડી લીધો, ત્યાર પછી તે બાલક થાકીને મૂર્ચ્છા પામી ગયો, એ અરસામાં તો ઉગ્ર પરાક્રમવાળો તથા ચાપ અને ખડ્ગને ધારણ કરનાર તેનો બલવાન્ એવો કોઈ બીજો બન્ધુ આવી પહોંચ્યો ! તે બીજા વીર બાલકે પણ–આપશ્રીનું બાકી રહેલું ઉગ્ર સૈન્ય સેનાપતિ સહિત હણી નાખ્યું ! જ્યારે તે સેનાપતિ હણાયો ત્યારે આપણું સકલ સૈન્ય વ્યાકુલ થઇને શીઘ્ર સર્વે દિશાઓમાં ખૂણે–ખાંચરે જેને જેમ ફાવ્યું તેમ નાસી જવા લાગ્યા !

પોતાના સૈનિકોનું તે વચન સાંભળીને શ્રી રામચન્દ્ર ઘણાજ વિસ્મય પામ્યા ! તથા પોતાના વીર સૈનિકોને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે અરે આ શું તમારો સર્વેનો બકવાદ છે કે ભ્રમ છે ? અથવા આ શું તમારૂં પિશાચપણું જણાવો છો ? મારો વીર ભ્રાતા શત્રુઘ્ન આ જગત્‌માં કયા વીરથી અથવા રણમાં પતન પામી શકે એવો છે ? ! શ્રી રામનું આ વચન સાંભળીને યોદ્ધાઓ પુનઃ કહેવા લાગ્યા–હે રાજેન્દ્ર ! અમારામાં બકવાદ ભ્રમ કે પિશાચતા કાંઈ પણ નથી ! હે શ્રી રામ ! આપશ્રીનું જે પુરૂષે એકજ વાર સ્મરણ કર્યું હશે તે પુરૂષમાં કદાપિ ભ્રમ પિશાચતા કે બકવાદ સંભવી શકતા નથી ! તેઓને તો ઉત્તમ જ્ઞાનજ પ્રાપ્ત થાય છે ! હે સમર્થ રઘુનન્દન ! આપશ્રીના સાક્ષાત્ દર્શન થયા પછી અમારામાં જલ્પ (બકવાદ) ભ્રમ કે પિશાચતા કેવી રીતે સંભવી શકે વારૂ ? આપનો ભ્રાતા શત્રુઘ્ન કોઇ એક (!) બાલકના બાણોથી પીડા–મૂર્ચ્છા પામીને રણમાં સુતો છે. આ પ્રમાણે સૈનિકોના મુખમાંનું નિર્ણીત વાક્ય સાંભળીને દુઃખિત થયેલા શ્રી રામચન્દ્ર વિલાપ કરતા કરતા નીચે પ્રમાણે કહેવા લાગ્યા–જે શત્રુઘ્ને બ્રાહ્મણોનો દ્વેષ કરનાર લવણ નામના દૈત્યને પોતાના તીક્ષ્ણ શરોથી હણી નાખ્યો તથા મારા વચનને યથાર્થ પાલન કરનાર તે શત્રુઘ્નને ન્હાના છોકરાઓએ પાડયો ! મારા કયા દોષથી (!) મારો શત્રુઘ્ન ભ્રાતા તેવી અવસ્થાને પામ્યો હશે વારૂ ! હે ભાઇ લક્ષ્મણ, તું મારી પાસે આવ, અને આ મારૂં એક શ્રેષ્ઠ-વચન સાંભળી લે. જો ભાઇ હું તો યજ્ઞકર્મમાં દીક્ષિત થયેલો હોવાથી મારાથી તે સ્થળે યુદ્ધ કરવા જઇ શકાય તેમ નથી. મોટી સેનાને સાથે લઇને તું જ્યાં તારો ભાઇ શત્રુઘ્ન મૂર્ચ્છા ખાઇને પડયો છે તે સ્થળે જા અને પુષ્કલ યુદ્ધ કર તથા તારાભાઈ શત્રુઘ્નને અને તે યાજ્ઞિય–અશ્વને મુક્ત કર. શ્રી રામચન્દ્રનું આ વાક્ય સાંભળીને લક્ષ્મણ પોતાના સૈનિકો સાથે જલદી ચાલી નીકળ્યો, તે લક્ષ્મણની પાછળ મત્ત માતંગો સુવર્ણથી અલંકૃત રથો તથા અશ્વારોહી સ્વારો અને પગપાળાઓ તે અયોધ્યા–નગરીમાંથી નીકળીને આગળ ચાલવા લાગ્યા. સર્વે વીરોની પતાકા તેસમયે રક્તવર્ણની હતી તથા સર્વે સૈનિકોએ લાલવસ્ત્રો અને ધ્વજાઓ ધારણ કરી હતી (કેસરીયાં કરીનેજ તે સર્વે વીરો શત્રુઘ્નની કુમકે જવાને તૈયાર થયા હતા) સર્વે વીરોના અંગો ચંદનથી લિપ્ત હતાં તથા રણકાર કરતા કંકણોથી સુમંડિત હતાં,

સર્વ સૈનિકોએ વીર-શ્રીને વરવાના ઉમેદ-વારોના જેવા સુગંધી પુષ્પ માળાઓથી પોતાના કેશો બાંધી લીધા હતા. તથા જાણે સાક્ષાત્ કાલનોજ અવતાર હોય તેમ યુદ્ધ સં-સ્થા (વિજય) ની અભીપ્સા રાખ્યા કરતા હતા, સર્વ વીરો યુવાન, દાઢી મૂછવાળા યુદ્ધ-કળામાં પ્રવીણ તથા શત્રુઓના ઉપર સારી રીતે પ્રહાર કરી શકે (પુરા પડે) એવા હતા, તે સૈન્યમાં ઘણાએક વીરો શ્વેત-વસ્ત્રને ધારણ કરનારા ધીર તથા શ્વેત-પતાકાવાળા હતા, તથા એકપત્નીવ્રત વાળા, ધાર્મિષ્ઠ અને જીતેન્દ્રિય હતા. આ પ્રમાણે અનેક સંખ્યામાં સહસ્ત્ર વીરો તૈયાર થઈને શત્રુઘ્નને શત્રુપાશ (!) માંથી છોડવવા માટે અયોધ્યા નગરમાંથી નીકળવા લાગ્યા. તે સર્વે સૈનિકોનો સેનાધિપતિ ધર્મિષ્ઠ-બ્રાહ્મણપ્રિય મહા-બલવાન લક્ષ્મણ હતો. ચાલ્યા જતા તે સૈન્યથી (ઉડેલી-ધૂળથી) સમુદ્રો સુકાઈ જવા લાગ્યા નદીઓ [illegible] લાગી અને અશ્વોની દૃઢ ખુરાઓથી પર્વતો ચૂર્ણરૂપ થવા લાગ્યા. ગાઢ જંગલો તે સૈન્યના ચા-લવાથી સફાચટ સ્થળો જેવાં થઈ ગયાં તથા તૃણો ઉડીને શત્રુઓના (!) મુખમાં પડવા લાગ્યા. તે સૈનિકોએ સરિતાઓમાં-થી પાણી પીધેલું હોવાથી સરિતાઓમાં જલ પણ દૃષ્ટિગોચર થતું નહતું. રથોના ચક્રોવડે તથા અશ્વોની ખુરાઓથી રજ-ધૂલિનો એવો તો પ્રાદુર્ભાવ થયો હતો-કે તે રજ આકાશમાંના મેઘો સુધી જઈને કાદવ બની જતું હતું. તે કાદવથી મેઘ-વાદળાંઓ જ્યારે ઘન-ગાઢ થઈ જતાં ત્યારે તે સેનાના ઉચ્ચ-હાથીઓના શુણ્ડા દણ્ડોથી ઘણાંજ ઘસડાઈ ઘસડાઈને વીખ-રાઈ જતાં હતાં. તથા કાદવના ભારથી નમી ગએલા વાદળાં શનૈઃ શનૈઃ પ્રસ્રાવણ કરતાં હતાં તથા તેની વચલા ભાગમાંને ધાર-ણ કરનાર નદીઓ ફુંફાડા મારી રહ્યા હતા તથા ઘોડેસ્વારો વિવિધ પ્રકારની ગતિઓને કરતા છતાં દોડાદોડ કરી રહ્યા હતા તથા રથો પણ મેઘોની ગર્જના માફક ગમ્ભીર શબ્દો કરતા કરતા ચાલ્યા જતા હતા તથા હાથીઓ પૃથ્વીને કંપાવતા પર્વત-માફક પ્રયાણ કરતા હતા, તે યુદ્ધ સમયે હાથીઓ ભાંભરવા લાગ્યા, અશ્વો હણહ-ણાટ કરવા લાગ્યા તથા રથો પોતાના ચ-ક્રોવડે ગર્જના કરવા લાગ્યા અને પદાતિ-ઓ ડિંમડિંમ કરવા લાગ્યા આ પ્રમાણે ચાલ્યું જતું લક્ષ્મણનું તે ભયાનક સૈન્ય, જ્યાં શત્રુઘ્ન પોતાના સૈનિકો સાથે મૂર્છા ખાઈને પડ્યો હતો ત્યાં આવી પહોંચ્યું. તે સ્થળે સુમિત્રા તનય-જયેષ્ઠ-લક્ષ્મણે કે જે કાલજિત્-ની સાથે હતો, તેણે પોતાના ભાઈ સુંદર કેશોવાળા વીર શત્રુઘ્નને ક્ષાત્ર-કલાઓથી રહિત અને મહા મુશ્કેલીએ જેનો જીવ બચવા પામ્યો છે. એ અવ-સ્થામાં જોયો ૩૨

श्री रामः शरणम्

## પ્રકરણ ૩૩ મું

### કુશ લવો પાખ્યાન-કુશના યુદ્ધ વિજયનું વર્ણન.

શ્રીરામચન્દ્રે મોકલેલા તે સૈન્યને તથા તે સૈન્યના અધિપતિ લક્ષ્મણને જોઈને શત્રુઓના અંકુશરૂપ નિર્ભય વીર કુશ પોતાના સહોદરને ઉદ્દેશીને કહેવા લાગ્યો

–હે લવ ! સામા પક્ષનું આ મોટું સૈન્ય આવી પહોંચ્યું છે, તે સૈન્યમાં હાથીઓ અને રથોની સંખ્યાજ કરી શકાતી નથી! હવે આપણે શું કરવું જોઇએ વારૂ ? પોતાના જયેષ્ઠ ભ્રાતા કુશનું આ વચન સાંભળી વીર લવ ગંભીરતાપૂર્વક કહેવા લાગ્યો–હે મહાબાહુ મોટાભાઇ કુશ ! આ સ્થળે આપણે યુદ્ધ અવશ્ય કરવુંજ જોઇએ, તથા આ સૈનિકોને કુષ્માંડના ફળની માફક ભેદી નાખવા જોઇએ અને તેઓના રથોને ઇક્ષુ–દણ્ડ (શેરડી) ની માફક છેદવા જોઇએ તથા પાકેલાં ફળોની માફક આ સૈનિકોના શિરોને ભૂતલમાં પાડવાં જોઇએ, જેમ અગસ્ત્ય ઋષિને સાગરની ગણના ન હોય તેમ તમારા સમગ્ર બલ–સમક્ષ આ સમુપસ્થિત થયેલું સૈન્ય ટકી શકવાને યોગ્યજ નથી. સિંહની સમક્ષ જંબુકોની પંક્તિઓ પસાર થઇ શકતીજ નથી તથા પુણ્ય–ભાગીરથી ગંગાનું દર્શન કરીને પાપોનો સમૂહ જેમ નાશ પામે, તેમ આ સમરાંગણમાં ઉભેલા આપને જોઇને આ સકલસેના જલદી નાશ પામી જશે. આપને કેવળ શ્રોત્રિય–યાજ્ઞિકોજ પકડી શકે છે, આ સૈનિકો આપને પકડી લેવાનું સામર્થ્ય ધરાવતાજ નથી, તથા હું પણ આ પ્રબલ જણાતી સેનાના વેગથી કદાપિ ઉત્સાહ–ભગ્ન થઇ શકું એમ નથી ! હે જયેષ્ઠ –ભ્રાતા ! આપના ધનુષ્યને ઉઠાવીને ઉભા થાઓ અને સમય ન વીતાવતાં બાણોની યોજના કરો, હું આ સર્વ સૈન્યને તીક્ષ્ણ શરોવડે રોકી લઉં છું. શું કરૂં કે મારૂં ધનુષ્ય તે સમયે કપાઇ જવાથી હું નિરૂપાય થયો. એમ બોલીને નિશ્ચલ–દૃષ્ટિથી પોતાના મનવડે ધનુષ્યની પ્રાર્થના કરતા તે લવે સૂર્ય–નારાયણ સામી દૃષ્ટિ કરી અને સ્તુતિ કરવા લાગ્યો–

नमः सवित्रे सूर्याय
पूष्णे ज्योतिष्मते नमः ।
नमः सप्ततुरंगाय
नित्यं व्योमचराय च ॥ १ ॥
मेषादीनामधीशाय
मासि मासि नमोनमः ।
अयनद्वयकर्त्रे च
मकाराय नमोऽस्तु ते ॥ २ ॥
मूकान्धबधिराणां च
वाङ्नेत्रश्रोत्रदाय च ।
शिरोऽर्तिशूलकुष्ठानां
नाशकाय नमोऽस्तु ते ॥ ३ ॥
नमः सुवर्णवर्णाय
सहस्रकिरणाय च ।
जगतामेकनेत्राय
भवते भास्कराय च ॥ ४ ॥
दिवाकराय पिंगाय
पयः स्रष्ट्रे घनाय तु ।
नमः पर्याप्तरूपाय
जन्मत्राणक्षयाय ते ॥ ५ ॥
ऋग्वेदरूपिणे तुभ्यं
नमो ब्राह्मणरूपिणे ।
यजुः सामाथर्वकर्त्रे
पुराणागमकारिणे ॥ ६ ॥
गाथेतिहासकर्त्रे ते
नमो ब्रह्मस्वरूपिणे ।
नमो विष्णुस्वरूपाय
रुद्ररूपाय ते नमः ॥ ७ ॥

સર્વ સૈનિકોએ વીર-શ્રીને વરવાની ઉમેદ-રાખનારા હોઈ પુષ્પ માળાઓથી પોતાના કેશો બાંધી લીધા હતા. તથા જાણે સાક્ષાત્ કાળનોજ અવતાર હોય તેમ યુદ્ધ સંસ્થા (વિજય) ની અભીપ્સા રાખ્યા કરતા હતા, સર્વ વીરો જુવાન, દાઢી મૂછવાળા યુદ્ધ-કળામાં પ્રવીણ તથા શત્રુસેના ઉપર સારી રીતે પ્રહાર કરી શકે (પુરા પડે) એવા હતા, તે સૈન્યમાં ઘણાએક વીરો શ્વેત-વસ્ત્રને ધારણ કરનારા ધીર તથા શ્વેત-પતાકાવાળા હતા, તથા એકપત્નીવ્રત વાળા, ધાર્મિક અને જીતેન્દ્રિય હતા. આ પ્રમાણે અનેક સંખ્યામાં સકળ વીરો તૈયાર થઈને શત્રુઘ્નને શત્રુપાશ (!) માંથી છોડવવા માટે અયોધ્યા નગરમાંથી નીકળવા લાગ્યા. તે સર્વે સૈનિકોનો સેનાધિપતિ ધર્મિષ્ઠ-બ્રાહ્મણપ્રિય મહાબળવાન્ લક્ષ્મણ હતો. આવ્યા જતા તે સૈન્યથી (ઉડેલી-ધૂળથી) સમુદ્રો સુકાઈ જવા લાગ્યા નદીઓ શોષાવા લાગી અને અશ્વોની દૃઢ ખુરાઓથી પર્વતો ચૂર્ણરૂપ થવા લાગ્યા. ગાઢ જંગલો તે સૈન્યના ચાલવાથી સફાચટ સ્થળો જેવાં થઈ ગયાં તથા તૃણો ઉડીને શત્રુઓના (!) મુખમાં પડવા લાગ્યા. તે સૈનિકોએ સરિતાઓમાંથી પાણી પીધેલું હોવાથી સરિતાઓમાં જળ પણ દૃષ્ટિગોચર થતું નહતું. રથોના ચક્રોવડે તથા અશ્વોની ખુરાઓથી રજ-ધૂળિનો એવો તો પ્રાદુર્ભાવ થયો હતો-કે તે રજ આકાશમાંના મેઘો સુધી જઈને કાદવ બની જતું હતું. તે કાદવથી મેઘ-વાદળાંઓ જ્યારે ઘન-ગાઢ થઈ જતાં ત્યારે તે સેનાના ઉચ્ચ-હાથીઓના શુણ્ડાદણ્ડોથી ઘણાજ ગથડાઈ અથડાઈને વીખરાઈ જતાં હતાં, તથા કાદવના ભારથી નમી ગયેલા વાદળાં શનૈઃ શનૈઃ પલાયન કરતા હતાં તથા તેની સમક્ષ ખડ્ગચર્મને ધારણ કરનાર નરો કુદકા મારી રહ્યા હતા તથા ઘોડેસ્વારો વિવિધ પ્રકારની ગતિઓને કરતા છતાં દોડાદોડ કરી રહ્યા હતા તથા રથો પણ મેઘોની ગર્જના માફક ગમ્ભીર શબ્દો કરતા કરતા આવ્યા જતા હતા તથા હાથીઓ ધરાદેવીને કંપાવતા પર્વત-માફક પ્રયાણ કરતા હતા, તે યુદ્ધ સમયે હાથીઓ ભાંભરવા લાગ્યા. અશ્વો હણહણાટ કરવા લાગ્યા તથા રથો પોતાના ચક્રોવડે ગર્જના કરવા લાગ્યા અને પદાતિઓ ડિંમડિંમ કરવા લાગ્યા આ પ્રમાણે આવતું જતું લક્ષ્મણનું તે ભયાનક સૈન્ય, જ્યાં શત્રુઘ્ન પોતાના સૈનિકો સાથે મૂર્છા ખાઈને પડયો હતો ત્યાં આવી પહોંચ્યું. તે સ્થળે સુમિત્રા તનય-જ્યેષ્ઠ-લક્ષ્મણ કે જે કાળજિત્-ની સાથે હતો, તેણે પોતાના ભાઈ સુંદર કેશોવાળા વીર શત્રુઘ્નને ક્ષાત્ર-કળાઓથી રહિત અને મહા મુશ્કેલીએ જેનો જીવ બચવા પામ્યો છે. એ અવસ્થામાં જોયો ૩૨

શ્રી રામઃ શરણમ્

## પ્રકરણ ૩૩ મું.

### કુશ લવો પાખ્યાન-લવના યુદ્ધ વિજયનું વર્ણન.

શ્રીરામચન્દ્રે મોકલેલા તે સૈન્યને તથા તે સૈન્યના અધિપતિ લક્ષ્મણને જોઈને શત્રુઓના અંકુશરૂપ નિર્ભય વીર કુશ પોતાના સહોદરને ઉદ્દેશીને કહેવા લાગ્યો

-હે લવ ! સામા પક્ષનું આ મોટું સૈન્ય આવી પહોંચ્યું છે, તે સૈન્યમાં હાથીઓ અને રથોની સંખ્યાજ કરી શકાતી નથી! હવે આપણે શું કરવું જોઇએ વારૂ ? પોતાના જ્યેષ્ઠ ભ્રાતા કુશનું આ વચન સાંભળી વીર લવ ગંભીરતાપૂર્વક કહેવા લાગ્યો-હે મહાબાહુ મોટાભાઇ કુશ ! આ સ્થળે આપણે યુદ્ધ અવશ્ય કરવુંજ જોઇએ, તથા આ સૈનિકોને કુષ્માંડના ફળની માફક ભેદી નાખવા જોઈએ અને તેઓના રથોને ઇક્ષુ-દણ્ડ (શેરડી) ની માફક છેદવા જોઇએ તથા પાકેલાં ફળોની માફક આ સૈનિકોના શિરોને ભૂતલમાં પાડવાં જોઇએ, જેમ અગસ્ત્ય ઋષિને સાગરની ગણના ન હોય તેમ તમારા સમગ્ર અગ્ર-સમક્ષ આ સમુપસ્થિત થયેલું સૈન્ય ટકી શકવાને યોગ્યજ નથી. સિંહની સમક્ષ જંબુકોની પંક્તિઓ પસાર થઈ શકતીજ નથી તથા પુણ્ય-ભાગીરથી ગંગાનું દર્શન કરીને પાપોનો સમૂહ જેમ નાશ પામે, તેમ આ સમરાંગણમાં ઉભેલા આપને જોઈને આ સકલસેના જલદી નાશ પામી જશે. આપને કેવળ શ્રોત્રિય-યાજ્ઞિકોજ પકડી શકે છે, આ સૈનિકો આપને પકડી લેવાનું સામર્થ્ય ધરાવતાજ નથી, તથા હું પણ આ પ્રબલ જણાતી સેનાના વેગથી કદાપિ ઉત્સાહ-ભગ્ન થઈ શકું એમ નથી ! હે જ્યેષ્ઠ-ભ્રાતા ! આપના ધનુષ્યને ઉઠાવીને ઉભા થાઓ અને સમય ન વીતાવતાં બાણોની યોજના કરો, હું આ સર્વ સૈન્યને તીક્ષ્ણ શરોવડે રોકી લઉં છું. શું કરૂં કે મારૂં ધનુષ્ય તે સમયે કપાઇ જવાથી હું નિરૂપાય થયો. એમ બોલીને નિશ્ચલ-દૃષ્ટિથી પોતાના મનવડે ધનુષ્યની પ્રાર્થના કરતા તે લવે સૂર્ય-નારાયણ સામી દૃષ્ટિ કરી અને સ્તુતિ કરવા લાગ્યો-

नमः सवित्रे सूर्याय
पूष्णे ज्योतिष्मते नमः ।
नमः सप्ततुरंगाय
नित्यं व्योमचराय च ॥ १ ॥
मेषादीनामधीशाय
मासि मासि नमोनमः ।
अयनद्वयकर्त्रे च
मकाशाय नमोऽस्तु ते ॥ २ ॥
मूकान्धबधिराणां च
वाङ्नेत्रश्रोत्रदाय च ।
शिरोऽर्ति शूलकुष्ठानां
नाशकाय नमोऽस्तु ते ॥ ३ ॥
नमः सुवर्णवर्णाय
सहस्रकिरणाय च ।
जगतामेकनेत्राय
भवते भास्कराय च ॥ ४ ॥
दिवाकराय पिंगाय
पयः स्रष्ट्रे घनाय तु ।
नमः पर्याप्तरूपाय
जन्मत्राणक्षयाय ते ॥ ५ ॥
ऋग्वेदरूपिणे तुभ्यं
नमो ब्राह्मणरूपिणे ।
यजुः सामाथर्वकर्त्रे
पुराणागमकारिणे ॥ ६ ॥
गाथेतिहासकर्त्रे ते
नमो ब्रह्मस्वरूपिणे ।
नमो विश्वस्वरूपाय
रुद्ररूपाय ते नमः ॥ ७ ॥

विश्वस्य वांछितकराय मनोरमाय
विश्वेश्वराय पुरुषाय मदाऽवलाय ।
हंसाय चण्डघृणये मणिकुण्डलाय
नौम्याहवे जयकरं धनुरस्य मेऽस्तु ॥८॥

આ પ્રમાણે શ્રી સૂર્યનારાયણ પાસે પોતાના ધનુષ્યને વિજયકર બનાવવાની પ્રાર્થના વીર લવે કરી, આ સ્તોત્રથી સૂર્ય નારાયણે પ્રસન્ન થઇને, દેવતા સંબંધી શ્રેયસ્કારક ઉત્તમ સ્તોત્ર વદનારાઓમાં શ્રેષ્ઠ એવા લવને દિવ્ય શરાસન આપ્યું કે જે શરાસન—બાણ-સુવર્ણના પટ્ટાઓથી સુન્દર બનાવવામાં આવ્યું હતું તથા તેની પ્રત્યંચા ઉત્તમ અને દૃઢ હતી, મહાબાહુ—લવ આવા ઉત્તમ ધનુષ્યને શ્રી સૂર્ય નારાયણ પાસેથી પ્રાપ્ત કરીને પોતાના જ્યેષ્ઠ ભ્રાતા કુશને કહેવા લાગ્યો— હે ભ્રાતા ! મારા (આપણા) ગુરૂશ્રી વાલ્મીકિ ઋષિજીએ જે સ્તોત્રનો ઉપદેશ કર્યો હતો તે દેવી સ્તોત્રના મેં જપ કર્યો અને તે શ્રી સૂર્ય નારાયણ થકી મેં ધનુષ્ય પ્રાપ્ત કર્યું જે જે કાંઇ મારી પાસે અસમય વસ્તુઓ છે તે સર્વ મહાન વસ્તુજાત મેં એવીજ રીતે પ્રાપ્ત કર્યું છે એ પ્રમાણે કુશને કહીને તે બેઉ મહાબલવાન્ વાયુ અને વિભાવસુની માફક શોભતા છતા જાણે સૈન્ય રૂપી અરણ્યને બાળી નાખવાને પ્રવૃત્ત થયા હોય, તેમ સેનાને પહોંચી વળ્યા તે બન્ને ભાઇઓએ લક્ષ્મણે પાળેલી સેનામાં પ્રવેશ કર્યો તથા બેઉ વાદળાં જેમ પર્વત ઉપર વૃષ્ટિ કરે તેમ ઘોર શરોનો વરસાદ કરવા લાગ્યા તે બેઉ ભાઇઓએ જ્યારે સૈન્યમાં પ્રવેશ કર્યો ત્યારે સૈન્યમાં મોટ—મોટાં કુંડાળાં પડવા લાગ્યાં જે પ્રમાણે વાસુકિ અને મંદરાચલ વડે મથાતા સમુદ્રની જે સ્થિતી થાય તે સ્થિતિ લક્ષ્મણની સેનાની થઇ ગઇ ! તે બન્ને વીરોના સિંહનાદથીજ અર્ધા યોજન પર્યન્ત લક્ષ્મણનું તે સૈન્ય પાછું હઠયું આ ઘટનાથી ક્રોધે ભરાયેલા કાલજિત્ અને લક્ષ્મણ શરો વડે કુશને રૂંધવા લાગ્યા તથા લક્ષ્મણના સૈન્યવડે અતિ પરાક્રમી એવો લવ પણ રૂંધાઇ ગયો. તે સમયે અનેક પ્રકારની ભ્રાન્તિઓ થવા લાગી અનેક ગજો તે રણ સ્થળમાં ભમવા લાગ્યા તેવી તથા અનેક સંખ્યામાં અનેક ગજો ફરતા હોવાથી પ્રત્યેક ગજ ઉપર દશ રથો અને પ્રત્યેક રથો ઉપર સો સો અશ્વો દેખવા લાગ્યા તથા પ્રત્યેક અશ્વ ઉપર સો સો પગપાળાઓ ઉભા રહેલા જણાયા. આ પ્રમાણે સો પ્રકારના ભ્રમોવડે તે લવ રૂંધાયો. ત્યાર પછી અનેક યોદ્ધાઓ શર—વજ્ર અને મુદ્‌ગરો તથા ભાલાંઓવડે લવ ઉપર પ્રહાર કરવા લાગ્યા, ગદા ખડ્‌ગ—શકિત ઋષ્ટિ અને પરશુઓ તથા અણીદાર અનેક પ્રકારના શસ્ત્રો વડે તથા સભ્રમ રૂપ અશ્વો ઉપર બેઠેલા તે યોદ્ધાઓ સામાપક્ષવાળાના હાથોને પકડી શકે એવા પાશો વડે એકલા એવા આ બાલક લવને ઘેરવા લાગ્યા. લવ શત્રુઓને તીક્ષ્ણ અસ્ત્રો વડે હણવા લાગ્યો તે શત્રુઓ શિરો ભૂમિ ઉપર પડીને સ્ફુરણા કરવા લાગ્યા, આ સર્વ યુદ્ધ કર્મ, અલ્પ સમયમાં કલ્પના અંતને કરવાળા યમની માફક કરીને નાદ કરવા લાગ્યો, સો વીરોને સો બાણોથી વીંધ્યા બસો શરો વડે અર્ધ સહસ્ત્ર વીરોને પાંચસો બાણો વડે તથા સહસ્ત્ર વીરોને હજારો બાણોથી તથા દશ કુંજરને દશ હજાર બાણોથી વીંધવા

લાગ્યો તથા ક્રોધે ભરાઈને તે સર્વે વીરોને હણવા લાગ્યો. આ પ્રમાણે રણમંડલમાં ચાલીશ હાથીઓની ભમીઓને હણીને સિંહ સમાન પરાક્રમવાળો, શરોથી જેના સર્વાંગો ભેદાઈ ગયાં છે એવો તે લવ સર્વે દિશાઓમાં અવલોકન કરવા લાગ્યો, રથો અને વારણોથી વ્યાપ્ત એવું તથા ચળકતા ખડ્ગોની પ્રભાઓ વડે તથા હાથીઓ વડે પણ શ્યામ રૂપ થયેલું લક્ષ્મણનું તે સૈન્ય આ સ્થળેથી ચાલતું થયું ! આ ચાલ્યા જતા ભયંકર સૈન્યને તે લવે જોયું, પરંતુ પોતાની પાછળ રહેલા કુશને તે લવ ન જોઇ શક્યો. જ્યારે તેણે કુશને ન જોયો તે સમયે લાંબા સમય સુધી તે ધ્યાન ધરી રહ્યો અને વિચારવા લાગ્યો, અહો મારો ભ્રાતા કુશ ક્યાં ગયો હશે- આ પ્રમાણે ચિન્તામગ્ન થયેલા તે લવનું ઉત્તમ ધનુષ્ય રૂધિરાક્ષનામથી વિખ્યાત, શ્રી રામચન્દ્રને શરણે આવેલો લવણાસુરનો સામો હરી ગયો, તે ધનુષ્યને ખુંચવીને અતિવેગ પૂર્વક દોડતા તે રૂધિરાક્ષ નામના રાક્ષસને લવ કહેવા લાગ્યો-હે રાક્ષસાધમ ! ઉભો રહે 'ઉભો રહે' તું જીવતો છતો મારી પાસેથી ક્યાં ભાગી જવાનો છો ! આ પ્રમાણે તે રાક્ષસને સંભળાવીને પોતે હાથ વડે ચક્ર પકડ્યું તથા મહાભુજાવાળો તે લવ પોતાની માતા-શ્રી સીતાજીના ચરણોનું ચિન્તન કરવા લાગ્યો. તે લવ ચક્રને પકડીને જેમ પોતાના ભક્ષ્યને પકડીને શ્યેન-નામનું પક્ષી આકાશમાં ઉડે તેમ ઉડવા લાગ્યો. રૂધિરથી ભીંજાયેલો તે લવ પુષ્પો ઉપર ઉડતા મયૂરની માફક સાક્ષાત્ ચક્રપાણિની માફક દીપવા લાગ્યો, લવને ગમનમાં રહેલો જોઇને સર્વે યોદ્ધાઓ આ લવ હમણા આપણા ઉપર પડી જશે એમ ધારીને ભય પામ્યા તથા ભયથી પોતપોતાના ચાપોમાં શરોની યોજના કરવા લાગ્યા. કેટલાકો તો પોતાના મસ્તકો ઉપર અત્યંત દૃઢ ચર્મો (ઢાલો) રાખવા લાગ્યા. તથા આ વીર આપણા ઉપર હમણાં પડશે એમાં સંશય નથી એમ ધારીને ઘણાએક સૈનિકો રથની નીચે છુપાઇ ગયા. બાણોથી ભેદાઇ ગયેલા શરીરોવાળા હાથીઓ પૃથ્વી ઉપર સુવા લાગ્યા. તે હાથીઓના ઉદર ભાગમાં ઘણાએક મહારથીઓ છુપાઇ ગયા. તથા જે વીરો એ પ્રમાણે આકાશમાં ઉડેલા લવને જોઈને ભયભીત થયા હતા તે સર્વે તે સમયે પોત પોતાના રક્ષણ માટે પ્રવૃત્ત થઇ ગયા તથા બાકી રહેલા દશ મહાવીરો તે સ્થળેથી નીકળી ગયા કે જેઓ દશરથ રાજાના સુજ્ઞમંત્રીના પુત્રો હતા, તેઓના નામ આ પ્રમાણે હતાં, જિતશ્રમ-ધાર્મિક સુકેતુ શત્રુસૂદન-ચંદ્ર-સહ શત્રુ-કાલ-મલ્લ તથા સિંહ એ રાજમંત્રીના દશે પુત્રો આકાશમાં રહેલા ચક્રપાણિ લવને તીક્ષ્ણ સાયકોથી વીંધવા લાગ્યા. તે પ્રત્યેકે દશ દશ બાણો વડે ઉંચા થઈ થઇને લવના હાથમાં રહેલા તે ચક્રને છેદવા લાગ્યા. કપાઇ ગયેલા ચક્રવાળા તે લવે શીઘ્ર ભૂમિ ઉપર આવીને પરિઘને હાથમાં ધર્યું તથા તે મંત્રિપુત્રોને પરિઘવડે હસતાં હસતાં પ્રહાર કરવા લાગ્યો, લવના પરિઘના પ્રહારોથી તે મંત્રી પુત્રોના ઢાલ તથા બખ્તરો પડી ગયાં તથા તે સર્વે શોણિતથી છંટાઇ ગયા. વેદ-રહિત અને કુશાસ્ત્રને જાણનારા અને વિષ્ણુ ભક્તિથી રહિત તથા સ

ની ભક્તિથી હીન એવા નાસ્તિકો જેમ રૌરવ–નરકમા પડે તેમ તે મંત્રીપુત્રો ભૂમિ ઉપર પડયા એટલામાં રૂધિરાક્ષ નામનો રાક્ષસ ગદાને ધારણ કરીને તે સ્થળે પ્રાપ્ત થયો તથા તે લવને પોતાના ઓજ- પૂર્વક ગદાવડે મસ્તક ઉપર પ્રહાર કરવા લાગ્યો. રૂધિરાક્ષના ગદા પ્રહારથી તે બાળક લવ ઘડીભર મૂર્ચ્છા ખાઇને પૃથ્વી ઉપર પડયો તથા મૂર્ચ્છાનો ત્યાગ કરીને તે લવ તે સમયે ગજેંદ્રની માફક ઉભો થયો તથા પૃથ્વી ઉપર પડેલા ભાલાને લઇને તે રાક્ષસ પ્રત્યે દોડયો તથા તે દુષ્ટને કેશોમાં પકડી ખેંચીને તેનું શિર કાપી નાખ્યું તથા તે વીર લવે શ્રી સૂર્યનારાયણે આપેલું ધનુષ્ય તે રાક્ષસાધમના હાથમાંથી લઈ લીધું અને ગર્જના કરવા લાગ્યો તથા સૈન્યનો ક્ષય કરનારા અનેક તીક્ષ્ણ બાણો છોડવા લાગ્યો ત્યાર પછી મોટા સૈન્યવડે તે લવ, ગર્ભમાં રહેલો પ્રાણી જેમ અજ્ઞાનથી ઘેરાય તેમ બહાર રહેલો છતો આ લવ તે પ્રમાણે તે મહાસૈન્યથી ઘેરાઇ ગયો. તૃણોથી ઘેરાયેલો અગ્નિ જેમ તે તૃણને અવશ્ય બાળી મૂકે તે માફક કોપથી પૂરાયેલા તે બાળક લવે તે સૈન્યને બાળી મૂક્યું–૩૩

શ્રી રામચન્દ્રઃ શરણમ્——મૂયાત્

## પ્રકરણ ૩૪ મું.

### કુશલવોપાખ્યાન–લક્ષ્મણ સેના પરાજય

શ્રી રામચન્દ્રની આજ્ઞાથી યુદ્ધ માટે આવેલા તેમના અનુજ લક્ષ્મણને જોઇને સિંહ સમાન પરાક્રમવાળો કુશ તેની સામે યુદ્ધ કરવા માટે ગયો. પોતાની સંમુખે ચાલ્યા આવતા તે કુશને લક્ષ્મણે પાંચ બાણો વડે પ્રહાર કર્યો. તે બાણોથી તાડિત થયેલો વીર કુશ લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યો–હે મહાવીર ! આપ આ રણભૂમિમાં સ્થિર થાઓ. પાછીપાની ના કરશો એ પ્રમાણે કહીને તે કુશે એક બાણ લક્ષ્મણ તરફ છોડયું, તે બાણવડે લક્ષ્મણનો રથ બે ઘટિકા પર્યન્ત ભમવા લાગ્યો તે રથના અતિ ભ્રમણથી તેના ચારે અશ્વો પંચત્વને પામ્યા. ત્યાર પછી લક્ષ્મણ અન્ય–રથમાં બેસીને શરોને છોડવા લાગ્યો, બે શરો વડે કુશનું અતિનિર્મલ કવચ છેદી નાખ્યું તથા ત્રણબાણો વડે તેના મુકુટને ભેદી નાખ્યો. તે ઘટના ઘણી આશ્ચર્ય જનક થઈ પડી. ભેદાઇ ગયેલા કવચવાળો તે સીતા સૂતુ કુશ શ્રમરહિત થઇને તે રણમાં ત્વચાથી મુક્ત થયેલા સર્પરાજની માફક દીપવા લાગ્યો. તથા તે વીર કુશ 'લક્ષ્મણને વિનયપૂર્વક કહેવા લાગ્યો કે આપે મારા પ્રત્યે શત્રુભાવ (!)નો ત્યાગ કરીને મારો ભાર હર્યો છે, તે ખરેખર આપે મારા ઉપર ઉપકારજ કર્યો છે, એમ કહી શકાય. તે પ્રમાણે આપના ઉપર હું પણ ઉપકાર (!) કરીશ કે જેથી હે લક્ષ્મણ, આપની પાસે જે આ સૈન્યરૂપી મહાભાર છે, તે સર્વેનો નાશ કરીને આપને પણ ભાર-મુક્ત (!) કરી દઉં. આપ મારૂં હસ્ત-ચાતુર્ય જુઓ, એમ કહીને ઉંચેથી શ્રુતિઓમાં પ્રસિદ્ધ એવા ' આથર્વ–સૂક્ત' ને જપતા જપતા મહાબલવાન સીતા–પુત્ર કુશે આગ્નેય –અસ્ત્રને છોડયું. કુશે છોડેલા તે આગ્નેયાસ્ત્રમાંથી હજારો જ્વાલાઓ પેદા થવા

લાગી, તે જ્વાલાઓ વડે મહાત્મા લક્ષ્મણનો રથ ભસ્મીભૂત થયો તથા સૈન્ય પણ ભસ્મીભૂત થવા લાગ્યું તેની પતાકાઓ વસ્ત્રો અને આભરણો બળી ગયાં, સળગતા બખ્તરવાળા વીરોના કેશો તથા દાઢી મૂછ બળવા લાગ્યાં તથા હંસ સમાન વર્ણવાળા અશ્વોની પુચ્છની લટી પણ બળવા લાગી. રથો, ચક્રો છત્રો અને ચામરો તથા સર્વે આયુધો કુશે છોડેલા તે અસ્ત્રમાંથી પ્રકટ થયેલા હવિર્ભુજ અગ્નિદેવે બાળી મૂકયાં, શત્રુને વશમાં રાખનાર તે લક્ષ્મણે પોતાના સૈન્યને બળતું જોઇને કુશના તે અગ્નેયાસ્ત્રનું વરૂણાસ્ત્રથી શમન કર્યું. લક્ષ્મણે છોડેલા વારૂણાસ્ત્રને જોઈને મહાવીર કુશે વાવ્ય-અસ્ત્રનું સંધાન કર્યું. તે વાયવ્યાસ્ત્રથી લક્ષ્મણની સેનાના સર્વે વીરો આકાશમાં ઉડવા લાગ્યા, તે સમયે રથો અને મદોન્મત્ત ગજો વાયુના પ્રબલ વેગવડે ભૂમિ ઉપર પડવા લાગ્યા, બાલ વીર કુશના આ ભીષણ કર્મથી ક્રોધે ભરાયેલો કાલજિત્ નામનો સેનાધિપતિ લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યો-હું આ વીર-બાલકને વેલા (વેળ) જેમ સમુદ્રને હણે તેમ હણી નાખું છું જ્યાં સુધી આ વીરનો કનિષ્ઠ ભ્રાતા ન આવી પહોંચે ત્યાં સુધીમાં હું એ પરાક્રમ કરી લઉં, એ પ્રમાણે તે સેનાધિપતિ, લક્ષ્મણને કહીને કુશ પ્રત્યે પહોંચી ગયો અને કહેવા લાગ્યો-હે વીર બાલક આજ ખરેખર તું શ્રી રામચન્દ્રની સેનાનો ક્ષય કરનારો અમને પ્રાપ્ત થયો છે, યદ્યપિ તું અમે તેવો (!) થયો હો, પણ આજ હું કુશનું (તારૂં) ઉન્મૂલન અવશ્ય કરીશ. કાલજિત્નું આ પ્રમાણેનું બોલવું સાંભળી કુશ તેના પ્રત્યે કહેવા લાગ્યો-હે વીર કાલજિત્ ! અજાના ગળામાં રહેલા સ્તનની માફક વ્યર્થ તારા નામને કોઇએ આવી સંજ્ઞા (!) આપી છે. જેમ બધિર પુરૂષના શ્રવણેન્દ્રિય-રહિત કર્ણો વૃથા હોય તેમ તારૂં કાલજિત્ નામ મને તો વૃથાજ જણાય છે. અવિવેકી-બાલકોને જેમ બ્રહ્મોપદેશ કરવામાં આવે તથા તૃણને માટે અગ્નિ જેમ વૃથા હોય તેમ કયા સત્પુરૂષે (!) તારા જેવો બહુબકવાદ કરનારો સેનાધ્યક્ષ કર્યો હશે વારૂ ? અરે મૂઢ ! તું જુવે તેમ મારા અનુજ લવે તારૂં સકલ સૈન્ય હણી નાખ્યું છે. મેં તારી જિહ્વાને કાપી નાખનારૂં આ બાણ છોડયું છે તેને કાપી નાખતો ખરો ! એમ કહીને કુશે એકજ બાણથી કાલજિત્ની જિહ્વાને કાપી નાખી. આ સમયે સેનાની મધ્યમાં ઉભેલો તે કાલજિત્ મૌની થઈ ગયો અને સેનામાં ઉભેલા લવને સંજ્ઞાવડે કહેવા લાગ્યો કે તું પણ અતિ માન્ય એવા મૌન વ્રતનું આચરણ કર એમ કહીને અત્યંત ક્રોધે ભરાયેલો કાલજિત્ વક્રમુખવાળા શર વડે તે કુશને હૃદયમા વીંધીને તેના વામ-હસ્ત ઉપર તાડન કરવા લાગ્યો. કુશે તે કાલજિત્ના દક્ષિણ હસ્તને બાણો વડે છેદી નાખ્યો તથા અર્ધચન્દ્ર બાણથી તે કાલજિતનું કુણ્ડલો સહિત મસ્તક પણ છેદી નાખ્યું-પ્રૌઢ કાલજિત્ રણમાં મરાયા પછી લક્ષ્મણ તે કુશની સંમુખે આવી પહોંચ્યો અને શાલ-તાલ અને વડને છેદી નાખનારા ઘોર બાણોનો વરસાદ કરવા લાગ્યો તથા છ બાણો વડે કુશને હૃદયમાં ખુબ પ્રહાર કર્યો ત્યાર પછી તે લક્ષ્મણે કુશ પ્રત્યે શક્તિ અને ગદાને પણ

ફેંકી તથા ભાલું ખડગ પરશુ તોમર અને ચર્મ—ને ફેંકવા લાગ્યો કુશે તે શસ્ત્રોના સાત સાત ટુકડા કરી નાખ્યા અને સિંહની માફક ગર્જના કરીને કહેવા લાગ્યો—હે વીર ! ઉભો રહે ઉભો રહે અને મારા શરોના પ્રહારોને સહન કર એ પ્રમાણે કહીને વાલ્મીકિ ઋષિએ આપેલાં, ગ્રૃધ્ર પત્રો વાળા તથા સર્પોની માફક વાંકાંચુકાં અને જેમાંથી જ્વલતા અગ્નિના કણો નીકળી રહ્યા છે એવાં પાંચ બાણોનું સંધાન તે વીર કુશ પોતાના ધનુષ્યમાં કરવા લાગ્યો, તે પાંચ બાણોનું અનુસંધાન કર્યા પછી તેના હાથમાં છુટેલા અને આકાશમાં પ્રકાશને કરતા મર્મભેદી તે પાંચ બાણોએ મહાત્મા લક્ષ્મણનું હૃદય ભેદી નાખ્યું. કુશના આ પાંચ બાણોના પ્રહારથી આકાશમાંથી પ્રભારહિત થયેલો સૂર્ય જેમ પડી જાય તેમ લક્ષ્મણ પૃથ્વી ઉપર પડી ગયો. ત્યારપછી તે કુશે રણમાં લવનો ભયંકર આક્રન્દ સાંભળ્યો, અને ખડ્ગ તથા ચર્મ ઢાલને ધારણ કરી રાખનાર તે કુશ ગરૂડની માફક ઉડવા લાગ્યો. તે રણસ્થળમાં હાથીઓની અનેક પંક્તિઓથી ઘેરાયેલા વીર લવને તેણે જોયો. આ થકી ક્રોધે ભરાઇને અનેક હાથીઓને અને મહારથીઓને પોતાના ખડ્ગથી કાપવા લાગ્યો તથા તે સર્વ પ્રમીઓ ( યુદ્ધની વ્યૂહ રચનાઓ ) ને કાપીને એક ક્ષણમાં પોતાના પ્રિય અનુજ લવને મુક્ત કર્યો, તે બેઉ ભાઇઓએ વાલ્મીકિ ઋષિના આશ્રમમાં લક્ષ્મણના સકલ સૈન્યનો આ પ્રમાણે નાશ કર્યો અને નિર્ભય થયેલા તે બેઉ વીરો પોતાના આશ્રમનું નિરીક્ષણ કરતા કરતા બીજા સૈન્યની વાટ જોઇને ઉભા રહ્યા. ૩૪

શ્રીરામ ચરણૌ શરણમ્.



# પ્રકરણ ૩૫ મું.

## કુશલવોપાખ્યાન—હનુમાનનું વાક્ય

શ્રી રામચંદ્ર ગંગાતટ ઉપર યજ્ઞમંડપમાં દીક્ષિત થયેલા હતા તથા અનેક મુનિઓ સાથે બેઠેલા હતા. તેઓ ભરત પ્રત્યે કહેવા લાગ્યા—હે ભરત ! જે આપણે મોકલેલો લક્ષ્મણ યજ્ઞિય—અશ્વને હરી લેનારા બેઉ બાળકોને જીતીને હજી સુધી કેમ આવી પહોંચ્યો નહી હોય વારૂ ? જે બેઉ બાળકોવડે તમારો અનુજ શત્રુઘ્ન પરાજય પામ્યો છે. તે બન્ને બાળકોને સમર્થ લક્ષ્મણ અદ્યાપિ જીતી નહી શક્યો હોય શું ? સ્વપ્નમાં થતા સંગ્રામ મધ્યમાં આ લક્ષ્મણને જોઇને સચરાચર ત્રૈલોક્ય નાશ પામી જાય. તો પછી તે લક્ષ્મણ સંગ્રામમાં પ્રત્યક્ષ ઉભો હોય તો તેને કોણ સહન કરી શકનાર હતો. મેં તે આપણા ન્હાના ભાઇ શત્રુઘ્નને રણમાં મૂર્છા પામેલો સાંભળીને તે લક્ષ્મણને બેઉ બાળકોસાથે યુદ્ધ કરવાને આજ્ઞા આપી. પરંતુ વનમાં જન્મ પામેલા અને કોઈ પણ નાથ (વાલી) ! વિનાના ચપલબુદ્ધિવાળા તે બેઉ યુદ્ધ કરવાને શક્તિમાન હોઇ શકેજ નહી ! લક્ષ્મણના ભયથી ત્રાસ પામેલા તે બેઉ બાળકો કોને શરણે જશે વારૂ ? લક્ષ્મણ

પોતાના લૌકિક ધર્મને અનુસરીને પોતાના પ્રતાપથી રણમાં મૂર્ચ્છિત થયેલા શત્રુઘ્નને આ સ્થળે-અયોધ્યામાં લાવશે. અને માતા સુમિત્રાને પોતાના રણમાં પડેલા શત્રુઘ્નનું મુખ દેખાડશે. લક્ષ્મણને યુદ્ધમાં કુપિત થયેલા તથા પોતાના બેઉ બાલકોનો સંહાર કરતા સાંભળીને તે બેઉ બાળકોને જન્મ આપનારી અનાથ એવી તે બેઉની માતા (સીતા) તેના રક્ષણને માટે કોને પ્રાર્થના કરી શકશે? મારા પોતાનાજ નાશને માટે તે બેઉ વિઘ્ન કરનારા બાલકો ક્યાંથી પ્રાપ્ત થયા હશે વારૂ! મારા યજ્ઞની સમાપ્તિને એક વર્ષમાં હવે ફક્ત બેજ દિન બાકી છે, એ અરસામાં તે યજ્ઞિય-અશ્વ શત્રુઘ્નથી રક્ષાયેલો છતો તે સ્થળે જઇને જે બેઉ બાળકોથી બન્ધન પામ્યો છે. મારો (શ્રી રામનો) ભરત સુગ્રીવ અને વિભીષણનો તથા અંગદનો વાલિ પુત્રનો અને મહા બલવાન્ હનુમાન્નો તથા અન્ય મારા સુહૃદો અને બંધુઓનો અનાદર કરીને તથા આપણને સર્વને તૃણ સમાન ગણીને તે બેઉ બાળકો પોતાના હાથમાં આવી પહોંચેલા યજ્ઞિય-અશ્વને હરી ગયા! જુઓ આ બેઉ બાળકોની ચેષ્ટા લક્ષ્યમાં તો લ્યો! હે ભરત! જે પ્રદેશમાં મારો યજ્ઞિય અશ્વ છે તે પ્રદેશમાં લક્ષ્મણ પ્રત્યે સંગ્રામમાં સહાયક અન્ય જનોને મોકલી દ્યો કે જેથી તે યજ્ઞિય-અશ્વને સત્વર અયોધ્યામાં લઇ આવે, લક્ષ્મણ સર્વદા મારૂં વચન કાર્યે ભરાઇનેજ પાળે છે! શ્રીરામચન્દ્રજીનું આ વાક્ય સાંભળીને ભરતે મહા બલવાન પાંચ દૂતોને બોલાવ્યા, તેઓ સર્વે તે ક્ષણેજ શ્રી રામચંદ્રની સમીપ આવીને ઉપસ્થિત થયા. સમર્થ શ્રીરામચન્દ્ર સ્વયં તેઓને કહેવા લાગ્યા- હે દૂતો, તમો સર્વે લક્ષ્મણ પાસે તેને આંહિ લઈ આવવા માટે જાઓ અને તેને મારા આજ વાક્ય કહેજો કે-હે લક્ષ્મણ, યુદ્ધમાં તે બેઉ બાળકો યદ્યપિ અપરાધી જણાય તો પણ તેઓને મોહનાસ્ત્રથી મોહિત કરીને જીવતાજ તારે બચાવવા. વળી કહેવું કે હે લક્ષ્મણ, તારી સાથે સર્વ અસ્ત્રોના ઉપયોગમાં શૂરવીરો છે અને તું સ્વયં વીર છો તથા રથમાં રહેલો અને સમર્થ છો, પરંતુ તે બેઉ બાળકો રથ વિનાના અને નિરાશ્રય છે, માટે તે બન્નેને પકડીને તું વેગપૂર્વક આંહિ અયોધ્યામાં લઈ આવ; પરંતુ બલ તથા યુદ્ધકલાથી રહિત તે બેઉને તું રણમાં હણતો નહીં, જે સજ્જન પુરૂષો પારકા (!) બાલક ઉપર દયા કરે છે તે સાધુપુરૂષો આ પૃથ્વી ઉપર પુત્રપૌત્રવાળા થઇને સુખ ભોગવે છે! સીતાના વદન સમાન મેં પોતાના પુત્રનું મુખ હજુસુધી નીહાળ્યું જ નથી! આ પૃથ્વી ઉપર અવતાર લઇને હું તેવા પુત્ર-વદન નિરીક્ષણરૂપ સુખથી અદ્યાપિ વંચિતજ છું. માટે તે બેઉને છોડવવાનો આગ્રહ કરૂં છું. વળી તે બેઉને પુછવાનું કે તમે બેઉ કોના પુત્ર છો, અને શા હેતુથી વનમાં વિચરો છો? તે બેઉ પુત્રોની જનની ક્યાં છે? તે સર્વ પુછીને તેની જનનીને પણ લેતો આવજે.” આ પ્રમાણે શ્રીરામચંદ્ર જ્યાં દૂતોને ઉપદેશ કરી રહ્યા છે એ અરસામાં હે જનમેજય રાજન્! શરોથી ભેદાઇ ગયેલા અને રૂધિરના પ્રવાહને પોતાના શરીરમાંથી વહન કરતા મહાવીર એવા લક્ષ્મણના દૂતો શ્રી રામચન્દ્રના શરણમાં આવી પહોંચ્યા,

તથા શ્રી રામ-શ્રી રામ એમ બોલતા ઘણાંજ મહાન્ ભયને કહેવા લાગ્યા–કે હે મહાબાહુ શ્રી રામચંદ્રજી ! અમારૂં મોટા ભયથી રક્ષણ કરો. ઘણી સંખ્યાવાળા મોટા સૈન્યની સાથે રહેલો શૂરવીર તે લક્ષ્મણ પણ જ્યાં શત્રુઘ્ન મૂર્છા ખાઇને પડ્યો છે તેજ ઘોર જંગલમાં પડ્યો છે ! તે લક્ષ્મણ પોતાના સૈનિકો સાથે કુશના બાણોથી ક્ષત થઇને તે સ્થળે પડ્યો રહ્યો છે તથા કુશના સાયકોથી ભિન્ન અંગોવાળા અને રૂધિરની નદીઓ વહેવનારા પુષ્પિત થયેલા કિંશુક વૃક્ષોની સમાન શોભતા કાંઇ પણ જાણીજ શકતા નથી અને નિશ્ચેષ્ટ જેવા થઇ ગયા છે જેઓ વજ્રપાતને સહન કરનારા વીરો હતા તથા અનેક શસ્ત્રોથી પીડાયા છતાં લેશ માત્ર વ્યથાને જાણી શકતા ન હતા તે સર્વેને કુશ નામના કોઇ (!) બાલક વીરે રણમાં મૂર્છાને પમાડ્યા છે ! તથા તેના સાથી લવે તે સેનાને ઘનીભૂત કરીને રગદોળી નાખી છે ! તે બાલકની આવી ઉગ્ર ચેષ્ટા જોઇને અમો સર્વે જેટલા બચ્યા તેટલા રણમાંથી વિમુખ થઇને આપ શ્રી–અમારા રાજા–ની સમીપ આવી પહોંચ્યા છીએ. હે શ્રી રાઘવ ! લક્ષ્મણનો સેનાપતિ કાલજિત પણ રણમાં પૃથ્વી ઉપર હણાઇ ગયેલો પડ્યો છે ! કાલજિત્‌ની સાથે બીજા અનેક યોદ્ધાઓ પણ કુશના બાણથી પીડા પામી–પામીને મરાયા છે ! લક્ષ્મણે પોતાના ભાઈ શત્રુઘ્નના વેરનો ત્યાગ કરીને તે બન્ને ભાઇઓને એકલા વનમાં જોઇને પોતાનું મન કૃપાયુક્ત કર્યું; તથા તેઓની સાથે લડવા લાગ્યાં અને આપશ્રીનો અનુજ તે લક્ષ્મણ કુશ પ્રત્યે કહેવા લાગ્યો હે બાલક ! તું પોતાના ન્હાના ભાઇ સાથે ગૃહ પ્રત્યે ચાલ્યોજા હું તને બાલક જાણીને છોડી દઉં છું તથા (રામ શાન્તિ) યુક્ત વાક્યથી કોઇપણ પ્રકારે હું છુટવા પામ્યો છું, એમ તારી જનનીને જઇને કહેજે. લક્ષ્મણનું આ વચન સાંભળીને કુશ લક્ષ્મણને કહેવા લાગ્યો–હે લક્ષ્મણ જા હું પણ તને છોડી દઉં છું તું શ્રી––રામ પ્રત્યે જઇને કહે કે ભ્રાતૃ દુઃખથી દુઃખિત થયેલા તારી સાથે હું યુદ્ધ નહી કરૂં, મને તો જણાય છે કે આ સમયે શ્રી રામમાં થોડીક પણ કૃપા નથી. અહો, કે જે શ્રી રામ પોતાના અનુજ સહિત આપને કલેશ આપતા છતા. સ્વયં આ રણમાં આવી ન શક્યા. હે લક્ષ્મણ ! તું પણ શ્રી રાઘવ થકી અપમાનનો સંસર્ગ થવાના ભયથી ભીત થયેલો જણાય છે. માટેજ મેં તારા ઉપર આ સમયે કૃપા રાખી છે, તેથી મારા બાણોથી ક્ષત થયા સિવાય તું શ્રી રામ પ્રત્યે–સાજો–સારો ચાલ્યો જા, અથવા જો તારામાં પરાક્રમ પ્રકાશતું હોય તો મને શરોનો સમૂહોથી જલદી પ્રહાર કર. બાલક વીર કુશનું આ પ્રકારનું વાક્ય સાંભળીને લક્ષ્મણે તેને હૃદય સ્થળમાં સાત શરોથી પ્રહાર કર્યો, લક્ષ્મણે પોતાના બાણમાંથી છોડેલા તે શરો તે પ્રકારનો યુદ્ધમાં તે કુશને ભેદીને જંગલમાં પડ્યા તથા ઘણા તીક્ષ્ણ હોવાથી તે શરોએ વનમાંના વૃક્ષોને પણ ભેદી નાખ્યા, ત્યાર પછી કુશના બાણ–સમૂહો વડે લક્ષ્મણનું સકલ કલેવર વ્યાપ્ત થયું તથા એકજ ક્ષણમાં લક્ષ્મણના તે કલેવરને ત્વચાથી રહિત કરી દીધું. તે લક્ષ્મણ પોતાના કલેવરને નવીન કરવાને શું જાણી શકે, પરંતુ પોતાના કોઈ પૂર્વના અભ્યાસથી તે લક્ષ-

યે બાલક કુશને પ્રબોધ કરવા લાગ્યો-અને પછી સાયકોથી ક્ષત થયેલો કુણ્ડલધારી તથા ધીર એવો આ લક્ષ્મણ મૂર્છા ખાઇને પડયો. હે શ્રી રામ, આપનું સકલ સૈન્ય આ પ્રમાણે ભાંગી ગયું અને પડયું તથા જેટલું બચ્યું તેટલું દશે દિશામાં પલાયન થવા લાગ્યું આપશ્રીના તે બન્ને ભાઇઓ-શત્રુઘ્ન અને લક્ષ્મણ મહાવીર હોવા છતાં જ્યારે તેઓની આવી દશા થઈ, ત્યારે અમો સર્વે તેઓ વિનાના થઇને યુદ્ધનો સકલ વૃત્તાન્ત આપશ્રીને જાણ કરવા માટે આવી પહોંચ્યા છીએ. હે શ્રી રઘુપતે. આપ યજ્ઞ દીક્ષાનો ત્યાગ કરો અને સ્વયં તે વનમાં પધારીને યુદ્ધ કરો. જ્યાં સુધી કુશના કાર્મુકમાંથી નીકળેલા બાણો નથી આવી પહોંચતા ત્યાં સુધીજ અમો તે બેઉ બાળકો સામે યુદ્ધ કરવાની હિમ્મત ધરી શકીએ છીએ. પરંતુ હે પ્રભો ! તે કુશની સમક્ષ કોઇ પણ મહાવીરની ગણના થઇ શકતીજ નથી !

આ પ્રમાણે તે દૂતોના વાકયો સાંભળીને ભરતના અગ્રજ તે શ્રી રામચંદ્ર મૂર્છા ખાઇને પૃથ્વી ઉપર પડી ગયા. ભરતે તેમને પકડી લીધા અને શીતલ જલથી તે રઘુકુલભૂષણ ઉપર અભિષેક (છાંટવા) કરવા લાગ્યા તથા શ્રી રામના નેત્રોને લુછીને અને પુનઃ પુનઃ આશ્વાસન આપીને તથા તેમને ચેતના સહિત-સ્વસ્થ જોઇને ભરત નીચે પ્રમાણે કહેવા લાગ્યો-હે શ્રી રાઘવ ! આપ લક્ષ્મણ પ્રત્યે ખેદ યુક્ત મનને ન કરો. તે લક્ષ્મણ યુદ્ધમાં આપશ્રીને માટે શત્રુઘ્નની સાથે અત્યંત દુઃખિત થયેલો હોવાથી પોતાના દેહનો ત્યાગ કરવાની ઇચ્છાવાળો જણાય છે. અને જ્યારથી આરંભીને સીતાદેવીનો ઘોર જંગલમાં ત્યાગ કરીને આંહી આવ્યો છે, ત્યારથી સીતાના દુઃખથી દુઃખિત થયેલો તે જીવતો છતો આપની સમીપ આવવાને શક્તિમાન્ થતો નથી. પહેલાં આપની પાસે હું તે વૃત્તાન્ત કહેવાને માટે આવ્યો હતો અને આપશ્રીની આજ્ઞા મેં બરાબર પાળી હતી, તથાપિ આપશ્રીની લેશમાત્ર કૃપા સતી-શિરોમણિ જાનકી ઉપર કે તે લક્ષ્મણ ઉપર થતી નથી ! હે શ્રી રામ ! લક્ષ્મણ હૃદયમાં આપની આટલી નિષ્ઠુરતાને સ્મરણમાં લાવી કોઇક સમયે પોતાના પ્રાણોનો ત્યાગ કરી દેશે તો પછી હે શ્રી રામ ! આપશ્રીને માટે યજ્ઞકાર્ય પ્રસંગે આપના બન્ધુ લક્ષ્મણે સીતાના ત્યાગનું સ્મરણ કરીને જો યુદ્ધમાં પોતાના જીવિતનો ત્યાગ કર્યો હોય તો ? તથા નિરપરાધી સીતાનો જે લક્ષ્મણ ત્યાગ કરીને અયોધ્યામાં આવ્યો હતો તે સમયનું કિલ્બિષ -અપવાદને સહાને માટે ધારણ કરતો તે લક્ષ્મણ આજ કુશના કોદણ્ડમાંથી નીકળતાં પ્રચણ્ડ શરગંગા વડે પોતાના અપવાદને ધોઈ નાંખી સાફ કરીને હે શ્રી રામ ! લક્ષ્મણ તો આજ પાવન થયો છે. આ અપવિત્ર એવા મને-ભરતને આપશ્રી તે સ્થળે કુશના શર પ્રહારોથી પાવન થવા માટે શામાટે મોકલતા નથી ! હે રઘુકુલ ભૂષણ ! 'આજ હું મારા શરીરને પાવન કરવા માટે તે સ્થળે અવશ્ય જઇશ. આપશ્રીએ સીતાનો વનમાં ત્યાગ કર્યા પછી મને તે વિષે ઘણોએ વિચાર થયો હતો; પરંતુ અયોધ્યામાં આપશ્રીના ચરણ-સમક્ષ જીવતો રહેલો છતો તે પ્ર

કારનું સાહસ આજ કરી શકતો નથી ! શ્રી સીતા શત્રુઘ્ન અને લક્ષ્મણ વિનાનો થઇને આજ હું આ અયોધ્યામાં કેવી રીતે રહી શકું વારૂ ? આ પ્રમાણે બોલી રહેલા ભરતને તેના મોટા ભાઇ શ્રી રામચંદ્ર કહેવા લાગ્યા—હે ભરત, આ પ્રમાણે પુષ્કલ યુદ્ધ કરનાર તે બાળક કોણ છે તે તું તે જંગલમાં જઇને જાણી લાવ. તેના ન્હાના ભાઇ લવ—સહિત તે કુશને યુદ્ધમાં જીતીને મારી સમીપ લઇ આવ તથા રણમાં મૂર્છા પામેલા મારા બેઉ બાન્ધવો—શત્રુઘ્ન અને લક્ષ્મણ વીરને મૂર્ચ્છામાંથી ઉભા કર તથા હનુમાન્ અને જાંબવાન્ પણ અન્ય વાનરો સાથે તારી વૃત્તિ માફક કાર્ય કરતા છતા તારી સાથે આવે. મારા આ વાકયને તું કર—પાળ. વનવાસમાં જતા એવા મેં આપણા પિતાશ્રીનું વાકય પાળ્યું છે, તથાપિ ગૌરવ ભર્યું પિતાશ્રીનું તે મહા વાકય, નંદીગ્રામમાં જટા અને વલ્કલો ધારણ કરી રહેલા તેં યથાર્થ પાળ્યું નથી ( અયોધ્યા પુરીના રાજ્યાસન ઉપર તું બેઠો નથી) માટે હે રઘુકુલ ભૂષણ—ભરત, આ સમયે પિતાના વાકયનું ઉલ્લંઘન કરવાથી થયેલા તે પાપનું પ્રાયશ્ચિત્ત કર, હે સહામતે મારા આ વાકયનું પાલન કરવાથીજ તું આ સમયે પાવન થા ! શ્રી રામચંદ્રનાં આવાં વચનો સાંભળીને ભરત તેમને કહેવા લાગ્યો—હે રઘૂદ્વહ ! હું આપશ્રીને કહું છું તે સાંભળો—જે બેઉ બાળકો, આપશ્રીના સૈન્યને રણમાં પાડનારા તરીકે પ્રસિદ્ધ થયા છે તે બેઉ વીરોને આપશ્રી જાણતાજ નથી હનુમાન્ તે બેઉને જાણતો હશે કે નહી તે હું કહી શકતો નથી, આપશ્રીનો આ અંગદ નામનો નીતિજ્ઞ સચિવ કદાચિત્ જાણતો હશે ? ભરતનું આ વાકય સાંભળી અંગદ શ્રીરામ પ્રત્યે કહેવા લાગ્યો—હે શ્રી રામ ! તે બેઉ બાળકોને હું આપશ્રીના દુર્વિચારરૂપ માનું છું, કે જે કારણથી રઘુનન્દન આપશ્રીએ સીતાજીનો લોકાપવાદથી ત્યાગ કર્યો હતો—આ પ્રમાણે અંગદ બોલી રહ્યા પછી, ઉપર પ્રમાણે શ્રી રામચન્દ્ર વડે આજ્ઞા અપાયેલો અંગદ, હનુમાન્ વગેરે મુખ્ય વીરોને સાથે લઇને તે ભરત ક્રોધ પૂર્વક રથમાં બેસીને સત્વર તે સ્થળેથી રવાના થઇ ગયો તેની સાથે ભૂતલ ઉપર અને આકાશમાં પુષ્કલ સૈન્ય ચાલતું ચાલતું વાનરોની સેનાથી વ્યાપ્ત થયેલું રમ્ય એવી તે અયોધ્યા-પુરીમાંથી બહાર નીકળ્યું. ભરત આ સકલ સેના સાથે વાલ્મીકિઋષિના આશ્રમ પાસેના જંગલમાં પહોંચીને હનુમાનને કહેવા લાગ્યો. કે—હે હનુમન્ ! આ સંગ્રામમાં શ્રી રામચન્દ્રના પુષ્કલ વીરો કુશના બાણ પ્રહારોથી શિર વિનાના અને બાહુ વિનાના થઇને પડેલા છે તેને આપ જુઓ, ગજો—રથો, અશ્વો, વીરો અને મસ્તક વીનાના ઉંટ તથા હાથીઓના બચ્ચાઓને, પ્રાણ ચાલ્યા જવાથી આમ તેમ દોડી રહ્યા છે તે આપ જુઓ ! રણમાં તે બેઉ વીર શત્રુઘ્ન અને લક્ષ્મણ ક્યાં પડયા હશે તે જાણી શકાતું નથી. વહેતા એવા આ પુષ્કલ શોણિતથી મહાબલવાન્ વીરો શોણિતના વેગવાળા પ્રવાહમાં તણાતા જાય છે. મારા તે બેઉ શત્રુઘ્ન અને લક્ષ્મણ બન્ધુઓ વેગવાળા આ શોણિત પ્રવાહથી ભાગીરથી—ગંગામાં ખેંચાઈ ગયા હશે કે શું ? કોઇ સ્થ-

જો બલવાન્ વીરોના હાથો, તો કોઇ સ્થળે તેઓના પગો અને કોઇ સ્થળે પુરૂષોના દન્તો તથા અશ્વ-અને હાથી વગેરેના કેશો તો કોઇ સ્થળે પુષ્પમાળાઓ આ વેગવાળા શોણિત પ્રવાહમાં દૃષ્ટિગોચર થાય છે. હે હનુમન્! આ શોણિત-નદીને ઉલ્લંઘીને સામે પાર જાઓ, તથા નિરીક્ષણ કરો. જે પ્રમાણે આપ પહેલાં દક્ષિણ-મહાસમુદ્રને તરી લંકામાં ગયા હતા તે પ્રમાણે આજ કાર્ય કરો, અને તે સ્થળે પૃથ્વી ઉપર પડેલા મારા શત્રુઘ્ન અને લક્ષ્મણ બન્ધુઓને ઓળખી લ્યો, તથા તે બેઉ કુશ-લવ નામના બાળકો આપને કોઇ સ્થળે દૃષ્ટિએ પડે તો તેઓને પણ જોઇ લ્યો. ભરતનું આ વાક્ય સાંભળી હનુમાન તેને કહેવા લાગ્યો-હે ભરત! તે સમયે હું સીતા-(તેની પૂર્ણ કૃપા) વડે મહાસાગરને તર્યો હતો તે સમયે શ્રી સીતાજી મારી સંમુખે હતાં; પરંતુ આજ તો તે દેવી વિમુખ છે એમ જોઈ શકાય છે! હે લક્ષ્મણાગ્રજ! આ શોણિતના વેગવાળા પ્રવાહોવાળી નદીને હું મહાદુસ્તર જોઉં છું! તો પણ આપની આજ્ઞાથી શત્રુઘ્ન અને લક્ષ્મણ બન્ધુઓની તપાસ કરવા માટે ત્યાં જાઉં છું. એમ કહીને તે શોણિત નદી તરી-ઉલ્લંઘીને ગયો અને ત્યાં બેઉ વીરોને પૃથ્વી ઉપર પડેલા જોયા તથા શત્રુઘ્ન અને લક્ષ્મણને કુશના શરોથી ભિન્ન થયેલા સર્વાંગોવાળા અને સીતાના દુઃખથી દુઃખિત થયેલી ધરાદેવીની પ્રાર્થના કરતા હોય કે-"હે ધરાદેવી! સીતાનો દ્રોહ કરનારા અમો બન્ને ભાઈઓને તું તારામાં સ્થાન આપ, અમારા ઉપર આવો કોપ ન કર, તારા-પૃથ્વીના ગર્ભમાં અમો બેઉ સીતા-દ્રોહીઓને સમાઈ જવા દે." એ પ્રમાણે ધરાદેવીને કરગરતા હોય તેવા જોઇને હનુમાને તે બેઉ ભાઈઓને પોતાના બન્ને બાહુઓથી પકડીને હે જનમેજય રાજન્! તેવી મૂર્ચ્છિત અવસ્થામાંજ વેગપૂર્વક ભરતની સમીપ પહોંચાડયા. ભરતે પોતાના તે બન્ને ભાઇઓને કુશના બાણપ્રહારોથી ચારે તરફથી ભેદાઇ ગયેલા જોયા અને આશ્ચર્યાન્વિત થઇને તે બેઉ ભાઇઓને રથમાં વ્યવસ્થાપૂર્વક રાખીને તથા તેઓના રક્ષણને માટે અગદની યોજના કરીને ભરત હનુમાનને કહેવા લાગ્યો-હે હનુમન્! શ્રી રામચન્દ્રના સૈન્યને રણમાં પાડનારા તે બેઉ બાલક વીરો કયાં ગયા? બાલકનો વેષ ધારણ કરનારા તે બેઉ દેવો કયાંઇ પણ હોય તો તેનો આ મહારણમાં શત્રુઘ્ન અને લક્ષ્મણને પાડીને-મૂર્ચ્છા ખવરાવીને કયાં ગયા છે તેનો તપાસ થવો જોઇએ. ભરતનું આ વાકય સાંભળી હનુમાન્ તેને કહેવા લાગ્યો-આ વીર લક્ષ્મણ લંકામાં મેઘનાદના શરપ્રહારોથી તેવા મૂર્છિત થયા ન હતા કે જેવા કુશના શરોથી વ્યાપ્ત થઇને અદ્યાપિ મૂર્ચ્છાને ત્યાગતાજ નથી. લક્ષ્મણને આવા મૂર્ચ્છાથી આતુર જોઇને આ પ્રકારની મૂર્ચ્છા મને આવી જાય છે તથા આ સર્વે સૈનિકો જુએ છે કે કેવલ બે બાલકોએજ આપણા આ સકલ સૈન્યને રણમાં હણી નાંખ્યું છે. ૩૫.



## પ્રકરણ ૩૬ મું.

### કુશલવોપાખ્યાન-શ્રી રામચન્દ્રના અશ્વમેધની સમાપ્તિ.

શ્રી રામચન્દ્રની આજ્ઞાથી હનુમાન્ પ્રભૃતિ સહિત ભરત તે સ્થળે પ્રાપ્ત થયો

એ અરસામાં પોતાના ધનુષ્યને પહોળું કરતો કુશ ત્યાં આવી પહોંચ્યો અને ખડ્ગ તથા ચર્મને ધારણ કરનાર વીર લવ પણ તે સંગ્રામભૂમિમાં આવી પહોંચ્યો. શ્રી સૂર્યનારાયણ તે સમયે સાગરરૂપ મેખલાવાળી આ પૃથ્વીને પોતાના કિરણોથી પ્રકાશીને અન્તર્ધાન થઈ ગયા અને તે સ્થળે ગાઢ અંધકાર છવાઇ ગયો. તે યુદ્ધ સમયે આ વીર સૈનિક પોતાનો છે કે પારકો છે તે પણ જણાઈ શકતું ન હતું ! તે રણચતુર સૈનિકો પોતપોતાના નામો વડે પરસ્પર ગર્જના કરી રહ્યા હતા તથા મદોન્મત્ત ગજો ઘણા રથને ચૂર્ણરૂપ કરી નાંખતા છતા આમ તેમ દોડી રહ્યા હતા તથા રથોના વેગવડે અશ્વારોહી સૈનિકો અશ્વોના પૃષ્ઠભાગ ઉપરથી પડી જતા હતા તથા અશ્વોના વેગથી અશ્વવીરો અને પગપાળાઓ પડી પડીને પૃથ્વી ઉપર સૂઇ જતા હતા. બાલવીર લવ પોતાના ખડ્ગને ખૂબ હલાવી હલાવીને તે સમયે ભરતથી રક્ષાયેલી તે મહાસેનામાં પ્રવેશ કરવા લાગ્યો અને પોતાના શિર ઉપર ઢાલ રાખીને સત્વર પોતાના ખડ્ગવતી અશ્વોના ચરણોને કાપવા લાગી ગયો તથા હાથીઓના વિશાલ હસ્તો ( સૂંઢોને ) કુશનો અનુજ તે લવ કાપવા લાગ્યો તથા પોતાના બેઉ દીર્ઘ હસ્તોને લાંબા કરીને હાથીની ઉપર ચાલ્યો જતો છતો કુઠાર જેમ કાષ્ઠોને કાપે તેમ ગજોના બેઉ કુંભસ્થળોને ફાડવા લાગ્યો તથા હાથીઓના કુંભસ્થળોમાંથી મુક્તાફળોને લઇ મુઠીઓ વડે પૃથ્વી ઉપર ફેંકવા લાગ્યો. હાથીઓના દાંતો ઉપર પડેલા ખડ્ગ પ્રહારોથી ઉત્પન્ન થયેલા અત્યંત ભયાનક અગ્નિકણો ઉડવા લાગ્યા તથા સૈનિકોને બાળવા લાગ્યા, એટલામાં તો ક્રોધે ભરાયેલો મહાબાહુ કુશ ભરતના સૈનિકો ઉપર બાણો છોડવા લાગ્યો. તે વીરે પોતાના ધનુષ્યમાંથી છોડેલાં બાણોવડે ભરતના સૈનિકોના અંગદ–કડાથી વિભૂષિત બાહુઓ કાપી નાંખ્યા અને હાથીઓનાં શિરોને કાપીને બાણોના પ્રભાવથી આકાશમાં પહોંચાડયા તે હાથીઓના શિર્ષો અદ્યાપિ એકીભાવને પ્રાપ્ત થયેલા વ્યવસ્થિત દીસે છે. આ ક્ષત્રિયોના યુદ્ધ સમાન કોઇ યુદ્ધ થયું નથી અને થશે પણ નહીં, માટેજ હાથીઓના તે હસ્તો આકાશમાં નક્ષત્રપણાને પામી ગયા છે, તે અદ્યાપિ પૃથ્વીના પૃષ્ઠભાગ ઉપર હસ્ત નક્ષત્રરૂપે પોતાનું દાનોદક વર્ષાવ્યા કરે છે તથા સ્વાતિ નક્ષત્રમાં પડેલું તે હસ્તીઓ દાનોદક મૌક્તિકોની ઉત્પત્તિનું કારણ બને છે. આ પ્રમાણે તે વીર કુશે રણમાં અનેક સંખ્યામાં હાથીઓનાં શીર્ષોને કાપી નાંખ્યા તે ઘટના ઘણીજ આશ્ચર્યકારક બની, ત્યારપછી કોદણ્ડ–ધનુષ્યના ટંકારથી જેણે દિગ્ગજોને બધિર બનાવ્યા છે એવા તે ભરત તે બેઉ કુશ અને લવને જાણે સાક્ષાત્ કાર્તિકસ્વામી અને શ્રી ગણપતિ હોય તેવા જોવા લાગ્યો. તે બન્ને ભાઇઓને વાયુ અને અગ્નિ જેમ વનને બાળી મૂકે તેમ પોતાના સૈન્યનો સંહાર કરતા ભરતે જોયા અને મેઘ જેમ પાણીની ધારાઓને છોડે તેમ તીક્ષ્ણ બાણોને છોડવા લાગ્યો. ધનુષ્યને ધારણ કરી રાખનાર ઘનની માફક શ્યામ તથા ન્હાની શિખાને ધારણ કરનારા પોતાની સંમુખે આવી પહોંચેલા તે બેઉ બાલકોને જોઇને હનુમાન્ ભરત પ્રત્યે નીચે પ્રમાણે કહેવા લાગ્યો–શ્રી રામચન્દ્રની સમાન આકૃતિવાળા તથા શ્રીરામની

સેનાને જોતા જોતા આ બેઉ બાળકો આ સ્થળે આવી પહોંચ્યા છે, માટે હે ભરત પ્રભૃતિ મહાબલવાન્ વીરો, તમે સર્વે સર્વ સ્થળે તૈયાર અને સાવધાન થાઓ. એ પ્રમાણે પવનનન્દન હનુમાન્ તે સમયે બોલી રહ્યો હતો એ અરસામાં કુશ રણમાં રહેલા લવને તે સમયે કહેવા લાગ્યો–હે લવ ! આ મોટું સૈન્ય આવી પહોંચ્યું છે અને યજ્ઞિય–અશ્વને પકડી લેવાની ચેષ્ટાઓ કરી રહ્યું છે, તે તું જો. હે ભ્રાતઃ હું આ સૈન્યની સંમુખે જાઉં છું અને તું આ યજ્ઞિયઅશ્વનું પાલન કર. એમ પોતાના અનુજ લવને કહીને તથા સૈન્યમાં મોખરે રહેલા શ્રી રામચન્દ્રના અનુજ ભરતને જોઇને કુશ તેને કહેવા લાગ્યો–હે સમર્થ વીર, શત્રુઘ્ન અને લક્ષ્મણ બેઉ વીરો મૂર્ચ્છા ખાઇને પૃથ્વી ઉપર શયન કરી રહ્યા છે. તથા તમારૂં સકલ સૈન્ય રણ–ભૂમિમાં અમારા વડે હણાઇ ચુક્યું છે, તો-પછી આપ શું મારૂં નામ જાણતા નથી ? હું આપનો શત્રુ (!) કુશ આવી પહોંચ્યો છું તે આપને વિદિત થાય ! કુશનું આ વાક્ય સાંભળીને ભરત તેને કહેવા લાગ્યો કે–હું તને પરાજિત કરીને યુદ્ધ–ભૂમિમાંથી ત્હારા ન્હાના ભાઇ સહિત બાળક એવા તને પોતાની અયોધ્યાપુરી પ્રત્યે લઇ જવા માગું છું. હવે તું આ યજ્ઞિય–અશ્વને છોડી દે ! તારી તપસ્વિની મુકત જનનીને જોઇને મને હૃદયમાં અત્યન્ત કરૂણા થાય છે, પોતાની માતાને જઇને કહો કે ભરત નામના વીરે બાન્ધવ સહિત મને મુકત કર્યો છે. વીર એવા મેં મારા પોતાના સૈન્યનું રણમાં જે પાતન કર્યું છે, તે તારા અપરાધને હું આજે માફી આપું છું. ભરતનું તે વાકય સાંભળીને કુશ ભરતને સાત બાણોના પ્રહારથી પીડા કરવા લાગ્યો તથા વાનરો ઉપર બાર બાણોનો પ્રહાર કર્યો તથા આ કુશે તે સંગ્રામમાં હનુમાનને સો બાણોથી તાડન કર્યું, તથા વાલિપુત્રને હસતો હોય તેમ સહસ્ર બાણોથી વીંધ્યો તથા નીલ નામના વાનરને પાંચસો બાણોથી અને નલને સીતેર બાણોથી વીંધીને રોષે ભરાયેલા તે કુશે જાંબવાનને ત્રણ–સહસ્ર બાણોથી વીંધી નાખ્યો. જે જે વીરોનાં હૃદયમાં બલપૂર્વક બાણનો પ્રહાર લાગ્યો ત્યાં તે બાણ ખૂબ ચોંટી ગયો. સીતાપુત્ર કુશવડે પ્રહાર પામેલો તે તે વીર મૂર્ચ્છાન્વિત થઇને પૃથ્વી ઉપર પડવા લાગ્યો. તથા હે રાજેન્દ્ર–જનમેજય ! તે સમયે અતિ બલવાન લવે છ બાણોને ફેંકીને ભરતનું ધનુષ્ય છેદી નાંખ્યું તથા તેના રથના ટુકડે ટુકડા કરી નાખ્યા તથા કુશના કોદણ્ડમાંથી છુટેલા બાણોવડે મૂર્ચ્છા પામી ગયો. ભરતને મૂર્ચ્છા પામેલો જોઇને એક યોજન પર્યન્ત પહોળા એવા એક પર્વતને ઉખેડીને હનુમાને સીતાના તે બેઉ પુત્રોના મસ્તક ઉપર ફેંકયો. દીર્ઘ નેત્રોવાળા કુશ અને લવ બન્ને ભાઇઓએ પોતાની ઉપર ફેંકાતા તે પર્વતને જોઇને આકાશમાંજ પોતાના બાણોવડે ત્રસરેણુ સરખો શ્રી શંકરના ગાત્રોમાં ચોળવા માટે સુખરૂપ વિભૂતિ જેવો કરી દીધો ! તથા હરિ–સુત તે હનુમાનને પાંચ બાણોવડે ભેદીને પણ મૂર્છિત કર્યો આ સર્વ પરાક્રમ કુશે પોતાના કનકથી વિચિત્ર ભાસતા શરોવડે કર્યું. હનુમાનને પણ મૂર્ચ્છા આવેલી જોઇને ભરતનું તે સૈન્ય ભાંગ્યું અને રણમાં પડયું ! હે રાજેન્દ્ર ! આ વૃત્તાન્ત પામે

રહેલા જનોએ શ્રી રામચન્દ્રને કહી સંભળાવ્યું, આવું આશ્ચર્યકારક વૃત્તાન્ત સાંભળીને શ્રીરામ યજ્ઞ મંડપમાંથી તે સ્થળે જવાને માટે પ્રયાણ કરવા લાગ્યા. પોતાના ભાઈઓના દુઃખથી દુઃખી થયેલા મહાબાહુ શ્રીમાન્ અને બાળકોની આવી વીરચેષ્ટાથી થયેલા વિસ્મયવડે જેનાં લોચનો પ્રફુલ્લિત થયાં છે એવા શ્રી રામચન્દ્ર સુગ્રીવ અને વિભીષણને સાથે લઈને કુશ લવના યુદ્ધ-સ્થળરૂપ તે વનમાં પહોંચીને રથમાં બેઠા બેઠા પોતાના તે સૈન્યને માર્યો, હણાયો, નાશ થયો, શ્રીરામ શ્રીરામ એ પ્રમાણે બોલી રહેલું જોયું.

શ્રીરામચન્દ્ર, પોતાની આકૃતિ સમાન આકૃતિવાળા તથા ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા તે બેઉ બાળકોને પુછવા લાગ્યા કે હે બાળકો! તમો બન્ને આવા પ્રકારનો ધનુર્વેદ કયે સ્થળે ભણ્યા છો ? કે જેથી અમારૂં આ સકલ સૈન્ય તમો બેઉ-અસહાયકોએ હણી નાંખ્યું ! તમો બન્નેને કયા મહર્ષિએ વિધિપૂર્વક ઉપનયન સંસ્કાર કર્યો છે ? તથા તમો બન્નેએ વેદાભ્યાસમાં કેટલોક શ્રમ કર્યો છે ? કળાઓમાં તો તમો બન્ને કુશળ જણાઓ છો શું ? તથા ધર્મ વ્યાખ્યાના શ્રવણમાં પણ તત્પરજ હશો ? કદાપિ પરદારાઓમાં વિરૂદ્ધ દ્રષ્ટિની શ્લાઘા તો કરતા નથી ને ? તમારા માનનીય ગુરૂ-વિપ્રો પ્રત્યે પ્રતિજ્ઞાનું પાલન તો કરો છો ? તમારા બેઉનો તાત પિતા કોણ (!) છે ? તથા તમારી જન્મદાત્રી કોણ છે ? તથા તમો કયાં વાસ કરો છો તે સર્વ મને નિવેદન કરો ? શ્રી રામચન્દ્રનું આ પ્રકારનું બોલવું સાંભળીને વીર કુશ તેમને કહેવા લાગ્યો. હે રાજન્ શ્રી રામચન્દ્રજી ! અમારા વંશજોની ઉદ્‌ભવેલી અમારી કથા સાથે આપને શું પ્રયોજન છે ? આપ જેવા વીર અને સજ્જન નૃપોએ ક્ષત્રિયોને યોગ્ય-પરાક્રમનો ત્યાગ કરીને વંશોત્પત્તિની કથા સાથે સંબંધ રાખવો નજ જોઇએ ! હે રાજેન્દ્ર શ્રીરામ ! શીઘ્ર યુદ્ધ કરો વિલમ્બ શા માટે કરો છો ? આપશ્રી-આ ચક્ષિય-અશ્વ અમારો નથી એમ કહો. અથવા યુદ્ધ કરો. હે જનમેજય રાજન્ ! આ પ્રમાણેનું તે બેઉ બાળકોનું વાકય સાંભળીને શ્રી રામચન્દ્ર તે બેઉ બાળકો પ્રત્યે કહેવા લાગ્યા. તમો બેઉ પહેલાં તમારા કુળને કહો, તે સિવાય હું તમારી સાથે યુદ્ધ કરનારજ નથી.

શ્રી રામચન્દ્રનું ક્ષાત્રધર્મને યોગ્ય-આવું આગ્રહભર્યું વાકય સાંભળીને કુશ તેઓ પ્રત્યે કહેવા લાગ્યો. કેવળ સીતાએ ક્ષમાશીલ એવા અમો બન્નેને વનમાં જન્મ આપ્યો છે ! તથા અમારા જાત કર્માદિ સંસ્કારો વાલ્મીકિ મુનિએ કરેલા છે ! તથા પૂજ્ય એવા તે વાલ્મીકિ મુનિએ અમારો ઉપનયન-સંસ્કાર કરીને અમોને સારી રીતે વેદાભ્યાસ કરાવ્યો છે ! તથા સજ્જન પુરૂષોને નિવૃત્તિ આપનારૂં શ્રી રામચન્દ્રનું ચરિત પણ સારી રીતે ભણાવ્યું છે ! શ્રી રામ-ચરિતના વિશિષ્ટ સ્થળોના અભ્યાસ યોગથી, દ્રષ્ટિ વિમલ બની જાય છે, તથા બુદ્ધિનું સ્વાસ્થ્ય, મનનું સ્વાસ્થ્ય અને પ્રતાપ વધ્યા કરે છે, માટેજ તમારા સેનાગ્રણીઓ જુઓ તેમ તમારી સર્વ સેનાનો નાશ માત્ર ધર્મને અવલમ્બીને અમો બન્નેએ કર્યો છે ! હે શ્રી રામ, આપને તો પુત્રો-પત્ની અને ધનમાં પણ

મમતા નથી. તો પછી તમારા હણાયેલા આ સૈન્યની ગણના આપને ક્યાંથી સંભવી શકે વારૂ ! હે શ્રી રામ ! અમારી સાથે યુદ્ધ કરવા માટે આપનામાં શક્તિ નથી કે શું ? અથવા તે શક્તિ આપશ્રીએ વનમાં ત્યાગી દીધી છે કે શું ? શક્તિ-હીન કયો નર અમારાં તીક્ષ્ણ-શરો સાથે યુદ્ધ કરવા શક્તિમાન્ થઇ શકે એમ છે ! કુશ અને લવે-અમો બન્ને સીતાના તનયો છીએ. એમ કહેલું હોવાથી શ્રી રામચન્દ્ર તે બેઉ પુત્રોને પોતાના પુત્રો માનવા લાગ્યા, તથા અમારા આ યુદ્ધને ધિક્કાર હો એમ કહીને પોતાના ધનુષ્યનો ત્યાગ કર્યો ! તથા હે જનમેજય ! તે શ્રી રામચન્દ્ર મૂર્છિત થઇને રથના નીડ-આંડા ઉપર પડી ગયા ! ધીર અને સત્ય પરાક્રમવાળા ધર્માત્મા શ્રી રામચન્દ્રે ક્ષણભર પછી મૂર્છાનો ત્યાગ કરીને શત્રુઓના અનેક નગરોને જીતનાર શ્રી રામ સુગ્રીવને પુછવા લાગ્યા. હે કપિસત્તમ ! આ બેઉ વીર-બાળકો કોના (!) પુત્રો છે તેની તું ખાત્રી કર. શ્રી રામચન્દ્રનું આ વચન સાંભળીને સુગ્રીવ તેમને કહેવા લાગ્યો. હે શ્રી રઘુકુળ ભૂષણ આ બેઉ બાળકો પુરાણ-પુરૂષ એવા આપ શ્રીમાન્ થકીજ ઉત્પન્ન થયા છે, તેમ હું ખાત્રીપૂર્વક કહી શકું છું ! આપશ્રીનું પ્રતિબિમ્બ આ વનમાં આ બેઉ પુત્રોમાં જોઇ શકાય છે ! હે રાજન્ શ્રી રામચન્દ્રજી ! આપની સમક્ષ આ બેઉ બાળકો સાથે હું યુદ્ધ કરવા માટે જાઉં છું, એમ કહીને હે જનમેજય રાજન્ ! તે સુગ્રીવે તે બેઉ કુશ લવની સમીપ એક મહાશાખાઓવાળા વૃક્ષને રાખ્યો, તે બેઉ બાળક વીરોએ પોતાના બાણોવડે તે વૃક્ષના તિલ-તિલ જેવડા ટુકડા કરીને તે સુગ્રીવને તે સમયે મૂર્છિત કર્યો ! ત્યારપછી નીલ નામનો વાનર અતિ તીક્ષ્ણ-શરોથી તે બેઉ-બાળકો સાથે યુદ્ધ કરવા લાગ્યો, કોપયુક્ત બનેલા તે કુશે નીલને એકજ બાણથી વીંધી નાખ્યો, કુશના શર પ્રહારથી નીકળેલા તે નીલના રૂધિર થકી બીજા અનેક વાનરો ઉત્પન્ન થવા લાગ્યા તથા નીલ-સમાન મહા બળવાન્ તે વાનરોવડે તે સમયે આખું રણ સ્થલ વ્યાપ્ત થઇ ગયું, આ આશ્ચર્યકારક ઘટના જોઇને વીર કુશે પોતાની બુદ્ધિ-પૂર્વક સારી રીતે વિચાર કર્યો અને જલૌકાસ્ત્રથી તે સર્વે વાનરોને વીંધી નાખ્યા આ પ્રકારે વીંધાયેલા તે વાનરો પૃથ્વી ઉપર પટકાઇ પડયા, તથા તે નીલ પણ પૃથ્વી ઉપર પડયો અને અન્ય-સૈનિકોમાં ભંગાણ પડયું. તે રણ-સ્થળમાં એકલા શ્રી રામચન્દ્રજીજ ઉપસ્થિત રહ્યા; પરંતુ અન્ય કોઇ સૈનિકો ત્યાં ન હતા, શ્રી રામચન્દ્ર પોતાના બેઉ બાળકો ઉપર કાળાનળની સમાન્ તીક્ષ્ણ-નારાચોને છોડવા લાગ્યા; પરંતુ તે શરો નિર્ધન-કૃપણના મંદિરમાં જેમ તેના મનોરથો નિષ્ફળ થાય તેમ તથા આકાશમાં શરદ્ઋતુના મેઘો જેમ નીષ્ફળ નીવડે તેમ નીષ્ફળ થઇને પૃથ્વી ઉપર પડવા લાગ્યા. શ્રી રામચન્દ્ર પોતાના બાળકોના આ ઉગ્ર-કૃત્યથી કુપિત થઇને જે જે બાણોને તે બન્ને બાળકો ઉપર છોડતા ગયા તે તે બાણોને તે બેઉ બાળકો બબ્બે ટુકડા કરતા ગયા આ પ્રમાણે શ્રી રામચન્દ્રના શરોના ચાર-ચાર ટુકડા થઇ જતા હતા ! આ પ્રમાણે તે સમયે વાલ્મીકિ ઋષિના આશ્રમ પાસે તે પિતા પુત્રોનું લોકોને વિસ્મય ઉપજાવે એવું યુદ્ધ

થયું ! શ્રી રઘુનન્દન રામચન્દ્રે પોતાના બલની સમાન તે બેઉ બાલકોનું સામર્થ્ય જાણીને તથા સીતાના વદનની સમાન વક્ત્રોવાળા તે બેઉને જોઇને મોહ થવાથી તે બેઉ બાલકોના બાણોવડે પુષ્કળ પ્રહાર સહન કર્યો તથા હે જનમેજય ! આ પ્રમાણે કુશ અને લવના બાણોના પ્રહારથી તે શ્રી રામચન્દ્ર મૂર્છિત થઇને રથના આડામાં પડી ગયા. ત્યારપછી કુશ અને લવે મૂર્છિત થયેલા શ્રી રામને જોઇને તથા તેમને રથ ઉપરથી ઉતારીને આ શ્રી રામના બન્ને કુણ્ડલો તે બેઉ ભાઇઓએ લઈ લીધાં તથા તેમનો મુકુટ અને કંઠહાર તથા લક્ષ્મણના અલંકારો અને રણાંગણમાં પડેલા સર્વે વીરોના પણ આભૂષણો તે બેઉ ભાઈઓએ લઇ લીધાં. એ અરસામાં હે જનમેજય રાજન્ ! લવ કુશને કહેવા લાગ્યો—હે વડીલ બન્ધુ કુશ, મહાબલવાન્ એવા આ હનુમાનજીને પકડીને હું સાથે લઇ ચાલું ! આપણી માતા શ્રી સીતા આ વાનરને જોઇને અવશ્ય પ્રસન્ન થશે એમાં કાંઇ સંશય નથી. આપ શ્રી રામચન્દ્રના અત્યન્ત સુન્દર અને દુર્જય એવા રથમાં બેસો, હું લક્ષ્મણના રમ્ય રથ ઉપર ચઢીને ચાલતો થાઉં છું તથા આ જામ્બવત્ પ્રભૃતિ મુખ્ય વીરોને પોતાના રથમાં આપ રાખો. આ પ્રકારે કુશ અને લવના વચનોને સાંભળતા હનુમાન્ અને જામ્બવન્ત બેઉ વાનરો મૂર્છાથી રહિત થઇને પૃથ્વી ઉપર પડયા પડયા આ બેઉ બાલક વીરોની ચેષ્ટાનું નિરીક્ષણ કરતા કરતા પરસ્પર કહેવા લાગ્યા કે— "સાચી વાત છે" ચાલો આપણે આ સમયે આપણા લોચનોને બન્ધ કરી દઇએ, એમ કરીને હનુમાન્ જામ્બવન્તને કહેવા લાગ્યો કે—શ્રી રામચન્દ્ર પ્રભૃતિ સર્વે વીરો આ બાલકોના સાયક-પ્રહારોથી મૂર્છા પામીને પૃથ્વી ઉપર પડયા છે, તે તું જો. વળી આ શ્રી રામચન્દ્રનો પુત્ર કુશ મને પણ મૂર્છિત કરી રહ્યો છે. જો તે કુશ મને બલાત્કારે શ્રી સીતાજીની સમીપ ખેંચી જશે તો હું શું કરીશ વારૂ ? તે દેવીની સમીપ મારૂં મરણ અવશ્ય થશે એમાં કાંઈ સંશય નથી. આ પ્રમાણે જ્યાં તે હનુમાન્ બોલી રહ્યો છે એ અરસામાં રણમાં રહેલો લવ તે સ્થળે આવી પહોંચ્યો અને કપટથી મૂર્છાને પામેલા હનુમાન્ અને જામ્બવન્ત નામના બેઉ વાનરોને તે લવે હર્ષપૂર્વક પકડી લીધા તથા સીતાજીની સમીપ જઇને તે બેઉ બાલકો રણનું સર્વ વૃત્તાન્ત કહી સંભળાવા લાગ્યા, તથા પોતાની માતાને કહેવા લાગ્યા કે—હે માતઃ સૈન્ય સહિત શ્રીયુત રામચન્દ્રને અમો બેઉએ રણમાં જીતી લીધા છે, તથા તેમનાં આભૂષણો પણ અમો લઇ આવ્યા છીએ, તથા આપના વિનોદને માટે હું (લવ) બે વાનરોને આ સ્થળે લઇ આવ્યો છું તેનું આપ નિરીક્ષણ કરો. હે માતર્ મોટાભાઈ શ્રી કુશે તેઓની સાથે પુષ્કળ યુદ્ધ કર્યું છે તથા વિજય પ્રાપ્ત કરીને તેઓ અહિં આવ્યા છે. શ્રી સીતાજી પોતાના બેઉ પુત્રોને આલિંગન આપીને નીચે પ્રમાણે કહેવા લાગ્યાં— હે પુત્રક ! માનને યોગ્ય એવા આ બેઉ વાનરોને તું રણભૂમિમાં છોડી આવ. આ બેઉ વાનરો મને ( પતિવિયોગીની સીતાને) જોઇને પોતાના જીવોનો ત્યાગ કરીને મૃત થઈ જશે. મહાચતુર લવ પોતાની માતા સીતાજીનું આ કથન સાંભળીને તુરતજ સર્વ રહસ્ય સમજી ગયો,

અને રણભૂમિમાં તે બેઉ વાનરોને છોડી મુકયા. એ અરસામાં હે જનમેજય ! મહા તેજસ્વી વાલ્મીકિ ઋષિ અનેક ઋષિઓની સાથે વરૂણાલયથી આવી પહોંચ્યા, તે ઋષિની પાસે વિજયી કુશ અને લવ બન્ને ભાઇઓ પ્રણામ કરીને ઉભા રહ્યા તથા શ્રી રામચન્દ્ર સાથેના યુદ્ધનું સર્વ વૃત્તાન્ત તથા પોતાનું પરાક્રમ કહી સંભળાવા લાગ્યા. મુનિવર એવા વાલ્મીકિ ઋષિએ તે સર્વ યુદ્ધ–વૃત્તાન્ત જાણી લીધા પછી અભિમન્ત્રિત જલવડે સર્વેને પ્રોક્ષણ કરીને તે રણભૂમિમાંથી ઉભા કર્યા, તથા અમૃતમય વચનવડે શ્રી રઘુનન્દન–રામચન્દ્રને આ પ્રમાણે કહેવા લાગ્યા–હે રઘુનન્દન–શ્રી રામચન્દ્ર મહારાજ ! આ બેઉ પુત્રો આપના છે તેઓનો સ્વીકાર કરો, તથા સતી-શિરોમણિ શ્રી સીતાને જો આપ નિર્દોષ માનતા હો, તો તેણીને હવે પોતાની અયોધ્યાનગરીમાં લઇ જવી ઘટે છે ! શ્રી વાલ્મીકિનાં મૃદુતા ભર્યાં આ પ્રકારનાં વચનો સાંભળીને શ્રીયુત રામચન્દ્ર તે સ્થળેથી ઉભા થઇને પોતાના સૈનિકો અને વાલ્મીકિ ઋષિએ મુક્ત કરેલા તે યજ્ઞિય–અશ્વને સાથે લઇને પોતાની અયોધ્યા–નગરીમાં હસતાં અને આશ્ચર્ય પામતાં પ્રવેશ કર્યો, તથા તે વીરો વડે યજ્ઞિય–અશ્વનું રક્ષણ કર્યું અને પછી મહાન્ અશ્વમેધ યજ્ઞ કર્યો, યજ્ઞોત્સવ જ્યારે ચાલી રહ્યો હતો તે સમયે મુનિઓમાં શ્રેષ્ઠ એવા વાલ્મીકિ ઋષિ કુશ અને લવ યુક્ત સીતાજીને શ્રીયુત રામચન્દ્રજીની સમીપ પહોંચાડી આવ્યા. આ સમયે સીતાની સાથે રહેલા રામચન્દ્ર વીર–પુત્રો યુક્ત થયા, યજ્ઞ પ્રસંગે પધારેલા સર્વે મુનિઓનો સત્કાર કરીને યજ્ઞ સમાપ્ત થતાં શ્રી રામે સર્વે મુનિઓને પોતપોતાને આશ્રમે જવા માટે રજા આપી, ત્યારપછી સીતામાં રહેલો સ્નેહ શ્રીયુત રામચન્દ્ર તે બેઉ પુત્રો ઉપર રાખવા લાગ્યા. હે જનમેજય જે પ્રમાણે બેઉ પુત્રોનું શ્રી રામચન્દ્ર સાથે પહેલાં યુદ્ધ થયું તેજ પ્રમાણે શ્રી કૃષ્ણ સખા અર્જુન અને તેના પુત્ર બભ્રુવાહનનું અત્યદ્ભુત યુદ્ધ પ્રવૃત્ત થયું !

સૂતજી મુનિઓને કહેવા લાગ્યા–હે મુનિવરો ! તે પિતા પુત્રના યુદ્ધનું સકલ વૃત્તાન્ત જૈમિનિ ઋષિજીએ જનમેજય રાજાને કહેલું છે, તે સર્વ વૃત્તાન્ત આજ મેં તમોને કહી સંભળાવ્યું. શ્રીયુત વાલ્મીકિ ઋષિએ પિતા પુત્રના આ યુદ્ધને પોતાના શ્રી રામાયણ નામના ગ્રન્થમાં આળેખ્યું નથી ! જો વાલ્મીકિ ઋષિજીએ સ્વયં પોતાના તે ગ્રન્થમાં શ્રી રામચન્દ્ર અને કુશલવના આ યુદ્ધનું સુન્દર વર્ણન કર્યું હોત તો આ સકલ લોક કરૂણા–સાગરમાં ડુબીજ જાત ! આ શ્રીરામચન્દ્ર અને કુશલવના યુદ્ધનું સુન્દર આખ્યાન જે શ્રેષ્ઠ અધિકારી પુરૂષો સાંભળે છે, તેઓ સર્વે પુત્ર–પૌત્ર યુક્ત થઇને તથા અનેક પ્રકારના મનોરમ ભોગોને ભોગવીને, સર્વ પાપોથી મુક્ત થઇ અવ્યગ્ર એવા શ્રીવિષ્ણુ–ભગવાનનેજ પ્રાપ્ત કરે છે ! જે કોઇ ભાગ્યશાલી પુરૂષ આ પુણ્યશીલ યુક્ત આખ્યાન સાંભળે છે અથવા આવાં ઉત્તમ આખ્યાનને સંભળાવે છે, તે પુરૂષ ' રાજસૂય અને અશ્વમેધ ' યજ્ઞોના ફળને પ્રાપ્ત કરે છે, તથા સુવર્ણના વિમાન સાથે તે નર–શ્રેષ્ઠ સ્વર્ગમાં સીધાવે છે ! તથા પુનઃ

લક્ષ્મી અને સૌન્દર્ય યુક્ત બનીને શુદ્ધ તથા પવિત્ર કુલમાં જન્મ પામે છે ! જેમ પુંસ્કોકિલ (કોકિલાના પુરૂષ) નો માધુર્ય યુક્ત શબ્દ સાંભળીને લુખી કાગડાની વાણી ગમતી નથી તેમ શ્રવણ કરવા યોગ્ય રહસ્યોથી ભરેલા આ ઉપાખ્યાનને સાંભળીને બીજું કાંઇ શ્રવણ કરવું રૂચતું નથી.

**હરિઃ ૐ શ્રી રામચન્દ્રઃ શરણં ભૂયાત્. ૩૬**



## પ્રકરણ ૩૭ મું.

**બભ્રુવાહનનો વિજય–વૃષકેતુનો વધ.**

શ્રી કૃષ્ણના પરમ ભક્ત હંસધ્વજ રાજાએ હે નરાધિપ જનમેજય ! અર્જુન પુત્ર બભ્રુવાહનની સાથે ઘોર યુદ્ધ કર્યું, પોતાના બાણો વડે તે હંસધ્વજે બભ્રુવાહનના એક સહસ્ર રથોને છેદીને તથા રથ સહિત પોતાની સમીપ નીચે પાડીને તીક્ષ્ણ શરોથી તેનું શરીર ભેદી નાખ્યું, તથા પાર્થપુત્ર–બભ્રવાહનનાં સર્વે અસ્ત્ર–શસ્ત્રોને નિષ્ફળ કર્યાં તથા હે નૃપ, તે હંસધ્વજે બભ્રુવાહનનું પાંચ અક્ષૌહિણી સૈન્ય જીતી લીધું. આ સર્વ કાર્ય તે રાજાએ શ્રી કૃષ્ણના વચનને તથા પોતાના બેઉ પુત્રો–સુધન્વા અને સુરથનું રણાંગણમાં થયેલા પતનનું સ્મરણ કરીને કર્યું ! બભ્રુવાહન પણ પોતાના પિતા અર્જુન ઉપર બાણને છોડવા લાગ્યો તથા તે વીરે એક સહસ્ર સૈનિકોને રણમાં પાડ્યા, અર્જુનપુત્ર બભ્રુવાહનના બાણોના સમૂહો વડે હંસધ્વજના અશ્વો ભૂમિશાયી થયા તથા તે સમયે સમરાંગણમાં તેના રથને પણ બભ્રુવાહને પરમાણુઓ સમાન ટુકડા ટુકડા કરી દીધો, તથા તેનું હૃદય ભેદાઇ જવાથી તે હંસધ્વજ રાજા પૃથ્વી ઉપર પડી ગયો ! મહાત્મા હંસકેતુ જેવા મહા વીર્યશાલી વીર રણમાં પડ્યા પછી સુવેગ નામનો વીર બભ્રુવાહન સાથે યુદ્ધ કરવા માટે રણભૂમિમાં આવી પહોંચ્યો, તે સુવેગે પાર્થપુત્રને વક્ષઃસ્થળમાં નવ બાણો વડે પ્રહાર કર્યો, તથા બભ્રુવાહનના છત્રને, ધ્વજાને અને ધનુષ્યને ત્રણ બાણો વડે કાપીને બબે ટુકડા કરી નાખ્યા તથા સો બાણો વડે સહસ્ર વીરોના વક્ષઃસ્થળમાં પ્રહાર કર્યો તથા આ સુવેગે એક સહસ્ર વીરોને યમસદનમાં પહોંચાડી દીધા, અને ચંદ્રની માફક શુભ્ર એવા સો ગજોને તે મહાયુદ્ધમાં હણીને પૃથ્વીને માંસના કાદવથી ભયંકર કરી દીધી તથા તે ક્ષેત્રને, અશ્વો અને ગજોના સ્કન્ધોમાં ઉપર નીચે ગોઠવાઈ ગયેલા વીરોના કરો વડે તથા ત્રિગુણિત થયેલા અશ્વ–ગજોના આંત્રરૂપ ચોકત્રો (જોતરો) વડે ખેડીને તથા હાથીઓના કુમ્ભસ્થળોમાંથી પડેલાં મુક્તાફળોને બીજ બનાવીને તે સમયે હે રાજન્ ! ભૈરવગણો વપન–ક્રિયા ( વાવણી ) કરતા હતા તથા વીરોનાં મસ્તકોને મૂલ અને ફળની માફક તે યુદ્ધક્ષેત્રમાં વાવતા હતા, યક્ષિણીઓ કપાઇ ગયેલા હાથીઓના ચરણો વડે સાંબેલાં બનાવીને મનુષ્યના શિરોમાં ખાંડવાની ચેષ્ટાઓ કરી રહી હતી તથા અનેક સંખ્યામાં અત્યંત ગાયનો કરવા લાગી ગઈ હતી, તથા અન્ય યક્ષિણીઓ ગજોના કપાઇ ગયેલાં મુખરૂપ યન્ત્રો વડે પીસવાની ચેષ્ટાઓ કરી રહી હતી ! ત્યારપછી સુવેગે પુનઃ કાલાગ્નિની સમાન શરનું સંધાન કરીને અર્જુનપુત્ર બભ્રુવાહન ઉપર છોડયું બભ્રુવાહને તે

શરને મધ્યમાંથી કાપીને બે ટુકડા કરી નાખ્યા તે બાણુનો અગ્રભાગ જ્યારે રણમાં બ ુવાહન સંમુખ આવી પહોંચ્યો ત્યારે તે બાણુના ટુકડાને પણ અર્જુનપુત્ર બે ટુકડા કરીને જ્યાં જુએ છે ત્યાં તે બાણુનો ટુકડો પુનઃ આવી પહોંચ્યો. તે ટુકડાને પણ તે બભ્રુવાહને પુનઃ દ્વિધા કર્યો. આ પ્રમાણે હે જનમેજય! તે બભ્રુવાહને કરેલા સુવેગના શરના ચારે ટુકડાઓ જમીન ઉપર પડ્યા. પરંતુ પાંચમો તે અગ્રભાગનો ટુકડો હતો તે બભ્રુવાહનના હૃદયમાં પેસી ગયો, તે સમયે બભ્રુવાહન મૂછિત થયો, ત્યારપછી આ બભ્રુવાહન ક્ષણભરમાં મૂર્છાનો ત્યાગ કરીને ઉભો થયો, ત્યારપછી પ્રલયકાળના અગ્નિની માફક પ્રજ્વલિત થઇને અર્જુનના રથ પાસે રહેલી પાંડવી-સેનાને પુષ્કળ પ્રહાર કરવા લાગ્યો. તે દિવસના યુદ્ધમાં અર્જુન અને કર્ણસુત-વૃષકેતુ બેઉ વીરો રણમાં ઉપસ્થિત હતા, જેમ આ શરીરનો નાશ થાય અને જીવાત્મા તથા અન્તરાત્મા એકબીજાના આશ્રયથી ટકી રહે તે સ્થિતિ અર્જુન અને વૃષકેતુની હતી! તથા બાકીના જે વીરો મૂછિત થઇને પ્રાણુશેષ થઇ ગયા હતા તેઓને રણમાંથી દૂર લઈ જઇને ઉલૂપી નામની નાગકન્યા તેઓના શરીરમાંથી શલ્યો ખેંચી કાઢીને અનેક પ્રકારનાં ઔષધોથી તે સૈનિકોનું રક્ષણ-સારવાર કરવા લાગી જતી હતી, કારણકે તે સુમાનિની પહેલાં ગુરૂશાસનથી શપ્ત થયેલી છતી નાગરાજની કન્યા ઉલૂપી દેવી આ સમયે પોતાના સદ્ભાગ્ય-યોગે અર્જુન સાથે મળવા પામી હતી, અને તીર્થયાત્રા પ્રસંગે તે ઉલૂપીનો અને ચિત્રાંગદાનો અર્જુન સાથે શરીર સંબંધ થયો હતો!

બભ્રુવાહન સાથેના યુદ્ધમાં તે સ્થળે આવી દશાને પામેલો અર્જુન મહા બલવાન્ વૃષકેતુને કહેવા લાગ્યો-હે કર્ણપુત્ર! આપણા સકલ સૈન્યનો આ સ્થળે નાશ થઈ ગયો છે. તથા જે કાંઈ યુદ્ધોપયોગી વસ્તુઓ હતી તે સર્વ હરાઇ ગઇ છે! હંસધ્વજ પ્રભૃતિ મુખ્ય વીરો આ રણભૂમિમાં મારી સમીપજ પડેલા છે, તથા પુત્ર સહિત પ્ર ુમ્નને તે બભ્રુવાહન મૂર્છા પમાડીને મણિપુર પ્રત્યે લઇ ગયો છે, જે બેઉ વીરો મારા માટે યુદ્ધમાં પુષ્કળ લડ્યા છે તે બન્ને બભ્રુવાહનના સાયકોથી ભેદાઇને આ સ્થળે પડ્યા છે, તથા અનુશાલ્વ પણ રણમાં કયે સ્થળે પડયો છે તે જાણી શકાતું નથી! વીર એવો સુવેગ પણ આજ હણાઇ ગયો અને મારા રણમાં પડેલા અન્ય વીરોને પણ તે છોકરે છત્રો, ધ્વજાઓ, કાર્મુકો, ચામરો અને ઉત્તમ વસ્ત્રોની સાથે મણિપુરમાં કે સ્વર્ગમાં પહોંચાડ્યા હશે! હે પુત્ર વૃષકેતુ! આ ભયંકર-સંગ્રામમાં હવે મારો સહાયક તું એકજ છે, અન્ય કોઇ વીર સહાય કરે એવો દૃષ્ટિગોચર પણ થતો નથી! હે વૃષકેતુ! હવે તું જ્યાં ધર્મરાજા યુધિષ્ઠિર તથા શ્રીકૃષ્ણ બિરાજે છે તે આપણા હસ્તિનાપુરમાં જા, તું કુલપુત્ર છે તથા દાનેશ્વરી કર્ણનું નામ રાખનાર બીજ છે. જા તારૂં કલ્યાણ થાઓ. હે જનમેજય! આ પ્રમાણે અર્જુન જ્યાં તે વૃષકેતુની સમીપ બોલી રહ્યો છે તે અરસામાં અર્જુનના મુકુટ ઉપર ગીધ બેસીને ઘોર અપશુકનને સૂચવતો છતો કુશબ્દ કરવા લાગ્યો, પોતાના મસ્તક ઉપર આકાશમાં રહેલા અને કુશબ્દ કરતા તે

ગૃધ્રને પોતાના મરણની સૂચના કરતો જાણીને તથા કપોતને પોતાના રથના અગ્રભાગમાં સૂતેલો જોઇને અને પોતાની છાયાને પોતાના મસ્તકથી રહિત જોઇને તથા મુખને નાસિકા રહિત જોઇને અને પોતાના બેઉ નેત્રોને અગ્નિના તેજથી વર્જિત જોઇને તે અર્જુન કર્ણપુત્ર-વૃષકેતુને પુનઃ નીચે પ્રમાણે કહેવા લાગ્યો-હે પુત્ર વૃષકેતુ, તું હસ્તિનાપુર પ્રત્યે અવશ્ય જા, અને મને થયેલાં અપશુકનો તથા તેથી થનારૂં મારૂં ઘોર મરણ ધર્મરાજા, ભીમ અને જનાર્દન-શ્રી કૃષ્ણને કહી સંભળાવ. જો તું મારી સાથે આ રણમાં મરણને પામીશ તો ધર્મરાજા પ્રભૃતિ તેઓ સર્વે આ પૃથ્વી ઉપર ઘણાજ નષ્ટ થઇ જશે! હે વીર તેં પુષ્કળ યુદ્ધ કર્યું છે, તથા બાણોના પ્રહારોથી તારૂં આ શરીર હવે ભેદાઇ ગયું છે, તારા વિના આપણી માતા પૃથા-કુન્તીજી જીવીજ નહીં શકે, માટે મારો આ રણમાં ત્યાગ કરીને તું હસ્તિનાપુર પ્રત્યે ચાલ્યો જા, મને ઉદ્દેશીનેજ યુધિષ્ઠિર મહારાજાએ યજ્ઞદીક્ષા લીધી છે, તથા અસિપત્ર-વ્રતનું આચરણ કરે છે. હવે આ સંસારમાં તે ધર્મરાજાનો ભાઇ હું અર્જુન ન હોવાથી તેઓશ્રીની યજ્ઞક્રિયા કેવી રીતે થઇ શકશે! આ તો મહત્ અકાર્ય થઇ ગયું! મારા મરણથી હવે યુધિષ્ઠિર મહારાજાનું યજ્ઞાન્તમાં સ્નાન નહીં થઇ શકે, તથા ચોસઠ દમ્પતીઓ તે અવભૃથ સ્નાન પ્રસંગે જલયાત્રા પણ નહીં કરવા પામે! યુધિષ્ઠિર પ્રભૃતિ ભીમ વગેરે મારા મુખ્ય બાંધવો આ અશ્વમેધ-યજ્ઞની સમાપ્તિનો આનંદ લેવા નહીં પામે. મહારાજા યુધિષ્ઠિરની સમક્ષ સો શલાકાઓ યુક્ત, બ્રહ્મચર્ય સહિત તે છત્રનું યજ્ઞના આરંભમાં ધારણ ન થઇ શક્યું તથા આઠ આઠ વર્ષની ગૌરી કુમારિકાઓ એક સહસ્ર સંખ્યામાં ચામરો સહિત રહીને શ્રી ધર્મરાજાની સમક્ષ લાજાઓની વૃષ્ટિ કરતી કરતી જવા ન પામી! વેદપાઠી વિપ્રોના વેદોના નિર્ઘોષો શ્રુતિ-ગોચર ન થઇ શક્યા તથા યજ્ઞમંડપ સ્વર્ગ સુધી ન પહોંચી શક્યો. સુવર્ણથી અલંકૃત થયેલા સ્રુવો તથા અનેક સ્રુચો સંસ્કૃત થઇ ન શક્યા, તથા સ્રુવ બનાવવાના વૃક્ષો-વૈકંકતો-વીકળાના બનેલા યૂપો ચષાલો (યૂપ ઉપરની વર્તુલાકાર ટોબકીઓ)થી અશ્વમેધયજ્ઞ પ્રસંગે મંડિત કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત ન કરી શક્યા, તથા બિલ્વો ખદર વૃક્ષો, પાલાશો અને ખદિરના વૃક્ષોના બનેલા પવિત્ર યૂપોનું તથા વિવિધ વર્ણની પતાકા-યુક્ત વેદીઓનું મારા બન્ધુઓ પૂજન ન કરી શક્યા! તથા દુર્ભાગી એવા મેં અર્જુને વાસુદેવ-શ્રી કૃષ્ણને આગળ કરીને શ્રી-રૂક્મિણીનો સત્કાર કરીને તે દેવીને ન સંતોષી. તથા સતી શ્રી-અનસૂયા અરૂન્ધતી વગેરે તેણીઓના પતિ ઋષિવર્યો સહિત ઋષિપત્નિઓને નમસ્કાર કરી કરાવીને યુધિષ્ઠિરને આશિર્વાદોથી યુકત, હું દુર્ભાગી અર્જુન ન કરાવી શક્યો. આવા સત્કાર્યો રહિત મારા જીવિતને હું ધિક્કાર પાત્ર માનું છું તથા વૃથા સમજું છું! એટલા માટેજ હવે હું યુદ્ધ કરતો કરતો મારા પ્રાણોને ત્યાગીશ.

શ્રી કૃષ્ણ સખા અર્જુનનાં આવાં દીનતા ભર્યાં વાક્યો સાંભળીને વીરવૃષકેતુ અર્જુન પ્રત્યે કહેવા લાગ્યો-હે સમર્થ વીર! રણમાં ધનંજયને એકલા છોડીને હું (કર્ણપુત્ર) મૃત્યુના ભયથી નહી ભાગી

શકું. રણમાંથી મારા ભાગવાથી જે સૂર્યનારાયણ મારા પિતામહ-ભાસી રહ્યા છે તે પતિત થાય, તથા કદાપિ નહી ભગ્ન થયેલા તેઓ ભંગ-ચ્યુતિને પામે, માટે સૂર્યનારાયણના પૌત્ર વૃષકેતુ પાસે મૃત્યુની કઇ ગણના હોઇ શકે વારૂ ? હે મહાબાહુ અર્જુન ! આપને આ રણમાંથી ચાલ્યા જવું હોય તો સુખેથી જાઓ, મારૂં રણમાંથી પલાયન થવું સંભવી શકેજ નહી. મારી સુંદર એવી તે એક પત્ની રણમાં વિજય કર્યા સિવાય હસ્તિનાપુર પ્રત્યે પહોંચેલા એવા મને નિરખીજ નહી શકે. આપ જેવા ધનંજયનો ત્યાગ કરીને રણમાંથી વિમુખ થયેલા મને તે મારી પત્ની કેવી રીતે પોતાના મુખનું દર્શન કરાવી શકશે વારૂ ? હું આ વાત આપને સત્યજ કહું છું. હે પાર્થ, આપ મારા પરાક્રમને આજ જુઓ, રણભૂમિમાં સૈન્ય સહિત આવેલા બભ્રુવાહન સાથે આપની સમક્ષ હું યુદ્ધ કરીશ. શાસ્ત્રોમાં કહ્યું છે કે-

मित्रार्थे यस्त्यजेत् प्राणान्
गवार्थे च द्विजन्मनाम्
स्वामिकार्ये च समरे
तस्य लोकाः सनातनाः ॥ १ ॥

પોતાના મિત્રોને માટે, ગાયો અને બ્રાહ્મણોને માટે તથા પોતાના સ્વામીનું કાર્ય સિદ્ધ કરવા માટે જે ભાગ્યશાલી વીર પોતાના પ્રાણોનો સમર-ભૂમિમાં ત્યાગ કરે છે તે વીરને અવિચલ લોકોની પ્રાપ્તિ થાય છે. આ વસ્તુ સ્થિતિમાં મને કાંઈ પણ સન્દેહ નથી તથા રણમાં મરવાથી કૈવલ્ય મોક્ષ પ્રાપ્તિનો પણ વિચાર મેં કર્યો છે, જ્યાં સુધી મહાબાહુ-અર્જુન આ સંગ્રામમાં ઉભા છે. ત્યાં સુધી યુધિષ્ઠર મહારાજાએ આદરેલા અશ્વમેધ-યજ્ઞ સંપૂર્ણ થયો છે, એમજ સમજો. રણમાંથી પલાયન કરવાનો વૃથા-ઉપદેશ આપ મને શા માટે આપી રહ્યા છો. આ પ્રમાણે અર્જુન પ્રત્યે વચનો કહીને તથા તેને નમસ્કાર કરીને તે વૃષકેતુ હર્ષપૂર્વક રણ-ભૂમિ પ્રત્યે ચાલ્યો તથા રથવડે અને પતાકાના નિમિષથી બભ્રુવાહનને બોલાવતો છતો કહેવા લાગ્યો-હે બભ્રુવાહન ! જે ધીર એવા પાણ્ડુપુત્ર અર્જુનના રણવીરોને તેં રણભૂમિમાં હણ્યા છે, તે રણવીરોનું મહત્ શાન્તિ કર્મ આજ હું આ રણભૂમિમાં કરવાને તૈયાર છું, આ પ્રમાણે બોલી રહેલા બલવાન્ એવા કર્ણપુત્ર તે વૃષકેતુને બભ્રુવાહને ત્રણ શરોના પ્રહારથી હૃદયમાં વીંધી નાખ્યો બભ્રુવાહનના તે ત્રણે શરો તેને ભેદીને, હે રાજેન્દ્ર ! જેમ તૃષિત થયેલા હોઇને ભોગવતી નદીનું જલ-પાન કરવાને ચાલ્યા જાય તેમ ધરણીમાં પેસી ગયા. વૃષકેતુએ તે બભ્રુવાહન ઉપર સ્તનોના મધ્ય ભાગમાં છ શરોનો પ્રહાર કર્યો વૃષકેતુના શર પ્રહારોથી પીડા પામીને ભ્રમણા કરવા લાગેલો અર્જુન પુત્ર બભ્રુવાહન મહામુશ્કેલીથી પોતાના આત્માને સ્થિર કરીને સ્વસ્થ થયો છતો કર્ણપુત્ર -વૃષકેતુ સાથે યુદ્ધ કરવા લાગ્યો, વૃષકેતુના રથના તિલતિલ જેવડા ટુકડા કરીને તથા રથના સારથિને ભૂમિ ઉપર પાડીને તથા તેના અશ્વોને રણમાં હણીને મહા પ્રતાપી તે બભ્રુવાહન શંખ ફુંકવા લાગ્યો. શંખના અંગને પુર્યા પછી તે બભ્રુવાહન સુવર્ણથી વિચિત્રિત શરો વડે મહા બલવાન્ કર્ણ પુત્ર વૃષકેતુને પ્રહારો કરવા લાગ્યો, તે વૃષકેતુના સારી રીતે ચિત્રેલા સારથિ

સહિત રથને, અશ્વો સહિત છેદી નાખીને અનેક સહસ્ત્ર બાણોથી વૃષકેતુને પ્રહારો કરવા લાગ્યો. તે બભ્રુવાહને વેગપૂર્વક આગ્નેય-અસ્ત્રનો ઉપયોગ વૃષકેતુ ઉપર કર્યો, તે અસ્ત્રના નિવારણ માટે કર્ણપુત્રે બભ્રુવાહન ઉપર વરૂણાસ્ત્રની યોજના કરી, ત્યાર પછી વૃષકેતુએ સ્વયં વાયવ્યાસ્ત્રને સાધ્યું તથા પાર્વતાસ્ત્ર, શક્રાસ્ત્ર, અને અતિ ભયંકર કુબેરાસ્ત્ર તથા વિશ્વકર્માના અસ્ત્રને વીર શ્રીવાળો અતિ બલવાન્ તે કર્ણપુત્ર પોતાના વૈરી-બભ્રુવાહન ઉપર ફેંકવા લાગ્યો તથા તે સમયના યુદ્ધમાં સુરોના અસ્ત્રને તથા સર્વશસ્ત્રોના વિદારણ રૂપ શ્રી શંભુના અસ્ત્રને તથા કાર્તિક સ્વામીએ કરેલા અસ્ત્રને ફેંકતો ફેંકતો શત્રુસેના ઉપર ત્રુટી પડયો ! આ પ્રમાણે શસ્ત્રો અને અસ્ત્રોના સંપાતો વડે તે સ્થળે ભયંકર સંગ્રામ થયો ! વૃષકેતુ અને બભ્રુવાહન-બેઉ મહાત્માઓના ઘણાયે વીરો તે યુદ્ધમાં હણાઇ ગયા, હે રાજેન્દ્ર, પ્રલય કાલમાં યમ વડે જેમ સર્વે નરો નાશ પામે તેમ તે સ્થળના યુદ્ધમાં સર્વે વીરોની તેવીજ ગતિ થઇ; તે રણ સ્થળ રૂદ્રોનું ક્રીડા સ્થળ તથા ભૂત ગણોને મહાન્ સંતોષ આપનારૂં બન્યું તથા કર્ણપુત્રથી પુષ્કલ રથો, હાથીઓ અને પદાતિઓનો તે સમયે નાશ થયો ! તે કર્ણપુત્રના અસ્ત્રો વડે ઘવાએલો બભ્રુવાહન શ્રી વિષ્ણુના પદનું ચિન્તન કરીને તે કર્ણપુત્રે ફેંકેલા સર્વે અસ્ત્રોને મહા-બલવાન્ બભ્રુવાહને શાન્ત કરીને ભયંકર શરોની સાથે વાડવાસ્ત્ર ( બ્રહ્માસ્ત્ર ) નું સંધાન કર્યું અને વૃષકેતુને કહેવા લાગ્યો, મેં સંગ્રામમાં પુષ્કળ વીરોને હણ્યા છે; પરંતુ હું શત્રુ ાા શરોથી તેવો વ્યાપ્ત નથી થયો કે જેવો કર્ણપુત્ર-વૃષકેતુએ અને શર પ્રહારોથી વ્યાપ્ત કર્યો છે ! આ વીર વૃષકેતુને હું આ સ્થળે, જેમ ઇંદ્રે વૃત્રાસુરને હણ્યો તેમ હણી નાખું છું આ પ્રમાણે વૃષકેતુનું લક્ષ્ય કરીને રણમાં તેના ઉપર શીઘ્ર ગતિવાળું બ્રહ્માસ્ત્ર ફેંક્યું. તે શર મહાત્મા એવા આ વૃષકેતુના હૃદયમાં લાગ્યો. તે બાણે વૃષકેતુને પકડીને આકાશમાં અનેક દિશાઓમાં અને ખૂણાઓમાં તથા સર્વે સરિતા અને સાગરોમાં પણ ઘણોજ ભમાવ્યો. તથાપિ તે વીર ધરા પ્રદેશમાં પડયોજ નહી તે ઘટના ઘણીજ આશ્ચર્યજનક થઇ પડી ! પોતાના વીંધાયેલા ગાત્ર વડેજ તે વૃષકેતુ પોતાના પિતામહ શ્રી સૂર્યનારાયણને ભેદવા લાગ્યો ત્રણ મુહૂર્ત પર્યન્ત તે યુદ્ધમાં જે જે સ્થળે તે શર ગયો તે તે સ્થળમાં રણમાં મળી ગયેલા પિતા-પુત્ર અર્જુન અને બભ્રુવાહન બન્ને તે શર વડે લઇ જવાતા વૃષકેતુનું નિરીક્ષણ કરવા લાગ્યા, તથા ત્રણ મુહૂર્ત વીત્યા પછી તે વૃષકેતુ પૃથ્વી ઉપર તે મણિપુરમાં રણસ્થલમાં અર્જુનની સમક્ષ પૃથ્વી ઉપર આવી પડયો, ત્યાર પછી તે સમયે અતિક્રુદ્ધ થયેલો કર્ણપુત્ર ફરીથી ઉભો થયો અને યુદ્ધ પ્રસંગે ભેટેલા તે બભ્રુવાહનના રથ ઉપર તેણે હસતાં હસતાં સહસા પાંચ બાણોનો પ્રહાર કર્યો વૃષકેતુએ ફેંકેલા તે શરો બભ્રુવાહનના અશ્વો સારથિ અને પતાકા સહિત તે બભ્રુવાહનને સુન્દર એવા સ્વર્ગ લોક તરફ લઇ જવા લાગ્યા, પોતાના રથને અત્યુગ્ર એવા રવિ-મંડલમાં પ્રવેશ કરતો જોઇને, પ્રહારોથી ભેદાઇ ગયેલા શરીરવાળો પણ તે બભ્રુવાહન પોતાના દેહને

તે રથમાંથી પડતો મૂકવા લાગ્યો જેમ જેમ તે રથ ઉંચે ચઢતો ગયો તેમ તેમ સૂર્યનારાયણ તે રથને પોતાના કિરણો વડે બાળવા લાગ્યા આકાશમાંથી પડતા તે બભ્રુવાહનને જોઇને તે વૃષકેતુ પુનઃ તેને શરપ્રહારોથી ગગનમાં પોતાના પિતામહ શ્રી સૂર્યના મંડળમાં મોકલવા લાગ્યો તથા તેને કહેવા લાગ્યો કે–હે બભ્રુવાહન અમારો હંસધ્વજ નામનો વીર તેં પહેલાં આ સ્થળે જીતી લીધો છે, તેનો બદલો લેવા માટે હે વીર ! તને હું દેવલોકમાં મોકલું છું. હે જનમેજય ! આ પ્રમાણે કુપિત થયેલો વીર વૃષકેતુ બભ્રુવાહન પ્રત્યે બોલી રહ્યો છે એ અરસામાં બભ્રુવાહને પોતાના ગાત્રમાંથી શરો ખેંચીને તેના ત્રણ ત્રણ ટુકડા કરી નાખ્યા તથા અતીવ કુપિત થઇને વૃષકેતુ ઉપર જેમ પર્વત પડે તેમ પડયો, તથા અન્તરની દાઝથી પોતાના બેઉ કરોને ઘસવ લાગ્યો અને કંધરાને કંપાવા લાગ્યો, તે સમયે રવિપૌત્ર–વૃષકેતુએ તે સ્થળે પુનઃ બભ્રુવાહનને પાંચ સાયકોથી વીંધી નાખ્યો, આ પ્રમાણે કર્ણપુત્ર વૃષકેતુ તથા બભ્રુવાહન ભૂતલ ઉપર ભયંકર શરોવડે યુદ્ધ કરી રહ્યા હતા, તથા અર્જુન તે કૌતુકને તે સ્થળે ઉભો ઉભો જોઇ રહ્યો હતો. તે પ્રકારના યુદ્ધમાં કર્ણપુત્ર–વૃષકેતુ અર્જુનને કહેવા લાગ્યો કે–હે પુરૂષ શ્રેષ્ઠ! જે સમયે મારા પિતા–શ્રી–કર્ણનું રથચક્ર –પૃથ્વીમાં નિમગ્ન થયું હતું. તે સમયે મહાયુદ્ધમાં તે કર્ણે, ' હે પ્રભો ! આપ ક્ષણ ભર ઉભા રહો ' એમ કેવી રીતે વચન બોલ્યા હતા ? મેં પુષ્કળ બાણ પ્રહારોથી આ બભ્રુવાહનને ભેદી નાખ્યો છે, છતાં મારા પિતા–શ્રી કર્ણની માફક આ વીર બોલતોજ નથી અને યુદ્ધ પણ છોડતો નથી. આ પ્રમાણે વૃષકેતુ વીર જ્યાં અર્જુનની સમક્ષ બોલી રહ્યો છે, ત્યાં તો તે બભ્રુવાહન રણમાં અનેક પ્રકારના શસ્ત્રોથી ભેદાતો છતો વૃષકેતુના મસ્તક ઉપર કુદી પડયો. તે બન્ને વીરો ક્ષણ ભરમાં રથમાં બેસીને યુદ્ધ કરતા તો બીજી ક્ષણે રથ વિનાના થઇને આકાશમાં ઉડી જતા અને ત્યાર પછી પુનઃ રથમાં એક બીજાનું પાતન કરતા હતા, આ સર્વ લીલા મણિપુરના નાગરિક જનો જોઇ રહ્યા હતા. એક બીજા પરસ્પર ભયંકર શર પ્રહારોથી સ્વર્ગ (આકાશ) પ્રત્યે લઈ જવાતા હતા. તે બેઉ વીરોના ગાત્રોમાંનું બાણ પ્રહારોથી હજાર પ્રકારે છિન્ન થયેલું માંસ ગૃધ્રો તથા શ્યેન પક્ષિઓ આકાશમાં લઈ જતા હતા એક વીર પૃથ્વી ઉપર રહીને લડતો હોય તો બીજો વીર આકાશમાં રહીને યુદ્ધ કરતો, વળી તે બન્ને વીર પૃથ્વી ઉપર અને આકાશમાં રહીને યુદ્ધ કરતા હતા. હે જનમેજય રાજન્ ! તેવા પ્રકારના પરાક્રમી તે બેઉ વીરોએ પાંચ દિવસ રણમાં યુદ્ધ કર્યું. પાંચમે દિવસે અર્જુન પુત્ર બભ્રુવાહને અનેક પ્રહારોથી ક્ષત થયેલા વૃષકેતુને અસંખ્ય તીક્ષ્ણ સાયકો વડે પુનઃ ચારો તરફથી વ્યાપ્ત કર્યો તથા ક્રોધ યુક્ત નયનો કરીને કહેવા લાગ્યો–હે વૃષકેતો આ સંસારમાં તુંજ એકલો ધન્યવાદને પાત્ર છો. બીજો કોઇ તારા જેવો ધન્ય છેજ નહી! કોઇપણ માની વીરે મારા સાથે આ પ્રકારનું યુદ્ધ કર્યુંજ નથી. હે વીર, હવે આ સમયે તું તારા ઇષ્ટદેવ જનાર્દન શ્રી કૃષ્ણને યાદ કર, હવે આ બાણો વડે તારા જીવિતનો હું યુદ્ધમાં નાશ કરીશ, એમ કહીને તે બભ્રુવાહને કર્ણપુત્ર ઉપર અ-

ર્ધચન્દ્ર બાણ છોડયું હે આર્ય જનમેજય! પોતાના પ્રત્યે આવતા તે બાણને વૃષકેતુએ ત્રણ પ્રકારે તોડી નાંખીને જ્યાં ગર્જના કરી ત્યાં તો તે બભ્રુવાહને કનકથી ચિત્રાયેલા બીજા બાણોનો પ્રહાર વૃષકેતુ ઉપર કર્યો, તે બાણે વૃષકેતુના કંઠનાલ ઉપરથી મસ્તકને છેદી નાખ્યું અને તે બાણ ગગનમાં ચાલ્યો ગયો! હે રાજેન્દ્ર ! આ પ્રમાણે વૃષકેતુનું છિન્ન થયેલું શિર આકાશમાંથી પડીને બભ્રુવાહનના હૃદયમાં જોરથી લાગ્યું તથા બભ્રુવાનના કલેવરને પૃથ્વી ઉપર પાડયા પછી કન્દુક ( દડાની ) માફક, પવિત્ર એવું તે વૃષકેતુનું શિર શ્રી કૃષ્ણ સખા અર્જુનના ચરણમાં પ્રાપ્ત થયું ॥૩૭॥

**શ્રી શ્રીકૃષ્ણઃ શરણમસ્તુ**



## પ્રકરણ ૩૮ મું

### બભ્રુવાહનનો વિજય.

શ્રી કૃષ્ણ-કેશવ-રામ-નૃસિંહ-એ એ પ્રમાણે હર્ષપૂર્વક જપતું જપતું વીર વૃષકેતુનું કુણ્ડલો યુક્ત મહત શિર, તે સમયે હે રાજન્ ! રણભૂમિમાં રહેલા અર્જુને પોતાના બેઉ કરો વડે પકડી લીધું. વૃષકેતુનો દોડતો દોડતો કબન્ધ રણમાં શત્રુઓને સારી રીતે પાડવા લાગ્યો તથા તે રણસ્થલમાં સંમુખે આવેલા શત્રુને પાડીને નૃત્ય કરવા લાગ્યો, વૃષકેતુના મુખારવિન્દનું સૌન્દર્ય જોઇને અર્જુન તે સમયે પુષ્કલ વિલાપ કરવા લાગ્યો તથા કહેવા લાગ્યો-હે પુત્ર વૃષકેતો ! તારા સિવાય આ સંગ્રામમાં ઘણુંજ મોટું કષ્ટ ઉપસ્થિત થયું છે! ધર્માત્મા યુધિષ્ઠિર પાસે જઈને હું શું ઉત્તર આપીશ ! હે પુરૂષવ્યાઘ્ર ! તારા વિના કુન્તીદેવી અને દ્રૌપદીને હું કેવી રીતે મુખ બતાવી શકીશ, જ્યારે હું યજ્ઞીય-અશ્વની સાથે હસ્તિનાપુરમાંથી પ્રયાણ કરવાને તૈયાર થયો, ત્યારે પૂજ્ય માતા કુન્તીજીએ મને શિક્ષા આપી હતી કે-તારે બાલક એવા આ વૃષકેતુનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું, હવે હું તે કુન્તીમાતાને તથા ભીમસેનને કેવો ઉત્તર આપી શકીશ, તથા નકુલ અને સહદેવને અને મારા પ્રિય શ્રી કૃષ્ણદેવને હું શું કહીશ ! હે પુત્ર વૃષકેતો ! તેં પોતાના પરાક્રમથી અશ્વમેધ યજ્ઞ માટે યૌવનાશ્વ રાજાનો અશ્વ લાવી આપ્યો છે. હે પુત્ર ! તારા સમીપમાં શ્રી કૃષ્ણ સિવાય પોતાના પ્રિય પ્રાણોનો તેં શા માટે ત્યાગ કર્યો. જેમ અમે પાંડવો શ્રી કૃષ્ણના પ્રાણરૂપ છીએ તેમ તારો પ્રાણ શ્રીકૃષ્ણ સ્વરૂપ નથી શું ? હે પુત્ર ! તારા શરીરનું પક્ષિઓ આકાશમાં ભક્ષણ કરી ગયા છે, તારા પિતા કર્ણે પોતાના ગાત્રને કાપીને ઇન્દ્રને આપ્યું હતું ! તેં આ રણસ્થલમાં શક્રપુત્રના (મારા) કાર્યની સિદ્ધિ માટે પક્ષિઓને પોતાનું ગાત્ર અર્પ્યું છે ! ભીમસેન ઘણીવાર એકલોજ મહાસંગ્રામમાં જાય છે; પરંતુ બીજો કોઇ નરવીર તેની સહાયતા કરવાને જતો નથી; પરંતુ તેં શત્રુઓનાં શિરોરૂપી કમલોને તથા રૂધિરથી લેપાયેલાં મૌક્તિકોને રણાંગણમાં પોતાના હાથ વડે પકડી રાખીને પોતાના પિતામહ શ્રી સૂર્યનારાયણને પ્રતિદિન હર્ષપૂર્વક વીર એવા તેં અર્ઘોજ આપ્યા કર્યા છે ! આ સંસારમાં બેજ વીરો દિવાકર અને ધનંજય મુખ્ય તથા પ્રસિદ્ધ થયા છે. હે વૃષ-

કેતુ વીર ! તું આજ રણમાં પડેલો હોવાથી અમારા બેઉનું પતન અવશ્ય થશે ! હે વીર વૃષકેતુ ! તારા પવિત્ર યશથી સ્વર્ગલોકમાં શ્રી સૂર્યનારાયણ તથા શ્રી કૃષ્ણ–ગોવિન્દ એ પ્રમાણે મધુર અક્ષરોને બોલતા આ તારા મસ્તક વડે ભૂલોકમાં રહેલો હું–અર્જુન સત્કાર પામું છું–પાવન થાઉં છું ! વળી હે પુત્રક ! મારી સાથે તેં આ મહત્ વૈર બાંધ્યું કે જે તારા પિતા કર્ણને આ પાર્થે રણાંગણમાં હણ્યો છે, તે પૃથાપુત્રને–અર્જુનને દુઃખથી પીડિત કરીને તું મારા કરતાં પહેલો સ્વર્ગલોકમાં સીધાવે છે ! જે પ્રમાણે તારા પિતા–કર્ણના રથચક્રને પૃથ્વીદેવીએ ગ્રસ્યું હતું, તથાપિ શ્રી કૃષ્ણ સહિત મેં તે વીરનો વધ કર્યો હતો, તે સમયે તે વીર કર્ણે માતંગસંગિની–પૃથ્વીને શાપ આપ્યો હતો, આટલો બધો તારા ઉપર અપકાર કરવા છતાં યુદ્ધ સમયે સર્વદા સાથે રહેનાર અને પ્રાણોને અર્પનાર હે શ્રીમાન વૃષકેતો ! આ સમયે તારા સિવાય અન્ય કોઇ ઉપકારક વીરને હું જોઈ શકતો નથી. હે પુત્ર ! તારા આજના મરણથી મારૂં સકલ સૈન્ય આજેજ હણાયું માનું છું તથા સુભદ્રાનન્દન એવો મારો શૂરવીર અભિમન્યુ પુત્ર પણ આજેજ હણાયો માનું છું, તથા મારૂં કુલ પણ તારા જેવા સત્પુત્રના થયેલા મરણથી નષ્ટ થયું હોય એમ માનું છું ! વૃષકેતુ રણમાં પડ્યા પછી શ્રી કૃષ્ણથી ત્યાગ કરાયેલો હું જે પ્રમાણે સૂર્ય વિનાની ભૂમિ હોય, તથા દીપ રહિત ગૃહ હોય તથા પાર્થિવ–લિંગાકૃતિ સિવાય મૃત્તિકા હોય તેમ મૂર્તિમતી જયલક્ષ્મીને હે વૃષકેતુ ! તારા વિનાની તેવીજ માનું છું. એ પ્રમાણે બોલીને કંઠને છુટો મૂકીને વીર વૃષકેતુનું સ્મરણ કરતો કરતો તે પાર્થ રડવા લાગ્યો અને બોલવા લાગ્યો કે–હે હૃષીકેશ ! આપ આ સમયે ક્યાં સંતાયા જણાઓ છો ? કે આટલા દુઃખી થયેલા મને આપ જાણતા જ નથી ! હે શ્રી કૃષ્ણ ! આપનુ સ્મરણ કરતાંજ આપશ્રી મારી વારે નથી ધાયા, તેથી આ સમયે હું આપશ્રીથી ત્યાગેલો હોઉં એમ પોતાને માનું છું ! આ પ્રમાણે કહીને બભ્રુવાહન સાથેના તે મહાસંગ્રામમાં વૃષકેતુવીરના શિરને પોતાના હૃદય ઉપર મૂકીને મૂર્છિત થયેલો છતો પૃથ્વી ઉપર પડી ગયો ! ત્યાર પછી ચિત્રાંગદાનો પુત્ર બભ્રુવાહન ધરણી ઉપર પડેલા અર્જુનને ધનુષ્યના ખુણાવતી પુષ્કળ તાડન કરીને પ્રહાસ કરતો કરતો આ અર્જુનને કહેવા લાગ્યો –હે પૃથાપુત્ર અર્જુન ! વૈશ્ય થકી ઉત્પન્ન થયેલા ( અમો ) આપ સમાન રણવીર સાથે તુલના કરવાને માટે આવ્યા છીએ કેમ ? આ રણરૂપી મહાર્ણવમાં આ સમયે આ યુદ્ધમાં હું યશ રૂપી (વિજયી) નાવ ઉપર બેઠેલો છું ! હે ધનંજય ? તમારા વીરોની ધનાઢ્ય સેના સાથે તથા તેઓનાં કેટલાંએક ન્હાનકડાં મસ્તકો સાથે અને તમારી સંપત્તિ સાથે મેં પુષ્કલ તુલના કરી લીધી ! હે ધનંજય ! ઉભા થાઓ અને વીર વૃષકેતુનું આ વિચિત્ર શિર શ્રી શિવના પૂજનના લિંગ–મૂર્તિ માટે શ્રી શંકર દેવને અર્પણ કરો, તમારી આ પ્રકારની ભકિતથી પ્રસન્ન થયેલા શ્રી મહાદેવ આપને પાશુપતાસ્ત્ર આપશે ? અને આ મારી સાથેના યુદ્ધ માટે તમોને સ્મરણ કરાવશે, તથા આપશ્રી અવશ્ય નાશ પામશો ! બભ્રુવા-

હવે આ પ્રમાણે ભર્ત્સના કર્યા પછી બલવાન્ એવો અર્જુન કોપ સહિત વૃષકેતુના મરણથી થયેલી શોક નિદ્રામાંથી જાગી ઉઠયો, તથા વીર વૃષકેતુના શિરને પકડીને તેને રથમાં રાખીને પોતાના ધનુષ્યને પકડયું ! તથા પોતાના શૂરવીર પુત્ર બભ્રુવાહનને ઉદ્દેશીને કહેવા લાગ્યો–હે પુત્રક ! સંહારરૂપી મને જોઈને મારી સમક્ષ તું ક્યાં જઇ શકે એમ છો ! તેં મારા સર્વે વીરોને યદ્યાપિ આ મહા રણમાં પાડયા છે. તથા અન્ય વીરોને પોતાને સ્વાધીન કર્યા છે, તથાપિ આજ આ મહા રણમાં તારા પ્રત્યે કુપિત થયેલો હું તને રણમાં હણીને તે સર્વેને છોડાવીશ ! હે વીર, તૈયાર થા અને પોતાના બાણને પકડ, મારા પ્રિય પુત્ર વૃષકેતુને રણમાં પોતાના શૌર્ય વડે પાડીને તારૂં જીવન હોઇજ ન શકે ! મારા બાણપ્રહારોને સહન કર. મારા સંમુખે પર્વત હશે તો પણ હું તેને તોડી–ભેદી નાંખીશ ! એમ કહીને તે સમર્થ અર્જુન મેઘ જેમ પાણીની ધારાઓને છોડે તેમ બાણોની ધારાઓને, ચિત્રાંગદાના પુત્ર બભ્રુવાહનની તરફ છોડવા લાગ્યો, તે બભ્રુવાહનનું પ્રબલ સૈન્ય ભેદી નાખ્યું ! તથા મહા બલવાન્ તે અર્જુન તે બભ્રુવાહનના શરીરને ભેદીને મેઘ ગર્જનાની માફક અત્યંત ગર્જના કરવા લાગ્યો અર્જુનના શરો વડે આકાશમાં લઇ જવાતા બભ્રુવાહનના તે હાથીઓ, અશ્વો અને પગપાળાઓ ફરતા ચક્રની માફક દૃઢ કરી દીધા ! હે રાજન્ જનમેજય ! કિલ્લાઓ અને કોટના કાંગરાઓને તોડી નાંખે એવા અર્જુનના બાણો વડે આખું જગત્ વ્યાપ્ત થઇ ગયું ! જે પ્રમાણે વૃદ્ધિ પામેલો વાયુ (વંટોળીઓ) પૃથ્વી ઉપરથી શુષ્ક પાંદડાઓને તથા તૃણોને આકાશમાં લઇ જઇને ફેરવ્યા કરે તેમ તે અર્જુન પોતાના શરો વડે બભ્રુવાહનના સૈનિકોને આકાશમાં ભ્રમણા કરાવા લાગ્યો ! તથા તેણે કરેલી પુષ્કળ શર વૃષ્ટિથી બભ્રુવાહનના સૈનિકોના શરીરો રણમાં પડયાં અને મરણ પામ્યાં તથા હે જનમેજય રાજન્ ! અર્જુનના ક્ષાત્ર તેજ વડે અન્ય સૈનિકો બળવા લાગ્યા. પાંડવે હણેલા સૈનિકોની તથા અશ્વોની અને અન્ય નરોની રજ શરના પુંખ (છેડા) થી ઉત્પન્ન થયેલા વાયુ વડે આકાશમાં ઉડવા લાગી ! તે ધનંજયે બભ્રુવાહનનું સૈન્ય વડવાનલની માફક તીવ્રતાથી બાળી મૂકયું ! જે સૈનિકોએ યુદ્ધ ભૂમિમાં અર્જુનને જોયો તે સૈનિકો મોક્ષને શરણ થઇ ગયા ! જે પ્રમાણે શ્રી કાશીક્ષેત્રમાં ભયભીત થયેલા જનોએ પોતાના અંત સમયમાં દૃષ્ટિ ગોચર કરેલા શ્રી વિશ્વનાથ, તેઓને મુક્તિ આપે તેમ અંત સમયે અર્જુનના પણ દર્શન કરીને તે સૈનિકો મુક્તિ પામતા હતા ! બલવાન્ અર્જુને ત્યાર પછી બભ્રુવાહનને ઘોર શરોથી આચ્છાદિત કર્યો, તે સૈનિકો રણમાં અર્જુનના શરના આદાનને, સંધાનને કે શરના છોડવાને જોઇ શકતા ન હતા, અર્જુને કરેલી શરલીલાને તે સૈનિકો પ્રલય કાળ માનવા લાગ્યા. અને અર્જુનના તેજથી સર્વે સૈનિકો સહસા શાન્ત થવા લાગ્યા તથા નિર્વાહને પામવા લાગ્યા. ત્યાર પછી ક્રુદ્ધ થયેલા બભ્રુવાહને ધનંજયને તીક્ષ્ણ એવા ચાર સાયકોથી વીંધી નાખ્યો, તથા તેના અશ્વોને અને અને સારથિને ત્રણ બાણોથી ભેદ્યા, એક એક બાણના પ્રહારથી તેનું છત્ર છિન્નભિન્ન કરી નાખ્યું અને સાત બાણો વડે તેની ધ્વજમાં રહેલા હનુમાન્‌ને

વીંધી નાખ્યો, આ પ્રમાણે તે પિતા પુત્ર બેઉ સમર્થ વીરો પરસ્પરના જયની આકાંક્ષા રાખનારા હોઇ તે સમયે પ્રબલ યુદ્ધ કરી રહ્યા હતા, થોડીવાર પછી બભ્રુ-વાહન અર્જુન પ્રત્યે કહેવા લાગ્યો–હે સમર્થ પાર્થ! આપશ્રી પહેલાં દ્રોણાચાર્ય જેવા સમર્થ ગુરૂ પાસેથી તથા અન્ય દેવો પાસેથી અસ્ત્રો શીખ્યા છો; પરંતુ આ સમયે આપનાં તે સર્વે અસ્ત્રો નિષ્ફળ થતાં કેમ જણાય છે વારૂ? હે દુર્મતે! આપશ્રીના સમર્થ એવા શ્રી કૃષ્ણ સારથિરૂપે આપની પાસે આ સમયે શામાટે નથી આવતા, તે તમો–નથી જાણી શકતા; પરંતુ તેનું કારણ હું સારી રીતે સમજું છું કે બુદ્ધિ રહિત એવા આપે મારી પતિવ્રતા જનની ચિત્રાંગદાને મારી જ સમક્ષ દૂષિત ઠરાવી છે, "સજ્જન પુરૂષો કોઇ સતી–સાધ્વીઓ ઉપર અસત્ય દોષારોપણ કરે તો તે તેનેજ ભયકારક થઈ પડે છે!" હે અર્જુન, આપ પહેલાં જ્યાં ક્યાંઈ સંગ્રામમાં રહ્યા હશો અને તમોએ જે સમયે શ્રી કૃષ્ણનું સ્મરણ કર્યું હશે કે તુરતજ તેઓશ્રી આપની સમક્ષ ઉપસ્થિત થયા હશે! પરંતુ આ સમયે તે શ્રી મહાત્મા વિષ્ણુસ્વરૂપ–શ્રી કૃષ્ણનું આપે વિસ્મરણ કર્યું હોય એમ જણાય છે! હે ધનંજય! આ રણમાં આપ શ્રીકૃષ્ણનું સ્મરણ કરી લ્યો ત્યાંસુધી હું ક્ષણભર રાહ જોઇશ અને તમારી સાથે પ્રથમ યુદ્ધ નહીં કરૂં, કારણકે શ્રીકૃષ્ણના વિસ્મરણથી યુક્ત પુરૂષોને પગલે–પગલે મહાહાનિ પ્રાપ્ત થાય છે. તમો શ્રી કૃષ્ણ સમાન સમર્થ નાથવાળા છો, માટે તેનું સ્મરણ કરો અને વૃથા ગર્વને ન કરો! હે શક્રનન્દન! જે પ્રમાણે કર્ણપુત્ર–વૃષકેતુ મહાત્માએ મારી સાથે પ્રથમ સજ્જનોને યોગ્ય યુદ્ધ કર્યું છે, તે પ્રમાણે હે અર્જુન આપ પણ મારી સાથે આ સમયે યુદ્ધ કરો અને પોતાના શૌર્યનું દર્શન કરાવો! ધીર એવો કર્ણપુત્ર આ સમયે સ્વર્ગમાં જઇને બેઠો છે!

આ પ્રમાણે બભ્રુવાહને તે સમયે અર્જુનને કહ્યું ત્યારે તે સવ્યસાચી ક્રોધયુક્ત થઈને તથા મોહનો ત્યાગ કરીને તે બભ્રુવાહન ઉપર કનકથી વિભૂષિત ભાલાઓની વૃષ્ટિ કરવા લાગ્યે તથા રથમાં રહેલા બલવાન્ પુત્રને પ્રહાસ કરતો હોય તેમ વીંધી નાખ્યો, અગ્નિ સમાન પ્રજ્વલિત અર્જુનના શરો વડે વીંધાએલો છતાં બભ્રુવાહને રણનો ત્યાગ ન કર્યો, એટલુંજ નહીં, પરંતુ પોતાના બાણો વડે ગગનને પુરી દીધું તથા અત્યુગ્ર બનીને સવ્યસાચી–અર્જુનને પોતાના તીક્ષ્ણ શરોથી ભેદી નાખ્યો! શ્રી ગંગાદેવીના શાપથી મોહિત થયેલો અર્જુન પોતાના કર્તવ્યને ભુલ્યો, શાપથી મોહિત થયેલો તે જે જે શરનું તથા જે જે શસ્ત્રનું સંધાન કરતો તે તે શરને તથા તે તે શસ્ત્રને તેનો પુત્ર બભ્રુવાહન યુદ્ધમાં છેદી નાખતો! હે રાજન્ જનમેજય! આ અરસામાં શત્રુરૂપી વીરોને હણનાર કુપિત થયેલા બભ્રુવાહને પોતાના કોદણ્ડમાં જ્વાલાઓથી યુક્ત વડવાનલ સમાન કાન્તિવાલા કાલની સમાન અર્ધચન્દ્ર બાણનું અનુસંધાન કર્યું, બભ્રુવાહને સાંધેલા કાલ સમાન આ બાણને જોઇને ઇંદ્ર વગેરે સર્વે દેવતાઓ, પિતૃઓ તથા સૂર્ય વગેરે ગ્રહો અને સર્વે ભુજંગો ભયયુક્ત બન્યા! પૃથ્વીદેવી બે પ્રકારે ભિન્ન થઇ ગઇ અને તેમાંથી ઉલ્કાઓનું પતન થવા લાગ્યું, કાંકરીઓ સહિત

વાયુ વાવા લાગ્યો તથા મેઘો રૂધિરની વૃષ્ટિ કરવા લાગ્યા !! પ્રલયકાળના અગ્નિ સમાન તે બાણને જોઇને અર્જુન પોતાના ભયંકર બાણો વડે પણ બભ્રુવાહનનાં કાલસ્વરૂપ તે બાણની શક્તિ દૂર કરવાને સમર્થ ન થઇ શકયો ! જ્યાં મહા બલવાન્ એવો અર્જુન તે સમયે ગોવિન્દ–શ્રી કૃષ્ણનું સ્મરણ કરવા જાય છે, ત્યાં તો તીવ્ર એવા બભ્રુવાહનના તે બાણ વડે જ્વલિત કુણ્ડલોવાળું અર્જુનનું શિર છેદાઇ ગયું અને વેગપૂર્વક પૃથ્વી ઉપર પડયું !!! ત્યારપછી હે રાજન્ જનમેજય ! તે અર્જુનનો કબન્ધ (ધડ) પણ રણમાં વૃષકેતુના કબન્ધ પાસે પડયો ! આ પ્રમાણે કુન્તીપુત્ર અર્જુનનો અનેક રત્નોથી સુશોભિત દેહ મણિપુરના રણાંગણમાં એકાદશીને દિવસે સાયંકાલ સમયે કાર્તિક માસમાં સૌમ્ય એવા ઉત્તરા નક્ષત્રથી યુક્ત શુભ દિવસમાં પડયો ! વાસુદેવ–ગોવિન્દ–શ્રી કૃષ્ણ એ પ્રમાણે બોલી રહેલું અર્જુનનું કપાઇ ગયેલું મુખારવિન્દ એક ક્ષણભરમાં ત્રુટી ગયેલા આભૂષણોથી રહિત થઇને કોઇ નવીન–આકૃતિનેજ પામી ગયું. તે સ્થળે સર્વે જનો વૃષકેતુ અને ધનંજય જેવા સમર્થ બેઉ વીરોના રણમાં પડવાથી કરૂણાર્દ્ર ચિત્તવાળા હોઈ તે બેઉના શિરોને આકાશમાં ભૂમિ ઉપર પડેલા બે સૂર્યની માફક માનવા લાગ્યા !

તે સમયે બભ્રુવાહનની માતા ચિત્રાંગદા અર્જુનના અનાદરપૂર્વક થયેલા યુદ્ધને તથા તેને થયેલા શાપને સાંભળીને ઉત્તમ નગર મણિપુરમાં આવી પહોંચી. હે જનમેજય ! તેણી ધર્મરાજા યુધિષ્ઠિરની આજ્ઞા સિવાય અલ્પ જનોને સાથે લઈને રથ ઉપર બેસીને આવી પહોંચી હતી !

તે સમયે અર્જુનના સૈન્યમાં ઘણોજ ભયંકર હાહાકાર વ્યાપી ગયો હતો, તથા બભ્રુવાહનના સૈન્યમાં મહાન્ હર્ષ વ્યાપી રહ્યો હતો ! બભ્રુવાહનના સૈન્યમાં પોતાના રાજાનો વિજય થયેલો હોવાથી તે સમયે અનેક પ્રકારનાં વાદિત્રો વાગવા લાગ્યાં તથ સર્વ કુમારિકાઓ તે બભ્રુવાહન ઉપર હર્ષયુક્ત થઇને તે સમયે પુષ્પવૃષ્ટિ કરવા લાગી, તથા બન્દીજનો (ચારણો) બભ્રુવાહનના પરાક્રમની સ્તુતિ કરવા લાગ્યા, બલવાન્ એવો બભ્રુવાહન રાજા પણ તે સમયે રણમાં પોતાના પિતાનો સ્નેહ ભુલીને પ્રસન્ન થયો અને પોતાના પતાકાઓથી સુશોભિત, સ્થળે-સ્થળે પુષ્પોના ગુચ્છ–ગજરાઓથી યુક્ત અને ચંદનજલથી છંટાએલા એવા રમ્ય મણિપુરમાં પ્રવેશ કરવા લાગ્યો, રણમાં અર્જુન સાથે વિજય પ્રાપ્ત કરીને પોતાના નગરમાં પ્રવેશ કરતા તે બભ્રુવાહન સાથે અનેક વારાંગનાઓ નાચ કરી રહી હતી તથા પતિ–પુત્રોવાળી સૌભાગ્યવતી સ્રીઓ ઘૃતના દીપો અને દૂર્વાદલોને સુવર્ણપાત્રમાં ધરીને તથા ગોરોચન, કેસર, દધિ વગેરે વધાવવાના સાહિત્યને રાખીને દિવ્ય વસ્ત્ર યુક્ત સર્વે નાગરિક સ્રીઓ ઉલૂપીની સાથે રહેલી છતી વિજયશાલી બભ્રુવાહન રાજાનું નિરાજન કરવા લાગી ! તથા હે જનમેજય રાજન્ ! તે ઉલૂપી સહિત સર્વ સ્રીઓ તે સમયે એ મણિપુરના સીમાન્તપ્રદેશમાં ચિત્રાંગદા પ્રત્યે કહેવા લાગી કે–હે દેવી ! તું બભ્રુવાહન જેવા મહાબલવાન્ સમર્થ વીરપુત્રને જન્મ આપીને ખરેખર આજ ધન્યવાદને પાત્ર થઇ છો ! કે જે તારો વીરપુત્ર બભ્રુવાહન આ પૃથ્વી ઉપર સર્વદા વિજય પ્રાપ્ત કરનાર

પૃથાપુત્ર અર્જુનને આજે રણમાં હણ્યો છે ! તે સર્વે નાગરિક સ્ત્રીઓનું આ પ્રકારનું વચન સાંભળીને ઉત્તમ અલંકારોથી અલંકૃત થયેલી અને વિજયી (!) પુત્રના નીરાજનને માટે આવી પહોંચેલી તે ચિત્રાંગદા પૃથ્વી ઉપર પટકી પડી ! બભ્રુવાહનના મંદિરમાં અર્જુનના વિજયથી થયેલો મહાનંદ વિષાદના સ્વરૂપમાં પરિવર્તન પામ્યો ! સર્વે સ્ત્રીઓ ધરણી ઉપર ઢળી પડેલી તે ચિત્રાંગદાને ઘેરીને ઉપસ્થિત થઇ તથા રડતી રડતી ચન્દનયુક્ત શીતલ જલોથી ચિત્રાંગદા ઉપર સેચન કરવા લાગી તથા વાયુ ઢોળતી ઢોળતી પોતાની મુષ્ટિઓ વડે પોતાના હૃદયમાં તાડન ( કુટવા ) કરવા લાગી. હે આર્ય જનમેજય ! પોતાની સ્વામિની ચિત્રાંગદાને મૂર્છિત અવસ્થામાં પડેલી જોઇને કોઇ એક સ્ત્રી બભ્રુવાહન રાજા પાસે ગઈ અને પાર્થપુત્ર બભ્રુવાહનને ‘ ચિત્રાંગદા મૂર્છા પામીને ઢળી પડી છે ’ એમ કહેવા લાગી તથા તેને જણાવવા લાગી કે હે નરશ્રેષ્ઠ ! આપની માત શા કારણથી આજ મૂર્છા પામીને પડી ગયાં છે તે અમો જાણતાં નથી; પરંતુ આપની માતા તથા તેવીજ અવસ્થામાં પડેલી ઉલપીને જલદી ઉભાં કરો આપનું કલ્યાણ થાઓ ! આ વચન સાંભળીને તુરતજ બભ્રુવાહન પોતાના દિવ્ય રથ ઉપરથી ઉતરી પડયો અને પોતાની માતા ચિત્રાંગદાને સૌભાગ્યદર્શક કંઠહારથી રહિત અને તાટંક ( કર્ણાભૂષણ—ઠોળીયાં ) વિનાની જોઇને તથા બીજી પન્નગપુત્રી ઉલૂપીને શ્વાસ લઇ રહેલી જોઇને તે બભ્રુવાહને તે બેઉને ઉભી કરી તથા તેનાં અશ્રુયુક્ત નેત્રોને સાફ કર્યાં, ત્યાર પછી તે બેઉને જીવિત—યુક્ત જોઇને પ્રસન્ન થયેલો બભ્રુવાહન પોતાની બેઉ માતાને ઉદ્દેશીને કહેવા લાગ્યો-કે આ મેં પ્રાપ્ત કરેલા વિજયને લઇને થયેલા આનન્દના સમયમાં મારી બેઉ માતાઓ આ પ્રમાણે કેમ ધરણી ઉપર ઢળી પડી હશે વારૂ ! હે મારી પૂજ્ય બેઉ માતાઓ ! આપ મારૂં વૃત્તાન્ત સાંભળી લ્યો યજ્ઞિય—અશ્વને માટેજ મેં આ યુદ્ધ કરેલું છે, અર્જુન નામનો પૃથા પુત્ર કોઇ પણ (!) વીર યજ્ઞિય—અશ્વનું રક્ષણ કરતો કરતો આ સ્થળે પ્રદ્યુમ્ન પ્રભૃતિ તેના હિતેચ્છુ ધીર એવા મહાવીરો સાથે આવી પહોંચ્યો હે માતઃ તે સર્વે વીરોને મેં યુદ્ધમાં જીતી લીધા છે તથા તે અર્જુન વીર મારાવડે રણમાં આજ હણાયો છે. વળી સર્વ વીરોમાં શ્રેષ્ઠ મહાબલવાન્ કર્ણનો પુત્ર બાલક એવો તે વૃષકેતુ નામનો વીર પણ મારા વડે રણમાં હણાયો છે, તે વીર વૃષકેતુના પરાક્રમ વડે હું ઘણીવાર રણાંગણમાં મૂર્છા પામી ગયો હતો. પવિત્ર એવા તે વીર વૃષકેતુને મેં સંગ્રામમાં મહા મુશ્કેલીથી હણ્યો છે. હે માતા ! તું સૌભાગ્ય-દર્શક કણ્ઠસૂત્રને તથા કર્ણના ભૂષણરૂપ બેઉ તાટંકોને ધારણ કર, અલંકારો વિના તારૂં સ્વરૂપ ઘણુંજ અમંગલ દેખાય છે.

પોતાના પુત્ર બભ્રુવાહનનું આ નિષ્ઠુર વચન સાંભળીને ચિત્રાંગદા તેને કહેવા લાગી. હે મૂઢ, શ્રી—ધર્મરાજા યુધિષ્ઠિરના અનુજ શ્રેષ્ઠ એવા પોતાના (તારા) પિતા અર્જુનને —કે જે શ્રી નારાયણ-કૃષ્ણના સખા છે અને કુન્તીજીને મોટા મોટા હાથીઓ લાવી આપનાર છે તે ધનંજયને રણમાં હણીને મને અલંકારો ધારણ કરવાનું કહેતો તું લેશમાત્ર લજ્જા નથી પામ-

તો શું ? મારા અલંકારો તેંજ (કુપુત્રે) ભાંગી નાખ્યા છે, તથા સૌભાગ્ય–દર્શક મારા કંઠહારને પણ તેંજ હરી લીધો છે. તથા મારા તાલપત્ર (છત્ર) ને તેંજ કુપુત્રે નષ્ટ કર્યું છે. હે પુત્ર–છોકરડા ! તારા સમર્થ બલને તથા ક્ષાત્ર તેજને ધિક્કાર છે કે તેં અર્જુન જેવા તારા પિતાને આજ રણમાં પાડયો છે. આજ ધર્માત્મા યુધિષ્ઠિર મહારાજા પોતાના અનુજ અર્જુન વીરનો નાશ સાંભળીને કઇ અવસ્થાને પ્રાપ્ત થશે ! તથા વીર અર્જુનના નાશથી યજ્ઞનો નાશ થયે છતે યજ્ઞકર્મમાં દીક્ષિત થયેલા તથા વેદપાઠી બ્રાહ્મણોથી યજ્ઞ–મંડપમાં ઘેરાયેલા યુધિષ્ઠિર કઈ દશાને પામશે. પૂજ્ય કુન્તી માતાને કપુત એવા તેં આજ અર્જુન વિનાની કરી મૂકી. શું તું તારા ઉત્પાદક પિતા પ્રત્યે કૃપાયુક્ત ચિત્ત કરી ન શકયો ? હે પાપી ! વિદ્યા-વિનયમાં ચતુર એવા જે પાર્થ થકી તું જન્મ પામ્યો છે તેના પ્રત્યે પણ તું આવી નિષ્ઠુરતાથી વર્ત્યો ! તે શૂરવીર મારા સ્વામી અર્જુનને તેં આજ કાંઇ પણ પ્રયોજન સિવાયજ હણ્યો છે. મારી સાથે નિર્ણય કર્યા સિવાય રણભૂમિમાં અર્જુન જેવા સમર્થ વીર સાથે શા માટે યુદ્ધ કર્યું વારૂ? ખરેખર તારા શસ્ત્રોનો સંગ્રહ અન્યોના દેહોને ફાડી નાખનારોજ છે. હે પિતૃઘાતક ! તેવા શસ્ત્રોથી તારૂં વક્ષઃ સ્થળ કેમ ભેદાઈ જતું નથી. હે દુર્મતે ! તું મને 'કર્ણના અલંકારોનો ત્યાગ કેમ કર્યો' એમ શા માટે પુછેછો. મારા કંઠમાં ખદિરના અંગારોથી સારી રીતે તપેલી ઘોર શૃંખલાને તું જલદી મૂકીદે અને મારા કર્ણોમાં લોહ શંકુને ધારણ કરાવ. હે છોકરા ! તેં મારા જીવનરૂપ સ્વામીને કયે સ્થળે પાડયો છે ? તે સ્થળનું મને સત્વર દર્શન કરાવ. કે જેથી એ સમર્થ વીર અર્જુનની સાથે હું પણ સ્વર્ગલોકમાં ચાલી જાઉં, એમ કહીને તે ચિત્રાંગદા ત્યાંથી ચાલી નીકળી તથા ભૂષણોને ફેંકી દઇને જે સ્થળે પાણ્ડુપુત્ર અર્જુન પડયો હતો તે સ્થળે જવા લાગી. હે જનમેજય રાજન્ રણભૂમિ પ્રત્યે ચાલી જતી તે ચિત્રાંગદાને તે ક્ષણે ઉલૂપી રોકવા લાગી તથા તેણીના પ્રત્યે કહેવા લાગી કે હે દેવી ! શ્રી કૃષ્ણના સખા પાર્થના મરણ વિષે મને સંશય રહે છે, હે યક્ષરાજ પુત્રિ ! ચાલો આપણે આપણા બગીચામાં જઇએ અને ત્યાં તપાસ કરીએ, શ્રીયુત અર્જુને જે સ્થળે મારી સમક્ષ પહેલાં પોતાના મરણને સૂચવ્યું છે કે હે દેવી ! જ્યારે આ પાંચે દાડિમીઓ પોતાની મેળે બળી જશે ત્યારે મારૂં મરણ થયું છે એમ તારે નિશ્ચય-પૂર્વક જાણી લેવું, માટે આપ મારી સાથે ચાલો કે જે વનમાં તેઓશ્રીએ બતાવેલા તેવા સંકેતને આપણે જોઇ શકીએ, એમ કહીને તે નાગેન્દ્ર કન્યા ઉલૂપી–દેવી તે ચિત્રાંગદાને તે સમયે હાથમાં પકડીને વનમાં ગઇ, તે વનમાં અર્જુને દર્શાવેલી પાંચે દાડિમીઓને અગ્નિ સિવાય અપને આપ બળી ગયેલી જોવા લાગી, દાડિમીઓને દગ્ધ થયેલી જોઇને નાગ કન્યા ઉલૂપી 'હા નાથ–હા નાથ' એ પ્રમાણે વિલાપ કરવા લાગી તથા ચિત્રાંગદાને સાથે લઇને રણભૂમિમાં પડેલા અર્જુનના શિર પાસે જઈ પહોંચી, જ્યાં તેણી ઉલૂપી સાથે રણભૂમિમાં પોતાના સૈન્ય, પુત્ર બભ્રુવાહન તથા

પ્રકાશક દીપકોની સાથે રહેલી છતી જોવા લાગી કે તુરતજ મુકત કેશોવાળી તે ચિત્રાંગદાએ રણભૂમિમાં પડેલા શ્વેતવાહન—અર્જુનને જોયો. તથા શ્રીવિષ્ણુ—કૃષ્ણના અનન્ય ભક્ત તે પાર્થનું કપાઇ ગયેલું શિર તેણાની દૃષ્ટિએ પડયું, 'અર્જુન મારા પુત્રવડે રણમાં મરાયો છે, એમ નિશ્ચય કરીને તથા અર્જુનના બેઉ ચરણોમાં પોતાના દેહને રાખીને નીચે પ્રમાણે કહેવા લાગી—હે નાથ! આ મારો દેહ આજ આપની સાથે ચાલતો થયો છે, હે અનઘ ! આપશ્રીના નિર્દોષ પાદોનો સ્પર્શ મને હો. આપના દેહની સાથે સ્પર્શ કરતી હું આપની સાથે ઉત્તમ પદને પામીશ ! આ સ્થળે આપ જો મારા પુત્રના અપમાનથી રૂષ્ટ થયા હશો તો હે ધનંજય ! આપનું હું સર્વદા દાસ્ય—કર્મ કરીશ મારા અપરાધોને આપ માફ કરો, હે નાથ ઉભા થાઓ ઉભા થાઓ આજ વિરાટ—મહીપતિની ગાયોને કૌરવો હરી જાય છે. આપશ્રીજ પુનઃ તે ગાયોને પાછી ફેરવવા માટે યોગ્ય છો ! હે અર્જુન, પહેલાં દ્રુપદ રાજાએ પોતાના વીરો દ્વારા અપમાનિત કરેલા આપશ્રીના પૂજ્ય ગુરૂ દ્રોણાચાર્યને, હે પાર્થ તે દ્રુપદ રાજાને તથા તેની સ્ત્રીને બાંધીને આપ તેને શા માટે દેખાડતા નથી. હે નાથ, દ્રૌપદીને વરવા માટે ઘણાયે ક્ષત્રિય વીરો પધારેલા છે, તો ઉત્તમ એવા મત્સ્ય યન્ત્રને ભેદીને હે પાર્થ આપ તે શ્રી સતી દ્રૌપદીને સત્વર લઈ આવો. હું આપશ્રીની સમક્ષ આપત્ત(શોકપણું) ભાવ નહીં દાખવું ! આ હુતાશન ખાંડવ વનને બાળવા માટે આપની પ્રાર્થના કરવાને ઉપસ્થિત થયો છે, તો હે સમર્થ પાર્થ, આપ પોતાના બાણો વડે તેને આચ્છાદિત કરો. વળી કિરાતના વેષમાં છુપાઇને રહેલા શ્રી શંકર વનમાં રહેલા મહા સૂકર વરાહને લઇ જાય છે. તો આપ ઉભા થઇને આપને શરણે આવેલા તે મહા વરાહને પાંજરૂ બનાવી આપો. આ પ્રમાણે બોલા એવી તે ઉલૂપી તથા ચિત્રાંગદા અર્જુનના શિરને પકડીને તથા કુણ્ડલો યુક્ત અન્ય વૃષકેતુના શિરને પોતાના હાથમાં રાખીને તે બેઉ દેવીઓ ભયંકર અવાજ પૂર્વક રૂદન કરવા લાગી હતી તથા વૃષકેતુને ઉદ્દેશીને વિલાપ કરવા લાગી કે મહાબાહુ કર્ણપુત્ર ! તારા પિતાને અર્જુને રણમાં હણ્યો છે, હે પુત્ર તારામાં પિતાનું વૈર લેવું રહ્યુંજ નહી, અરે ! આ કર્ણપુત્રના રણમાં પડવાથી હું હણાઇ ગઇ છું તથા સર્વથા વિનષ્ટ થઇ છું. આ પ્રમાણે રણમાં પડેલા અર્જુન અને વૃષકેતુના શિર પાસે આક્રન્દ કરતી ને ચિત્રાંગદા પોતાના પુત્ર બભ્રુવાહન પ્રત્યે કહેવા લાગી કે હે બભ્રુવાહન ! તારૂં કલ્યાણ (!) થશે, તું મારા એક મનોરથને સિદ્ધ કર તારા ઉગ્ર ખડગ વડે મારા મસ્તકને કાપી નાખ અને શ્રી પરશુરામ કરતાં પણ વધારે યશસ્વી (!) થા, કારણ કે પરશુરામે તો પહેલાં કેવળ પોતાની માતા રેણુકાને હણી નાખી હતી, પરંતુ કપૂત એવો તું પોતાના પિતાને હણીને બલપૂર્વક આ તારી બેઉ માતાઓના શિરોને પાડીદે. પરશુરામ તારી સાથે તુલનામાં આવીજ નહી શકે ! હે પુત્ર બભ્રુવાહન, તું કાષ્ઠોને એકઠાં કર અને અગ્નિદેવને પ્રકટ કર હે સુવ્રત ( ! ) ઉલૂપી સહિત મને ચિત્રાંગદાને બાળી નાખવાને માટેજ તું યોગ્ય છો ! પરંતુ ખેદની વાત તો એટલીજ છે કે યાચકોના કલ્પવૃક્ષ રૂપ વૃષકેતુને હણીને તેં એક

દુઃખને વધારનાર કષ્ટતર કાર્ય કર્યું છે મેં તો આશા રાખી હતી કે " હે પુત્ર હું હસ્તિનાપુરમાં જઇશ અને ત્યાં યજ્ઞક્રિયાના આરંભમાં અર્જુનની સાથે રહેલી છતી મહારાજા યુધિષ્ઠિર શ્રી કૃષ્ણ રૂક્મિણીજી તથા સત્યભામા તથા સાત્વતોના કુલમાં ઉત્પન્ન થયેલી દ્રૌપદીજી, વિશાલાક્ષી એવી ઉત્તરા અને બાણાસુરની પુત્રી ઉષા તથા પાંડવોની માતા કુન્તીજીને મારી સહચરીઓ સાથે રહેલી હું પ્રણામો કરીને તેઓના ચરણોમાં પુષ્કળ ધનને અર્પણ કરાશ. તથા યજ્ઞ પ્રસંગે મળેલા સર્વ લોકોનાં દર્શન કરીને હું પાવન થાઇશ " આ બધી મારી મનીષાઓને કપૂત એવા તેં હણી નાખી છે !

પોતાની માતા ચિત્રાંગદાનો આ પ્રકારનો વિલાપ સાંભળીને બભ્રુવાહન તેને વિનય પૂર્વક કહેવા લાગ્યો કે હે માતઃ પાણ્ડુપુત્ર અર્જુન મારા પિતા થાય છે તે હું જાણતો હતો અને તેથાજ યજ્ઞિય અશ્વને આગળ કરીને હું ધનંજયને પ્રણામ કરવા ગયો, પરંતુ તે અર્જુન મારા પ્રત્યે જે દુષ્ટ વાક્ય બોલ્યા છે; તે હું તમારી પાસે કહેવાને પણ શકિતમાન્ નથી ! તેમણે મારો તિરસ્કાર કર્યા પછીજ હું તેઓની સાથે લડયો છું, હવે એ વાતમાં સન્દેહ નથી કે આ ભૂમિ ઉપર મારૂં જીવિત કીર્તિરહિત થયું છે ! પોતાના પિતાને હણનાર મને લોકો સ્પષ્ટ રીતે લાગી શકે છે ! પિતાની હત્યા કરનાર એવા મને પાવન કરવા માટે આ પૃથ્વી ઉપરનું કોઇ પણ તીર્થ સમર્થ નથી ! તથા દાન વ્રત યજ્ઞ કે સ્નાન પણ મને પાવન કરી શકશે નહી ! તથા ચક્રપાણિ એવા તે શ્રી કૃષ્ણ પણ પોતાના મિત્રનું મેં રણમાં પાતન કરવાથી મને પાત્ર નહી કરે અને મોટા રોષથી ક્રુદ્ધ થયેલા તે શ્રી કૃષ્ણ દુષ્ટ એવા મને ઘોર નરકમાં ફેંકી દેશે ! સર્વે પાતકો યદ્યપિ શ્રી કૃષ્ણના સ્મરણ માત્રથીજ નાશ પામે છે, પરંતુ શ્રીવિષ્ણુના અનન્ય ભકત એવા પાર્થને મેં પોતે રણમાં મારેલો હોવાથી, શ્રી કૃષ્ણનું સ્મરણ પણ મને તારી શકશે નહી, પોતાના સખા અર્જુન સંબંધી મારૂં આ કુત્સિત કર્મ જાણીને તેઓશ્રી અત્યંત દુઃખી થયા હશે. કદાચિત્ સર્વ કિલ્બિષોના નાશ કરનારા શ્રી કૃષ્ણ આ સ્થળે પ્રત્યક્ષ પણ આવી પહોંચ્યા હોય તો ધનંજયના વધથી થયેલા મારા પાપનો નાશ કરવા તે શ્રી કેશવ સમર્થ થઇ શકે ! માટે, પોતાના પિતાની હત્યા કરનારા મને આજ સારી મતિ સુઝી છે કે હું વહ્નિમાં પ્રવેશ કરૂં ! સર્પિણી એવી મારી માતા ઉલૂપી પહેલાં મારા જન્મ સમયે એકજ કાર્યને ભુલી ગઇ હોય એમ જણાય છે કે તેણી પિતાના હત્યા કરનારા મને જાણતી હોવા છતાં પણ પ્રસૂતિ સમયમાં ઉત્પન્ન થયેલા મને દુષ્ટને જાણીને તેણીએ બાલક સર્પની જેમ મારો નાશ ન કર્યો. જો તે સર્પિણીરૂપ ઉલૂપીએ સર્પોની પદ્ધતિ માફક જન્મ થતાંજ મારો નાશ કર્યો હોત તો આજ હું મારી માતાઓને આવો શોકદાયક નીવડયો ન હોત, જે હું બભ્રુવાહન પહેલાં શત્રુઓની સ્ત્રીઓને વૈધવ્ય દીક્ષા આપવામાં વડો ગણાતો, તે દુષ્ટ હું આ સમયે પોતાની માતાઓનેજ વૈધવ્ય આપી રહ્યો છું, માટે આજ હું અવશ્ય અગ્નિમાં પ્રવેશ કરૂં, અન્યથા મારી શુદ્ધિ થનાર જ નથી. એમ કહીને તે બભ્રુવાહન પો-

તાના સેવકોને કહેવા લાગ્યો કે તમો કાષ્ઠોનો મહાન્ સંચય એકઠો કરો અને અગ્નિને પ્રજવલિત કરો કે હું સત્વર તેમાં પ્રવેશ કરી જાઉં !

પોતાના પુત્રનું પશ્ચાત્તાપ પૂર્વક આ સાહસ કર્મ જોઇને ચિત્રાંગદા તેને કહેવા લાગી. હે દુર્મતે પિતૃઘાતક પુત્ર, તું ક્ષણ ભર રાહ જો, આ સમયે એક ઉપાય કરવાનો છે કે જો આ ધનંજય ઇશ્વિર કૃપાથી પુનઃજીવતો થાય ! ચિત્રાંગદાનું આ વચન સાંભળીને ઉલૂપી કહેવા લાગી કે હે પુત્ર ! અર્જુનને જીવાડવા માટે એક ઉપાય મેં જોયેલો છે, અને તે એ કે પાતાલમાં શેષરાજાના ભંડારમાં એક 'સંજીવક' નામનો મણિ છે અને તેનું અત્યુગ્ર વિષવાળા સર્પો ઘણીજ સાવધાનતાથી રક્ષણ કરી રહ્યા છે, તે સર્પો જે જે સર્પો મરી ગયેલા હોય તેઓને સંજીવકનામના તે મણિવડે પુનઃ જીવિત કરે છે, તથા તે સર્પો પોતાની દૃષ્ટિમાત્રથીજ તૃણ અને વૃક્ષો સહિત પર્વતોને બાળી મૂકવાનું સામર્થ્ય ધરાવનાર હોય છે. તે પાતાલમાં કર્કોટક, કુલિક, વાસુકિ અને તક્ષક તથા શંખક દીર્ઘજિહ્વ, મૂષકાદ અને ભાસુર નામના સર્પો વસે છે, તેઓમાં ઘણાએક સો ફેણોવાળા, તો વળી અન્ય બસો અને ત્રણસો ફેણોવાળા હોય છે. વળી ઘણાએકને ચારસો પાંચસો અને છસો ફેણો હોય છે. તે સર્વે અત્યુગ્ર વિષવાળા હોય છે. ઘણાએક સર્પો મણિઓથી વિભૂષિત સાતસો ફણીથી યુકત હોય છે અને ઘણા એકને આઠસો તથા નવસો ફેણો હોય છે હે પુત્ર બભ્રુવાહન ! એક સહસ્ર ફેણવાળા મહા બલવાન્ પૃથ્વી અને પર્વતોને ધારણ કરનારા શેષનાગને તું જાણે છે કે ? જે શેષનારાયણ શ્રીમતી લક્ષ્મી સહિત વાસુદેવના સુખપૂર્વક શયનરૂપ છે. જે શેષ થકી મનુષ્ય (પ્રાણી) માત્ર નિર્ભય થઈ શકે છે. એ શેષ પાસેથી તે સંજીવન મણિને આજ કોણ લાવી શકે એમ છે ? હે પુત્ર, તારા પિતાના જીવનને માટે ઉપાય યદ્યપિ જાણવામાં આવ્યો તથાપિ તે ઉપાય આજે નિષ્ફળ જશે કે શું ? હવે તો આ મારૂં વૈધવ્ય મને બહુજ પીડા કરી રહ્યું છે, માટે હું તારા પિતા સાથે સત્વર પરલોકમાં ચાલી જઈશ. કે જ્યાં સુધીમાં પૂજ્ય કુન્તી માતા આ સ્થળે આવી ન પહોંચે અને પતિને હણનારી પન્નગી એવી મને ન જુવે ત્યાં સુધીમાં હે છોકરડા ! તારે મને હણી નાખવી જોઇએ ! તથા મારી બાલસખી અને તારી જનની આ ચિત્રાંગદાને પણ તારે હણવી જોઇએ ! કારણ કે હે છોકરા ! ગરૂડથકી ભયભીત થયેલા તે સર્પોને શ્રી મહાદેવે પહેલાં સંજીવન નામનો મણિ આપેલો છે, પોતાના જીવનરૂપ તે મણિને સર્વદા ગરૂડથકી ભયભીત રહેલા તે સર્પો અર્જુનને માટે નહીં આપે, એટલાજ માટે હું વારંવાર શોક કર્યા કરૂં છું.

પોતાની માતા ઉલૂપી તથા ચિત્રાંગદાનાં આવાં ગદ્ગદિત વાક્યો સાંભળીને પોતાની માતાઓને આશ્વાસન આપતા આપતો તે બભ્રુવાહન કહેવા લાગ્યો કે–હે માતઃ પોતાના પિતા અર્જુનનો અંતકાર હું બભ્રુવાહન ક્રુદ્ધ થયે છતે પ્રાકૃત (સાધારણ) સર્પોની શી ગણના છે ? જો

તેઓ ધૈર્યથી અથવા પોતાના બલના ગર્વથી કે વિષની ગર્જનાથી મને સંજીવન મણિ નહીં આપે તો હું સાતે પાતાલોને ભેદીને પણ અમૃત લઇ આવી આ-પીશ તથા મહાવિષવાળા તે પન્નગોને ફણ રહિત કરીને સંજીવન મણિ લઇ આવીશ! જે બભ્રુવાહને શ્રી શંકરને સંતોષ્યા છે, તથા ઇન્દ્ર વગેરે દેવતાઓને સંતોષ્યા છે તથા જે આ પતિત બભ્રુવાહને પોતાના પિતા અર્જુન સાથે યુદ્ધ કરીને તેને રણમાં પાડયો છે, તે બભ્રુવાહનને પોતાના માતામહ—સર્પોના વધના ઉપાયમાં કેવીક મુશ્કેલી થવાની હતી? પહેલાં તો હું મારી સંમુખે આવેલા સર્વે સર્પોનો સંહાર કરીશ અને ત્યાર પછી અર્જુન સહિત વૃષકેતુ વગેરે અન્ય વીરોને તે સંજીવક મણિવડે જીવતા કરીશ હે માતા! આપ ક્ષણભર રાહ જુઓ તે સર્વે સર્પો જીવિતયુકત મેં જીવતા રાખેલા છતા જ્યાં જવું હશે ત્યાં સુખપૂર્વક જઇ શકશે અને હું તે સંજીવક મણિને લઇને સત્વર પાછો ફરીશ. હે માતા મારા આ સમર્થ વીરોની સાથે રહેલી તું અર્જુનના શરીરનું યત્ન પૂર્વ રક્ષણ કર, આજ મારા પરાક્રમને દેવતાઓસહિત ત્રણે લોકો નિરીક્ષણ કરે.

વીર બભ્રુવાહનનું આવું શૌર્યતા દર્શક વાકય સાંભળીને ઉલૂપી તેને કહેવા લાગી. હે મૂઢ! સંજીવક નામના તે મણિને લઇ આવવામાં તું આ તારા અભાવને શા માટે કહી રહ્યો છે. અત્યુગ્ર વિષવાળા તે પન્નગેંદ્રોનો તું (અલ્પ બુદ્ધિ) શા માટે તિરસ્કાર કરી રહ્યો છે? તે શેષના રાજા અત્યંત મોટી કાયાવાળા, મહા માયાવાળા તથા મનની સમાન વેગવાળા છે. દુર્મતિ એવો તું મહા બલવાન તે શેષરાજ સાથે વૈર કરતો છતો લજ્જા નથી પામતો શું?

ઉલૂપીએ શેષરાજાના સામર્થ્યનું દિગ્દર્શન કરાવ્યા પછી બભ્રુવાહન તેણી પ્રત્યે કહેવા લાગ્યો કે મારૂં બભ્રુવાહનનું બોલેલું વચન કદાપિ અસત્ય હોઈ શકેજ નહી, શ્રી શંકર પણ કદાપિ મારા પ્રત્યે રૂષ્ટ થઇને તે સર્પોનું યદિ પાલન કરશે તથા તે શ્રી શંકર સાથે ઇન્દ્ર કે યમરાજ હશે તો પણ તેઓથકી મને ભય છેજ નહી. હું પોતાના બલવડે અસુર સમાન તે સર્પોને ચિત્રમાં આલેખ્યા માફક નિશ્ચેતન કરી નાખીશ, કારણ કે જે હું બભ્રુવાહન સમર્થ વીર અર્જુનનો પુત્ર અને પાણ્ડુરાજાનો પૌત્ર છું, માટેજ હું સર્વદા નિર્ભય છું, ઉલૂપી બભ્રુવાહનનાં આવાં વાકયો સાંભળીને કહેવા લાગી કે હે પુત્ર! તું સહસા સાહસ ન કર, આ સ્થળે મારો એક મિત્ર છે કે જે મંત્રોને જાણવામાં શ્રેષ્ઠ હોઇને મારો મંત્રી છે, તેને હું પ્રથમ મારા પિતા પ્રત્યે પાતાલમાં મોકલું છું. કે જેથી તે સર્પોનું મન પોતાના સજાતીય ઉપર કૃપાયુકત થઈ શકશે! 'જે કાર્ય બુદ્ધિથી થાય છે તે કાર્ય બલથી થઈ શકતુંજ નથી' પ્રાણીમાત્રનું કાર્ય જો આ સંસારમાં બુદ્ધિ અને શમવડે થઈ શકતું હોય તો કયો બુદ્ધિશાલી પુરૂષ ક્લેશયુકત પુરૂષાર્થને કરવા પરિશ્રમ ઉઠાવે!

આ પ્રમાણે પુત્ર બભ્રુવાહનનું વારણ કરીને તથા પુણ્ડરીક નામના પોતાના મંત્રી

કરે છે ! પોતાના પિતાની હત્યા કરનારો હું હે દેવ ! હવે નરકરૂપી મહા સમુદ્રોમાં જઈશ, તે નરકરૂપી મહા સાગરો મને એટલી પીડા નહી કરી શકે કારણ કે મેં સ્વચક્ષુએ આપશ્રીનું દર્શન કર્યું છે, આપશ્રીનું આ સ્થળે આગમન થવાથી મારૂં મૃત્યુ થવું જોઇએ નરક તો આપશ્રીના દર્શનથીજ હણાઈ ગયો છે ! મને હવે તો મૃત્યુ એજ મારા જેવા પિતૃઘાતી અધમ પુરૂષ માટે શ્રેયસ્કર ભાસે છે, હવે જીવવું એ મને મહત દુઃખદાયી થઇ પડશે ! હે વૈષ્ણવ ! આપશ્રીનું સર્વસ્વ ચોર સ્વરૂપ એવા મારાથી ચોરાઈ ગયું છે ! મેં ઈશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે, માટે હવે મને આપ શ્રીશંકર મહાદેવના ત્રિશૂળ ઉપર ફેંકી દો અથવા હે જગન્નાથ ! આપ પોતાના ચક્ર વડે મારા શિરનો છેદ કરો, મારાં પિતામહી કુન્તીજીને હું હવે જોઈ શકતો નથી, તે દેવીને મારી માતા ચિત્રાંગદા તથા ઉલૂપીએ નમસ્કાર પણ ન કર્યો, કાંઇ પણ નહી બોલતાં કુન્તીજી પરલોકમાં જવા માટે તત્પર થએલા મને શા માટે આશિર્વાદ આપતાં નહી હોય ! ૩૯

શ્રી કૃષ્ણઃ શરણં મમ

---

## પ્રકરણ ૪૦ મું.

### બભ્રુવાહનનો વિજય.

શ્રીકૃષ્ણે તે સ્થળે વીરધનંજયને કેવી રીતે મણિસ્પર્શવડે જીવતો કર્યો ? તથા તે અર્જુનના જીવિતની કયે પ્રકારે રક્ષા કરી ? હે સુવ્રત જૈમિનિજી ! તે સર્વ વૃત્તાન્ત આપ મને કૃપા કરીને કહો, જનમેજયરાજાએ પ્રશ્ન કર્યો.

જનમેજય રાજાનો આ વિનીત પ્રશ્ન સાંભળીને જૈમિનિ ઋષિ તેને કહેવા લાગ્યા કે બભ્રુવાહને શ્રીકૃષ્ણની સમીપ પોતાનો ખેદ પ્રદર્શિત કર્યા પછી નાગરાજની કન્યા ચિત્રાંગદા કુન્તીમાતા પ્રત્યે કહેવા લાગી –હે દેવિ ! જેની દંષ્ટ્રામાં વિષ રહેલું છે તેવી સર્પિણીરૂપ મારા આપને નમસ્કાર હો, પાર્થના કરમાં તો આ સમયે હું પડી છું. તેમની સમક્ષ બેઠેલાં આપ સાક્ષાત ગોમતી–ગંગા જેવાં જણાઓ છો ! તે ગોમતીજીએ જેમ પહેલાં પુત્રની હત્યા કરનાર તે પન્નગનો (?) ત્યાગ કર્યો હતો તે પ્રમાણે આ સમયે રાજકન્યા એવાં આપે મારો ત્યાગ કર્યો છે, સમર્થ અર્જુન ઉપર શાપદંડથી થયેલી આ ઘટના એ કેવળ મારો બકવાદજ છે તેને આપ દૂર કરો, ચિત્રાંગદા આ પ્રમાણે પોતાના પુત્રથી થયેલા પતિના વેધ નિમિત્તે ખેદ જણાવી રહ્યા પછી, ત્યાં મળેલા સર્વજનો જુએ તેમ કુન્તીજી સાથે મોટા ભયંકર શબ્દથી હા પાંડવ ! હા–અર્જુન એ પ્રમાણે સર્વ સ્ત્રીઓ રૂદન કરવા લાગી અને મૂર્છિત થઇને નીચે પડી. શ્રીશેષનારાયણ આ આર્તસ્વર સાંભળીને કંપી ઉઠયા તથા જનાર્દન શ્રીકૃષ્ણને નમસ્કાર કરીને કહેવા લાગ્યા કે–હે હૃષીકેશ ! હે જગન્નાથ ! આ આપ શું જોઇ રહ્યા છો ? ધર્મરાજા યુધિષ્ઠિરનું સમગ્ર કુલ આ સમયે રસાતલમાં મગ્ન થઇ ગયું છે ! હે કૃપાસિન્ધો ! તો આપ કૃપા કરીને આ સંજીવક મણિવડે દુઃખી થયેલા તે કુલનો સત્વર ઉદ્ધાર કરો, કારણ કે પાષાણ જાતિમાં ઉત્પન્ન થયેલો

છુડાવી શકે છે; પરંતુ તારી શકતો નથી! માટે આપશ્રી સર્વે પ્રાણીઓના તારણ રૂપ સર્વશક્તિમાન્ આ સંકટ સમયે આ સ્થળે ઉપસ્થિત છો, માટે વીર અર્જુનને જીવિત કરીને પાંડવોના કુલનું આપશ્રી તારણ કરો! હે જનાર્દન! આપશ્રીની ઇચ્છાથી આ સુધા પણ આંહિ સુલભ ( ઉપસ્થિત ) છે. મહાત્મા શ્રીયુધિષ્ઠિર મહારાજાના મગ્ન થયેલા કુલને સમર્થ એવા આપશ્રી શામાટે બુડાડો છો? આ સર્વે જનો આટલું બધું રૂદન કરી રહ્યા છે, તેથી જણાય છે કે અર્જુનના શિરને અમો આ સ્થળે જોઈ શકતા નથી. અહો પાર્થનું તે રમ્ય શિર ક્યાં ગયું? અથવા પૃથ્વી ઉપરથી તે શિરને કયો દુષ્ટ લઈ ગયો? હવે આ અવસરમાં જે કાંઇ કરવું ઘટે તે સર્વ વિષ્ણુ-સ્વરૂપ આપશ્રી કરી શકો છો!

શેષરાજનાં આ વચનો સાંભળી શ્રી-કૃષ્ણ અર્જુનના વિરહથી ખેદ પામીને પુનઃ કંપી ઉઠયા, તથા સર્વે જનોને ઉદ્દેશીને કહેવા લાગ્યા—હે સર્વ સજ્જનો! નિર્ણય યુક્ત એવું મારૂં વચન આપ સર્વે સાંભળો હવે "જો હું આ પૃથ્વી ઉપર સર્વદા બ્રહ્મચર્યવ્રતથી ભગ્ન ન થયો હોઉં, તો તે મારા સુકૃતના પ્રતાપથી આજ અર્જુનનું શિર જ્યાં હોય ત્યાંથી ચાલ્યું આવો અને મારી આજ્ઞાથી જેઓ તે અર્જુનના શિરને લઈ ગયા હોય તેઓનાં મસ્તકો ભિન્ન થાઓ અને તે પૃથ્વી ઉપર પડો" આ પ્રમાણે જ્યાં દેવેશ શ્રીકૃષ્ણ બોલતા હતા ત્યાં તો તે બેઉ ધૃતરાષ્ટ્ર પન્નગના દુર્બુદ્ધિ અને દુઃસ્વભાવ નામના પુત્રો નાશ પામ્યા તથા હે જનમેજય રાજન્! વીર અર્જુનનું તે રમ્ય શિર તે સમયે મણિપુરમાં આવી પહોંચ્યું! સમર્થ શ્રીકેશવ દિવ્ય એવા સંજીવકમણિને શેષરાજા પાસેથી લઇને સર્વે જનો પ્રત્યે કહેવા લાગ્યા કે મારા જેવાએ શ્રીશંકરની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું જોઇએ, શ્રીમહાદેવજીની પૂર્ણકૃપાએ આ સંજીવક મણિવડે પાર્થ પોતાના જીવિતને પુનઃ પ્રાપ્ત કરો. હે સર્વે સ-જ્જનો તમો સાવધાન થઇને રહો, આ અર્જુનના હૃદય ઉપર હું સંજીવક મણિનો સ્પર્શ કરૂં છું, એમ કહીને પરમ કૃપાળુ સમર્થ શ્રી કૃષ્ણે પ્રથમ કર્ણપુત્ર વૃષકેતુના હૃદય ઉપર તે મણિને ફેરવ્યો અને પછી ગાંડીવધારી અર્જુ-નના હૃદય ઉપર તે મણિને ફેરવવા લા-ગ્યા. વૃષકેતુને ઉદ્દેશીને કહેવા લાગ્યા—હે કર્ણપુત્ર! આજ મેં તારા હૃદય ઉપર આ સંજીવક મણિને ધર્યો છે, હવે તું ઉભો થા, શ્રી કૃષ્ણે આ પ્રમાણે બોલીને જ્યાં તે સંજીવિક મણિને વૃષકેતુ ઉપર ફેરવ્યો કે તુરતજ બભ્રુવાહનના યુદ્ધમાં બાણોવડે ભિન્ન થયેલું કર્ણપુત્રનું શીર્ષ જે પ્રમાણે પહેલાં વિદ્યુતના પ્રહારોથી વિશીર્ણ થયેલું લોખંડ ચુમ્બકની સાથે ચોટી જાય તે પ્રમાણે સંલગ્ન થઇ ગયું, બુદ્ધિશાલી કર્ણપુત્ર તે સમયે તે રણભૂ-મિમાં જીવનને પ્રાપ્ત કરીને ઉભો થયો અને પોતાના ચાપમાં પુનઃ બાણોનું સં-ધાન કરવા લાગ્યો, તથા શ્રી કૃષ્ણ—કૃષ્ણ કેશવ એ પ્રમાણે બોલી રહેલા તથા સા-મેના વીર પ્રત્યે 'ઉભો રહે ઉભો રહે' એમ બોલતા તે વૃષકેતુને અત્યંત હર્ષથકી તે શ્રી કૃષ્ણે ચુમ્બન કર્યું, શ્રી કૃષ્ણને તે સ્થળે જોઇને વૃષકેતુ આશ્ચર્ય પામ્યો અને

નમસ્કાર કરવા લાગ્યો, કર્ણપુત્ર વૃષકેતુ આ પ્રમાણે શ્રી કૃષ્ણના પ્રતાપથી જીવિત સહિત ઉભો થયા પછી અર્જુનને શ્રીકૃષ્ણે તેજ વિધિથી ઉભો કર્યો—કે જે પ્રમાણે માયાવડે કરીને ભિન્નભાવને પ્રાપ્ત થયેલો આત્મા સુયોગે કરીને નિર્વિકારને પામે તેમ આ અર્જુન પણ શ્રી કૃષ્ણની સમક્ષ ઉપસ્થિત થયો, પુનર્જીવનને પ્રાપ્ત કરેલા સવ્યસાચી અર્જુનને, શ્રી કૃષ્ણ શેષરાજ અને બભ્રુવાહન એમ ત્રણે વીરોએ જોયો શ્રી કૃષ્ણે પોતાના પ્રાણપ્રિય સખા અર્જુનને જીવિત થયેલો જોઇને પોતાની બાથમાં નાંખીને દૃઢ આલિંગન આપ્યું ! આકાશમાં પિતા પુત્રના યુદ્ધને જોવા માટે આવેલા દેવતાઓ અર્જુનના શિર ઉપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા તથા આનંદ પૂર્વક અનેક પ્રકારના શંખોને ફુંકવા લાગ્યા. પાંડવ—અર્જુનના તે સર્વે સૈનિકો આનંદિત થયા અને તે સ્થળે પ્રાપ્ત થયેલા શ્રી કૃષ્ણ અને કુન્તી પ્રભૃતિને નમસ્કાર—ચરણવંદન કરવા લાગ્યા. તે સમયે વૃષકેતુ વીરે સર્વે જનોને હર્ષ પૂર્વક પ્રણામ કરીને ભીમસેનજીને તથા પુત્રદર્શનથી પ્રસન્ન થયેલાં કુન્તીજીને જોવા લાગ્યો પ્રદ્યુમ્ન પ્રભૃતિ સર્વે વીરો પુનઃ તે સ્થળે સંગત થયા અને હે જનમેજય રાજન્ ! શ્રી કૃષ્ણની પાછળ રહેલા છતા બભ્રુવાહનનના મણિપુરમાં પ્રવેશ કરવા લાગ્યા. મણિપુરના સર્વે નાગરિક જનોએ પોતાના વિત્ત સંચયરૂપ ઉપહારોથી શ્રી કૃષ્ણ પ્રભૃતિનો સત્કાર કરવા લાગ્યા, શ્રી કૃષ્ણ અને અર્જુન સહિત પ્રવેશ કરતા તે સર્વેએ સડસઠ (૬૭) વારાંગનાઓને હાવભાવ પૂર્વક નાચ કરતી કરતી તથા કુબેરની સમાન વિત્તથી ભરપુર એવી તે મણિપુરમાં જોઇ, ઉત્તમ પતાકાઓથી અલંકૃત થયેલા અને વિજયનાદથી તથા ગજો અશ્વો અને રથોથી અલંકૃત, કુબેરના નગરની સમાન શોભાને ધારણ કરતા તે મણિપુરને જોઇને શ્રી કૃષ્ણ પ્રભૃતિ તે સર્વે અત્યંત વિસ્મય પામ્યા ! બભ્રુવાહનના ગૌરવયુક્ત સર્વ વીરો શ્રી કૃષ્ણ સહિત અર્જુનને મુક્તાફળોથી અલંકૃત કરેલા ચોકમાં સભા ભરીને તેમાં તેને માન પૂર્વક અગ્રસ્થાન આપવા લાગ્યા. તથા પન્નગોસહિત રહેલા તે સર્વે અર્જુનને ઉદ્દેશીને કહેવા લાગ્યા. હે પાણ્ડુપુત્ર અર્જુન ! આપ હવે શરમ ન કરો. આપને એમ થતું હશે કે હું પુત્ર વડે જીવિત થયો કે જે હું પુત્રવડે હત સૈન્ય તથા અહંકૃતિયુક્ત થયો હતો; પરંતુ સૃષ્ટિનો આ સાધારણ નિયમ છે કે પ્રત્યેક વ્યક્તિએ સર્વત્ર જય પ્રાપ્તિની ઇચ્છા રાખવી; પરંતુ એક પોતાના પુત્ર થકીજ પરાજય ચાહવો કે જેથી સમર્થ પુત્રદ્વારા પિતાની પણ કીર્તિ વ્યાપ્ત થઈ શકે ! હે ધનંજય ! આપશ્રીનું આ રણ ગંગાના શાપથીજ પતન થયું હતું, પરંતુ હે સમર્થ અર્જુન ! શ્રી કૃષ્ણના પૂર્ણ પ્રસાદથી આપ જીવિત થયા છો ! શ્રી—ભીમસેનની સાથે રહેલા પોતાના પુત્ર બભ્રુવાહનના વૈભવને જુઓ. હે પાર્થ ! આપની પ્રિયા ચિત્રાંગદા તથા અન્ય નાગકન્યા ઉલૂપીની સંભાળ લ્યો. હે મહાભાગ ! લજ્જિત થયેલા આપના વીર પુત્ર બભ્રુવાહનને સંતોષ આપો તથા આપના તે પુત્રે જે કાંઈ રાજ્ય મેળવ્યું છે તે સકલ રાજ્યનો આપ સ્વીકાર કરો, હે મહાબુદ્ધિ શ્રીયુત વાસુદેવ ! આપ ધનંજયને પ્રબોધ કરો અને આ બેઉ પુત્ર અને પૌત્રનો

કુન્તી માતા સાથે મેળાપ કરાવો તથા પૂજ્ય એવા આપશ્રીના જનની દેવકીજી તથા યશોદાજી અને ભીમસેનસાથે પણ મેળાપ કરાવો. હે શ્રી કૃષ્ણ ! પોતાના પિતાનો વધ કરીને લજ્જા પામી અધો મુખ થયેલો આ બભ્રુવાહન વીર અર્જુનને જોઇ શકતોજ નથી ! તથા પિતાના વધથી કલુષિત થયેલા પોતાના દેહનો ત્યાગ કરવાની ઇચ્છા આ બભ્રુવાહન કર્યા કરે છે !

આ પ્રમાણે પન્નગો સહિત બભ્રુવાહનના વીરો શ્રી કૃષ્ણ સહિત અર્જુનની પ્રાર્થના કરી રહ્યા પછી, શ્રી કૃષ્ણની સાથે પોતાના ઉચ્ચ આસન ઉપર બેસારીને મહાયશસ્વી આ બભ્રુવાહન પોતાના પિતા અર્જુન પ્રત્યે કહેવા લાગ્યો, હે પિતાશ્રી અર્જુન ! હવે હું હિમાલય પ્રત્યે જઇશ અને ત્યાંજ મારૂં કલેવર પાડીશ. તે સિવાય પિતૃવધ રૂપી મારૂં ઘોર પાતક આ કલેવરથી દૂર થઈ શકનાર નથી, શ્રીકૃષ્ણના પરમ ભકત મારા પિતા અને ધર્મ કાર્ય ( અશ્વમેધાદિ ) ને કરનારા એવા આપનો મેં કરેલો વધ હવે મને સુખ આપી શકતો નથી. મારૂં હૃદય નિરંતર તે પાપથી બળ્યાજ કરે છે, માટે હું મારા કલેવરનો અવશ્ય ત્યાગ કરીશ !

પોતાના ભાઇ અર્જુનના સમર્થ પુત્ર બભ્રુવાહનનો સ્વપિતૃવધથી થયેલા વિષાદને લીધે પોતાના કલેવરને હિમાલયમાં પાડવાનો નિશ્ચય જાણીને ભીમસેન તેને શાન્તિ પૂર્વક કહેવા લાગ્યો—હે વીર બભ્રુવાહન જો તારા ગાત્રમાં આ પૃથ્વી ઉપર પોતાના પિતૃ ચરણના વધથી થયેલું પાતક અદ્યાપિ રહી શક્યું હોત તો તારી સમીપમાં દેવકીનંદન શ્રીકૃષ્ણ ઉપસ્થિતજ ન થાત ! જે પ્રમાણે અમે તારા સર્વે પિતૃઓ—ભીષ્મપિતામહ—ગુરૂદ્રોણાચાર્ય તથા સૂર્યપુત્ર કર્ણને રણમાં પાડીને શ્રીકૃષ્ણથી જોવાએલા છતાં નિષ્પાપ બન્યા છીએ, તે પ્રમાણે જીવિત થયેલા પિતાવાળો તું બભ્રુવાહન—શ્રીહરિદ્વારા પાવન કરવામાં આવ્યો છે ! માટે ધર્મરાજા યુધિષ્ઠિરના યજ્ઞિય—અશ્વનું તારા પિતાના વધરૂપી થયેલો શોકનો ત્યાગ કરીને રક્ષણ કર. હે પુત્ર ! શ્રીકૃષ્ણની સમીપ તારા પાપ કર્મોની કઇ ગણના હોઇ શકે વારૂ ? પાંચ મહાપાતકોના કર્ત્તાઓ સમર્થ એવા આ શ્રીકૃષ્ણના નામ સ્મરણથી નથી તર્યા શું ? જ્યારે ચતુર્થ કલિયુગ પ્રાપ્ત થશે ત્યારે પાપોથી ભરેલા માનવોને અમિત તેજવાળા આ—વિષ્ણુના નામોજ પાવન કરશે ? હે પુત્ર બભ્રુવાહન ! જે સત્પુરૂષોની સદ્ભાવયુક્ત જિહ્વા શ્રી-કૃષ્ણ—શ્રીકૃષ્ણ બોલી રહી છે તેવા પુરૂષોને દુઃખ, દૈન્ય કે પાપ થકી ભય ક્યાંથી સંભવી શકે વારૂ ? હે જનમેજય રાજન્ ! શ્રીકૃષ્ણે મણિપુરમાં તે સર્વેને વૈર અને શોકથી રહિત કર્યા. તે સર્વે વીરો તે સમયે અર્જુનનું પુનર્જીવન અને શ્રીકૃષ્ણનું તે સ્થળે દર્શન થવાથી ઘણોજ હર્ષ પામ્યા અને સન્તુષ્ટ થયા ! તથા અનેક પ્રકારનાં આનન્દદર્શક વાદિત્રો વાગવા લાગ્યાં અને સત્પાત્રોને પુષ્કળ દાનો અપાયાં તથા પિતા પુત્રના તે યુદ્ધનું ચરિત ઘણુંજ વિસ્મયકારક માનવા લાગ્યા, શેષરાજ સહિત સર્વેજનો વીર વૃષકેતુ અને શ્રી કૃષ્ણની પ્રશંસા કરવા લાગ્યા. આ પ્રમાણે ચાર દિવસો સુધી બભ્રુવાહનના તે મણિ-

પુરમાં સર્વે જનો રહ્યા અને પાંચમે દિવસે તે યજ્ઞિય અશ્વને શ્રીકૃષ્ણે બન્ધનથી મુક્ત કર્યો. કુન્તીમાતા પોતાની પુત્ર વધૂઓ ચિત્રાંગદા તથા ઉલુપીની સાથે પોતાના પૌત્ર બભ્રુવાહનના મંદિરમાં રહીને ઘણોજ હર્ષ પામ્યાં. બભ્રુવાહનના રાજમંદિરમાં શ્રીકૃષ્ણ વગેરે અતિથિઓની સમક્ષ ગાયકો અનેક પ્રકારનાં સુન્દર ગાયનો કરી રહ્યા હતા તથા ઉત્તમ નટો સુન્દર નૃત્ય કરતા હતા. હે રાજન્ જનમેજય ! અર્જુનને તેના પુત્ર બભ્રુવાહન સાથે બેઠેલો જોઇને પ્રસન્ન થયેલા શ્રી કૃષ્ણ તેને નીચે પ્રમાણે કહેવા લાગ્યા—

હે ધનંજય ! આપણે સર્વે તારા પુત્ર આ બભ્રુવાહનના રાજમંદિરમાં સુખ પૂર્વક રહ્યા છીએ, આંહી વસતાં વસતાં આપણી પાંચ રાત્રિઓ વીતી ગઈ તે તું જો. હવે આ ભીમસેન, કુન્તીજી તથા યશોદાજી અને ઉલૂપીની સાથે ધર્મરાજા યુધિષ્ઠિરની રાજધાની હસ્તિનાપુર પ્રત્યે જાય, તથા ચિત્રાંગદા પણ અનેક પ્રકારનું ધન લઇને જાય, આ સર્વે આગળ જઇને અશ્વમેધ યજ્ઞનો આરંભ કરાવે એવો મારો નિશ્ચય છે ! હું હસ્તિનાપુરમાંથી આ સમયે ગયેલો હોવાથી યુધિષ્ઠિર મોટી ચિન્તા કરશે ! હે અર્જુન ! પુત્ર સહિત આપ હું ( શ્રીકૃષ્ણ ) વૃષકેતુ તથા અન્ય આ હંસધ્વજ વીર તથા અન્ય સૈનિકો તમારૂં તથા યજ્ઞિય—અશ્વનું રક્ષણ કરો. કારણ કે હે મહાબાહો ! આગળ ઉત્તમ વૈષ્ણવ રાજાઓ સાથે આપણો ભેટો થશે. તેઓ સર્વે મારાથી પણ શીઘ્ર જીતી શકાય એવા નથી, તો પછી હું તેવા વિષમ પ્રસંગમાં તારો ત્યાગ કેવી રીતે કરી શકું ?

આ પ્રમાણે અર્જુન સાથે નિર્ણય કરીને મહાપૂજ્ય વાસુદેવ શ્રીકૃષ્ણે પુષ્કળ વિત્તને સર્વે સ્ત્રીઓને તથા ભીમસેનને હસ્તિનાપુર પ્રત્યે રવાના કર્યા. અર્જુન અતિકૌતુકથી અશ્વમેધના અશ્વની રક્ષા માટે તેજ રાષ્ટ્રમાં રહ્યો. શેષરાજ વગેરે સર્વે હર્ષપૂર્વક શ્રીકૃષ્ણની આજ્ઞા લઇને બભ્રુવાહનથી સત્કાર પામેલા છતા પોતાના સ્થળ પાતાલ પ્રત્યે રવાના થયા. જે કોઇ પુરૂષ અર્જુનસહિત શ્રીકૃષ્ણનું આ ચરિત સાંભળે તે સર્વ પાપોથી મુક્ત થઈ જાય એમાં કાંઈપણ સંશય નથી. વળી જે કોઇ કર્ણ પુત્ર વૃષકેતુની સાથે અર્જુનના સંજીવન રૂપ પુણ્યકર આ કથાનકને સાંભળે તો તે પુરૂષ ક્યારેય પણ અકાળના મૃત્યુથી બાધા પામતો નથી ! ૪૦

શ્રીકૃષ્ણઃ શરણમ્ ભૂયાત્

## પ્રકરણ ૪૧ મું

### શ્રી કૃષ્ણપ્રત્યે તામ્રધ્વજ રાજાનું કથન.

શ્રી કૃષ્ણની સાથે રહેલો તથા અનેક વીરોથી યુક્ત એવો સવ્યસાચી—અર્જુન શ્રી કૃષ્ણની પૂર્ણ કૃપાથી જીવિત થયા પછી શું થયું ? તથા હે મુનિશ્રી જૈમિનિજી ! તે અર્જુને યજ્ઞિય—અશ્વનું રક્ષણ કેવી રીતે કર્યું ? આપશ્રીના મુખ થકી આ વૃત્તાન્ત સાંભળવામાં મને બહુજ સૌખ્ય ઉપજે છે. શ્રી વાસુદેવની અમૃતમયી કથાનું પાન કરતાં અપૂર્વ આનંદ થાય છે, ક્ષાર નિધિ એકલોજ હંમેશાં સર્વ પ્રાણીઓના સંતાપને હરવાવાળો હોય

છે, તો પછી મલયાનિલથી યુક્ત ચંદ્ર-કિરણોવડે સારી રીતે શીતલતાને પામેલો તથા પુષ્પોથી અલંકૃત તે ક્ષીર સાગર અધિક આનંદપ્રદ થાય એમાં શું આ-શ્ચર્ય ! શ્રી વાસુદેવનું રસયુક્ત ચરિત ઘણું ગમ્ભીર છે અને હે મહામતે ! આપશ્રીના શ્રી-મુખથી કથન કરતા વા-સુદેવના ચરિતને હું તેવુંજ આનંદપ્રદ માનું છું. ભીમસેન સર્વ મંડળીને લઇને હસ્તિનાપુર પ્રત્યે ગયા પછી જનાર્દન-શ્રી કૃષ્ણે શું કર્યું તે સર્વ હે સજ્જન શ્રેષ્ઠ મુનિમહારાજ ! હું આપને પુછુ છું માટે કૃપા કરીને મને સવિસ્તર કહી સંભળાવો હે મુનિમહારાજ! જેઓનાં મુખો જગત્-પતિ શ્રી કૃષ્ણના માહાત્મ્યનું કથન કરતા નથી તેઓના મુખોને હું કીટકોથી પુરા-ચેલાં બિલ-દરોની માફક માનું છું. હે મ-હારાજ ! બભ્રુવાહનના મણિપુરમાંથી મુક્ત થયેલો તે યજ્ઞિય-અશ્વ કયા કયા રાષ્ટ્રો-માં ફર્યો તે આપ કૃપા કરીને કહો.

શ્રી કૃષ્ણ તથા પોતાના પ્રપિતામહ અર્જુન પ્રત્યેની જનમેજયની અવિચલ ભક્તિ જાણીને જૈમિનિ ઋષિ તેને કહેવા લાગ્યા. હે રાજેન્દ્ર ! શ્રી કૃષ્ણ સહિત મ-હાબલવાન્ તે વીરોની સાથે મણિપુરમાં-થી છોડાએલો તે યજ્ઞિય-અશ્વ જ્યાં આ-ગળ ચાલ્યો જતો હતો ત્યાં ,અર્જુનના તે યજ્ઞિય અશ્વને પોતાના અશ્વમેધના અશ્વ-નું રક્ષણ કરતા તામ્રધ્વજ રાજાએ જોયો, તામ્રધ્વજના પિતા બર્હિકેતુએ રત્નનગર નામના પુરમાંથી તે અશ્વ છોડેલો હતો. અર્જુનનો યજ્ઞિય- અશ્વ તામ્રધ્વજના તે યજ્ઞિય અશ્વ સાથે ભેટયો, અર્જુનનો અશ્વ તે અશ્વના વદનને સુંઘીને પોતાના કર્ણો-ને સ્તબ્ધ કરવા લાગ્યો તથા પુષ્કળ હણ-હણાટ કરવા લાગ્યો તથા હે ભારત ! પો-તાના ઉંચા કરેલા ચરણવડે તામ્રધ્વજના અશ્વને લતા પ્રહાર કરવા લાગ્યો અને મુક્તાફલોથી શૃંગારેલા તામ્રધ્વજના અ-શ્વના નાસિકા ભાગ ઉપર પોતાના દાંતો વડે ક્રોધ પૂર્વક દંશ કરવા લાગ્યો. તામ્ર-ધ્વજનો અશ્વ પણ અર્જુનના અશ્વને પોતાના પાછલા બેઉ ચરણોવડે પ્રહાર કરવા લાગ્યો. ત્યાર પછી તે બેઉ અશ્વો એક બીજાના સ્કન્ધને ખંજવાળવા લાગ્યા. તે બેઉ અશ્વોની આ પ્રકારની લીલા જો-ઇને તામ્રધ્વજ પોતાના બહુલધ્વજ નામ-ના પ્રધાનને પુછવા લાગ્યા કે હે પ્રધાનજી ! આ અશ્વ કયા રાજાનો યજ્ઞનિમિત્તે છોડયો છે તે આપ તેના ભાલ પ્રદેશમાંના પત્રને વાંચીને ખાત્રી કરો, તામ્રધ્વજની આ આજ્ઞા સાંભળીને યુધિષ્ઠિર મહારાજાના તે ઉત્તમ અશ્વને પકડી લીધો અને અશ્વના ભાલ પ્રદેશમાં બાંધેલા સુવર્ણ પત્રનો સર્વ ભાવાર્થ જાણીને તામ્રધ્વજને નિવેદન ક-રવા લાગ્યો, તામ્રધ્વજ પોતાના પ્રધાનનું આ વચન સાંભળીને ક્રોધે ભરાયો તથા શ્રી કૃષ્ણ અને અર્જુનથી રક્ષા કરાયેલા યુધિષ્ઠિર મહારાજાના તે અશ્વને તેણે પકડી લીધો, તે અશ્વનું પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ તથા હંસધ્વજ, વીર અનુશાલ્વ અને યુદ્ધ-ચતુર કર્ણપુત્ર વૃષકેતુ વગેરે વીરો વડે પાલન થતું હતું તથાપિ તામ્રધ્વજે નિર્ભય થઇને તે અશ્વને પકડયો અને શસ્ત્રોથી ભરપુર એવી પોતાની સેનાની વ્યૂહ રચના કરતો કરતો પ્રધાન પ્રત્યે ક-હેવા લાગ્યો કે મારા પિતા બર્હિકેતુએ દીક્ષિત થઇને સાત અશ્વમેધ યજ્ઞો કર્યા છે, વળી તે નરપતિ આ આઠમા યજ્ઞને અવશ્ય કરનાર છે, મારા પિતાના આ

આઠમા યજ્ઞિય-અશ્વવડે શ્રી કૃષ્ણુ સહિત આ આઠમો યજ્ઞ થશે, સામા પક્ષવાળા તેઓ સર્વે શ્રી કૃષ્ણુથી રહિત થયેલા છે જે વીરો આપણા અગાઉના યજ્ઞોમાં શ્રી કૃષ્ણુ રહિત થયા હોય તેઓ સર્વે શ્રી કૃષ્ણુની સંમુખે ઉપસ્થિત થાઓ, તથા હે મહાબુદ્ધિ પ્રધાનજી ! આપ સર્વે પણુ તૈયાર થાઓ આ સ્થળે મહાયુદ્ધ થવાનું છે, તામ્રધ્વજનાં આ વચનો સાંભળીને બહુલાશ્વ તેને કહેવા લાગ્યો કે હે રાજન્ ! તમારાં મહત્ સૈન્યવડે અર્જુનનું ન્હાનકડું સૈન્ય આ પૃથ્વી ઉપર એવી રીતે તો આચ્છાદિત થયું છે કે તે સૈન્ય ક્યાંઇ પણુ દ્રષ્ટિ ગોચર થઇ શકતું નથી. રાજેન્દ્ર બભ્રુવાહન પણુ આપના પિતાશ્રીને એકભાર (વીશ-તુલા) જેટલો પ્રતિવર્ષે મુક્તાફલોનો કર આપે છે. તે આપ જાણો છો કે નહીં? બભ્રુવાહન રાજાના કર તરીકે અપાતાં તે મુક્તાફળો આપના પિતા મયૂરધ્વજના મંદિરમાં, નર્તકીઓથી કરાતી હમેશની પુષ્પાંજલિમાંથી ઉડતાં રજકણોની માફક ચાલ્યાં જાય છે, હે તામ્રધ્વજ ! આપ જુઓ, આ ગામમાં મહાવીરોએ મોટો રણુ-સંગ્રામ કર્યો હોય એમ જણાય છે, તેમાં ઘણાએક અશક્ત કાયર વીરો પડેલા છે, તથા ઘણાએક મૃત્યુને પામેલા છે, આપણે પાંડવોના આ અશ્વને પકડી લેતાં નિર્ધન અપુષ્ટ અને અલ્પ પુરૂષાર્થને કરવાવાળા આ સર્વે સામાપક્ષવાળા વીરોનું યુદ્ધ કેવુંક થઇ શકનાર હતું વારૂ?

બહુલાશ્વનું આ વચન સાંભળી તામ્રધ્વજ કહેવા લાગ્યો કે આ સ્થળે મારી સમક્ષ અન્ય વીરોની કઇ ગણુના હોઇ શકે, પરંતુ આ પ્રમાણે રણુમાં ધીર એવા બે વીરો બભ્રુવાહન અને કર્ણુપુત્ર જણાય છે, ગઇ રાત્રિએ તે બેઉ વીરોનું પરાક્રમ મેં શ્રી નારદ મુનિજી પાસેથી સાંભળ્યું છે, તેઓની સાથે નર અને નારાયણુરૂપ અર્જુન અને શ્રીકૃષ્ણુ છે, એમ પણુ દેવર્ષિ નારદજીએ મને કહ્યું છે, વળી અન્ય પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ તથા બીજો યુયુધાન એ સર્વે શ્રી કૃષ્ણુની સમાન પરાક્રમવાળા છે માટે યુદ્ધ અવશ્ય થશે; માટે આપ આપણી સેનાની અર્ધચંદ્રાકાર વ્યૂહવડે રચના કરો. જુઓ જનાર્દન-શ્રી કૃષ્ણુ પોતાના પાંચજન્ય નામના શંખનો ભયંકર અવાજ કરી રહ્યા છે, તથા અર્જુન પોતાના દેવદત્ત-શંખને ખૂબ બજાવી રહ્યો છે, હાથમાં શસ્ત્રોને ધારણુ કરેલા મહારથીઓ પોતાના યજ્ઞિય-અશ્વની શોધ કરતા કરતા આ તરફ ચાલ્યા આવે છે, આ પ્રમાણે સત્વર પોતાની સેનાની વ્યૂહરચના રચીને તે તામ્રધ્વજ રાજા તે સમયે યુદ્ધને માટે તૈયાર થઇ ગયો. તામ્રધ્વજ નિશ્ચય કરીને ધૈર્યપૂર્વક જ્યાં શ્રીકૃષ્ણુ સમક્ષ યુદ્ધ માટે ઉપસ્થિત થવા જાય છે, ત્યાં શ્રી કૃષ્ણે તેને જોયો તથા યુદ્ધ કરવા માટે ઉપસ્થિત થયેલા અન્ય યોદ્ધાઓને જોઇને અર્જુનને પોતાના પુણ્યમય હસ્તવડે સ્પર્શ કરતા કરતા હસતા હસતા કહેવા લાગ્યા. હે પાર્થ ! મયૂરધ્વજના પુત્ર આ તામ્રધ્વજને તું જો. પોતાના બલનું રક્ષણુ કરતા આ તામ્રધ્વજેજ તારો યજ્ઞિયઅશ્વ પકડી લીધો છે. આ સ્થળે મહાભયંકર યુદ્ધ અવશ્ય થશે અને વીરોનું સંગ્રામમાં પતન પણુ થશે. જે પ્રમાણે શ્રી હરિએ (મેં) શંખાસુર પાસેથી વેદને છોડાવ્યો હતો તે પ્રમાણે વીર તામ્રધ્વજ પાસેથી તું તારા

યજ્ઞિય-અશ્વને છોડાવ. બભ્રુવાહનથી રક્ષા કરાએલા પ્રદ્યુમ્ન પ્રભૃતિ જે વીરો છે તે સર્વે આ સ્થળે યુદ્ધ કરશે. હે અનઘ! તું મારી સાથે આ રણભૂમિનો ત્યાગ કરીને ચાલ્યો આવ, કારણ કે આ સ્થળેથી હમણાં હું તને લઇને દૂર થવું યોગ્ય માનું છું. આ તામ્રધ્વજનો પિતા મયૂરધ્વજ હે પાર્થ, અશ્વમેધ યજ્ઞની દીક્ષા લઇને નર્મદાજીના તટ ઉપર બેઠેલો છે, વળી આ તામ્રધ્વજ શૂર જિતેન્દ્રિય, સત્ય વાણીવાળો તથા અસૂયા રહિત છે, માટે તેં-અર્જુને આ તામ્રધ્વજ સાથે યુદ્ધ નહીજ કરવું જોઇએ. એ વાત હું તને સત્ય કહું છું. હે ધનંજય! તું પોતાની સેનાને ગૃધ્રવ્યૂહમાં રચીને યોગ્ય સ્થાનમાં ઉપસ્થિત રહે. તામ્રધ્વજની સેનામાં રહેલા મહાકાયવાળા આ સર્વે વીરોને હું કાલરૂપ માનું છું. માટે તેઓની સાથે મારા પુત્રો અને સૈનિકો યુદ્ધ કરો, મારા દારૂક નામના સારથિએ પકડી રાખેલા પોતાના રથમાં બેસીને પુત્ર અને પૌત્રોના સાથે રહેલો હું આ તામ્રધ્વજ સાથે યુદ્ધ કરીશ. હે અર્જુન તું હવે બહુજ થાકી ગયો છો! આપણા સર્વે વીરોનો આજ વિનાશ આવી પહોંચ્યો હોય એમ હું માનું છું આ પ્રમાણે અર્જુન પ્રત્યે કહીને શ્રી કૃષ્ણ પોતાના રથમાં બેઠા અને ગૃધ્રવ્યૂહની સાથે રહિને, હે આર્ય જનમેજય! તે શ્રી કૃષ્ણ યુધિષ્ઠિર મહારાજાના યજ્ઞિય-અશ્વ પ્રત્યે ચાલતા થયા. તામ્રધ્વજની સેનામાંના સર્વે પાર્થિવોએ વાસુદેવ-શ્રી કૃષ્ણને રથમાં બેઠેલા જોયા. તે ગૃધ્રવ્યૂહના મુખભાગમાં યૌવનાશ્વ રાજા રહ્યો હતો તથા ગ્રીવા ભાગમાં અનુશાલ્વ દૈત્ય હતો, નેત્રના સ્થાનમાં હંસધ્વજ અને બેઉ પક્ષોના સ્થાનમાં યદુનંદન-પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ હતા, સાત્યકિ અને ભોજવર્ધન ગૃધ્રવ્યૂહની તે રચનામાં બેઉ ચરણોની મધ્યમાં રહ્યા હતા. યાવનાશ્વ અને મેઘવર્ણ તે ગૃધ્રવ્યૂહની રક્ષા કરનારા હતા. અર્જુનને ઘણા વીરો સાથે તે વ્યૂહના હૃદય-ભાગમાં રાખવામાં આવ્યો હતો. બભ્રુવાહન અને કર્ણપુત્ર વૃષકેતુ તે બેઉ વીરો ગૃધ્રવ્યૂહના ચંચુ-ભાગમાં ઉપસ્થિત રહ્યા હતા.

અનેક સંખ્યામાં રહેલા આ સર્વે વીરોને તથા અન્ય પાર્થિવોને જોઇને હર્ષ-યુક્ત થયેલો તામ્રધ્વજ જનાર્દન-શ્રી કૃષ્ણને આહ્વાન આપવા લાગ્યો કે હે શ્રી કૃષ્ણ, મેં પકડી રાખેલા પાર્થના યજ્ઞિય-અશ્વને મહાન્ રણસંગ્રામમાંથી છોડાવવાને આપ યદિ આ સંગ્રામમાં સ્વયં ઉપસ્થિત થયા છો તો હે કેશવ! આપે આ રણમાં ધૈર્ય ધરવું તથા આપના સખા અર્જુનનું રક્ષણ કરવું. હે સમર્થ શ્રી કૃષ્ણ ચાલ્યા જતા મારા યજ્ઞિય અશ્વને આપ શા માટે પકડતા નથી? હે દેવકીસુત! આપના સિવાય તેવી શકિત કોઇ પણ વીરમાં હોય એમ હું માનતો નથી. હે હરે! આ મહારંગમાં મારી સાથે યુદ્ધ કરવા માટે કેવળ આપજ સમર્થ છો! આપ પોતાના સુદર્શન ચક્રને શાંર્ગ-ધનુષ્યને અને અન્ય શસ્ત્રોને ધારણ કરો, આપ આ રણમાં સાક્ષાત્ મારી દૃષ્ટિ ગોચર થયા છો તેથી હવે મને લેશ માત્ર ભય નથી! ૪૧



# પ્રકરણ ૪૧ મું

## તામ્રધ્વજનો વિજય.

શ્રી કૃષ્ણ પ્રત્યે આ પ્રમાણે વચનો કહીને ગૃધ્ર–વ્યૂહમાં રચાયેલા તે પાર્થના સૈન્યને બલવાન્ તામ્રધ્વજ અર્ધચંદ્ર નારાચોવડે ચારે તરફથી વ્યાપ્ત કરવા લાગ્યો. અર્જુન ઉપર સીત્તેર બાણોનો પ્રહાર કર્યો અને કેશવને ત્રણ બાણોથી ભેદી નાખ્યા તથા મદપૂર્વક સિંહનાદ કરવા લાગ્યો. શ્રી કૃષ્ણના દારૂક સારથિને પાંચ બાણો વડે તથા તેના ચારે અશ્વોને ચાર બાણોથી કુપિત થયેલા તામ્રધ્વજ વીરે વીંધ્યા, તે ઘટના ઘણીજ આશ્ચર્યકારક જેવી થઇ પડી. નવ બાણો વડે સાત્યકિ વીરને તથા આઠ બાણોથી કૃતવર્માને સહસ્ર બાણોથી પ્રદ્યુમ્નને અને દશ સહસ્રોથી અનિરૂદ્ધને વીંધવા લાગ્યો. આ પ્રમાણે તામ્રધ્વજના બાણપ્રહારો થઈ રહ્યા પછી, વીર અનિરૂદ્ધ તામ્રધ્વજને ઉદ્દેશીને નીચે પ્રમાણે કહેવા લાગ્યો–હે તામ્રધ્વજ! ઉભો રહે અને રણમાં મારા પરાક્રમને જો. મારા બાણપ્રહારોને સહન કર અને મારા યજ્ઞિય–અશ્વને છોડી દે છોડી દે. હે મંદબુદ્ધિ તામ્રધ્વજ! આ રણમાંથી તારૂં રક્ષણ કરનાર કોણ છે? તે તું મારી સમક્ષ કહે! અનિરૂદ્ધનાં આ પ્રકારનાં વચનો સાંભળીને તેના પ્રત્યે તામ્રધ્વજ કહેવા લાગ્યો કે–પુષ્પ બાણ એવા મદનસ્વરૂપ પ્રદ્યુમ્નથકી વિશેષે કરીને તારો જન્મ પ્રસિદ્ધ છે, વળી બાણકન્યા ( ઉષા ) નો પતિ એવો તું મારી સાથે શું યુદ્ધ કરી શકવાનો હતો! પહેલાં ઉષાના સ્નેહને આધીન થઇને સજ્જન એવા બાણે તારી રક્ષા કરી છે, પરંતુ હું આ મહારણમાં તેવું કાર્ય નહીં કરી શકું ! હે સમર્થ અનિરૂદ્ધ ! આજ હું તારા પિતામહ–શ્રી કૃષ્ણની સમક્ષ મારા પોતાનાં મહાશરો વડે તને અવશ્ય પાડીશ, તું તારા આત્માનું રક્ષણ કર. આજ તારૂં જીવિત હોઇ શકેજ નહીં! તામ્રધ્વજનું આ વચન સાંભળીને અનિરૂદ્ધ તેને ઉત્તર આપવા લાગ્યો કે–હે મિથ્યાભિમાની વીર! હું તારા ઉપર બાણને છોડું છું તું ઉભો રહે, વૃથા બહુ બકવાદ શામાટે કરે છે. મૂર્ખજનોજ પોતાના આત્માનું ગૌરવ કરે છે. પંડિતલોકો તે પ્રમાણે પોતાના આત્માને મિથ્યા વર્ણવી શકતા નથી! એ પ્રમાણે કહીને અનિરૂદ્ધે પ્રલયકાળના અગ્નિ સમાન બાણ છોડયું, તે બાણવડે ધનુર્ધારી તે સુચિત્રનું હૃદય ભેદાયું. સુચિત્રે પણ યદુનન્દન અનિરૂદ્ધને નેવું બાણોવડે વીંધી નાખ્યો. તે રણાંગણમાં અનિરૂદ્ધે તે શરોના પાંચ પાંચ ટુકડા કરી નાખ્યા તથા એક ક્ષણમાં તેને રણમાં અસલ મયૂર જેવો બનાવી દીધો, ચાર બાણોવડે તેના અશ્વોને હણ્યા અને પાંચ બાણવડે તેના સારથિને માર્યો, ત્યારપછી તેના ભયંકર અન્ય સૈનિકોને પણ હણ્યા. આ પ્રમાણે અનિરૂદ્ધના શરો વડે સર્વે સૈનિકો ભેદાઇ ગયેલા દેખાવા લાગ્યા. હે આર્ય જનમેજય! અનિરૂદ્ધે વર્તાવેલા ત્રાસથી તામ્રધ્વજના વીર સૈનિકો વિચિત્ર અંગોવાળા થઇ વનમાં રખડવા લાગ્યા. તેઓ સર્વેની એવી તો દશા થઇ કે અનિરૂદ્ધે બાણપ્રહારોથી તે વીરોના બાહુઓને અંગુલીઓને તથા નખોને તથા હાથોના પોંચાઓને અને હસ્તદંડને પૃથક્ પૃથક્ કર્યા હતા. અનિરૂદ્ધે હસતો હોય તેમ સર્વે વીરોના વક્ષઃસ્થળોને, અ-

સ્થિઓને અને સારી રીતે માંસથી ભરેલા લચપચતા કટિપ્રદેશોને, શિરોને અને નેત્રોને પૃથક્ પૃથક્ કરી નાખ્યા, તથા ક્રોધે ભરાઇને યદુનન્દન અનિરૂદ્ધે તામ્રધ્વજના સૈનિકોના દાન્તોને ભ્રૂભાગને–દાઢી મૂછોને પરમાણુ સરખા કરી નાખ્યા. હે જનમેજય રાજન્! તે સમયે મહાત્મા અનિરૂદ્ધે યોજેલા વાયુવડે તે સર્વ રજ સાગરમાં પહોંચ્યું. બલવાન્ એવા આ શ્રી કૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધ વીરે રણાંગણમાં સુચિત્રના ચતુર્વિધ સૈન્યને હણીને કુલ ત્રણ અક્ષૌહિણી સૈન્ય રણમાં પાડયું, તથા ફરીથી તેની મહાસેનાને સાયકોના પ્રહારોથી હેરાન કરવા લાગ્યો. અનિરૂદ્ધની આ યુદ્ધકલાથી કાર્મુકધારી સર્વે સૈનિકો પતંગની માફક બળી ગયા. અનિરૂદ્ધે પોતાના બાણો વડે તેઓના સર્વે રથોના તિલ તિલ જેવડા ટુકડા કર્યા, હાથીઓ ત્રાસ પામીને વનમાં ચાલ્યા ગયા. અશ્વ સહિત વીરોને હણી નાખ્યા અને અન્ય અશ્વોના ચુરેચુરા કરી નાખ્યા. મહાબાહુ સુચિત્રે પણ પ્રદ્યુમ્નના પુત્ર–અનિરૂદ્ધને રણમાં તીક્ષ્ણ બાણોથી વીંધ્યો, તથા તેને રથ વિનાનો કરી મૂકયો; ભાગી ગયેલા ચક્રો તથા ધરીવાળા તે રથનો ત્યાગ કરીને ઉષાપતિ–અનિરૂદ્ધે ધનુષ્ય પકડયું તથા સુચિત્રને ઘણાએક શરોવડે પ્રહાર કર્યો, અને ક્રોધે ભરાઇને સુચિત્ર–તામ્રધ્વજને રથ વિનાનો કર્યો. તે બન્ને વીરો રથ વિનાના હોઇને પૃથ્વી ઉપર રહ્યા રહ્યા યુદ્ધ કરવા લાગ્યા, ત્યાર પછી અનિરૂદ્ધને મૂર્છિત કરીને તામ્રધ્વજ પોતાના રથ ઉપર આરૂઢ થયો તથા રણમાં જે પોતાની સંમુખે પ્રાપ્ત થયા તે સર્વે પાંડવોના વીર સૈનિકોને રણમાં પાડવા લાગ્યો તથા પ્રદ્યુમ્ન ઉપર પાંચ બાણોનો પ્રહાર કરીને તામ્રધ્વજ તેના પ્રત્યે કહેવા લાગ્યો કે–જુઓ કે કામદેવ જેવો મહાબલવાન્ યોદ્ધો સારાવડે યુદ્ધમાં પરાજિત થશે, પરંતુ દેવકીનંદન શ્રી કૃષ્ણ મારી સાથે યુદ્ધ કેમ કરતા નથી? શ્રી ગોવિન્દ આવો કે જાઓ મારૂં કાર્ય સિદ્ધ થઈ ચુકયું છે. આ પ્રમાણે તામ્રધ્વજ બોલી રહ્યા પછી મહાબાહુ–મહાયશસ્વી કર્ણપુત્ર વૃષકેતુ રણભૂમિમાં આવી પહોંચ્યો તથા તામ્રધ્વજને યુદ્ધ માટે આહ્વાન કરીને તેના ઉપર તેણે તીક્ષ્ણ પાંચ શરોનો પ્રહાર કર્યો તથા તામ્રધ્વજને તેણે રથ વિનાનો કરી મૂકયો ત્યાર પછી તામ્રધ્વજ બીજા રથમાં બેસીને જ્યાં બાલક વૃષકેતુને પાડવા જાય છે, ત્યાં તો વૃષકેતુએ તેના બીજા રથના પણ ચુરેચુરા કરી નાખ્યા, તામ્રધ્વજ સિંહલીલાવડે જે જે રથમાં બેસીને વૃષકેતુ પ્રત્યે યુદ્ધ કરવા જતો તે તે રથને ઉદાર બુદ્ધિવાળો વૃષકેતુ તે રણાંગણમાં છેદી નાખતો. આ પ્રમાણે તામ્રધ્વજના ત્રણસો રથોને વૃષકેતુએ રણમાં પાડયા. ત્યાર પછી તે તામ્રધ્વજ અન્ય રથમાં બેસીન રણમાં વૃષકેતુ પ્રત્યે ગયો અન તે વૃષકેતુને વ્યાધિઓનો સમૂહ જેમ દેહને પાડે તેમ મૂર્છિત કરીને પાડયો, એ પ્રમાણે અનુશાલ્વ દૈત્યને પણ બાણોના પ્રહારોથી ભેદીને તે તામ્રધ્વજે પૌરૂષ રહિત કર્યો તથા યૌવનાશ્વ રાજાને એકજ શરવડે ભૂમિઉપર પટકયો, ત્યારપછી સાત્યકિ તામ્રધ્વજના અશ્વોને સાત બાણોવડે હણીને જ્યાં શંખનાદ કરવા જાય છે, ત્યાં તો તામ્રધ્વજે તેને પણ

રણમાં મૂર્છિત કર્યો તથા તામ્રધ્વજના ફક્ત બેજ શરોવડે પીડિત થઇને કૃતવર્મા પણ પડયો. સુચિત્ર-તામ્રધ્વજના સાયક પ્રહારોથી પાંડવોની સેનાના વીરોની આ પ્રકારની દશા થઈ તે ઘટના ઘણીજ આશ્ચર્યકારક જેવી થઇ પડી, તામ્રધ્વજના બાણ પ્રહારોથી પૃથ્વી ઉપર પડેલા તે સર્વે વીરો ક્ષીણ પુણ્ય થઇને સ્વર્ગમાંથી પડેલા નરોની માફક શોભવા લાગ્યા, ત્યારપછી પોતાની સંમુખે ચાલ્યા આવતા બભ્રુવાહન-વીરને રણભૂમિમાં જોઇને તામ્રધ્વજ તેના પ્રત્યે હસતો હસતો કહેવા લાગ્યો કે હે બભ્રુવાહન વીર ! તુંજ આ રણમાં મારી સમક્ષ યુદ્ધ કરવા માટે યોગ્ય છો. એક ક્ષણભર ઉભો રહે એમ કહીને તામ્રધ્વજે તેના ઉપર પાંચ બાણોનો પ્રહાર કર્યો તથા કહેવા લાગ્યો કે જો તું ધૈર્યથી મારી સમક્ષ પોતાના આત્માને છોડાવી શકતો હો, તો જે તું મને પ્રતિવર્ષે મૌક્તિકોનો કર આપે છે તેને હું છોડી દઇશ ! આ પ્રમાણે તામ્રધ્વજનું કથન થઇ રહ્યા પછી અર્જુન પુત્ર બભ્રુવાહને તામ્રધ્વજ પ્રત્યે પાંચ નારાચોને છોડયાં, તામ્રધ્વજે તે બાણોને સાત પ્રકારે ભેદી નાંખ્યા તથા તે બભ્રુવાહનનો રથ તે ક્ષણેજ ચુરેચુરા કરી નાંખ્યો. તામ્રધ્વજ સાથેના આ યુદ્ધમાં બભ્રુવાહન ખિલા જેવો ( સ્તબ્ધ ) થઇને તે મહારણમાં ભૂતલ ઉપર પડી ગયો. પડતા એવા તે બભ્રુવાહનના શરીર ઉપરથી ભેદાઇને ખરી પડતાં સર્વે આભૂષણો પ્રલયકાળમાં ખરી પડતાં નક્ષત્રોની માફક પ્રકાશવા લાગ્યાં. પાતાળના તલને પણ ભેદી નાખનાર અર્જુનના પુત્ર બભ્રુવાહનને રોષપૂર્વક ઉપર જણાવ્યા પ્રમાણે સ્તબ્ધ કરીને 'હે કૃષ્ણ, ઉભો રહે' એમ બોલતો બોલતો પાંડવની સેના પ્રત્યે આગળ વધવા લાગ્યો. હે મહારાજ જનમેજય ! પાંડવોના વીર યોદ્ધાઓ તે સ્થળે તામ્રધ્વજને જોઇને, જેમ પ્રલયકાળ સમયે ભયંકરરૂપ ધારણ કરનાર રૂદ્રને જોઇને આંખો મીચીને ગતજીવિત થઇ જાય તેમ ગતજીવિત થવા લાગ્યા તથા તે સૈનિકો પોતાના વાહનોનો ત્યાગ કરીને પલાયન કરવા લાગ્યા. અત્યંત જાજવલ્યમાન ને યુદ્ધમાં મહાત્મા તામ્રધ્વજના બાણોથી વ્યાપ્ત થયેલા હંસધ્વજ રાજાનો પણ ત્યાગ કરીને પલાયન કરવા લાગ્યા. ત્યારપછી હે રાજન્ ! ઘણાએક સૈનિકો યુદ્ધમાં શસ્ત્રોનો તથા અસ્ત્રોનો ત્યાગ કરીને રૂધિરના ભયંકર પ્રવાહમાં મત્સ્યોની માફક ડુબવા લાગ્યા અને શરોના સમૂહો-વડે મોહિત થયેલા તે સર્વે વીરોને પોતાનો દેહ ક્યાં છે તે પણ જ્ઞાન ન રહ્યું !

ત્યારપછી-"હે વીરો, ડરો નહીં ડરો નહીં" એ પ્રમાણે બોલીને વીર ધનંજય પોતાના ધનુષ્યને પહોળું કરતો કરતો સમરભૂમિ ઉપર આવી પહોંચ્યો, અર્જુનના સૈનિકો અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા હે પાર્થ ! હવે આ યજ્ઞિય-અશ્વ સાથે આપને શું પ્રયોજન છે ? ગોત્રહત્યાના ડરથી રહિત થઇને આ તામ્રધ્વજ અશ્વમેધ જેવા ઉત્તમ યજ્ઞને કરી રહ્યા છે ! હે ધનંજય ! આ તામ્રધ્વજના હસ્તવડે અમોને સર્વેને હણીને આપ કયા પુણ્યને મેળવવાના હતા કે જે યજ્ઞ વડે આપ પવિત્ર બનવાના હતા ? આ પ્રમાણે અનેક શબ્દોને વારંવાર તે સૈનિકો રણભૂમિમાં બોલી રહ્યા હતા, આવી લજ્જાજનક સ્થિતિ પ્રાપ્ત થયા પછી વીર અર્જુને પ-

લાયન કરી જતા પોતાના સર્વ સૈન્યને રોકયું ! ૪૨.

શ્રી कृष्णः शरणम्.



# પ્રકરણ ૪૩ મું.

## તામ્રધ્વજના યુદ્ધમાં શ્રીકૃષ્ણનો કોપ

શ્રીકૃષ્ણના પરમ સખા અર્જુન તામ્રધ્વજની સંમુખે રહીને ક્રોધે ભરાયેલો છતો તેને નવ બાણોના પ્રહારોથી વીંધવા લાગ્યો. હે જનમેજય રાજન ! અર્જુને તે શરો વડે તામ્રધ્વજને રથમાંથી નીચે પાડયો, ત્યારપછી રથીઓમાં શ્રેષ્ઠ એવો તે તામ્રધ્વજ પણ અન્ય રથમાં આરૂઢ થઇને પાંડુપુત્ર અર્જુનને મેઘ જેમ પર્વતને વૃષ્ટિથી વ્યાપ્ત કરે તેમ ચોમેરથી બાણો વડે વ્યાપ્ત કરવા લાગ્યો, અર્જુન પણ તામ્રધ્વજને યુદ્ધમાં બાણો વડે અદૃશ્ય કરીને પોતાના શંખને બજાવતો બજાવતો સૈનિકોને પ્રોત્સાહન આપવા લાગ્યો તથા હે આર્ય જનમેજય ! તે અર્જુન તામ્રધ્વજને 'ઉભો રહે ઉભો રહે' એમ પોકાર કરવા લાગ્યો, અર્જુને ફરીથી પણ તામ્રધ્વજના અશ્વ અને સારથિ સહિત રથના તિલ તિલ જેટલા ટુકડા કરી નાખ્યા. તામ્રધ્વજ અર્જુનના આ કાર્યથી રોષે ભરાયો અને અન્ય રથ ઉપર આરૂઢ થઇને અર્જુન પ્રત્યે દોડયો તથા અર્જુનના અશ્વોને અને સારથિને ધરણીશાયી -જમીનદોસ્ત કરીને તેને કહેવા લાગ્યો કે—હે અર્જુન તારા અશ્વોને મેં હણ્યા છે તથા તારા સારથિને પણ રથમાંથી પાડયો છે, હવે તું કયાં જનાર છે ? હવે તો હું તને હંસધ્વજ સહિત પકડીને મારા નગરમાં લઇ જઇશ ! તામ્રધ્વજના આ વાકયથી અર્જુનનું હૃદય ભેદાયું તથા યુદ્ધમાં તે અર્જુને રથ સહિત તામ્રધ્વજના કલેવરને તોડી નાખ્યું. આ પ્રમાણે તે તામ્રધ્વજના એક સહસ્ર રથોનો વીર અર્જુને તે સમયે યુદ્ધમાં નાશ કર્યો, તથાપિ તામ્રધ્વજ રણમાંથી હઠયો નહીં, તામ્રધ્વજ અન્ય રથમાં બેસીને અર્જુનને પોતાના નારાચોથી વીંધવા લાગ્યો તથા તે સમયે શ્રી કૃષ્ણની સમક્ષ અર્જુનને તેણે મૂર્છિત કર્યો, થોડીવાર પછી અર્જુન મૂર્છાનો ત્યાગ કરીને તામ્રધ્વજ ઉપર શરોના પ્રહારો કરવા લાગ્યો. ત્યારપછી તામ્રધ્વજ અર્જુનને રથસહિત પોતાના સુતીક્ષ્ણ બાણો વડે દક્ષિણ દિશામાં એક યોજન સુધીના ભૂ-માર્ગમાં લઇ ગયો, ત્યાંથી તુરતજ પાછા આવેલા અર્જુનના રથને જોઇને ફરીથી પણ તે તામ્રધ્વજે પોતાના મહાન્ શરો વડે અત્યંત પરાક્રમથી તે અર્જુનનું સકલ સૈન્ય ભેદી નાખ્યું, અર્જુને પણ રથ સહિત તે તામ્રધ્વજને ફક્ત ત્રણ સાયકો વડે આકાશમાં મોકલી દીધો અને સિંહનાદ કરવા લાગ્યો. રણમાં તે તામ્રધ્વજની ઘન સેનાને અર્જુને અન્ય સારથિ સહિત અપર રથમાં બેસીને યમપુરીમાં પહોંચાડી, ત્યારપછી તે તામ્રધ્વજ રાજા સુવર્ણથી અલંકૃત થયેલા શરો વડે અર્જુનને ધમવા લાગ્યો, અર્જુન અને તામ્રધ્વજ બેઉ વીરો વિચિત્ર અસ્ત્રોના સંપૂર્ણ જાણકાર હતા તથા વિચિત્ર રણમંડલને પણ ખેલી જાણતા હતા, બેઉ વીરો વીરશ્રીને વરેલા હતા અને ધીર હતા તેથીજ ઘણા સમય સુધી તે બેઉમાંના એક વીરે પણ તે મહારણનો ત્યાગ ન

કર્યો, બેઉ વીરો યુદ્ધનો ત્યાગ કરીને લેશ માત્ર પણ ન હઠયા, તે ઘટના ઘણીજ આશ્ચર્યજનક થઇ પડી! અર્જુને તામ્રધ્વજની બસો અક્ષૌહિણી સેનાનો નાશ કર્યો, તામ્રધ્વજે પણ અર્જુનના દશ હજાર સૈનિકોને યમપુરીનો માર્ગ પકડાવી દીધો, આ પ્રમાણે તે બેઉ વીરો પરસ્પર જયની આકાંક્ષાવાળા હોઇને ભયંકર યુદ્ધ કરી રહ્યા હતા !

તામ્રધ્વજે પાર્થનું ધનુષ્ય છેદી નાખ્યું તથા સુવર્ણથી અલંકૃત ધ્વજદંડને પણ કાપી નાખ્યો તેની પતાકાને અને ચક્ર ( પૈડાં ) ના રક્ષણ કરનારાઓને તથા જે જે કાંઇ યુદ્ધ સાધનો હતા તે સર્વે સાધનોને છત્રને રથને, અશ્વોને અને સારથિને વેગપૂર્વક છેદવા લાગ્યો, તામ્રધ્વજ જે જે રથમાં ઉપસ્થિત થતો તે રથને શક્રપુત્ર અર્જુન લીલા પૂર્વક છેદવા લાગ્યો, હે જનમેજય રાજન્ આ પ્રમાણે તારા પ્રપિતામહ અર્જુને અતિધન્વી તે તામ્રધ્વજના બીજા હજાર રથોને ફરીથી તે યુદ્ધમાં તોડી પાડયા, તે તામ્રધ્વજ પાર્થના બાણોથી પોતાના અંગોમાં પુષ્કલ પીડા પામેલો હોવા છતાં પણ યુદ્ધમાં પોતાના પરાક્રમને છોડતો ન હતો, હે રાજન્ ! તે તામ્રધ્વજના છેદાયેલા માંસ કણો પવનના ઝપાટાથી શ્રી-કૃષ્ણના મસ્તક ઉપર પડવા લાગ્યા તથા પૃથ્વી ઉપર અને આકાશમાં ઊડવા લાગ્યા. આ પ્રમાણે તે સમયે તે બન્ને વીરોનું યુદ્ધ ત્રૈલોકયને મોહ ઉપજાવે એવું થયું. હે રાજન્ ! તે બન્ને વીરોનું યુદ્ધ આ પ્રમાણે સાત દિવસ પર્યન્ત ચાલ્યું. તે બન્ને વીરોને દિવસ અને રાત્રિએ પણ યુદ્ધ કરતા જોઇને સર્વે વીરો ભયભીત થયા તથા તે યુદ્ધનો ઘણોજ વિસ્મય માનવા લાગ્યા. સંપૂર્ણ ક્રોધે ભરાયેલો તામ્રધ્વજ શ્યેન (ચકો) જેમ માંસને પકડીને આકાશમાં ઉડે તેમ અર્જુનના રથને પકડીને આકાશમાં ઉડયો અને ઘણે દૂર જઇને અશ્વો, ધ્વજા અને પતાકા સહિત અર્જુનના તે રથને પૃથ્વી ઉપર ફેંકવા લાગ્યો, અર્જુનના રથને આકાશમાંથી પૃથ્વી ઉપર પડતો જોઇને ભકત વત્સલ ગોવિન્દ શ્રી કૃષ્ણે પોતાના કરવડે પકડી લીધો, શ્રી કૃષ્ણનું આ પ્રકારનું ચાતુર્ય જોઇને તામ્રધ્વજ તેમના પ્રત્યે કહેવા લાગ્યો કે હે શ્રી હરિ ! મારાથી હેરાન થયેલા રથ સહિત આ અર્જુનને આકાશમાંથી પૃથ્વી ઉપર પડતા આપશ્રીએ યદિ પકડી લીધો છે. તો હું માનું છું કે આજ મારૂં પરાક્રમ પુણ્યશાલી થયું ! આ પ્રમાણે પોતાના પ્રત્યે બોલી રહેલા તે તામ્રધ્વજ રાજા ઉપર મધુસૂદન શ્રી કૃષ્ણે પોતાની ગદાવડે તેનાં મસ્તકમાં પ્રહાર કર્યો તથા પોતાના ચરણથી હૃદયમાં પ્રહાર્યો. શ્રી કૃષ્ણના પ્રહારથી તામ્રધ્વજ રાજાનું વક્ષઃસ્થળ ત્રુટી ગયું અને શ્રી કૃષ્ણની સંમુખે પડયો. વળી તે તરતજ ઉભો થઇને વ્યવસ્થાપૂર્વક પોતાના રથમાં બેઠો અને શ્રી કૃષ્ણને પોતાના સાયક પ્રહારોથી વીંધવા લાગ્યો.

તામ્રધ્વજનું આવું અતુલ પરાક્રમ જોઇને શ્રી કૃષ્ણ અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે હે પાર્થ ! આ સંગ્રામમાં તુંજ આ વીર તામ્રધ્વજ સાથે યુદ્ધ કર, હું તને કલાપૂર્વક આ વીરની સાથે યુદ્ધ કરાવું છું, આપણા બેઉના સંગમથીજ આ વીરને

જીતી લેવો છે, એવો મારો નિશ્ચય છે, હે ધનંજય ! સમર્થ એવા આ તામ્રધ્વજ વિષે તું શંકા ન કર આ તામ્રધ્વજ મહાન્ સમર્થ અને અતુલ પરાક્રમી છે. તામ્રધ્વજના શરોથી પીડિત થઇને નાસી જતી આપણી સેનાને તું જો ! આ તામ્રધ્વજે બભ્રુવાહન જેવા સમર્થ વીરોને લીલાપૂર્વક જીતી લીધા છે, માટે ગાંડીવ ધનુષ્યમાંથી છોડેલા નારાચોવડે તું આ સમર્થ-વીરને શીઘ્ર રણમાં પાડ, અને હું મારા શાર્ઙ્ગ-ધનુષ્યવડે આ વીરને રણમાં પાડું છું. આ વિષયમાં હવે બીજો કાંઇ વિચાર કરવોજ નથી. એમ કહીને ગોવિન્દ શ્રી કૃષ્ણે તામ્રધ્વજ ઉપર મહા શરોની વૃષ્ટિ કરી, તથા શ્રી કૃષ્ણથી પ્રેરાયેલો અર્જુન પણ સંમુખે રહીને વીર તામ્રધ્વજને પોતાના શરો વડે વીંધવા લાગ્યો. તો પણ શ્રી કૃષ્ણ રથમાં રહેલા તામ્રધ્વજ ઉપર શરવૃષ્ટિ કરવા લાગ્યા. તે તામ્રધ્વજે તથા તેના સૈનિકોએ નર અને નારાયણ બેઉને પોતાના શરો વડે વીંધી નાખ્યા તે બેઉના ધનુષ્યોની પ્રત્યંચા પણ પોતાના સાયકોવડે તામ્રધ્વજે તોડી નાખી અને હર્ષથી નેત્રોને પહોળાં કરીને તામ્રધ્વજ રાજા શ્રી કૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યો કે હે કેશવ ! પોતાનું શ્રેય ઇચ્છતા મનુષ્યે જુદા થયેલા બેઉ મિત્રોને પુનઃ એક સ્થળે જોડી દેવા જોઇએ. તો પછી આપશ્રી અર્જુનના રથનો અને તેના સારથિપણાનો ત્યાગ કરીને, બીજા મહારથી બનીને મારી સાથે પ્રયત્નપૂર્વક લડી રહ્યા છો, તેનો ખ્યાલ કરો, આપશ્રીથી રહિત થયેલો અર્જુન આજ અવશ્ય રણમાં પડશે એમાં સંશય નથી. હે ગોવિન્દ ! આપ તેના સારથિ થઈ જાઓ અને અર્જુનને મારા શરોથી રણમાં પડતો બચાવો. આ પ્રમાણેનું તામ્રધ્વજનું વચન સાંભળીને શ્રી કૃષ્ણ પોતાના રથનો ત્યાગ કરીને પુનઃ અર્જુનના સારથિ થયા અને વેગવાળા તથા ઘુઘરીઓથી શૃંગારેલા અર્જુનના અશ્વોને હાંકવા લાગ્યા, કોપ થકી લાલ નેત્રોવાળા થઇને અર્જુનના સારથિ શ્રીકૃષ્ણ તે રથને કાબુમાં રાખીને અશ્વોને ચાબુક વડે પ્રહાર કરવા લાગ્યા તથા રથને વેગપૂર્વક તામ્રધ્વજની સંમુખે પહોંચાડયો. હે પૃથ્વીપતિ જનમેજય ! તામ્રધ્વજે પણ મધુસૂદન શ્રીકૃષ્ણને તીક્ષ્ણ એવા દશ શરો વડે વીંધ્યા તથા અર્જુન ઉપર સાઠ શરોની વૃષ્ટિ કરી, અર્જુનના છત્રને છેદી નાખ્યું અને શ્રીકૃષ્ણને પુનઃ સો શરોથી વધાવ્યા, અર્જુને વીર તામ્રધ્વજના રથને ચુરેચુરા કર્યો તથા લોમને ઉખેડી નાખનારા બાણો વડે ચારો તરફથી તામ્રધ્વજનું ગાત્ર ભેદી નાખ્યું. અર્જુનના શરો વડે તામ્રધ્વજનું કલેવર જે જે સ્થળે ખેંચાઇ જતું તે તે સ્થળેથી તુરતજ શસ્ત્રયુક્ત તામ્રધ્વજનું શરીર અર્જુનની સમીપ આવીને ખડું થતું. એક પગલેથી બીજે પગલે ચાલ્યા આવતા તે તામ્રધ્વજને માધવ શ્રીકૃષ્ણે શરવૃષ્ટિથી પરાહત કર્યો તથા માધવપદ-ચરણના પ્રહારથી તાડિત થયેલો તે ધરણી ઉપર પડયો. તે તામ્રધ્વજ વીર પુનઃ ઉભો થઇને મદોન્મત્ત હાથી ઉપર ચઢયો. હાથી ઉપર આરૂઢ થયેલો તે તામ્રધ્વજ પુનઃ શ્રીકૃષ્ણ અને અર્જુનને તીક્ષ્ણ શરોથી વીંધવા લાગ્યો, અશ્વો અને શ્રીકૃષ્ણ સહિત અર્જુનના રથને તે તામ્રધ્વજ ભ્રમણ કરાવીને આકુલ-વ્યાકુલ કરવા લાગ્યો,

બભ્રુવાહન સમાન જે વીરો મૂર્છા ખાઇને પૃથ્વી ઉપર પડ્યા હતા તે સર્વે મૂર્છાનો ત્યાગ કરીને તામ્રધ્વજ સાથે યુદ્ધ કરવા માટે ઉપસ્થિત થયા. તે વીરો પુનઃ તામ્રધ્વજના શરોથી ભેદાઇને રણમાં પડવા લાગ્યા. આ પ્રમાણે પ્રબલ યુદ્ધ કરનાર તે તામ્રધ્વજને શ્રી કૃષ્ણ ક્રોધપૂર્વક પોતાનું ભયંકર સુદર્શન ચક્ર પકડીને ઉભો રહે, ઉભો રહે એમ કહેતા કહેતા સમરભૂમિમાં રથ ઉપરથી ઉતરીને તામ્રધ્વજ રાજા પ્રત્યે દોડ્યા. શ્રીકૃષ્ણ આ પ્રમાણે જ્યારે સુદર્શન ચક્રને સાથે લઇને દોડ્યા ત્યારે પૃથ્વીદેવી કંપિત થઇ અને દેવતાઓના હૃદયમાં પણ ભય પેઠો, સમુદ્રો ખળભળવા લાગ્યા, સૂર્યનારાયણ કમ્પાયમાન થયા અને દશે દિશાઓ ભમવા લાગી તથા શેષ વગેરે સર્વે પન્નગો ભય થકી કુંડાળા થઇ ગયા. તામ્રધ્વજ હાથીનો ત્યાગ કરીને શ્રીકૃષ્ણની સંમુખે આવી પહોંચ્યો. દેવેશ શ્રીકૃષ્ણે તે સુદર્શન ચક્રવડે તામ્રધ્વજની સેનાનો મોટો નાશ કર્યો. આ પ્રમાણે ક્રોધે ભરાયેલા શ્રી હરિએ તામ્રધ્વજની સો અક્ષૌહિણી સેનાનો નાશ કર્યો. ૪૩.

શ્રી શ્રીકૃષ્ણઃ શરણમ્ ભૂયાત્.

---

# પ્રકરણ ૪૪ મું.

---

## તામ્રધ્વજનો વિજય.

શ્રી કૃષ્ણને કુપિત થયેલા તથા મહા યુદ્ધમાં સુદર્શન ચક્રને ધારણ કરી રહેલા છતાં તેમની સેનાને રણમાં પડેલી જોઇને તામ્રધ્વજ ઘણોજ પ્રસન્ન થયો અને શ્રી કૃષ્ણ પ્રત્યે તે કહેવા લાગ્યો—કે હે દેવેશ! આપશ્રીની સેના તો મારાવડે રણમાં હણાઇ ગઇ છે કે જે સેના આપશ્રીના સાક્ષાત્ દર્શનમાં મને અંતર ( વ્યવધાન ) આપી રહી હતી, તે સેના હણવાથી મારૂં કાર્ય સંપૂર્ણ થયું છે. હવે આ સમયે હું આપશ્રીને યથાર્થ સ્વરૂપમાં ઉભેલા જોઈ શકું છું. સુદર્શન સહિત આપના આ સ્વરૂપ–દર્શનનો હું આજ કેવી રીતે ત્યાગ કરી શકું વારૂ ? હે મધુસૂદન ! મારા પૂજ્ય પિતાશ્રીએ મને “ યજ્ઞમાં રક્ષાને માટે ઉભો રહે” એમ આજ્ઞા આપીને નિયુક્ત કર્યો છે. હે શ્રી કૃષ્ણ ! મારા યજ્ઞિય–અશ્વનું રક્ષણ કરતાં કરતાં અકસ્માત્ આપશ્રીનું દૈવયોગે હું દર્શન પામ્યો છું, જેમ કોઇ પ્રારબ્ધશાલી પુરૂષ કાચને ખોળતો ખોળતો દિવ્ય–મણિને પ્રાપ્ત કરે તેમ અકસ્માત્ આપશ્રીનાં મને દર્શન થયાં છે. પૂર્વે કુરૂક્ષેત્રમાં યુદ્ધ પ્રસંગે આપશ્રીએ પોતાના પુણ્યનું અર્પણ અર્જુન માટે કર્યું હતું, આ સમયે તે સમર્થ–અર્જુન માટેજ હે કેશવ ! આપ આપના શરીરને યોજી રહ્યા છો હાથમાં ચક્ર ધારણ કરેલા આપને તથા મહારથીઓમાં શ્રેષ્ઠ અર્જુનને હમણાંજ પકડી લઉં છું કે જેથી મારા પિતાની આ યજ્ઞમાં સમતા વધે અને આપ જેવા પરમ દૈવતનો યજ્ઞપ્રસંગે સમાગમ થાય. આ પ્રમાણે વચનો કહીને ચક્રહસ્ત શ્રી કૃષ્ણને તે તામ્રધ્વજ સ્પર્શ કરવા લાગ્યો પોતાના જમણા હાથથી જ યુદ્ધ ભૂમિમાં અર્જુનનો હાથ પકડવા લાગ્યો તથા વામહસ્તવડે વેગથી શ્રી કૃષ્ણદેવના ચરણને પકડયો, શ્રી કૃષ્ણચન્દ્રના ચરણને પોતાના લલાટમાં ધરીને અર્જુનની સંમુખે દોડયો. પોતાની સંમુખ દોડી આવતા

કૃષ્ણ સહિત તે તામ્રધ્વજને તે સમયે અર્જુને પણ સંમુખે જઈને વધાવ્યો. તથા શ્રી કૃષ્ણની આજ્ઞા-સંજ્ઞાથી પોતાના કાર્મુકમાં સો શરોનું અનુસંધાન અર્જુને કર્યું. હે જનમેજય ! તે અર્જુને શ્રી કૃષ્ણને પકડી રાખેલા તામ્રધ્વજ ઉપર તે શરો ફેંક્યા, ત્યારપછી મહા બળવાન્ તામ્રધ્વજે અર્જુનને ચરણવડે લાત મારીને પોતાના બેઉ બાહુ વડે શ્રી કૃષ્ણ સહિત અર્જુનને પકડી લીધો. ત્યારપછી શ્રી કૃષ્ણે તામ્રધ્વજને ફેંક્યો તેથી તે પૃથ્વી ઉપર પડયો, પડતાં પડતાં તે તામ્રધ્વજે પોતાના હાથના વેગ થકી શ્રી કૃષ્ણ અને અર્જુન બેઉને જોરથી ખેંચ્યા. તામ્રધ્વજના ખેંચવાથી તે બેઉ નર નારાયણ પણ મૂર્છાન્વિત થઈને પૃથ્વી ઉપર પડયા, તામ્રધ્વજ સ્વયં ઉભો થઈને જ્યાં પૃથ્વી ઉપર જુએ છે તે અરસામાં પાંડવનો તથા તામ્રધ્વજનો એમ બેઉ યજ્ઞિય અશ્વોને પોતાના નગર ભણી જતા જોયા હે જનમેજય તે તામ્રધ્વજ યુદ્ધમાં બચેલા વીરોને સાથે લઈને પોતાના પિતા મયૂરધ્વજ પાસે થોડોએક સમય વીતતાં પહોંચી ગયો. નગરની સમીપમાં બહાર જ્યાં રમ્ય-યજ્ઞમંડપ રચવામાં આવ્યો હતો ત્યાં જઈને ઉપસ્થિત થયો, પોતાના વિજયી પુત્ર તામ્રધ્વજને, યજ્ઞિય બેઉ અશ્વોને તથા મોટી સેનાને આવેલી જોઈને હસતો હસતો વીર મયૂરધ્વજ રાજા પોતાના તે વિજયી પુત્રને પુછવા લાગ્યો કે-હે વત્સ ! એક વર્ષ પુરૂં થયા સિવાય આ આપણો યજ્ઞિય-અશ્વ ફરીથી આ સ્થળે કેમ શા હેતુથી આવી પહોંચ્યો ? તથા બીજો આ યજ્ઞિય-અશ્વ કયા રાજાનો છે ? કે જેને તેં પકડી લીધો છે !

આ પ્રમાણે સાશ્ચર્ય પ્રશ્ન કરતા તે મયૂરધ્વજને વિનયી તામ્રધ્વજ નમસ્કાર કરીને સમીપ ઉભો રહ્યો તથા નીચે પ્રમાણે પ્રત્યુત્તર આપવા લાગ્યો, તે મયૂરધ્વજ અશ્વમેધયજ્ઞ માટે દીક્ષા લઈને યજ્ઞમંડપમાં હાથમાં શૃંગ રાખીને બેઠો હતો તથા પોતાના સકળ શરીર ઉપર મૃગચર્મ ધારણ કર્યું હતું આ પ્રકારે અવ્યગ્ર સ્થિતિમાં બેઠેલા મયૂરધ્વજને તામ્રધ્વજ કહેવા લાગ્યો કે-ધર્મરાજા યુધિષ્ઠિરે અશ્વમેધયજ્ઞ માટે છોડેલા અશ્વના રક્ષણમાં શ્રી કૃષ્ણ સહિત સવ્યસાચી અર્જુનની યોજના કરેલી છે. કે જે અર્જુન ધનુર્વિદ્યામાં પારંગત હોઈ અનેક ધીર પ્રકૃતિવાળા વીરોની સાથે બભ્રુવાહન રાજાના નગરની સમીપ આવી પહોંચેલો હતો તેને મેં તે સ્થળે જોયો. શ્રી કૃષ્ણ અને તેનો પરમ સખા અર્જુન એ બેઉ સમર્થ વીરો પોતાના યજ્ઞિય-અશ્વનું રક્ષણ કરી રહ્યા હતા. તે સ્થળે જે પ્રકારનું યુદ્ધ થયું તે સર્વ આપશ્રી-બળવાન્ અને સ્પષ્ટતાથી કહેનારા આપના માની બહુલધ્વજ નામના પ્રધાનને પુછી જુઓ પોતાના પુત્ર તામ્રધ્વજનું આ પ્રકારનું વચન સાંભળીને મયૂરધ્વજ રાજા પોતાના અમાત્ય બહુલધ્વજને આદર પૂર્વક પુછવા લાગ્યો.

મયૂરધ્વજનો વિશ્વાસપાત્ર અમાત્ય બહુલધ્વજ તામ્રધ્વજનું સર્વ વૃત્તાન્ત કહેવા લાગ્યો કે હે મયૂરધ્વજ રાજન્ આપશ્રીના વીર પુત્ર તામ્રધ્વજે અર્જુનની રક્ષાને માટે સાથે આવેલા મહાબળવાન્ એવા પ્રદ્યુમ્નપ્રભૃતિ વીરોને રણમાં જીતી લીધા છે અને ત્યાર પછી શ્રીકૃષ્ણ અને અર્જુન સાથે પણ બહુમાન પુરઃસર યુદ્ધ

કર્યું છે. તે બેઉ નર નારાયણ સાથે મહત્ યુદ્ધ કરીને તથા તે બેઉને પકડીને પરાક્રમશાલી આપના વીર પુત્ર તામ્રધ્વજે રણમાં પાડયા છે અને તે બેઉને મૂર્છા પમાડયા છે. ત્યાર પછી આપણો અને પાંડવોનો એમ બેઉ અશ્વો રણભૂમિમાંથી નીકળીને સ્વેચ્છાપૂર્વક આપણા નગર પ્રત્યે ચાલતા થયા, તે બેઉ અશ્વોની પાછળ પાછળ આ યુવરાજ તામ્રધ્વજ પણ પોતાના નગરમાં આવી પહોંચ્યો છે. શ્રી કૃષ્ણ અને અર્જુન મૂર્છાનો ત્યાગ કરીને શું કરવાના છે તે હું જાણતો નથી ! અમો સર્વે અમારા સાયકો સહિત ક્ષેમકુશળ આ સ્થળે આવી પહોંચ્યા છીએ. આટલું વૃત્તાન્ત મારા જાણવામાં છે.

પોતાના વિશ્વાસપાત્ર અમાત્ય બહુલધ્વજે કહેલું આ તથ્ય વૃત્તાન્ત સાંભળીને ભક્તરાજ મયૂરધ્વજ કહેવા લાગ્યો કે–મારો પુત્ર તામ્રધ્વજ મહત્ અકાર્ય કરીને મારી પાસે આવી પહોંચ્યો છે, તે મંદબુદ્ધિ બેઉ અશ્વોને પકડીને આંહી લાવ્યો એ ઘટના ઘણીજ કષ્ટદાયક છે, ઘણીજ ખેદની વાત છે કે મારા પુત્ર તામ્રધ્વજના શ્રી કૃષ્ણ પ્રત્યેના આવા પરાક્રમથી (!) હું વંચિત થયો છું. પોતાને આધીન થયેલા શ્રી કૃષ્ણ અને ધનંજયનો ત્યાગ કરીને તે બેઉ સિવાય આંહી ચાલ્યો આવ્યો તે કાર્ય તામ્રધ્વજે ઠીક કર્યું નથી, કારણ કે મારૂં માનવું છે કે-તે બેઉ યજ્ઞિય–અશ્વો વડે મારો યજ્ઞ સફળ થઇ શકે એમ નથી. મારા ગૃહમાં શત્રુરૂપે મારોજ છોકરો મનેજ હરકત કરવાને માટે પ્રાપ્ત થયો છે. હે પુત્રક ! જો તેં સાક્ષાત્ ભગવાન્ મધુસૂદન શ્રી કૃષ્ણદેવને તેના પરમસખા અર્જુન સહિત યુદ્ધ સમયે જોયા તો પછી તે શ્રી કૃષ્ણચંદ્ર વિના તું એકલોજ શા માટે આવી પહોંચ્યો. જે પ્રમાણે દૌર્ભાગ્યવાળી કોઇ સ્ત્રી રાત્રિના પહેલા પ્રહરમાં પોતાના પતિને પ્રાપ્ત કરીને કદાચિત્ દૈવયોગે નિદ્રાધીન થઇ જાય, તેવુંજ કૃત્ય હે પુત્રક તેં શ્રી હરિ–પોતાને આધીન થયા છતાં તેનો ત્યાગ કરીને કર્યું છે, માટે તું મારા ગૃહરાજમંદિરમાંથી કોઇ પણ દૂર સ્થળે ચાલ્યો જા, તું તેમના યજ્ઞિય–અશ્વને પકડી લેવાથી પોતાની બુદ્ધિ અને કૃતિને ધન્ય સમજે છો; પરંતુ તુલસીના વનનો ત્યાગ કરીને કોઇ મંદબુદ્ધિ વિજયા–ભાંગનો સ્વીકાર કરે તેવું કાર્ય તેં આજ કર્યું છે. ઉત્તમ એવી ચમ્પક પુષ્પોની માલાનો તિરસ્કાર કરીને સારી રીતે મોહિત થયેલો કયો મંદબુદ્ધિ રસિક (!) ધત્તૂરાના પુષ્પોની માળાનો સ્વીકાર કરે ? હવે તો હું આ પ્રવર્તમાન યજ્ઞનો ત્યાગ કરીને જયાં શ્રી કૃષ્ણ અને પાંડવ–શ્રેષ્ઠ અર્જુન હશે ત્યાં ચાલ્યો જઇશ આ બેઉ અશ્વોને હમણાંજ દૂર ફેંકી દઉં છું સાક્ષાત્ યજ્ઞપુરૂષ–શ્રી કૃષ્ણને છોડીને મારે આ અશ્વો સાથે શું પ્રયોજન હોઇ શકે ! હે અત્યંત દુર્બુદ્ધિવાળા પુત્ર તામ્રધ્વજ ! શ્રી કૃષ્ણ અને અર્જુન કયાં છે તે સ્થળ મને કહે. આ પ્રમાણે નિશ્ચય કરીને તે મયૂરધ્વજ રાજા પત્ની સહિત શ્રી કૃષ્ણના દર્શન સમાગમની આકાંક્ષા રાખતો છતો પુત્રની વારંવાર નિન્દા કરતો કરતો પોતાના ઘરમાં ચુપચાપ બેઠો રહ્યો.

મણિપુરના સીમન્ત પ્રદેશમાં શ્રી કૃષ્ણ મૂર્છાનો ત્યાગ કરીને જાગૃત થયા તથા ઇતર જનો પણ ક્રમેક્રમે જાગૃત થવા લાગ્યા, ત્યાર પછી હે જનમેજય ! સવ્યસાચી–અર્જુન શ્રી કૃષ્ણ પ્રત્યે નીચે પ્રમાણે કહેવા લાગ્યો કે હે નાથ ! શ્રી કૃષ્ણ ! તે બેઉ યજ્ઞિય અશ્વો ક્યાં ચાલ્યા ગયા તથા વીર એવો તે તામ્રધ્વજ રાજા પણ ક્યાં ચાલ્યો ગયો ? હે દેવેશ ! મને તેજ સ્થળે લઇ જાઓ કે જે પ્રદેશમાં તે વીર તામ્રધ્વજ સાથે મારૂં યુદ્ધ થઇ શકે ! અર્જુનનો આ પ્રશ્ન સાંભળીને વાસુદેવ–શ્રીકૃષ્ણ તેને કહેવા લાગ્યા કે હે પાર્થ ! તે બેઉ યજ્ઞિય–અશ્વો આ મહાયુદ્ધમાંથી રત્નપુર પ્રત્યે ચાલ્યા ગયા હોય એમ હું માનું છું. મયૂરધ્વજથી સુરક્ષિત થએલા તેજ નગરમાં આપણે સર્વે આંહીથી જઇએ એવી મને ઇચ્છા થાય છે ! તું મારી સાથે આગળ ચાલ અને આ સર્વે વીરો આપણી પાછળ પાછળ ચાલ્યા આવે. આગળ હું તને મયૂરધ્વજના સાહસનું યથાર્થ દર્શન કરાવીશ. આ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણ અર્જુનને હાથમાં પકડીને તે મયૂરધ્વજ રાજા પ્રત્યે ચાલી નીકળ્યા અને પાછળથી મહાત્મા અર્જુનનું સૈન્ય પણ તેઓની પાછળ પાછળ ચાલ્યું. ચાલતાં ચાલતાં શ્રીકૃષ્ણ અર્જુનને નીચે પ્રમાણે કહેવા લાગ્યા–હે પાર્થ ! અશ્વમેધ યજ્ઞમાં દીક્ષિત થયેલા આ મયૂરધ્વજ રાજાના દિવ્ય કિલ્લાઓ અને સુંદર તોરણોવાળા રત્નપુર નગરને તું જો તથા તેના માનસિક ચરિતનું અવલોકન કર, હું તેને છેતરવાને આવ્યો છું છતાં તે પોતાના સત્યનો ત્યાગ નહીં કરે. હે સુવ્રત–અર્જુન ! હું વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇને તે મયૂરધ્વજની પાસે જે યાચના કરૂં છું તેને લક્ષ્યમાં લે અને તારા હિતને માટે હું તને પણ બાલક બનાવું છું. આવ ચાલ મારી સાથે આ મહાનગરીમાં આપણે પ્રવેશ કરીએ, ઘણા મનુષ્યોથી રક્ષિત થયેલી આ નગરીમાં આપણે મધ્યરાત્રિએ વિચરીશું.

આ પ્રમાણે શ્રીકૃષ્ણ અને અર્જુન ઉપર જણાવ્યા પ્રમાણે વૃદ્ધ બ્રાહ્મણ અને બાળકનું રૂપ ધારણ કરીને મધ્યરાત્રિએ તે રત્નપુરમાં પ્રવેશ કર્યો તથા સ્ત્રીસહિત નિદ્રાધીન થયેલા નાગરિકજનોની ચેષ્ટાઓને તે બેઉ જોવા લાગ્યા. હે જનમેજય રાજન ! શ્રીકૃષ્ણે તે લોકોને ઉત્તમ મંચ (પલંગ) ઉપર સુતેલા તથા પરસ્પર વાર્તાલાપ કરી રહેલા કૌતુકપૂર્વક જોયા. કોઈ પણ રસિક પુરૂષ ચંદ્રરૂપી દીપકથી પ્રકાશિત થયેલી પોતાની કાન્તા–સ્ત્રીને તેણીના વદનમાં કરવડે પકડીને કહેવા લાગ્યો કે–હે ભદ્રે–કુવલયાક્ષિ ! તારાં સર્વે સુંદર અંગોને જોઇને મને તેવી તૃપ્તિ થઇ શકતી નથી કે જેવી તૃપ્તિ મને શ્રીકૃષ્ણના વિલોકનથી થાય છે ! પોતાના રસિક પતિનું આ પ્રકારનું વચન સાંભળીને સ્ત્રી કહેવા લાગી કે હે નાથ ! ખરેખર હું કૃષ્ણ સહિતજ છું. રતિ (સંભોગ) કાલમાં આપ મારા લોચનોમાંજ રહેલા શ્રીકૃષ્ણ (કાળી કીકીરૂપ) ને આપ જોઇ શકશો અને તે દર્શનથી આપને મોક્ષ (પરમાનન્દ) પ્રાપ્ત થયો છે એમ હું માનીશ ! પોતાની પ્રેયસીનું આ વચન સાંભળીને તેણીનો પ્રિય કાન્ત કહેવા લાગ્યો–હે ભદ્રે ! તેં પોતાના વામ–કરવડે મારા શિરમાં

કુટિલ કેશોને શામાટે પકડી રાખ્યા છે ? શું તેથી હું ભિન્ન કેશવાળો નહીં થાઉં ! આ સાંભળીને સ્ત્રી કહેવા લાગી કે–હે ધીર ! મારા અધરપુટને છોડી ધો અને મારા કુચમંડલને ભેદી ન નાખો ! સુવૃત્ત–ગોળ એવા તે બેઉ સ્તનોનો કરેલો ભેદ ( સદાચારી એવા આપણા બેઉનો ભેદ ) સ્ખલનને માટેજ થઈ જશે ! ત્યારે તેણીનો કાન્ત કહેવા લાગ્યો કે આ તારા બેઉ કુચોએ સુવૃત્ત–મૌક્તિકોનો ત્યાગ કરેલો છે, માટે જ્યાંસુધી તેની ચૂચીઓ કૃષ્ણતાને ધારણ ન કરે ત્યાંસુધી હું તેને અવશ્ય પીડીશ. આ પ્રમાણેના શ્રીકૃષ્ણ–તન્મયતાથી ભરેલાં રસમય વાક્યોને સ્થળે સ્થળે રાત્રિમાં સાંભળતાં શ્રીકૃષ્ણ અર્જુન સહિત પ્રભાત સુધી વિચર્યા, પ્રાતઃકાળ થતાંજ શ્રીકૃષ્ણ અર્જુન સહિત ઉચ્ચ આસનપર બેઠેલા મયૂરધ્વજને જોવા માટે ચાલ્યા, અનેક પાર્થિવોની સાથે વેદપાઠી બ્રાહ્મણોથી વીંટાએલા રમ્ય મંડપમાં તે મયૂરધ્વજ બેઠો હતો તથા તે મંડપ કસ્તૂરી અને કર્પૂરના ચૂર્ણોથી શૃંગારેલો હતો અનેક પ્રકારના રત્નોથી મંડપનો ચોક પૂરેલો હતો, એવા તે રમ્ય મંડપમાં શ્રી કૃષ્ણે મયૂરધ્વજ રાજાને જોયો. ૪૪.

શ્રી શ્રીकृष्णः शरणम्.



## પ્રકરણ ૪૫ મું.

### મયૂરધ્વજના દેહાર્ધદાનનો નિશ્ચય.

શ્રીકૃષ્ણ વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધારણ કરેલા છતા, યજ્ઞકર્મમાં પત્ની સહિત દીક્ષિત થયેલા અને બેઉ યજ્ઞિય–અશ્વોથી અહંવર્તમાન મયૂરધ્વજ રાજાને પ્રથમ 'સ્વસ્તિ' એ પ્રમાણે વચન કહીને કહેવા લાગ્યા–હે નૃપશાર્દૂલ ! તમારૂં કલ્યાણ થાઓ, યજ્ઞને માટે કરેલા આ મંડપમાં શિષ્ય સહિત આપને આંગણે આવી પહોચેલા મને આપ બ્રાહ્મણ ( દ્વિજ ) જાણો, મારા તરફ લક્ષ્ય કરો. વૃદ્ધ બ્રાહ્મણનું આ વચન સાંભળીને મયૂરધ્વજ રાજા તેમના પ્રત્યે કહેવા લાગ્યો કે–હે વિપ્ર ! જ્યાં હું શિષ્ય સહિત આપને નમસ્કાર કરવાને માટે ઉભો થાઉં છું ત્યાં તો આપ 'સ્વસ્તિ' એમ કહી ધો છો ! હે વિપ્ર ! નમસ્કાર કર્યા સિવાય કોઇ પણ બ્રાહ્મણ સામા મનુષ્યને સ્વસ્તિ કહી દે છે, તો પછી શાપ આપવાની કાંઇપણ અપેક્ષા રહેતી નથી, માટે આપે જે પ્રથમ 'સ્વસ્તિ' કહ્યું છે તે યોગ્ય નથી કર્યું ! એમ કહીને તે મયૂરધ્વજ રાજા વૃદ્ધ બ્રાહ્મણરૂપ વાસુદેવ–શ્રીકૃષ્ણ સમીપ દંડવત્ નમસ્કાર કરતો કરતો તેમના ચરણમાં પડયો કે તુરતજ અમિતબુદ્ધિ શ્રીકૃષ્ણે તેને ઉભો કર્યો, મયૂરધ્વજ બ્રાહ્મણના વેષમાં છુપાયેલા શ્રીહરિને પુનઃ પુછવા લાગ્યો. હે દ્વિજશ્રેષ્ઠ–પૂજ્યપાદ એવા આપશ્રી શિષ્યો સહિત મારા યજ્ઞમંડપમાં શા હેતુથી પધાર્યા છો ? મારે આ સમયે આપશ્રીની કઇ મનીષા પૂર્ણ કરવી જોઇએ તે ફરમાવો, આપશ્રીના સમાગમથી હું ધન્ય થયો છું તથા કૃપાપાત્ર બન્યો છું. આપશ્રીને ન અપાય એવી કોઈ વસ્તુ મારી પાસે છેજ નહીં ! મયૂરધ્વજનું આ આ વિનીત વચન સાંભળીને વૃદ્ધ બ્રાહ્મણ તેને કહેવા લાગ્યા–હે રાજન્ ! બ્રાહ્મણોએ નમસ્કાર સિવાય રાજાને 'સ્વસ્તિ' એમ બોલવું જોઇએ, કાંઇપણ વિજ્ઞપ્તિ–અરજના સમયમાં બ્રાહ્મણેતરોએ નમસ્કાર કરવા

જોઈએ. મયૂરધ્વજ વૃદ્ધ વિપ્ર પ્રત્યે કહેવા લાગ્યો—હે આર્ય પૂજ્ય આપ આજ કાંઇ પણ શંકા સિવાય યોગ્ય એવો આદેશ મને આપો. આપનું જે કાંઈ મનીષિત હશે તે સર્વ હું પોતાના જીવિતથી અથવા ધનથી કરી શકીશ.

મયૂરધ્વજનું આ ભાવપૂર્ણ વાકય સાંભળીને શ્રીકૃષ્ણ બ્રાહ્મણરૂપે તેને કહેવા લાગ્યા કે-હે રાજન્ ! જે હેતુથી હું આંહી તારી પાસે આવ્યો છું તે હું તને કહી સંભળાવું છું માટે સાંભળઃ—મારા પોતાના પુત્રના વિવાહ કરવા માટે રમ્ય એવા ધર્મપુરથી હું ચાલ્યો આવ્યો છું, તમારા આ રત્નપુર નગરમાં તમારો પુરોહિત જે કૃષ્ણશર્મા છે તેને એક કન્યા છે, તે આ કૃષ્ણશર્મા માન્યશીલ સંભળાય છે, એમ માનીને તે પોતાની પુત્રીને મારા પુત્ર સાથે પરણાવશે એવું ધારીને જ્યાં હું તમારા નગર પ્રત્યે ચાલ્યો આવતો હતો ત્યાં માર્ગમાં એક ઘોર વનમાં કોપ યુક્ત થયેલા સિંહે હું જોઉં એમ મારા તરૂણ પુત્રને હે પાર્થિવ પકડી લીધો, ત્યારપછી મેં પોતાના પુત્રને તે સિંહના પંજામાંથી છોડાવવાનો ઘણોએ પ્રયત્ન કર્યો, શ્રીનૃસિંહ ભગવાનનું સ્મરણ કર્યુ તથાપિ તે નૃસિંહ ભગવાન મારા સ્મરણથી શીઘ્ર તે સ્થળે નહીં પધાર્યા ! પુત્ર દુઃખથી દુઃખી થયેલા મને તે સિંહ હસતો હોય તેમ કહેવા લાગ્યો, મારા પુત્રના ગાત્રોને પોતાના નખો વડે પીડા કરતો કરતો અને ભીષણ દંષ્ટ્રાઓ વડે તેના અંગોમાં દંશ કરતો કરતો તથા પોતાના પૂછડાવતી મારો તિરસ્કાર કરતો કરતો તે સિંહ, મનુષ્ય વાણીથી બોલ્યો કે-હે વિપ્રેન્દ્ર ! તારા પુત્રની રક્ષા માટે તું આમ વૃથા શ્રમ શામાટે કરી રહ્યો છે, આ તારા પુત્રના કાળરૂપ એવા મેં પકડેલા આ તારા પુત્રને કોઈપણ છોડાવવા સમર્થ નથી ! માટે તું પોતાના શિષ્ય સાથે પોતાના ગૃહ પ્રત્યે જા, લાંબો વિચાર ન કર ! અમારા જેવા હિંસ્ર પ્રાણીઓની સંમુખે લાંબા સમય સુધી રહેવું એ સુખકારક નથી માટે તું અન્ય પુત્રને ઉત્પન્ન કર કે જે તને પરલોકમાં સુખ આપનારો થાય ! કારણકે પુત્રરહિત મનુષ્યને પરલોક પ્રાપ્ત થતો નથી એમ શ્રુતિઓમાં કહ્યું છે.

સિંહનું આ પ્રકારનું વાકય સાંભળીને મેં કહ્યું કે હે સિંહ ! મારૂં ભક્ષણ કરીને તું આ પરલોક આપનારા મારા પુત્રને છોડી દે, કારણકે હું હવે વૃદ્ધ અને અલ્પાયુષી છું તેથી મારૂં પુત્ર રહિત જીવીત વ્યર્થ ન થાય, મારૂં આ વાકય સાંભળીને સિંહ કહેવા લાગ્યો કે અમે સર્વે સર્પ-હિંસ્ર પ્રાણીઓ તથા જળમાં વિચરનારા પ્રાણીઓ મૃત્યુના સહાયકોજ છીએ અને મૃત્યુથી ગ્રસ્ત થયેલા પુરૂષનેજ કવચિત મારીએ છીએ, હે વૃદ્ધ બ્રાહ્મણ તારૂં આયુષ્ય તો હજુ ઘણું છે અને આ તારા પુત્રનું આયુષ્ય ચાલ્યું ગયું છે, માટે મારી આજ્ઞાથી તું આ સ્થળેથી ચાલ્યો જા આ તું શું કરી રહ્યો છો. સિંહે આવો નીરાશાજનક ઉત્તર આપ્યા પછી હું તેને પુછવા લાગ્યો કે કોઇ પણ ઉપાયથી દાનથી અથવા તપથી આપને આધીન થયેલા મારા વ્હાલા પુત્રને છોડી શકો કે કેમ ? આવી મારી દીનયાચના જાણીને તે કેસરીસિંહે જે કહ્યું તે હે મયૂરધ્વજ

રાજન્ ! હું આપની પાસેથી કેવી રીતે માગી શકું !

મયૂરધ્વજ વૃદ્ધ બ્રાહ્મણરૂપે બોલી રહેલા શ્રી કૃષ્ણનું આ વાકય સાંભળીને કહેવા લાગ્યા કે હે વિપ્રેન્દ્ર ! મારા આ સમગ્ર રાષ્ટ્રમાં એવો કોઇ ક્ષુદ્રસિંહ છેજ નહી ! શ્રી નારસિંહ વિના બીજો કયો સિંહ આપના પુત્રને ધારણ કરી શકનાર હતો ! ત્યારપછી વૃદ્ધ બ્રાહ્મણ તે મયૂરધ્વજને કહેવા લાગ્યા કે હે નૃપશ્રેષ્ઠ ! તે સિંહે તારી પાસેથી કાંઇક જે માંગ્યું છે તથા કેસરી જે વસ્તુને તારી પાસેથી ચાહે છે તે તારે અવશ્ય આપવું પડશે ! બ્રાહ્મણનું આ વાકય સાંભળીને મયૂરધ્વજ કહેવા લાગ્યો કે હે દોષરહિત શુદ્ધ વિપ્ર ! તે કેસરી સિંહે મારી પાસેથી શું માગ્યું છે, જે હોય તે કહી આપો, હું અવશ્ય આપીશ. હે વિપ્રેન્દ્ર, સિંહની યાચના જે હોય તે મને શીઘ્ર કહી દો, મારૂં મયૂરધ્વજનું કથન અનૃત થઇ શકે જ નહી, રાજાનું આ વચન સાંભળી વિપ્રવર્ય કહેવા લાગ્યા કે હે મયૂરધ્વજ રાજન્ ! હું જે તારી પાસે યાચના કરીશ તે તું આપી શકીશ ખરો ? અપુત્રપણું એ દારૂણ દુઃખ છે. તો તે અપુત્રપણાના નિવારણ માટે પોતાના પ્રિય પ્રાણોને કયો ધીર આપી શકે વારૂ ? તથાપિ સિંહે જે યાચના કરી છે તથા આપ જે આપવા તૈયાર થયા છો તે ભયંકર વાકય સાંભળી લ્યો. તે ઉગ્રસત્વ-સિંહે મહારણ્યમાં મને આ પ્રમાણે કહ્યું છે કે હે ભૂસુર ! જો તારા પુત્રને મારા પંજામાંથી છોડાવવો હોય તો મયૂરધ્વજ રાજાના અર્ધા શરીરને લાવીને મને સુપ્રત કર, કારણકે તારૂં (મારૂં) તપથી જળી ગયેલું વૃદ્ધ ગાત્ર મને રૂચતું નથી ! અનેક પ્રકારનાં ફળો-વડે તથા દિવ્ય દુગ્ધ અને રસોવડે પુષ્ટ થયેલું મયૂરધ્વજનું શસ્ત્રોવડે ભેદેલું અર્ધ શરીર કે જે મને ઘણુંજ વહાલું છે, તે અર્પણ કર. જ્યાંસુધી મયૂરધ્વજના ભેદેલા અર્ધ શરીરને તું મારી પાસે નહી લાવે ત્યાંસુધી તારા આ પ્રિય-પુત્રનું હું ભક્ષણ નહી કરૂં એ વાત હું તને સત્ય કહું છું. સિંહની આવી પ્રતિજ્ઞા સાંભળીને મને વિચાર થયો કે, મયૂરધ્વજ રાજા પોતાના સુંદર શરીરને આમ શા માટે ભેદી શકશે. હે મૃગાધિપ ! હું પારકા શરીરને માટે રાજા પાસે નહી જઇ શકું, આમ કહેવા છતાં પણ સિંહે ફરીથી પણ મને કહ્યું કે હે વિપ્ર તું મયૂરધ્વજ પ્રત્યે અવશ્ય જા, દધીચિ ઋષિએ પરાર્થ માટેજ પોતાના અસ્થિઓ આપ્યાં હતાં, સૂર્યપુત્ર કર્ણે પણ પોતાનું કવચ પરાર્થેજ આપ્યું છે, તે પ્રમાણે મયૂરધ્વજ રાજા પણ બ્રાહ્મણને માટે પોતાનું અર્ધ શરીર અવશ્ય આપશે, મયૂરધ્વજની પાસે કરેલી કોઇ પણ પ્રકારની પ્રાર્થના અન્યથા હોઈ શકેજ નહી, યશસ્વી પુરૂષોને પોતાના શરીરમાં એવી મોટી પ્રીતિ કદાપિ હોતીજ નથી. ક્ષત્રિયોએ તો પોતાનું શરીર બ્રાહ્મણોને માટે રણમાં પાડવું ઘટે ! હે વિપ્ર ! માટે તું તો પુત્ર રહિત થવા બેઠો છે માટે તે મયૂરધ્વજની પાસે જા અને તે રાજાની પાસે જઇને પ્રાર્થના કર. તારો શોક તે રાજાજ દૂર કરી શકશે, તે મયૂરધ્વજે ઘણાએ પુત્રોને જન્મ આપ્યો છે તથા રાજ્ય પણ ઘણાં લાંબા સમય સુધી કર્યું

છે, માટે તને બ્રાહ્મણને જોઇને તે રાજા કૃપાયુક્ત અવશ્ય થશે એમાં સંશય નથી! યાચક મનુષ્યો પાસે સર્વ કાંઇ માગી શકે શકે છે, પછી તે દાતાજન આપો કે ન આપો એ તેમની પ્રબળ શ્રદ્ધા ઉપર આધાર રાખે છે!

આ પ્રમાણે સિંહના વાક્યોનો અનુવાદ કરતો તે વૃદ્ધ બ્રાહ્મણ કહેવા લાગ્યો કે તે મૃગાધિપ સિંહે મને કહ્યું છે અને હે મયૂરધ્વજ રાજા આ શિષ્ય સહિત તે સિંહના કહેવાથી હું આપને આંગણે પુત્ર-શોકથી આતુર થયેલો છતો આવી પહોંચ્યો છું! માટે કોઇ પણ ઉપાયવડે વનમાં સિંહ પાસેથી આપ મારા પુત્રને લાવી આપો. કેસરીસિંહ તો આવું ભયંકર વચન મને કહીને અદૃષ્ટ થયા તથા કહેતા ગયા કે તે રાજા મયૂરધ્વજના અર્ધ શરીર સિવાય તારે મારી પાસે ફરીથી પુત્ર-રક્ષાની પ્રાર્થના માટે આવવુંજ નહી, મયૂરધ્વજના અર્ધ ગાત્ર સિવાય આવેલા તારા પુત્રને હું છોડીશજ નહી. જ્યારે આ પ્રમાણે તે સિંહે મને કહ્યું ત્યારે હું તારા પાસે આવી પહોંચ્યો છું. અમારા જેવા દુર્બળ જનોએ પોતાનું દુઃખ રાજાને જણાવીનેજ રહેવું જોઇએ. શ્રીમાન્ રામચંદ્ર વીરે બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરનાર બ્રાહ્મણના મૃત પુત્રને પહેલાં પોતાના પરાક્રમથી લાવી આપ્યો હતો? હે નૃપ! આ સમયે પુત્રાર્થી હું આપને પરાક્રમવડે રામ તુલ્ય જાણીને તથા ધૈર્યવડે તેવાજ જાણીને હે પાર્થિવ! આપની પાસે આવી પહોંચ્યો છું.

વૃદ્ધબ્રાહ્મણનું કરૂણાજનક આ વૃત્તાન્ત સાંભળીને મયૂરધ્વજને તેમ કહેવા લાગ્યો કે હે વિપ્રેન્દ્ર! આપ ઉભા રહો, હું પોતાના કલેવરને આ મંડપમાં સર્વે વિપ્રોની સમક્ષ આપને અર્પણ કરૂં છું મેં ઠીકજ કહ્યું છે, આ પ્રમાણે વચન બોલીને મયૂરધ્વજ રાજાએ પોતાના પુત્ર તામ્રધ્વજને સઘળો રાજ્ય કારભાર સોંપ્યો અને જાન્હવીના પવિત્ર જળોવડે તથા શાલગ્રામના જળવડે તે રાજાએ મંગળ સ્નાન કર્યું તથા તુળસીદળોથી બનાવેલી માળાને કંઠમાં પહેરીને શંખ અને ચક્રોના ચિન્હોવડે પોતાનાં ગાત્રોને હર્ષપૂર્વક અંકિત કરવા લાગ્યો તથા સભા-મંડપમાં આવીને તે મયૂરધ્વજ સર્વે વિપ્રોને કહેવા લાગ્યો કે હે સર્વે વેદપાઠી બ્રાહ્મણો, વિપ્રરૂપે મારે આંગણે પોતાના પુત્રને માટે પધારેલા આ શ્રી કૃષ્ણને હું પોતાના અર્ધ દેહથી પુજું છું કે જેથી કૃષ્ણસ્વરૂપ આ વૃદ્ધ બ્રાહ્મણ પુત્રયુક્ત થાય આ યજ્ઞ-મંડપમાં આપ સર્વે આ કૌતુકને જુઓ, કરપત્ર-કરવતી સહિત વાઘરાઓ ચાલ્યા આવો. બે નવીન સ્તમ્ભોને આ સ્થળે રોપો અને મને તેની વચમાં રાખીને મારા મસ્તકને ભેદો! જેઓને હું સર્વદા પ્રિય હોઉં તેઓએ કદાપિ આ સત્કાર્યને દૂષણ નહી દેવું. ૪૫

શ્રી શ્રીકૃષ્ણઃ શરણં મૂયાત્

---

## પ્રકરણ ૪૬ સું.

---

### મયૂરધ્વજના વિજયનું વર્ણન.

શ્રી કૃષ્ણને પોતાના અર્ધ દેહનું દાન કરવાને તત્પર થયેલા તે મયૂરધ્વજ રાજાના વાક્યને સાંભળીને તેના પ્રધાનો

તથા યજ્ઞમાં વરેલા બ્રાહ્મણો કંપીત થયા તથા હે જનમેજય રાજન્ ! તેઓ સર્વે ભયભીત થવા લાગ્યા તથા પરસ્પર કરૂણાપૂર્વક બોલવા લાગ્યા કે આપણા રાજાના પ્રાણોને હરણ કરનારો કાળ સમાન નિર્દય એવો આ બ્રાહ્મણ ક્યાંથી આવી પહોચ્યો ? આપણે સર્વેએ ઘણાએ યાચકો જોયા છે; પરંતુ આવો ક્રૂર (!) યાચક કદાપિ જોયો નથી! કયો નિર્દય અને લજ્જા રહિત યાચકરાજાના દેહની યાચના કરી શકે વારૂ ! સિંહ તો માંસભક્ષક હોઇને ઘાત કરનારોજ હોય છે, એ વાત લોકમાં પ્રસિદ્ધ છે; પરંતુ આ બ્રાહ્મણ જાતિથી મનુષ્ય અને જ્ઞાનવાન્ ગણાય છે, તે આ બ્રાહ્મણ બ્રાહ્મણજાતિમાં ઉત્પન્ન થઇને આવો સ્વાર્થ-નિષ્ઠ કેમ થયો હશે વારૂ ! આ વિષયમાં આપણો કયો ઉપાય રહ્યો ! જે બનવાનું છે તે અવશ્ય બન્યાજ કરે છે શાસ્ત્રમાં કહ્યું છે કે—

अवश्यं भावि भावानां प्रतीकारो न विद्यते

આ સંસારમાં જે કાંઇ પદાર્થોનું પરિણામ અવશ્ય થનાર છે તેનો પ્રતીકાર હોઇ શકતોજ નથી, વળી આપણા મયૂરધ્વજ રાજા સત્યવાદી તથા અતિથ્યને પ્રાણો કરતાં પણ પ્રિય ગણનારા છે, માટે તે રાજાને આવા કાર્યથી આપણાથી વારી પણ કેમ શકાય ! અથવા તો આ બ્રાહ્મણ પહેલા કાળમાં જેમ બળીરાજાને યાચવા માટે વામનરૂપે બ્રાહ્મણનું સ્વરૂપ લઇને શ્રીહરિ સાક્ષાત પધાર્યા હતા તેમ આ યજ્ઞ સમયે આપણા રાજાની પરીક્ષા લેવા માટે બ્રાહ્મણરૂપે શ્રીહરિ પધાર્યા હોય ! એવું મને અનુમાન થાય છે. આ પ્રમાણે બોલી રહેલા તે સર્વેને મયૂરધ્વજ રાજાએ તે સમયે વાર્યા. ત્યારપછી મયૂરધ્વજ હર્ષિત થઇને અનેક દાનો પાત્ર-બ્રાહ્મણોને આપવા લાગ્યો, ત્યારપછી હાથમાં કરવતી લઇને વાયરીઓ આવી પહોંચ્યા, તેઓએ બે સ્તમ્ભોને રોપ્યા અને વચમાં એક વાંકું કાષ્ટ લગાડીને તેને દોરીઓવડે બાંધી લીધું, તે સમયે મયૂરધ્વજ રાજાએ પોતાના મસ્તકમાં કરવત ધરવાને માટે સ્વયં હર્ષિત થઇને સર્વે સભાસદો જુએ તેમ આજ્ઞા આપી દીધી તથા યાચના કરવા આવેલા વિપ્રરૂપ શ્રી કૃષ્ણના બન્ને ચરણોની ષોડશોપચારોથી પૂજા કરીને તેમના પ્રત્યે કહેવા લાગ્યો કે—'शरीरार्द्धेन गोविन्दः प्रीयतां यज्ञनायकः' મારા આ શરીરના અર્ધભાગથી યજ્ઞ-નાયક શ્રી ગોવિન્દ પ્રસન્ન થાઓ, એ પ્રમાણે પોતાના શરીરનો શ્રી કૃષ્ણ પ્રીત્યર્થે સંકલ્પ કરીને કહેવા લાગ્યો કે-અમારા કુળમાં જન્મ પામેલા અને પોતાનું શુભ ઇચ્છતા તથા સભામાં બ્રાહ્મણને માટે પોતાનું યૌવન અને ધન આપતા નરોનું કલ્યાણ થાઓ. હે વિપ્રવર્ય મારા આ ભિન્ન થયેલા અર્ધ શરીરનો નૃકેસરી—નૃસિંહ સ્વીકાર કરો અને પરમ સંતોષને પામો. હું પોતાના કલેવરને હવે ભેદું છું-ભેદાવું છું ! રે રે મલ્લો આ મારા મસ્તક ઉપર ધરેલા કરપત્રને મારી આજ્ઞાથી ખેંચવા લાગો અને કપડાના પટ્ટાઓથી બંધાએલું આ મારૂં ગાત્ર ભેદી નાંખો, શીઘ્ર કરો, આ પૂજ્ય વિપ્ર-દેવ ચાલ્યા ન જાય ! આ ભૂતળમાં હું ધન્ય બન્યો છું અને મને ધન્ય પણ આ પવિત્ર બ્રાહ્મણેજ કર્યો છે ! હે સર્વે લોકો ! મારૂં આદરપૂર્વક આ ભાષણ આપ સાંભળી

હ્યો-,, જે સત્પુરૂષોનું શરીર અને ધન-સંગ્રહ પરોપકારને માટે જાય છે, તેથીજ કીર્તિ સ્થિર થાય છે, શરીરનો અને વિત્તનો પરોપકારને માટે વ્યય (દાન) નહી કરવાથી તે ખેદ શોક કરવા લાયક થઇ પડે છે, માટે મારા અર્ધ શરીરનું દાન કરવાને તત્પર થયેલા મને જોઇને આપ સર્વે સભાસદોએ ઘણોજ હર્ષ કરવો જોઇએ !" આ પ્રમાણે પોતાના અર્ધ શરીરને બ્રાહ્મણને અર્થે આપતા મયૂરધ્વજને જોઇને સમગ્ર રાષ્ટ્રની પ્રજા તે સમયે હાહાકાર કરવા લાગી. તે સમયે સર્વે જનો કુરરી-ટીટોડીના સમૂહની માફક આક્રન્દ કરવા લાગ્યા. હે રાજન્ ! જનમેજય ! તે મયૂરધ્વજની રમ્ય એવી કુમુદ્વતી નામની સ્ત્રી પ્રસન્ન થઇને રાજાની સમક્ષ આવી પહોંચી તથા તે વૃદ્ધ બ્રાહ્મણની સમક્ષ રાજાને કહેવા લાગી કે હે રાજન્-પ્રાણેશ્વર ! આપ બ્રાહ્મણને અર્ધદેહ આપવાના છો એમ મેં સાંભળ્યું છે, તો પછી હું આપની પત્ની હોવાથી આપની અર્ધાંગના-અર્ધ ગાત્રરૂપે છું, માટે મને તે બ્રાહ્મણની કાર્યસિદ્ધિને માટે અર્પણ કરીને આપ સત્ય પ્રતિજ્ઞાવાળા થાઓ, કારણકે આપનું ભેદાએલું શરીર જીવિત વિનાનું થઇ જશે, તેના કરતાં આપની અર્ધાંગરૂપ મનેજ જીવતી આપો તેથી આપશ્રીની પ્રતિજ્ઞાનું પાલન યથાર્થ થઇ શકશે, વળી સિંહ જેવો સમર્થ પ્રાણી બીજાએ ભેદેલા આપના શરીરાર્ધનું ગ્રહણ નહીં કરે એવો મારો મત છે ! હે આર્ય મયૂરધ્વજ જો આપને શરીરનો ચતુર્થાંશજ આપવો હોત તો આપનું શરીર કોઇપણ સ્થળેથી ભગ્ન થઇ શકત; પરંતુ સિંહ તો અર્ધું શરીર માગી રહ્યા છે, અને તે અર્ધું શરીર આપનું હુંજ છું તે આપને વિદિત થાય. જે પતિવ્રતા સ્ત્રી પોતાના પ્રાણનાથની સમીપ મૃત્યુને પામે તે સ્ત્રી ઉત્તમ ગતિને જ પામે છે, એમાં કાંઇ વિચાર કરવા જેવું છેજ નહીં !

મયૂરધ્વજ રાજાની કુમુદ્વતી પત્નીનું આ પ્રકારનું વચન સાંભળીને વૃદ્ધ બ્રાહ્મણ ત્વરા સહિત કહેવા લાગ્યા-પોતાના ચાલ્યા જતા સમયને સમજવામાં અતિ ચતુર વાકયકુશલી શ્રીકૃષ્ણ સ્વરૂપ-વૃદ્ધબ્રાહ્મણે રાજાને એકાગ્ર મનવાળા જાણીને નીચે પ્રમાણે કહ્યું-હે મયૂરધ્વજ રાજન્ ! સિંહે કહ્યું છે કે-રાજાની સ્ત્રી એ તેનું વામાંગ ગણાય છે તો મારા પુત્રને છોડાવવા માટે તારે મને દક્ષિણ (જમણું) અંગજ આપવું પડશે, તો મારાથી આપની અર્ધાંગનારૂપ તે વામાંગ તે સિંહની પાસે કેમ લઇ જઇ શકાય વારૂ ? માટે તારા શરીરનું દક્ષિણાંગ સિંહને માટે મને અર્પણ કરવું તને ઘટે છે. જો તારાજ શરીરનું દક્ષિણાંગ કદાચિત તું નહીં આપે તો પછી હું નિરાશ થઇને તે સિંહ પ્રત્યે ચાલ્યો જાઉં. હે સુવ્રત-મયૂરધ્વજ રાજન્ ! તે સિંહેજ મને તારી સમીપ અર્ધાંગ લેવાને માટે મોકલ્યો છે, માટે તું જ પોતાનાજ દક્ષિણાંગને આપતો ન હો તો હું તેની પાસે જઇને કહીશ કે હે સિંહરાજ ! આપ મારા પુત્રનું આનન્દપૂર્વક ભક્ષણ કરો.

આ પ્રમાણે તે બ્રાહ્મણ સર્વે સભાસદો સાંભળે અને રાજાબ્રાહ્મણના સંવાદરૂપ કૌતુક જુએ તેમ બોલી રહ્યા હતા તે અરસામાં મયૂરધ્વજરાજાનો પુત્ર અતિ હર્ષયુક્ત થઇને શિષ્યયુક્ત તે બ્રાહ્મણને તે સમયે કોમળ વાણીવડે કહેવા લાગ્યો-

તે તામ્રધ્વજ પોતાના પિતાની કીર્તિને ઉજ્વળ કરતો છતો પરમાનન્દથી બોલવા લાગ્યો કે–" જે પિતા છે તેજ પુત્ર છે, આ પ્રમાણે સનાતનની શ્રુતિ છે " અને બ્રાહ્મણને માટે મારા પિતાશ્રીએ પોતાનું અર્ધ શરીર અર્પણ કર્યું છે, તો પિતાનું સમગ્ર અર્ધ શરીર પુત્રજ થાય છે, માટે મૃગાધિપ મારા જેવા હૃષ્ટ–પુષ્ટ તરૂણને જોઇને ઘણાજ પ્રસન્ન થશે તથા હે મહાબુદ્ધિ રાજન્ ! આ આપના પુત્રને પણ મહદ્ યશ પ્રાપ્ત થશે. શ્રીરામચન્દ્રજી તથા ભીષ્મપિતામહ વગેરે પિતાના વાક્યને સત્ય કરનારા સત્પુરૂષોએ ઘણોજ યશ પ્રાપ્ત કર્યો છે.

વૃદ્ધ બ્રાહ્મણ તામ્રધ્વજનું આ વચન સાંભળીને તુરતજ કહેવા લાગ્યા કે–હે પુત્ર ! યદ્યપિ તું સત્ય ભાષણ કરે છે, તથાપિ કેસરીસિંહનાં વચન (પ્રતિજ્ઞા) ને તું સાંભળી લે. તે સિંહરાજે મને કહ્યું છે કે અન્ય કોઇથી નહીં પણ મયૂરધ્વજના પુત્ર અને તેની સ્ત્રી એ બેઉથી હર્ષપૂર્વક ભેદાએલું મયૂરધ્વજનું મસ્તક તથા શરીરથી બે પ્રકારે થયેલું તેનું દક્ષિણાંગ મને લાવી આપ. આ પ્રમાણે સિંહરાજની આજ્ઞા હોવાથી મારા જેવા શ્રદ્ધાળુ બ્રાહ્મણે તેમનું વચન અન્યથા કેમ કરી શકાય ? બ્રાહ્મણની આ પ્રકારની આકાંક્ષા જોઇને સિંહ સમાન તે મયૂરધ્વજરાજાએ પોતાની પ્રિય પત્ની અને પુત્ર તામ્રધ્વજનું વારણ કરીને હર્ષાન્વિત થયો અને તે મયૂરધ્વજ રાજાએ સ્વયં કુમુદ્વતી અને તામ્રધ્વજના કરમાં કરપત્ર ( કરવત ) આપ્યું. તે સ્રીપુત્રને હાથમાં મહાત્મા બ્રાહ્મણની સમીપ કરપત્ર સોંપીને કેશવ–રામ–નૃસિંહ એ પ્રમાણે ધૈર્યપૂર્વક ઉત્તમ મન્ત્રોનો જપ કરવા લાગ્યો, મયૂરધ્વજ રાજાની સ્રી અને પુત્રવડે મસ્તક ઉપર કરવત મૂકાયેલા ભક્તરાજ મયૂરધ્વજને ઇન્દ્ર સહિત સર્વે દેવો જોવા લાગ્યા. જ્યારે મહાત્મા મયૂરધ્વજે પોતાના મસ્તક ઉપર કરવત મુકયું ત્યારે મહાનુભાવ–ગુણગ્રાહી પુરૂષોને ઘણીજ ગ્લાનિ થઇ અને નગરવાસી જનો ઘણાજ દુઃખીત થયા, મયૂરધ્વજ રાજાના વાકય ( આજ્ઞા ) થી તેની સ્રીએ તથા તેના પુત્ર વીર તામ્રધ્વજે હાથમાં કરવત પકડયું અને કુમુદ્વતી રાણી ' શ્રી રામ શ્રી રામ ' એ પ્રમાણે આનંદપૂર્વક ગાયન કરતી છતી સર્વે સભાસદો સાંભળે તેમ બ્રાહ્મણ પ્રત્યે કહેવા લાગી. કે હે દ્વિજ ! હું મારા પતિનો છેદ કરૂં છું ! જેમ પુરાકાળમાં અત્યંત કોપ કરનારા શ્રી નૃસિંહજીએ સ્તમ્ભને તોડયો હતો અને દૈત્યોના નાથ હિરણ્ય-કશિપુને ફાડી નાખ્યો હતો તે પ્રમાણે મહામતી એવા મારા નાથ મયૂરધ્વજ રાજાને આ કરપત્રવડે હું આ સમયે ચીરી રહી છું ! મહારાણી કુમુદ્વતીનું આવું હૃદય–ભેદક વચન સાંભળીને રાજા પોતાની પત્ની પ્રત્યે કહેવા લાગ્યો કે ' હે પ્રિયે ! તારા હાથમાં રહેલા કરપત્રને હું આજ જેમ કેતકીના કોમળ પત્રનો સ્પર્શ કરવાથી સુખ ઉત્પન્ન થાય તેમ સુખ આપનારૂં જોઇ રહ્યો છું ! હે પ્રિયે ! જેમ આપણા બેઉના સમાગમમાં તારા નખો (નખ ક્ષત) થી પીડા થઇ શકતી નથી તેમ આ કરવતના દાંતાઓથી મને કાંઇ પણ પીડા થનાર નથી, માટે તું મારા મસ્તકનો શંકા રહિત થઇને છેદ કર ! કમળની માફક કોમળ એવા કરપત્રના દાન્તાઓથી

મને લેશ માત્ર પીડા થનાર નથી ! મયૂરધ્વજ રાજાએ ઉદારતાપૂર્વક આ પ્રમાણે કહ્યા પછી તે કુમુદ્વતી રાણી પુત્ર સહિત મયૂરધ્વજ રાજાના મસ્તકને શ્રી કૃષ્ણ અને અર્જુનની સમક્ષ ભેદવા લાગી, હે જનમેજય ! જ્યારે મયૂરધ્વજ રાજાનું મસ્તક છેદાઇ રહ્યું હતું ત્યારે મહાન્ હાહાકાર થવા લાગ્યો, મયૂરધ્વજના વામનેત્રમાં તે સમયે જ્યારે જળ પ્રાપ્ત થયું, ત્યારે મહામુશ્કેલીથી પ્રાપ્ત કરી શકાય એવા તે વૃદ્ધ બ્રાહ્મણ ભેદાઇ ગયેલા અને જેની આંખની કીકીઓ ભ્રમિત થઇ ગઇ છે, એવા મયૂરધ્વજ રાજાને કહેવા લાગ્યા. હે આર્ય મયરધ્વજ ! હવે હું તારા અર્ધ-ગાત્રનો સ્વીકાર કરી શકતો નથી ! કારણકે તું આ તારૂં ગાત્ર મને રડતાં રડતાં આપી રહ્યા છે ! બુદ્ધિમાન્ પંડિતો ભાવ-રહિત અપાયેલા દાનનો સ્વીકાર કરીજ શકતા નથી. પુત્ર વિના મારો પરલોક રોકાતો હોય તો ભલે રોકાય ! સિંહરાજ મારા બાળકને પકડીને પોતાના અભીષ્ટ સ્થળે ભલે જાય ! આ મયૂરધ્વજ રાજા પોતાના વામ-નેત્રવડે રૂદન કરીને પોતાનો અર્ધ દેહ આપે છે, તો હું મહા પવિત્ર બ્રાહ્મણ હેઇને તેવા દેહને હું કેમ ગ્રહણ કરી શકું વારૂ ? આ પ્રમાણેના વચનો કહી તે સર્વે સભાસદો જુએ તેમ અર્જુન સહિત જનાર્દન શ્રી કૃષ્ણ ચાલવા લાગ્યા ! નીરાશ થઇને ચાલ્યા જતા બ્રાહ્મણને જોઇને કુમુદ્વતી પોતાના પતિ પ્રત્યે ભેદાએલા મયૂરધ્વજના મસ્તકને બેઉ હાથમાં પકડી રાખીને પ્રસન્ન મુખવાળી છતી કહેવા લાગી કે, હે સત્યવ્રત મહાબુદ્ધિ અને દાન આપનારાઓમાં શીરોમણિ મયૂરધ્વજ રાજન્ ! મેં ભેદેલા આપનો ત્યાગ કરીને આ પૂજ્યતમ વૃદ્ધ બ્રાહ્મણ આજ ચાલ્યા જાય છે ! હે નાથ ! આ પ્રમાણે આપના અર્ધ દેહના યાચક ચાલ્યા જતા વીપ્રવર્યને રોકો, આપના અર્ધ દેહનો સ્વીકાર કર્યા સિવાય તેઓ ચાલ્યા જશે તો આપશ્રીની કીર્તિ નિષ્ફળ થશે ! કુમુદ્વતીનું આવું સમયસૂચક વચન સાંભળીને મયૂરધ્વજ રાજા પોતાની પત્નીને ઉદ્દેશીને કહેવા લાગ્યો. હે ભદ્રે ! તેં છેદેલું મારૂં મસ્તક ધરી રાખ્યું છે. તો પછી આ નિરાશ થઇને જંગલમાં અથવા ગૃહ પ્રત્યે ચાલ્યા જતા બ્રાહ્મણ શ્રેષ્ઠને હું નિવેદન કરૂં છું. હે મુનિ શાર્દૂલ ! તમો આમ ચાલ્ય ન જાઓ, આપને જવુંજ હોય તો મારૂં વચન સાંભળ્યા પછીજ જાઓ. હે દ્વિજોત્તમ ! મને જે હેતુથી વામાંગના નેત્રમાં જલ પ્રાપ્ત થયું છે તેનું કારણ કહું છું તે આપ સાંભળી લ્યો ! મારૂં દક્ષિણાંગ બ્રાહ્મણને માટે અપાય છે એ પ્રસંગ ઘણોજ સારો થયો, પરંતુ આ વામાંગ એમનું એમ કાંઇ પણ પ્રયોજન વિનાનું પડયું રહે છે. એમ ધારીને વામાંગના નેત્રમાં જલ પ્રાપ્ત થયું છે ! હે સમર્થ મુનિ ! તીક્ષ્ણ એવા આ કરપત્રથી મને તેવી વ્યથા નથી થતી કે જેવી વ્યથા નકામા પડી રહેલા આ વામાંગથી મને થાય છે !

આ પ્રમાણે ઉદાર ભાવ પૂર્વક મયૂરધ્વજનું વચન સાંભળીને પરમેશ્વર શ્રી કૃષ્ણ ઘણાજ પ્રસન્ન થયા અને ભક્ત-વત્સલ મયૂરધ્વજ રાજાની સમીપ પોતાના સ્વરૂપનું દર્શન કરાવ્યું ! કમલ લોચન શ્રી કૃષ્ણ વીર મયૂરધ્વજને આલિં-

ગન્ આપીને તેના પ્રત્યે કહેવા લાગ્યા કે હે સુવ્રત સિંહ સમાન મયૂરધ્વજ રાજન્ ખરેખર આ સંસારમાં તું એકજ ધન્યવાદને પાત્ર છે ! મારાથી અને આ અર્જુન વડે તું બહુ પ્રકારે પરીક્ષા લેવાયેલો છે ! હે મહાબાહો ! પત્ની અને પુત્ર સહિત તારા પ્રવર્તમાન-અશ્વમેધ યજ્ઞને તું પૂર્ણ કર સંગ્રામમાં તારા યશસ્વી પુત્ર તામ્રધ્વજે મને અને આ અર્જુનને પૂર્ણ સંતોષ આપ્યો છે. સમર્થ વીરોને મથી નાખનાર અમો બેઉને તારા પુત્રે સૈન્ય સહિત મૂર્છિત કર્યા છે ! આ સંસારમાં સંપૂર્ણ પ્રેમ ભાવથી મને નીરખીને પ્રાણીઓને કોઇપણ પ્રકારનું દુઃખ ક્યાંથી થઈ શકે વારૂ ! કેવળ મારા વાક્યથીજ મહાત્મા એવા તેં પોતાનો અર્ધ-દેહ આપી દીધો છે ! હે મહાસતિ-મયૂરધ્વજ ! હવે તો હુ તારા યજ્ઞમાં સર્વ કર્મોનો કર્તા બનીશ ! કારણ કે ભક્તોને પરાધીન એવો હું તારા પુત્ર તામ્રધ્વજ વડે જીતાયો છું ! ! યુધિષ્ઠિર મહારાજાના યજ્ઞિય-અશ્વનો પણ તું નિઃશંક થઇને સ્વીકાર કર. વર્ષ પુરૂં થતાં સમયસર આ બેઉ યજ્ઞિય-અશ્વોનો હાસ કરીને ઉત્તમ કીર્તિને પ્રાપ્ત કર. હું જોઉં તેમ તમારા ગાત્રનો ભેદ છેદ કેવી રીતે હોઈ શકે વારૂ !

શ્રી કૃષ્ણ પરમાત્મા અને અર્જુન નર નારાયણના સાક્ષાત્ દર્શન કરીને અતિ પ્રસન્ન થયેલો તથા મુક્ત સમાન બનેલો મયૂરધ્વજ રાજા શ્રી કૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યો કે વિષ્ણુ ભગવાન્ હે પ્રભો ! આપશ્રીનું જે પરમ તેજ તથા બહુ પ્રયત્નોએ મેળવી શકાય એવું શ્રેષ્ઠપદ જે અત્યાર સુધી બહાર હતું તે મારા શરીરને ભેદીને અંદર પેસી ગયું ! હે વાસુદેવ, હે પ્રભો આજ આપે પોતાનો ધન્યવાદ પાત્ર મને કર્યો છે ! હે ગોવિન્દ ! જો આપશ્રી મારા ઉપર સંપૂર્ણ પ્રસન્ન હો-તો પછી હે કેશવ ! મારે યજ્ઞ સાથે શું પ્રયોજન હોઇ શકે ? જગતના નાથ એવા આપશ્રીનાં દર્શન કરવાથી કીર્તન કરવાથી-તન-મન-અને શ્રવણથી કોટીયજ્ઞો કર્યા જેટલું પુણ્ય થાય છે એમાં સંશય નથી. હે જનાર્દન આપશ્રીએ કહ્યું કે યજ્ઞમાં કર્મકર્તા હું બનીશ તો આપ તેજ પ્રમાણે કરો, મારા પુત્ર તામ્રધ્વજ પાસેથી બેઉ અશ્વોને, મને અને મારી પ્રિયા કુમુદ્વતીને તથા આ રત્નપુરના મહાજનને, યજ્ઞના કરનારા ઋત્વિજોને અને યજ્ઞોની સર્વ સામગ્રીઓને સાથે લઇને હે મહાવિષ્ણો પોતાના કર વડે પોતાના હૃદયમાં સ્થાન આપો. આપ સરખા ગોવિન્દ શ્રી કૃષ્ણનો સત્કાર કરીને જો હું યજ્ઞ કરૂં તો વેદ અને વેદાંગોના પારને પહોંચેલા બ્રાહ્મણો કેવળ મારા ઉપહાસજ કરે ! મહાશીતથી પરિપીડિત થયેલો મનુષ્ય મહાન્ અગ્નિનો ત્યાગ કરીને કયો મૂઢ-પુરૂષ અગ્નિના વિસ્ફુલિંગોનું સેવન કરે ! હે જનાર્દન ! કયો મૂઢ બુદ્ધિ જાહ્નવીના પવિત્ર જળનો ત્યાગ કરીને જડભૂત બરફનું સેવન કરે. અને સાક્ષાત્ લક્ષ્મીપતિ આપની અવજ્ઞા કરીને તથા બેઉ યજ્ઞિય-અશ્વોને પ્રાપ્ત કરીને યજ્ઞ કરીને અશ્વમેધ-યજ્ઞો વડે યજન કરે. જે પુરૂષ સાક્ષાત પુરૂષોત્તમ-યજ્ઞ-પુરૂષ એવા આપને પ્રાપ્ત કરીને યજ્ઞ કરવાની ઇચ્છા કરે તે પુરૂષ યમરાજના દણ્ડને પાત્રજ થાય છે, મારો પુત્ર (છોકરો)

તામ્રધ્વજ યુદ્ધમાં પ્રાપ્ત થયેલા શ્રી કૃષ્ણ અને અર્જુનને છોડીને ચાલ્યો આવ્યો, એ વાત સાંભળીનેજ મને મહા ગ્લાનિ થઇ હતી, પરંતુ મારા ભાગ્યના ઉદયથી-જ સાક્ષાત્ નર નારાયણ રૂપ આ બેઉ પુરૂષોનાં દર્શન કરવાને હું ભાગ્યશાલી થયો છું. એમ ગદ્‌ગદ્ કંઠે બોલતો તે મયૂરધ્વજ પોતાની સમીપ ઉભેલા શ્રી કૃષ્ણની નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો—

"नमस्ते पुण्डरीकाक्ष ब्रह्मणे गुरवे नमः।
ब्रह्मगोलकसाहस्रैः फलिताय नमो नमः॥
हर्त्रे गोप्त्रे नमस्तेऽस्तु सृष्टिकर्त्रे प्रसीदते।
अनन्ताय सुपूर्णाय वेदनिःश्वासकारिणे॥
श्रीधराय नमोनाथ शेषमञ्चकशायिने।
लवणघ्नाय शान्ताय नमस्ते कालितायच॥
ज्ञानाय ज्ञानगम्याय नमः कालजितायच।
नमो दृश्याय वेद्याय नमः पारंपरायच॥

આ પ્રમાણે ભક્તરાજ મયૂરધ્વજે અત્યંત પ્રીતિ–ભક્તિ અને હાસ્ય ભાવથી તે સમયે વિશ્વાત્મા મધુસૂદન–શ્રી કૃષ્ણની સ્તુતિ કરી, શ્રીકૃષ્ણ મયૂરધ્વજની આ પ્રકારની ઉત્તમ કોટિની ભક્તિને અર્જુનને દેખાડતા છતા ઘણાજ પ્રસન્ન થયા, મયૂરધ્વજની ભક્તિ વડે અત્યંત સંતુષ્ટ થયેલા જગત્ પ્રભુ–શ્રીકૃષ્ણ ત્રણ રાત્રિ સુધી મયૂરધ્વજના નગરમાં રહ્યા. મયૂરધ્વજ પણ શ્રી કૃષ્ણના કરમાં પોતાના સર્વે વિત્તને અને જીવિતને અર્પણ કરીને પોતાના મિત્રોને સાથે લઇને અને પાર્થને આલિંગન આપીને પછી શ્રીકૃષ્ણ સાથે તે બેઉ યજ્ઞિય–અશ્વોના પાલન કરવામાં નિયુક્ત થઇને આગળ ચાલવા લાગ્યો. ૪૬

શ્રી શ્રી कृष्णः शरणं मम

# પ્રકરણ ૪૭ મું.

## વીરવર્માના યુદ્ધનું વર્ણન.

શ્રી કૃષ્ણ વડે હર્ષ પૂર્વક પાલન કરાતા અને અનુગમન કરાતા તે બેઉ યજ્ઞિય–અશ્વો હે જનમેજય રાજન તે સ્થળેથી વીરવર્માના નગર પ્રત્યે પહોંચ્યા. સર્વ સૈન્ય પણ શ્રી કૃષ્ણની પાછળ ચાલ્યું આવતું હતું. વીરવર્માના તે રમ્ય એવા સારસ્વત નામના નગરમાં તે રાજાએ ધર્મ અર્થ કામ અને મોક્ષ રૂપી ચાર ચરણો વાળો ધર્મ વ્યવસ્થા પૂર્વક સાચવી રાખ્યો હતો જે વીરવર્માના જામાતા શમન (યમરાજ) મૂર્તિમાન્ હોઇને તેના રાષ્ટ્રમાં નિવાસ કરતા હતા, તે સારસ્વત નગરમાં સર્વે ધાર્મિક સજ્જનોજ નિવાસ કરતા હતા અને સર્વે મનુષ્યો, ધર્મ અર્થ કામ અને મોક્ષના પારને પહોંચેલા હતા, સારસ્વત નગરના નાગરિક જનો સ્વપ્નમાં પણ કદાપિ નિન્દ્ય માર્ગે ન જતા! ઘણા વીર સેવકોવાળા તે રાષ્ટ્રમાં વીરવર્માએ તે બેઉ ઉત્તમ યજ્ઞિય–અશ્વોનું રક્ષણ કરતા શ્રી કૃષ્ણ સહિત અર્જુનને સાંભળ્યો. પોતાના રાષ્ટ્રમાં દિગ્વિજય માટે શ્રી કૃષ્ણ સહિત આવેલા અર્જુનને સાંભળીને વીરવર્માએ પોતાના મહાબલવાન્ વીરોને તે બેઉ અશ્વોને પકડી લેવા માટે આજ્ઞા આપી તથા તેઓ પ્રત્યે કહેવા લાગ્યો કે "મારા આ રમ્ય રાષ્ટ્રમાં મહાત્મા અર્જુનના તે બેઉ યજ્ઞિય–અશ્વો લાંબા સમય સુધી વિચરે એ હેતુથી હે વીરો તમો પોતાના પરાક્રમ વડે બેઉ અશ્વોને પકડી લાવો" વીરવર્મા રાજાની આજ્ઞા સાંભળીને અનેક પ્રકારની

ગનું આપીને તેના પ્રત્યે કહેવા લાગ્યા કે હે સુવ્રત સિંહ સમાન મયૂરધ્વજ રાજન્ ખરેખર આ સંસારમાં તું એકજ ધન્યવાદને પાત્ર છો ! મારાથી અને આ અર્જુન વડે તું બહુ પ્રકારે પરીક્ષા લેવાયેલો છે ! હે મહાબાહો ! પત્ની અને પુત્ર સહિત તારા પ્રવર્તમાન-અશ્વમેધ યજ્ઞને તું પૂર્ણ કર સંગ્રામમાં તારા યશસ્વી પુત્ર તામ્રધ્વજે મને અને આ અર્જુનને પૂર્ણ સંતોષ આપ્યો છે. સમર્થ વીરોને મથી નાખનાર અમો બેઉને તારા પુત્રે સૈન્ય સહિત મૂર્છિત કર્યા છે ! આ સંસારમાં સંપૂર્ણ પ્રેમ ભાવથી મને નીરખીને પ્રાણીઓને કોઇપણ પ્રકારનું દુઃખ ક્યાંથી થઈ શકે વારૂ ! કેવળ મારા વાકયથીજ મહાત્મા એવા તેં પોતાનો અર્ધ-દેહ આપી દીધો છે ! હે મહાસતિ-મયૂરધ્વજ ! હવે તો હુ તારા યજ્ઞમાં સર્વ કર્મોનો કર્તા બનીશ ! કારણ કે ભકતોને પરાધીન એવો હું તારા પુત્ર તામ્રધ્વજ વડે જીતાયો છું ! ! યુધિષ્ટિર મહારાજાના યજ્ઞિય-અશ્વનો પણ તું નિઃશંક થઇને સ્વીકાર કર. વર્ષ પુરૂં થતાં સમય સર આ બેઉ યજ્ઞિય-અશ્વોનો હોમ કરીને ઉત્તમ કીર્તિને પ્રાપ્ત કર. હું જોઉં તેમ તમારા ગાત્રનો ભેદ છેદ કેવી રીતે હોઈ શકે વારૂ !

શ્રી કૃષ્ણ પરમાત્મા અને અર્જુન નર નારાયણના સાક્ષાત્ દર્શન કરીને અતિ પ્રસન્ન થયેલો તથા મુકત સમાન બનેલો મયૂરધ્વજ રાજા શ્રી કૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યો હે વિષ્ણુ ભગવાન્ હે પ્રભો ! આપશ્રીનું જે પરમ તેજ તથા બહુ પ્રય ત્નોએ મેળવી શકાય એવું શ્રેષ્ઠપદ જે અત્યાર સુધી બહાર હતું તે મારા શરીરને ભેદીને અંદર પેસી ગયું ! હે વાસુદેવ, હે પ્રભો આજ આપે પોતાનો ધન્યવાદ પાત્ર મને કર્યો છે ! હે ગોવિન્દ ! જો આપશ્રી મારા ઉપર સંપૂર્ણ પ્રસન્ન હો-તો પછી હે કેશવ ! મારે યજ્ઞ સાથે શું પ્રયોજન હોઇ શકે ? જગતના નાથ એવા આપશ્રીનાં દર્શન કરવાથી કીર્તન કરવાથી-તન-મન-અને શ્રવણથી કોટીયજ્ઞો કર્યા જેટલું પુણ્ય થાય છે એમાં સંશય નથી. હે જનાર્દન આપશ્રીએ કહ્યું કે યજ્ઞમાં કર્મકર્તા હું બનીશ તો આપ તેજ પ્રમાણે કરો, મારા પુત્ર તામ્રધ્વજ પાસેથી બેઉ અશ્વોને, મને અને મારી પ્રિયા કુમુદ્વતીને તથા આ રત્નપુરના મહાજનને, યજ્ઞના કરનારા ઋત્વિજોને અને યજ્ઞોની સર્વ સામગ્રીઓને સાથે લઇને હે મહાવિષ્ણો પોતાના કર વડે પોતાના હૃદયમાં સ્થાન આપો. આપ સરખા ગોવિન્દ શ્રી કૃષ્ણનો સત્કાર કરીને જો હું યજ્ઞ કરૂં તો વેદ અને વેદાંગોના પારને પહોંચેલા બ્રાહ્મણો કેવળ મારા ઉપહાસજ કરે ! મહાશીતથી પરિપીડિત થયેલો મનુષ્ય મહાન્ અગ્નિનો ત્યાગ કરીને કયો મૂઢ-પુરૂષ અગ્નિના વિસ્ફુલિંગોનું સેવન કરે ! હે જનાર્દન ! કયો મૂઢ બુદ્ધિ જાહ્નવીના પવિત્ર જળનો ત્યાગ કરીને જડભૂત બરફનું સેવન કરે. અને સાક્ષાત્ લક્ષ્મીપતિ આપની અવજ્ઞા કરીને તથા બેઉ યજ્ઞિય-અશ્વોને પ્રાપ્ત કરીને યજ્ઞ કરીને અશ્વમેધ-યજ્ઞો વડે યજન કરે. જે પુરૂષ સાક્ષાત પુરૂષોત્તમ-યજ્ઞ-પુરૂષ એવા આપને પ્રાપ્ત કરીને યજ્ઞ કરવાની ઇચ્છા કરે તે પુરૂષ યમરાજના દાંડને પાત્રજ થાય છે, મારો પુત્ર (છોકરો)

તામ્રધ્વજ યુદ્ધમાં પ્રાપ્ત થયેલા શ્રી કૃષ્ણ અને અર્જુનને છોડીને ચાલ્યો આવ્યો, એ વાત સાંભળીનેજ મને મહા ગ્લાનિ થઇ હતી, પરંતુ મારા ભાગ્યના ઉદયથી-જ સાક્ષાત્ નર નારાયણ રૂપ આ બેઉ પુરૂષોનાં દર્શન કરવાને હું ભાગ્યશાલી થયો છું. એમ ગદ્દગદ્ કંઠે બોલતો તે મયૂરધ્વજ પોતાની સમીપ ઉભેલા શ્રી કૃષ્ણની નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો—

"नमस्ते पुण्डरीकाक्ष ब्रह्मणे गुरवे नमः ।
ब्रह्मलोकसाहस्त्रैः फलिताय नमो नमः ॥
हेत्रे गोप्त्रे नमस्तेऽस्तु सृष्टिकर्त्रे प्रसीदुषे ।
अनन्ताय सुपूर्णाय वेदनिःश्वासकारिणे॥
श्रीधराय नमोनाथ शेषमञ्चकशायिने ।
लवणस्नाय शान्ताय नमस्ते कालिताय च॥
ज्ञानाय ज्ञानगम्याय नमः कालजिताय च।
नमो दृश्याय वेद्याय नमः पारंपराय च ॥

આ પ્રમાણે ભક્તરાજ મયૂરધ્વજે અત્યંત પ્રીતિ-ભકિત અને દાસ્ય ભાવથી તે સમયે વિશ્વાત્મા મધુસૂદન-શ્રી કૃષ્ણની સ્તુતિ કરી, શ્રીકૃષ્ણ મયૂરધ્વજની આ પ્રકારની ઉત્તમ કોટિની ભકિતને અર્જુનને દેખાડતા છતા ઘણાજ પ્રસન્ન થયા, મયૂરધ્વજની ભકિત વડે અત્યંત સંતુષ્ટ થયેલા જગત્ પ્રભુ-શ્રીકૃષ્ણ ત્રણ રાત્રિ સુધી મયૂરધ્વજના નગરમાં રહ્યા. મયૂરધ્વજ પણ શ્રી કૃષ્ણના કરમાં પોતાના સર્વેવિત્તને અને જીવિતને અર્પણ કરીને પોતાના મિત્રોને સાથે લઇને અને પાર્થને આલિંગન આપીને પછી શ્રીકૃષ્ણ સાથે તે બેઉ યજ્ઞિય-અશ્વોના પાલન કરવામાં નિયુક્ત થઇને આગળ ચાલવા લાગ્યો. ૪૬

શ્રી શ્રી कृष्णः शरणं मम

# પ્રકરણ ૪૭ મું.

## વીરવર્માના યુદ્ધનું વર્ણન.

શ્રી કૃષ્ણ વડે હર્ષ પૂર્વક પાલન કરાતા અને અનુગમન કરાતા તે બેઉ યજ્ઞિય-અશ્વો હે જનમેજય રાજન્ તે સ્થળેથી વીરવર્માના નગર પ્રત્યે પહોંચ્યા. સર્વ સૈન્ય પણ શ્રી કૃષ્ણની પાછળ ચાલ્યું આવતું હતું. વીરવર્માના તે રમ્ય એવા સારસ્વત નામના નગરમાં તે રાજાએ ધર્મ અર્થ કામ અને મોક્ષ રૂપી ચાર ચરણો વાળો ધર્મ વ્યવસ્થા પૂર્વક સાચવી રાખ્યો હતો જે વીરવર્માના જામાતા શમન (યમરાજ) મૂર્તિમાન્ હોઇને તેના રાષ્ટ્રમાં નિવાસ કરતા હતા, તે સારસ્વત નગરમાં સર્વે ધાર્મિક સજ્જનોજ નિવાસ કરતા હતા અને સર્વે મનુષ્યો, ધર્મ અર્થ કામ અને મોક્ષના પારને પહોંચેલા હતા, સારસ્વત નગરના નાગરિક જનો સ્વપ્નમાં પણ કદાપિ નિન્દ્ય માર્ગે ન જતા ! ઘણા વીર સેવકોવાળા તે રાષ્ટ્રમાં વીરવર્માએ તે બેઉ ઉત્તમ યજ્ઞિય-અશ્વોનું રક્ષણ કરતા શ્રી કૃષ્ણ સહિત અર્જુનને સાંભળ્યો. પોતાના રાષ્ટ્રમાં દિગ્વિજય માટે શ્રી કૃષ્ણ સહિત આવેલા અર્જુનને સાંભળીને વીરવર્માએ પોતાના મહાબલવાન્ વીરોને તે બેઉ અશ્વોને પકડી લેવા માટે આજ્ઞા આપી તથા તેઓ પ્રત્યે કહેવા લાગ્યો કે "મારા આ રમ્ય રાષ્ટ્રમાં મહાત્મા અર્જુનના તે બેઉ યજ્ઞિય-અશ્વો લાંબા સમય સુધી વિચરે એ હેતુથી હે વીરો તમો પોતાના પરાક્રમ વડે બેઉ અશ્વોને પકડી લાવો" વીરવર્મા રાજાની આજ્ઞા સાંભળીને અનેક પ્રકારની

સેના સાથે મહાવીર એવા પાંચ વીર સેનાધિપતિઓ સારસ્વત નગરમાંથી બહાર નીકળ્યા, તે પાંચે સેનાધિપતિઓ વીરવર્માના પુત્રો હતા. સુબાલ, સુરથ, નીલ કુવલ અને સરલ નામના તે તે પાંચે રાજપુત્રો ધનુર્ધારી હોઇને દિવ્ય રથમાં બેઠેલા હતા. તે સર્વે રાજપુત્રો પાંડવની સેના પાસે આવી પહોંચ્યા અને રણમાં ઉભા રહેલા સૈનિકોને તૃણ માફક ગણીને તથા રોષ પૂર્વક તે બેઉ યજ્ઞિય–અશ્વોને પકડીને વીરવર્મા રાજા પાસે આવી પહોંચ્યાં, જ્યાં તે પાંચે વીર મહાબલવાન્ રાજપુત્રો અશ્વોને પકડીને વીરવર્મા પ્રત્યે જ્યાં જાય છે, ત્યાં હે રાજન્ જનમેજય! તે સર્વેને તુરતજ બભ્રુવાહન વીરે યુદ્ધ માટે આહ્વાન આપ્યું, પાર્થપુત્ર તે બભ્રુવાહને શંખ નાદવડે વીરવર્માના તે સર્વે સૈનિકોને બહેરા બનાવ્યા અને રોષપૂર્વક શત્રુ–સેનાને શર વૃષ્ટિથી ધમવા લાગ્યો. મહાતેજસ્વી બભ્રુવાહને શત્રુસેનાને સુવર્ણ–ચિત્રિત શરો વડે વધાવ્યા, ત્યાર પછી હે રાજન્! તેઓનું ભયંકર યુદ્ધ શરૂ થયું! તે રણમાં કેશાકેશી મુષ્ટીમુષ્ટી અને નખાનખી યુદ્ધ ચાલવા લાગ્યું! વીરવર્માના મહોત્કટ વીરો મોખરે રહેલા પગપાળાઓને ભેટયા રથો હાથીઓ સાથે ભેટયા અને અર્જુનના હાથીઓ આનિયમિત સ્થળે અશ્વો સાથે ભેટયા, આ પ્રમાણે તે બેઉ સેનાનું યુદ્ધ રૂદ્ર–ક્રીડાની માફક થવા લાગ્યું! વીર બભ્રુવાહન વડે હણાતું વીરવર્માનું તે સૈન્ય, જેમ અગ્નિમાં રહેલું ચર્મ સંકોચ પામે તેમ સંકોચાવા લાગ્યું, વીરવર્માની સેનાનો અધિપતિ રાજા પાસે આવીને રોષે ભરાયેલો છતો ઉભરાઇ જતા અર્જુનના સૈન્ય ઉપર પ્રહારો કરવા લાગ્યો કે જનમેજય રાજન્ પોતાના શ્વશુર વીરવર્માને માટે તે ધર્મરાજે અર્જુનનું અનેક પ્રકારનું સૈન્ય રણમાં પાડયું. અત્યુગ્ર એવા ઘણા વીર સૈનિકો રણમાં મરાયા.

વીરવર્માના જામાતા ધર્મરાજે હણેલા તે સૈન્યને જોઇને અર્જુન વિસ્મય પામતો હોય તેમ શ્રી કૃષ્ણચન્દ્ર દેવને પુછવા લાગ્યો કે હે હૃષીકેશ! મનુષ્યના રૂપને ધારણ કરીને આ કયો દેવ પોતાના તીક્ષ્ણ શરો વડે મારા સૈન્યને રણમાં પાડી રહ્યો છે! હે માધવ! તે આ વીર કોણ છે? અર્જુનનો આ પ્રશ્ન સાંભળી શ્રીકૃષ્ણ તેને કહેવા લાગ્યા કે હે મહાબાહો આ આપણી સમક્ષ યુદ્ધમાં ઉભેલો યમરાજ છે, તે તને વિદિત થાય! વીરવર્મા રાજાએ પોતાના સારસ્વત નગરમાં નિવાસ કરવા માટે પોતાની કન્યાને વરવા માટે તેમની યાચના કરી હતી? અર્જુન શ્રીકૃષ્ણનો આ કૌતુહલિક ઉત્તર સાંભળીને પુનઃ પુછવા લાગ્યો કે–હે શ્રી કૃષ્ણ! યમરાજ એ આ વીરવર્મા રાજાની પુત્રીનો પતિ થાય. એ આપે શું કહ્યું? યમરાજની અને વીરવર્માની પુત્રીની સંગતિ કેવી રીતે થઇ? તે સર્વ આપ મને કૃપા કરીને કહો?

અર્જુનના મનનું સમાધાન કરવા માટે શ્રીકૃષ્ણ તેને કહેવા લાગ્યા કે–આ વીરવર્માને "માલિની" નામની એક પુત્રી ઉત્પન્ન થઇ, હે પાર્થ! તે માનિની માલિની આ પૃથ્વી ઉપરના કોઇ મનુષ્ય વરને ચાહતી ન હતી. જ્યારે તેણીના પિતા વીરવર્માએ પોતાના ગૃહમાં જન્મ પામેલી પવિત્ર માલિની–કન્યાને પુ-

છયું કે હે માલિની—જો તું મનુષ્ય—વરને ઇચ્છતી ન હો તો પછી તારા માટે મારે કેવા પતિને શોધવો તે તું મને કહે? પોતાના પિતાના આ યોગ્ય પ્રશ્નને સાંભળીને માલિની વીરવર્માને કહેવા લાગી. હે તાત ! આપ મને ધર્મરાજા યમરાજ સાથે પરણાવો મારા માટે અન્ય વર હોઇ શકેજ નહી. કારણકે આ પૃથ્વી ઉપરના અન્ય સર્વે મનુષ્યો મરણ પામીને યમરાજના ધામ પ્રત્યે જાય છે, માટે હું પણ ધર્મરાજના શરીરને પ્રાપ્ત કરીને ઉત્તમ કીર્તિને પામું. પતિને સંતોષ આપનારા પોતાના ગુણો વડે શ્રી કૃષ્ણને (મને) પ્રાપ્ત થયેલા જનોને હું જોઇ શકું. જો હું પ્રથમ કોઇ મનુષ્યની સાથે પાણિ—ગ્રહણ કરૂં તો મારૂં શરીર અગ્નિદેવનો સ્પર્શ થયા પછી—(અગ્નિદાહ) થયા પછીજ યમરાજને પામે માટે હે તાત ! જે પ્રમાણે કોઇ અન્ય પુરૂષનો (દેવનો) સ્પર્શ ન કરતાં એમને એમ સ્વદેહેજ યમરાજને વરી સકું તે પ્રમાણે આપે વિધિ કરવો જોઇએ. જે સ્ત્રી આ પૃથ્વી ઉપર રહીને પોતાના પિતાએ આપેલા પુરૂષ—પતિને પ્રાપ્ત કરીને રહે છે, તે સ્ત્રી મરણ પછી પોતાના કાન્ત પતિને છેતરીને અતિ મોહિત થયેલી છતી અપર (યમરાજ) પતિને પામે છે. માટે તેવી સ્ત્રીને આ (મારા—ભાવિ પતિ) યમરાજ નરકમાંજ પાડે છે. માટે તે યમરાજનેજ હું પહેલાં પતિ કરીને (વરીને) તેની આજ્ઞામાં રહી શકીશ, તે આ લોકમાં આ મારા પતિ થયેલા—ધર્મરાજ મારૂં પાપથી રક્ષણ કરશે, હે તાત ! આપના આ મારા મનીપ્સિત રૂપ—સત્કર્મથી આપના પુણ્યની સારી રીતે રક્ષા થઇ શકશે. સાધારણ—મનુષ્યલોકમાં વસનારા પુરૂષને કન્યાદાન કરવાથી તે કન્યા પુણ્ય આપવા વાળી થાય છે, પરંતુ મૂર્તિમાન ધર્મરાજાને જો આપ મને આપશો તો હું આપનું કલ્યાણ કરનારી થઇશ. હે તાત આ પ્રમાણે મારા માટે આપે કરવું એ મેં પહેલેથીજ હૃદયમાં ચિન્તવી રાખ્યું છે. હે તાત ! અનેક પ્રકારનાં મારા ધર્મ ગુપ્ત કાર્યો પણ આપ મને જ્યારે યમરાજ સાથે પરણાવશો ત્યારેજ સિદ્ધ થશે અને હે તાત ! મારો સુંદર મનોરથ પણ ત્યારેજ ફલીભૂત થશે ! ૪૭

શ્રી કૃષ્ણઃ શરણમ્.

---

## પ્રકરણ ૪૮ મું.



### કર્મ વિપાકનું વર્ણન.

શ્રી કૃષ્ણ, વીરવર્માની—માલિની નામની પુત્રીના યમરાજ સાથેના સંબંધનું વૃત્તાન્ત અર્જુનને આગળ સંભળાવા લાગ્યા—હે અર્જુન ! એ પ્રમાણે પોતાની પુત્રી માલિનીનો યમરાજ સાથે પાણિ ગ્રહણ કરવાનો નિશ્ચય સાંભળીને તે વીરવર્મા દિવસે અને રાત્રિએ હંમેશા "યમ સૂક્તો" વડે યમરાજનું સ્તવન કરવા લાગ્યો તેમજ તેની પુત્રી માલિની પણ વિધિપૂર્વક યમ-દેવના આરાધનમાં તત્પર થઇ તેણીએ યૌવનને પ્રાપ્ત થવા છતાં પણ ધ્યાન ભાવનો લેશમાત્ર ત્યાગ ન કર્યો આ પ્રમાણે માલિનીની યમરાજ પ્રત્યે ઉગ્ર તપસ્યા જાણીને નારદજી તે સમયે વિ-

ચાર કરવા લાગ્યા, આટલો બધો આ વીરવર્માની પુત્રી યમરાજ પ્રત્યે ભાવ રાખે છે, છતાં આ માલિનીને યમરાજ સ્વયં જાણતાજ નથી, માટે હું તે યમરાજ પાસે જઇને આ માલિની બાલિકાનો સુંદર-ભાવ તેમને જણાવીશ, કારણ કે યમની પ્રીતિને માટે પ્રતિદિવસે ધર્મ કાર્ય કરનારા સજ્જનોજ મનુષ્યોના હૃદયમાં રહેલા સુંદર ભાવને જાણી શકે છે, પરંતુ સર્વ પ્રાણીઓમાં સરખી રીતે વર્તનાર અને માલિનીના કુલનો દૂષક મંદાત્મા યમરાજ કેવી રીતે તેણીના હૃદ્ગત ભાવને જાણી શકે ?

આ પ્રમાણે વિચાર કર્યા પછી દેવર્ષિ –નારદજી યમરાજના ધામ પ્રત્યે જઇ પહોંચ્યા, અને તે યમરાજને તેમને માટે તપસ્યા કરતી માલિની નામની રાજ કન્યાનું નિવેદન કરવા લાગ્યા કે હે ધર્મરાજ ! આપને વરેલી માલિની નામની રાજકન્યાને આપ જાણતાજ નથી કે શું ? તે બિચારી સત્યવ્રતવાળી ધર્માચરણમાંજ રમી રહેલી પુણ્ય અને પોતાના સર્વસ્વને આપવાવાળી છે. અને પ્રતિદિન તેણી આપનેજ જાણે છે, માટે આપ તેને જલદી વરો. વિલંબ ન કરો, સજ્જડ પુરૂષોજ બીજાઓની આશાને સફળ કરી શકે છે, અન્ય પુરૂષોની તેવી શકિત હોતી નથી, માટે આપ મનુષ્ય વેષને ધારણ કરીને પોતાના ભૃત્યો સહિત વીરવર્માએ રક્ષણ કરેલા રમ્ય સારસ્વત નગરમાં પધારો, જે વીરવર્માના પ્રદેશમાં ધર્મ અર્થ કામ અને મોક્ષ એ પ્રમાણે ચાર પ્રકારે વિભકત થયેલો ધર્મ પુરૂષાર્થ યથાસ્થિત પાલવામાં આવે છે તથા મનુષ્યો નિરંતર રોગ રહિત રહે છે તે સારસ્વત નામનું નગર આપના સમાગમ વડે ધન્ય થશે એમ મારૂં માનવું છે.

શ્રી કૃષ્ણ અર્જુનને કહેવા લાગ્યા કે આ પ્રમાણે નારદજીનું વચન સાંભળીને યમરાજે નારદજીને સારસ્વત નગર તરફ નીચેનો સંદેશો આપીને રવાના કર્યા વૈશાખ માસમાં શુકલ પક્ષમાં હું (યમ) તે માલિની કન્યાને વરીશ, એ પ્રમાણે યમરાજનો સંદેશો લઇને નારદજી વીરવર્મા પાસે આવી પહોંચ્યા તથા યમરાજે જે કાંઇ કહ્યું હતું તે સુમંગળ-વૃત્તાન્ત સાંભળીને પોતાની પુત્રી માલિનીના યમરાજ સાથે વિવાહ કરવાની ઇચ્છાથી સર્વ વ્યવસ્થાઓ કરવા લાગ્યો. આ તરફ યમરાજાએ પણ પોતાના મહા-કાયવાળા તથા મહાબલ અને અતિ પરાક્રમવાળા એકસો આઠ (૧૦૮) નાયકોને પોતાની સાથે ચાલવા માટે આજ્ઞા આપી અને તે સર્વમાં પોતાના મહાવીર સેનાધિપતિ કે જે સર્વ રોગોમાં પ્રધાન રૂપે હતો તથા બ્રહ્મ-હત્યાના શેષરૂપે ( ફળરૂપે ) રહેલો અને [1]જ્વર તથા રસ રકત માંસ મેદ અસ્થિ અને શુક્રની સપ્ત ધાતુઓનો વિનાશક હતો તે રાજયક્ષ્મા-ક્ષય ને નીચે પ્રમાણે યમરાજ કહેવા લાગ્યા.

(૧) स्वर भेदोऽनिलाच्छूलं संकोच श्वांस पार्श्वयोः । ज्वरो दाहोऽतिसारश्च पिताद्रक्तस्य चागमः ॥ शिरसः परिपूर्णत्वम्-भक्त च्छन्द एवच । कासः कण्ठस्य चोद्ध्वंसो विज्ञेयः कफ कोपतः ॥ माधवनिदान राजयक्ष्म प्रकरणम्

હે યક્ષ્મા ! મારા રમ્ય–વિવાહ પ્રસંગે, મારાથી આમંત્રિત થયેલો તું પોતાના ભૃત્યોને સાથે લઇને પૃથ્વી ઉપર રમ્ય એવા સારસ્વત નગર પ્રત્યે ચાલ, યમરાજનો પોતાના પ્રત્યે આગ્રહ જોઇને રાજયક્ષ્મા તેમના પ્રત્યે કહેવા લાગ્યો–હે નાથ ! વીરવર્માના તે નગરમાં મારો સમાગમ કેવી રીતે હોઇ શકે ? તે દેશના લોકો બ્રાહ્મણોને પ્રિય ગણીને દેવ તુલ્ય માનનારા છે, તથા વીરવર્મા રાજા પણ બ્રાહ્મણોની સેવા કરનારો છે, વળી તે દેશમાં વેદપાઠ કરનારા બ્રાહ્મણોનો ઉગ્ર ધ્વનિ તથા અગ્નિહોત્રો વગેરે હોમથી થયેલો ધૂમ. મારા નેત્રો અને શ્રોત્રોમાં અવશ્ય દુઃખ કરશે એમાં સંશય નથી. વળી મારા પરિવારને તો આપ જાણોજ છો. ઘૃત સમાન ચક્ષુઓવાળા અને મૂત્ર નાશક મારા પ્રમેહ નામના છોકરડાને પણ આપ જાણો છો, પૃથ્વી ઉપર મારા (યક્ષ્માના) સમાન ગુણોથી તે વર્તે છે અને ઘણે લાંબે સમયે તે પ્રાણીઓના પ્રાણનું હરણ કરી શકે છે, વળી વિષૂચિકા (કોલેરા) નો અધિક મહિમા કોણ જાણી શકનાર હતો ? હે રવિનન્દન–યમરાજ વિષૂચિકા રૂપી તે આપની દાસી એક ક્ષણ માત્રમાંજ મનુષ્યને હણવાનું સામર્થ્ય ધરાવે છે, વળી મારા અમિત તેજવાળા પાણ્ડુ નામના (રોગ) નું સ્થાન હું વીરવર્માના નગરમાં જોઇજ શકતો નથી. તે બિચારો (!) આપણી સાથે આવીને કયે સ્થળે રહી શકે વારૂ ? વળી તે મારા ભાઇની શોફા (સોજો) નામની સ્ત્રી કે જેણી વિશાલાક્ષી હોઇને મનુષ્યને અવશ્ય હણી શકે છે ? તેને તથા પાંડુએ તે શોફા નામની સ્ત્રી થકી પોતાના ગુણોથી તુલ્ય એવો ઉત્પન્ન કરેલો તે જલોદર નામનો પુત્ર, તે સર્વેને હું કયાં સ્થાન આપીશ ? કારણ કે–વીરવર્મા રાજા હમેશાં ધર્મ–પરાયણ રહેનારો છે અને તેનો નાગરિક મહાજન પણ મન અને કર્મોથી પવિત્ર રહે છે, જ્યાં રાજા અને મહાજન બેઉ પવિત્ર થયેલા છે ત્યાં હે ભાનુપુત્ર ! હું શરીરી બનીને કેવી રીતે રહી શકું ! વળી હે નાથ ! આપશ્રીએ સન્માનિત કરેલા વ્રણોની સમક્ષ રહેલો એક પરમાણુ સરખો દેખાતો હું કેવો શોક કરવા લાયક દેખાઉં છું. એ સર્વે વ્રણ વગેરે મહાયોધાઓનું તેજ પોતાના પરાક્રમથી ભૂ–પતિઓને હણી લે છે એટલું નહી; પરંતુ ગુરૂસ્ત્રીઓના સંગમમાં રમી રહેલાઓને. બ્રહ્મ હત્યા અને બાલ હત્યા કરનારાઓને પણ હણે છે. હે સમર્થ યમરાજ ! વ્રણનાં ઘણાંયે–એકસો અને આઠ રૂપો છે જે વ્રણને વિચર્ચિકા નામની પ્રિય સ્ત્રી છે તથા ભગંદર નામનો ભયંકર પુત્ર છે. ગુરૂસ્ત્રી પ્રત્યે ગમન કરનારાઓને શિશ્ન–ઉપસ્થના મૂળમાં તે ભગંદર થાય છે. આ વીરવર્માના નગરના મનુષ્યો તો પોતાને અધ્યયન કરાવતા ગુરૂઓની છાયાનો પણ સ્પર્શ કરતા નથી અને સર્વદા ધર્મ કર્મમાં રમી રહેલા છે તથા તેઓનો રાજા વીરવર્મા પણ તેવોજ યમ–નિયમ–સંયમ અને નિષ્ઠાવાળો છે, માટે હે યમરાજ ! આ સ્ફોટરાજ (વિસ્ફોટક) નો નિવાસ તે વીરવર્માના નગરમાં કરવો એ ઇષ્ટ નથી, તથા સર્વ જ્વરોનો રાજા તેર પ્રકારનો આ સાન્નિપાતિક જ્વર કે જે સર્વે રોગોમાં મુખ્ય હોઇ શ્રી–શંકરના ક્રોધથી જન્મ પામ્યો છે તે કયે સ્થળે રહેશે ? તે આપ મને કહો. વળી આપનો

આ મહાબલવાન્ નાયક વીર અતિસાર (ઝાડા–મરડા) કે જેને સંગ્રહણી નામની પ્રિયસ્ત્રી તથા આધ્માન (આફરો) નામનો તેજસ્વી પુત્ર છે, તથા તે અતિસારનો બીજો પુત્ર મહાક્રોધી પરમ પાતકરૂપ અરોચક (અરૂચિ) નામનો છે. આ બધા પરિવાર સહિત તે અતિસાર નામનો નાયક હે નાથ ! કયે સ્થળે પોતાનો નિવાસ પ્રાપ્ત કરશે તે કહો ? હે યમરાજ ! આ શૂલ રૂપી ત્રણસે માહાત્માઓ (!) જે છે તે સર્વેને વીર વર્માના નગરમાં સ્થાન નહી મળવાથી તેઓ સર્વે નાશ પામી જશે ! વળી હિક્કા અને શ્વાસ વગેરે તથા આ સર્વે મહાબલવાન્ કાસ અને કુષ્ટ વાયુરૂપે ઉપર વસેલા છતા તે વીરવર્માના નગરમાં ભ્રમણ કરવાને પણ શક્તિમાન્ નહી થઈ શકે. વળી ધનુર્વાત વગેરે મહાવાતો તથા તેજસ્વી કર્ણશૂલ પણ અને નેત્રરોગો તથા મનુષ્યોનો નાશ કરનારા મુખરોગો શ્લીપદ–ગણ્ડમાલા અને અપસ્માર તથા બાલક છતાં ભયંકર એવો ડમરૂ રોગ અને વિસ્તાર પામેલી શિરોવ્યથા (માથાનો દુઃખાવો) વગેરે મુખ્ય મુખ્ય રોગો તથા હે યમરાજ અન્ય ઘણાએ ઉપદ્રવોવાળા બીજા રોગો આપશ્રીએ આજ્ઞા આપેલી હોવા છતાં પણ તે વીરવર્માના નગરપ્રત્યે અકસ્માત્–કાંઇપણ હેતુ સિવાય જવાને શક્તિમાન્ થતા નથી ?

રાજયક્ષ્માનું આ પ્રકારનું વચન સાંભળીને યમરાજ તેના પ્રત્યે કહેવા લાગ્યા કે વિવિધ આકારને ધારણ કરવા વાળા મહાબલવાન્ આપ સર્વે મહારોગો દિવ્ય અલંકારોથી સુશોભિત થઈને પોતાના ઉપદ્રવ રહિત સ્વરૂપ વડે તે વીરવર્મા રાજા પ્રત્યે જાઓ. જે પ્રમાણે મારા નગર યમલોકમાં આપ સર્વે રહો છો અને મારી આજ્ઞા ઉઠાવો છો તે પ્રમાણે આ વીરવર્મા રાજાના નગરમાં તમો સર્વેએ વર્તન રાખવું અને તેજ પ્રમાણે કરવું. જે જીવો પાપિષ્ઠ હોય તેઓ શરીરનો અન્ત કરનારા ભયાનક રોગોને (તમોને) આ ભૂમિ ઉપર જુઓ અને જેઓ સુકૃત કરનારા ધર્મિષ્ઠ હોય તેઓ શુભ સ્વરૂપમાં રહેલા તમોને અને ધર્મ સ્વરૂપ એવા મને જુએ અન્ય જે પાપ કરનારાઓ હોય તેઓતો કાલાગ્નિરૂપ શરીર વાળો મને જુએ જે બુદ્ધિ રહિત પ્રાણીએ બ્રાહ્મણ હત્યા કરી હશે તેનો તે દોષ ગલત્કુષ્ઠ (પત) સિવાય નિવૃત્ત નહી થાય ! હે રોગરાજ યક્ષ્મન્ તેવા બ્રહ્મહત્યા કરનારાના ગાત્રમાંજ સ્થાન થઈ શકશે, એમાં સંશય નથી, વળી હે રાજયક્ષ્મન્ ! તારા વડે જે પુરૂષ ઘેરાયો (ક્ષયરોગી) હોય, તે પુરૂષ શ્રી–મહાદેવના મૃત્યુંજય મન્ત્રોનો જો જપ કરે અને "હોમાત્મક–મહારૂદ્ર" કરે અને બ્રાહ્મણને ચોવીસ સોનામહોરથી બનાવેલા–સુવર્ણ પુરૂષનું દાન કરે, તો પછી હે યક્ષ્મન ! તેવા સુકૃત કરનારા પુરૂષનું ગાત્ર તારે છોડી દેવું જોઇએ ! જે પુરૂષે કાંઈ પણ સુકૃત કાર્ય કર્યું હોય તેની સમક્ષ તો તારે એક નોકરની માફક વર્તન રાખવું ! તારાથી પીડિત થયેલો જે ક્ષયરોગી ધન રહિત (ગરીબ) હોય, તે ગરીબ જન જો સોમવારને દિવસે સાગર સાથે સંગમ પામેલી ગોમતી ગંગામાં સ્નાન માટે એક માસ પર્યન્ત આશ્રય કરે, તો કેવળ સ્નાન કરેલા તે જનને હે યક્ષ્મન્ તું લેશમાત્ર પીડા ન કરી શકીશ નહીતો અવશ્ય તારૂં પતન થશે ! વળી આ તારી વિષૂચિકા નામની પ્રિય દેવી

( કોલેરા ) કે જેણી તત્ક્ષણેજ લાગુ થઈ હોય તો મનુષ્યોનું પતન કરવા સમર્થ છે. તે દેવી જે પાતકને લીધે મનુષ્યને લાગુ પડે છે, જે મન્દબુદ્ધિ દેવતાઓને નિમિત્તે અપાતા ધનને હરી લે, તથા જે પાતકી ભોજન કરવા બેઠેલા બ્રાહ્મણોનો વિયોગ કરાવે અથવા પુત્રોને દ્વિજોને અને અન્ય અનાથોને છેતરીને પોતે એકલોજ તે અન્ન ખાય તેવા પાતકીને હે મહાભાગ યક્ષ્મન્ ! તારી આ પ્રિયા વિષૂચિકા બાધ કરી શકે છે, પરંતુ જે અનાથોને અને બ્રાહ્મણોને અન્ન આપનારો હોય તથા દેવોની નિરંતર પૂજા કરનારો હોય તેવા પુરૂષને આ તારી પ્રિયાએ કાંઈ પણ બાધા ન કરવી જોઇએ ! જે પુરૂષો વિમોહિત થઇને પોતાના પિતાના ગોત્રમાં જન્મ પામેલી સ્ત્રી સાથે વિરૂદ્ધ વર્તન રાખનારા હોય, તથા સ્રીઓ પણ અન્ય પુરૂષોમાં આસક્ત હોય, તેઓ સર્વે હે સમર્થ યક્ષ્મન્ ! તારા પુત્ર પ્રમેહથી બાધા પામી શકે છે ! તથા અન્ય જેઓ સુવર્ણ તસ્કરો હોય તેઓ પણ તારા દ્વિતીય-પુત્ર મૂત્ર કૃચ્છ્રથી પીડા પામશે, પરંતુ એક પલ જેટલું તોલેલું સોનું અથવા સુવર્ણનું બનાવેલું દ્રવ્ય આભૂષણ બ્રાહ્મણને અથવા દેવને અર્પણ કરીને તે પ્રમેહરોગી પ્રમેહથી મુક્ત થઇ શકે છે, વળી એક પલ સુવર્ણથી બનાવેલું સુવર્ણ કમલ, દ્વિજને અથવા શ્રોત્રિય બ્રાહ્મણને દાનમાં આપીને મૂત્ર કૃચ્છ્રથી પણ મુક્ત થઇ શકે છે, જે સોની લોકો મહાદેવ શ્રી શંકરના ધનને વિશેષ લોભથી તેમને બનાવવા આપેલા અલંકારોમાંથી ચોરી લે છે અથવા અન્યો ના ઉત્કર્ષ અને પ્રભા મુક્ત તે હસ્યા કરે છે, તેઓ કુમ્ભીપાક વગેરે નરક માં અવશ્ય પડે છે, તેના નખો માંસ પિંડ સમાન બનીને સડવા લાગે છે. અન્ય નો ઉત્કર્ષ જોઇ ન શકનાર મનુષ્યનું શરીર ફીક્કા રંગનું થઇ જાય છે તથા તે પાણ્ડુ રોગથી પીડાય છે, આવા પ્રકારનો પાણ્ડુરોગી જો શાસ્ત્ર સંમત મહિષી (ભેંસ) નું દાન બ્રાહ્મણોને આપે અને તે મહિષીના દાન સાથે ખોળ સર્ષપો પણ હોય તથા જપાના પુષ્પોથી તે મહિષીને શૃંગારેલી હોય તો અથવા મુદ્ગલ નામના રમ્ય તીર્થમાં જે પાણ્ડુરોગી એક હજાર એકસોને પચાસ (૧૧૫૦) વખત પુરૂષ-સૂક્તનો જપ કરે તો તે પુરૂષમાં તારો પાણ્ડુ નામનો ભાઇ રહી શકતો નથી અને તે પાણ્ડુરોગ પણ નાશ પામી જાય છે. વળી જે પુરૂષ સુવર્ણથી અલંકૃત કરેલી અજા (બકરી)નું શ્રદ્ધા પૂર્વક વેદ પાઠી બ્રાહ્મણને દાન કરે છે તે પુરૂષને શોફ (સોજો) સ્પર્શ કરી શકતો નથી માટે હે યક્ષ્મન્ ! તેવા સુકૃત કરનાર પુરૂષના ગાત્રમાં તારે કદાપિ નહી રહેવું, વળી આ જે જલોદર નામનો મહા વ્યાધિ છે, તે તો ગર્ભપાત કરનારા પુરૂષ અત્યે આદર પૂર્વક ગમન કરે, પરંતુ તે મહાવ્યાધિવાળો જો જલાશય બન્ધાવવાના પુણ્યવાળો હોય તો તેને છોડી દે, વળી મને માન્ય એવા જે એકસો ને આઠ ઘોર વ્રણો છે તે સર્વે વીશપલ (એક તુલા) જેટલા સુવર્ણના બનાવેલા પુરૂષનું દાન કરવાથી શાન્ત થઇ જાય છે, જે પુરૂષ અર્ધ-પ્રસૂત થયેલી તથા શાસ્ત્રમાં કહ્યા

૧ ચાર વ્રીહિ ૧ ગુંજા, પાંચ ગુંજા-૧ પણ ૮ પણ ૧ ધરણ ૮ ધરણ ૧ એકકર્ષ ૪ કર્ષ ૧ પલ ૧૦૦ ૧ તુલા ૨૦ તુલા ૧ ભાર

પ્રમાણે સુવર્ણ વગેરે દ્રવ્યોથી અલંકૃત કરેલી ગાયનું દાન વેદપાઠી બ્રાહ્મણને આપે તે પુરૂષનાં ગાત્રમાં તે સર્વે વ્રણોએ કદાપિ નહી રહેવું જોઇએ. વિચર્ચિકા પણ જે પુરૂષ રસ દુધ–ઘી–દહીં વગેરેનો ચોર હોય તેનેજ ઘણો સમય પીડા કરે છે; પરંતુ જ્યારે તે સુવર્ણનું દાન કરે છે ત્યારે તેના શરીરમાંથી તે તુરતજ નિવૃત્ત થાય છે. ભગંદર નામનો મહાવ્યાધિ જે પુરૂષને થયો હોય તે જો સોનાનું કદલી ફળ (કેળું) બનાવીને બ્રાહ્મણને આપે અ-થવા એક પલ સુવર્ણ બ્રાહ્મણને આપે તો તે પ્રકારના દાન આપનાર ભગંદર વ્યા-ધિવાળાનો ત્યાગ કરીને તે વ્યાધિ ચાલ્યો જાય છે. જે પુરૂષ આ ભૂલોકમાં શ્રી શં-કરના મંદિરોને તોડી નાખનાર હોય તથા વિશ્વાસ-ઘાતક હોય તે પુરૂષનેજ સન્નિપા-ત–જ્વર લાગુ પડે છે, અન્યના અપવાદ-રૂપી દોષો બોલનારનેજ આ અતિસાર નામનો તમ રો સખા પ્રાપ્ત કરો, તથા ત-ળાવ વગેરે જળાશયને જીર્ણ કરનાર અને ધર્મ દ્રવ્યને પોતાને અર્થે સંગ્રહી રાખ-નાર પુરૂષને સંગ્રહણી લાગુ પડો, પરંતુ અતિસારની પ્રિય સતી તે સંગ્રહણી ઘેટીનું દાન બ્રાહ્મણને કરવાથી ચાલી જશે. વળી જે ભોજન કરતા બ્રાહ્મણનો દ્વેષ કરે છે, તે પુરૂષને અરોચક નામનો વ્યાધિ ગ્રસ્ત કરે છે; પરંતુ તે જો વિવિધ અન્નો વડે બ્રાહ્મણ ભોજન કરાવે તો તેને અરોચક તજી દે છે. જે પુરૂષ પોતાના હિતૈષી સ-હૃદયી મિત્રોને ધિક્કૃશબ્દ પૂર્વક પ્રહાર કરે છે, તથા જેઓ રસ્તામાં લોકો ઉપર પ્રહાસ કરીને ભાલાઓ વડે પ્રહાર કરે છે, તથા જેઓ ગરીબ જનોનો આ ત્રાસ કરે છે, તેવા પુરૂષો પ્રત્યે આ શૂલના ગણો જાઓ જેઓ કારાગૃહમાં બંધાએલા મનુષ્યોને અને પાંજરાંમાં રહેલા પક્ષિઓને તથા ર-સ્તામાં ચોરો વડે હણાતા જનોને મહા ભયથી મુક્ત કરાવે છે, તથા જેઓ શ્રી શંકરના સદા ભક્ત હોય છે, તેઓને ગ-ણસે પ્રકારના શૂલો કદાપિ બાધા નહી કરે ! જે બીજાના ઉદયને સહન કરી શ-કતો ન હોય તેને તમારી પ્રેયસી હિક્કા (હેડકી) પ્રાપ્ત થાઓ, પરંતુ તે હિક્કા લ-ક્ષહોમને કરનાર દોષ રહિત જનોનો આ-શ્રય ન કરે, જે યક્ષના વિત્તને જુએ તેને ધનુર્વાત પ્રાપ્ત થાઓ; પરંતુ અડદનો ઢ-ગલો અથવા તૈલની દ્રોણીનું દાન કરના-રને તે ધનુર્વાત છોડી દેશે, જેઓ શ્રી–હરિની કથાનું શ્રવણ નહી કરતા હોય તથા સત્પુરૂષોનો સમાગમ નહી કરતા હોય તે પુરૂષોનેજ આ કર્ણ શૂલ નામનો વ્યાધિ પ્રાપ્ત થાઓ; પરંતુ અન્ય પ્રમાણિ-ક અને સાત્વિક પુરૂષોનો તો તે સંગ પણ ન કરે તથા કપિલા ગાયનું દાન કરનારા-ઓને અને શ્રી–વિષ્ણુ દેવની કથાનું શ્રવણ કરનાઓને તે કર્ણ શૂલ પ્રાપ્ત ન થાઓ. જે-ઓની દૃષ્ટિ પારકાનું ધન ગ્રહણ કરવામાં તત્પર થાય છે તે પુરૂષને નેત્ર–પીડા પ્રાપ્ત થાઓ; પરંતુ સુવર્ણ કમલનું દાન કરના-રને તે નેત્ર પીડા છોડી દેશે. શ્રી શૈલેશ, સોમનાથ અને શ્રી કાશી વિશ્વનાથના દ-ર્શન કરનાર સત્પુરૂષ જો સંસારને જુએ તો તેનો તત્ક્ષણે નાશ થઇ જાય તો પછી તેવા પવિત્ર પુરૂષોની નેત્ર પીડાઓના સ-મૂહને શ્રી–શંકરનાં દર્શનો શું ન બાળી શકે ? પિતાની હત્યા કરનાર ચેતના હીન બને છે અને માતાની હત્યા કરનાર અન્ધ

થાય છે, આવાં ઉગ્ર પાપ કરનાઓએ તો યથા વિધિ નરકલોકના નિવાસ પર્યન્ત પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ, જે પુરૂષની વાણી કદાપિ સાધુ–પુરૂષોના વર્ણનમાં તત્પર થઇ નથી, તથા અન્યોને નિત્ય અપવાદ આપનારી અને સુખને સંતાપ કરનારી હોય છે, તેવા પુરૂષને જોઇને કુટુમ્બ સહ- વર્તમાન સુખરોગ પ્રાપ્ત થઇને ઘણોજ હર્ષ પામે છે, અર્થાત્ તેવા પુરૂષને સુખ- રોગ લાગુ પડે છે, જે પુરૂષ ભકિતપૂર્વક સત્પુરૂષો અને શ્રી મહાદેવજીના ગુણોનું સ્તવન કરે છે તથા હંમેશાં ભકતજન બની રહે છે અને બ્રાહ્મણને યથોચિત અલંકાર યુક્ત શ્વેત વૃષભનું દાન કરે છે, તેવા પુરૂષને જોઇને સુખરોગ દૂર દૂર પ- લાયન કરી જાય છે, કોઇ પુરૂષ પોતાની થાપણ મુકવા માટે કહેવા આવ્યો હોય કે આપ મારા ધનનું રક્ષણ કરો, આમ ક- હેવા છતાં લોભથી વિમોહિત થઇને જે પુરૂષ રક્ષણ કરવા આપેલું થાપણ રૂપ તે દ્રવ્ય તેના માલિકને આપતો નથી તે પા- તકી બને છે, તેવા પાતકી પુરૂષને પગમાં વલ્મીક-શ્લીપદ પ્રાપ્ત થાય છે અને તે ઘણું દ્રઢ બને છે, જે પુરૂષ બ્રાહ્મણોને પુષ્કળ ધન અર્પણ કરે છે, તેવા શ્રી હ- રિના સેવકને પીડા કરવાને તે વલ્મીક નામનો રોગ તેની પાસે જઇ શકતોજ નથી, જે મંદબુદ્ધિ પુરૂષ બીજાના મુખ- માં રહેલા ગ્રાસનું હરણ કરીલેછે તથા દેવપૂજાના સાધનોને હરે છે તેને કંઠમાલા (કંઠમાલ) લાગુ પડે છે; પરંતુ તે ગણ્ડમા- લા અનેક પ્રકારનાં રત્નોનું દાન બ્રાહ્મ- ણોને કરવાથી નાશ પામે છે; જે પુરૂષ આ સંસારમાં ગુરૂની સ્ત્રી પ્રત્યે ગમન કરે કરે છે તેને દંડુ અને કુષ્ઠ વગેરે ક્ષુદ્ર રોગો પ્રાપ્ત થાય છે; પરંતુ શ્રી મહાદેવના મંદિ- રમાં ઘંટાનું દાન કરવાથી ( બાંધવાથી ) તે રોગ ચાલ્યો જાય છે. લાભથી સંતુષ્ટ થયેલા ઉત્તમ દાનેશ્વરીને જોઈ ને જે પુરૂષ મૂર્છા–મોહ પામે છે તેવા પુરૂષ ને આ અપસ્માર રોગ લાગુ પડીને ચારો તરફ ભમાવ્યા કરે છે; પરંતુ કૃષ્ણ ધેનુના વિધિ પૂર્વક દાનથી તે રોગ ચાલ્યો જાય છે, જે પુરૂષ દમ્ભપૂર્વક ધર્માચરણ કરે છે. તેવા પુરૂષને ગજચર્મ નામનો ત્વગ્ રોગ લાગુ પડો; પરંતુ હંસતીર્થના પવિત્ર જલમાં વિધિ પૂર્વક સ્નાન કરનારને રોગ સ્પર્શ નહી કરી શકે, શિરોર્તિ (માથાના દુઃખા- વ) વગેરે રોગો વિશ્વાસઘાતક પ્રત્યે જાઓ, પરંતુ તે રોગો સૂર્યનારાયણની પૂજા વગેરે પુણ્યકર્મોથી નાશ પામશે એમાં સંશય નથી, જે નરાધમો અન્ય બ્રાહ્મણ વગેરેના ધર્મ સૂત્ર–યજ્ઞોપવીતનો છેદ કરે છે તેવા પુરૂષોને ચરણમાં ડમરૂ કે ગાઢ એવો વાલુક નામનો રોગ કદાપિ છો- ડતાજ નથી; પરંતુ જેઓ દેવોને અને બ્રાહ્મણોને સુવર્ણ–સૂત્રનું અર્પણ કરે છે તેઓને વાલુક નામનો રોગ બાધા કરી શકતો નથી, તેઓ વાલુકાથી મુકતજ રહે છે, જે પુરૂષ કર્મવડે મનવડે અને વા- ણીથી અન્યોનો દ્રોહ કરે છે, તે પુરૂષ મ- રણ પામીને પણ અપુત્રપણાને પામે છે, આ બાબતમાં કાંઇ વિચાર કરવા જેવું છેજ નહી, આવો પરદ્રોહ કરનારો પુરૂષ જો ત્રણ વાર હરિવંશની કથા સાંભળે તો તે પુરૂષ પરદ્રોહરૂપી પાતકથી મુકત થાય છે અને તે પુત્રવાન્ અને ધનવાન થાય છે, જૈમિનિ ઋષિ જનમેજય મહા- રાજાને કહેવા લાગ્યા કે હે રાજન્ ! આ

પ્રમાણે યમરાજાએ કહેલું કર્મ વિપાકનું પરિણામ આ પૃથ્વી ઉપર જે કોઇ સાંભળે છે કહે છે તેઓને રોગોથી ઉત્પન્ન થતી પીડા કદાપિ થતી નથી. ૪૮

શ્રી શ્રી કૃષ્ણ. જયતેતરામ્.

---

# પ્રકરણ ૪૯ મું

---

## વીરવર્માના વિજયનું કથન

શ્રી કૃષ્ણ વીરવર્માને ત્યાં ઘર જમાઇ રહે । યમરાજનું વૃત્તાન્ત અર્જુનને આગળ સંભળાવા લાગ્યા હે પાર્થ ! આ પ્રમાણે પોતાના યક્ષ્મા વગેરે નાયકોને વીરવર્માના સારસ્વત–નગરમાં વ્યવસ્થા પૂર્વક રહેવાની આજ્ઞા આપીને કામદેવ સમાન સુંદર એવા પોતાના ભૃત્યોની સાથે તે યમરાજ જ્યાં નારદજી પણ હતા, ત્યાં વીરવર્માના રમ્ય નગરમાં રાજપુત્રી–માલિનીનું પાણિ–ગ્રહણ કરવા માટે આવી પહોંચ્યા, સમર્થ યમરાજ વીરવર્માના દેરસ્ય સારસ્વત–નગરને જોઇને તથા ધર્મ-કર્મમાં રહેલી તત્પર માલિનીને વરવા માટે નિશ્ચય કરવા લાગ્યા તે માલિની–દેવી હોમ શાલામાં રહેલી છતી અગ્નિ–દેવને તૃપ્ત કરતી હતી તથા નારદજી વગેરે ઋષિઓની પૂજા કરતી છતી પોતાના અભીષ્ટ–પતિની શોધ કરી રહી હતી, તે માલિની દેવીરૂપ કામિનીને પ્રાપ્ત કરીને યમરાજ વીરવર્મા પ્રત્યે કહેવા લાગ્યા કે– હે નિર્દોષ–વીરવર્મા હું તારા ઉપર પ્રસન્ન છું તું બોલ–હું તને કયું વરદાન આપું ! કારણ કે સ્વલ્પ–કાલમાંજ તારૂં મૃત્યુ થઇ જશે. એમ જોઇ સમય છે.

પ્રસન્ન થયેલા યમરાજનું આ વચન સાંભળી વીરવર્મા તેમના પ્રત્યે કહેવા લાગ્યો હે જમાતા ! આપની પાસેથી હું પોતાના પ્રાણાત્માને આપનારૂં વચન માગી શકતો નથી જેઓ પોતાની કન્યાના બદલામાં કાંઇ પણ સ્વીકારે છે તેઓ નરકેજ પહોંચેલા છે. વીરવર્માનો આ આત્મ–પ્રતીતિ કારક ઉત્તર સાંભળીને યમરાજ તેના પ્રત્યે કહેવા લાગ્યા કે આપ પોતાની કન્યાને મને અર્પણ કરનાર છો અને હું ધર્મરાજ તે કન્યાનો પ્રતિગ્રહ કરનાર છું. આપે મને પૂર્ણ સંતોષ્યો છે માટે કન્યાદાન કરનાર આપને હું આશિર્વચનથી અભિનન્દન આપીશ. હું આપનો જમાઇ હોઇને મારે તમોને આશિર્વાદ તો આપવોજ જોઇએ, આ બાબતમાં કાંઇ પણ આશ્ચર્ય કરવા કરવા જેવું નથી !

સંબંધી યમરાજનો નિરપેક્ષ આગ્રહ જોઇને વીરવર્મા તેમના પ્રત્યે કહેવા લાગ્યો–હે ભાનુપુત્ર ! જે દિવસે મારૂં મરણ થનાર છે તે દિવસે આપના વરદાન (આશિર્વાદ) શ્રી હૃષીકેશ–શ્રી–કૃષ્ણના દર્શનની આકાંક્ષા રાખું છું, આપના આશિર્વચનમાં મારે અન્ય કાંઇ પણ ન જોઇએ. વીરવર્માની શ્રી–કૃષ્ણના દર્શન પ્રત્યે આવી ઉદારતા જાણીને યમરાજ વીરવર્મા પ્રત્યે કહેવા લાગ્યા.–હે રાજન ! “ જ્યાં સુધી તમોને શ્રી કૃષ્ણનો સમાગમ નહી થાય ત્યાં સુધી હું તમોને નહી છોડું તમારા માટેજ હું મારા પરમ બલનું ધારણ કરી રાખીશ ” આ મારૂં વરદાન છે. આશિર્વચન છે.

શ્રી કૃષ્ણ અર્જુનને કહેવા લાગ્યા કે હે પાર્થ ! આ પ્રમાણે યમરાજ આ વીરવર્માને મારા ( શ્રી કૃષ્ણના ) દર્શનનો આશિર્વાદ આપીને આ સારસ્વત-નગરમાં રહ્યા છે અને તારા સૈન્યને તપાવતા છતા આપણી સમક્ષ ભાસી રહ્યા છે. હે પાંડવ ! મારા દર્શનમાં ઉત્સુક અને આપણીજ સંમુખે અનેક મહારથી વીરો સહિત ચાલ્યા આવતા વીરવર્મા રાજાને તું જો અને યુદ્ધને સાટે તૈયાર થા. મયૂરધ્વજ વગેરે મહાવીરો બભ્રુવાહન અને કર્ણપુત્ર વૃષકેતુ તથા પ્રદ્યુમ્ન વગેરે સમર્થ વીરો આ વીર-વીરવર્મા સાથે યુદ્ધ કરો. આ સ્થળે કેવું કૌતુક બને છે તેનું તું અવલોકન કર. આ સ્થળે મહાયુદ્ધ જામશે અને અનેક હસ્તીઓ તથા વીરોનું રણમાં પતન થશે.

આ પ્રમાણે અર્જુનના રથમાં રહેલા દેવેશ શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલી રહ્યા છે, એ અરસામાં તે સ્થળે જામી રહેલા યુદ્ધમાં વીરવર્મા અર્જુન પાસે આવીને કહેવા લાગ્યો કે હે પાર્થ ! આ તારી સાથેના યુદ્ધમાં આ સર્વે વીરોને મેં જીતી લીધા છે. પરંતુ કોઇ અલૌકિક મારી રણ-કણ્ડુ તારા વિના શાન્ત થઇ શકતી નથી ! હે ગોવિન્દ ! આપ વીર થઈ જાઓ. પાર્થ આજ હોય કે ન હોય. આપ પણ મારા શર-પ્રહારોને સહન કરો. હે અર્જુન તું ઉભો રહે. યુદ્ધને છોડીશ નહી. આ પ્રમાણે તે બેઉ નર નારાયણો પ્રત્યે વચનો કહીને વીરવર્માએ અર્જુન ઉપર સાત શરોનો પ્રહાર કર્યો તથા જનાર્દન શ્રી કૃષ્ણને સાઠ બાણોવડે હૃદયમાં તાડન કર્યું, તથા કેવળ પાંચ બાણોના પ્રહારોથીજ મયૂરધ્વજ વગેરે વીરોને મૂર્ચ્છિત કરીને પૃથ્વી ઉપર પટકયા. આ ઘટના ઘણીજ આશ્ચર્ય જનક થઇ. અર્જુન પણ તે વીરવર્મા રાજાને ચારો તરફથી બાણો વડે વ્યાપ્ત કરવા લાગ્યો અને વારંવાર તેના પ્રત્યે ક્રોધ પૂર્વક કહેવા લાગ્યો. કે મારા બેઉ યજ્ઞિય-અશ્વોને તું છોડી દે. અર્જુનનું આ વચન સાંભળીને વીરવર્મા તેના પ્રત્યે કહેવા લાગ્યો કે-હે અર્જુન, જે પ્રમાણે આ બેઉ યાજ્ઞિય અશ્વોને પકડી લીધા છે તેમ મારી સંમુખે આવેલા આપ બેઉ માધવ અને અર્જુન વીરોને આ સ્થળેજ પકડી લઉં છું. આ પ્રમાણે કહેતાં કહેતાં વીરવર્માએ શ્રી કૃષ્ણ સહિત અર્જુનને સહસ્ર બાણોવડે આચ્છાદિત કરીને જળથી ભરેલા મેઘની જેમ ગર્જના કરવા લાગ્યો તે વીરવર્માના બાણોના સવ્ય-સાચી અર્જુને એક ક્ષણમાં તિલ-તિલ જેવડા ટુકડા કરી નાખ્યા, જેમ સારી રીતે વિચાર કરેલો મંત્ર (નિર્ણય) જો બુદ્ધિશાલી સચિવોથી સુરક્ષિત હોય અને તે મંત્ર જેમ શત્રુના પ્રદેશોને વીખી નાખે તેમ વીરવર્માના ફેંકેલા બાણોની એવીજ દશા કરી, એટલુંજ નહી; પરંતુ તે વીરવર્માને અર્જુને યુદ્ધમાં સાત બાણોવડે પ્રહાર્યો, તેમજ આ વીરવર્માએ પણ ઉગ્ર-તેજસ્વી એવાં સાઠ બાણોવડે અર્જુન ઉપર પણ પ્રહાર કર્યો, શ્રી કૃષ્ણને અને વીર હનુમાનજીને પણ સો-સો બાણોથી નવાજ્યા, શ્રીકૃષ્ણે પોતાના કરમાં અર્જુનના જે અશ્વો ધરી રાખ્યા હતા તેઓને પણ તે રાજાએ ઘોર-શરોથી ભેદી નાખ્યા, હે જનમેજય રાજન્ ! અર્જુનના તે અશ્વો ભેદાઈ જવાથી વિષમ (ખાડા ખડીયાવાળી) ભૂમિમાં ગડબડવા લાગ્યા, તથા અન્ય-વીરો શરોથી આચ્છા-

હિત થયેલા હોઇને આ ભૂતલ ઉપર દૃષ્ટિ-ગોચર પણ થતા ન હતા. વીરવર્માના પરાક્રમથી જેમ આખું જગત મોહથી ભ્રમિત થાય તેમ ભ્રમિત થવા લાગ્યું. આ પ્રકારના પરાક્રમી રાજા વીરવર્માને જોઇને શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે-હે મહાબાહુ પાર્થ! જે પ્રમાણે મેં અન્ય-ક્ષત્રિયોને જીત્યા છે તે તું જાણે છો, તેજ પ્રમાણે આ સ્થળે રણમાં હું વીરવર્માને જીતી લઇશ. પરંતુ આ વીરવર્માને તેવા ઉપાયોથી જીતી લેવો એ શક્ય નથી, તેણે તો આપણા ઘણાખરા યોદ્ધાઓને રણમાં પાડયા છે, જે પ્રમાણે વીરકર્ણના રથના ચક્રને મહારણમાં પૃથ્વી-દેવીએ ગ્રસ્યું હતું તે પ્રમાણે આ વીરવર્માના રથનું ચક્ર તે પૃથ્વીદેવી ગ્રસી શકતી નથી તે હેતુથીજ આ વીરવર્મા પુનઃ સમર્થ-બલવાન્ થઇ જાય છે. સુદર્શન-ચક્રવડે શિશુપાલનું તે મહત્-શિર મેં છેદી લીધું છે; પરંતુ આ વીરર્માના કંઠ ઉપરથી તેના શિરનો છેદ કરવાને માટે તે ચક્ર સમર્થ નથી. હે અર્જુન! જે તારાં નમેલા બાણો વડે સિન્ધુરાજનું શીર્ષ રણની બહાર પહોંચાડયું હતું તે બાણોની સહાય લઇને પણ આ વીરવર્માનું દાહ આપનારૂં મુખ જોઇ શકાતું નથી. ફક્ત એકજ ઉપાય આ વીરવર્માના વિજયને માટે મને લક્ષ્યમાં આવે છે અને તે એકે-આ હનુમાન્ વીર સંગ્રામમાં જઇને તેના રથને પોતાના લાંગૂલના બંધનો વડે બાંધીલે, અને લાંગૂલ વડે બાન્ધેલા તે વીર વર્માના રથને સો-ગણો ભમાવીને મહા-સમુદ્રમાં ફેંકી દે,

હનુમાનજી શ્રી કૃષ્ણનું આ વાક્ય સાંભળીને તેમના પ્રત્યે કહેવા લાગ્યા. હે શ્રી-કૃષ્ણ મહારાજ! આ કાંઇ રાક્ષસ-શિરોમણિ રાવણનું વન નથી કે સંમુખે ઉપસ્થિત થયેલો જમ્બુમાલી રાક્ષસ નથી. અથવા સંમુખે ઉભેલી. શ્રી-જાનકી દેવીને ત્રાસ આપનારી રાક્ષસીઓ નથી કે આપશ્રીએ દર્શાવેલા ઉપાયમાં હું વિજયી થઇ શકું. હનુમાન્જીનો આ ઉત્તર સાંભળીને શ્રી કૃષ્ણ કહેવા લાગ્યા કે હે વાયુપુત્ર હનુમન્! હું તમોને આજ્ઞા કરૂં છું કે આ વીરવર્માના રથને તમો સમુદ્રમાં જરૂર ફેંકીદ્યો. તમોએ અને મેં એવાં મોઅકાર્યો હોય તો પણ ધર્મને માટે કરવાંજ જોઇએ.

આ પ્રમાણે શ્રી કૃષ્ણવડે પ્રેરાયેલા હનુમાનજી વીરવર્મા રાજાના અશ્વો-સારથિ અને વીરવર્મા સહિત રણને પોતાના લાંગુલવતી પકડીને આકાશ પ્રત્યે ચાલવા લાગ્યા, વીરવર્માએ તુરતજ પોતાના રથનો ત્યાગ કર્યો અને અર્જુનના રથને પકડીને આકાશમાં પવનાત્મજ-હનુમાન્જીને પહોંચી વળ્યો, તથા હનુમાન્જીને કહેવા લાગ્યો કે-હે પવનાત્મજ! આપ તો મારો શૂન્ય (હું-વિનાનો) રથ આકાશ પ્રત્યે લઇ જાઓ છો, પરંતુ આ હું શ્રી કૃષ્ણના રથને ખેંચી લાવ્યો છું તે આપ જુઓ! મારા રથને આપ જ્યાં લઇ જશો તેજ સ્થળે આ શ્રી કૃષ્ણ અને અર્જુનને પણ હું લઇ જઇશ. હું શ્રી કૃષ્ણના રથને કદાપિ નહી છોડું! ભાગ્ય યોગેજ આપશ્રીએ આ બેઉ નર-નારાયણનો રણમાં ત્યાગ કર્યો છે! ક્ષીર-સાગરમાં શ્રી કૃષ્ણ નાથ શેષરૂપી મઞ્ચ (પલંગ) ઉપર શયન કરે છે, અને ત્યાં શ્રી લક્ષ્મીદેવી હમેશાં શ્રી કૃષ્ણની વિરહિણી હોઇને જોવી મા-ધવ-શ્રી કૃષ્ણનું ચિન્તનજ કર્યા કરે

છે. તે શ્રી લક્ષ્મીદેવી, હે પાર્થ ! પોતાની ભક્તિવડે વરેલા અને મેં અર્પણ કરેલા શ્રી કૃષ્ણ-કાન્તને પ્રાપ્ત કરો, જે પ્રકારે તમારા માટે સૂર્ય પ્રકાશી ન શકે તથા તે સૂર્ય ચંદ્રમાને જોઈ ન શકે અને જેને માટે ચન્દ્ર અસ્ત થયો છે તે ( શ્રી કૃષ્ણ ) ને બુદ્ધિશાળી લોકોજ જાણો ! હે હનુમન્ મેં આપનાથી અધિક કર્મ કર્યું છે તે કર્મ (શ્રી કૃષ્ણ-ચન્દ્ર) તત્ત્વ-પૂર્વક હૃદયમાં જાણે છે ! વીરવર્માનું આ વાક્ય સાંભળીને હનુમાન્ તેને કહેવા લાગ્યા કે હે રાજન્ ! તારા મહિમાને મેં જોયો છે અને તેજ પ્રમાણે જાણે તે વર્ણવ્યો હોય શું ! પરંતુ જે પોતાના પરાક્રમનું વિસ્તાર પૂર્વક વર્ણન કરે છે તે સાધુઓવડે શિષ્ટ ગણી શકાતો નથી !

હનુમાન્નું આ વાક્ય સાંભળીને વીરવર્મા તેમના પ્રત્યે કહેવા લાગ્યો કે હે વીર ! મારા રથને પકડીને તમારાથી જઇ શકાય એમ નથી. મારા પ્રહારને સહન કરો. જે પ્રમાણે મેં શ્રી કૃષ્ણ અને અર્જુનને ધરી રાખ્યા છે તે પ્રમાણે હું તમને પણ પકડી લઈશ એમ કહીને હાથમાં પકડી રાખેલા રથ સહિત હનુમાન્જીને તે રાજાએ પોતાની મુષ્ટિવડે પ્રહાર કર્યો; પરંતુ વીરવર્માના મુષ્ટિ-પ્રહારથી, પવનાત્મજ હનુમાન્ પોતાના કાર્યથી જરા પણ ન ડગ્યા. આ પ્રમાણે તે એકલા વીરવર્માએ યુદ્ધમાં તે ત્રણે વીરો શ્રી કૃષ્ણ અર્જુન અને હનુમાન્જીને પકડી લીધા, તે વીરવર્મા રાજાને શ્રી કૃષ્ણે હૃદયમાં પોતાના ચરણવડે ત્વરાપૂર્વક પ્રહાર કર્યો તેથી વીરવર્મા મૂર્ચ્છિત થઇને અને શ્રી કૃષ્ણના બેઉ ચરણોને પકડીને પૃથ્વી ઉપરપડયો, અર્ધ મુહૂર્તમાંજ તે વીરવર્મા મૂર્ચ્છાનો ત્યાગ કરીને પુનઃ ઉભો થઇને ત્રણે વીરોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે હે સમર્થ શ્રી કૃષ્ણ અર્જુન અને હનુમાન્જી ! મેં એકલાએ આપ ત્રણે વીરોને પકડી રાખ્યા છે, તથાપિ આપ ત્રણે વીરોએ હું એકલો પકડી શકાયો નથી ! મારા જમાઈ યમરાજે "શ્રી કૃષ્ણના દર્શન થતાં તારૂં મૃત્યુ થશે" એમ કહ્યું હતું તે આજ કયાં ગયું ! વીર-અર્જુનના બેઉ યજ્ઞિય-અશ્વોનું પણ હું સ્વેચ્છાપૂર્વક હરણ કરી શકયો છું અને યુદ્ધમાં પણ મેં અનેક વીરોને સંતોષ આપ્યો છે; પરંતુ મને તો જણાય છે કે શ્રી કૃષ્ણના ચરણોનો આજ મને સ્પર્શ થવાથી મારૂં મૃત્યુ આજ પલાયન કરી ગયું હોય એમ ભાસે છે !

આ પ્રમાણે વીરવર્મા તે ત્રણે વીરો પ્રત્યે બોલી રહ્યા પછી શ્રી કૃષ્ણ તે વીરવર્માને પોતાના રથમાં વ્યવસ્થાપૂર્વક બેઠેલો જોઇને યુદ્ધ-ભૂમિમાં ઉપસ્થિત-અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા. હે ફાલ્ગુન ! તું મારા વચનને સાંભળી લે. આ વીર વીરવર્મા હજારો વર્ષો વીતી જાય તોપણ તારાથી કે મારાથી જીતાવાનો નથી. મહા બળવાન્ અને લઘુ-હસ્તવાળો ( ચાલાક ) આ રાજા સારી રીતે સર્વે-અસ્ત્રોના સંગ્રહને જાણે છે . કારણકે આ વીર રાજાએ રણમાં આપણા સર્વે વીરોને જીતી લીધા છે તથા મને પણ પૂર્ણ રીતે સંતોષ્યો છે !

શ્રી કૃષ્ણનું આ વાક્ય સાંભળીને અર્જુન તેમના પ્રત્યે કહેવા લાગ્યો કે હે નાથ જે વીર પુરૂષ વડે આપશ્રી સંતોષાયા છો, તે પુરૂષ અવશ્ય વિજયી બની

શકે છે, આપને યુદ્ધમાં પૂર્ણ—સંતોષ આપનાર આ વીરવર્મા મારા પરાક્રમ વડે પણ પરાજય પામી શકે એવો તો નથીજ ! આ પ્રમાણે બોલી રહેલા અર્જુનને તે વીરવર્મા પ્રસન્ન થયેલો છતો સત્વર કહેવા લાગ્યો કે હે ધનંજય ! આપ એમ ન બોલો ! હે પાર્થ ! શ્રી કૃષ્ણ સહાય—આપનાથી તો આ સચરાચર જગતને યુદ્ધમાં જીતી શકાય એમ છે ! હે વીર આપશ્રીના આ વાકયથી મારૂં મન ઘણુંજ પ્રસન્ન થાય છે, એ પ્રમાણે અર્જુન પ્રત્યે મધુર શબ્દો બોલીને તે વીરવર્માએ પોતાના ધનુષ્યનો ત્યાગ કર્યો અને શ્રી કૃષ્ણના ચરણમાં લોટી પડયો ! તે સમયે વીરવર્માએ સત્વર અર્જુનને આલિંગન આપ્યું અને બેઉ યજ્ઞિય અશ્વો સહિત સમગ્ર—રાજ્ય અને પોતાના દેહને શ્રી કૃષ્ણ ચન્દ્રના કર કમલમાં અર્પણ કર્યું તથા તેમના સૈનિક વીરોની સાથે મૈત્રી કરીને ભકિત પૂર્વક શ્રી કૃષ્ણ દેવના ચિત્તને સંતોષ આપતો છતો શ્રીકૃષ્ણચન્દ્રની સમક્ષ ઉભો રહ્યો, ત્યાર પછી છઠ્ઠે દિવસે વીરવર્માએ બુદ્ધિશાળી અર્જુનને સત્વર પોતાનું સારસ્વત નગર તથા પોતાનું સર્વ—વિત્ત દેખાડી દીધું, સર્વે મૌકિતકો તથા આઠ પ્રકારના સંગ્રહી રાખેલા ધનને અને જે કાંઇ પોતાની પાસે રત્નોનો સમૂહ હતો તે સર્વેનું દર્શન કરાવીને નિવેદન કર્યું, વીરવર્મા રાજાએ દર્શાવેલું ધન એટલું તો હતું કે હસ્તિનાપુર સુધી તે ધનને પહોંચાડતાં મોટી મુશ્કેલી જણાતી હતી, તે ઉપરાંત ચન્દ્ર સમાન ઉજ્વલ સીત્તેર હજાર હાથીઓ પણ શ્રી કૃષ્ણચન્દ્રને ભેટ કર્યા હતા, તથા એક તરફથી શ્યામ કર્ણ વાળા અનેક સંખ્યામાં અશ્વોને પણ તે રાજાએ શ્રી કૃષ્ણને ચરણે ધર્યા હતા તથા નવ હજાર સુન્દરીઓ અર્જુનના હાથમાં અર્પણ કરી હતી; તે વીરવર્મા રાજા શ્રી કૃષ્ણ સહિત અર્જુનના સૈન્યના અગ્રેસર બનીને બેઉ યજ્ઞિય અશ્વોની રક્ષા કરવામાં વ્યવસ્થિત થયો. તે સ્થળેથી સર્વ સૈન્ય શ્રી કૃષ્ણ પ્રભૃતિ સહિત આગળ ચાલવા લાગ્યું. આગળ ચાલતાં ચાલતાં અર્જુન પ્રભૃતિ મુખ્ય વીરોએ એક પ્રકાશવાન્ મહા—નદને જોયો, જે નદનું જલ ચક્રવાકોના સમૂહથી વ્યાપ્ત હતું તથા તે જલમાં અનેક આવર્તો (ઘુમરીઓ) દૃષ્ટિગોચર થઇ શકતી હતી, જે નદમાં વસનારા મીનો મત્સ્યો એવા તો સમર્થ હતા કે તટ ઉપર આવેલા ગજોને ખેંચી જવા એ કાંઇ તેઓને ગણનાજ ન હતી ! વળી તે મીનોને પણ ગમ્ભીર જલમાં ખેંચી જનાર અન્ય ઝષો (મોટા મગરો) પણ તે નદમાં વસતા હતા ! મોટા મોટા જલના તરંગો વડે તે નદ પ્રત્યક્ષ જોનારને જાણે હસતો સાગર હોય નહીં ? તેવો દેખાઇ રહ્યો હતો ! આ મહાનદને જોઇને અર્જુન પૂજ્યતમ વીરવર્માને આદર પૂર્વક કહેવા લાગ્યો કે હે વીરવર્મા રાજન્ ! પાણીમાં તરી શકે એવા મારા બેઉ યજ્ઞિય અશ્વો આ મહાનદને તરી ગયા છે માટે હું તેની પાછળ જાઉં છું, આપ મારા સૈન્યને હોડીઓ વડે સામે પાર પહોંચાડો, અર્જુનનું આ વાકય સાંભળીને વીરવર્મા પણ તેમજ કરવા લાગ્યો, હે જનમેજય રાજન્ ! આ પ્રમાણે અર્જુનનું સકલ સૈન્ય તે મહાનદને સામે કિનારે પહોંચી ગયું ! ૪૯

શ્રી શ્રી કૃષ્ણઃ શરણમ્.

---

## પ્રકરણ ૫૦ મું.

### ભક્તરાજ ચન્દ્રહાસનું–ઉપાખ્યાન

શ્રી શ્રી કૃષ્ણના કૃપાપાત્ર થયેલા વીરવર્મા રાજાના સારસ્વત નગરમાંથી મુક્ત થયેલા તે બેઉ યજ્ઞિય–અશ્વો તે મહાનદમાંથી બહાર નીકળ્યા અને ત્યાર પછી તે બેઉ અશ્વો–જે સ્થળે ગયા તે સર્વ વૃત્તાન્ત હે જનમેજય રાજન્ હું શ્રી–ગણેશને નમસ્કાર કરીને આગળ કહું છું તે આપ સાંભળો વાયુસમાન વેગવાળા અને ઘણાજ નિયમિત બનેલા તથા ચંદ્રના કિરણો સમાન મુખવાળા તે બેઉ અશ્વો પવિત્ર એવા ચંદ્રહાસ રાજાના કૌન્તલક નગરમાં પ્રાપ્ત થયા. તે અશ્વોની પાછળ પાછળ શ્રી–કૃષ્ણ પ્રદ્યુમ્ન તથા અર્જુન અને હંસધ્વજ તામ્રકેતુ તથા મહાબલવાન્ બભ્રુવાહન અને વૃષકેતુ પ્રભૃતિ સર્વ વીરો બેઉ અશ્વોની શોધ કરતા કરતા ચિત્તમાં વ્યામોહ યુક્ત થયા અને વિચાર કરવા લાગ્યા કે આપણા તે બેઉ યજ્ઞિય–અશ્વો કયે સ્થળે પહોંચ્યા હશે ? તે અશ્વોને કોણ લઇ ગયું હશે ? શું તે અશ્વો રસાતલમાં ચાલ્યા ગયા કે આકાશમાં ઉડી ગયા હશે એ પ્રમાણે વિચાર કરતા કરતા શ્રી–કૃષ્ણ પ્રભૃતિ સર્વ વીરો આકાશ તરફ પોતાની ગરદન ઉંચી રાખીને અશ્વોની શોધમાં પ્રવૃત્ત થવા લાગ્યા, અશ્વોની શોધ કરતા કરતા જ્યાં તેઓ સર્વ આકાશ પ્રત્યે જોઇ રહ્યા હતા એ અરસામાં પોતાના તેજથી દીપ્ત એવા એક પુરૂષને તેઓએ જોયા, કાન્તિવડે પ્રકાશમાન અને બીજા સૂર્યનારાયણ હોય નહી ! તેવા દેદીપ્યમાન તે પુરૂષ બીજા કોઇ નહી; પરંતુ સર્વે મુનિઓમાં શ્રેષ્ઠ અને વેદ–વેદાંગના પારને પહોંચેલા. વૈષ્ણવોમાં ઉત્તમ વૈષ્ણવ ગણાતા અને નિરન્તર કલહનીજ શોધ કરનારા નારદજી મુનિ હતા, શ્રીકૃષ્ણ–માધવ–ગોવિન્દ નૃસિંહ–મધુસૂદન એ પ્રમાણે કેવળ ભક્તિવડે મનમાં ભગવન્નામોચ્ચારણનો જપ કર્યા કરતા હતા, તે નારદજી મુનિને જોઇને અર્જુન વગેરે સર્વે વીરો પૃથક્ પૃથક્ તે મુનિને નમસ્કાર કરવા લાગ્યા. તથા પુછવા લાગ્યા કે અહો પૂજ્યપાદ મુનિજી આપશ્રી કયાંથી પધાર્યા ? શું આપશ્રીએ અમારા બેઉ–યજ્ઞિય–અશ્વોને જોયા છે? એ પ્રમાણે આ નારદજી મુનિને અર્જુને પોતાના સ્વામી શ્રી–કૃષ્ણના ગૌરવથી પ્રશ્ન કર્યો. નારદજીએ તેને ઉત્તર આપ્યો કે તમારા તે બેઉ અશ્વો જે નગરમાં મહાવૈષ્ણવ ચન્દ્રહાસ રાજા રહે છે. ત્યાં કૌન્તલક નગરમાં પહોંચી ગયા છે, જે ચન્દ્રહાસને કુન્તલક નામનો રાજા પોતાની સુરક્ષિત નગરી અને સમગ્ર રાજ્યને તે ચન્દ્રહાસને અર્પણ કરીને વનમાં ચાલ્યો ગયો છે, કેરલ દેશના નરપતિનો પુત્ર અને કુલિન્દ રાજાથી રક્ષા કરાયેલો જે ચન્દ્રહાસ ધૃષ્ટબુદ્ધિ નામના પ્રધાનની કન્યાને પરણ્યો છે, તે ચન્દ્રહાસ એવો તો મહાબાહુ અને પ્રબલ યોદ્ધા છે કે તેવો કોઈ અન્ય વીર આ પૃથ્વી ઉપર હશે કે નહી, તે માટે શંકાજ રહ્યા કરે છે ! તમારી સેનાના આ સર્વે નૃપતિઓ તેની સોળમી કલાને પણ યોગ્ય નથી.

શ્રી–નારદજી મુનિનું આ વચન સાંભળીને અર્જુન ઘણોજ વિસ્મય પામ્યો તથા પુછવા લાગ્યો કે હે–મુનિ મહારાજ નારદજી ! તેવો મહાબલવાન્ ચન્દ્રહાસ કોણ છે તે જાણવાને માટે અમને આશ્ચર્ય થાય છે. માટે આશ્ચર્ય-કારક ચંદ્રહાસના સર્વ–ચરિત્રને વિસ્તાર પૂર્વક મને કૃપા કરીને કહો.–કે જે ચન્દ્રહાસ–ભૂપતિ–અશ્વમેધ સ્વરૂપ–યજ્ઞપુરૂષ–શ્રી કૃષ્ણનો પરમ ભક્ત છે. અર્જુનનો ચન્દ્રહાસના ચરિત્ર જાણવામાં આગ્રહ જોઇને નારદજી તેને પુછવા લાગ્યા કે હે પાર્થ હવે તારે આ યજ્ઞિય–અશ્વો લઇને કેટલા સમયમાં પહોંચવું જોઇએ ? કારણકે તારા તે બેઉ અશ્વો માર્ગમાં ભુલા પડીને ચાલ્યા ગયા છે અને હસ્તિનાપુરમાં ધર્મરાજા યુધિષ્ઠિર તારી રાહ જોતા જોતા ચિન્તાતુર થઇને બેઠા છે.

નારદજીનો પ્રશ્ન સાંભળી અર્જુન ગમ્ભીર વાણીથી ઉત્તર આપવા લાગ્યો કે હે મુનિજી ! અમારી અને કૌરવોની સેનાના મધ્યમાં સ્વસ્થ ચિત્તે રહેલા મેં કુરૂક્ષેત્રમાં શ્રીકૃષ્ણચંદ્રના મુખ થકી તે સર્વ આત્મજ્ઞાન સંબંધી કથાઓ શું નથી સાંભળી ? જે પુરૂષોને સત્કથાના શ્રવણમાં સમય પ્રાપ્ત થઇ શકતો નથી તે અલ્પાયુષી મનુષ્યો આ પૃથ્વી ઉપર ખરેખર કાળથી વંચિતજ થયેલા છે ! માટે સર્વ પ્રયત્નોવડે ( ગમે તેમ કરીને ) મને આ ભક્તરાજ ચંદ્રહાસની કથા કહો ! હે વિપ્રેન્દ્ર ! મારો તે યજ્ઞિય–અશ્વ ભલે જ્યાં જવું હોય ત્યાં જાય અને અશ્વમેધ યજ્ઞ થાય કે ન થાય તેની મને લેશ માત્ર અપેક્ષા નથી ? કારણકે " પોતાનું કલ્યાણ–ચાહનારા મનુષ્યોએ સારી રીતે વૈષ્ણવી કથા સાંભળવીજ જોઇએ આ પ્રકારના સત્પુરૂષોની કથાનું શ્રવણ સો–અશ્વમેધ યજ્ઞો કર્યા બરાબર છે " એમ શાસ્ત્રકારોએ કહ્યું છે.

પરમ વૈષ્ણવ ચન્દ્રહાસના ચરિત્ર જાણવા માટે પૂર્ણ ઉત્સુક થયેલા અર્જુનને જાણીને નારદજી ચંદ્રહાસનું સર્વ–વૃત્તાન્ત તેને સંભળાવા લાગ્યા હે પાર્થ ! પૂર્વે કેરલ દેશનો અધિપતિ એક સુધાર્મિક રાજા હતો, બુદ્ધિશાલી તે રાજા વિધિવત્–પૃથ્વીનું પાલન કરતો છતો રાજ્ય કરતો હતો, તે રાજાને ત્યાં ઘણા સારા ભાગ્યવાળો એક પુત્ર મૂલ–નક્ષત્રમાં જન્મ્યો હતો ! ત્યાર પછી ઘણાએક દિવસો વીત્યા બાદ તે રાજાના વૈરીઓએ અન્તકાલમાં જેમ શ્લેષ્મ શ્વાસ વગેરેથી આ દેહ ઘેરાય તેમ તેનું નગર ઘેરી લીધું તે વૈરીઓ સાથે ભયંકર યુદ્ધ કરીને સુધાર્મિક એવા તે રાજાએ યુદ્ધમાં પ્રાણોનો ત્યાગ કર્યો, તે રાજાની ધર્મ પત્ની પણ પોતાના પતિને પરલોક ગયેલો સાંભળીને હર્ષપૂર્વક તે રાજાની પાછળ સતી થઇ ! માતા પિતાથી રહિત થયેલા તે બાળકને તેની ધાત્રી ( દાયા ) પોતાના નગરની રાજ્ય લક્ષ્મીના સર્વ લક્ષણ સંપન્ન ભાવિ પતિ જાણીને તેણી કૌન્તલ નામના નગરમાં લઇ ગઇ અને ત્રણ વર્ષ પર્યન્ત તે ધાત્રીએ પારકાં દળણાં અને ખાંડવાનું કામ કરીને કૌન્તલ નામના નગરમાં ઘણાજ યત્ન પૂર્વક તે બાલકનું રક્ષણ કર્યું તથા તે ધાત્રી દિવસે દિવસે પોતાના ભાવિ રાજા વિષે વિચાર કરતી કરતી અંતઃકરણમાં તપ્યા કરતી હતી,

ત્યાર પછી થોડોક સમય વીત્યા બાદ તે ધાત્રી તે બાલકને એકલો નિરાધાર છોડીને મરણ પામી ! તે બાલક સર્વ રાજ લક્ષણ યુક્ત ગૌરવર્ણનો અને ત્રણજ વર્ષની વયનો હતો. તથા તેના વામ પાદમાં તેને નાની સરખી એક છઠ્ઠી આંગળી હતી. રાજ બાલકની તે ધાત્રી પંચત્વ પામ્યા પછી ઘણીએક સ્ત્રીઓ અતેને જોતાંજ ઘણો સ્નેહ ઉત્પન્ન થતો હોવાથી તેનું પાલન કર્યું. આ પ્રમાણે સ્ત્રીઓએ તેને પાંચ વર્ષનો કર્યો, ત્યાર પછી તે બાલક પોતાની ઇચ્છાનુસાર ફરવા લાગ્યો, શેરીમાં અનેક બાલકો સાથે તે ફરવા લાગ્યો અને તેઓની જોડે ભોજન પણ કરવા લાગ્યો. વળી તે સુંદર રાજ બાલકને ઘણીએક ઉત્તમ કુલની સ્ત્રીઓ ભોજન અને સ્નાન કરાવતી તો ઘણીએક રમણીઓ તેને સુગન્ધિત–ચન્દનો વડે તેના અંગોમાં લેપ કરતી હતી, એટલુંજ નહી. પરંતુ હે અર્જુન પાંચ વર્ષનો તે નિર્દોષ બાલક તે નાગરીઓ સાથે શયન પણ કરતો ઘણીએક સ્ત્રીઓ તેને પહેરવા માટે આપતી તો ઘણીએક સ્ત્રીઓ તે બાલકને સુન્દર પાઘડી ( સાફો ) બંધાવતી, આ પ્રમાણે પગના ઉપાનહો પટ્ટા સૂત્ર રજ્જુ વગેરેને ધારણ કરતો પવિત્ર તે બાલક સ્વેચ્છાથી ધૃષ્ટબુદ્ધિ–પ્રધાનના મંદિર પ્રત્યે ગયો, જે પ્રધાનનું મંદિર યોગીશ્વર વિપ્રો વડે અલંકૃત હતું. તે પ્રધાન ગૃહમાં પ્રાપ્ત થયેલા આ બાલકને જોઇને મુનિઓ ઘણોજ વિસ્મય પામ્યા. ત્યાર પછી હે પાણ્ડુ નન્દન, તે બાલકની સાથે પ્રધાન ગૃહમાં વિરાજેલા મુનિઓએ અને સભ્ય જનોએ ભોજન લીધું ધૃષ્ટબુદ્ધિ વિનીત થઇને તે સર્વે મુનિઓની અર્ઘ્યાદિ ઉપચારો વડે પૂજા કરવા લાગ્યો તથા તે સર્વેને ઉત્તમ પાયસ ( દુધ પાક ) નું ભોજન કરાવ્યું તથા અનેક પ્રકારના સંસ્કૃત કરેલાં અન્નો માલપુવા મોદક અને વડાંઓને પણ ભોજનની સાથે પીરસીને તે મુનિઓને તૃપ્ત કર્યા, પ્રધાન ગૃહમાં આવેલો તે નવીન–બાલક પણ તૃપ્ત થયો. ત્યાર પછી સર્વેએ આચમન લીધું અને પોતાના અજીઠા હાથને સાફ કર્યા. ધૃષ્ટબુદ્ધિએ આપેલા સુગંધી ચન્દનવડે તે સર્વેએ કરોદ્વર્તન કર્યું, તથા વસ્ત્રો–અલંકારો અને અન્ય ઉપહારો તે મુનિઓને અર્પણ કર્યા. ધૃષ્ટબુદ્ધિની આ પ્રકારની શુશ્રૂષા જોઇને સંતુષ્ટ થયેલા સર્વે મુનિઓ તેને કહેવા લાગ્યા કે–હે ધૃષ્ટબુદ્ધિ ! અમો સર્વે આપને અભિનન્દન આપીએ છીએ "તમો ચિરાયુ થાઓ અને સુખી થાઓ" તમે જે આ પાંચ વર્ષના બાલકને સમક્ષ જોયો છે, તે આ બાલક કોણ છે ? કોનો પુત્ર છે ? અને કયા દેશથી આ સ્થળે તે આવી પહોંચ્યો છે તે અમને કહો ?

આ પ્રમાણે મુનિઓવડે પુછાયેલો ધૃષ્ટબુદ્ધિ સ્મિત કરતો હોય તેમ તે મુનિઓને ઉત્તર આપવા લાગ્યો કે–આ નગરમાં ઘણાએક અનાથ બાલકો નહિ વસતા હોય શું ? વસેજ છે, પરંતુ મારા શિર ઉપર રાજકાર્યનો મોટો બોજો હોવાથી આ બાળક કોણ છે તે હું જાણી શકતો નથી ! પ્રધાનનો આવો નિરપેક્ષ ઉત્તર સાંભળીને મુનિઓ કહેવા લાગ્યા કે હે ધૃષ્ટબુદ્ધે ! મનોહર એવો આ બાળક સર્વ ચિન્હોથી જાણી શકાય એવો છે તથા આ બાળક અવશ્ય રાજ્યની ધુરાને

ધારણ કરી શકે એવો દેખાય છે, માટે આ બાળકનું તમો પ્રયત્ન પૂર્વક રક્ષણ કરો. આ બાળક આગળ જતાં તમારી સર્વ સંપત્તિઓનું રક્ષણ કરનાર નીવડશે. મુનિઓનું આ પ્રકારનું વચન સાંભળીને તે પ્રધાને રોષ–પૂર્વક સર્વ મુનિઓને વિદાય કર્યા. તથા બુદ્ધિપૂર્વક વિચાર કરવા લાગ્યો કે–અહો આ વળી ઘટના આવીજ બનશે ! મુનિઓ તો જે પ્રમાણે આવ્યા હતા તે પ્રમાણે ચાલ્યા ગયા, પરંતુ રાજ–મંત્રી તે ધૃષ્ટબુદ્ધિ–પોતાની સંપત્તિનો માલિક આ બાળક થશે એવું મુનિઓ પાસેથી જાણીને પોતાના ચિત્ત-માં અત્યન્ત બળવા લાગ્યો–અને વિચાર કરવા લાગ્યો કે અહો પૂજ્ય મુનિઓએ મને જે વચન કહ્યું કે તારી સંપત્તિઓનો અધિપતિ આ બાળક થશે, તો પછી તે મુનિઓના તે વાક્યને વિપરીત મિથ્યા કેવી રીતે હું કરી શકીશ ! આ પ્રમાણે તે મંત્રી લાંબા સમય સુધી વિચાર કરીને રાજાના તે બાલકનો વધ કરાવવા માટે આતુર થયો અને અંત્યજોના સમૂહને બોલાવીને તેઓને કહેવા લાગ્યો કે–અરે પશુઘ્ન–ચાણ્ડાલો ! આ બાળકને ફોસલાવી પટાવીને ઘોર જંગલમાં લઇ જાઓ. મારી આજ્ઞાથી આ બાલકનો તમોએ વધ કરવો ઘટે છે ! તથા તમોએ આ બાલકનો વધ કર્યો છે એવું પ્રતીતિકારક આ બાલકના શરીરનું કોઇપણ ચિન્હ (અંગ) તમારે મારી પાસે લાવી બતાવવું જોઇએ કે જેથી મને સંતોષ થાય ! આ પ્રમાણે મારી આજ્ઞાનું પાલન કરશો તો તમોને હું ઘડો–ભરાય એટલા દૂધવાળી ઉત્તમ–ભેંસો બક્ષીસ આપીશ !

ધૃષ્ટબુદ્ધિ (દુર્બુદ્ધિ) પ્રધાનનું આ વાક્ય સાંભળીને ચાણ્ડાલો ઘણોજ હર્ષ પામ્યા. તથા તે રાજ બાલકને છેતરીને પકડી લીધો અને મત્ત થયેલા છતા તે બાલકને ઘોર જંગલમાં લઇ જવા લાગ્યા, જે જંગલ ભયાનક પક્ષિઓના સમૂહોથી વ્યાપ્ત હતું તથા અનેક પ્રકારના કંટકો યુકત વૃક્ષો પણ તે જંગલમાં હતાં, આવા ભયંકર જંગલમાં લઇ જવા માટે હસતા એવા સુધાર્મિક રાજાના પુત્ર–ચંદ્રહાસને પકડી લીધો અને તે સમયે તીક્ષ્ણ ધાર વાળાં શસ્ત્રો પણ પોતાના કોશોમાંથી કાઢીને સાથે લઇ લીધાં ! તે અરસામાં ભ્રમણ કરી રહેલા આ રાજ બાલકે પણ જે રમ્ય શાલગ્રામ–શીલા જોઇ તે શ્રી હરિની પ્રતિમારૂપ શિલાને તે રાજ–બાલકે પોતાના મુખમાં મુકી દીધી. જ્યારે આ રાજ–બાલક પોતાના સવયસ્ક મિત્રો સાથે ગેડીદડા અને ગોળ–પાષાણોવડે ખેલી રહ્યો હતો ત્યારે તેના મિત્રો કહેવા લાગ્યા કે આ ગોળ પાષાણ ( શાલગ્રામ ) આજ તું શું ખેલી રહ્યો છે તે સમજાતું નથી ! પોતાના મિત્રોનો આ પ્રશ્ન સાંભળી તે રાજ–બાલક તેઓને કહેવા લાગ્યો–હે પ્રાણપ્રિય મિત્રો બીજાતો ઘણાયે વિચિત્ર આકૃતિવાળા પાષાણો છે, પરંતુ આવો સ્નિગ્ધ–કે જેની કોઇ ઉપમાજ નથી તેવો બીજો કોઇ ગોળ પાષાણ (શાલગ્રામ) મેં કયાંઇ પણ ન જોયો ! હું પહેલાં આવા ગોળ પાષાણોવડે રમ્યા કરતો હતો, પરંતુ તે સર્વે પાષાણો–જ્યારે ભાંગી–તુટી ગયા ત્યારે હવે હું આ અનુપમ-સ્નિગ્ધ પાષાણવડે અવશ્ય રમ્યા કરીશ. આ પ્રમાણે તે રાજ બાલક તે રમ્ય-શાલગ્રામ શિલાને પોતાના મુખમાં ધારણ કરીને રમ્યા કરતો હતો !

શ્રી નારદમુનિજી અર્જુનને તે ચન્દ્રહાસનું વૃત્તાન્ત આગળ સંભળાવા લાગ્યા હે પાર્થ ! પહેલાં મારા અનુગ્રહથી જે પ્રમાણે ધ્રુવજીએ શ્રી વિષ્ણુદેવને ઉગ્રભક્તિવડે સંતોષ્યા હતા તે પ્રમાણે ઘોર જંગલમાં ખુલ્લાં શસ્ત્રોવાળા ચાણ્ડાલો સમક્ષ ઉપસ્થિત રહેલો આ બાલક સ્વયં દેવના દેવ શ્રી નારાયણનું ધ્યાન ધરવા લાગ્યો-અને સ્તુતિ કરવા લાગ્યો કે હે શ્રી કૃષ્ણ હે શ્રી કૃષ્ણ હે જગન્નાથ, હે વાસુદેવ હે જનાર્દન-હે જગત્પતે ! આ ચાણ્ડાલો પોતાના તીક્ષ્ણ ધારોવાળા ખડ્ગવડે મને હણી રહ્યા છે ! હે પરમાનન્દ સ્વરૂપ આપશ્રી મારૂં રક્ષણ કરો, હે સર્વ વ્યાપિ-જગન્નિયન્તા આપશ્રીને મારા નમસ્કાર હો ! જે સર્વ વ્યાપી આ પશ્રીએ ભકતરાજ બાળક-ધ્રુવ-પ્રહ્લાદ અને ગજરાજની આપત્તિ સમયે રક્ષા કરી છે, તે આપશ્રી આ મારા અસહ્ય સંકટ સમયે મારૂં પણ રક્ષણ કરો. કારણ કે અનાથ-નીચ અને દીનજનોના આપશ્રીજ સર્વે જનોવડે નાથ કહેવાઓ છો. હે સમર્થ પ્રભો ! મારે માતા પિતા બન્ધુ કે અમારા ગોત્રમાં ઉત્પન્ન થયેલા બાન્ધવોમાં આ સમયે કોઇપણ મારૂં રક્ષણ કરે એમ નથી ! માટે આ આપત્તિ સમયે આપ-ગોવિન્દ જો મારૂં રક્ષણ નહી કરો, તો પછી આપના સિવાય અન્ય કોણ મારૂં રક્ષણ કરવાને સમર્થ હતો ? હે સર્વ-વ્યાપિન્-પ્રભો ! આજ આ સંકટમાંથી આપશ્રી મારૂં રક્ષણ કરો સર્વ વ્યાપી એવા આપશ્રીને હું નમસ્કાર કરૂં છું.

આ પ્રમાણે અનાથ એવા તે રાજ-બાલકની દીન વાણી સાંભળીને તે શ્રી ભગવાનદેવે તે ચાણ્ડાલોને મૂર્છા પમાડયા. મોહિત થયેલા અન્ત્યજો પરસ્પર કહેવા લાગ્યા કે અહો આ બાલક કેવો ચમત્કારી છે ! આ બાળક અત્યન્ત કોમળ વિશાલ નેત્રોવાળો દીર્ઘ બાહુઓવાળો અને મનોહર જણાય છે ! અરે શું દુષ્ટ બુદ્ધિ-ધૃષ્ટબુદ્ધિએ આપણને આ બાલકને વનમાં હણી નાખવો, એ શા માટે કહ્યું, અરે ! આપણે તો પૂર્વે કરેલા અનેક પ્રકારના પાપરૂપી કર્મવડે અત્યજ (નીચ) યોનિને પ્રાપ્ત થયા છીએ, અને હવે જો આ બાલકનો વધ કરીએ તો પછી આ ચાણ્ડાલ યોનિ કરતાં પણ કેટલી ભયંકર દશાને પ્રાપ્ત થઇશું ? અથવા વિચાર કરવો જોઇએ કે આ બાલક પોતાના કયા દોષવડે માતા પિતા વિનાનો બની ગયો છે ! આ પ્રમાણે પરસ્પર વાતચીત કરીને તે અંત્યજોએ તે સમયે બાલકના દેહની લક્ષ્યપૂર્વક નિરીક્ષા કરવા લાગ્યા. તો તે સમયે તે અંત્યજોએ તે બાલકના વામ-પાદમાં કૃશ થયેલી છઠ્ઠી અંગુલીને જોઇ અને નિશ્ચય કર્યો કે દુરાત્મા ધૃષ્ટબુદ્ધિની પ્રતિજ્ઞાને માટે આપણે આ બાલકની વધારાની છઠ્ઠી આંગળીને કાપીને તેની પાસે લઇ જઇશું. એ પ્રમાણે પરસ્પર વાતચીત કરીને તે રાજ બાલકની પગમાંની છઠ્ઠી આંગળીને તે અંત્યજોએ કાપી લીધી અને તે બાલકને ત્યાં એકલો છોડીને તથા આંગળીરૂપી તેના વધનું ચિન્હ લઇને હર્ષ પામેલા તે અંત્યજો સત્વર કૌન્તલક નગરમાં આવી પહોંચ્યા અને ધૃષ્ટબુદ્ધિ પાસે જઇ નમસ્કાર કરીને

તે અંત્યજોએ તે રાજ બાલકની કાપી લીધેલી છઠ્ઠી આંગળી દેખાડી, અંત્યજોના આ કાર્યથી દુર્મતિ તે પ્રધાન પોતાના હૃદયમાં ઘણોજ હર્ષ પામ્યો અને મનમાં કહેવા લાગ્યો કે મેં મુનિઓના વચનને વૃથા અવશ્ય કર્યું છે! આ પ્રમાણે દુર્મતિ તે પ્રધાને પોતાનું કાર્ય સિદ્ધ થયું જાણી તેણે ચાણ્ડાલોને ઉત્તમ બેસો બક્ષીસ આપીને સંતોષ્યા.

શ્રી શ્રી કૃષ્ણઃ શરણં મૂયાત્

## પ્રકરણ ૫૬ મું.

### ચન્દ્રહાસના વિદ્યાભ્યાસનું વર્ણન

શ્રી-શ્રી કૃષ્ણના સ્મરણ થકી ચાંડાલો એ તે સમયે તે બાલકને ઘોર જંગલમાં ન હણ્યો. એ હે પાર્થ ખરેખર તારા પ્રાણ સમાન સખા શ્રી કૃષ્ણના સ્મરણનોજ પ્રતાપ છે. જે નિરંતર દેવકી-સુત શ્રીકૃષ્ણનુંજ સ્મરણ કર્યા કરે છે, તે બાલક હોય, તરૂણ હોય વૃદ્ધ હોય-સ્ત્રી હોય કે પુરૂષ હોય-તો પણ તે સ્મરણ કર્યા કરનાર મહા સંકટમાંથી અવશ્ય મુક્ત થાય છે. તે રાજ-બાલકની છઠ્ઠી આંગળી કાપી નાખ્યા થકી વહેતા રૂધિરથી તેનું શરીર લિપ્ત થયું. દુઃખ થકી પીડાએલો તે બાલક અરણ્યમાંના હરિણોના સમૂહને મોહ ઉત્પન્ન કરતો છતો છાતી ફાટ રડવા લાગ્યો. તથા શ્રીકૃષ્ણદેવની સ્તુતિ કરવા લાગ્યો કે-હે દેવ દેવેશ-હે નાથ, હે કૃપાનિધે-શ્રીકૃષ્ણ કાન્ત! આ મહા સંકટમાંથી મને મુક્ત કરો, હે સર્વ વ્યાપી-આપને નમસ્કાર છે. રાજ બાલકનો આવો આર્ત-સ્વર સાંભળી-અરણ્યમાંની હરિણીઓ દોડી આવી તથા જે પગમાંની આંગળી કપાઇ ગઇ હતી તે પગને શનૈઃ શનૈઃ ચાટવા લાગી તથા પરસ્પર કહેવા લાગી કે-આપણો (મૃગીઓનો) પતિ પોતાના સ્વામી (આ બાલક)નો ત્યાગ કરીને કામી થયેલો છતો વનમાં પેસી ગયો છે. તેથી તેણે આપણા આ રાજબાલકનો ત્યાગ કર્યો જણાય છે. આ બાલક મુખની કાન્તથી ચન્દ્ર સમાન છે અને તેની ચક્ષુઓમાંથી સ્પષ્ટ અશ્રુબિન્દુઓ ટપકયા કરે છે, ખરેખર વાહન વિનાના આપણા આ સ્વામી આકાશમાંથી પૃથ્વી ઉપર સ્ખલિત થયા હોય એમ જણાય છે. આ પ્રમાણે તે રાજ બાલકના ચિત્તને સંતોષ આપતી આપતી હરિણીઓ નિર્જન વનમાં તેના પાદ-પાદને ચાટયા કરતી હતી, પક્ષિઓ પણ આ બાળકના દુઃખથી દુઃખિત થઇને તેના ઉપર છાયા કરવા લાગ્યા અને ઉલુકના ટોળાં પણ તે બાલકનો આર્ત-સ્વર સાંભળીને દુઃખથી પોતાના માળામાંથી બહાર નીકળ્યાં અને તે આર્ત બાલકની પાસે આવી પહોંચ્યા. પારાવતો પણ તે બાલકના દુઃખથી કઠિન સ્વર કરીને શોક વિહ્વલ થયેલા છતા ઝીણી ઝીણી કાંકરીઓથી પોતાના ઉદરને પુરવા લાગ્યા.

નિર્જન વનમાં સર્વ પશુઓ તથા પક્ષિઓ દુઃખી બાલકના દુઃખમાં ભાગ લઈ રહ્યા હતા એ અરસામાં તે દેશનો અધિપતિ કુલિન્દ રાજા તે દેશના રક્ષણ માટે ઘોર અરણ્યમાં આવી પહોંચ્યો,-કુલિન્દ રાજાએ તે બાલકને સરતા અશ્રુબિન્દુયુક્ત મુખવાળો તથા, શ્રી રામ-ગોવિ-

ન્દ-લક્ષ્મીપતે એ પ્રમાણે શ્રી હરિના નામોચ્ચારણનો જપ કરતો જોયો. તે બાલક કહેતો હતો કે હે કરૂણાસિન્ધો ! જે પ્રમાણે આપશ્રીએ સતી શ્રી દ્રૌપદીજીનું રક્ષણ કર્યું હતું, તે પ્રમાણે આ સ્થળે મારૂં રક્ષણ કરો, માતાથી રહિત થયેલા બાલકની આ ઘોર વનમાં આપ શા માટે ઉપેક્ષા કરી રહ્યા છો ? હે નાથ ! જો આપ આ સ્થળે મારી ઉપેક્ષા કરશો તો તમોજ શરમાવાના છો ? હે વિભો ! મેં સાંભળ્યું છે કે " આપશ્રીના ભકતો અકસ્માત્ નાશ પામતાજ નથી " આ પ્રકારનું ઘોર અરણ્યમાં તે બાલકનું આર્ત-વચન સાંભળીને કુલિન્દ રાજાને ઘણોજ વિસ્મય થયો, અને સત્વર અશ્વ ઉપરથી નીચે ઉતરીને તે બાલકને સાન્ત્વન આપવા લાગ્યો. તથા બુદ્ધિશાળી તે રાજા બાલકના આંસુઓને લુછતો લુછતો પુછવા લાગ્યો કે હે શિશુ ! તારા પિતા કોણ છે ? તારી માતા કોણ છે અને તારો મિત્ર સહાયક વર્ગ કયાં છે ? તથા આ નિર્જન-ઘોર-અરણ્યમાં તું શા માટે આવી રહ્યો છે ? તે સર્વ તું મને કહે.

કુલિન્દ રાજાનો આ પ્રશ્ન સાંભળી તે બાલક કહેવા લાગ્યો કે-હે મહારાજા ! મારા માતા પિતા તો શ્રી-કૃષ્ણ પોતેજ છે અને તે શ્રીકૃષ્ણ વડેજ મારૂં પાલન થયેલું છે, તે શ્રીકૃષ્ણને હું જોઇ શકતો નથી તેથીજ મારાથી રૂદન કરાઇ જાય છે. હે જનમેજય રાજન્ તે બાલકનું આવું ઉદાર વચન સાંભળીને કુલિન્દ રાજા વિચાર કરવા લાગ્યો કે પુત્ર રહિત મારે જો આ પરમવૈષ્ણવ બાલક પુત્ર થઇ જાય તો મારૂં કેવું સદ્‌ભાગ્ય લેખાય ! એ પ્રમાણે કહીને તે બાલકને આલિંગન આપીને તેને ઘોડા ઉપર બેસાડયો અને પોતે પણ તે અશ્વ ઉપર આરોહણ કરીને તે કુલિન્દક રાજા પોતાના પરિજનોની સાથે પુત્ર પ્રાપ્તિથી હર્ષ ઉભરાતાં સ્ફુરતા હાથવાળો છતો ચન્દનપુરી નામની નગરી પ્રત્યે રવાના થઇ ગયો. રસ્તામાં ચાલતાં ચાલતાં સ્વગત કહેવા લાગ્યો કે તે મારી પાપની ઋદ્ધિ આજ પુણ્ય આપનારી થઇ ગઈ. આ પ્રમાણે બોલતો બોલતો તે કુલિન્દક રાજા ચન્દનાવતી નામની પોતાની નગરીસાંજઈ પહોંચ્યો તથા પુત્ર સહિત પોતાના રાજ મંદિરમાં પેસીને મેધાવિની નામની પોતાની રાણીને પોતાને પ્રાપ્ત થયેલા તે પુત્ર રત્નને બતાવા લાગ્યો, અકસ્માત્ દૈવ કૃપાથી પ્રાપ્ત થયેલા તે પુત્ર રત્નને જોઇને તે રાણી ઘણોજ હર્ષ પામી અને પોતાના સ્વામી પ્રત્યે કહેવા લાગી હે નાથ હવેજ હું શોક પાત્ર રહી નથી, મારા સર્વે મનોરથો આ પુત્ર રત્નની પ્રાપ્તિથી સફળ થયા છે તથા હવે હું પાવન થઇ છું એમાં કાંઇ પણ સંશય નથી.

શ્રી નારદમુનિજી તે વૃત્તાન્ત અર્જુનને આગળ કહેવા લાગ્યાકે પોતાની રાણી મેધાવિનીને પુત્ર રત્ન પ્રાપ્તથી પ્રસન્ન થયેલી જોઇને બુદ્ધિમાન્ કુલિન્દ રાજાએ પુત્ર પ્રાપ્તિ નિમિત્તે ઉત્સવ કર્યો સ્નાતક એવા વેદ વિદ્યામાં નિષ્ણાત થયેલા બ્રાહ્મણોને બોલાવીને તેઓનું પૂજન કર્યું જ્યોતિષીઓ પ્રસન્ન થઈને તે રાજાને કહેવા લાગ્યા કે હે કુલિન્દ ! આ તારો પુત્ર બહુશ્રુત શ્રીમાન્ વિષ્ણુ ભક્ત અને મહા યશસ્વી થશે રમ્ય એવું ચન્દ્ર સમાન આ બાલ[illegible] દ મુખ હોવાથી તથા નિરંતર [illegible] મરેલું [illegible] ૧ આ

આ બાલક " ચન્દ્રહાસ " એ નામથી પ્રસિદ્ધ થશે અને તે આ પૃથ્વીનો રાજા પણ થશે !

આ પ્રમાણે બ્રાહ્મણોએ અને દેવતાઓએ આશિર્વાદ આપ્યા પછી હે પાર્થ ! તે ચન્દ્રહાસ દિવસે દિવસે કુલિન્દ રાજાની આશાઓ સાથે દ્વિતીયાના ચન્દ્ર પ્રમાણે વધવા લાગ્યો, કુલિન્દ રાજાના પ્રદેશમાં પરમ વૈષ્ણવ ચન્દ્રહાસના નિવાસથી પૃથ્વી કૃષિ સિવાય પણ પાક આપવા લાગી અને પ્રજા નિરંતર આનન્દમાં મગ્ન રહેવા લાગી, ગાયો ઘડો ભરીને દુધ આપવા લાગી અને તે રાજાના સર્વ પ્રદેશો સુન્દર બની ગયા ? ચન્દ્રહાસ જ્યારે સાત વર્ષનો થયો ત્યારેજ અનેક પ્રકારના અક્ષર સમામ્નાય ( વર્ણલિપિ ) ને સમજી ગયો અને પોતાના મનથી સર્વ પ્રકારનો નિર્ણય કરીને ' શ્રી હરિ ' એ પ્રમાણેજ બે અક્ષરનોજ જપ કરવા લાગ્યો, જ્યારે આ પ્રમાણે વિનેય ચન્દ્રહાસ કેવળ એ અક્ષરોનોજ સદા જપ કર્યા કરતો ત્યારે તેનો અક્ષરગુરૂ ક્રોધે ભરાઇને કહેતો કે હે ચન્દ્રહાસ ! તું અહર્નિશ ' શ્રી હરિ ' એ પ્રમાણે બે અક્ષરોનોજ ઉચ્ચાર કર્યા કરે છે અને બીજા કોઇ પણ વર્ણોને યાદ કરતો નથી એ ઠીક નહી, તારા જેવા સૌમ્ય પ્રકૃતિના રાજપુત્રે તો ગુરૂ જે કાંઇ ભણાવે તે સર્વ શીખવું જોઇએ.

પોતાના ગુરૂનો આ આદેશ સાંભળીને ચન્દ્રહાસ તેના પ્રત્યે કહેવા લાગ્યો કે હે પૂજ્ય ગુરૂશ્રી ! સિદ્ધ એવો વર્ણ સમામ્નાય હું સમગ્ર બોલું છું તથાપિ શ્રી હરિ એ પ્રમાણે અક્ષરાલાપ કરવાનો મારો અભ્યાસ થઇ ગયેલો હોવાથી તે સિવાય બીજું કાંઇ પણ મારા મુખમાંથી નીકળી શકતું નથી માટે હું શું કરૂં. આપશ્રી મારા પૂજ્ય ગુરૂ હોવાથી હું આપનો સેવક છું. ચન્દ્રહાસનો આ ઉત્તર સાંભળીને ગુરૂને તેના ઉપર ઘણોજ ક્રોધ આવી ગયો અને તેના હાથમાં ભાંગેલા વાંસની સોટી વડે શિક્ષા કરીને કહેવા લાગ્યા-હે શિષ્ય જે પ્રમાણે શાસ્ત્રની મર્યાદા હોય તે પ્રમાણે ક-કા-કિ એમ ભણ્યાકર, ગુરૂનું આ વાકય સાંભળી ચંદ્રહાસ ડરી ગયો હોય તેમ શનૈઃ શનૈઃ તે ગુરૂને કહેવા લાગ્યો. કે-હે ગુરૂવર્ય ! આપ કહો છો તે પ્રમાણે હું કદાપિ નહિ ભણું, મારી જિહ્વાજ તે પ્રમાણે ચાલી શકતી નથી હું તો કેવળ શ્રી-હરિનાં નામોનોજ જપ કર્યા કરીશ, મારે અન્ય શાસ્ત્રો સાથે કાંઇપણ પ્રયોજન છેજ નહી ! હે પ્રભો જેમાં શ્રી હરિનું નામ નથી તે શું શાસ્ત્રો કહેવાય ? જે શાસ્ત્રમાં કે પુરાણમાં શ્રી હરિનું નામ દેખાતું નથી, તે શાસ્ત્ર યદિ બ્રહ્મા સ્વયં કહેતા હોય તો પણ સાંભળવું ન જોઇએ.

શ્રી નારદજી મુનિ કહેવા લાગ્યા કે હે મહાબાહુ પાર્થ ! તે વૈષ્ણવ અને બાલક એવા તે ચંદ્રહાસનું ચરિત્ર સર્વ પાપોનો નાશ કરનારૂં છે. જ્યારે ચંદ્રહાસે પોતાના ગુરૂને સ્પષ્ટ ઉત્તર આપી દીધો એ અરસામાં ચન્દ્રહાસનો તે ગુરૂ કુલિન્દ રાજાના ભવન પ્રત્યે ગયો અને કુલિન્દ પાસે જઇને તેને નીચે પ્રમાણે કહેવા લાગ્યો કે-હે રાજન્ ! તારા પુત્રક-ચન્દ્રહાસને કોઇ મહા-ભૂતનો સંચાર થવાથી અહર્નિશ શ્રી હરી-શ્રીહરિ એ પ્રમાણે બડબડતો બેઠો રહે છે, અને હું તેને અક્ષર-શાસ્ત્ર ભણાવું છું. છતાં તે કુબુદ્ધિ એક-અક્ષર પણ ભણતો નથી, હે

રાજેન્દ્ર ! આપ જો મને આજ્ઞા આપતા હો તો હું તેને અવશ્ય શાસન આપું એમાં સંશય નહી ! ગુરૂનું આ વચન સાંભળીને કુલિન્દ રાજા તેને કહેવા લાગ્યો કે મેં તો આરા સુદૈવ વડેજ આ પ્રાપ્ત કર્યો છે, તેને હવે કેમ તાડન થઈ શકે વારૂ ? ભલે એવો તે પિશાચ સમાન હોય તો પણ તે સૂખ-નું હું અવશ્ય પાલન કરીશ, આપ સમાન ગુરૂઓએ તે બાલકના આશ્ચર્ય કારક મહત્-ચરિતને હજુ સુધી સાંભળ્યુંજ નથી, જ્યારે એકાદશીનો દિવસ પ્રાપ્ત થાય ત્યારે જમવાથી અન્ન-અમૃત થઇ શકતું નથી, ત્યારે આ મહા-પવિત્ર બાલક સિવાય કેવી રીતે ભોજન કરી શકીશ, માટે તે બાલકની આવીજ સ્થિતિ રહેશે, હવે હે વિપ્રેન્દ્ર ! આપ પોતાના ઘર પ્રત્યે પધારો અને ચન્દ્રહાસને પોતાની ઇચ્છા પૂર્વક વર્તવા દ્યો, જ્યારે તેને આઠમું વર્ષ પ્રાપ્ત થશે, ત્યારે તેને મેખલા-બન્ધનની ક્રિયા ( ઉપનયન-સંસ્કાર ) કરીશ અને ત્યાર પછી સંસ્કાર પામેલો આ બાલક-ચન્દ્રહાસ વેદાભ્યાસ કરશે, કુલિન્દ રાજાનું આ વચન સાંભળીને ગુરૂ તરીકે આવેલો વિપ્ર જેમ આવ્યો હતો તેમજ ચાલતો થયો. અને કુલિન્દ રાજા પોતાના મનોહર તે ચન્દ્રહાસ પુત્રને ગાઢ આલિંગન આપીને ઘણોજ હર્ષ પામ્યો તથા મનોગત કહેવા લાગ્યો કે આજ એકજ પુત્રે મારા સર્વે પ્રદેશો પાવન કર્યા છે, આ પુત્ર ખરેખર વિષ્ણુ-ભક્ત અને મહાન્-ચતુર છે, તો પછી અન્ય અનેક પુત્રોનું શું પ્રયોજન હોઇ શકે ? સર્પિણીને ઘણાયે પુત્રો ઉત્પન્ન થાય છે, પરંતુ તે સર્વે હરિ-(દેડકા) ના ભક્ષક હોય છે; પરંતુ આ મારો એકજ પુત્ર શ્રી હરિના ધ્યાનમાંજ ચિત્ત લગાડીને બેઠો રહે છે. મેં પૂર્વ જન્મમાં કેવું તપ આચર્યું હશે. કે પંચાગ્નિને સાધ્યા હશે કે જેથી હું આવા સર્વ-જનોને પ્રિય એવા વૈષ્ણવ-પુત્રને પ્રાપ્ત કરવા ભાગ્યશાલી થયો છું.

આ પ્રમાણે પોતાના ચિત્તમાં ચંદ્રહાસ સમાન વૈષ્ણવ પુત્રની પ્રાપ્તિથી પૂર્ણ સંતોષ માનીને જ્યારે તેને આઠમું વર્ષ પ્રાપ્ત થયું ત્યારે તે કુલિન્દક રાજાએ તે ચન્દ્રહાસની સકલ મેખલાદિ બન્ધન ક્રિયાઓ (ઉપનયન-સંસ્કાર) કરી અને ત્યાર પછી વેદાહુતિઓને હોમીને સાંગ-વેદનું અધ્યયન તેને કરાવ્યું, આ પ્રમાણે ચન્દ્રહાસ હૃદયમાં શ્રી-હરિનું ધ્યાન ધરતો ધરતો વેદ ભણી રહ્યો. સમગ્ર વેદ ભણી રહ્યા પછી તે કહેવા લાગ્યા કે આ મારા અધ્યયનથી શ્રી-હરિ પ્રસન્ન થાઓ, વેદોમાં સ્મૃતિઓમાં અને શાસ્ત્રોમાં તો મારા પ્રભુ શ્રી-હરિજ ગવાય છે, માટે હું આ સંસારમાં તેવી કોઇ વસ્તુ જોઇ શકતો નથી. કે જેમાં શ્રુતિ-સ્મૃતિ પ્રસિદ્ધ આ શ્રી હરિ રહ્યા ન હોય ! આ પ્રમાણે વેદાર્થનો અભ્યાસ કરીને તે ભકતરાજ ચન્દ્રહાસ ધનુર્વેદનો અભ્યાસ કરવા લાગ્યો, હૃદય રૂપી આંગણામાં શ્રી-હરિને લક્ષ્ય કરીને સ્થાપ્યા અને તેના ઉપર બાણો છોડવા લાગ્યો, સદ્‌ભકિતરૂપી ચાપ (ધનુષ્ય) માં વર્તમાન રહેતા તે સાત્વિક રૂપ ગુણને ગુણ-દોરી બનાવીને તથા બરાબર લક્ષ્યનો વિચાર કરીને, તથા ચિત્તને તેમાં શર-બનાવી યોજના કરી કે જે ઋજુ (નરમ) એવા પણ તે શરવડે તે બાલક જનાર્દન રૂપી લક્ષ્યને પ્રાપ્ત થયો, માટે હે પાણ્ડુ

નન્દન ! આ પ્રકાર વડે જે વીર પુરૂષો ય-થાર્થ લક્ષ્ય નથી જાણતા તે જનોને તે જ-નાર્દન રૂપ લક્ષ્ય પીડાજ કરે છે.

કુલિન્દપુત્ર એવા તે ચન્દ્રહાસના શરીરરૂપી ભાથામાંથી પાંચે બાણો સ્વયં નીકળવા લાગ્યા અને તે સર્વ બાણો એક થઈને તે ચન્દ્રહાસના લક્ષ્યરૂપ જનાર્દનમાં પેસી ગયાં એ ઘટના ઘણીજ આશ્ચર્ય કારક બનવા લાગી. આ પ્રમાણે પરમ-ભકત તે ચન્દ્રહાસે સંપૂર્ણ ધનુર્વેદનો અભ્યાસ કર્યો, ત્યાર પછી તેણે સર્વ ગુરૂઓને પણ ઉત્તમ ઉપહારોથી સંતોષ્યા, સમગ્ર અશ્વોના સ-મૂહને તથા શત્રુગણને તે રક્ષણ આપતો. આ પ્રમાણે તે ચન્દ્રહાસે પોતાના દેશને વશ કર્યો, સુંદર અશ્વ ઉપર બેઠેલો ચ-લાયમાન કુંડલો વાળો આ ચન્દ્રહાસ ચો-કડાને પકડીને તેને નમ્ર કરતો તથા પો-તાના ગુરૂઓ પાસે જઇને કહેતો કે મને તો શ્રમ છેજ નહી. શ્રી હરિને પ્રાપ્ત કરીને હું આવો મૂઢ કેવી રીતે બની શકું વારૂ ?

શ્રી શ્રી કૃષ્ણઃ શરણમ્.

---

## પ્રકરણ ૫૨ મું.

---

### ધૃષ્ટબુદ્ધિનું ચન્દનાવતી પ્રત્યે ગમન

---

શ્રી કૃષ્ણનો પરમ ભકત મહાવૈષ્ણવ ચંદ્રહાસ જે પ્રદેશોમાં રહે છે. તે પ્રદેશોને ધન્ય છે હે નારદ-મુનિજી ! તે ચંદ્રહાસે આ પ્રકારના ધનુર્વેદના અભ્યાસને કર્યો, તેથી પણ તે ચંદ્રહાસને અધિક ધન્યવાદ ઘટે છે એ પ્રમાણે અર્જુન નારદજીને કહેવા લાગ્યો, વળી ઉત્સુકતા પૂર્વક અ-ર્જુન કહેવા લાગ્યો કે શ્રી હરિના ભકતને હું કયારે જોઇશ, એ પ્રમાણે મને સર્વદા ઇચ્છા થયા કરે છે, આપણા બેઉના શ-બ્દોનું સાન્નિધ્યજ આ સમયે સાક્ષી રૂપ છે, ઇતરજનોનું તો આ સમયે સાન્નિધ્ય પણ નથી. ઉત્તાનપાદનો પુત્ર ધ્રુવજી આ-કાશમાં, તે બલિરાજા પાતાલમાં, વિભીષ-ણ લંકામાં, તથા અમારા તે પિતામહ-ભીષ્મ સ્વર્ગમાં પણ જગદુદ્ધારક શ્રીકૃષ્ણ-ચરણની પરમ સેવા અને અનન્ય ભક્તિ-થીજ બિરાજી રહ્યા છે. આપ પણ આ લોકમાંથી તે લોકમાં ફર્યા કરો છો, તો આપના દર્શનનો લાભ અમોને કયાંથી હોય ! પરંતુ હે મુનિ મહારાજ, આ સ-મયે અમારા ભાગ્યનો કોઇ સારો યોગ હોવાથી જ આપણા બેઉનો આ સ્થળે સ-માગમ થયો છે. હવે હું તે ભકતરાજ ચંદ્રહાસનું દર્શન કરીને મોટા ફલને પ્રાપ્ત કરીશ ! આપશ્રી-આ ભકતરાજ ચંદ્રહા-સની મનોહર અમૃતરૂપ-કથાને આગળ કહેવા કૃપા કરો. હે મુનિજી ! તે ચંદ્રહા સ-વિષમ તારૂણ્ય પ્રાપ્ત કરીને નૃપવર તે ચંદ્રહાસે કેવું આચરણ કર્યું તે તત્ત્વ-પૂર્વક મને કહી સંભળાવો—

અર્જુનનો સત્કથા-શ્રવણમાં આગ્રહ જાણીને નારદજી તેને કહેવા લાગ્યા કે હે પાર્થ ! તે ચંદ્રહાસ જ્યારે લગભગ સોળ વર્ષનો થયો ત્યારે પોતાના પિતાને કહેવા લાગ્યો. કે હે વિભો ! આપ જો મને આજ્ઞા આપતા હો તો હું દિગ્ વિજયને માટે જાઉં, અને આપના તે સર્વે શત્રુઓને બલપૂર્વક જીતીને હે રાજન્ ! તે નરરા-જાની સાથે હું પુષ્કલ ધન લઈ આવું ! પોતાના પુત્ર ચંદ્રહાસનું આ પ્રકારનું વ-ચન સાંભળીને કુલિન્દ રાજા તેને કહેવા

લાગ્યો—હે પુત્ર ! અન્યોની સહાય વિના તું એકલોજ દિગ્વિજય માટે કેવી રીતે જઇ શકીશ, કારણકે અન્ય–દેશોમાં મોટી - મોટી સેના યુકત ઘણા રાજાઓ જીતી ન શકાય એવા છે, અથવા જો તું વાસુદેવ–શ્રી કૃષ્ણનું સ્મરણ કરીને હઠ પૂર્વક જવા ચાહતો હોઉ તો ભલે જા, આપણા આ પ્રદેશનો સ્વામી કૌન્તલપ–દેશનો મન્ત્રી તે ધૃષ્ટ બુદ્ધિ છે. કે જેણે સો ગ્રામો વાળો આ પ્રદેશ મને અર્પણ કર્યો છે તથા આ પ્રદેશમાંજ તે નૃપતિના મહાબલવાન્ વૈરીઓ છે અને તે મારા દેશને નિરંતર પીડા આપ્યા કરતા હતા; પરંતુ તારા જેવા ભકતરાજ–બલિષ્ઠ પુત્રને સાંભળીને તેઓ કાંઇક શાન્ત થયા છે, આ પ્રમાણે પોતાના પિતાનું વચન સાંભળીને તથા આજ્ઞા લઇને તે ચંદ્રહાસ પાંચ મહારથિઓને સાથે લઇને વીર પુરૂષોથી અલંકૃત પ્રદેશો પ્રત્યે રવાના થયો. ઉત્તમ ધનુષ્યને ધારણ કરનાર તે ચન્દ્રહાસે સર્વે વીરોને હસતાં હસતાંજ જીતી લીધા, તે સર્વે રાજ્યના વૃથા મદથી મત્ત થયેલા અને રાજ્ય લક્ષ્મીથી ઉન્મત્ત બનેલા સર્વેનો તે ચન્દ્રહાસે પરાભવ કર્યો, પોતાથી પરાભવ પામેલા રથિઓને અને અશ્વારોહીઓને તે ચન્દ્રહાસ કહેવા લાગ્યો કે જેઓને મેં પકડી લીધા છે, તેઓનું શ્રી જનાર્દન–કૃષ્ણ સિવાય કોઇ રક્ષણ કરનાર છેજ નહિ !

આ પ્રમાણે સર્વે રાજાઓને જીતીને હજારો હાથીઓ અને અશ્વોને તથા સુવર્ણ રત્ન અને મુકતાઓથી ભરેલાં અનેક ગાડાંઓ પોતાના વિજયની સાથે લાવીને તે ચન્દ્રહાસ પોતાની ચન્દનાવતી નગરીમાં પેઠો, પોતાના પુત્રને વિજયી જાણીને કુલિન્દ રાજાએ સંમુખે જઇને તેને અભિનન્દન આપ્યું ! તથા તેની માતા મેધાવિની–રાણીએ પોતાના વિજયી-પુત્રનું દીપોથી શૃંગારેલા પાત્રવડે નીરાજન (આર્તિ) કર્યું, પોતાની સંમુખે આવેલા માતા પિતાને નમસ્કાર કરીને, મનુષ્યોએ ઉપાડેલી પાલખી–મીઆનામાં તેઓને બેસાર્યાં અને પોતે પગપાળો થઇને નમ્રતા પૂર્વક આગળ ચાલવા લાગ્યો ! તથા માતા પિતાની મોજડીને પોતાના હાથમાં ધારણ કરેલો છતો, તેઓ પ્રત્યે કહેવા લાગ્યો કે-આ મારા માતા પિતા–લક્ષ્મી અને નારાયણનું સ્વરૂપ છે અને હું તે બેઉનું નિરંતર ધ્યાન ધરૂં છું ! આ પ્રમાણે વિજય કરીને ચાલ્યા આવતા ચન્દ્રહાસને નગરની સ્ત્રીઓ નીરખવા લાગી, વિશાળ નેત્રો વાળા અને શોભા વડે કામદેવ સમાન હસતા એવા તે ચન્દ્રહાસને જોઇને કોઇ એક અબલા પોતાની સખી પ્રત્યે કહેવા લાગી કે ઉઠ–ઉઠ ચંદ્રહાસ વિજય કરીને આ નગરીમાં આવી પહોંચ્યો છે માટે તેનું દર્શન કરી લઇએ ! આપણા નગરમાં આપણે સર્વે ચંદ્રહાસનું દર્શન કરીએ છીએ તેથીજ તે આપણા પાતકોની સેનાને તે હણી નાખે છે, આ પ્રમાણે બોલી રહેલી તે સ્ત્રીને બીજી સ્ત્રી કહેવા લાગી –કે અહો આવું સદોષ - વચન બોલતાં તું શરમાતી નથી શું ? જે આ મંત્રીપુત્ર ચંદ્રહાસ નિરંતર કામીઓના સમૂહને હસ્યા કરે છે, તે સર્વ જનોનો પ્રિય ચંદ્રહાસ એવો ન હોઇ શકે ? એ તો સર્વ અવસ્ય ઢંગ ધડા વિનાનું ભાસે છે. આ પ્રમાણે મધુર આલાપોનું શ્રવણ કરતો

ચંદ્રહાસ પોતાના સુહૃદો મિત્રો અને કાકાઓ તથા પિતાને સંતોષ આપતો આપતો પોતાના ભવનમાં પ્રવેશ કરવા લાગ્યો.

આ પ્રમાણે દિગ્વિજય કરીને પુષ્કલ ધન લાવી આપ્યા પછી, તે કુલિન્દ રાજાએ પંચમીને દિવસે ( વસન્તપંચમી ) વેદપાઠી દ્વિજોની સહાયથી પોતાના વૈષ્ણવ–પુત્ર તે ચન્દ્રહાસનો પોતાના રાજ્યાસન ઉપર અભિષેક કર્યો, ભક્તરાજ ચન્દ્રહાસના અભિષેક સમયે સર્વ નગરવાસી જનો ક્રમ પૂર્વક મહોત્સવ કરવા લાગ્યા, નાગરિકોએ પહેલાં તો પોતપોતાના આંગણાઓને શુદ્ધ જલ વડે સાફ કર્યાં અને સર્વત્ર ચન્દનો વડે લીપાવ્યાં તથા શુભ્ર અને ઘાટા કપુરના ચૂર્ણો વડે પોતાના આંગણાના ચોકો પુરાવ્યાં તથા હર્ષ યુક્ત થઇને ચારો તરફ રંગ બેરંગી ધ્વજાઓ બાંધી તથા સુંદર છન્દોવાળા શ્રી હરિના નામ સહિત પદોને ઊંચેથી ગાવા લાગ્યા ત્યાર પછી તે સર્વ નાગરિક જનો એકત્ર થઇને ચંદ્રહાસને સુગંધી ચન્દન અને કપુ સહિત ઝગઝગતા કેશર વડે તથા ચમ્પક માલાઓ અને નગરના સુગન્ધિત પવિત્ર ધૂપો વડે પૂજવા લાગ્યા તથા તે સમયે કપૂરના–દીપકો વડે ચંદ્રહાસનું નિરાજન કર્યું, આ પ્રમાણે નાગરિક જનો વડે પૂજાએલો તે ચંદ્રહાસ તેઓ પ્રત્યે કહેવા લાગ્યો કે હે નગરવાસી સજ્જનો ! આજથી આરંભીને જ્યારે પવિત્ર એવો અમાવાસ્યાનો દિવસ પ્રાપ્ત થાય. ત્યારે જે કોઇ પુરૂષ ઉત્સવ અને એક ભુક્ત નહી કરે તેને હું મારો શત્રુ સમજીશ, તેમજ વિષ્ણુ તિથિ એકાદશીને દિવસે જે કોઇ અન્ન જમશે તેને મારો મહાન્ શત્રુ સમજીશ, કારણ કે જે દિવસે એકાદશી પ્રાપ્ત થઇ હોય તે દિવસે મહા પાતકોનો સર્વ સમુદાય ભય–ભીત થઇને અન્નમાં વિલય પામી છુપાઇ જાય છે, માટે તે દિવસે ભગવદ્દનું આરાધન કરનારાઓએ અનાજ જમવું ન જોઇએ ! જે દિવસે પદ છપન ઘટિકા દશમી દેખાય તે તિથિ રિકતા માનવી જોઇએ, અને બીજે દિવસે દશમી માનવી જોઇએ એવો શાસ્ત્રકારોનો મત છે. માટે વૈષ્ણવોએ તો એવી દશમીથી નહી વિદ્ધ થયેલી ( અવિદ્ધા) એવી શ્રી વિષ્ણુ -વલ્લભા એકાદશીનું ઉપોષણ કરવું એ ઇષ્ટ છે, જેઓ પા થી ડરેલા હોય, ધર્મ કર્મમાં રમી રહેલા અને શ્રી વિષ્ણુ–ભક્તિથી યુક્ત હોય તથા જેઓ બેઉ પક્ષોની એકાદશીની રાત્રિ ( શ્રી હરિના દિન ) માં જાગરણ કરનારા હોય તેવા પરમ વૈષ્ણવોનો હું સર્વદા દાસ બનીને રહીશ, એમાં કાંઈ પણ સંશય ન માનશો ! કારણકે આપણા મનુષ્યોનું આયુષ્ય તો જલમાં ઉત્પન્ન થયેલા પરપોટાની માફક ચપલ છે માટે હે મૂઢ–જનો આપણા દેહમાંજ સ્થિર થયેલા માધવ–શ્રી લક્ષ્મી પતિનુંજ ચિન્તન કર્યા કરો; જુઓ આ આપણો દેહ અસ્થિરૂપી સ્તમ્ભોવાળો સ્નાયુઓથી બંધાએલો માંસ અને રૂધિરથીજ લેપાયેલો છે, વળી અનેક છિદ્રોવાળો શુભ–અશુભ ગ્રહોથી ઘેરાયેલો અને લોભ ક્રોધ વગેરે શત્રુઓને પરાધીન છે, માટે આ પ્રકારનું શરીર અને એકાદશી સમાન વ્રત તે બેઉનો વિચાર કરીને બુદ્ધિવડે જે યોગ્ય જણાય તે આચરવાને માટે તમો યોગ્ય છો ! એકાદશી વ્રત સમાન ત્રણે

ભુવનમાં બીજી કોઇ પણ પાવન વસ્તુ મેં જોઈ કે સાંભળી નથી, કારણ કે તે એકાદશીના સ્વામી—શ્રી હરિ સ્વયં છે, એ પ્રમાણે તે ચંદ્રહાસ રાજાએ આદેશ કરાયેલા પૌર–જનો હર્ષ પામ્યા અને ચંદ્રહાસના તે સિદ્ધાન્તને અનુમોદન આપવા લાગ્યા, ત્યાર પછી ચંદ્રહાસે નગર–જનોને અને અન્ય દુર્બલ જનોને તથા સર્વે દ્વિજોને, સુવર્ણ–રત્ન અને ઉત્તમ–વસ્ત્રોવડે હર્ષ પૂર્વક અલંકૃત કર્યા, તથા તે ચંદ્રહાસે બ્રાહ્મણોને માટે વિચિત્ર–સુંદર મંદિરો, વાવો–કુવાઓ અને તલાવ વગેરે જલાશયો તથા–શ્રી વિષ્ણુના મંદિરો બંધાવી આપ્યાં, તથા શિવાલયો–અન્નસત્રો અનેક યોગેશ્વરના આશ્રમો તથા ફળ પત્ર–અને અધિક જલવાળા અનેક પ્રકારના હવાડાઓને બંધાવી આપ્યાં.

વૈષ્ણવ ચંદ્રહાસના અભિષેક મહોત્સવ પ્રસંગે દેશો–દેશથી બ્રાહ્મણો ક્ષત્રિયો અને શૂદ્ર વગેરે પ્રજાવર્ગ, પોતાના પુત્ર–પૌત્ર પરિવાર સહિત ધન ધાન્યને સાથે લઇને ચન્દનાવતી નગરી પ્રત્યે આવી પહોંચ્યા હતા, તે સર્વે પ્રજા વર્ગનો કુલિન્દ પુત્ર હર્ષ પૂર્વક આગત–સ્વાગત અને વ્યવસ્થા કરતો હતો. પ્રસન્ન થયેલી અઢાર પ્રકારની પ્રજા સહિત આનન્દ માનતા તે ચંદ્રહાસે શ્રીહરિમાં ભક્તિ વધારીને ચન્દનાવતી નગરીને ઘણીજ સમૃદ્ધ બનાવી દીધી, જે ચન્દનાવતીમાં આવી પહોંચેલો યાચક ચંદ્રહાસે 'શ્રી અધોક્ષજ ભગવાન્ પ્રસન્ન થાઓ' એમ કહીને શ્રી કૃષ્ણાર્પણ કરેલી લક્ષ્મી વડે કુબેરને પણ હસી શકતો હતો! આ પ્રમાણે ચન્દનાવતી નગરીનું પાલન કરતા તે ચંદ્રહાસને તેનો પિતા કુલિન્દ રાજા કહેવા લાગ્યો- હે પુત્ર! મારે કુન્તલ દેશના રાજાને પ્રતિવર્ષે દશ હજાર સોના મહોરો આપવી પડે છે તથા તેનાથી અરધી પાંચ હજાર સુવર્ણ–મુદ્રાઓ આપણા સ્વામીને (મંત્રીને) અને અઢીહજાર મહોરો તે રાજાની પત્નીને આપવી પડે છે, માટે હે ઉદાર પરાક્રમવાળા પુત્ર–ચંદ્રહાસ! તે સર્વે કર રૂપે અપાતી સોના મહોરો તું તેઓના ઉપર મોકલી આપ કે જેથી તે મંત્રી અને કુન્તલ દેશના રાજા બેઉ પ્રસન્ન થાય. હે વત્સ; આ ચન્દનાવતીથી તે કૌન્તલપુર છ યોજન (૨૪–કોશ) થાય છે, જેમાં કૌન્તલ રાજા ગાલવ નામના તેમના પુરોહિતની અનુમતિથી તથા ધૃષ્ટ બુદ્ધિ નામના મંત્રી વડે વ્યવસ્થા પૂર્વક રાજ્ય કરે છે, ચંદ્રહાસ આદેશ રૂપ પોતાના પિતાનું વાક્ય સાંભળીને ઘણોજ પ્રસન્ન થયો, તથા જે કાંઈ મંત્રીને રાજા અને રાણીને વસ્તુ આપવાના છે તે સર્વે હે તાત! હું ગાલવ પુરોહિત ઉપર સત્વર મોકલી આપું છું એમ પોતાના પિતા પ્રત્યે કહીને લીલા પૂર્વક તે સર્વે વસ્તુઓ તેણે મોકલી આપી ઘોડીઓ–ઉંટો અને ગાડાંઓ વડે ઉત્તમ વસ્ત્રો સુવર્ણ શુદ્ધચંદન સુંદર કર્પૂર અને કસ્તુરી, ઉત્તમ હાથીઓ અને મનોહર–અશ્વોને તે ચંદ્રહાસે કુન્તલ દેશના રાજાને અને ધૃષ્ટબુદ્ધિ મંત્રી ઉપર મોકલી આપ્યા, સાથે સુંદર–વિજ્ઞપ્તિ પૂર્વક એક પત્ર પણ વિનતિપુર:સર લખીને મોકલ્યો, ચંદ્રહાસના સેવકોતે પત્ર અને મંત્રિ તથા રાજાને આપવાનું સર્વધન લઈને રવાના થયા, તે સર્વે ચંદ્રહાસના સેવકો

એકાદશીને દિવસે સાયંકાલે કૌન્તલક પુરમાં જઇ પહોંચ્યા, નગરની સમીપમાં શુદ્ધ–જલવાળી નદીને જોઇને તેઓ સર્વે કહેવા લાગ્યા કે–આપણે સર્વે આ નદીના નિર્મલજલમાં સ્નાન કરીને તથા શ્રીહરિની સારી રીતે પૂજા–સેવા કરીને પછીજ આ નગરમાં પ્રવેશ કરીએ કારણ કે શ્રીહરિના સારી રીતે કરેલા પૂજન–અર્ચનથીજ આપણા સર્વનું શીઘ્ર કલ્યાણ થશે.

આ પ્રમાણે ચંદ્રહાસના તે સર્વે સેવકોએ નદીમાં સ્નાન કર્યું સંધ્યા અને જપ કર્યા પછી તે સમયે શ્રી નારાયણનું ધ્યાન ધરવા લાગ્યા. તથા શ્રીહરિની વલ્લભા તુલસી દેવીને પોતાના મસ્તક ઉપર ચડાવી આ પ્રમાણે પોતાના સર્વે નિયમનું પાલન કરીને તે ચંદ્રહાસના સેવકોએ ધૃષ્ટબુદ્ધિ મંત્રીના મંદિરમાં પ્રવેશ કર્યો, તે સર્વેને ભિના વસ્ત્રવાળા જોઇને ધૃષ્ટબુદ્ધિ મનમાં શંકા પામ્યો કે–કુલિંદ રાજા મરણ પામ્યો હોવો જોઇએ અને તેથીજ આ સર્વે તેના સેવકો આ પ્રમાણે ભીના વસ્ત્રો પહેરીને આ તરફ ચાલ્યા આવે છે, આ પ્રમાણે વિચાર કરીને પોતાના પ્રત્યે નમસ્કાર કરી રહેલા કુલિંદના સેવકોને તે ધૃષ્ટબુદ્ધિ પુછવા લાગ્યો કે આપણા દેશનો રક્ષક કુલિંદ ક્યારે મરણ પામ્યો ? આજે તેને કેટલા દિવસો થયા. કુલિંદ રાજા પંચત્વ પામ્યો એ ઘટના ઘણીજ અનિષ્ટ કારક બની.

ધૃષ્ટિબુદ્ધિનું આ હૃદય ભેદક વાકય સાંભળીને કુલિંદના સેવકો તેને કહેવા લાગ્યા કે–અનિષ્ટ વૈરીઓનું થાઓ; પરંતુ કુલિંદ રાજાનું ક્યારેય પણ અનિષ્ટ ન થાઓ ! કુલિંદના સુપુત્ર બુદ્ધિશાળી ચંદ્રહાસે દિગ્વિજય કરીને આપને જે કાંઇ પ્રતિવર્ષે અપાય છે તે સર્વ ધન અમારી સાથે મોકલ્યું છે. સુવર્ણથી ભરેલા ઘડાઓ કપૂર અગુરૂ અને ચંદન તથા ઉત્તમ વસ્ત્રોથી પૂર્ણ થયેલાં ગાડાંઓ આપશ્રીના મંદિર પ્રત્યે ચાલ્યાં આવે છે ! આ કરતાં સાત ગણા ધનથી પૂર્ણ થયેલા ગાડાંઓ તો કુન્તલાધિપતિના રાજગૃહ પ્રત્યે પહોંચી ગયા છે. કુલિંદ રાજાના સેવકોનું આ પ્રકારનું વિનીત વચન સાંભળીને ધૃષ્ટબુદ્ધિ ઘણુંજ આશ્ચર્ય પામ્યો અને અતિ પ્રસન્ન થઇને તે સર્વ ધનનો સ્વીકાર કર્યો, તથા પોતાના રસોઇઆઓને કહેવા લાગ્યો કે આ આપણા અતિથિઓને ઘણુંજ સુંદર દેવોના નિવેદ્યને યોગ્ય અન્ન જમાડો. ધૃષ્ટબુધ્ધિની આજ્ઞાથી ધૃષ્ટબુધ્ધિના સ્વયંપાકાચાર્યોએ તેઓને જમવા માટે ઘણી વખત બોલાવ્યા છતાં તે દિવસે તેઓને ત્યાં ભોજન ન લીધું, જ્યારે કુલિંદના સેવકો ભોજન લેવા ન ઉઠયા ત્યારે તે સર્વે રસોઈઆઓએ આદર પૂર્વક આ વૃત્તાંત ધૃષ્ટબુદ્ધિને નિવેદિત કર્યો, શ્રી હરિના ભક્ત કુલિંદના સેવકોને બોલાવીને લાલચોળ નેત્રોવાળો તે પ્રધાન નીચે પ્રમાણે કહેવા લાગ્યો કે સત્કાર પૂર્વક ભોજક આપવા છતાં જેઓ તે ભોજનનો ગર્વથી સ્વીકાર કરતા નથી, માટે કુલિંદને કેદ કરીને હું તેને ધન રહિત કરી દઉં ક્રોધે ભરાયેલા ધૃષ્ટબુદ્ધિનું આ પ્રકારનું વચન સાંભળીને કુલિંદના તે સેવકો વિનય પૂર્વક તેને કહેવા લાગ્યા કે હે સમર્થ સ્વામિન્ ! અમો શ્રી હરિના દિવસે ( એકાદશીએ ) ભોજન લેતા નથી, વળી માર્ગમાં અમોને કૃતઘ્નોનો સંપર્ક થયેલો

છે, તે વિશેષથી પણ હે મંત્રિવર્ય અમો આજ અન્નનો સ્વીકાર કરી શકતા નથી આ પ્રમાણે સેવકનું વિનીત વચન સાંભળીને ધૃષ્ટબુદ્ધિ પ્રસન્ન થયો અને તે સર્વેને પ્રાતઃકાલે આમંત્રણ આપીને પ્રીતિ પૂર્વક ભોજન કરાવ્યું તથા પોતે પણ ભોજન કર્યું. ત્યાર પછી તે ધૃષ્ટબુદ્ધિ ચન્દનાવતી નગરીનું અવલોકન કરવા તૈયાર થયો કૌન્તલપ રાજાનો સર્વ કારભાર પોતાના પુત્ર મદનને સોંપીને જ્યાં ચન્દનાવતી પ્રત્યે પ્રયાણ કરવા જાય છે, ત્યાં તેની વિષયા નામની કન્યા પોતાના પિતા પાસે આવી પહોંચી અને વિનય પૂર્વક કહેવા લાગી કે હે તાત ! જે સરસાલ નામના વૃક્ષને હું પ્રતિદિન જલ સિંચન કર્યા કરૂં છું, તેને પણ આજ ફલો આવવાં લાગ્યાં છે. માટે હવે તેના પાલન માટે આપ કાંઈક હૃદયમાં વિચાર કરો. આપને રાજકાર્યના બોજાથી હમેશાં વ્યગ્રતાજ રહ્યા કરે છે. આ પ્રમાણે યૌવનના ઉદ્‌ભેદ વડે બાલ્યાવસ્થા જતી રહેલી હોવાથી તે વિષયા નામની કન્યા પોતાના પિતા પ્રત્યે કહીને શાંત થઇ ગઇ. તે કન્યાને આશ્વાસન આપીને ધૃષ્ટબુદ્ધિ પ્રધાન હર્ષિત થયેલો છતો ચંદનાવતી પ્રત્યે રવાના થઇ ગયો, બે દિવસે તે પ્રધાન ચંદનાવતીમાં જઇ પહોંચ્યો અને તે નગરીને જોઇને સ્વગત કહેવા લાગ્યો કે અહો આ સ્થળે મહાઅરણ્ય હતું તે સ્થળે આજ આ ચંદનાવતી એક મહા પુરી બની ગઈ છે ! આ પ્રમાણે વિસ્મય પામેલા તે ધૃષ્ટબુદ્ધિની સંમુખે કુલિંદ રાજા પુત્ર સહિત તેનું સ્વાગત કરવા આવી પહોંચ્યો, પ્રધાનને નમસ્કાર કરી હળીમળીને પોતાના રાજ-ગૃહમાં તે કુલિંદ રાજા લઇ આવ્યા તથા પુત્ર સહિત વિધિપૂર્વક તેનું આગત સ્વાગત સત્કાર કરીને નમ્ર થઇને તેની સમક્ષ ઉભો રહ્યો.

તે કુલિંદ રાજાને ધૃષ્ટબુદ્ધિ પ્રધાન પુછવા લાગ્યો કે આ પુત્ર આપને ક્યારે થયો છે ? આપે આ પુત્રના જન્મ સમાચાર અમારી સમક્ષ શામાટે નહી મોકલ્યા, ધૃષ્ટબુદ્ધિનો આવો ગૂઢ પ્રશ્ન સાંભળીને કુલિંદ રાજા ઉત્તર આપવા લાગ્યો કે-હે મહામતે પ્રધાનજી ! આ મારો ઔરસ પુત્ર નથી; કિંતુ આ મનોહર પુત્ર મને સ્વયં પ્રાપ્ત થયો છે- એક દિવસ હું મારૂં ચિત્ત મૃગયાને આધીન થવાથી કૌંતલ પુરથી બે યોજન જેટલા ઘોર અરણ્યમાં પેઠો હતો ત્યાં મેં કપાઇ ગયેલી છઠ્ઠી આંગળીવાળા લગભગ પાંચ વર્ષની વયના બાલકને જોયો કે જે નાની વય છતાં શ્રી હરિના નામોચ્ચારનો જપ કર્યા કરતો હતો, તેથી મેં તેને પોતાના ઔરસ પુત્ર કરતાં પણ અધિક માની લીધો ! તે આ શ્રી વિષ્ણુના ભક્ત ચંદ્રહાસને આપ મારા પુત્ર તરીકે જાણો !

કુલિંદ રાજાના મુખ થકી આ રહસ્ય જાણીને હે પાર્થ, દુષ્ટબુદ્ધિ તે ધૃષ્ટબુદ્ધિ એક ક્ષણ પર્યન્ત યોગીની માફક અંતર્દષ્ટિ થઇ ગયો વિમૂઢ મતિવાળો તે પ્રધાન આ ચંદ્રહાસ સાચો શ્રી-વિષ્ણુનો ભક્ત છે, તેમ લેશ માત્ર જાણતો ન હતો, તે આ પ્રધાન સભામાં મુનિએ કહેલા સત્ય વચનને પોતાના અંતરમાંજ છુપાવી રાખવા લાગ્યો, તથા વિચાર કરવા લાગ્યો કે જે બાલકને હણવા માટે મેં ચાંડાલોને ઘોર અરણ્યમાં મોકલ્યા હતા તેજ ખરેખર આ બાલક આજ સોળ વર્ષનો જણાય છે, માટે કાપી લીધેલી તેની

છઠ્ઠી અંગુલીને દેખાડીને તે ચાંડાલોએ મને ખરેખર છેતરી લીધો છે. મારે તો જુવાન્ એવા મદન અને અમલ નામના બે પુત્રો છે, જો આ ચંદ્રહાસ તે મુનિઓના વચન પ્રમાણે મારી સંપત્તિનો સ્વામી થશે તો તે બેઉ મારા પુત્રો શું કરશે, "માટે જે કાર્ય અવશ્ય કરવાનું હતું તેનો સમય વીતી ગયા પછી જે ડાહ્યો માણસ વિચાર કર્યા કરે છે, તેનું તે કાર્ય થઇ શકતુંજ નથી અને તે ચિંતા કરતો નાશ પામી જાય છે " માટે જે વીતી ગઇ તેને વીતી જવા દો; પરંતુ તે મુનિઓનાં વચનને હું અવશ્ય અસત્ય કરીશ. એ પ્રમાણે પોતાના મન વડે નિશ્ચય કરીને બહારથી હર્ષના ચિન્હોને ધારણ કરતા તથા અંતઃકરણમાં મલિન વૃત્તિવાળા તે પ્રધાને, હે જનમેજય રાજન્ ! જેમ પાખંડ વાળી બુદ્ધિ લોકોને પ્રપંચમાં ફસાવે તેમ કુલિંદ રાજાને કહેવા લાગ્યો કે—હે કુલિંદ ! આજ તારો જન્મ સફળ છે કે જેથી તું આ પવિત્ર પુત્રને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયો છે. તને આવા પવિત્ર પુત્ર સહિત જોઇને મારા હૃદયમાં પણ અહો મહાન્ હર્ષ (!) થાય છે, તારા પુત્રને જોઇને હું મારા હર્ષને તારી સમક્ષ કહી શકતો નથી. આ પ્રમાણે તે દુષ્ટ બુદ્ધિ પ્રધાન ગૂઢ—અભિપ્રાય વાળા વચન વડે તીક્ષ્ણ ધારવાળો મધુથી લેપાયેલો ક્ષુર ( અસ્ત્ર ) હોય તથા તૃણોથી આચ્છાદિત ખાડો હોય અને વિષ ભેળવેલું વિચિત્ર અન્ન હોય તે પ્રમાણે પોતાના પાપી હૃદયને છુપાવતો છુપાવતો તે હર્ષોદ્ગાર કાઢવા લાગ્યા પર

શ્રી શ્રી કૃષ્ણઃ શરણમ્

# પ્રકરણ ૫૯ મું.

## ચન્દ્રહાસોપાખ્યાન.

શ્રી—કૃષ્ણનો પરમ ભક્ત આ ચંદ્રહાસ કેવી રીતે મરણ પામશે તથા તે મુનિઓનું વચન અસત્ય કયા પ્રકારે થઈ શકશે, એ પ્રમાણે વિચાર કરતો છતો કુબુધ્ધિનો મહાસાગર ધૃષ્ટબુદ્ધિ પુનઃ ચિરકાલ ધ્યાન ધરવા લાગ્યો, તે દુષ્ટ બુદ્ધિએ વિચાર કર્યો કે જો આ મારા શત્રુ કુલિંદના પુત્ર ચંદ્રહાસને આ સ્થળે પ્રત્યક્ષ હણીશ, તો આ સર્વે તેના સેવકો અને ત્રિવિધ પ્રકારના શસ્ત્ર પ્રહારોથી હણી નાંખશે એમાં સંશય નથી. અને આ પ્રમાણે જો ચંદ્રહાસને હણ્યા પછી જો તેઓ મને હણે તો મારા પુત્ર મદન અને અમલ બેઉ અવશ્ય દુઃખી થાય ! માટે શું હું આ ચંદ્રહાસનો સ્વયં વધ કરી નાખું કે મારા રાજ—ભટોદ્વારા આ મારા શત્રુનો વધ કરાવું ! પરંતુ આ પ્રકારથી મારા આ પ્રબલ શત્રુને હણવો એ શક્ય નથી, માટે જે વિષ શ્રી શંકરે પોતાના કંઠમાં ધારણ કર્યું છે તે હાલાહલના દાન થકી મારા આ શત્રુને હું હણી શકું છું આ પ્રમાણે ચંદ્રહાસનું (તેના નાશનું) ધ્યાન ધરીને ઘણોજ હર્ષ પામ્યો અને ચંદ્રહાસ પ્રત્યે કહેવા લાગ્યો કે—હે ચંદ્રહાસ, એક સુંદર પત્ર અને લેખિની તથા મષીપાત્ર (શાહીનો ખડીયો) તું મારી પાસે લાવી આપ, હું એક આવશ્યક (!) પત્ર લખીને તને કૌન્તલપુર પ્રત્યે મોકલવા ઇચ્છું છું ધૃષ્ટબુધ્ધિની આ આજ્ઞાથી ચંદ્રહાસે પત્ર-

લેખિની અને મષીપાત્ર વગેરે હાજર કર્યાં તે સર્વ-સાહિત્યને લઇને દુષ્ટ મતિ ધૃષ્ટબુધ્ધિ એકાન્તમાં બેઠો અને પત્રમાં ક્રમ-પૂર્વક નીચેના અક્ષરોને લખવા લાગ્યો કે-

સ્વસ્તિ શ્રી ચિ. મદન પ્રત્યે લખવાનું કારણ એ છે કે આ પત્ર લઇ આવનાર ચન્દ્રહાસ મારો અત્યન્ત (અ)હિત છે અને મારી સંપત્તિનું સ્થાન પણ આ ચન્દ્રહાસ થાય એ તમારે જાણી લેવું, તો હે પુત્ર તારે આ પ્રમાણે કાર્ય કરવું કે તારે તેનું રૂપ, વય, કુલ, શીલ કે પરાક્રમ ઉપર લક્ષ્ય ન આપતાં તથા તેની વિદ્યા અને વિત્ત તે સર્વેનો કાંઇપણ ખ્યાલ કર્યા સિવાય આપણા આ (અ) મિત્રને માટે વિલંબ કરશોજ નહીં, મદન ( કામદેવ ) ના શત્રુ રૂપ આ ચન્દ્રહાસને તમારે પાર્વતીશ-શ્રી શંકરનું ધ્યાન ધરીને વિષ આપી દેવું કે જેથી કરીને આપણે સર્વે કૃતાર્થ થઈ શકીએ !

લી૦ શુભેચ્છક-ધૃષ્ટબુદ્ધિ.

આ પ્રમાણે પત્ર લખીને તે પત્રના ઉપર ધૃષ્ટબુદ્ધિએ પોતાના નામની સાંકેતિક મુદ્રા કરી અને વિશાળ ચક્ષુવાળા ચન્દ્રહાસને બોલાવીને તેને કહેવા લાગ્યો કે-હે ચન્દ્રહાસ, તું મારા વચનને સાંભળી લે, મારે કૌન્તલક નગરમાં મારા પુત્ર પ્રત્યે એક મહતત્ત્વ ભરેલું કાર્ય કરવાનું છે, માટે આ મુદ્રા કરેલા પત્રને લઇને તું મારા પુત્ર મદન પ્રત્યે જા. આ મુદ્રિત કરેલા પત્રને તું ખોલીશ નહીં, મારા પુત્રને આ પત્ર આપવાથી તારૂં ગૂઢ (છુપું) હિત (!) થશે!. જો તું આ મેં કરેલી મુદ્રાને તોડીશ તો તને હું કહું એ દોષ લાગે ! શ્રી શંકર અને વિષ્ણુનો ભેદ કરવાથી જે દોષ થતો હોય તે દોષ તું જો મુદ્રાને તોડે તો તને લાગે, માટે હે પુત્ર (!) ચન્દ્રહાસ તું શીઘ્ર અશ્વ ઉપર આરોહણ કરીને ચાર સેવકોની સાથે કુન્તલપુર પ્રત્યે જા અને ત્યાં જઇને મારા ધર્મ-પુત્ર મદનને શીઘ્ર ભેટ-દર્શન કર, ધૃષ્ટબુદ્ધિની આ આજ્ઞા સાંભળીને તે ચન્દ્રહાસે તેનો મુદ્રિત પત્ર લઈ લીધો અને સુંદર વેગને ધારણ કરીને તે મંત્રી ધૃષ્ટબુદ્ધિને તથા પોતાના પિતા કુલિન્દને નમસ્કાર કરીને તે ચન્દ્રહાસ પોતાની માતા મેધાવતીને નમસ્કાર કરવાને તથા તેની પાસેથી આજ્ઞા મેળવવા માટે કુલિન્દ રાજાની પદ્ધતિ માફક તે ગયો. તે મેધાવતીએ કુન્તલપુર પ્રત્યે જતા પોતાના વૈષ્ણવભક્ત ચન્દ્રહાસ પુત્રનું નીરાજન કર્યું તથા આશીર્વચનો વડે તેને અભિનન્દન આપ્યું, તથા-દધિ-દુર્વા અને અક્ષતોથી મિશ્રિત કરેલું તિલક ચંદ્રહાસના ભાલ-પ્રદેશમાં સૌભાગ્યવતી તે મેધાવતીએ કર્યું, તથા તેણી કહેવા લાગી કે-તારા માર્ગો સર્વદા કલ્યાણ કારક હો તારા મુખનું શ્રી નારાયણ અને બન્ને બાહુઓનું જનાર્દન રક્ષણ કરો. હૃષીકેશ તારા વક્ષઃ સ્થળનું અને માધવ તારા ઉદરનું રક્ષણ કરો, પદ્મનાભ તારી નાભિનું અને શ્રીનૃસિંહ તારી કુક્ષિનું રક્ષણ કરો, કમલ પત્રાક્ષ તારા કટિ ભાગનું અને બેઉ જંઘાઓનું મધુ-સૂદન રક્ષણ કરો, તારા બન્ને જાનુઓનું યજ્ઞ-ભોકતા અને બેઉ ગુલ્ફોનું દામોદર રક્ષણ કરો, સહસ્રપાદ તારા બેઉ ચરણોનું અને સહસ્રાક્ષ તારી બેઉ ચક્ષુઓનું રક્ષણ કરો, હે પુત્ર તારા સર્વ શરીરનું ત્રિવિક્રમ રક્ષણ કરો, તું તને

અનુકૂલ એવી પત્ની સાથે શીઘ્ર સમાગમ કર, જે પ્રમાણે તું તારી સ્વાભાવિક રાજ્ય-શ્રી સાથે નૃપતિની કુક્ષિને પ્રાપ્ત થયો છે તેજ પ્રમાણે યોગ્ય એવી પત્ની સાથે તારી ભેટ થાય.

આ પ્રમાણે કુન્તલપુર જતી વેળાએ માતાનો સંપૂર્ણ આશીર્વાદ મેળવ્યા પછી તે ચન્દ્રહાસ પોતાની માતાને નમસ્કાર અને પ્રદક્ષિણા કરીને અશ્વ ઉપર ચઢયો અને પોતાના સ્વામીના હિતમાં તત્પર એવા તેના સેવકો સાથે કુન્તલપુર પ્રત્યે રવાના થયો, રસ્તામાં ચાલતાં તેને બીજા ગામથી ચાલ્યા આવતા વધૂ-વર (વર ઘોડીઆ) ના દર્શન-શુકન થયાં કે જે વરવધૂ નવ-પરિણીત હોવાથી હરિદ્રા અને કુંકમના આધિક્યવડે સુચિત્રિત અને મનોહર દીસતા હતાં, વળી આગળ ચાલતાં નવા ( તુરત-જન્મેલા ) વાછડા વાળી પહેલીજ પ્રસૂત થયેલી (વોડકી) તે ચંદ્રહાસની સમક્ષ ઉપસ્થિત થયેલી તેણે જોઇ, તથા રસ્તામાં વનના સ્વામીઓ-એ તેને દાડિમી-ફલ અર્પણ કર્યું, તથા ઘણાએક તેને ચમ્પકમાલાઓ અર્પણ કરીને તેનો સત્કાર કરતા હતા અને અનેક પુષ્પોનો બનાવેલો મુકુટ તેના ભાલ પ્રદેશમાં અર્પણ કરીને આનંદ માનતા હતા આ પ્રમાણે રસ્તામાંના ભાવિક લોકોએ પૂજ્ય બુદ્ધિથી સત્કારેલો તે સુન્દર ચંદ્રહાસ નવો વર હોય તેવો શોભી રહ્યો હતો, આ પ્રમાણે ચાલ્યો જતો ચંદ્રહાસ કૌન્તલપુરની સમીપમાં આવેલા ક્રીડાવન (બગીચામાં) એક સુન્દર તલાવ પાસે આવી પહોંચ્યો-કે જે તલાવમાં બ્રહ્માના વાહન ભૂત હંસથી ઉત્પન્ન થયેલા રાજહંસો હંસીઓ સાથે ગૃહસ્થ-ધર્મનો આશ્રય કરીને રહેલા હતા તથા મોટા પ્રફુલ્લિત થયેલા કમળોના સમૂહ સાથે તદ્રૂપ શ્વેત ભાસી રહ્યા હતા, નિર્મલ જલવાળા તે તળાવની સમીપમાં ભક્તરાજ ચંદ્રહાસે, આમ્રવૃક્ષો અને તમાલના સમુદાયોથી નીલ સમાન ભાસી રહેલું એક વન જોયું, તે વનને જોઈને ચંદ્રહાસ આ વનમાં જાણે સાક્ષાત્ વસન્તરાજ વસતો હોય તેમ આશ્ચર્ય પૂર્વક માનવા લાગ્યો, પ્રફુલ્લિત થયેલા પલાશ વૃક્ષને તેણે નવા કેસર સમાન કાન્તિવાળો જોયો, વક્ર એવા પલાશ કુસુમને જોઇને જાણે તે મૂર્તિમાન્ વસન્તને ધારણ કરતો હોય તેવો તે પલાશ દીસતો હતો, વન-શ્રીના સંગમના ચિન્હરૂપ કજ્જલને, તથા તેના પત્રો અને વલ્લીને તે ધારણ કરી રહેલો હોવાથી તેની અદ્ભૂત શોભા દીસતી હતી તે વનમાં વસન્ત રાજનું સહાગમન થવાથી સર્વે વૃક્ષો પલ્લવિત થયાં હતાં, તથા નવ પલ્લવોથી ઘણીજ સુંદર દેખાતી મંજરીઓ (લુમખા) આમ્રવૃક્ષ ઉપર તે સમયે અપૂર્વ શોભા આપી રહી હતી, પલ્લવિત થયેલા તે આમ્રવૃક્ષ ઉપર બેઠેલી કોકિલા મધુર સ્વરેથી ટહુકા કરી રહી હતી, તે કોકિલા કોઇ દૂતિકાની માફક કામી-જનોના ચિત્તનું આકર્ષણ કરી રહી હોય તેવો આભાસ તે સમયે થઇ રહ્યો હતો. વળી તે વનમાં નાગકેસર-બકુલો-અશોકો અને ચમ્પકવૃક્ષો પુષ્પિત થઇને શોભી રહ્યા હતાં, માલતી જૂઈ અને જાઇ નામની લતારૂપી સ્ત્રીઓ પોતાના પુષ્પોરૂપી સ્તનોના ભારથી નીચે નમી જતી દૃષ્ટિ-ગોચર થતી હતી, પુષ્પો અને ઉત્તમ ગન્ધથી યુક્ત તથા અન્તરના ભાગમાં છુપાયેલા ભ્રમરો રૂપી

લોચનોવાળી કેતકીઓ (કેવડા) પણ પોતાના પુષ્પોવડે વૃષ્ટિ કરતી હતી તેથી જાણે પોતાના સ્વામી વસન્ત રાજની પૂજા કરી રહી હોય તેવી દીસતી હતી !

આ પ્રમાણે ખીલેલા વસન્તરાજનો ઉત્સવ જોઇને કુલિન્દ-તનય ચંદ્રહાસ ઘણોજ હર્ષ પામ્યો તથા પરમાત્માની વિચિત્ર-લીલાને પોતાના હૃદયમાં સ્થાન આપવા લાગ્યો, તલાવમાં સ્નાન સંધ્યા કરીને તથા શ્રી-હરિની વસન્ત ઋતુમાં ઉત્પન્ન થયેલા તે પુષ્પો વડે પૂજા કરીને અને પોતાની સાથે લીધેલા પાથેય (ભાતા) નું શ્રીહરિને નિવેદ્ય ધરીને શનૈઃ શનૈઃ ભોજન કરવા બેઠો, તેના સેવકોએ ચંદ્રહાસના અશ્વને વૃક્ષના મૂળમાં બાંધીને તેની આગળ દૂર્વા-વગેરે ઘાસ નીરયું. આ પ્રમાણે સર્વ વ્યવસ્થા થઇ રહ્યા પછી તે ચન્દ્રહાસે રસાલ નામના વૃક્ષતળે બીછાનું બીછાવીને બે પ્રહર સુધી નિદ્રા લીધી ! ભકતરાજ ચંદ્રહાસ અને તેના સેવકો માર્ગશ્રમને દૂર કરવા માટે નિદ્રાધીન થયા પછી નગરની સમીપ તે ઉપવનમાં કે જ્યાં ચંદ્રહાસ પોતાના સેવકો સાથે શયન કરી રહ્યો હતો ત્યાં કુન્તલપ રાજાની એક કન્યા ચમ્પકમાલિની તથા અન્ય ધૃષ્ટબુદ્ધિની કન્યા વિષયા કે જેણી પોતાની શોભાવડે લક્ષ્મીનો ઉપહાસ કરી રહી હોય એવી જણાતી હતી, તે બેઉ કન્યાઓ પોતાની સો સખી-કન્યાઓની સાથે, વસન્તરાજના ખીલવાથી પુષ્પ-યુકત બનેલા તે ઉપવનમાં આવી પહોંચી, સાડાતેર વર્ષની તે સર્વે કન્યાએ કે જેઓ ખીલતા યૌવનવડે ચંચલતાને ધારણ કરતી હતી, તે સર્વેએ ઉપવનમાં પુષ્પોને ચુંટવાની-ઇચ્છા તથા ચેષ્ટા કરી રહી હતી, તે બેઉ કન્યાઓએ કુસુંબી રંગનાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને તેણીઓએ પહેરેલી કંચુકીનો પલ્લવ પવનમાં ઝપાટાથી સ્ફુરાયમાણ થઇ રહ્યો હતો. નવા બિલ્વ-ફળ સમાન સ્તનો વડે અલંકૃત થયેલી તથા રમ્ય-મૌકિતકહારોવડે શૃંગારાયેલી તે-રાજ-કન્યા અને પ્રધાન કન્યા સાથે તેની સર્વે સખીઓ શનૈઃ શનૈઃ તે ઉપવનમાં આવી પહોંચી. તે સર્વે કન્યાઓ નૂપુર ( ઝાંઝર ) ના ઝણકારોના સાથે નૃત્ય કરતી હતી તથા રસ્તામાં તાલપુરઃસર ગાતાં ગાતાં તામ્બૂલની ચંદ્રિકા ખરી પડતી અને રાસડાનો રસ જામતાં પરસ્પર હાસ્ય કરી રહી હતી, આ પ્રમાણે તે સર્વે કન્યાઓ કોકિલાના મધુર આલાપથી ગાજી રહેલા તે રમ્ય ક્રીડાવનમાં આવી પહોંચી.

કોઇ એક હસ્તિની કન્યા (સ્ત્રીજાતિનો ભેદ) તે ઉપવનમાં પુષ્પોનો સમુદાય કયાં છે, એ જોવાની ઇચ્છાથી આગળ ચાલવા લાગી, તો તેણીને કોઈ-એક બિલ્વ-સ્તની કન્યા ભય-ભીત થઇને કહેવા લાગી કે-હે હસ્તિની ! પુષ્પોની અભિલાષિણી બનીને તું એકલી આ કુંજમાં ન જા, કોઇ-સિંહ સમાન પુરૂષ તારા મુકતાફળોથી વિભૂષિત આ બેઉ સ્તનરૂપી કુમ્ભને ફાડી નાંખશે ! આ પ્રમાણે પરસ્પર હસતી હસતી તે સર્વે કન્યાઓ માલતી, જૂઇ-જાઇ અને મોગરા વગેરે લતાઓ ઉપરથી આનંદપૂર્વક પુષ્પોનો સંચય કરી રહી હતી, તે સર્વે કન્યાઓ પુષ્પોની માળા બનાવીને પોત-પોતાના કંઠમાં ધારણ કરવા લાગી, આ પ્રમાણે આનંદપૂર્વક પુષ્પો ચુંટી રહ્યા પછી, પુષ્પ સહિત દાડિમીને જોઇને રાજ-કન્યા ચમ્પકમાલિની પ્રધાન કન્યા પ્રત્યે કહેવા

લાગી કે. હે સુંદર ભાગ્યવાળી વિષયા, તું આ સમીપ એક મોટું આશ્ચર્ય જો કે આ દાડિમીને તો પહેલાં પુષ્પોનો ઉદ્દ્ગમ થયો દેખાય છે અને ત્યાર પછીજ આ ફલવતી થાય છે; પરંતુ હે બિલ્વ-ફલ-સ્તની તારામાં આ ઘટના વિપરીત થયેલી કેમ જોવામાં આવે છે ? તને તો પુષ્પો પ્રાપ્ત થયાં પહેલાંજ આ બિલ્વફલ સમાન સ્તન રૂપી ફલ આવી ગયાં છે ! રાજપુત્રી ચમ્પકમાલિનીનો આ ઉપહાસ સાંભળીને પ્રધાન કન્યા વિષયા તેણીને કહેવા લાગી કે પ્રથમ પુષ્પોદ્દ્ગમ થવો એ તો વનસ્પતિઓનો ધર્મજ છે, ત્યાર પછી પુષ્પોને પોતાના મસ્તક ઉપર મૂકીને સુઇ જતી તથા પુષ્પોને ચુંટવાના પરિશ્રમથી પ્રસ્વેદ યુકત ગાત્રોવાળી રાજપુત્રી ચમ્પકમાલિનીને વિષયા કહેવા લાગી કે-હે વરાનને ! આપ પોતાના શિર ઉપર પુષ્પો રાખીને શયન ન કરો કારણ કે આ વનની અંદર છુપાઇ રહેલો કોઈ-ભોગી અને કુણ્ડલી (તને ભોગવનાર કુણ્ડલોવાળો કોઈ પુરૂષ) સર્પ આવી પહોંચશે ! પ્રધાન કન્યાનો આ ઉપહાસ સાંભળીને રાજકન્યા તેણી પ્રત્યે કહેવા લાગી કે હે વિષયે, તારા મુખ ઉપર સુધાંશુ-ચંદ્રના કરતાં અધિક શોભા આ સમયે બની રહી છે. તથા તારા વક્ષઃસ્થલ ઉપર વર્તમાન આ બેઉ સ્તનો રતિ સહિત કામદેવ છે કે શું ? તારા આશય-હૃદયમાં તે રતિ અને કામદેવ તે બેઉ પ્રત્યે તારી ભકિત હોવાથી પ્રાદુર્ભૂત થયા જણાય છે, હે સખિ ! મહાદેવના લિંગ (મૂર્તિ) સમાન આ બેઉ સ્તનોની પૂજા-અર્ચા માટે કોઇ એવા પુરૂષની પ્રભુ પાસે પ્રાર્થના કર કે જે સુગન્ધિ-ચન્દન-વડે કેસર અને કર્પૂરથી તથા વિચિત્ર પત્રાકાર ચિન્હોથી તારા બેઉ શિવ-લિંગ સમાન કુચોનું-પૂજન (મર્દન) કરવાને સમર્થ હોય વળી તે પૂજક સાયંકાલે અને પ્રાતઃકાલે (બે વખત) પૂજા કરવામાં આલસુ ન હોય તથા ચતુર હોય તેવા પૂજક (પતિ)ની પ્રભુ પાસે યાચના કર, અને તે પૂજકને પોતાના પ્રાણો અર્પીને પણ તું પોતાને વશ કરી લે, જો આ તારૂં વામ-નેત્ર સ્ફુરી રહ્યું છે, તથા કાક આકાશમાં રહ્યો રહ્યો તારા આ બેઉ દેવ (સ્તનો)નો પ્રિય પૂજક પ્રાપ્ત થયો હોય એમ સૂચના કરી રહ્યો છે !

ચમ્પકમાલિનીનું ઉપહાસાત્મક આ વચન સાંભળીને પ્રધાન પુત્રી વિષયા હસવા લાગી અને લજ્જા પામતી હોય તેમ રમ્ય વચન કહેવા લાગી કે-હે રાજપુત્રી હવે આપણે આજ પુષ્પ-સંચયને બસ કરીએ કારણ કે આપણે સર્વે સૂર્ય નારાયણના ઉગ્રતાપથી તપી ગયાં છીએ, માટે કમલોના આકારરૂપ શીત-જલવાળા તે સરોવર પ્રત્યે ચાલીએ, પ્રધાન પુત્રીનું આ વાક્ય સાંભળીને સર્વ કન્યાઓ વનમાંથી તલાવ પ્રત્યે ચાલવા લાગી, કોઈ એક બે કન્યાઓ-હીંચકા ઉપર ચઢીને મધુર સ્વરે ગાયન કર્યા કરતી હતી, તો કોઇ બીજી બે કન્યાઓ એક બીજીના કુચમંડલ ઉપર પ્રહાર કરતી હતી, હીંચકા ઉપર ચઢેલી તે બે કન્યાઓના મૌકિતકહારો તુટી જવાથી તે બેઉ નીચે ઉતરી. કોઇએક કન્યા પુષ્પોનો સંચય કરીને રાજ-કન્યા ચમ્પકમાલિની પ્રત્યે દોડી ગઇ અને તેણીને તથા પ્રધાનકન્યા વિષયાને પણ પુષ્પ-વૃષ્ટિથી વધાવવા લાગી, આ પ્રમાણે ક્રીડા કરતી કરતી તે સર્વે કન્યાઓ પદ્મિનીઓના વિ-

ભાગોથી મંડિત તે સરોવર પાસે જઇ પહોંચી, કન્યાઓને તલાવ પ્રત્યે આવતી જોઈને તેણીઓના અલંકારોના ઝણઝણાટના શ્રવણથી ભયભીત થયેલા હંસો વનમાંથી પલાયન થવા લાગ્યા તથા પરસ્પર કહેવા લાગ્યા કે આપણા મનને ઉલ્લાસિત કરનારૂં આ સરોવર હવે કલુષિત થશે કારણકે ઘણે ભાગે આ કન્યાઓ પુષ્પવતી (રજો–દર્શન પ્રાપ્તથયેલી ) અને કામાતુર ચાલી આવતી હોય તેમ જણાય છે. !

તળાવના કિનારા ઉપર પહોંચી ગયેલી તે સર્વે કન્યાઓ તે તળાવમાં ક્રીડા–સ્નાન કરવાની તૈયારી કરવા લાગી, કન્યાઓવડે સરોવરના તીર ઉપર તજીદેવાતાં રમ્ય દુકૂલો તથા સુતરાઉ વસ્ત્રો ખડ–ખડ અવાજ કરવા લાગ્યાં કન્યાઓનાં સર્વે વસ્ત્રો યદ્યપિ સૂક્ષ્મ હતાં, તથાપિ તે વસ્ત્રોને લઈ જવા પવન શક્તિમાન્ થઇ શકતો ન હતો, તે કન્યાઓના ગુણરૂપી પાશોવડે બંધાએલો પવન પણ તે સમયે સ્થિર થઇ ગયો હતો, ચમ્પકના પુષ્પ સમાન અંગો વાળી તે સર્વે કન્યાઓ તે સરોવરમાં શિવ–લીલાવડે (વસ્ત્રો રહિત) પ્રવેશ કરવા લાગી, યદ્યપિ તે સરોવર અગાધ હતું તથાપિ તે સર્વે કન્યાઓએ તેને પ્રવેશ કરવા યોગ્ય અને કલુષિત કર્યું ! સુવર્ણ સમાન કંઠવાળી તે સર્વ કન્યાઓએ તે અગાધ સરોવરમાં તે સમયે તેવીજ (નગ્ન) અવસ્થામાં પોતાનો અધિકાર જમાવ્યો, તળાવમાં ચારો તરફ પરસ્પર હાસ અને મધુરાં વચનો બોલી આનંદ કરવા લાગી. ક્રીડામાં વ્યાપૃત થયેલા કરોના અફળાવાથી ત્રુટી જતા મૌક્તિકોથી પુરાયેલું તથા મણિબન્ધો (પોંચીઓ)માંથી ખરી પડતા રમ્ય પ્રવાલ અને મણિઓથી ચિત્રિત થયેલું અને તેથીજ અનંત શોભાને ધારણ કરતું તથા તે સર્વે કન્યાઓના મુખ ચન્દ્રો વડે અલંકૃત થયેલું તે સરોવર રત્નાકર–સમુદ્રની સમાન સ્પષ્ટ રીતે ભાસતું છતું અત્યંત શોભવા લાગ્યું તે સર્વે કન્યાઓ સ્તનો ઉપર રહેલા કેસર કસ્તુરી ચંદન અને અગુરૂના ગંધ-સુવાસ વાળા અતિ સુગન્ધી–જલવડે એક બીજા ઉપર સિંચન કરવા લાગી, આ પ્રમાણે ક્રીડા કરતાં કરતાં ઉછળતા જલ–બિન્દુઓના મિષવડે જલદેવતાઓ તથા મૌક્તિકો વડે તે કન્યાઓ અત્યન્ત શોભવા લાગી, તે સ્થળે બિન્દુઓની વૃષ્ટિ જોઇને ચાતકો મેઘની શંકાવડે પિપાસા હોવાથી મુખને પહોળું કરીને મેઘની પંક્તિઓ સામે જોયા કરતા હતા. કોઇએક કન્યાએ કોઇ કન્યાને રમ્ય–સુવર્ણની દોરીથી બાંધી લેતી અને હાસ્ય કરતી તથા ભસ્યા (ફેરફુદુડી) કરતી તો ઘણીએક ડિંડિમને બજાવીને ગાયનના આલાપો કર્યા કરતી, આ પ્રમાણે તે સર્વ કન્યાઓ કુંકુમ–મિશ્રિત જલવાળા તલાવમાં આનંદ પૂર્વક સ્નાન કરીને પોતાનાં વસ્ત્રો પહેરવા લાગી, તથા તાટંકપત્રો (કર્ણ–ભૂષણ -એરીંગ) ઉત્તમ–મૌક્તિકોના હારો અને સુવર્ણમાલાઓ વડે તથા પૂર્ણ ચન્દ્ર સમાન તિલકો વડે, પોતાના અંગોને શૃંગારવા લાગી, ઉત્તમ એવી તે જલ કેલિને છોડીને ધૃષ્ટબુદ્ધિની પુત્રી વિષયા જ્યાં સર્વ શૃંગારોને સજીને તટ ઉપર ઉભી રહી કે તુરતજ લક્ષ્મી જેમ શ્રી–હરિનાં દર્શન કરે તેમ તેણીએ તે સરોવરના તીર ઉપર ચંદ્રહાસને જોયો, જે–ચંદ્રહાસનું વય તે સમયે સોળ વર્ષનું હતું. શરીરે અત્યન્ત કોમળ હતો તથા

મૂછનો દોરો ફુટી ગયો હતો, નિર્મલ અને પહોળું તેનું લલાટ હતું, તે ચંદ્રહાસે પોતાના અશ્વને એક વૃક્ષ સાથે વસ્ત્રથી બાંધી લીધો હતો તથા અલ્પ–જનો–સેવકો તેની સાથે હતાં. આ પ્રકારના ચંદ્રહાસને જોઇને પ્રધાનપુત્રી વિષયા તેને સિંહનો બચ્ચો હોય તેમ દઢ માનવા લાગી ! ૫૩

શ્રી કૃષ્ણઃ શર્મદો ભૂયાત્



## પ્રકરણ ૫૪ મું

### ચંદ્રહાસ અને મદનનું સંભાષણ.

શ્રી–કૃષ્ણના પરમ ભકત ચંદ્રહાસના ગુણો વડે મુગ્ધ થયેલી પ્રધાન-પુંત્રી વિષયા તે સ્થળેથી પોતાના ઘર પ્રત્યે જઇ ન શકી, હે પાર્થ ! વિષયા સિવાય અન્ય સર્વ કન્યાઓ, જલ-ક્રીડાથી લાલનેત્રોવાળી થયેલી છતી પોતાના ઘર પ્રત્યે રવાના થઇ ગઇ, જેમ અનેક મનુષ્યો ચાલ્યા જતા હોય, તેમાંનો કોઇએક પોતાની સમક્ષ ધનનો નિધિ-(ઢગ) જોઇને જેમ નિશ્ચલ થઈ જાય તેમ ચંદ્રહાસના દર્શનથી મુગ્ધ બનેલી તે વિષયા તેજ સ્થળે ઉભી રહી તથા ચંદ્રહાસ પ્રત્યે ટગર ટગર જોતી વિચાર કરવા લાગી કે–શું હું આ સુંદર પુરૂષને મારા ગૃહ પ્રત્યે લઇ જાઉં કે–હું આ વનમાં એકલીજ તેને પ્રાપ્ત થાઉં, આ પ્રકારના તેણીના વિવેકને ચંદ્રહાસના દર્શનથી વ્યાપ્ત થયેલા કામદેવે પોતાના શરોથી ભેદી નાખ્યો ! ત્યાર પછી પોતાની સૈરંધ્રી (વડારણ) ને બોલાવીને તેણીએ પોતાના બેઉ નૂપુરો આપી દીધાં ત્યારપછી પગલે પગલે જઇને તેણી પોતાના દુકૂલના અવાજમાં પણ શંકા પામવા લાગી. જેમ હંસી હંસ પ્રત્યે દોડી જાય તેમ વિષયા ચંદ્રહાસ પ્રત્યે જવા લાગી રસ્તામાં જતાં જતાં તેણીએ શ્યામ દૂર્વાંકુરોને ચરતા ચંદ્રહાસના અશ્વને જોયો, શ્યામા–વિષયાએ તે અશ્વને નમસ્કાર કર્યો તથા તે અશ્વની પ્રાર્થના કરતી કહેવા લાગી કે પ્રિય–કાન્તમાં આસક્ત થયેલા મારા પ્રાણોનો તું શબ્દ (હણહણાટ) કરીને વિયોગ કરાવીશ નહી ! આ પ્રમાણે બોલી રહેલી તે વિષયા શનૈઃ શનૈઃ કુણ્ડલયુકત (ટુંટીયા-વાળીને સુતેલા) તે ચંદ્રહાસ સુધી પહોંચી ગઇ. તે વિષયા પોતાના પતિ રૂપી વિત્તને દૃષ્ટિ દઇને (અનિમેષ–દૃષ્ટિથી) જોવા લાગી આ પ્રમાણે અવલોકન કરતી તે વિષયાએ ખીસ્સામાંથી નીકળી પડેલા એક સુન્દર પત્રને જોયો, તે પત્રને પોતાના હાથ વતી પકડીને, શીઘ્ર–તે પત્રની મુદ્રા છોડીને આશ્ચર્ય પામવા લાગી, પોતાના પિતાનો તે પત્ર જાણીને અત્યંત હર્ષ પામેલી તે વિષયા પત્ર વાંચવા લાગી. તે પત્રમાં નીચેની હકીકત લખેલી હતી.

સ્વસ્તિ–શ્રી ચિ. મદન પ્રત્યે લખવાનું કારણ એ છે કે આ પત્ર લઇને આવનાર ચંદ્રહાસ મારો અત્યંત (અ)હિત છે અને આ મારી સંપત્તિનો સ્વામી થાય એ તારે અવશ્ય જાણી લેવું એમાં સન્દેહ નથી, માટે હે પુત્ર તારે આ પ્રમાણે કરવું. તારે તેનું રૂપ-વય કુલ-શીલ કે પરાક્રમ ઉપર લક્ષ્ય ન આપવું તથા વિદ્યા અને બલનો વિચાર કર્યાં સિવાય આ (અ) મિત્રને માટે વિલંબ ન કરવો. મદનના

(તારા) શત્રુરૂપ આ ચંદ્રહાસને તારે પાર્વતીશ–શ્રી શંકરનું ધ્યાન ધરીને 'વિષ' આપવું કે જેથી આપણે સર્વે કૃતાર્થ થઇએ.

શુભેચ્છક–ધૃષ્ટબુદ્ધિ.

આ પ્રમાણે પોતાના પિતા ધૃષ્ટબુદ્ધિના પત્રનો અભિપ્રાય જાણીને તે અભિપ્રાયનું વિવરણ કરતાં કરતાં તેણી એકાગ્ર ચિત્ત થઈ ગઇ તથા વિચાર કરવા લાગી કે મદનની સમાન આ યુવાન મારી સંપત્તિનો હમેશનો માલિક–હિતકર થઇ શકે એ યોગ્ય છે, આ પ્રકારનો સુન્દર અભિપ્રાય મારા પિતાના પત્રમાં લખેલો હું જોઇ શકું છું, મને યોગ્ય એવા મનોહર વરને જોઇને હર્ષ ઉભરાઇ જતાં મારા પિતાએ. "આને વિષ આપવું" એમ જે લખ્યું છે તે વિષયમાં ભૂલ કરી જણાય છે. મારા પિતા ધૃષ્ટબુદ્ધિનો આ પત્ર જોઇને મારો ભ્રાતા મદન–મદન સમાન આ મનોહર વરને હણી નાખશે, આ પ્રમાણે દીર્ઘકાલ વિચાર કર્યા પછી તે સુન્દરીએ પોતાની કનિષ્ઠિકાના તીક્ષ્ણ નખ વડે રસાલ વૃક્ષના નિર્યાસ (ગુંદર) ને લીધો અને તે સમયે વિષયા–આ ચંદ્રહાસને વિષ આપવું, એ સ્થળે તે રસાલવૃક્ષના ગુંદથી આ ચંદ્રહાસને વિષયા આપવી એ પ્રકારના અક્ષરોને લખી કાઢ્યા તથા તે પત્રને રસાલના ગુંદથીજ મુદ્રા કરીને ચંદ્રહાસના ખીસ્સામાં તે પત્રને વ્યવસ્થિત રાખીને તે વિષયા પોતાના ગૃહ પ્રત્યે રવાના થઈ ગઇ, ચાલતાં ચાલતાં તેણી પાછળથી પોતાના પ્રાણવલ્લભને પુનઃ પુનઃ જોવા લાગી, આ પ્રમાણે પોતાના હૃદયંગમ પ્રાણવલ્લભને જોઇને ચાલી જતી તે વિષયાને તેની સખીઓ પુછવા લાગી. હે ભદ્રે ! આપે શા હેતુથી વિલંબ કર્યો ? શા હેતુથી આટલો હર્ષ તમારામાં ઉભરાઇ જાય છે ? તમો પાછળ વારંવાર શા હેતુથી જોયા કરો છો ? શું કોઇ નરરૂપી સિંહ જોયો કે ? ખરેખરે તમે સૂતેલો સિંહ જોયો, તો પછી તેનો ત્યાગ કેમ કર્યો વારૂ ? હું માનું છું કે તમોએ તે નર–સિંહનું સર્વસ્વ-(પ્રેમ) ચોરી લીધું છે અને તમો તેને છુપાવો છો ? આ પ્રમાણે હાસ્ય–વચનોવડે ક્રીડાઓ કરતી તે સર્વ કન્યાઓ પોત–પોતાને ઘેર પહોંચી ગઇ વિષયા પણ તે સર્વેને મન્દ હાસ્ય વડે ઉત્તર આપતી આપતી કૌન્તલપુરમાં પ્રવેશ કરવા લાગી, નગરમાં પ્રવેશ કરતાં તેણીએ વિવાહ પ્રસંગે ગીતો ગાતી નાગરિક સ્ત્રીઓના સંગીત ધ્વનિ મિશ્રિત માંગલિક વાદ્ય–પડઘમ વગેરેના મધુર–અવાજનું શ્રવણ કર્યું. સૂર્યનારાયણના પોતાના ચક્ષુઓ વડે દર્શન કરતી કરતી તેણી પોતાના પ્રિય પતિની પ્રાર્થના કરતી હતી, આ પ્રમાણે પોતાના પ્રિયના દર્શન કરીને અતિહર્ષ પામેલી તે વિષયા પોતાને ઘેર પહોંચીને સાત–ભૂમિકા (માળ) વાળા પોતાના મંદિરમાં બેઠેલી છતી અભીષ્ટ પતિના સમાગમની લાલસાથી વ્યગ્ર ચિત્તે આમતેમ જોવા લાગી.

સિંહસમાન પરાક્રમવાળો તે ચંદ્રહાસ પણ પોતાના શ્રમને દૂર કરીને સાયંકાલે નિદ્રામાંથી જાગી ઉઠયો, મુખને સાફ કરીને તથા વક્ત્ર-શુદ્ધિ-કોગળા કરીને તે પલાણયુકત અશ્વ ઉપર ચઢી બેઠો, અનુપમ પ્રભાવવાળો તે ચંદ્રહાસ પોતાના પાછળ આવતા ચાર નોકરોની સાથે કુન્તલપુરમાં પ્રવેશ કરવા લાગ્યો જે નગરમાં ધર્મમતિ

પ્રામાણિક મંત્રી અને રાજા ચોગાભ્યાસી હોઇને સર્વદા ધ્યાન-પરાયણ રહેતો હતો તથા ગાલવ-મુનિના સદુપદેશરૂપી મુક્તા-ફળોનો પરમ શ્રદ્ધાથી સ્વીકાર કરીને નિરંતર તેનું ચિન્તન કર્યા કરતો હતો તે રાજાના કુન્તલપુરમાં ચંદ્રહાસ ધૃષ્ટબુદ્ધિના ભવન પ્રત્યે પ્રાપ્ત થયો, પોતાના તે વિષયાએ પ્રત્યક્ષ જોયેલા અશ્વ ઉપરથી નીચે ઉતરી દ્વારપાલને કહેવા લાગ્યો કે-રે દ્વારપાલ, અન્દર જઇને મદન પ્રત્યે સમાચાર આપ કે-શ્રીમાન્ ધૃષ્ટમતિના વાકયનું પાલન કરનાર ચંદ્રહાસ આપની પાસે આવી પહોંચ્યો છે, તે આ ચંદ્રહાસ, તેના વચનો-સંદેશ-વૃત્તાન્ત અને પત્રને લઇને બહાર ઉભો છે. એમ કહે. ચંદ્રહાસનું આ વચન સાંભળીને તે દ્વારપાલ તે ચંદ્રહાસને શિર નમાવીને પોતાના સ્વામી-મદન પ્રત્યે આવી પહોંચેલા અતિથિ-ચંદ્રહાસનું આગમન કહેવા માટે ગયો તે ઘટના હે પાર્થ, ઘણીજ આશ્ચર્ય કારક છે, માટે તેને તું સાંભળી લે, તે પહેલો દ્વારપાલ બીજા દ્વારપાલ પાસે જઇને કહેવા લાગ્યો કે આપણા દ્વાર ઉપર ચંદ્રહાસ આવી પહોંચ્યો છે તે વૃત્તાન્ત મદનરાયને જણાવો, બીજા દ્વારપાલે પણ ત્રીજા દ્વારપાલ પાસે આવીને તેમજ કહ્યું, તેમજ ત્રીજાએ ચોથાને અને ચોથાએ પાંચમા દ્વારપાલને તેજ હકીકત જણાવી, પાંચમો છઠ્ઠા દ્વારપાલ પાસે આવ્યો અને છઠ્ઠો દ્વારપાલ મદનરાયને સદા પ્રિય એવા સાતમા દ્વારપાલ પાસે આવી પહોંચ્યો, શ્રદ્ધારૂપી યષ્ટિને ધારણ કરનાર તે સાતમા દ્વારપાલને છઠ્ઠાએ જણાવ્યું કે ચંદ્રહાસ આવી પહોંચ્યો છે તે વૃત્તાન્ત મદનરાયને જણાવો વિવેક નામનો સાતમો દ્વારપાલ શ્રદ્ધારૂપી યષ્ટિકાને ધારણ કરતો છતો, ચંદ્રહાસના આગમનનું નિવેદન કરવા માટે મદન પાસે જઇ પહોંચ્યો. શ્રી-શંકરના પ્રિય-ભકત મદનરાયને સિંહાસન ઉપર બેઠેલો તે સપ્તમ દ્વારપાલે જોયો, તેની પાસે વેદ-શાસ્ત્રોમાં વિશારદ બ્રાહ્મણો બેઠા હતા તથા સારી ઉત્પ્રેક્ષા કરનારા કવિઓ, તથા શ્રી કૃષ્ણના અનેક ગુણોને વર્ણનારા પંડિતો, શ્રી કૃષ્ણના વેષમાં શ્રી કૃષ્ણનું સંગીત-નૃત્ય અને આલાપ પૂર્વક ગાયન કરનારા નટોને તથા શ્રી કૃષ્ણના અને શ્રી કૃષ્ણના ભકતોના ગુણોનું વર્ણન કરનારા બન્દી-જનોને તેણે જોયા તથા વામ-વિભાગમાં શ્રી કૃષ્ણની ભકિતમાં પરાયણ ક્ષત્રિયોને, અનેક દેશોથી આવેલા શાસ્ત્ર વિશારદ દૂતોને તે દ્વારપાલે જોયા, પાસે ઉભેલા સેવકો વડે ચામરોથી વાયુ ઢોળાતા ધૃષ્ટબુદ્ધિના પુત્ર મદનરાયને વિવેક નામનો દ્વારપાલ નમસ્કાર કરીને ભકતરાજ ચંદ્ર-હાસનો સંદેશો કહેવા લાગ્યો કે-

હે મદનરાય હું આપનોજ પ્રિય સેવક છું. પરંતુ આપના પિતાશ્રીનો પ્રિય નથી, કારણ કે આપના પિતાશ્રીને તો બીજો હિંસારૂપી યષ્ટિને ધારણ કરનાર ક્રોધ નામનો સેવક પ્રિય છે, તે સેવક પોતાના સ્વામીનો ભકત છે છતાં તે જ્યાં સુધીમાં આપશ્રીની આ સભામાં આવી ન પહોંચે ત્યાં સુધીમાં આપશ્રીમાન્ આ સર્વે સભ્ય જનો સહિત મારા વચનને સાંભળી લ્યો, " જે શ્રી મધુસૂદન કૃષ્ણનું સદા શાન્ત એવા યોગીઓ વડે નિરંતર ચિન્તન થયા કરે છે, તે શ્રી કૃષ્ણનો પરમ ભકત શ્રી-માન્ ચંદ્રહાસ હે મહામતે ! આપશ્રીના દ્વાર સુધી આવી પહોંચ્યો છે ! હું તો આપના પિતાશ્રી થકી તથા તેના પ્રિય-અનુચર ક્રોધ થકી સર્વદા ભય-ભીત

રહ્યા કરૂં છું, તેથી કોઇ પણ નવીન વ્યક્તિ આવી પહોંચી હોય તેને જણાવા માટે હું આપની પાસે આવી શકતો નથી. આપના પિતાનો સેવક–જન અથવા સ્વયં આપના પિતા ધૃષ્ટ મતિ જો મારી આ ધૃષ્ટતાને જાણે તો અવશ્ય મને હણી નાખે આ પ્રમાણે સસમ દ્વારપાલ વિવેકનું શાસ્ત્રયુકત વચન સાંભળીને મદનરાય તે સભાજનો સાથેજ ભકતરાજ ચંદ્રહાસના સ્વાગત માટે ઉભો થયો અને તેની સામે ચાલવા લાગ્યો, ચાલતાં ચાલતાં વિવેક તથા પરમ–વૈષ્ણવના સમાગમના હર્ષથી તેનાં વસ્ત્રો અને આભરણો ખસી જવા લાગ્યાં તેણે પોતાના ખસી જતા દુપટ્ટાને ઉંચો લીધો અને એકજ ક્ષણમાં તે મદનરાયે શ્રી હરિના પ્રિય ભકત ચંદ્રહાસનું દર્શન કર્યું; મદનરાયે તેને નમસ્કાર કરીને આલિંગન આપ્યું તથા પોતાની સભામાં તેને લઇ ગયો, શ્રેષ્ઠ–આસન ઉપર તેને બેસારીને તેની અર્ધ્ય–આચમનાદિ વિધિથી પૂજા કરીને મદનરાય ચંદ્રહાસને પુછવા લાગ્યો કે–કુલિન્દ રાજા તથા તેમની પ્રિયા મેધાવતી કુશળ છે ને ? આપના પ્રાન્તમાં વિપ્રો વેદોનો અભ્યાસ આનન્દથી કરી રહ્યા છે ને ? ક્ષત્રિયો–વૈશ્યો અને શૂદ્રો ધનોવડે દાન વગેરેથી બ્રાહ્મણોનો સત્કાર કરે છે ને ? તમારી પ્રજા અયોગ્ય દુઃખદાયક કરોવડે પીડાતી નથી ને ? આપ પણ પોતાના મનવડે શ્રી હરિનું ચિન્તન કરતા કરતા સકુશળ આંહી આવ્યા છો ને ? હે ભકતરાજ ! આપને આ સ્થળે પધારવાનું શું પ્રયોજન છે વારૂ ? જે કાંઇ મનુષ્યોનું હિત કર હોય, તે આપ કહી સંભળાવો.

શ્રીમાન્ મદનરાયનું આ વિનીત વચન સાંભળીને ભક્તરાજ ચંદ્રહાસ કહેવા લાગ્યો કે–આપ સમાન સજ્જનોના સંગથી વિપત્તિઓ ક્ષયને પામી જાય છે તથા આપશ્રીનાજ સમાગમથી શ્રી કૃષ્ણમાં મનુષ્યોને મુક્તિ આપનાર ભક્તિ સુદૃઢ થઇ શકે છે. હે મદનરાય ! હું આપના પિતાશ્રીના સંદેશથી આંહી આવી પહોંચ્યો છું, આ પત્ર લ્યો અને તેને વાંચી જુઓ, આપના પિતાશ્રીએ કહાવ્યું છે કે આ પત્ર સંબંધી એકાન્તમાં કોઈ મોટું ગૂઢ કાર્ય (!) કરવાનું છે, પરંતુ તે કાર્ય શું છે તે હું જાણતો નથી. ભકતરાજ ચંદ્રહાસના હસ્તમાંથી પત્ર લઇને વિસ્મિત થયેલો મદનરાય કહેવા લાગ્યો કે–હે સર્વે સભાજનો ! આ પત્રને એકાન્તમાં વાંચીને હું શું કરવાનો હતો. આ પ્રમાણે સભાજનો પ્રત્યે કહીને કહેવા લાગ્યો કે–હું તો આ પત્રને સર્વે સભાજનો સાંભળે તેમ વાંચીશ અન્યથા હું ભકતરાજના હાથમાંનો પત્ર વાંચી શકતોજ નથી એમ કહેતો કહેતો તે મંત્રી પુત્ર મદનરાય પોતાના પિતાના લખેલા પત્રનો સાર નીચે પ્રમાણે સર્વે સભ્ય જનોને સંભળાવા લાગ્યો.

“ મદનરાયનું કલ્યાણ હો–આ પત્ર લઇને આવનાર ચંદ્રહાસને જેમ બને તેમ શીઘ્ર વિષયા આપી દેજો. તે ચંદ્રહાસનું રૂપ કુલ–શૌર્ય કે વિદ્યા પ્રત્યે કાંઇ પણ વિચાર કરવાનો નથી. ” આ પ્રમાણે પિતાના હસ્તાક્ષરો તે પત્રમાં જોઈને પ્રસન્ન થયેલો મદનરાય કહેવા લાગ્યો કે આજ મારા પિતાશ્રીએ અમારો વંશ તથા અમો સર્વે બાન્ધવોને પાવન કર્યા છે, હું જે

નિરંતર ચિન્તન કર્યા કરતો હતો તે પ્રભુ કૃપાથી પોતાની મેળેજ થઈ ગયું !

મદનરાય–વિષયાનો સંબંધ ચંદ્રહાસની સાથે થયો, એ વાત સર્વે સભાજનોને સંભળાવી રહ્યો હતો એ અરસામાં–પોતાના મહેલમાં સાતમા વિભાગમાં સમાન વયવાળી પોતાની સખીઓ સાથે બેઠેલી અને કામથી મોહિત થયેલી વિષયા તે–ચંદ્રહાસને સપ્રેમ જોવા લાગી, તથા મનવડે શ્રી શંકરની પ્રિયા–પાર્વતી દેવીનું ધ્યાન ધરતી ધરતી સ્તુતિ કરવા લાગી કે–હે દાક્ષાયણી–દેવી ! મને અભીષ્ટ એવા સ્વામી ને તું મને આપ. તને નમસ્કાર હો. તારી પ્રસન્નતાને માટે જ્યારે શ્રાવણ માસ આવશે ત્યારે કૃષ્ણ પક્ષની તૃતીયા (અષાઢ--કૃષ્ણ-તૃતીયા) માં રાત્રિએ ગંધ–વિવિધ પ્રકારના ધૂપો–પકવાન્નો અને મોદકો વડે હું તારૂં [1]વ્રત કરીશ તથા પુષ્પોનીજ માંડવી કરીને તેમાં હે દેવી ! તારી સુવર્ણથી મઢેલી વિચિત્ર મૂર્તિ પધરાવીને રાત્રિએ તારા કીર્તનો–સ્તોત્રો અને જાગરણથી હું તને પ્રસન્ન કરીશ. મારા પ્રિયકર ભ્રાતા મદનના મુખથી નીકળેલી વાણી વેદવાણીની માફક સત્ય થાઓ ! આ પ્રમાણે ચિન્તન કરી રહેલી તે વિષયાને તેની કોઇ સખી કહેવા લાગી કે-હે ભામિની ! તને કેવો મનોરથ થયા કરે છે ?. તું શું ચિન્તવ્યા કરે છે ? રાજ–પુત્રી તે ચમ્પક માલિનીએ તને હસતાં હસતાં જે કહ્યું હતું કે-તારી ભક્તિવડે આ વક્ષઃ–સ્થળને ભેદીને આ બેઉ રતિ અને કામદેવ સાક્ષાત્ પ્રકટ થયા છે કે શું? માટે આ બેઉની પૂજાને કોઇ તપસ્વી-પ્રિયની પ્રાર્થના કર, તો શું તેં એવા કોઇ તપસ્વીને જોયો કે ? તે તપસ્વીના દર્શન પામેલી તું આ તારા અભીષ્ટ પતિને તારા પ્રાણોનું અર્પણ કર.

આ પ્રમાણે સવયસ્ક સખીઓના વચન વડે અત્યન્ત હર્ષ પામેલી તે વિષયા–પોતાના વદનને નીચે રાખીને લજ્જાથી અતિ નમ્ર બનેલી છતી પોતાના ચરણના અંગુષ્ઠ વડે જાણે પોતાના સ્વામીના ગુણોને લખી રહી હોય તેમ જમીનને ખોતરવા લાગી ! ૫૪

श्री- कृष्णः शर्मदो भूयात्

## પ્રકરણ ૫૫ મું

### ચન્દ્રહાસનો વિવાહ.

શ્રી–કૃષ્ણચન્દ્રની પૂર્ણ કૃપાથી ધૃષ્ટબુદ્ધિએ રચેલો સર્વ પ્રપંચ પરમ ભક્ત ચન્દ્રહાસના હિતમાંજ ફેરવાઇ ગયો, અર્જુન શ્રી નારદજી પ્રત્યે પુછવા લાગ્યો કે હે નારદજી ! ચન્દ્રહાસ અને વિષયાના સંબંધનો ભર સભામાં નિર્ણય થયા પછી શું થયું ? ધૃષ્ટબુદ્ધિના પુત્ર મદનરાયે વિષયા અને ચન્દ્રહાસનો વિવાહ કેવી રીતે કર્યો ? તથા ચન્દનાવતીથી તે ધૃષ્ટબુદ્ધિ–મન્ત્રી પોતાના પુર પ્રત્યે કેવી રીતે પહોંચ્યો તથા કુન્તલપુરમાં આવીને પોતાના પુત્ર મદનપ્રત્યે તેણે શું કહ્યું તે સર્વ વૃત્તાન્ત મને કૃપા કરીને કહી સંભળાવો ?

વૈષ્ણવી કથામાં આસક્ત ચિત્તવાળા અર્જુનનો આ ઉચિત પ્રશ્ન ધારીને નારદજી તેને કહેવા લાગ્યા કે–સભામાં ચન્દ્રહાસ

---

૧. જયા પાર્વતીનું વ્રત–જે આષાઢ કૃષ્ણ તૃતીયાને દિવસે થાય છે, તે

અને વિષયાના વિવાહનો નિર્ણય થયા પછી મદનરાયે જ્યોતિઃ શાસ્ત્રમાં કુશળ બ્રાહ્મણોને બોલાવીને તેઓને વિષયા અને ચન્દ્રહાસના લગ્નનો સમય પુછયો, જ્યોતિષીઓ ગણિત કરીને હર્ષિત થયેલા છતા, મદનરાય પ્રત્યે કહેવા લાગ્યા કે હે મહામતે ! આજ ઘણાજ સારા યોગ છે કારણ કે શુક્ર અને બૃહસ્પતિ બેઉ આજના અધિપતિ છે તિથિ પણ તૃતીયા છે તથા શુભ એવું અગીયારસું પૂર્વાષાઢા નક્ષત્ર છે, આ બેઉ વધૂવર અને તારા સદ્‌ભાગ્ય યોગથી આજનું ગોરજ લગ્ન લઇ શકાય કારણ કે આ ગોરજ લગ્નમાં ગાયો આ કુન્તલપુરને ઉંચા મુખવાળા પુચ્છો વડે પતાકાની માફક શોભાવશે તથા આ નગરનું લક્ષ્ય કરીને પોતાના વત્સોને સત્વર જોવાની ઇચ્છાથી આ તરફજ દોડી આવશે ! હે વત્સ, ત્રિગુણિત થયેલી રજ્જુવડે ગોષ્ઠમાં બાંધેલા અને પોતાની માતાના દર્શન માટે આતુર થયેલા વત્સોને ભેટવાને ત્વરિત થયેલી તે ધેનુઓ જ્યારે આપણા આ નગર પ્રત્યે ચાલી આવશે તે સમય તું આ વિષયા અને ચન્દ્રહાસના મેળાપનો જાણી લે, આવા પરમ વૈષ્ણવ ચન્દ્રહાસના સમાગમથી તારા ભાગ્યોદયને તું જો સર્વ દોષો રહિત આજજ સુંદર લગ્ન છે કે જે ગોધૂલિક લગ્ન વરાહ વગેરે મુનિઓએ મનુષ્યોને ફળ આપનારૂં કહ્યું છે.

જ્યોતિર્વિદોનું આ વચન સાંભળીને મદનરાય ઘણોજ હર્ષથી ઉભરાઇ ગયો તથા પતિવ્રત પાળનારી સુન્દર સ્વભાવની પોતાના સબન્ધમાંની નાગરીક સ્ત્રીઓને કહેવા લાગ્યો કે આજ વિષયાને અને આપણા અતિથિ ચંદ્રહાસને પૃથક્ પૃથક્ મંગળ સ્નાન કરાવો, તે બેઉને નવ પલ્લવ યુકત તથા માંગલિક તન્તુઓથી વીટેલ અને જળથી ભરેલા કલશોવડે અંઘોળ કરાવીને તથા તે બેઉને નવા વસ્ત્રો પહેરાવીને તેઓને તમારે સન્માનિત કરવા જોઇએ, એમ કહીને મદનરાય રક્ત ચંદનના લેપથી યુકત (કુંકુમનો ચાંલ્લો કરીને) બનીને ચન્દ્રહાસ તરફ ગયો અને તેને વિનય પુરઃ સર કહેવા લાગ્યો કે હે મહામતિ ચન્દ્રહાસ ઉભા થાઓ ઉભા થાઓ તમારૂં કલ્યાણ થાઓ પતિવ્રતાઓના હાથમાં માંગલિક વરૂણથી ભરેલા કલશો વડે મંગલ સ્નાન કરો.

આ પ્રમાણે ચંદ્રહાસને મંગલ સ્નાન કરાવ્યા પછી તેને પોતાના રમ્ય ગૃહમાં મદનરાયે બાજઠ ઉપર બેસાડયો તથા મધુર શબ્દો બોલીને તેનો મધુ પર્ક વિધિ કર્યો તથા પોતાની તારકાક્ષી નામની સ્ત્રી સાથે તે ચંદ્રહાસના ચરણનું પ્રાક્ષાલન કર્યું, આ પ્રમાણે ચંદ્રહાસનું વિધિ પૂર્વક રમણીય વસ્ત્રો વગેરે પહેરાવીને પૂજન કર્યા પછી તે મદનરાય તેને ઘરની અંદર લઇ ગયો તથા પોતાની કન્યકારૂપ ન્હાની બેનને અંતર્પટ કરાવીને વિચિત્ર સુંદર સાડી પહેરાવી, આ પ્રમાણે વરવધૂને તૈયાર કર્યા પછી મદનરાય ભકતરાજ ચંદ્રહાસનું ગોત્ર અને પિતાનું ગોત્ર તથા તેનું નામાભિધાન સત્વર પુછવા લાગ્યો. ચંદ્રહાસ પણ તેને ઉત્તર આપવા લાગ્યો કે મારૂં ગોત્ર શ્રી-હરિ છે તથા મારા પિતા પણ તે શ્રી-હરિ પોતેજ છે, મારા પિતામહ અને પ્રપિતામહ પણ તેજ છે શ્રી હરિ સિવાય મારે કોઈ દ્વિતિય સુહૃદ્-સગો છે જ નહી ? મારા આધાર

શક્તિરૂપ કુલિન્દ પિતા સિવાય તેમજ તેની પત્ની મેધાવતી સિવાય મારા સગાં આ સંસારમાં છે જ નહી ! આ પ્રમાણે ચંદ્રહાસના અનન્ય ભાવરૂપ તે વાક્યને સાંભળીને–અર્થપતિ–મદનરાય પોતાની ઇચ્છાથી પોતાની બ્હેન વિષયાનું ઉંચી–ગોત્રોચ્ચાર રૂપ વાણીથી આ ચંદ્રહાસને અર્પણ કર્યું તથા કહેવા લાગ્યો કે મેં કરેલા આ કન્યા દાનથી " લક્ષ્મીપતિ શ્રી–કૃષ્ણ તૃપ્તિ પામો " આ પ્રમાણે કન્યાદાન થઈ રહ્યા પછી કુંકુમથી સત્કારાયેલા અંગોવાળા અને બેઉ હાથ જોડીને ઉભેલા તે બેઉ–દમ્પતી સત્વર વેદિકા પાસે આવી પહોંચ્યા, તે વેદિકામાં પ્રદીપ્ત થયેલા હુતાશન–અગ્નિને આજ્ય–ઘૃતના સુવોથી તૃપ્ત કરીને તથા સપ્તપદી કરીને અગ્નિનારાયણની પ્રદક્ષિણા (ફેરા) કરવા લાગ્યા, તે વરવધૂ દ્વિજોને નમસ્કાર કરીને તેઓની આશિષો ગ્રહણ કરવા લાગ્યા, તથા વેદ બ્રાહ્મણોના આશિર્વચનોથી તે બેઉ વર વધૂ નવીન કાન્તિને પ્રાપ્ત કરવા લાગ્યા, સુવાસિની પતિવ્રતાઓએ કરેલાં તિલકો તથા પોતાના હસ્તમાં તામ્બૂલ પત્રો અને ફળોને ધારણ કરવા લાગ્યા, ત્યાર પછી મદનરાય અત્યંત પ્રસન્ન થઇને તે વરવધૂને પુષ્કલ અલંકારો અર્પણ કરવા લાગ્યો મોટા ઘડામાં દોહી શકાય એવી ગાયો તથા ક્ષીરના સાગરરૂપી ભેંસોનું અર્પણ કરવા લાગ્યો, તેમજ મુક્તાફલો, રત્નો અને વિવિધ પ્રકારના સ્વચ્છ વસ્ત્રો અગર કપૂર તથા ચન્દન વગેરે સાહિત્ય વરવધૂને અર્પણ કરીને પરાક્રમી તે મદનરાય ગળગળો થઈને પોતાના મનમાં ધ્યાન કરવા લાગ્યો કે અહો–આ ભક્તરાજ અને મારા સાંપ્રત જમાઇ થયેલા ચંદ્રહાસને હું શું આપી શકવાનો હતો ? માટે આ ચંદ્રહાસને હવે તો હું પોતાના આત્માનું અર્પણ કરી દઉં એમ નિશ્ચય થઇ જાય છે. આ પ્રમાણે વિચાર કરીને સર્વે સજ્જનો જુએ અને સાંભળે તેમ મદનરાય કહેવા લાગ્યો કે–સમય પ્રાપ્ત થતાં આ મારૂં શિરરૂપી કમલ પણ આ ચંદ્રહાસને નિમિત્તેજ જશે. જ્યારે ત્યારે પણ હું આ મારૂં શિર તેમના કરકમલમાં ક્રીડા કરવા માટે અર્પણ કરીશ, જેથી જમાઈ પૂજ્ય થયેલા વિષયા સહિત આ ચંદ્રહાસ પુત્ર પૌત્ર યુક્ત થઇને લાંબા કાલ–સુધી આ પૃથ્વીનું રાજ્ય કરો અને મારા–શ્રી વિષ્ણુના આરાધનરૂપ પુણ્યથી તેમજ થાઓ, આ પ્રમાણે ચંદ્રહાસ પ્રત્યે આપ્ત–સંબંધીને છાજે તેવા ઉદ્‌ગારો બોલીને અનેક પ્રકારના અલંકારો અને વસ્ત્રોવડે ગાલવ મુનિનો સત્કાર કરીને અન્ય દ્વિજો અને યાચકો પ્રત્યે તે મદનરાય કહેવા લાગ્યો કે–મારા પૂજ્ય એવા આપ સર્વેએ મારા ઘરને આવતી કાલે અલંકૃત કરવા પધારવું. આપ સર્વેનો સેવક હું યથા શક્તિ સર્વેનો સત્કાર કરીશ, એમ કહીને મદનરાયે સર્વે દ્વિજોને પોતપોતાને ઘેર રવાના કરીને ચંદ્રહાસની સાથે પોતાની બ્હેન વિષયાને ભોજન (કંસાર) કરાવ્યું ત્યાર પછી સ્વજનોની સાથે પોતે પણ આનન્દ પૂર્વક ભોજન લીધું. ત્યાર પછી મદનરાયે આનંદપૂર્વક નિદ્રા લીધી અને બ્રહ્મ–મુહૂર્ત થતાં જાગૃત થયો, આત્મચિન્તન પ્રાતઃસ્મરણ કર્યા પછી પોતાના આજ્ઞા પાલક સેવકોને ફરમાવ્યું કે કેટલાએક આ સ્થળે મંડપ રચીને તૈયાર કરો તથા મંદિરને સુચિત્રિત કરીને સુશોભિત બનાવો, તથા

સુંદર સાધનોવાળી આ ચન્દ્રનાવતીપુરી તેં મારા સઘળા વિત્તનો વ્યય કરીને તૈયાર કરી છે તે ગૃહના બનાવનારા મીસ્રી ક ડીઆઓ કયાં વસે છે ? તથા તે સર્વે કારીગરો કયાં ગયા કે જે દુષ્ટાત્માઓ મારૂં તે સર્વ ધન ચાવી ગયા છે તથા તે સર્વે આ નગરના અધિકારી—બ્રાહ્મણો પણ કયાં ગયા ? આ દુષ્ટમતિ—ધૃષ્ટબુદ્ધિ તે સમયે કુલિન્દ રાજાને ખૂબ ઠપકો આપવા લાગ્યો તથા પોતાના લોભ નામના સચિવ—સેવકને બોલાવીને તેને કહેવા લાગ્યો કે તારી તૃષ્ણા નામની સ્ત્રી સહિત આ મારી ચન્દ્રનાવતીનું રક્ષણ કર, આ પ્રમાણે પોતાના લોભ સચિવને આજ્ઞા કરીને તે મન્ત્રી કૌન્તલપુર પ્રત્યે મોટા હર્ષની સાથે પુષ્કળ ધન લઈ રવાના થઈ ગયો. પોતાના નગર પ્રત્યે જતાં મનમાં પુત્ર મદનનું તથા ચંદ્રહાસનું ચિન્તન કરવા લાગ્યો કે મારો આજ્ઞાકારી (!) પુત્ર મદન તે ચંદ્રહાસને અવશ્ય વિષ આપશે, આંહીથી ચંદ્રહાસને વિદાય થયા પણ આજ ત્રીજો દિવસ થયો છે, એક દિવસે તે ચંદ્રહાસ કુન્તલપુરમાં પહોંચ્યો હશે અને બીજે દિવસે તે મારા પુત્ર મદનરાયને મળ્યો હશે, માટે મારો મદન આજ સાયંકાલેજ ચંદ્રહાસને વિષ આપવાનું કાર્ય કરશે ! માટે હું એકજ પ્રહરમાં કૃતકાર્ય થઇને કુન્તલપુરમાં પહોંચી જાઉં આ પ્રમાણે વિચાર કરીને તે દુષ્ટમતિ મન્ત્રી પાલખી ઉપર ચઢી બેઠો તે પાલખીને મત્સ્ય ખાનારા મહા બલવાન સ ણુસો ખારવાઓ વહન કરી રહ્યા હતા, હે પાર્થ ! પાલખી ઉપર બેસીને તાં તે પાપાત્મા ધૃષ્ટબુદ્ધિ પોતાના હામાં ગાંઠોવાળા લાંબા વેણુ દણ્ડને લઇને મારતો મારતો તેઓને કહેવા લાગ્યો કે અરે મત્સ્ય ભક્ષક દુષ્ટ ધીવરો તમો શીઘ્ર ગમન કરો, ધૃષ્ટબુદ્ધિના હાથથી પડતા મારને સહન ન કરી શકવાથી તેઓ તેના પ્રત્યે કહેવા લાગ્યા કે હે નૃપ, હે સમર્થ મંત્રીજી અમો ઘણા જલદી ચાલીએ છીએ, ચાલતા એવા અમોને આપશ્રી આ પ્રમાણે અત્યંત દંડપ્રહારોથી તાડન ન કરો, આપશ્રી નહુષ રાજાના કુલમાં ઉત્પન્ન થયા છો કે શું ? અમો કાંઇ સમર્થ મુનિઓ નથી કે આપના આ તાડનનો પ્રતીકાર કરી શકીએ, આપશ્રીતો રાજવી ક્રોધ કરી રહ્યા છો તેથી અમો કાંઇ શ્રમ દૂર કરવા માટે આરામ લઈ શકતા નથી ! અનુકૂળ પવનમાં જેમ નૌકા ચાલી જાય તેમ તે ધીવરો અને ઢીવરો (ખારવાઓ) ચાલવા લાગ્યા. ધૃષ્ટબુદ્ધિની તે શિબિકા ઉપર હઠ પૂર્વક કાગડાઓ ઉડવા લાગ્યા તથા પોતાની ચાંચવડે પક્ષ મુખ અને નખો વડે તે દુષ્ટ મંત્રીને પ્રહાર પીડા કરવા લાગ્યા આપ્રમાણે હે પાર્થ ! તે દુષ્ટ મન્ત્રીને જે કાંઇ અપશુકન થયું તે સર્વ તેના પાપનુંજ ચેષ્ટિત છે તે તું જાણ. આ પ્રમાણે ધૃષ્ટબુદ્ધિ આગળ ચાલ્યો જાય છે એ અરસામાં તેની સમક્ષ એક વિશાલ અને પોતાની ફણાઓ વડે આકાશને ચાટતો (લબરકા કરતો) સર્પ પૃથ્વી ઉપર પોતાના પુચ્છને સ્થિર કરીને મહાવિષયુકત છતો મનુષ્ય વાણીથી તે ધૃષ્ટબુદ્ધિ પ્રત્યે કહેવા લાગ્યો—હે ધૃષ્ટબુદ્ધિ! તારા સુવર્ણના ઘડાઓમાં તારા ધનની રક્ષા કરતો છતો, હું કાયમ રહેતો હતો, પરંતુ તારા પુત્ર મદનરાયે મારા તે સ્થાનનો ખરેખર નાશ કર્યો છે, માટે હવે હું ચાલ્યો જાઉં છું તારૂં કલ્યાણ થાઓ, હવે તું ખેદ ન કરીશ. આ પ્રમાણે તે સર્પ વચનો

પૂર્ણ સંતોષ આવ્યો, વિષયાના લગ્ન પ્રસંગે તે કૌન્તલપુર હૃષ્ટ-પુષ્ટ જનોથી ઉભરાઇ ગયું-હે પાર્થ ! પરમ વૈષ્ણવ શ્રી ચંદ્ર-હાસના સહાગમથી પરિસ્થિતિનું પરિવર્તન થાય એમાં શું આશ્ચર્ય ! હવે શ્રી વિષ્ણુ ભક્તિના ફળને કહું છું તે સાંભળ, જેઓ માયા રહિત થઇને હૃષીકેશ-શ્રી કૃષ્ણનું સર્વદા શુદ્ધ ચિત્તવડે ધ્યાન ધર્યા કરે છે, હે પાર્થ, તેઓના વિઘ્નગણો દુર્બલ થઇને તેઓને કશી પણ વ્યથા કરી શકતા નથી. ધૃષ્ટબુદ્ધિ-મંત્રીએ આ ચંદ્રહાસને વિષ આપી દેવું એ હેતુથી મોકલ્યો હતો, છતાં શ્રીકૃષ્ણ ચન્દ્રની પૂર્ણ કૃપાથી તે આ ચંદ્રહાસ વિષયા નામની કન્યાને પામ્યો. માટે આ સંસારમાં પ્રાણીમાત્ર પોતાના પ્રારબ્ધનેજ આધીન છે, પરંતુ હું કરૂં છું એવું મિથ્યા અભિમાન તે ધારણ કરી લે છે. કારણ કે જે પ્રાણી બલાત્કારથી પોતાનું કાર્ય સિદ્ધ કરવા મથે, તેનું તે કાર્ય કદાપિ સિદ્ધ થઇ શકતું નથી. હે પાર્થ ! વિષયા અને ચંદ્રહાસનો વિવાહ ઈશ્વરની પૂર્ણ કૃપાથી નિર્વિઘ્ને સમાપ્ત થયો, ત્યાર પછી જે કાંઈ થયું તે તું સ્થિર થઈને સાંભળ. ૫૫

**श्री श्री कृष्ण--मनीषा बलीयसी**



## પ્રકરણ ૫૬ મું.

### ધૃષ્ટબુદ્ધિનો સંતાપ.

શ્રી કૃષ્ણચંદ્રના પરમ ભક્ત ચંદ્રહાસના પિતા કુલિન્દ રાજાને તે ચન્દનાવતી નગરીમાં દુષ્ટબુદ્ધિ ધૃષ્ટબુદ્ધિએ દૃઢ બેડીઓવડે બાંધી લીધો અને તે મન્ત્રી પુનઃ તેની પ્રજાને પીડવા લાગ્યો પ્રજાજનોના કંઠમાં શીલા બાંધીને તેને પાણીમાં ડુબાડીને તેની પાસેથી ધન માગવા લાગ્યો તથા તે સર્વ પ્રજાને વૃક્ષ ઉપર બાંધીને તેની પાસે ધન છોડાવવાની આશાથી જળતા અગ્નિ ઉપર રાખવા લાગ્યો તથા તે પાપી મન્ત્રી નગરવાસીઓના માંસોને શસ્ત્રોથી પીડવા લાગ્યો તથા ઘણા એકને ચુનાનું પાણી નાસિકાના છિદ્રો વડે પાવા લાગ્યો, આ પ્રમાણે દુષ્ટબુદ્ધિ ધૃષ્ટબુદ્ધિ ચન્દનાવતીની પ્રજાને અત્યંત પીડીને કુલિન્દ પ્રત્યે કહેવા લાગ્યો હે કુલિન્દ ! રે મૂઢ તું ભયંકર એવા મને જાણતો નથી ! ચંદ્રહાસના આશ્રયથી તારા કોશમાં પુષ્કળ ધન આવી જવાથી તું ગર્વિત થઇ ગયો છે, મને પ્રતિવર્ષે અપાતું કર રૂપી દ્રવ્ય પણ તેં તે કોશાધ્યક્ષ સાથે શા માટે મોકલ્યું ? હે વિમૂઢાત્મન્ ! તું સ્વયં કેમ ન આવ્યો? અને તેં તારા સેવકોને શા માટે મોકલ્યા ? કર આપવા આવેલા તે બાલક સમાન બુદ્ધિવાળા તારા સેવકોએ તે દિવસે મેં આપેલા અન્નનો સ્વીકાર પણ ન કર્યો ? હવે તો તું ધનના ગર્વથી વ્રતો અને દાનો કર્યા કરે છો કેમ ? મારૂં જે કાંઇ દ્રવ્ય તારે આધીન હતું તે સર્વ નિશ્ચલ દ્રવ્યનો તેં વૃથા વ્યય કરીને નાશ કર્યો છે ? આ મારી ચન્દનાવતી નગરીમાં મેં મારા બચપણથી આરંભીને કદાપિ શિવાલય વિષ્ણુમંદિર તલાવો વાપીઓ કુપો મઠો હવાડાઓ તથા બ્રાહ્મણોનાં સુન્દર ગૃહો તથા વેદ શાસ્ત્ર પુરાણોનું પઠન આંહી જોયુંજ નહતું, પરંતુ હવે તો આ ચન્દનાવતી તેવા સાધનોના આધિક્યવાળી થઇ ગઇ છે; હે કુલિન્દ, આવા

વાંસળીઓને તે દુષ્ટાત્મા મંત્રીએ તોડી નાખ્યા; આગળ ચાલતાં તે ધૃષ્ટબુદ્ધિએ પોતાના મહેલના દ્વારમાં વિચિત્ર વર્ણોથી ચિત્રેલાં આશ્ચર્ય-જનક ચિત્રો જોયાં, પોતે જ્યાં દ્વારની અંદર પ્રવેશ કરવા જાય છે તે અરસામાં ચમ્પકસમાન વર્ણવાળી સ્ત્રીઓ હાથમાં દીપકોને લઇને કુંકુમના વર્ણથી રંગિત થયેલી છતી તે મહાશય (!) મંત્રીજીના નીરાજનને માટે આવી પહોંચી. આ પ્રમાણે પૂર્ણ આનંદમાં પોતાની સંમુખે આવી પહોંચેલી તે સર્વ સ્ત્રીઓને ધૃષ્ટબુદ્ધિ પુછવા લાગ્યો કે, આવો ઉત્સવ તમો સર્વેએ શા માટે કર્યો છે ? મારા પુત્ર મદનરાયે એવું તે શું પ્રાપ્ત કર્યું છે કે તમો આટલો ઉત્સાહ દર્શાવી રહ્યાં છો ? મંત્રીજીનું આ વાક્ય સાંભળી તે સર્વે મૃગાક્ષીઓ કહેવા લાગી કે આપના પુત્ર શ્રી-મદનરાયે આજ આપણા કુલનું પરમ હિત કરનાર ચંદ્રહાસને પ્રાપ્ત કર્યો છે. દુષ્ટ અને મૂઢ એવો તે ધૃષ્ટબુદ્ધિ સ્ત્રીજનો પ્રત્યે પુછવા લાગ્યો. કે શું તે મદનરાયે તે ચંદ્રહાસને કાંઇ ધન આપ્યું છે કે ? સર્વે સ્ત્રીઓ ધૃષ્ટબુદ્ધિનું આ વાક્ય સાંભળીને કહેવા લાગી કે-અહો મંત્રીજી ! આપ એમ ન બોલો આપના પુત્ર મદનરાયે પરમ વૈષ્ણવ શ્રી ચંદ્રહાસ સાથે આપની કન્યા વિષયાને પરણાવી છે ! તે સ્ત્રીઓના વચન રૂપી શસ્ત્રો વડે મંત્રીજીના ગાત્રો ભેદાઇ ગયાં અને ક્રોધ વ્યાપી જવાથી લાલચોળ નેત્રો કરતો છતો સપ્તમદ્વારના મધ્યમાં કે જ્યાં ઉપર જણાવેલો વિવેક નામનો દ્વારપાલ હતો ત્યાં પહોંચી ગયો, શ્રદ્ધારૂપી યષ્ટિવાળો તે દ્વારપાળ દુષ્ટમંત્રીને જોઇને ત્યાંથી ખસી ગયો, ખરી વાત છે કે જ્યાં ક્રોધ પ્રાપ્ત થાય ત્યાં વિવેકની વાર્તા કેવી રીતે હોઇ શકે વારૂ ?

પોતાના મહેલને સાતમે માળે પહોંચ્યા પછી તે ધૃષ્ટબુદ્ધિએ વેદિકા ઉપર બેસેલા પોતાના શત્રુરૂપ માની લીધેલા તે ચંદ્રહાસ અને પોતાની કન્યા વિષયાને જોયાં, તે વિષયાના ઉપરના વસ્ત્રને ચંદ્રહાસના ઉત્તરીય વસ્ત્રવડે બાંધી લીધેલું (છેડાછેડીરૂપે) તેના જોવામાં આવ્યું તથા પુષ્પો વડે ગુંથેલા મુકુટને પણ તે વિષયાએ ધારણ કરેલો હતો, આ પ્રકારના વિષયા અને ચંદ્રહાસના પ્રવર્તમાન લગ્ન પ્રસંગને જોઇને તે ધૃષ્ટબુદ્ધિના ગાત્રમાં પ્રસ્વેદ ચાલી નીકળ્યો અને મોટી કંપારી છુટવા લાગી તથા સ્તબ્ધ થઇ ગયો અને તેનું મુખ ક્રોધથી સુકાવા લાગ્યું ! ક્રોધે ભરાયલો દુષ્ટમતિ વિચાર કરવા લાગ્યો કે અહો મારા પુત્ર મદનરાયે આ શું કર્યું ? કે જે મારા પત્રના ગૂઢ રહસ્યને સમજી શક્યો નહી ? ત્યાર પછી તે ધૃષ્ટબુદ્ધિના જમાઇ ચંદ્રહાસ પોતાના શ્વશુરને જોઇને પોતાની પત્ની વિષયા સહિત ઉભો થયો અને તેને પ્રણામ કરવા લાગ્યો, જેમ ન્હાનો મૃગ ભયંકર વ્યાઘ્ર ને જોઇને જે દશા પામે તે દશા તે સમયે આ ચંદ્રહાસની થઇ. પોતાને પ્રણામ કરી રહેલા આ ચંદ્રહાસને દુષ્ટમતિ ધૃષ્ટબુદ્ધિએ વાણીવડે પણ અભિનન્દન પણ ન આપ્યું ત્યાર પછી પોતાની સમીપ પોતાના ચરણ યુગલમાં નમી પડેલા મદનરાયને તે ધૃષ્ટબુદ્ધિ કહેવા લાગ્યો કે હે દુરાત્મન્ પુત્ર ! તેં આ શું કર્યું તે તું કહે, તારા આ કાર્યથી મારૂં મન લેશ પણ સંતોષ પા-

બોલીને પાતાલમાં પેસી ગયો, તે મૂઢાત્મા ધૃષ્ટબુદ્ધિ દિવ્ય-સર્પના આ વચનો સાંભળીને ઘણુંજ આશ્ચર્ય પામ્યો છતાં તે સર્પના વચનના મર્મનો લેશ પણ સમજી ન શકયો, વળી તે ધૃષ્ટબુદ્ધિ દંડ પ્રહારોથી તે ધીવરોને પુષ્કળ તાડન કરવા લાગ્યો તથા ઉભો થઇને પોતાના ઓષ્ઠોને ચાવતો છતો દાન્તો વડે દાન્તોને ભીસતાં ભીસતાં કહેવા લાગ્યો કે તમારા સર્વેના ચરણોને હું કુન્તલપુરમાં જઇને જલદી કાપી નાખીશ. આ પ્રમાણે તે, બીચારા નિરપરાધી ધીવરોને પીડા કરતો કરતો કુન્તલપુરમાં જઇ પહોંચ્યો.

ચન્દનાવતીથી રવાના થયેલો પાપી આ પ્રમાણે શિબિકાનું વહન કરનારા ધીવરોને પુષ્કળ દણ્ડ પ્રહારો વડે પીડા કરીને એકજ પ્રહરમાં તે સ્વ ગ્રામમાં પહોંચ્યો કે તુરતજ તે ધૃષ્ટબુદ્ધિએ વિચિત્ર-વાદ્યોના શબ્દોને સાંભળ્યા, તે પાપી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે મારા પુત્ર મદનરાયે તે કાર્ય અવસ્ય કર્યું હોય તેમ જણાય છે, વિમાનરૂપ તે શિબિકા ઉપરથી તે ઉતરીને તે મૂઢાત્મા એકલોજ પગવાળો આગળ ચાલવા લાગ્યો, આગળ ચાલતાં તેણે વસ્ત્રો વડે સારી રીતે અલંકૃત થયેલા સૂતો-માગધો અને બંદીઓને જોયા. ધૃષ્ટબુદ્ધિને આવતો જોઇને બન્દીજનો કહેવા લાગ્યા કે હે ધૃષ્ટબુધ્ધે ! જલદી પધારો આપશ્રીના પંડિત પુત્ર મદનરાયે તે સર્વ કાર્ય તો આનંદથી પૂર્ણ કર્યું છે, તમારૂં તથા ચંદ્રહાસનું બ્રહ્માયુ-દીર્ઘાયુ થાઓ તથા અતિ દાન કરનારા તમારા પુત્ર શ્રી મદનરાયનું પણ દીર્ઘાયુ થાઓ.

આ પ્રમાણે આશીર્વચનો બોલી રહેલા બન્દીજનો પ્રત્યે ધૃષ્ટબુદ્ધિ કહેવા લાગ્યો-આઃ પાપી બન્દીજનો ! તે આ ચંદ્રહાસ કોણ-કઇ ચીજ છે. દૂર ખસો નહીતો તમને સર્વેને આ દણ્ડ વડે પ્રહારો કરીશ, એમ કહેતો કહેતો જ્યાં આગળ જાય છે, ત્યાં ચન્દનવડે પૂજા કરાયેલા અને રેશમી વસ્ત્રો તથા વિવિધ પ્રકારના ભૂષણોથી વિભૂષિત થયેલા પૂજ્ય બ્રાહ્મણોને પોતાના ઘર પ્રત્યે આવી પહોંચેલા તે ધૃષ્ટબુદ્ધિએ જોયા, ધૃષ્ટબુદ્ધિને જોઇને તે સર્વે બ્રાહ્મણો આશિષ આપવા લાગ્યા. હે ધૃષ્ટબુધ્ધે, તમારૂં કલ્યાણ થાઓ, આવો ચંદ્રહાસ જેવો સુંદર વર આપશ્રીને કયાંથી પ્રાપ્ત થયો વારૂ ? તમારો સુંદર ભાગ્યોદય આજ પ્રકાશી રહ્યો છે કે જેના વડે આપશ્રીની આ પ્રકારની કીર્તિ ફેલાઇ રહી છે. બ્રાહ્મણોના આ પ્રકારનાં વચનો સાંભળીને તે દુરાત્મા-મંત્રી સમુદ્રમાં જેમ વડવાનલ સળગી ઉઠે તેમ જળવા લાગ્યો તથા પોતાના હાથમાં રહેલા દંડને ઉંચો કરીને બ્રાહ્મણો પ્રત્યે બબડવા લાગ્યો કે મારી સમક્ષ તમો સર્વે કયાં ભાગી જનાર છો, ધૃષ્ટબુદ્ધિનું આવું ભયંકર સ્વરૂપ જોઇને તે સર્વે બ્રાહ્મણો વસ્ત્રો અને પોતા પોતાના મૃગચર્મો છોડીને પડતા-આખડતા તેઓની શિખા વગેરે છુટી ગયાં અને ખસી પડતા ઉત્તરીય-વસ્ત્ર અને યજ્ઞોપવીત વાળા હોઇને રસ્તામાં શ્વાસોચ્છ્વાસ લેતા પલાયન કરવા લાગ્યા. ત્યાર પછી આગળ ચાલતાં પ્રસન્ન થયેલા સંગીત શાસ્ત્રીઓ ધૃષ્ટબુદ્ધિ-મંત્રીને કહેવા લાગ્યા કે ચંદ્રહાસ રાજ્ય ભોગવો, આ પ્રમાણે આશીર્વાદ વચન બોલી રહેલા તે સંગીત-શાસ્ત્રીઓના કપાલ-વીણા મૃદંગ-ઢક્કા (ડમરૂ) પડઘમ-નગારાં અને

મદનરાયના શુદ્ધ અભિપ્રાય યુક્ત આ વાક્ય સાંભળીને ધૃષ્ટબુદ્ધિ તેને કહેવા લાગ્યો કે હે દુરાત્મન્! દૂર ખસ મને આજ તારૂં મુખ પણ દેખાડીશ નહી. મેં લખેલા તે પત્રને તું લાવ અને મેં એવું તે શું લખ્યું છે તે તું મને દર્શાવ, ધૃષ્ટબુદ્ધિની આજ્ઞા સાંભળીને મદનરાય તે પત્ર લઇ આવ્યો પોતેજ લખેલા તે પત્રને આ દુરાત્મા મંત્રી જોવા લાગ્યો તો "વિષયા આ ચંદ્રહાસને આપી દેવી" એવા એવા સ્પષ્ટ અક્ષરો ને પત્રમાં જોઇને તેણે તે અક્ષરોને વિધાતાની લિપિ (આંકડા) માનવા લાગ્યો, ક્ષણભર પોતે ધ્યાન ધર્યું અને બાહ્ય શાન્તિનો આડંબર કરવા લાગ્યો, તથા પોતાના પુત્ર મદનરાયને સાન્ત્વન આપ્યું અને કહેવા લાગ્યો કે હે પુત્ર! તારૂં આ પત્રમાં કરેલું નિરીક્ષણ ખરેખર યથાર્થ છે, મેં તો આ ચંદ્રહાસને, વિષ આપવા રૂપ ગૂઢ–અભિપ્રાય વાળો પત્ર લખી આપીને તારા પ્રત્યે રવાના કર્યો હતો, પરંતુ પ્રબલ–દૈવયોગથીજ વિષયાનો વિવાહ આ ચંદ્રહાસ સાથે થયો છે. તે વિષયમાં હું કે તું અથવા અન્ય કોઇ પણ કર્તા છેજ નહી! આ પ્રમાણે દુરાત્મા ધૃષ્ટબુદ્ધિ પોતાના પુત્ર મદનરાયને આશ્વાસન આપીને તથા દમ્ભ-કપટપૂર્વક ચંદ્રહાસનો આગત-સ્વાગતથી સત્કાર કરીને સંતોષ દર્શાવા લાગ્યો. તે ધૃષ્ટબુદ્ધિએ વિષયા અને ચંદ્રહાસનો વિવાહ થઇ ગયાને જ્યારે ચતુર્થ દિવસ પ્રાપ્ત થયો ત્યારે ચંદ્રહાસનો ઘાટ ઘડવાના આશયથી કપટ પૂર્વક ચતુર્થીકર્મ સ્વકુલ દેવીના વન્દન વગેરે કર્મો કરાવવા તૈયાર થયો, દૈવયોગે થઇ ગયેલા વિષયા-ચંદ્રહાસના વિવાહથી અન્તઃકરણમાં અત્યન્ત દુભાતો તે ધૃષ્ટબુદ્ધિ, આજ વિપક્ષ શત્રુરૂપ માની લીધેલા ચંદ્રહાસના પક્ષમાં શું કરવા ધારે છે તેજ આશ્ચર્યજનક છે. હે પાર્થ! તે મંત્રી વિચાર કરવા લાગ્યો કે મેં એક કાર્ય તો કર્યું પણ તેમાં હું વિજયી થઇ શક્યો નથી, અહો હવે આ ચંદ્રહાસ શત્રુને માટે બીજી કઇ–રચના આગળ રચવી કે જેથી આ ચંદ્રહાસ (પોતાના જમાઇ) નો નાશ થાય! આ પ્રમાણે તે અલ્પબુદ્ધિ, ધૃષ્ટબુદ્ધિ કર્તવ્યરૂપ નૌકાથી રહિત શોકસાગરમાં નિમગ્ન થવા લાગ્યો.૫૬

શ્રી શ્રી કૃષ્ણઃ શરણમ્ ભૂયાત્

## પ્રકરણ ૫૭ મું

### ચંદ્રહાસને કુન્તલપુર રાજ્યની પ્રાપ્તિ

શ્રી-કૃષ્ણની પૂર્ણ કૃપાથી ધૃષ્ટબુદ્ધિની પુત્રી વિષયાનો વિવાહ ચંદ્રહાસ સાથે થતાં ચંદ્રહાસ પોતાનો જમાઈ થયો છતાં તે ધૃષ્ટબુદ્ધિ વિચાર–વમલમાં વારંવાર ગોથાં ખાવા લાગ્યો; તેણે વિચાર કર્યો કે ચંદ્રહાસની સાથે વિષયાનો વિવાહ થયો, એ ઘટના મારા મટે તો ઘણીજ વિપરીત બની છે. અમારા શત્રુરૂપ આ ચંદ્રહાસને મૂર્ખ મદનરાયે મારી વિષયા કન્યા તો પરણાવી દીધી, હવે પછી મારે શું કરવું, હવે હું મારા કયા બાન્ધવને શરણે જઇને મારા તે કાર્યની ફલ સિદ્ધિ કરી શકું, આ મારો પુત્ર મદનરાય તથા અમલ બેઉ મારા વંશમાં નથી. આ મારા બેઉ પુત્રોએ મારા કુલનો અવશ્ય નાશ કર્યો છે. તથા શત્રુરૂપ જમાઈ થયેલો આ ચંદ્રહાસ તેથી

સ્યું નથી ? આ પ્રમાણે ક્રોધપૂર્વક ઉદ્ગારો કાઢતા પોતાના પિતા પ્રત્યે મદનરાય કહેવા લાગ્યો હે તાત ! આપશ્રીનો પત્ર જોઇને મેં આપણે આંગણે પધારેલા આ ચંદ્રહાસ સાથે મારી બ્હેનને પરણાવી દીધી છે ! તથા અસંખ્ય ગાયો વસ્ત્રો સુવર્ણ અને અસંખ્ય મહિષી ભેંસોનું દાન કર્યું છે ! હે પિતાશ્રી ! આપશ્રીની આજ્ઞા પ્રમાણે સર્વ મેં સર્વ વિધિએ આપણી બ્હેન વિષયના લગ્ન પ્રસંગે સંપૂર્ણ કરી છે ! જુઓ આપણા ખજાના પ્રત્યે પણ આપશ્રી લક્ષ્ય કરો, તે આપણા કોશાગારને પણ મેં ખાલી કરી દીધો છે, આપની આજ્ઞાનુસાર વર્તન કરનારા મેં બ્હેનના વિવાહ વિધિમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા રહેવા દીધી નથી, છતાં આપશ્રી આટલો ક્રોધ મારા ઉપર શા માટે કરી રહ્યા છો ? અનેક પ્રદેશોમાંથી આવેલા બ્રાહ્મણોને તથા અન્ય સર્વે યાચકોને મેં યથાયોગ્ય દ્રવ્ય આપ્યું છે, માટે આપશ્રીએ મારી ન્યૂનતાનું લક્ષ્ય કરતાં કોઇ પણ પ્રકારે મારા ઉપર રોષ કરવોજ ન ઘટે !

નારદમુનિજી અર્જુન પ્રત્યે સર્વ વૃત્તાન્તનું વર્ણન કરવા લાગ્યા કે હે પાર્થ ! પોતાના પ્રિય પુત્ર મદનરાયે કહેલું આ સર્વ તથ્ય–વૃત્તાન્ત સાંભળીને તે પાપી આઃ એમ નિઃશ્વાસ નાખવા લાગ્યો તથા પોતાના કપાલને હલાવતો હલાવતો અને હાથમાં હાથને ભીસતો છતો નિઃશ્વાસ લેવા લાગ્યો, વળી તે ધૃષ્ટબુદ્ધિ મદનરાય પ્રત્યે કહેવા લાગ્યો કે હે પુત્ર ! હવે તું ઘોરવનમાં જઇને અને મૃગચર્મને ધારણ કરીને ભિક્ષા માગતો માગતો ભમ્યા કર. પોતાના પિતાનો આ પ્રકારનો ક્રોધ યુક્ત આદેશ સાંભળીને મદનરાય તેમના પ્રત્યે વિનીત ભાવે કહેવા લાગ્યો કે હે તાત ? આપ જે કાંઇ મને આજ્ઞા કરો તે સર્વ હું સહન કરવા તયારજ છું એમાં કાંઇ પણ આશ્ચર્ય છેજ નહી ? પુણ્ય કીર્તિ શ્રીમાન્ રામચંદ્રજી પોતાના પિતાના વાક્યથી વન પ્રત્યે નીકળી ગયા ન હતા શું ? તેજ પ્રમાણે હું પણ આપશ્રીના આદેશથી વનમાં તો ચાલ્યો જઇશ, પરંતુ આ બ્હેન શ્રી વિષયાના વિવાહ પ્રસંગે મેં કઇ ન્યૂનતા કરી છે, તે મને આપ જણાવો ? હા તે આપણા દેશના પાલક કુલિન્દ રાજાને તથા તેની પત્નીને હું આ વિવાહ પ્રસંગે બોલાવી શક્યો નથી, તેજ મારી મોટી ભૂલ થઈ ખરી; પરંતુ અલ્પ સમયમાં હું શું કરી શકું એમ હતો ! તે કુલિન્દ રાજાનો પુત્ર ચંદ્રહાસ આપશ્રીએ લખેલો શીઘ્ર પત્ર લાવીને ઉપસ્થિત થયો પરંતુ આવું સારા યોગવાળું બળવાન્ મુહૂર્ત હતુંજ નહી તેથી વિષયાના વિવાહરૂપ મંગલકાર્યને મેં શીઘ્ર સમાપ્ત કર્યું છે, હવે જો આપશ્રી આજ્ઞા કરતા હો તો હું એકલોજ કુલિન્દ રાજાને આ સ્થળે લાવવા માટે ચાલ્યો જાઉં, હું તેને સાથે લઇને આ સ્થળે આવી પહોંચીશ અને મારા તે અલ્પ અપરાધની તેની પાસેથી માફી માગીને હું તેને પ્રણામ કરીશ હે તાત ! આ સિવાય વિષયાના વિવાહમાં મેં કાંઇ પણ ન્યૂન કર્યું નથી, તે પ્રસંગે તો આપણા સર્વે અશ્વો અને હસ્તિઓનું દાન કરી ચુકયો છું, તથા મારા બન્ને બાહુઓ તથા આ શિર પણ મેં પૂજ્ય એવા શ્રી કૃષ્ણના અનુચર તે ચંદ્રહાસ વરને આપી દીધાં છે.

અરિષ્ટોને જોઇને પોતાનું મૃત્યુ જાણી શકે છે! દેવમાર્ગ–આકાશમાં ધ્રુવ–શુક્ર, ચંદ્રમાની છાયા અને અરૂન્ધતીને જે નર જોઇ ન શકે તે એક વર્ષ પછી જીવતોજ નથી, તથા જે નર સૂર્યના બિમ્બને કિરણો રહિત જુએ તથા અગ્નિને સૂર્યરૂપ જુએ તે પુરૂષ અગીઆર માસની ઉપર જીવી શકતો નથી તથા જે નર વૃક્ષોને સુવર્ણના વર્ણ સમાન જુએ તે નવ માસજ જીવી શકે છે, તથા જે પુરૂષ અકસ્માત્ સ્થૂલ હોઇને કૃશ થાય તથા કૃશ હોય અને સ્થૂલ થઇ જાય તેનું આયુષ્યે પણ આઠ માસનુંજ જાણી લેવું. વળી, જેના પગની બેઉ પાનીઓમાં અગ્રભાગમાં ખંડના આકારવાળું ચિહ્ન થઇ જાય અને તે ચિહ્ન જો ધૂળ અને કાદવની અંદર સ્પષ્ટ દેખાય તો તે પુરૂષ સાત માસજ જીવે છે. વળી કપોત (હોલો) ગીધ ઘુવડ તથા કાગડો માથા ઉપર બેસે અને સમળી વગેરે જેના માથા ઉપર આકાશમાં ઉડયા કરે તો તે સર્વે છ માસના આયુષ્યનાજ પ્રદર્શક છે, જે પુરૂષ કાગડાઓના ટોળાં વડે ઉડાડાતી ધૂળની વૃષ્ટિથી અભિહત થાય તથા જેનું સ્તનના ઉપર ભાગનું ઉરઃસ્થળનું ચર્મ સ્ફુર્યા કરે કરે, તે પુરૂષનું પાંચ માસમાંજ મૃત્યુ આવી પહોંચ્યું છે એમ સમજી લેવું! પોતાની છાયાને વિપરીત આકારમાં જુએ તે ચાર માસ સુધીજ જીવે છે; વાદળાં સિવાય આકાશમાં દક્ષિણ દિશા તરફ જે વિજળીને જુએ તથા જે પુરૂષ રાત્રીએ ઇન્દ્રના ધનુષ્ય (કાચબી) ને જુએ તેનું જીવિત બે ત્રણ માસ સુધીજ ટકવાનું છે એમ સમજી લેવું, ઘૃતમાં તૈલમાં અથવા દર્પણમાં કે જળમાં જે પુરૂષ પોતાના શરીરને મસ્તક રહિત જુએ તે અર્ધ માસ પણ જીવી શકતો નથી, હે રાજન્! જે પુરૂષના ગાત્રમાંથી અસ્થિ સમાન અથવા શબ સમાન ગંધ નીકળતો હોય તે પુરૂષનું જીવિત પણ અર્ધ માસનું જ સમજી લેવું. જે પુરૂષ સ્નાન કર્યો હોય કે તુરતજ તેનું હૃદય કમળ જો સુકાઇ જાય, અથવા પાણી પીતાં છતાં પણ જો શોષ થાય તો તે પુરૂષ દશજ દિવસ જીવી શકે છે, રીંછ અને વાનરના યુગ્મ ઉપર રહેલો જે પુરૂષ ગાતો ગાતો દક્ષિણ દિશામાં જાય તો તેનું મૃત્યુ તત્કાળ થઇ જાય છે! લાલ અને કાળા વસ્ત્રને ધારણ કરનારી ગાતી ગાતી તથા હસતી છતી જે સ્ત્રી જે પુરૂષને સ્વપ્નમાં દક્ષિણદિશામાં લઇ જાય તો તે પુરૂષ પણ જીવી શકતો નથી, જે પુરૂષ સ્વપ્નમાં નગ્ન એવા ક્ષપણક યતિને હસતો હોય તેમ જુએ તે પુરૂષનું મૃત્યુ શીઘ્ર આવી પહોંચ્યું છે એમ સમજી લેવું, જે પુરૂષ સ્વપ્નમાં પોતાના શરીરને મસ્તકતલસુધી કાદવરૂપી સમુદ્રમાં ડુબેલો જુએ તે પુરૂષ સત્વર મરણ પામે છે તથા જે પુરૂષ પોતાના કોશાગારને તથા રથાગાર (તબેલા) ને અને પોતાના શિરને બાળતો જુએ તે પુરૂષનું મૃત્યુ દશ દિવસમાંજ થાય છે એમાં સંશય નથી. તથા જે પુરૂષ વિકરાલ ભયંકર અને હાથમાં શસ્ત્રોને પકડેલા કાળા પુરૂષો વડે પત્થરાઓથી સ્વપ્નમાં માર ખાય તે પુરૂષ જલદી મૃત્યુને પામે છે. તથા જે પુરૂષ બીજાના નેત્રમાં છાયારૂપે રહેલા પોતાના શરીરના આકારને જોઈ શકતો નથી તે પુરૂષ દીર્ઘ સમય સુધી જીવી શકતો નથી જે પુરૂષ પોતાના બેઉ કર્ણોને બંધ કરીને અન્તરાત્માનો અવાજ સાંભળી શકતો

પણ અધિક મારા કુલનો નાશ કરશે. ભલે મારી પુત્રી વિષયા વિધવા થાય, પરંતુ સભામાં કહેલા તે મુનિઓના વચનને હું અવશ્ય અસત્ય કરીશ, એ પ્રમાણે વિચાર કરીને તે પાપાત્માએ ચાંડાલોને બોલાવ્યા અને એકાન્તમાં રહીને તેઓને સૂચના કરવા લાગ્યો કે આ કુન્તલપુરની બહાર સુંદર ઉપવનમાં એક ચંડિકાજીનું મંદિર છે, ત્યાં તમો સર્વે તીક્ષ્ણ કરવાલોને હાથમાં રાખીને તથા મૌન ધારણ કરીને ચુપચાપ ચાલ્યા જાઓ અને તે મંદિરના બેઉ ખૂણામાં છુપાઇ રહીને નિશ્ચલ મનવાળા અડગ થાઓ, જ્યારે સાયંકાલનો સમય થાય ત્યારે જે કોઇ પુરૂષ તે મંદિરમાં પ્રવેશ કરે તેને તમો સર્વેએ અવશ્ય હણી નાખવો તે સંબંધી કાંઇપણ વિચાર ન કરવો, પહેલાં જે પ્રમાણે તમોએ મને છેતર્યો છે તે પ્રમાણે આ સમયે ન કરવું, આ પ્રમાણે જો મારા કાર્યને તમો સફળ કરશો તો મદનના ભાગની સંપત્તિનો અર્ધ ભાગ હું તમોને આપીશ, દુષ્ટમતિ પ્રધાનનું આ વાક્ય સાંભળીને તે અંત્યજો છુપા વેષને ધારણ કરીને ત્રીજે પ્રહર થતાં ચંડિકાના મંદિર પ્રત્યે પહોંચી ગયા.

પોતાની આજ્ઞાથી ચંડાલો મંદિરમાં પહોંચી ગયા છે, એ નિશ્ચય થયા પછી તે પાપી ધૃષ્ટબુદ્ધિ ચંદ્રહાસને વિનય પૂર્વક કહેવા લાગ્યો કે હે મહાપ્રાજ્ઞ ચંદ્રહાસ; મારા હિત વચનને આપ સાંભળો અમારા કુલમાં નિયમ છે કે વિવાહ થઇ રહ્યા પછી અમારી કુલદેવી ચંડિકાનું જમાઇએ અવશ્ય પૂજન કરવું જોઇએ, તો આપનો વિવાહ વિધિ સંપૂર્ણ થઇ ગયો છે, માટે આપ આજે અમારી તે કુલદેવી માતાને નમસ્કાર કરો, આજ સાયંકાલે સંધ્યા વિધિને સમાપ્ત કરીને, પુષ્પો તથા ચંદન વગેરે લઇને આપ એકલાજ તે અમારી કુળદેવી કે જેમનું મંદિર આ નગરની બહાર છે ત્યાં શીઘ્ર જાઓ, ત્યાં જઇને તે દેવીશ્રીની પૂજા કરો અને નમસ્કાર કરો આ પ્રમાણે ચંદ્રહાસને આજ્ઞા આપીને દુષ્ટમતિ તે પ્રધાન પોતાની આશાને સફળ કરવાના પ્રયાસમાં તલ્લીન થવા લાગ્યો દુષ્ટ-શ્વસુરની આજ્ઞા સાંભળીને ભલે એમ કરૂં એમ કહીને તે ચંદ્રહાસ કાંઇ પણ કપટ ભાવ સિવાય સન્ધ્યા વન્દન કરીને મન્ત્રીની આજ્ઞા પ્રમાણે સાયંકાલે દેવી મંદિર પ્રત્યે તે જવાને માટે આ મહા યશસ્વી ચંદ્રહાસ તૈયાર થયો.

એ અરસામાં હે અર્જુન ! બુદ્ધિમાન્ કુન્તલપુરનો રાજા પોતાના કુલગુરૂ ગાલવ મુનિને બોલાવીને પોતાના દેહની ચેષ્ટા કહેવા લાગ્યો કે હે સ્વામિન્ ગાલવ મુનિજી ! આ ભૂલોકમાં રાજ્ય કરતાં મને કાંઇ પણ સુખ પ્રાપ્ત થઇ શકતું નથી, હું મારા શરીરની છાયાને શિર વિનાની જોઇ રહ્યો છું, માટે આજે મારો આ સંસારમાંથી ઉત્ક્રાન્તિનો સમય આવી પહોંચ્યો હોય એમ જણાય છે, એમાં સંશય નથી માટે આપશ્રી અરિષ્ટાધ્યાયનું આખ્યાન મને કહો કે જે સાંભળીને હું પરમ શાન્તિને પામું ! કુન્તલપુરના રાજાનું આ વચન સાંભળીને ગાલવમુનિજી કહેવા લાગ્યા કે હે મહારાજ ! હું તમોને અરિષ્ટોનું આખ્યાન કહી સંભળાવું છું તે તમો શ્રવણ કરો કે જે અરિષ્ટોનું વર્ણન શ્રીદત્તાત્રેયજીએ મહાત્મા અલર્કને કહી સંભળાવ્યું હતું યોગને જાણનારા

અરિષ્ટોને જોઇને પોતાનું મૃત્યુ જાણી શકે છે! દેવમાર્ગ–આકાશમાં ધ્રુવ–શુક્ર, ચંદ્રમાની છાયા અને અરૂન્ધતીને જે નર જોઇ ન શકે તે એક વર્ષ પછી જીવતોજ નથી, તથા જે નર સૂર્યના બિમ્બને કિરણો રહિત જુએ તથા અગ્નિને સૂર્યરૂપ જુએ તે પુરૂષ અગીઆર માસની ઉપર જીવી શકતો નથી તથા જે નર વૃક્ષોને સુવર્ણના વર્ણ સમાન જુએ તે નવ માસજ જીવી શકે છે, તથા જે પુરૂષ અકસ્માત્ સ્થૂલ હોઇને કૃશ થાય તથા કૃશ હોય અને સ્થૂલ થઇ જાય તેનું આયુષ્યે પણ આઠ માસનુંજ જાણી લેવું. વળી, જેના પગની બેઉ પાનીઓમાં અગ્રભાગમાં ખંડના આકારવાળું ચિહ્ન થઇ જાય અને તે ચિહ્ન જો ધૂળ અને કાદવની અંદર સ્પષ્ટ દેખાય તો તે પુરૂષ સાત માસજ જીવે છે. વળી કપોત (હોલો) ગીધ ઘુવડ તથા કાગડો માથા ઉપર બેસે અને સમળી વગેરે જેના માથા ઉપર આકાશમાં ઉડયા કરે તો તે સર્વે છ માસના આયુષ્યનાજ પ્રદર્શક છે, જે પુરૂષ કાગડાઓના ટોળાં વડે ઉડાડાતી ધૂળની વૃષ્ટિથી અભિહત થાય તથા જેનું સ્તનના ઉપર ભાગનું ઉરઃસ્થળનું ચર્મ સ્ફુર્યા કરે કરે, તે પુરૂષનું પાંચ માસમાંજ મૃત્યુ આવી પહોંચ્યું છે એમ સમજી લેવું! પોતાની છાયાને વિપરીત આકારમાં જુએ તે ચાર માસ સુધીજ જીવે છે. વાદળાં સિવાય આકાશમાં દક્ષિણ દિશા તરફ જે વિજળીને જુએ તથા જે પુરૂષ રાત્રીએ ઇન્દ્રના ધનુષ્ય (કાચબી) ને જુએ તેનું જીવિત બે ત્રણ માસ સુધીજ ટકવાનું છે એમ સમજી લેવું, ઘૃતમાં તૈલમાં અથવા દર્પણમાં કે જળમાં જે પુરૂષ પોતાના શરીરને મસ્તક રહિત જુએ તે અર્ધ માસ પણ જીવી શકતો નથી, હે રાજન્! જે પુરૂષના ગાત્રમાંથી અસ્થિ સમાન અથવા શવ સમાન ગંધ નીકળતો હોય તે પુરૂષનું જીવિત પણ અર્ધ માસનું જ સમજી લેવું. જે પુરૂષ સ્નાન કર્યો હોય કે તુરતજ તેનું હૃદય કમળ જો સુકાઇ જાય, અથવા પાણી પીતાં છતાં પણ જો શોષ થાય તો તે પુરૂષ દશજ દિવસ જીવી શકે છે, રીંછ અને વાનરના યુગ્મ ઉપર રહેલો જે પુરૂષ ગાતો ગાતો દક્ષિણ દિશામાં જાય તો તેનું મૃત્યુ તત્કાળ થઇ જાય છે! લાલ અને કાળા વસ્ત્રને ધારણ કરનારી ગાતી ગાતી તથા હસતી છતી જે સ્ત્રી જે પુરૂષને સ્વપ્નમાં દક્ષિણદિશામાં લઇ જાય તો તે પુરૂષ પણ જીવી શકતો નથી, જે પુરૂષ સ્વપ્નમાં નગ્ન એવા ક્ષપણક યતિને હસતો હોય તેમ જુએ તે પુરૂષનું મૃત્યુ શીઘ્ર આવી પહોંચ્યું છે એમ સમજી લેવું, જે પુરૂષ સ્વપ્નમાં પોતાના શરીરને મસ્તકતલસુધી કાદવરૂપી સમુદ્રમાં ડુબેલો જુએ તે પુરૂષ સત્વર મરણ પામે છે તથા જે પુરૂષ પોતાના કોશાગારને તથા રથાગાર (તબેલા) ને અને પોતાના શિરને બાળતો જુએ તે પુરૂષનું મૃત્યુ દશ દિવસમાંજ થાય છે એમાં સંશય નથી. તથા જે પુરૂષ વિકરાલ ભયંકર અને હાથમાં શસ્ત્રોને પકડેલા કાળા પુરૂષો વડે પત્થરાઓથી સ્વપ્નમાં માર ખાય તે પુરૂષ જલ્દી મૃત્યુને પામે છે. તથા જે પુરૂષ બીજાના નેત્રમાં છાયારૂપે રહેલા પોતાના શરીરના આકારને જોઈ શકતો નથી તે પુરૂષ દીર્ઘ સમય સુધી જીવી શકતો નથી જે પુરૂષ પોતાના બેઉ કર્ણોને બંધ કરીને અન્તરાત્માનો અવાજ સાંભળી શકતો

નથી તથા જેનો સ્વભાવ વિપરીત થઇ જાય તે પુરૂષ પણ દીર્ઘકાલ જીવી શકતો નથી, તથા જે પુરૂષ શ્રદ્ધા પૂર્વક દેવોની અર્ચા પૂજા કરતો નથી અને વેદપાઠી બ્રાહ્મણો ગુરૂઓ અને વૃદ્ધોની નિન્દા કર્યા કરે છે તથા માતા પિતા અને જમાઇઓનો અસત્કાર તિરસ્કાર કરે છે, તથા જ્ઞાનસમ્પન્ન વિદ્વાનો અને યોગીઓ અને અન્ય મહાત્માઓનો પણ તિરસ્કાર કરે છે, આવી પહોંચેલા સમયવાળો તે પુરૂષ એક ક્ષણ પણ જીવી શકતો નથી, હે અવની પતે રાજન્ ! આ પ્રમાણે યોગી પુરૂષે પોતાના અરિષ્ટોનું સતત યત્ન પૂર્વક અવલોકન કરીને સિદ્ધ આસન ઉપર બેસીને પરમ પદ શ્રી પરમાત્માનું ધ્યાન ધરવું જોઇએ, તથા જે કાંઇ કાર્યના સાધનરૂપ સારભૂત જ્ઞાનની ઉપાસના કરવી જોઇએ, પરંતુ જે પુરૂષ આ જાણવું જોઇએ આ જાણવા યોગ્ય છે એ પ્રમાણે તૃષિત-અતૃપ્ત થઇને વિચર્યા કરે તે પુરૂષ યદ્યપિ સહસ્ર વર્ષોની આયુષ્યવાળો હોય તોપણ જ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી, માટે સર્વેના સંગ મમતાનો ત્યાગ કરીને તથા આહારનો પણ ત્યાગ કરીને, ક્રોધ અને ઇંદ્રિયોના વેગને જીતીને અને વિષયો-સંસારમાંના અભીષ્ટ પદાર્થો-થકી પોતાના મનને પાછું ફેરવીને મનને ધ્યાનમાંજ લગાડી દેવું જોઇએ.

આ પ્રમાણે મુનિઓમાં શ્રેષ્ઠ ગાલવ નામના પુરોહિત પાસેથી કુન્તલપુરના તે રાજાએ યોગસારને સાંભળીને સર્પ જેમ પોતાની જીર્ણ ત્વચા(કાંચળી)નો ત્યાગ કરે તેમ તેણે પોતાના રાજ્યને ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. તે સભામાં બેઠેલા ધૃષ્ટબુદ્ધિ-મંત્રીના પુત્ર મદનરાયને બોલાવીને કૌન્તલપ રાજા તેના કાનમાં કહેવા લાગ્યો કે આ મારા રાજ્યને સંભાળે એવો યોગ્ય જમાઇ તું મને લાવી આપ, હે મદનરાય તેવા જમાતાને તું શીઘ્ર લાવ કે જેથી મારે પોતાનું હિત થાય, રાજાની આ આજ્ઞા સાંભળીને 'ઠીક' એ પ્રમાણે ઉત્તર આપીને તે મદનરાય પોતાના જમાઈ (બનેવી) ચંદ્રહાસ પ્રત્યે જપાના પુષ્પ સમાન કાન્તિવાળા સૂર્યનારાયણ જ્યારે અસ્તાચલનો આશ્રય કરવાની તૈયારીમાં હતા એ સમયે (સાયં-સંધ્યાકાળે) જઈ પહોંચ્યો, પવિત્ર સંધ્યા વિધિને કરીને અમ્બિકાના મંદિર પ્રત્યે જવાને તૈયાર થયેલા તથા પોતાના હસ્તમાં પુષ્પો કપૂર કસ્તુરી ચંદન અને પીતામ્બરને ધારણ કરેલા તે ચંદ્રહાસને મદનરાયે જોયો. હરિદ્રા અને કુંકુમના મર્દનથી ગૌર અંગોવાળા તથા રમ્ય મુકુટને પહેરેલા રસ્તામાં એકલાજ ચાલ્યા આવતા તે ચંદ્રહાસને જોઈને મદનરાય તેની પ્રત્યે કહેવા લાગ્યો કે ચંદ્રહાસ-મહાશય ! આપ આટલા શીઘ્ર ક્યાં જઈ રહ્યા છો તે આપ મને કહો, ચંદ્રહાસ મદનરાય પ્રત્યે કહેવા લાગ્યો કે આપના પિતાશ્રીએ મોકલેલો હું આ નગરની બહાર ઉપવનમાં બીરાજેલાં ત મહિષઘ્ની ચંડિકાને નમસ્કાર કરવા માટે માટે જાઉં છું. ચંદ્રહાસના આ વાક્યનું ગામ્ભીર્ય સમજીને મદનરાય તે ચંદ્રહાસને ચંડિકાના મંદિર પ્રત્યે જતો અટકાવીને કહેવા લાગ્યો કે હે ચંદ્રહાસ ! આપશ્રી કુન્તલપ રાજાના રાજભવન પ્રત્યે પધારો, આ ચન્દન-પુષ્પો આપ મને આપી દ્યો અને આપ જેમ બને તેમ ત્વરાપૂર્વક રાજા પ્રત્યે જાઓ, આ પ્રમાણે

ચંદ્રહાસ પ્રત્યે કહીને તથા તે પુષ્પો અને માલાથી ભરેલા પાત્રને પોતાના કરવડે ઢાંકીને તે મદનરાય એકલોજ ચંડિકાના મંદિર પ્રત્યે તે સમયે જવા માટે તૈયાર થયો. પોતે બેઠેલા અશ્વ ઉપરથી ઉતરીને તથા પોતાની સાથે આવેલા અંગરક્ષક-સેવકોને રોકીને, હે અર્જુન, સૃદુહૃદય વાળા તે મદનરાયે વ્રત ભંગના ભયથી છત્ર અને ચામરોનો ત્યાગ કર્યો અને એકલોજ દેવી મંદિર પ્રત્યે ચાલવા લાગ્યો. મદનરાયે છોડી દીધેલા તે અશ્વ ઉપર પ્રયત્ન પૂર્વક બેસીને તે ચંદ્રહાસ મદનરાયની સાથે આવેલા તેજ સેવકોની સાથે છત્ર અને ચામરો વડે પવન ઢોળાતો છતો વેગ પૂર્વક કૌન્તલપ રાજા પાસે જઇ પહોંચ્યો અને નમસ્કાર કરીને સમક્ષ ઉભો રહ્યો, ચંદ્રહાસને જોઇને કૌન્તલપ રાજા ગાલવ મુનિ પ્રત્યે કહેવા લાગ્યો કે હે ગાલવ-સ્વામિન્ ! હવે હું વસ્ત્રોનો ત્યાગ કરીને વનમાં જવા ઇચ્છુ છું, આ મારી મમતા ભરેલા સર્વ સંગનો પરિત્યાગ-દાન-જો આપશ્રીની આજ્ઞા હોય તો આ પાત્ર એવા વૈષ્ણવ ચંદ્રહાસને કરૂં?

કુન્તલપ રાજાનું મધુર વાક્ય સાંભળીને તે ગાલવ મુનિજીએ-ૐમ્ ભલે તેમ કરો એ પ્રમાણે કહેવાયેલો તે રાજા પોતાની પુત્રી ચમ્પકમાલિનીને તથા પોતાના નિખિલ-રાજ્યને અવાઙ્મુખ (અવળું મુખ) રાખીને ચંદ્રહાસને અર્પણ કરવા લાગ્યો. તે કૌન્તલપ રાજા પોતાના વસ્ત્રોનો પણ ત્યાગ કરીને ઉંચા હાથ રાખીને, માટીનું ઢેકું-પત્થર અને સુવર્ણમાં સમબુદ્ધિ રાખીને વન પ્રત્યે નીકળી ચાલ્યો, નિર્વાણ-લક્ષણવાળી અતુલ યોગસિદ્ધિને પ્રાપ્ત કરીને તે રાજા દેવો અસુરો અને મનુષ્યોથી વ્યાપ્ત આ લોકને-ગુણુમય પાશોથી બંધાયેલા અને નિત્ય બંધાતા, તથા પુત્ર પોતાના ભ્રાતાઓ અને પૌત્રો વગેરે ઉપર થતી પોતાના અને પારકા એ પ્રમાણે ભાવના યુક્ત સાંસારિક સાધનો વડે નિરંતર ખેંચાતા, તથા હમેશાં દુઃખોથીજ પીડાઇ રહેલા ભિન્ન-દૃષ્ટિ લક્ષ્યવાળા અને અજ્ઞાનરૂપી પંકના ખાડામાં ડુબી રહેલા જાણીને તે મહીપતિ પોતાના આત્માને હવે આ સંસારનો પાર ઉતરી ગયો છે એમ જાણીને નીચેની ગાથા ગાવા લાગ્યો કે-

> अहो कष्टं यदस्माभिः
> पूर्वं राज्यमनुष्ठितम् ।
> अपि पश्चान्मया ज्ञातं
> योगान्नास्ति परं सुखम् ॥५७६२॥

અહો આશ્ચર્યની વાત છે કે જે આ અમોએ આજ સુધી રાજ્ય ભોગવ્યું હતું તે ખરેખર કષ્ટદાયક જ હતું, પરંતુ હવે પછી મને નિશ્ચયાત્મકજ્ઞાન થયું છે કે-યોગ સિવાય અન્યત્ર પરમ સુખ છેજ નહીં.

નારદજી અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે હે પાર્થ ! આ પ્રમાણે કૌન્તલપ રાજા સંસારના પાશો થકી મુક્ત થયો, તથા ગાલવ-મુનિએ ચંદ્રહાસનો રાજ્ય-સિંહાસન ઉપર અભિષેક કર્યો, જ્યારે રક્તવર્ણ સૂર્યનારાયણ અસ્ત થવા લાગ્યા તે (ગોરજ) સમયે ચંદ્રહાસ રાજપુત્રી ચમ્પકમાલિનીને ગાંધર્વ વિવાહથી પરણ્યો.

આ તરફ ચંદ્રહાસના પાસેથી પુષ્પો વગેરે પૂજા દ્રવ્યોને લઇને શ્રી-જગદંબાના મંદિર પ્રત્યે જતા તે મદનરાયે

રસ્તામાં પોતાની સમક્ષ લડી રહેલા ક્રોધાતુર બે બિડાલોને જોયા તથા તેના હસ્તમાંથી ચન્દન અને પુષ્પોનું પાત્ર ભૂમિ ઉપર પડી ગયું. તથા તે મદનરાયના નેત્રમાંથી તથા મુખ થકી રૂધિર સ્રવવા લાગ્યું અને અપશુકનની સૂચના કરતો ભયંકર શબ્દ વાળો ઉલૂક (ઘુવડ) તેના મસ્તક ઉપર બેઠો આ પ્રમાણે અપશુકનો થવા છતાં હે પાર્થ ! તે મદનરાય તેની કાંઇ પણ ગણના નહીં કરતો છતો બોલવા લાગ્યો કે ભલે મારા માટે જે થવાનું હોય તે થાય, પરંતુ બુદ્ધિમાન તે ચંદ્રહાસનું કલ્યાણ થજો, પરમ–વૈષ્ણવ અને ધીર તથા મારા જમાઇ (બનેવી) થયેલા ચંદ્રહાસના સાંપ્રત કુશલ હોજો, આ પ્રમાણે ચિન્તન કરતો કરતો તે મદનરાય ચંડિકાના મંદિર સુધી પહોંચ્યો, મંદિરના બેઉ દ્વારને પોતાના કરવડે તેને ઉઘાડવા માટે ધક્કો મારતાં તેણે પ્રવેશ કર્યો. મંદિરમાં આવી પહોંચેલી વ્યકિતનો શબ્દ સાંભળીને ઉન્મત્ત થયેલા ધૃષ્ટબુદ્ધિએ મોકલેલા તે ચાંડાલો પ્રયત્ન પૂર્વક ( સંભાળથી ) હાથમાં શસ્ત્રો પકડવા લાગ્યા, તથા એક બીજાના કાન પાસે આવીને શનૈ: શનૈ: બોલવા લાગ્યા કે આ કોઇ દ્વિજોની ગાયોની અને બાલકોની હત્યા કરનારો હોઇ આ સ્થળે મરવાનીજ ઇચ્છાથી આવી પહોંચ્યો છે, માટે અહો આપણે ચાણ્ડાલોએ આપણા નામને વ્યર્થ થવા ન દેવું જોઇએ ? આપણે આપણા આ કુલધર્મ ( ચાંડાલપણા ) નું ઉલ્લંઘન નહી કરવું જોઇએ, એમ નિર્ણય કરીને આ મદનરાયને તે સર્વે શૂલોવડે પ્રહાર કરવાને તૈયાર થયા, ત્યાર પછી મંદિરમાં પ્રવિષ્ટ થયેલા અને સારીરીતે અલંકૃત થયેલા ચતુર અને પિતાની આજ્ઞાનું પાલન કરનારા મદનરાયને શૂલો તીક્ષ્ણ ખડ્ગો અને પટ્ટિશો વડે પ્રહાર કરવા લાગ્યા, આવા પોતાની ઉપર અકસ્માત થતા પ્રહારોને જોઇને ધૃષ્ટબુદ્ધિનો પુત્ર મદનરાય દેવીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, હે વૈષ્ણવિ ! હું મહિષાસુર નિશુંભ કે શુંભ એઓમાંનો કોઈ નથી તથા હું રક્તબીજ નામનો અસુર પણ નથી, તો હે માત: મારા કાંઇ પણ અપરાધ સીવાય આ પ્રમાણે શૂલોવડે તું મારા ઉપર શા માટે પ્રહાર કરી રહી છો ! હે માતર્ ! આજ હું મારા જીવિતને માટે તારી પાસે પ્રાર્થના નથી કરતો, પરંતુ તું મારા વચનની સાક્ષિણી થા એટલીજ પ્રાર્થના કરૂં છું, મારૂં વચન એ છે કે જે હું મારી બ્હેન વિષયાના લગ્ન પ્રસંગે બોલ્યો છું કે આ પરમ વૈષ્ણવ ચંદ્રહાસને માટે મારા બન્ને બાહુઓ અને મારૂં શિર આપીશ, તે વચનને સત્ય કરનાર હું મદનરાય તે ચંદ્રહાસના ઋણમાંથી મુકત થાઉં છું ! !

આ પ્રમાણે મંત્રીપુત્ર મદનરાય બોલતો છતો તે સમયે ઉંચે સ્વરેથી માધવ શ્રી કૃષ્ણ એ પ્રમાણે ઉચ્ચાર કરતો કરતો પોતાના પ્રાણનો ત્યાગ કરવા લાગ્યો, મંત્રીપુત્ર મદનરાયના મુખમાંથી આ પ્રકારના નીકળતા વાકયો સાંભળીને ચાંડાલો ભયભીત થયેલા છતાં પરસ્પર કહેવા લાગ્યા કે અહો આપણે સર્વેએ કોને મારી નાંખ્યો તે સમજ પડતી નથી. આ પ્રમાણે બોલીને તેઓ ચાલતા થયા !! ૫૭

શ્રી શ્રી કૃષ્ણચરણાઃ શરણમ્



# પ્રકરણ ૫૮ મું

## શ્રી શાલિગ્રામના મહિમાનું વર્ણન

શ્રી-કૃષ્ણ ચન્દ્રનો પરમ ભક્ત ચંદ્રહાસ શ્રી કૃષ્ણનીજ પરમ કૃપાથી રાજ્યને અને પત્ની ચમ્પકમાલિનીને પ્રાપ્ત કરીને તે પત્ની સહિત રાત્રિ થતાં શુભ્ર-હસ્તી ઉપર આરૂઢ થયો. હે પાર્થ ! મૃદંગોના ધ્વનિઓવડે સુશોભિત દીસતો તે ચંદ્રહાસ ત્વરાયુક્ત થઇને પોતાના શ્વશુરને નમસ્કાર કરવા ચાલતો થયો, દુષ્ટબુદ્ધિ તે મંત્રીને તેનો સંદેશ લઇ જનારા સેવકો, ચંદ્રહાસને રાજ્ય અને ચમ્પકમાલિનીની પ્રાપ્તિના સમાચાર આપવા લાગ્યા કે હે મંત્રીજી ! આપના તરફ આવી પહોંચેલા આ આપશ્રીના તથા સમર્થ કૌન્તલપ રાજાના જમાઇ નવા રાજા ચંદ્રહાસને આપ જુઓ ! સંદેશ લાવનારાઓનું તે વચન સાંભળીને દુષ્ટમંત્રી ક્રોધ પૂર્વક તેઓ પ્રત્યે કહેવા લાગ્યો કે તમારી પાપીઓની જીહ્વાને હું મૂલમાંથી છેદી નાખીશ. આ પૃથ્વી ઉપર કૌન્તલપ સિવાય અન્ય કયો-પુરૂષ રાજા થઇ શકનાર છે ! સંદેશો લાવનારાઓ મંત્રી પ્રત્યે કહેવા લાગ્યા. હે સ્વામિન્ આપ આપની દૃષ્ટિથીજ અવલોકન કરો.

આ પ્રમાણે તેઓનો વિવાદ ચાલી રહ્યો હતો એ અરસામાં પોતાની પત્ની થયેલી ચમ્પકમાલિની સહિત તે ચંદ્રહાસ ધૃષ્ટબુદ્ધિ મંત્રીની સમક્ષ ઉપસ્થિત થયો, ધૃષ્ટબુદ્ધિ પોતાના બેઉ નેત્રોને સાફ કરતો છતો તે (ચંદ્રહાસ) ના પ્રત્યે જોવા લાગ્યો અને કહેવા લાગ્યો કે અહો. આતો મારો પુત્ર મદનરાય રાજ્ય કન્યાને પરણીને આવી પહોંચ્યો હશે કે શું ? તેની સમક્ષ ચમ્પકમાલિની સમાન કોઇ કન્યા હોય એમ જાણી શકાય છે ! એ પ્રમાણે વિચાર કરીને તે મંત્રી ઉંચેથી બોલવા લાગ્યો કે અરે મદનરાય ! તેં આ શું કર્યું ? એ પ્રમાણે ચિન્તન કરી રહેલા તે મંત્રીની સમક્ષ ચંદ્રહાસ ઉપસ્થિત થયો તથા શુભ્ર હસ્તી ઉપરથી નીચે ઉતરીને તે ચંદ્રહાસ મંત્રી ધૃષ્ટબુદ્ધિના બેઉ ચરણોને પકડવા લાગ્યો. નમસ્કાર કર્યા. ધૃષ્ટબુદ્ધિએ તે ચંદ્રહાસને હડપચીમાં પકડીને કહ્યું કે-હે મારા ગોત્ર અને સ્થિતિનો વિનાશ કરનાર ચંદ્રહાસ ! રમ્ય ચંડિકાના મંદિર પ્રત્યે શું આપ નથી ગયા ? ધૃષ્ટબુદ્ધિનો આ ઉપાલમ્ભ સાંભળીને ચંદ્રહાસ (રાજા) વિનયપુરઃસર કહેવા લાગ્યો કે હે સ્વામિન્ ! હું પુષ્પો અને ચંદનના પાત્રને ધારણ કરીને ચંડિકાના મંદિર પ્રત્યે જઇ રહ્યો હતો એ અરસામાં કૌન્તલપ રાજાની આજ્ઞાનું પાલન કરનાર મદનરાયે મને રોક્યો અને પછી તે મદનરાય પોતેજ દેવી શ્રીના મંદિર પ્રત્યે ગયો છે. તે ચંદ્રહાસનું આ પ્રકારનું કઠોર અને મર્મભેદી વચન સાંભળીને તે દુષ્ટબુદ્ધિ-મંત્રી ઉંચા હાથ કરીને તથા કેશોને છુટા કરીને વિલાપ કરતો ત્યાંથી ચાલતો થયો અને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે-જે પાપી બીજાને માટે ખાડો ખોદે છે તેમાં તે ખાડો ખોદનાર જ અવશ્ય પડે છે, માટે સર્વ પ્રયત્નો વડે પ્રાણીઓએ હિતજ આચરવું જોઇએ, ઉઠતાં પડતાં-ભૂમિ

ઉપર ઘોર અંધકારમાં અને રસ્તામાં હોઇએ, તોપણ પ્રાણી માત્રના હિત સિવાય અન્ય કાંઈ કાર્યજ કરવું ન જોઇએ, આ પ્રમાણે પશ્ચાત્તાપવડે પોતાના ચિત્તને સ્વસ્થ કરીને તે ધૃષ્ટબુદ્ધિ નગરની બહાર પ્રેતસ્થળીને જોતો જોતો શીઘ્ર ચાલવા લાગ્યો કે જ્યાં ચિતાઓ જળ જળી રહી હતી તથા તે ચિતાની ભસ્મને વાયુ ઉરાડી રહ્યો હતો, પ્રેત સ્થળી તરફ ચાલ્યા આવતા તે ધૃષ્ટબુદ્ધિને જોઇને ભૂતો વેતાલો અને કંકાલો પરસ્પર કહેવા લાગ્યા કે જુઓ જુઓ આ આપણાથી પણ અધિક પ્રેત દશાને ભોગવતો છતો આ તરફ ચાલ્યો આવે છે એ અરસામાં અન્ય પ્રેત કહેવા લાગ્યો કે—આપણાથી વળી અધિક કોણ હોઇ શકે એમ હતો. મનુષ્ય દશામાં સેવક એવા મેં ત્રણ બ્રહ્મહત્યાઓ કરી હતી. વિશ્વાસઘાતક ધનને ચોરનાર તથા અન્યોની નિન્દામાં તત્પર એવા ત્રણ બ્રાહ્મણોને મેં જાનથી માર્યા હતા! માટે હે ભૂત! આપ મને જંતુઓને વૃથા હણનાર તથા સજ્જનોને ત્રાસ આપનાર જાણો! તેમજ આજ બ્રાહ્મણ હત્યા કરનાર મારા ભાઇને આપ જુઓ કે જે રસ્તામાં ચાલનાર પથિકોનો હણનારા મારા પુત્ર કરતાં પણ અધિક છે, આ પ્રમાણે તે બેઉ પ્રેતોનો વિવાદ ચાલી રહ્યો હતો એ અરસામાં કોઇ એક બ્રહ્મ રાક્ષસ હસતો હસતો આવીને કહેવા લાગ્યો કે, તારો ભાઇ તથા તારો પુત્ર અધિક તો છે, પણ તેના કરતાં બ્રહ્મ હત્યા કરનાર તું વધારે અધિક છો, પરંતુ આ કોઈ અન્ય (ધૃષ્ટબુદ્ધિ) આપણા તરફ ચાલ્યો આવે છે, તે તારા જેવો કે મારા જેવો નથી એ તો આપણા બેઉ કરતાં પણ વિશેષ અધિક જણાય છે. માટે આ સ્થળેથી પલાયન કરી જવું જોઇએ, પાપી દુષ્ટ—અતિ વિરોધી એવા તે ધૃષ્ટબુદ્ધિનું તમારે દર્શન પણ નહી કરવું જોઇએ, આ તરફ ચાલ્યો આવનાર તે (દુષ્ટ—મંત્રી) મિત્ર દ્રોહી-કૃતઘ્ન અને વિશ્વાસ ઘાતક છે, તે આ પાપિષ્ઠ આ તરફ ચાલ્યો આવે છે માટે આપણે સર્વેએ દૂર પલાયન કરી જવું, એ પ્રમાણે વિચાર કરીને તથા તે દુષ્ટ મંત્રીને જોઇને ભૂતો અને ભૈરવો પલાયન કરવા લાગ્યા, પુત્ર મદનરાયના શોકથી પીડાએલા ધૃષ્ટબુદ્ધિએ ચિતાના કાષ્ઠોને ધારણ કર્યું તથા હાથમાં સળગતો અગ્નિ લઇને ચંડિકાના મંદિર પ્રત્યે ગયો. ત્યાં જતાં તે પાપીએ પોતાના પુત્ર મદનરાયને ખડગો અને શુલોના પ્રહારો વડે ફાડી નાખેલો શ્રી ચંડિકાની સમક્ષ બત્રીશ લક્ષણા સચ્ચરિત્રવાળા અને તપસ્યા કરતા યોગીઓમાં શ્રેષ્ટ એવા નરપશુને ચડાવ્યો હોય તેવો જોયો! પ્રયોજન અને સમયના જાણકાર શાન્ત મન વાણી અને શરીરને નિયમમાં રાખનાર તથા જેના શિખરનો કલશ ત્રુટી ગયો છે એવો ભૂમિ ઉપર પડેલો દિવ્ય પ્રાસાદ—મહેલ હોય! પાંખડી પુરૂષોએ ત્રોડી નાંખેલું કાશ્મીરી લિંગ-શિવબાણ હોય! તે પ્રકારે પડેલા પોતાના પુત્ર મદનરાયને જોઇને ધૃષ્ટબુદ્ધિના સર્વે મનોરથોનો નાશ થયો અને તે દુષ્ટ મંત્રીએ પોતાના વંશના મુળને પોતાની કારકીર્દીથીજ ઉદાઈ ગયેલું જોયું.

પોતાના મૃત પુત્ર મદનરાયના શરીરની ઓળખ થયા પછી શોકથી અત્યંત પીડાએલા તે ધૃષ્ટબુદ્ધિએ ચિતા કાષ્ઠનો

ત્યાગ કર્યો અને મૃતપુત્રને જોતો જોતો તેને આલિંગન આપવા લાગ્યો, આ પ્રમાણે છિન્ન ભિન્ન અંગોવાળા પોતાના મૃત પુત્રને સ્વહસ્ત વડે ઉભો કરીને તે ધૃષ્ટબુદ્ધિ શવને ઉદ્દેશીને કહેવા લાગ્યો. કે - અરે પુત્ર મદનરાય! ઉભોથા. ઉભોથા. આપણે આંગણે ચંદ્રહાસ આવી પહોંચ્યો છે. તેને તું વિષયા કન્યાનું અને પુષ્કળ ધનનું દાન કર. મેં તને કઠોર વાકયો વડે ઘણોજ પીડયો છે તથા ઘણોજ કોપિત કર્યો છે. હે સુત! હવે મેં વૈષ્ણવોના દ્રોહનું યથાર્થ ફળ પ્રાપ્ત કર્યું! સત્ય વાત છે કે વૈષ્ણવ દ્રોહિઓનું હૃદય અવશ્ય ચીરાઈ જાય છે માટે હે પુત્ર! મેં કરેલા પરમ વૈષ્ણવ ચંદ્રહાસના દ્રોહથી આ સમયે મારૂં હૃદય ફાટી જાય છે. તે આ મારો પુત્ર મદનરાય કે જેની પ્રીતિ સર્વદા શ્રી કૃષ્ણમાં રહેલી હતી, આ મદનરાયે કદાપિ શિવદ્રોહ કર્યો નથી, તેમજ યોગીજનોને પણ સંતાપ્યા નથી.

આ પ્રમાણે બહુ પ્રકારે વિલાપ કરીને તે સમયે ધૃષ્ટબુદ્ધિએ પોતાના શિરને ધાતુઓથી વિભૂષિત મંદિરના સ્તંભમાં અત્યંત અફળાવ્યું. શિરના અફળાવાથી તેનું મસ્તક ફાટી ગયું. જેમ ફાટી ગયેલું અણ્ડ (ઇંડું) પૃથ્વી ઉપર પડે તેમ તે પૃથ્વી ઉપર પટકાઈ પડયો. હે પાર્થ! પાપાત્મા તે ધૃષ્ટબુદ્ધિ તથા તેનો પુત્ર મદનરાય આ પ્રમાણે નિશ્ચેતન થઇને પૃથ્વી ઉપર પડયા પછી જ્યારે પ્રાતઃકાલ થયો ત્યારે, તે ચંડિકાદેવીની સ્નાન પૂજા કરવા માટે હાથમાં પુષ્પ અને જળનો કળશ લઇને કોઇ તપસ્વી-પૂજક આવી પહોંચ્યો, જ્યાં, તે તપસ્વી દેવીશ્રીના મંદિરમાં પ્રવેશ કરવા જાય છે, ત્યાં સમક્ષ તેણે તે બેઉ ધૃષ્ટબુદ્ધિ અને મદનરાયને જેમ બેઉ દીપકો શાન્ત થઇ જાય તેમ શાન્ત ( નિર્વાણ ) પામેલા જોયા, તે બેઉ પિતા પુત્રને મૃત થયેલા જોઇને તપસ્વી-પૂજક વિચાર કરવા લાગ્યો કે અહો આ સ્થળે નવા રાજ્યનું કેવું સ્પષ્ટ ફળ મળ્યું કે જેથી કૌન્તલપ રાજાના પ્રિય એવા મંત્રી અને તેનો પુત્ર મદનરાય બેઉ પણ અકસ્માત્ હણાઈ ગયા. આ ભયંકર ઘટનાને જોઇને તે તપસ્વી તે સમયે રાજા ચંદ્રહાસને આ આ વૃત્તાન્તનું નિવેદન કરવા આવી પહોંચ્યો. તે કહેવા લાગ્યો. હે ચંદ્રહાસ રાજન્! કોઈ પણ દુષ્ટ પુરૂષે આ નગરની બહાર આવેલા શ્રી-ચંડિકાના ભવનમાં રાત્રિએ ધૃષ્ટબુદ્ધિ અને મદનરાય બેઉને હણી નાખ્યા છેઃ માટે આપ તેનો નિર્ણય કરો, તપસ્વી પૂજકનું આ વાકય સાંભળીને ચંદ્રહાસ રાજા અત્યન્ત દુઃખથી પીડા પામ્યો અને તેઓને જોવાને આતુર થતો છતો દેવીશ્રીના મંદિર પ્રત્યે પગવતી ચાલીનેજ આવી પહોંચ્યો, તેણે દેવી શ્રીની સમક્ષ પિતા પુત્ર બેઉને તપસ્વી-પૂજકના કહેવા પ્રમાણે મૃત અવસ્થામાં પડેલા જોયા, આ ભયંકર ઘટનાને જોઇને ચંદ્રહાસ દેવીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે માતા ચંડિકે! તું જો મારા ઉપર ક્રુદ્ધ થયેલી હો તો તું મનેજ પકડીને હણી નાખ. તેં આ પિતા-પુત્રને વૃથા હણ્યા છે! એ પ્રમાણે ચંડિકા દેવી સમક્ષ બોલીને તથા ધૃષ્ટબુદ્ધિ અને મદનરાયને તેવી અવસ્થામાં પડેલા જોઇને તે ચંદ્રહાસ રાજા સ્નાન કરીને પવિત્ર થયો તથા સ્વસ્તિ વાચનના મંત્રો ભણીને ગણિત પ્રમાણે સારા લક્ષણવાળો ચતુષ્કોણ કુંડ

કુંડ ખોદાવીને તથા તેમાં બલિદાન અને દીપ પુરઃસર અગ્નિનું આરોપણ કરીને તે ચંદ્રહાસ રાજા આજ્યમિશ્રિત રમ્ય તિલો અને શર્કરા મિશ્રિત મધુર પાયસ–ખીરનો હોમ કરવા લાગ્યો, તથા દેવી–સૂક્તનો જપ કરીને પોતાના દેહનું માંસ ઉખેડી–ઉખેડીને હોમવા લાગ્યો, તે ચંદ્રહાસ એ પ્રમાણે પોતાના માંસને હોમીને કેવળ પોતાના પગો અને મસ્તકો ઉપર રહેલા અવયવો તથા અસ્થિઓને ધારણ કરતો છતો જગદમ્બા પ્રત્યે કહેવા લાગ્યો કે હે દેવી ! શાસ્ત્રમાં તને ચરાચર ગુરૂ શ્રી વિષ્ણુની ચિત્ શક્તિ કહેલી છે તથા હે માતઃ સર્વ કર્મોના સાક્ષીરૂપે તું પૃથક રહેલી છો ! હે કાલિકે–હે અંબિકે ! હવે હું આ ખડગવડે પોતાના શિરને છેદું છું કે જેથી તારામાં અભેદ બુદ્ધિથી રહેલા તારા સ્વરૂપ જગત્પતિ હૃષીકેશ પ્રસન્ન થાઓ.

અર્પણ કરીને તે મદનરાય ઋણ મુક્ત થયો છે ! હે શ્રી હરિના ભક્ત ચંદ્રહાસ આ સમયે તારી આવી અવિચલ શ્રદ્ધાથી હું તારા ઉપર પ્રસન્ન થઇ છું માટે તારી ઇચ્છા પૂર્વક તારા મનમાં ધારેલા બે વરદાનોને તું અવશ્ય માગી લે.

શ્રી–ચંડિકાદેવીને પ્રસન્ન થયેલાં જાણીને તે ચંદ્રહાસ દેવીશ્રી પાસેથી યાચના કરવા લાગ્યો કે હે માતઃ મારી શ્રીહરિ પ્રત્યે પ્રત્યેક જન્મમાં સર્વદા ભક્તિ થાઓ એ વરદાન હું આપની પાસેથી પ્રથમ યાચું છું અને આપશ્રીએ કહેલા દ્વિતીય વરદાનથી મૃત થયેલા આ પિતા પુત્ર ધૃષ્ટબુદ્ધિ અને મદનરાય સારી રીતે (નિર્વ્રણ) જીવતા થાઓ. હે જગત્પાવની માતા આપને મારા નમસ્કાર હો.

શ્રી દેવીજી ચંદ્રહાસ પ્રત્યે કહેવા લાગ્યાં કે હે ચંદ્રહાસ, શ્રીહરિમાં તારી સાત્વિકી ભક્તિ અવિચલ રહેશે તથા

કરી રહેલી વૈષ્ણવી શકિત ઉભા થયાં અને ચંદ્રહાસ રાજાના મસ્તક ઉપર જ્ઞાનોપદેશક હસ્તકને રાખ્યો. દેવીશ્રીએ સંપૂર્ણ આર્શિવાદ આપ્યા પછી હે અર્જુન તે ચંદ્રહાસે જેવા હતા તેવાજ ધૃષ્ટબુદ્ધ અને મદનરાયને જોયા તેવુંજ રૂપ ધારણ કરનારા તેટલાજ વય અને વેગવાળા જેમ સૂઇને ઉભા થાય તેવાજ જોયા તથા પોતાના દેહને પણ પૂર્વની માફક નિર્વ્રણ અને ચન્દનથી વિભૂષિત જોયો; પરંતુ ત્યાર પછી તે ચંદ્રહાસ શ્રી હરિના શરીર રૂપ જગદમ્બા જનનીને જોઇ ન શકયો આકાશ થકી દેવતાઓએ વર્ષાવેલી પોતાના શરીર ઉપર પડેલી પુષ્પવૃષ્ટિને જોઇને ચંદ્રહાસ ઘણોજ પ્રસન્ન થયો અને સમક્ષ ઉપસ્થિત થયેલા પોતાના શ્વશુર ધૃષ્ટબુદ્ધિને નમસ્કાર કરવા લાગ્યો તથા મદનરાયને પ્રેમપૂર્વક આલિંગન આપીને અને સન્માનિત કરીને પોતાના શ્વશુર પ્રત્યે કહેવા લાગ્યો કે હે મન્ત્રીજી ! આ સર્વ જે કાંઇ બન્યું છે તે શ્રી હરિની માયા છે, એમજ આપ જાણો ! કોણ જીવે છે અને કોણ મરણ પામ્યો તે કાંઇ સત્વર સમજી શકાય એવી વસ્તુ છેજ નહી ! માટે આપણે સર્વે સર્વ પ્રયત્નો વડે હવે અધોક્ષજ શ્રી હરિનુંજ ભજન કરીએ.

નારદ મુનિશ્રી અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે હે પાર્થ ! આ પ્રમાણે પરમ–વૈષ્ણવ શ્રી ચંદ્રહાસસ અનેક દુઃખો પડવા છતાં પણ શ્રી હરિમાં અચળ શ્રદ્ધા હોવાથી લેશ માત્ર પીડા ન પામ્યો, અને દેવીશ્રીની પૂર્ણ કૃપાથી વિજયી થઇને ધૃષ્ટબુદ્ધી અને મદનરાય સાથે પોતાના ઉત્તમ કૌન્તલપુરમાં તેણે પ્રવેશ કર્યો.

અર્જુન નારદજીને પુછવા લાગ્યો કે હે મહામુને ! ચંદ્રહાસે તો પોતાના દૈવયોગે કુન્તલપુરના મહદ્ રાજ્યને પ્રાપ્ત કર્યું, પરંતુ ધૃષ્ટબુદ્ધિથી દુઃખી થયેલા ચંદ્રહાસના પિતા કુલિન્દે પછી શું કર્યું તે કહો ? અર્જુન પ્રત્યે નારદજી કહેવા લાગ્યા કે હે પાર્થ હે મહાબાહો ! ધૃષ્ટબુદ્ધિએ ચન્દનાવતીમાં કુલિન્દને દુઃખિત કર્યા પછી જે કાંઈ બન્યું તે સર્વ કુલિન્દ રાજાનું ચેષ્ટિત હું તને કહું છું તે તું સાંભળ ધૃષ્ટબુદ્ધિની આજ્ઞાથી ચંદ્રહાસ જ્યારે ચન્દનાવતીથી રવાના થયો ત્યારે ધૃષ્ટબુદ્ધિથી પીડિત થયેલો કુલિન્દ રાજા પોતાના મનથી સંસારના બંધનને છોડનાર દેવ–શ્રી હરિનું ધ્યાન ધરીને તથા જે કાંઇ ધન હતું તે બ્રાહ્મણોને આપીને વૈરાગ્યને પામ્યો, તથા શ્રી પરમાત્માને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે હે હૃષીકેશ ! તમારા ભકત અને તમારામાંજ પરાયણ માનનારા તથા તમોએ જ આપેલા મારા પુત્ર ચંદ્રહાસનું આ દુષ્ટ–મંત્રીની પાપી ચેષ્ટાથી રક્ષણ કરજો, એ પ્રમાણે બોલીને પોતાના જ તે મંદિરમાં પત્ની અને બન્ધુઓ સહિત ઉદાસી અને ધ્યાન પરાયણ થઇને અગ્નિ પ્રવેશ કરવાની તૈયારી કરવા લાગ્યો. એ અરસામાં લોકો ધૃષ્ટબુદ્ધિને નિવેદન કરવા લાગ્યા કે હે મંત્રી–સ્વામિન ! સર્વદા તમારૂં હિત કરનારો કુલિન્દ રાજા દુઃખથકી પરિવાર સહિત હુતાશન–અગ્નિમાં પ્રવેશ કરવા તત્પર થયો છે. આ પ્રમાણે ચન્દનાવતીના લોકોનું વચન સાંભળીને ઘોડા ઉપર બેસીને તે ધૃષ્ટબુદ્ધિ કુલિન્દ પાસે ગયો, તથા પોતાના મનથી સારી રીતે વિચાર કર્યો

કે આ કુલિન્દના પુત્ર ચંદ્રહાસને તો કુન્તલપુરમાં મારા પુત્ર મદનરાયદ્વારા વિષ(યા) આપીને હણાવ્યો છે, તો પુત્ર રહિત—હીન બનેલા વૃદ્ધ અને ધન રહિત થયેલા આ કુલિન્દનો વૃથા ઘાત હું શા માટે કરાવું. પુત્રહીન થયેલો આ કુલિન્દ હેવંથી ભ્રષ્ટ થયો એટલો મૃત સમાનજ છે, એ પ્રમાણે મનથી વિચાર કરીને સત્વર તે કુલિન્દ પાસે જઇને તેને અગ્નિ-પ્રવેશ કરતાં વારતો છતો કહેવા લાગ્યો કે હે કુલિન્દ ! તારા દ્રવ્યના અપહાર નિમિત્તે તું ખેદ ન કર. હું તને વિત્ત દ્રેશ અને વિવિધ પ્રકારનું વસુ પુનઃ આપીશ, આ પ્રમાણે તે સમયે અનેક પ્રકારના મધુર વાક્યો બોલીને ધૃષ્ટબુદ્ધિએ તેને આશ્વાસન આપ્યું, તે કુલિન્દ રાજા ધૃષ્ટબુદ્ધના આશ્વાસનથી અગ્નિ—પ્રવેશ કરતો અટકયો અને પોતાના પુત્ર ચંદ્રહાસ પ્રત્યેની મોટી આશા રાખીને ઉભો થયો અને મંત્રીને પ્રણામ કર્યો. અગ્નિપ્રવેશ કરતા તે કુલિન્દ રાજાને વારીને ધૃષ્ટબુદ્ધિ પોતાના નગર તરફ આવ્યો, ચંદ્રહાસે કુન્તલપુરમાં જે કાંઇ કર્યું તે સર્વ સમાચાર કુલિન્દ રાજાને મળ્યા, પોતાના વૈષ્ણવ પુત્ર ચંદ્રહાસના આવા શુભ સમાચાર સાંભળીને ઘણોજ હર્ષ પામવા લાગ્યો, ધર્માત્મા તે કુલિન્દ શ્રી—હરિને અનેક નમસ્કારો કરીને બ્રાહ્મણોનો તથા સર્વ યાચકોનો ધન વડે સત્કાર કરવા લાગ્યો, ચંદ્રહાસ પણ કુન્તલપુરના રાજ્યને પ્રાપ્ત કરીને. પુજ્ય બ્રાહ્મણો સાથે ચન્દના વતી પ્રત્યે જઇને પોતાના પિતા કુલિન્દ રાજાને અને પુત્ર—વત્સલા માતાને કુન્તલપુરમાં લઇ આવ્યો, ત્યાર પછી તે ચંદ્રહાસે કુન્તલપુરમાં ઘણું વર્ષ રાજ્ય કર્યું, વિષયાએ પણ મકરધ્વજ નામના સર્વ ગુણ સંપન્ન શ્રેષ્ઠ—પુત્રને જન્મ આપ્યો, તથા ચમ્પક માલિનીએ શૂરવીર પદ્માક્ષ નામના પુત્રને જન્મ આપ્યો.

હે મહાબાહુ—પાર્થ ! આ પ્રમાણે ચંદ્રહાસ પહેલાં બાળક હતો ત્યારથીજ શાલિગ્રામ શિલાના સંગથીજ આ સંસારરૂપી સમુદ્રને તરી ગયો, માટે પ્રત્યેક મનુષ્યે શાલિગ્રામ—શિલાનું પૂજન નિત્ય કરવું જોઇએ. શ્રી દ્વારકા ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા શાલિગ્રામ ચક્રને હે પાર્થ ! કલિકાલમાં સમર્થ જનાર્દન શ્રી—વિષ્ણુ કદાપિ ત્યાગતાજ નથી, તે સમર્થ દેવ સર્વ લોકના ઉપકારને માટે યતિરૂપેજ સર્વદા રહે છે. માટે સર્વ પ્રયત્નવડે કેશવરૂપ યતિ-સંન્યાસીનું સર્વદા પૂજન કરવું, આ સંસારમાં દેવોના દેવ શ્રી વિષ્ણુના ચર અને અચર એમ બે રૂપો છે. તેમાં સન્યાસીને શ્રી વિષ્ણુનું ચરરૂપ માનેલું છે અને શાલિગ્રામ શિલા રૂપી ચક્રથી ચિન્હિત થયેલું શ્રી વિષ્ણુનું અચર રૂપ મનાય છે હે મહામતિ પાર્થ ! જો તું દુષ્પાર એવા આ સંસાર સાગરને તરવાની ઈચ્છા રાખતો હો તો શાલિગ્રામ રૂપી શિલાનુંજ ભક્તિ પૂર્વક અર્ચન પૂજન કર્યા કર. હે મહીપતે ! પુરૂષો પરમ શ્રદ્ધાથી શ્રી વિષ્ણુના ભક્ત બ્રાહ્મણને શાલિગ્રામ શિલા ચક્રનું દાન કરે છે તેઓને મુક્તિ દુર્લભ હોઇ શકતીજ નથી ! શિક્ષનાયક શાલિગ્રામનું અર્ચન કર્યું હોય પૂજન કર્યું હોય ધ્યાન ધર્યું હોય તથા સારી રીતે સ્તુતિ કરી હોય તો પાપીઓનો ઉપકાર શ્રેયઃ થાય છે, તો પછી ધર્મશીલ પુરૂષોને મુક્તિ મળે એમાં શું આશ્ચર્ય હોઇ શકે ! નૈમિષ ક્ષેત્ર પ્રયાગ અને ગંગા સાગરનો સંગમ

તથા કુરૂક્ષેત્ર થકી સો ગણું પુણ્ય શાલિગ્રામની શિલાના પૂજનથી પ્રાપ્ત થાય છે! જે કોઇ પોતાના કોટી જન્મોમાં કરેલા મહાપાપોથી યુક્ત હોય તેઓ શાલિગ્રામ શિલાની અર્ચના કરવાથી પોતાના મહા પાપોથી મુક્ત થઈ જાય છે, એમાં સંદેહ છેજ નહી! જે પુરૂષ શાલિગ્રામ શિલા ઉપર ચઢેલા ચંદન અથવા કુંકુમ વગેરેને ધારણ કરે છે તે પુરૂષ સર્વદા મુક્તજ છે એમાં સંશય નથી, શાલિગ્રામ શિલા ઉપરથી ઉતારી લીધેલા નિર્માલ્યને જે પોતાના શિર ઉપર ધારણ કરે છે તે પુરૂષને સાક્ષાત્ શ્રી હરિજ માની લેવો એમ સ્વયં બ્રહ્માએ કહ્યું છે, શાલિગ્રામ શિલાને ધરેલા નૈવેદ્યનું જે પુરૂષ ભક્તિ પુર્વક ભક્ષણ કરે છે તે પુરૂષને ભાતના દાણે દાણે કપિલા ગાયના દાનનું પુણ્ય પ્રાપ્ત થાય છે જે પુરૂષો શાલિગ્રામ શિલાનો સ્પર્શ પ્રત્યેક દિવસે કર્યા કરે છે, હે ભૂપ તે પુરૂષોએ પિતૃ વિપ્ર અને સર્વ દેવતાઓનું પુજન કરી લીધું એમ સમજી લેવું જે પુરૂષ શાલિગ્રામની સમીપમાં નિત્ય અથવા નૈમિત્તિક શ્રાદ્ધ કરે છે, તે પુરૂષને ગયા શ્રાદ્ધની સમાન પુણ્ય પ્રાપ્ત થાય છે, શાલિગ્રામની સમીપમાં જે પુરૂષ શ્રદ્ધા પૂર્વક ભારત હરિવંશ વગેરે પુસ્તકોનો પાઠ કરે છે તેને પુત્રો અને ધન પ્રાપ્ત થાય છે તથા જે પુરૂષ શાલિગ્રામની સમીપમાં મુકિત અને મુકિત રૂપ ફલને આપનાર પવિત્ર શ્રીમદ્ ભાગવતનું પ્રસન્ન મનથી શ્રવણ કરે છે તે પુરૂષ અસંખ્ય જનોને પવિત્ર જકરી શકે છે. જેના ગૃહમાં શાલિગ્રામની શિલા હમેશાં રહે છે તે ગૃહમાં સર્વે તીર્થો સર્વે દેવો અને સર્વે યજ્ઞો વાસ કરે છે, જેના મુખમાં અન્તકાલમાં પણ શાલિગ્રામની મૂર્તિનું તીર્થોદક અપાય છે તે પુરૂષ પાપી હોય તો પણ શ્રેષ્ઠ ગતિને પામે છે, હે અર્જુન! આ સંસારમાં શ્રી નારાયણ સમાન કોઇ બંધુ દેવ નથી તેમજ દ્વાદશી સમાન કોઇ પુણ્ય તિથિ નથી તેમજ શ્રી વિષ્ણુના ચરણોદક સમાન ત્રણે ભુવનોમાં કોઇ તીર્થ નથી નવાંપલ્લવોવાળી તુલસી દર્શનથીજ પાપને હણે છે કારણ કે તેણીની દીર્ઘ મંજરીમાં કેશવ શ્રી કૃષ્ણ સર્વદા વસે છે, હે અર્જુન! તે તુલસીનાં પત્રો કરમાઇ ગયાં હોય તોપણ તેનાથી શ્રી કેશવનું પૂજન થઈ શકે છે. આ પ્રમાણે તુલસી દલો વડે પૂજન કરનારને યજ્ઞ કર્યા બરાબર પુણ્ય પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી.

નારદમુનિજી અર્જુનને કહેવા લાગ્યા કે—હે અર્જુન! શાલિગ્રામની મૂર્તિનો મહિમા આ પ્રમાણે ઘણોજ હોવાથી મારાથી તેનું વર્ણન કરી શકાય એમ નથી માટે હવે હું સ્વર્ગ લોક પ્રત્યે જઇશ એ પ્રમાણે કહીને નારદજી ચાલતા થયા. નારદજીના મુખથી શાલિગ્રામના મહિમાનું તથા તે મૂર્તિના પરમ ઉપાસક ભક્તરાજ ચંદ્રહાસનું ચરિત્ર સાંભળીને પરમ આશ્ચર્ય પામ્યો તથા મનમાં કહેવા લાગ્યો કે આ લોકમાં સજ્જનોના સંગ વીના મનુષ્યોથી શાશ્વત—સુખ પ્રાપ્ત કરી શકાતુંજ નથી. આ પ્રમાણે નારદમુનિના સમાગમથી પરમ સંતોષ માનતો માનતો તે સૈન્ય લાઇ અર્જુન પોતાની આગળ ચાલી ગયેલા અનુશાલ્વ યૌવનાશ્વ હંસધ્વજ મયૂરધ્વજ વગેરે રાજાઓને જઇ મળ્યો અને તે સર્વેની સાથે હર્ષપૂર્વક

કે આ કુલિન્દના પુત્ર ચંદ્રહાસને તો કુન્તલપુરમાં મારા પુત્ર મદનરાયદ્વારા વિષ(યા) આપીને હણાવ્યો છે, તો પુત્ર રહિત-હીન બનેલા વૃદ્ધ અને ધન રહિત થયેલા આ કુલિન્દનો વૃથા ઘાત હું શા માટે કરાવું. પુત્રહીન થયેલો આ કુલિન્દ દૈવથી ભ્રષ્ટ થયો એટલો મૃત સમાનજ છે, એ પ્રમાણે મનથી વિચાર કરીને સત્વર તે કુલિન્દ પાસે જઇને તેને અગ્નિ-પ્રવેશ કરતાં વારતો છતો કહેવા લાગ્યો કે હે કુલિન્દ ! તારા દ્રવ્યના અપહાર નિમિત્તે તું ખેદ ન કર. હું તને વિત્ત દેશ અને વિવિધ પ્રકારનું વસ્તુ પુનઃ આપીશ, આ પ્રમાણે તે સમયે અનેક પ્રકારના મધુર વાકયો બોલીને ધૃષ્ટબુદ્ધિએ તેને આશ્વાસન આપ્યું, તે કુલિન્દ રાજા ધૃષ્ટબુદ્ધિના આશ્વાસનથી અગ્નિ-પ્રવેશ કરતો અટકયો અને પોતાના પુત્ર ચંદ્રહાસ પ્રત્યેની મોટી આશા રાખીને ઉભો થયો અને મંત્રીને પ્રણામ કર્યાં. અગ્નિ પ્રવેશ કરતા તે કુલિન્દ રાજાને વારીને ધૃષ્ટબુદ્ધિ પોતાના નગર તરફ આવ્યો, ચંદ્રહાસે કુન્તલપુરમાં જે કાંઇ કર્યું તે સર્વ સમાચાર કુલિન્દ રાજાને મળ્યા, પોતાના વૈષ્ણવ પુત્ર ચંદ્રહાસના આવા શુભ સમાચાર સાંભળીને ઘણોજ હર્ષ પામવા લાગ્યો, ધર્માત્મા તે કુલિન્દ શ્રી-હરિને અનેક નમસ્કારો કરીને બ્રાહ્મણોનો તથા સર્વે યાચકોનો ધન વડે સત્કાર કરવા લાગ્યો, ચંદ્રહાસ પણ કુન્તલપુરના રાજ્યને પ્રાપ્ત કરીને. પુજ્ય બ્રાહ્મણો સાથે ચન્દના વતી પ્રત્યે જઇને પોતાના પિતા કુલિન્દ રાજાને અને પુત્ર-વત્સલા માતાને કુન્તલપુરમાં લઇ આવ્યો, ત્યાર પછી તે ચંદ્રહાસે કુન્તલપુરમાં ત્રણસે વર્ષ રાજ્ય કર્યું, વિષયાએ પણ મકરધ્વજ નામના સર્વ ગુણ સંપન્ન શ્રેષ્ઠ-પુત્રને જન્મ આપ્યો, તથા ચમ્પક માલિનીએ શૂરવીર પદ્માક્ષ નામના પુત્રને જન્મ આપ્યો.

હે મહાબાહુ-પાર્થ ! આ પ્રમાણે ચંદ્રહાસ પહેલાં બાળક હતો ત્યારથીજ શાલિગ્રામ શિલાના સંગથીજ આ સંસારરૂપી સમુદ્રને તરી ગયો, માટે પ્રત્યેક મનુષ્યે શાલિગ્રામ-શિલાનું પૂજન નિત્ય કરવું જોઇએ. શ્રી દ્વારકા ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા શાલિગ્રામ ચક્રને હે પાર્થ ! કલિકાલમાં સમર્થ જનાર્દન શ્રી-વિષ્ણુ કદાપિ ત્યાગતાજ નથી, તે સમર્થ દેવ સર્વ લોકના ઉપકારને માટે યતિરૂપેજ સર્વદા રહે છે. માટે સર્વ પ્રયત્નવડે કેશવરૂપ યતિ-સંન્યાસીનું સર્વદા પૂજન કરવું, આ સંસારમાં દેવોના દેવ શ્રી વિષ્ણુના ચર અને અચર એમ બે રૂપો છે. તેમાં સન્યાસીને શ્રી વિષ્ણુનું ચરરૂપ માનેલું છે. અને શાલિગ્રામ શિલા રૂપી ચક્રથી ચિન્હિત થયેલું શ્રી વિષ્ણુનું અચર રૂપ મનાય છે હે મહામતિ પાર્થ ! જો તું દુષ્પાર એવા આ સંસાર સાગરને તરવાની ઇચ્છા રાખતો હો તો શાલિગ્રામ રૂપી શિલાનુંજ ભક્તિ પૂર્વક અર્ચન પૂજન કર્યા કર. હે મહીપતે ! પુરુષો પરમ શ્રદ્ધાથી શ્રી વિષ્ણુના ભક્ત બ્રાહ્મણને શાલિગ્રામ શિલા ચક્રનું દાન કરે છે તેઓને મુક્તિ દુર્લભ હોઇ શકતીજ નથી ! શૈલનાયક શાલિગ્રામનું અર્ચન કર્યું હોય પૂજન કર્યું હોય ધ્યાન ધર્યું હોય તથા સારી રીતે સ્તુતિ કરી હોય તો પાપીઓનો ઉપકાર શ્રેયઃ થાય છે, તો પછી ધર્મશીલ પુરુષોને મુક્તિ મળે એમાં શું આશ્ચર્ય હોઇ શકે ! નૈમિષ ક્ષેત્ર પ્રયાગ અને ગંગા સાગરનો સંગમ

તથા કુરૂક્ષેત્ર થકી સો ગણું પુણ્ય શાલિગ્રામની શિલાના પૂજનથી પ્રાપ્ત થાય છે ! જે કોઇ પોતાના કોટી જન્મોમાં કરેલા મહાપાપોથી યુકત હોય તેઓ શાલિગ્રામ શિલાની અર્ચના કરવાથી પોતાના મહા પાપોથી મુકત થઈ જાય છે, એમાં સંદેહ છેજ નહી ! જે પુરૂષ શાલિગ્રામ શિલા ઉપર ચઢેલા ચંદન અથવા કુંકુમ વગેરેને ધારણ કરે છે તે પુરૂષ સર્વદા મુકતજ છે એમાં સંશય નથી, શાલિગ્રામ શિલા ઉપરથી ઉતારી લીધેલા નિર્માલ્યને જે પોતાના શિર ઉપર ધારણ કરે છે તે પુરૂષને સાક્ષાત્ શ્રી હરિજ માની લેવો એમ સ્વયં બ્રહ્માએ કહ્યું છે, શાલિગ્રામ શિલાને ધરેલા નૈવેદ્યનું જે પુરૂષ ભકિત પુર્વક ભક્ષણ કરે છે તે પુરૂષને ભાતના દાણે દાણે કપિલા ગાયના દાનનું પુણ્ય પ્રાપ્ત થાય છે જે પુરૂષો શાલિગ્રામ શિલાનો સ્પર્શ પ્રત્યેક દિવસે કર્યા કરે છે, હે ભૂપ તે પુરૂષોએ પિતૃ વિપ્ર અને સર્વ દેવતાઓનું પુજન કરી લીધું એમ સમજી લેવું જે પુરૂષ શાલિગ્રામની સમીપમાં નિત્ય અથવા નૈમિત્તિક શ્રાદ્ધ કરે છે, તે પુરૂષને ગયા શ્રાદ્ધની સમાન પુણ્ય પ્રાપ્ત થાય છે, શાલિગ્રામની સમીપમાં જે પુરૂષ શ્રદ્ધા પૂર્વક ભારત હરિવંશ વગેરે પુસ્તકોનો પાઠ કરે છે તેને પુત્રો અને ધન પ્રાપ્ત થાય છે તથા જે પુરૂષ શાલિગ્રામની સમીપમાં મુકિત અને મુકિત રૂપ ફલને આપનાર પવિત્ર શ્રીમદ્ ભાગવતનું પ્રસન્ન મનથી શ્રવણ કરે છે તે પુરૂષ અસંખ્ય જનોને પવિત્ર જ કરી શકે છે. જેના ગૃહમાં શાલિગ્રામની શિલા હમેશાં રહે છે તે ગૃહમાં સર્વે તીર્થો સર્વે દેવો અને સર્વે યજ્ઞો વાસ કરે છે, જેના મુખમાં અન્તકાલમાં પણ શાલિગ્રામની મૂર્તિનું તીર્થોદક અપાય છે તે પુરૂષ પાપી હોય તો પણ શ્રેષ્ઠ ગતિને પામે છે, હે અર્જુન ! આ સંસારમાં શ્રી નારાયણ સમાન કોઇ બંધુ દેવ નથી તેમજ દ્વાદશી સમાન કોઇ પુણ્ય તિથિ નથી તેમજ શ્રી વિષ્ણુના ચરણોદક સમાન ત્રણે ભુવનોમાં કોઇ તીર્થ નથી નવાંપલ્લવોવાળી તુલસી દર્શનથીજ પાપને હણે છે કારણ કે તેણીની દીર્ઘ મંજરીમાં કેશવ શ્રી કૃષ્ણ સર્વદા વસે છે, હે અર્જુન ! તે તુલસીનાં પત્રો કરમાઇ ગયાં હોય તોપણ તેનાથી શ્રી કેશવનું પૂજન થઈ શકે છે. આ પ્રમાણે તુલસી દલો વડે પૂજન કરનારને યજ્ઞ કર્યા બરાબર પુણ્ય પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી.

નારદમુનિજી અર્જુનને કહેવા લાગ્યાં કે–હે અર્જુન ! શાલિગ્રામની મૂર્તિનો મહિમા આ પ્રમાણે ઘણોજ હોવાથી મારાથી તેનું વર્ણન કરી શકાય એમ નથી માટે હવે હું સ્વર્ગ લોક પ્રત્યે જઇશ એ પ્રમાણે કહીને નારદજી ચાલતા થયા. નારદજીના મુખથી શાલિગ્રામના મહિમાનું તથા તે મૂર્તિના પરમ ઉપાસક ભકતરાજ ચંદ્રહાસનું ચરિત્ર સાંભળીને પરમ આશ્ચર્ય પામ્યો તથા મનમાં કહેવા લાગ્યો કે આ લોકમાં સજ્જનોના સંગવીના મનુષ્યોથી શાશ્વત–સુખ પ્રાપ્ત કરી શકાતુંજ નથી. આ પ્રમાણે નારદમુનિના સમાગમથી પરમ સંતોષ માનતો માનતો તે સભ્ય સાચી અર્જુન પોતાની આગળ ચાલી ગયેલા અનુશાલ્વ યૌવનાશ્વ હંસધ્વજ મયૂરધ્વજ વગેરે રાજાઓને જઇ મળ્યો અને તે સર્વેની સાથે હર્ષપૂર્વક

કૌન્તલપુર નગર કે જે ચંદ્રહાસને આધીન હતું ત નગર પ્રત્યે ચાલતો થયો, જે પુરૂષ આ ઇતિહાસનું ભકિત પુર્વક શ્રવણ કરે છે અથવા પાઠ કરે છે તે પુરૂષ આ સંસારમાંના અનેક પ્રકારના ભોગોને ભોગવીને વિષ્ણુ લોક વૈકુંઠમાં આનન્દને પાત્ર બને છે. इत्योम्

श्री शालिग्रामरूपो विष्णुः प्रसीदतु



## પ્રકરણ ૫૯ મું.

### ચંદ્રહાસોપાખ્યાન-સમાપ્તિ.

શ્રી-કૃષ્ણચંદ્રના પરમ ભકત તે ચંદ્રહાસે તે બેઉ યજ્ઞિય-અશ્વોને પકડયા કે નહી ! તે સર્વ હે જૈમિનિજી હું આપશ્રીને પુછુ છું, માટે આપ તે વૃત્તાન્ત કહી સંભળાવો. જનમેજય રાજાએ પ્રશ્ન કર્યો.

જૈમિનિ-ઋષિ તેને કહેવા લાગ્યા કે હે રાજન્ ! તે કુન્તલકપુરમાં નગરની બહાર રહેલા તે બેઉ યજ્ઞિય અશ્વોને ચંદ્રહાસના પુત્ર પદ્માક્ષ અને મકરધ્વજે જોયા. પોતાના નગર પાસે આવી પહોંચેલા તે બેઉ અશ્વોને જોઇને પરમ આશ્ચર્ય પામીને તેઓને પકડી લીધા અને સુવર્ણના પત્રમાં લખેલા અભિપ્રાયને જોઇને તે સમયે પોતાના પિતા પાસે ગયા, ચંદ્રહાસ, પણ અર્જુન અને શ્રીકૃષ્ણ કૌન્તલપુરમાં યજ્ઞિય અશ્વો સહિત પ્રાપ્ત થયા છે. એમ જાણીને પરમ-હર્ષને પ્રાપ્ત કરવા લાગ્યો તથા તેને ખાત્રી થઇ કે હવે શ્રીકૃષ્ણનો સમાગમ અવશ્ય થશે. જે દેવ-શ્રીહરિનું હું મારી બાલ્યાવસ્થાથી ચિન્તન કર્યા કરૂં છું તે શ્રી કેશવ અર્જુન સહિત અવશ્ય આ સ્થળે આવશે ! આ પ્રમાણે નિર્ણય કરીને ભકતરાજ ચંદ્રહાસ વિષયા તનય મકરધ્વજને મધુર વચન કહેવા લાગ્યો. કે હે પુત્ર સાક્ષાત્ ધર્મરાજા યુધિષ્ઠિરના આ બેઉ યજ્ઞિય-અશ્વો સાંપ્રત આપણે ત્યાં આવી પહોંચ્યા છે, તે સર્વેએ એક વર્ષ પર્યન્ત અત્યંત કષ્ટ વેઠીને તે બેઉ અશ્વોનું રક્ષણ કર્યું છે એમ મેં સાંભળ્યું છે. હે પુત્ર હવે જો આ બેઉ અશ્વોને તું પકડી રાખીશ તો વર્ષ પુરૂ થતાં શ્રી-કૃષ્ણ સખા યુધિષ્ઠિરનો અશ્વમેધયજ્ઞ નિષ્ફળ થશે. માટે હે પુત્ર ! આ બેઉ યજ્ઞિય-અશ્વોનું તું એક માસ પર્યન્ત પ્રયત્ન પૂર્વક રક્ષણ કર અને આ બેઉ અશ્વોને એક માસ પર્યન્ત બાંધી રાખીને પછી શ્રી-ધર્મરાજાને અર્પણ કર, આપણે તો પુણ્ય સાથેજ પ્રયોજન છે આ બેઉ-અશ્વો સાથે આપણે શું પ્રયોજન હોઇ શકે વારૂ ? અને તે પુણ્ય આપણને વાસુદેવ શ્રી કૃષ્ણના દર્શનથી અવશ્ય પ્રાપ્ત થશે ! આજ તો અર્જુન સાથે હુંજ યુદ્ધ કરીશ કે જેથી આપણે આંગણે યુદ્ધ માટે પધારેલા આ શ્રીહરિ પ્રસન્ન થાય,

ચંદ્રહાસની આ પ્રકારની આજ્ઞાથી વિષયા પુત્ર મકરધ્વજ તે બેઉ અશ્વોનું રક્ષણ કરતો કરતો નગરમાં ગયો અને ચંદ્રહાસ પણ પોતાની સર્વ સેના સહિત નગરની બહાર યુદ્ધની તૈયારી કરીને ઉભો રહ્યો, એ અરસામાં સારથિરૂપ શ્રીકૃષ્ણ સહિત તે અર્જુન ( નારદજીએ કહેલા ચંદ્રહાસના વૃત્તાન્તને સંપૂર્ણ જાણનાર ) ચંદ્રહાસ સમીપ આવી પહોંચ્યો, અર્જુને

મહાવૈષ્ણવ તે ચંદ્રહાસને શંખ અને ચક્રના ચિન્હોથી વિભૂષિત શરીરવાળો અને ઉર્ધ્વપુંડ્રક–તિલકને ધારણ કરેલો જોયો. તેના મસ્તક ઉપર શ્રીમાન્ શ્રી-કૃષ્ણના ચરણારવિન્દમાં ચઢેલી તુલસી હોવાથી તે વિશેષ પવિત્ર દીસતો હતો. વયોવૃદ્ધ તપોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ અને યુદ્ધમાં આવા કદાપિ નહી જોયેલા નવા યોધા ચંદ્રહાસને જોઇને અર્જુન કહેવા લાગ્યો કે આજ મારો જન્મ તથા મારૂં કુલ સફળ થયાં છે કે જેથી બાલ્યથી આરંભીને શ્રી વિષ્ણુના પરમ ભકત ચંદ્રહાસનાં આજ મને દર્શન થયાં છે. ત્યાર પછી શંખ-ચક્ર ગદા અને પદ્મરૂપી આયુધોથી સારી રીતે અલંકૃત થયેલા ચતુર્ભુજ શ્રી કૃષ્ણ અર્જુનના રથના અગ્ર ભાગમાં ઉપસ્થિત થયા, પુણ્ડરીકાક્ષ શ્રીકૃષ્ણને રથમાં ઉપસ્થિત થયેલા જોઇને તે ચંદ્રહાસ પોતાના રથમાંથી નીચે ઉતરીને તે સમયે અર્જુન સમક્ષ દેવનાદેવ શ્રી-કૃષ્ણને નમસ્કાર કરવા લાગ્યો હે જનમેજય રાજન્ ! શ્રીકૃષ્ણે તે સમયે પોતાના પરમ ભકત ચંદ્રહાસને પોતાના ચારે હસ્તોથી આલિંગન આપ્યું અને અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે હે પાર્થ, મહાબાહુ-વૃદ્ધ અને જીવનભર સદ્ધર્મનું આચરણ કરનાર ધ્રુવસમાન આ મારા ભકત ચંદ્રહાસને આલિંગન આપીને ઉભો રહે.

શ્રી કૃષ્ણનું આ વચન સાંભળીને અર્જુન કહેવા લાગ્યો કે હે શ્રી-કૃષ્ણ આપશ્રીએ કુરૂક્ષેત્રમાં ભીષ્મ-પિતામહનો સમાગમ થતાં આ પ્રમાણે કહ્યું હતું કે–

श्रेयान् स्वधर्मो विगुणः
परधर्मात् स्वनुष्ठितात् ॥

પરધર્મનું (ક્ષત્રિયધર્મ–યુદ્ધને છોડીને અન્ય ધર્મનું) સારી રીતે આચરણ કરવા કરતાં પોતાનો ધર્મ વિગુણ હોય તોપણ તે શ્રેયસ્કર છે. તો પછી હે દેવકી સુત ! આ સમયે આપશ્રી મને આ ભકતરાજ ચંદ્રહાસ સાથે યુદ્ધ કરવાની મના કરીને આલિંગન આપવારૂપ વિપરીત-કર્મ કેમ કહી રહ્યા છો. મારે તો આ સ્થળે યુદ્ધજ કરવું જોઇએ, હું ક્ષત્રિય-હોવાથી તથા આ સમયે યુદ્ધ કરવાની સર્વેની તૈયારી હોવાથી ચંદ્રહાસને હું આલિંગન કેવી રીતે આપી શકું ? આ ચંદ્રહાસ રાજા વૃદ્ધ હોવાથી તેના ચરણોમાં હું અવશ્ય નમસ્કાર કરીશ; પરંતુ યુદ્ધનો ત્યાગ કરીને આલિંગન તો નહીજ આપી શકું !

અર્જુનનું આ પ્રકારનું ક્ષત્રિય ધર્મને અનુકુળ વચન સાંભળીને શ્રી-કૃષ્ણ તેને કહેવા લાગ્યા. હે પાર્થ ! મારા ભકતને નમસ્કાર કરવા જોઇએ તથા વિશેષે કરીને આલિંગન પણ આપવું જોઇએ, સો કપિલા ગાયોનું દાન કરવાથી મનુષ્યોને જે ફળ પ્રાપ્ત થાય છે ફળ વષ્ણવના આલિંગનથી શ્રદ્ધાળુ પુરૂષ પ્રાપ્ત કરી શકે છે, વળી મારા ભકતોમાં જે પ્રીતિ હોય તેનેજ શાસ્ત્રકારોએ ધર્મ કહ્યો છે, માટે શ્રી વિષ્ણુના વલ્લભ મહાવૈષ્ણવ આ ચંદ્રહાસને સારી અનુમતિથી તું આ સમયે આલિંગન આપ.

ત્યાર પછી શ્રી કૃષ્ણના વાકયથી પ્રસન્ન થયેલો અર્જુન પરમ વૈષ્ણવ ચંદ્રહાસને ગાઢ આલિંગન આપીને સમક્ષ ઉભો રહ્યો આ સમયે ચંદ્રહાસ પણ

અર્જુન પ્રત્ય કહેવા લાગ્યો કે હે પાણ્ડુ પુત્ર! હું આપની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરીનેજ ઉભો હતો, પરંતુ તમારા જ્ઞનો સમય ભંગ ન થાય એ હેતુથીજ મેં આપના તે યજ્ઞિય અશ્વના રક્ષણ ને માટે મારા પુત્ર મકરધ્વજને આંહીથી નગરમાં મોકલ્યો છે. આપણા બેઉનું સખ્ય મિત્રાચારી આ સમયે શ્રી હરિના સદ્વચનો વડે થઇ છે, માટે હવે આપણે બેઉ આ કેશવ શ્રી કૃષ્ણનોજ આશ્રય કરીએ. આ પ્રમાણે જ્યાં અર્જુન અને ચંદ્રહાસ વાગ્વિનોદ કરી રહ્યા હતા એ અરસામાં તે બેઉ અશ્વો જ્યાં શ્રી કૃષ્ણ અને અર્જુન હતા ત્યાં ઉપસ્થિત થયા, તે બેઉ અશ્વોની પાછળ વિષયા-સૂનુ મકરધ્વજ આવી પહોંચ્યો. તેણે પોતાના પિતા ચંદ્રહાસને તથા શ્રી કૃષ્ણ અને અર્જુનને નમસ્કાર કર્યા પ્રદ્યુમ્ન વગેરેઓથી સત્કાર પામેલો તે ચંદ્રહાસ પોતાના વાગ્વિલાસો વડે શ્રી કૃષ્ણની સ્તુતિ કરતો કરતો સમક્ષ ઉભો રહ્યો.

મોટા ઉત્સવ પૂર્વક શ્રી-કૃષ્ણ અને અર્જુનને હર્ષથી પોતાના કૌન્તલપુર નગરમાં પ્રવેશ કરાવીને તે ચંદ્રહાસ શ્રી કૃષ્ણ સહિત રહેલો છતો પૃથ્વીના ઇંદ્ર માફક શોભવા લાગ્યો, તે કૌન્તલપુરમાં ચંદ્રહાસ રાજાના આશ્રય સમાગમથી સર્વે નગરજનો શ્રી કૃષ્ણ પરાયણ થયા હતા તેઓ સર્વે આ સમયે સાક્ષાત્ શ્રી હરિના દર્શન કરીને કૃતાર્થ થયા, તથા મન્ત્રી ધૃષ્ટબુદ્ધિ અને પરમ ભકત મદનરાય પણ શ્રીયુત ચંદ્રહાસના સમાગમથી શ્રી કૃષ્ણચંદ્રના દર્શન કરીને કૃતાર્થ થયા, હે જનમેજય રાજન્! વાસુદેવ શ્રી કૃષ્ણના તે ચરણારવિન્દના દર્શન પૂજનનો લાભ તેઓ સર્વેને પરમ વૈષ્ણવ ચંદ્રહાસના અનુગ્રહથીજ પ્રાપ્ત થયો! હે રાજન્ ત્યાર પછી ચંદ્રહાસ રાજાએ ગાલવ મુનિને બોલાવીને શ્રી હરિના ચરણારવિન્દની પૂજા કરવાનો વિચાર કર્યો, તે સમયે ગાલવ મુનિને આવતા જોઇને શ્રી હરિએ પરમાનન્દમાં મગ્ન તે યોગીરાજને નમસ્કાર કર્યા, ગાલવ મુનિએ પણ અવ્યય રૂપ તે પરમાત્માને નમસ્કાર કર્યા, અને પોતાના મનવડે પરમાત્માના તત્પદનું ધ્યાન કરતાં કરતાં તે યોગીરાજ મુહૂર્ત પર્યન્ત તન્મય થઇ ગયા, શ્રી હરિએ ચંદ્રહાસની પૂજાનો ઉત્કંઠા પૂર્વક સ્વીકાર કર્યો આ પ્રમાણે ચંદ્રહાસે શ્રી કૃષ્ણને ઘણાજ સંતોષ્યા, ચંદ્રહાસના કૌન્તલપુર નગરમાં ત્રણ રાત્રિ પર્યન્ત રહિને તથા ગાલવ મુનિની આજ્ઞા લઇને કમલ લોચન શ્રી કૃષ્ણ તે નગરથી રવાના થવાની તૈયારી કરવા લાગ્યા. ચંદ્રહાસે પણ પોતાનું સર્વ રાજ્ય હર્ષપૂર્વક શ્રી કૃષ્ણના કર કમલમાં અર્પણ કર્યું, શ્રી કૃષ્ણે પણ અર્જુનની અનુમતિથી તે સર્વ રાજ્ય ને ચંદ્રહાસના પુત્ર મકરધ્વજને પાછું આપ્યું, પરમ ભકત ચંદ્રહાસના દર્શનથી અર્જુન પરમાનંદને પામ્યો, જે શ્રદ્ધાળુ ચંદ્રહાસના આ સમગ્ર જીવન ચરિત્રને ભકિત પૂર્વક વાંચે અથવા સાંભળે તે પુરૂષ બલ-આયુ સદાચાર યુકત પુત્રો અને દાનેશ્વરી વિષ્ણુ ભકતોને પ્રાપ્ત કરે છે તથા શ્રી કૃષ્ણમાં દૃઢ ભકિત પ્રાપ્ત થાય છે અને અન્તકાલમાં આવા ભકતજનને વાસુદેવ શ્રી કૃષ્ણ સંસાર રૂપી સમુદ્રમાંથી અવશ્ય તારે છે!! ૫૯

भक्ताधीनः श्रीकृष्णोऽस्माकं शरणं भूयात्

# પ્રકરણ ૬૦ મું.

## બકદાલ્ભ્ય-સંવાદ.

શ્રી-કૃષ્ણચન્દ્રના પૂર્ણ કૃપાપાત્ર ચન્દ્રહાસે વિષયાના પુત્ર મકરધ્વજને કૌન્તલપુરનો અધ્યક્ષ બનાવ્યો, અને તેને કહેવા લાગ્યો કે હે પુત્ર ! હવે મારી વૃદ્ધાવસ્થા થયેલી હોવાથી મારે મોટા વનમાં મોક્ષપ્રાપ્તિને માટે જવું જોઇએ, અને તે મોક્ષ આ સમયે આપણે આંગણે પધારેલા શ્રી કૃષ્ણના દર્શનથીજ સુલભ થયો છે, માટે હવે હું શ્રી-હરિનો ત્યાગ નહીં કરૂં ! એ પ્રમાણે પોતાના પુત્ર મકરધ્વજને સૂચવીને તે ચન્દ્રહાસ અમિત તેજસ્વી પાર્થના બેઉ યજ્ઞિય-અશ્વોનું રક્ષણ કરતો કરતો શ્રી કૃષ્ણની સાથે ચાલી નીકળ્યો. હે જનમેજય રાજન્ ! ત્યારપછી તે બેઉ અશ્વો જે જે પ્રદેશોમાં ગયા, ત્યાંના રાજાઓએ તે અશ્વોને મહાભયથી નમસ્કાર કરીને મુક્ત કર્યા અને ઘણાએક રાજાઓ શ્રી-હરિવડે રક્ષણ કરાતા તે બેઉ અશ્વોનું આદરપૂર્વક દર્શન કરીને તથા પૂજા અને પ્રદક્ષિણા કરીને ભક્તિપૂર્વક પ્રયાણ કરતા છતા સમક્ષ ઉપસ્થિત રહ્યા. ત્યારપછી તે બેઉ અશ્વો ઉત્તર દિશામાં સમુદ્ર પાસે પહોંચ્યા. હે રાજન્ ! તે અશ્વોએ મહાસાગરના અગાધ જલમાં પ્રવેશ કર્યો, બેઉ અશ્વોને મહાસાગરમાં પ્રવેશ કરતા જોઇને અર્જુન પ્રભૃતિ મહા યોદ્ધાઓ ઘણાજ ચિન્તામગ્ન થયા અને શ્રીકૃષ્ણ પ્રત્યે પુછવા લાગ્યા કે હવે અમારે શું કરવું ? તે બેઉ યજ્ઞિય અશ્વોની પ્રાપ્તિ કેવી રીતે થઇ શકશે વારૂ ?

અશ્વ-પ્રાપ્તિની ચિન્તામાં મગ્ન થયેલા અર્જુન વગેરેનાં આ વચનને સાંભળીને શ્રી કૃષ્ણ તેઓને કહેવા લાગ્યા કે- કેવળ પાંચનાજ અશ્વો પવિત્ર અને વારિચર- પાણીમાં ચાલી શકનારા છે. હંસધ્વજ, અર્જુન, બભ્રુવાહન અને મારો તથા મયૂરધ્વજનો એમ પાંચે રથો સર્વત્ર સંચાર કરી શકે તેવા છે. એમ કહીને શ્રીકૃષ્ણ સહિત તે પાંચે મહારથીઓએ તે સાગરમાં પ્રવેશ કર્યો. અર્જુને તે મહાસાગરની મધ્યમાં વસતા વૃદ્ધ મુનિને જોયા. મહાસાગરમાં આવેલા તે દ્વીપમાં વસતા અને પોતાના કરવડે શિર ઉપર વટપત્રને ધારણ કરતા, જીર્ણ થયેલા, શુષ્ક અને જેના શરીરમાં અનેક છિદ્રો પડયાં છે એવા તથા જેના શરીર ઉપર કરોળીઆનાં અનેક પડ બાઝી ગયાં છે એવા અને પોતાનાં બેઉ નેત્રોને બંધ કરીને સમાધિમાં બેઠેલા બકદાલ્ભ્ય મુનિને જોઇને શ્રીકૃષ્ણ પ્રભૃતિ પાંચે વીરો પોતપોતાના રથોમાંથી નીચે ઉતર્યા અને મુનિને હર્ષપૂર્વક પ્રણામ કરવા લાગ્યા, તે પાંચે મહાવીરોને પોતાની પાસે આવેલા જાણીને બકદાલ્ભ્ય મુનિએ પોતાનાં તેજસ્વી નેત્રોને ખુલ્લાં કર્યાં, તથા પોતાની સમક્ષ શ્રી કૃષ્ણ વગેરેને જોઇને હર્ષથી નેત્રોને પ્રપુલ્લિત કરતા છતા નીચેના ઉદ્ગારો કાઢવા લાગ્યા —

અહો આશ્ચર્યની વાત છે કે અતિ ચંચલ એવા આ પાંચે વીરો હૃષીકેશ-શ્રીકૃષ્ણને આ સ્થળે લઇ આવ્યા, માટે હવે પછી આ પ્રદેશમાં અમારો નિવાસ આનન્દદાયક નહીં બની શકે ! આ પ્રમાણે બોલી રહેલા બકદાલ્ભ્ય ઋષિને અર્જુન આશ્ચર્યાન્વિત થઇને કહેવા લાગ્યો

કે–હે ઋષિમહારાજ ! આપશ્રી સતત નવનવાં વટપત્રોને ધારણ કર્યા કરો છો કદાપિ પોતાના ગૃહને શુષ્ક કરતાજ નથી, જુઓ આ આપના બેઉ બાજુને ભેદીને કિંશુક–પલાશ વૃક્ષ નીકળ્યાં છે (ઉગ્યાં છે) કે જે બેઉ પલાશવૃક્ષોમાં પોતાની ગૃહિણી–સ્ત્રી સહિત પક્ષીઓએ અસંખ્ય માળાઓ પણ બનાવ્યા છે ! હે મુનિમહારાજ વળી આપની આગળ અને પાછળ રાફડાઓ શોભી રહ્યા છે કે જેમાંથી આ સર્પો નીકળી નીકળીને આપશ્રીના સ્કંધો ઉપર બીરાજી રહ્યા છે, તથા વાયુનું ભક્ષણ કરી રહ્યા છે અને આપશ્રીના આસનને ઉચ્ચ બનાવે છે ! તથા મૃગો પણ આપના અંગ સાથે પોતાના શૃંગો વડે ખજવાળી રહ્યા છે ! અહો આપશ્રીની આ પ્રકારની દૃઢ–નિસ્પૃહતા અલૌકિક ભાસી રહી છે !

આ પ્રકારના અર્જુનના કથનને સાંભળીને બકદાલ્ભ્ય ઋષિ અર્જુનના ચિત્તનો આનન્દ વધારતા વધારતા પવિત્ર વાણીથી કહેવા લાગ્યા—

क्लेशावहोदारपरिग्रहोऽय
पापस्यमूलं हि भवेदधोगतिः ।
तत्पोषणे कार्यमकार्यमेतद्
विचार एषोऽतितरां विनश्येत् ॥२०॥
नष्टे विचारे कुत एव मोक्ष–
स्तृष्णा वरीवर्ति तृणायतीव ॥
एते मदीयाःखलु वत्ससंघा ।
वृद्धिंगताः क्षेत्रवहा भवेयुः ॥२१॥
पुत्राः कथं स्युश्चतथैव पौत्रा ।
वेदांश्चशास्त्राणि कथं पठेयुः ॥
विवाह एषां भविता कथंचित् ।
नैवाप्स्यहं पुत्रसुखं कदाचित् ॥२२॥
एवं सदा चिन्तयते गृहस्थः ।
स्त्रीपाश बद्धो ननु धर्म मार्गम् ॥
अतो मयाऽकारि न दारसंग्रहो ।
न पर्णशाला विहिताऽल्पमायुः ॥२३॥

હે અર્જુન આ સંસારમાં સ્ત્રીઓનું પાણી–ગ્રહણ ( વિવાહ ) ઘણોજ ક્લેશદાયક છે, એટલુંજ નહી, પરંતુ પાપનુંજ મૂળ છે અને તેથીજ પ્રાણીઓની અધોગતી થાય છે ! વળી તે સંસારને પોષવામાં અમુક કાર્ય છે કે અકાર્ય છે, આ વિચાર મનુષ્યોના મનુષ્યત્વનો અત્યંત વિનાશક છે. જ્યારે વિચાર નષ્ટ થાય ત્યારે મોક્ષ ક્યાંથી સંભવી શકે વારૂ, કારણ કે વસ્તુ–વિચારનો નાશ થતાં મનુષ્યોની તૃષ્ણાઓ ઘણીજ વધતી જાય છે, તૃષ્ણાની વૃદ્ધિ થતાં, હે અર્જુન, એમજ વિચાર થયા કરે છે કે–આ સર્વે મારાં વહાલાંઓનો સમુદાય ક્યારે વૃદ્ધિ પામે અને સંસાર–ક્ષેત્રનું વહન કરનારો થાય, તથા પુત્રો અને પૌત્રો ક્યારે થાય અને તેઓ વેદોનો અને શાસ્ત્રોનો અભ્યાસ કેવી રીતે કરી શકે ? વળી આ મારા પુત્ર–પૌત્રોનો વિવાહ ક્રમે કરીને સત્વર ક્યારે થાય, હું પુત્રનું સુખ ક્યારેય પણ જોવા પામીશ કે નહી ! આ પ્રમાણે સ્ત્રીરૂપી સંસાર પાશથી બંધાયેલો ગૃહસ્થાશ્રમી સર્વદા બંધન કરનાર વાસનાઓનુંજ પરિશીલન કર્યા કરે છે, પરંતુ ધર્મ–માર્ગનું આચરણ કરી શકતો નથી ! એટલા માટે હે અર્જુન હું ( બકદાલ્ભ્ય ) સ્ત્રીનો સ્વીકાર વિવાહ કરતો નથી, તેમજ પર્ણશાળા પણ એટલાજ માટે મેં રચી

નથી કારણ કે મનુષ્યોનું આયુષ્ય—અલ્પ હોય છે.

બકદાલ્ભ્ય મુનિના આ કથનને સાંભળીને અર્જુન આશ્ચર્ય પામ્યો અને પુછવા લાગ્યો કે—હે ઋષિવર! શુષ્કપર્ણોને મસ્તક ઉપર ધારણ કરતાં આપશ્રીનું કેટલુંક આયુઃ વીત્યું હશે? બકદાલ્ભ્ય ઋષિ તેને કહેલા લાગ્યા. હે અર્જુન, અમારો આ સંસારમાં રહીને કેટલો સમય વીત્યો હશે? એજ તારો પ્રશ્ન છે ને? આ સંસારમાં અમો આવ્યા પછી ઘણાયે માર્કંડેય અને લોમશ ઋષિઓ થઇ ગયા કે જેઓની સંખ્યા પણ કરી શકાય એમ નથી! હું જોઉં એમ વીશ બ્રહ્માઓ અસ્ત પામી ગયા તો પણ હું માનું છું કે આ સંસારમાં રહેલા મારૂં આયુષ્ય પ્રાયઃ અલ્પજ છે? હે અર્જુન, તેથીજ હું આ સંસારમાં દાર-પરિગ્રહ કરતો નથી, કારણ કે આ અપાર સંસાર વારંવાર નાશ પામી જાય છે. જ્યારે જ્યારે બ્રહ્માનો અંતકાળ આવે છે, ત્યારે ત્યારે આ સકળ જગત્ જલમય થઇ જાય છે, કેવળ કોમળ પત્રોવાળો આ એક વટ—વૃક્ષજ પોતાની અસંખ્ય શાખાઓવડે આકાશ અને પૃથ્વીને વ્યાપ્ત કરીને પ્રકાશી રહે છે, તે વટ—વૃક્ષની શાખાના પત્રમાં તે ( પ્રલય ) સમયે શયન કરતા હસતા અને રડતા એક બાળકને જોઉં છે કે જે બાળક તે સમયે પોતાના ચરણના અંગુષ્ઠને ધાવતો છતો, સારી નાસીકા અને સુંદર મુખવાળો દૃષ્ટિગોચર થાય છે. આજ તે બાળ સ્વરૂપ શ્રી કૃષ્ણના સાક્ષાદ્ દર્શન થવાથી, હું સાગરમાં પડયો છું, પરંતુ જેવો તે સમયે થાઉં છું તેઓ સાંપ્રત થઇ શકયો નથી એજ અન્ય વાર્તા કાંઇ છે નહી? પ્રલય સમયે ચરણના અંગુષ્ઠને પોતાના વદનમાં રાખનાર તેજ દેવ આ શ્રી કૃષ્ણરૂપે પ્રકટ થયા છે. અને તે શ્રી કૃષ્ણ તમારા પાંચેના સંગથી આજ હું પામી શકયો છું, આ પ્રમાણે અર્જુનને કહીને બકદાલ્ભ્ય ઋષિ શ્રી કૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યા કે હે શ્રી વિષ્ણો, આપશ્રી મને જળમાં છોડીને અમારાથી દૂર દૂર શા માટે ભાગી જાઓ છો? આપ વટ—પત્રમાં બાળક થઇને સૂતેલા દૃષ્ટિગોચર થાઓ છો, ત્યારે હું આપની કાંઈ પણ પ્રાર્થના કરી શકયો નથી. આજ તો લક્ષ્મીજીને પ્રાપ્ત કરીને તમો જુવાન થયા જણાઓ છો! મને ધર્મ—પુત્ર યુધિષ્ઠરના દર્શન શામાટે નથી કરાવતા? હે જગન્નિવાસ! મને આલિંગન આપો મને આપ સ્વયં ધર્મરાજા અને તેના હસ્તિનાપુરનું દર્શન કરાવો, આ પ્રમાણે બોલી રહેલા તે બકદાલ્ભ્ય મુનિ શ્રી કૃષ્ણને આલિંગન આપીને અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે મારા નિવાસને માટે આ ( શ્રી કૃષ્ણ ) જ ઘર થશે કે જે ગૃહમાં ગૃહિણીરૂપ મુક્તિ નિશ્ચલ થઇ સ્પષ્ટતાથી બીરાજી રહી છે! હે પાર્થ, હું હવે શું શ્રી કૃષ્ણરૂપી ગૃહ ન બનાવું? અથવા તેવી મુક્તિરૂપી ગૃહિણીને પ્રાપ્ત ન કરૂં? આવા શ્રી કૃષ્ણરૂપી ગૃહ અને મુક્તિરૂપી ગૃહિણીને માટેજ મેં આટલો સમય વટના શુષ્ક—પત્રોવડે વીતાવ્યો છે! હવે મને ગૃહ અને પત્ની પ્રાપ્ત થયાં છે તે તું જો!

આ પ્રમાણે બોલી રહેલા બકદાલ્ભ્ય મુનિને શ્રી કૃષ્ણ સ્તુત્ય વચનોવડે સંતોષવા લાગ્યા—કે હે મુનિજી! આપજ

સાક્ષાત્ પુરાણ-પુરૂષ છો આપશ્રીએ વીશ બ્રહ્માઓ જોયા છે, માટે અમો સર્વના આપશ્રીજ પૂજ્યતમ છો. હવે હું માનું છું કે ધર્મપુત્ર-યુધિષ્ઠિરનો યજ્ઞ સફળ થયો! શ્રી કૃષ્ણના આ વાક્યનો પ્રહાસ કરીને બકદાલ્ભ્ય ઋષિ વિષ્ણુ સ્વરૂપ શ્રી કૃષ્ણને કહેવા લાગ્યા કે આપ આ જે બોલી રહ્યા છો તે સર્વ આપ મારા ઉપર ગર્વનો ભાર મૂકતા હો. એવું જણાય છે, પરંતુ મારો તથા આ ( એકવીશમા ) બ્રહ્માનો સર્વ ગર્વ ગળી ગયો છે, જે કાંઈ ઘટના બની છે! હે પાર્થ, તે ઘટનાનું તું પ્રયત્નપૂર્વક શ્રવણ કર. શ્રી કૃષ્ણ તો વેદોના જ્ઞાનનું મુળ છે. મહાકલ્પમાં વેદ નામના વિરિંચિ બ્રહ્મા કે જે તે સમયે ચાલીશ ( ૪૦ ) વર્ષના હતા તે મારી પાસે આવ્યા માનસિક જ્ઞાનના નિધિરૂપ વેદોને ભણતા બ્રહ્મા ગર્વના ભારથી મને નીચે પ્રમાણે કહેવા લાગ્યા કે-હે ઋષિ, તમે કોણ છો? અને આ પર્ણોને પોતાના મસ્તક ઉપર શામાટે ધારણ કરીને તમે આવી ઘોર તપસ્યા કરી રહ્યા છો. તે કોઇ મનોરથ-સિદ્ધિને માટે કરો છો તે હું જાણું છું. હે વેદપાઠી ઋષિજી ! તમારી આવી ઉગ્ર-તપસ્યા જોઇને હું પ્રસન્ન થયો છું, આપને જે કાંઈ વાંછિત હોય તે માગી લ્યો હે વિપ્ર, તમો મને બ્રહ્મા જાણો.

બ્રહ્માનું આ વાક્ય સાંભળીને ગર્વના ભારથી હું તે બ્રહ્માને કહેવા લાગ્યો કે-હે દુરાત્મન્ બ્રહ્મા! આંહીથી દૂર જા, દૂર જા. મેં તો તારા જેવા વીશ બ્રહ્માને જોયા છે! તું મને શું આપી શકનાર હતો. જા, જા. આ પ્રમાણે હું ગર્વપૂર્વક બોલી રહ્યો એ અરસામાં ભયંકર ઝંઝાપાત પ્રકટ થયો કે જે ઝંઝાપાતથી પૃથ્વી પણ ફાટી જતી હતી, વૃક્ષોનો ભંગ કરનાર તે પ્રલય સમયના વાયુવડે બે વૃક્ષો વિશાળ આકાશમાં લઇ જવાયાં, કર્મથકી પ્રેરાયેલાં સંસારનાં આ સર્વે પ્રાણીઓ એક ઔદુમ્બર (ઉમરા) માંથી અન્ય ઔદુમ્બરમાં પ્રવેશ કરી રહ્યા હતા ત્યારપછી હું-બકદાલ્ભ્ય આલોકમાંથી બ્રહ્માણ્ડોથી ફલિત દેવના દેવ શ્રી વિષ્ણુના દ્વિતીય બ્રહ્મલોકમાં પેઠો, બ્રહ્માએ પણ મને ત્યાં જોયો અને ઘણુંજ આશ્ચર્ય પામ્યા. હે પાર્થ! ત્યારપછી અષ્ટમુખ વિરિંચિ-બ્રહ્મા અમને બેઉને બોલાવતા છતા પૂછવા લાગ્યા કે-કદાપિ નહીં જોયેલા તમો બેઉ આ સ્થળે શા હેતુથી આવી પહોંચ્યા છો? તથા તમારા બેઉનું નામ શું છે, તે મારી સમક્ષ તમો કહો. અષ્ટમુખ બ્રહ્માનો આ પ્રશ્ન સાંભળીને મારી સાથે રહેલો ચતુર્મુખ બ્રહ્મા કહેવા લાગ્યો કે સત્યલોકથી આવેલો હું પદ્મયોનિ બ્રહ્મા છું તે આપ જાણો અને આ જે મારી સાથે આવેલો બકદાલ્ભ્ય નામથી પ્રસિદ્ધ છે. તે મારો શિષ્ય છે એ આપને વિદિત થાય!

ચતુર્મુખ બ્રહ્માનું આ વાક્ય સાંભળીને અષ્ટમુખ બ્રહ્મા ઉંચેથી હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આપ બ્રહ્મા પણ મારા દ્વિતીય શિષ્યજ છો, જ્યાંસુધી હું-અષ્ટમુખ બ્રહ્મા તમારી દૃષ્ટિગોચર થયો નથી ત્યાંસુધી ચતુર્મુખ બ્રહ્મા અને આ શિષ્ય બેઉ મારા સેવકો છો, માટે જાઓ અને સ્વસ્થ થઇને મારા માટે શૌચ માટે આ સ્થળે પણ જળ અને મૃત્તિકા લઇ આવો. આ પ્રમાણે જ્યાં અષ્ટમુખ વિરિંચિ બોલી રહ્યા હતા એ અરસામાં ભયંકર

પ્રલય-વાત ઉત્પન્ન થયો અને તે વાયુ મને અષ્ટમુખ અને ચતુર્મુખ બેઉ બ્રહ્માને ખેંચી ગયો. મારી સાથે ભ્રમણ કરતા તે બેઉ બ્રહ્મા શ્રી વિષ્ણુના તૃતીય બ્રહ્મ ગોલકમાં પ્રવેશ કરવા લાગ્યા. તે લોકમાં પુણ્યશીલ અને દાનેશ્વરી લોકો રહેતા હતા. અમોને ત્રણેને જોઇને તેઓ હાસ કરવા લાગ્યા કે તમો કોણ છો ? તમો ત્રણે કયા પ્રદેશથી આવ્યા છો અને તમારૂં નામ શું છે તે સર્વ વૃત્તાન્ત લજ્જાનો ત્યાગ કરીને તમો અમોને કહો. તે લોકોનો આ પ્રશ્ન સાંભળીને અષ્ટમુખ વિરિંચિ કહેવા લાગ્યા કે-હું તો સુંદર બ્રહ્મલોકમાંથી આવી પહોંચ્યો છું. અષ્ટ-મુખ બ્રહ્માનો આ પ્રત્યુત્તર સાંભળીને તૃતીય બ્રહ્મ-ગોલકના લોકો કહેવા લાગ્યા. કે-એમ ન કહો. એમ ન કહો. સોળ મુખવાળા બ્રહ્મા કદાચિત્ આ આપણા સંવાદને સાંભળી જશે ! આવો અને જુઓ બ્રહ્મપણાના ગર્વનો ત્યાગ કરીને તથા અજ-બ્રહ્મદેવને પ્રણામ કરીને મૌનનો આશ્રય કરો ! તે લોકોનું આ વાકય સાંભળીને અમો ત્રણે બ્હીતા બ્હીતા સોળ મુખવાળા બ્રહ્માના દર્શનાર્થે ગયા, સોળ મુખવાળા બ્રહ્મા ચતુર્મુખ અને અષ્ટમુખ-બ્રહ્માને જોઇને ઉંચેથી હસતા હસતા કહેવા લાગ્યા કે અહો આશ્ચર્યની વાત છે કે જ્યાં હું સોળ મુખ બ્રહ્મા છું ત્યાં તમો તમારા બ્રહ્મપણાનો આટલો ગર્વ કરી રહ્યા છો !

આ પ્રમાણે તે સોળ મુખવાળા બ્રહ્મા ગર્વ કરી રહ્યા હતા એ અરસામાં ભયંકર પ્રલય વાયુ પ્રકટ થયો, હે સમર્થ-અર્જુન તે વાયુએ અમો સર્વેને ભમાવ્યા, અમો સર્વેનું મુખ તે ભ્રમણ સમયે નીચું હતું અને અમારા ચરણો ઉપર ( ઉંધે માથે ) હતા ? આવી સ્થિતિમાં ભ્રમણ કરતા તે ત્રણે બ્રહ્માઓ અને ચોથો હું એમ સર્વે બ્રહ્માના શ્રેષ્ઠ સ્થાનમાં પહોંચ્યા. જે બ્રહ્મલોક અતીસુંદર હોઇને તેમાં બત્રીશ મુખવાળા બ્રહ્મા બીરાજતા હતા, તે લોકમાંની કોઇ વ્યક્તિએ અમારૂં નામ પણ ન પુછયું ત્યારપછી અમોને ચારેને તે બત્રીશ મુખવાળા બ્રહ્માએ દૈવયોગે જોયા, તેમણે કૃપાપૂર્વક અમોને સર્વેને બોલાવ્યા અને પછી અમારૂં નામ તેઓ પુછવા લાગ્યા, પહેલાં તો તેમણે પુષ્કળ પ્રહાસ કર્યો અને અત્યંત ગર્વિત થઇને કહેવા લાગ્યા કે સાચો બ્રહ્મા હુંજ છું અન્ય કોઇ છેજ નહી ! જ્યાંસુધી આ નક્ષત્રોની પંકિત આકાશમાં પ્રકાશી રહી છે અને ધ્વાન્ત-નાશક સૂર્યનારાયણ ઉદય પામ્યો નથી ત્યાંસુધી સાચો બ્રહ્મા હુંજ કહેવાઉં છું. આ પ્રકારે બત્રીશ વદનવાળા બ્રહ્મા બોલી રહ્યા હતા એ અરસામાં તો ઘોર પ્રલય-વાયુથી તે પણ ઉડવા લાગ્યા અને અમારી સાથે આકાશમાં ભ્રમણ કરવા લાગ્યા. ભ્રમણ કરતા કરતા અમો સર્વે ચોસઠ મુખવાળા બ્રહ્મા કે જે અન્ય ગોલકમાં બીરાજી રહ્યા હતા ત્યાં પહોંચ્યા અમોએ તેને સારી રીતે નીરખ્યા. તે બ્રહ્માજીએ પણ પુષ્કળ ગર્વ કર્યો, આ પ્રમાણે ઉત્તરોત્તર બમણા મુખવાળા પાસે અમો સર્વે પ્રલય-વાયુથી પીડાતા છતાં જવા લાગ્યા. જે જે બ્રહ્મા પાસે અમો જતા હતા તે સર્વે બ્રહ્માઓ પોતાના બ્રહ્મપણાનો ગર્વ કરી રહ્યા હતા, અંતે અમો સર્વે સહસ્ર નયન અને સહસ્ર

વદનવાળા સમર્થ શ્રી વિષ્ણુ પાસે પહોંચ્યા સનકાદિ મુનિઓ અને દેવતાઓ તે દેવની સ્તુતિ કરી રહ્યા હતા.

ત્યારપછી તે સર્વે બ્રહ્માઓને આવેલા જોઈને સહસ્ર વદન દેવ કહેવા લાગ્યા કે પૂજ્યપાદ તમો સર્વે બ્રહ્માઓ ક્યાંથી પધાર્યા ? આ સર્વેનું સ્વાગત હો. તમારી સર્વેની પૂર્ણ કૃપાવડેજ હું આ લોકમાં સર્વોત્તમ ખ્યાતિને પામી શકીશ ! આ પ્રમાણે બોલી રહેલા તે સહસ્ર વદન-પુરૂષને પ્રણામ કરીને સર્વે બ્રહ્માઓ પૃથ્વી ઉપર પહોંચી ગયા. અને પોત-પોતાના બ્રહ્માપણાના ગર્વનો ત્યાગ કરીને તે સર્વે બ્રહ્માઓ ઇન્દ્રિયોથી ન જાણી શકાય એવા અધોક્ષજ-પરમાત્માનું સ્તવન કરવા લાગ્યા, સર્વે બ્રહ્માઓની આ પ્રકારની સ્તુતિ સાંભળીને ભગવાન્ પ્રસન્ન થયા અને તે સર્વેને યથા સ્થાને નિયત કર્યા. હે પાર્થ ! તે સર્વે બ્રહ્માઓનો ત્યાગ કરીને હું આ મહાસાગરમાં વસું છું ! માટે સારા શાસ્ત્રોમાં ચતુર થયેલા પુરૂષોએ કદાપિ ગર્વ નહી કરવો જોઇએ.

બકદાલભ્ય મુનિનું આ ભાષણ સાંભળીને શ્રી કૃષ્ણ અને અર્જુન હર્ષિત થયા, તથા તેઓ પોતાના બેઉ યજ્ઞિય અશ્વોને જોવા લાગ્યા અને મુનીજી પાસેથી કથાનું શ્રવણ કરીને ત્યાંથી રવાના થયા શ્રી કૃષ્ણે પ્રાર્થના કરીને બકદાલભ્ય મુનીને પોતાની સાથે લઇ જવા માટે પાલખીમાં બેસાર્યા. ૬૦

मुनिजन मनोगम्यः श्री श्री कृष्णः प्रसीदतु



## પ્રકરણ ૬૧ મું.

### જયદ્રથના નગરમાં દુઃશલાનું સાન્ત્વન.

શ્રી કૃષ્ણ અને અર્જુન બકદાલભ્ય મુનીના આશ્રમમાંથી તે બેઉ યજ્ઞિય અશ્વોને પાછા ફેરવીને તથા તે મુનિવરને સાથે લઇને, જયદ્રથના રમ્ય નગરમાં આવી પહોંચ્યા. તે નગરમાં દુઃશલાનો પુત્ર ( દુર્યોધનનો ભાણેજ ) બાલકરાજા રાજ્ય કરતો હતો. સિંહાસન ઉપર રહેલો તે બાલરાજા સભામાં રહેલા સચિવોદ્વારા સુરક્ષિત રહેતો હતો. પોતાના પિતા જયદ્રથને મારનાર અર્જુનને પોતાના નગરમાં આવી પહોંચેલો સાંભળીને તે બાલરાજા જોરથી કંપવા લાગ્યો. તેના ગાત્રો પ્રસ્વેદ-યુક્ત થઇ ગયાં અને ભયથી તેના શરીરના રોમાંચો ખડા થયાં ! દુઃશલાના પુત્ર તે બાલરાજાએ અર્જુનના ભયથી સિંહાસનમાં બેઠાં બેઠાંજ પોતાના પ્રાણોનો ત્યાગ કર્યો.

પોતાના પુત્રના પ્રાણો અર્જુનના ભયથીજ ચાલ્યા ગયેલા હોવાથી દુઃશલા અર્જુન પાસે આવી પહોંચી, અર્જુનની સાથે રહેલા શ્રી કૃષ્ણના દર્શન કરીને તથા નમસ્કાર કરીને શ્રી કૃષ્ણને ઉદ્દેશીને ઉંચેથી કહેવા લાગી કે હે પ્રભો ! મારૂં રક્ષણ કરો, અર્જુને મારા સ્વામીને કુરૂ-ક્ષેત્રમાં હણ્યો છે. અને હાલમાં મારા બાલક પુત્રને પણ તેણેજ હણ્યો છે ! હે શ્રી કૃષ્ણ શ્રી કૃષ્ણ હે જગત્પતે ! હું આપને શરણે આવી છું માટે આપ મારા પુત્ર સહિત મારૂં રક્ષણ કરો.

પોતાની પિતરાઇ બ્હેન દુઃશલાનું આ વચન સાંભળીને અર્જુન રથ ઉપરથી નીચે ઉતર્યો અને પોતાની બ્હેનને પ્રણામ કરીને કહેવા લાગ્યો હે ભગિની, મેં કાંઇ આપના પુત્રનું મરણ નીપજાવ્યું નથી. તો પણ આપ મારાં બ્હેન છો, માટે મેં જે કાંઇ પહેલાં કુરૂક્ષેત્રમાં ક્ષાત્ર–ધર્મનો આશ્રય કરીને આપના સ્વામી જયદ્રથનો વધ કર્યો છે તે માફ કરો. એક સહસ્ર અથવા એક લક્ષ મદોન્મત્ત હાથીઓનો આપ સ્વીકાર કરો, અને શત્રુઓનું સર્વ રાજ્ય જીતીને હે અનઘે–દોષરહિત–ભગિની ! હું આપના ચરણમાં અર્પણ કરીશ.

અર્જુનનું આ વચન સાંભળીને દુઃશલા અત્યંત દુઃખી થઇ તથા શ્રીકૃષ્ણને પુનઃ નમસ્કાર કરીને ક્લેશ કરતી કરતી કહેવા લાગી કે–હે સમર્થ શ્રી કૃષ્ણ આ સંસારમાં પ્રાણીઓના હૃદયમાં રહેલા છતાં આપજ દુઃખોને હણવાને સમર્થ છો, પહેલાં દુર્યોધનની ભરસભામાં પોતાની લજ્જા લુંટાતાં સતી દ્રૌપદીએ આપશ્રીનું સ્મરણ કર્યું હતું ત્યારે આપે તેણીના દુઃખનો નાશ કર્યો હતો, તથા અન્ય પ્રાણીઓ પણ જ્યારે આપનું સ્મરણ કરે છે, ત્યારે આપ તેઓના દુઃખોને દુર કરો છો. હે શ્રી કૃષ્ણ આજ આપના દર્શનથી પૂર્ણ કૃતાર્થ થઇ છું. હે વિભો ! મારા ભાઇ અર્જુને મને પતિ અને પુત્ર વિનાની કરી મુકી છે, તે અર્જુન આજ મારી સાથેના સંબંધનો પ્રકાશ કરી રહ્યા છે, તેથી તેને લેશ માત્ર લજ્જા થતી નથી ! હાલ તેજ મારા અર્જુન ભાઇએ મને પુત્ર અને રાજ્યથી રહિત કરેલી છે, છતાં તે મને સહસ્ર–અશ્વો તથા લક્ષ ગજો આપીને મારા હૃદયને શાન્ત કરવાની શા માટે ઇચ્છા કરી રહ્યો છે ?

આ પ્રકારે અનેક પ્રકારના વાક્યોને સ્તુતિરૂપે બોલતી છતી તે દુઃશલા શ્રી કૃષ્ણના બેઉ ચરણોમાં આળોટવા લાગી તથા પોતાના નેત્ર–જલવડે દેવતાઓને દુર્લભ એવા શ્રી કૃષ્ણના ચરણ કમળને ધોવા લાગી ! આ પ્રમાણે અત્યંત દુઃખી થયેલી તે દુઃશલાને જોઇને આર્તોના ત્રાણમાં પરાયણ શ્રીકૃષ્ણ સંસારની માયાથી પુષ્કળ પીડાયેલી એવી તેને આશ્વાસન આપવા લાગ્યા અને કહેવા લાગ્યા કે- હે દુઃશલા ! ઉભી થા - ઉભી થા તારૂં કલ્યાણ થાઓ જા, તારા પુત્ર સમીપ જઇને જો ! આ પ્રમાણે શ્રી કૃષ્ણની કૃપાપાત્ર બનેલી તે દુઃશલાએ તે સમયે અર્જુનની સાથે પોતાના નગરમાં પ્રવેશ કર્યો અને પોતાના મહેલમાં સભામાં પડેલા પોતાના પુત્રને ક્ષેમ–કુશલ યુક્ત જોવા લાગી. શ્રી કૃષ્ણ પણ દુઃશલાના પુત્રને ઉદ્દેશીને કહેવા લાગ્યા. હે વત્સ ! ઉભો થા અને મારી સમીપ તું ભય ન કર, એ પ્રમાણે કહીને મધુસૂદન–શ્રી કૃષ્ણે તે બાળકને પોતાના મંગળ હસ્તથી સ્પર્શ કર્યો. શ્રી કૃષ્ણના હસ્તનો સ્પર્શ થતાંજ દુઃશલાનો તે બાળક તત્ક્ષણે ઉભો થયો અને હર્ષપૂર્વક શ્રી હરિને પ્રણામ કરવા લાગ્યો. તે રાજ્યસભાના સર્વે જનો હર્ષાન્વિત થઇને શ્રીકૃષ્ણ અને અર્જુનને વન્દન કરવા લાગ્યા, સર્વે નાગરિક જનોએ શ્રીકૃષ્ણની સમીપમાં, ભેરી–મૃદંગ–પડઘમ વગેરે વાદ્યોનો નાદ કરીને ગીતો નૃત્યો અને મહોત્સવો વડે

પરમ માંગલ્ય કર્યું, પુત્ર સહિત પોતાની બેન દુઃશલાને અર્જુને શાન્ત કરી, તથા કહેવા લાગ્યો કે આજ વર્ષ પૂર્ણ થાય છે માટે અમારે સત્વર હસ્તિનાપુર પ્રત્યે જવું જોઇએ, હે બ્હેન ! હું આપના ભાઇ યુધિષ્ઠિર મહારાજાના આ યજ્ઞ પ્રસંગે આપને નિમન્ત્રણ આપું છું, માટે કુન્તી અને દ્રૌપદીને જોવા માટે આપ સત્વર પધારજો, હે જનમેજય રાજન્ ! પોતાના ભાઇ અર્જુનનું આ વિનયપૂર્વક આમન્ત્રણ જાણીને તેણીએ હસ્તિનાપુર જવું નિશ્ચિત કર્યું. અર્જુન પોતાની બ્હેનનો પોતાના પ્રત્યે સદ્ભાવ જોઇને ઘણોજ પ્રસન્ન થયો.

પુત્ર-જીવનની પ્રાપ્તિથી હર્ષિત થયેલી દુઃશલા હૃષીકેશ શ્રી કૃષ્ણ પ્રત્યે કહેવા લાગી કે હે પ્રભો ! આપશ્રીએ જેમ મને જીવન-દાન આપ્યું છે. તે પ્રમાણે આપે ભકતોના જીવનનું સર્વદા રક્ષણ કરવું. આપશ્રીની પૂર્ણ કૃપાથીજ મેં મારા પુત્રના જીવનરૂપ રાજ્યને પ્રાપ્ત કર્યું છે ! હવે હું ધર્મરાજા યુધિષ્ઠિર પ્રત્યે જાઉં છું. એ પ્રમાણે કહીને તે દુઃશલા પોતાના પુત્ર સહિત હસ્તિનાપુર પ્રત્યે ચાલી નીકળી. પાણ્ડુપુત્ર અર્જુને પોતે જીતી લીધેલું સર્વ ધન અને સૈન્ય હસ્તિનાપુર પ્રત્યે પહોંચાડયું ! ૬૧

यज्ञनायकः श्री श्रीकृष्णः प्रसीदतु

## પ્રકરણ ૬૨ મું.

### વિજયી અર્જુનનું હસ્તિનાપુરમાં આગમન.

શ્રી કૃષ્ણની પરમ કૃપાથી પૂર્ણ વિજયી થનાર અર્જુનના તે બેઉ યજ્ઞિય અશ્વો કે જે રમ્ય હોઇને પોતાની લીલા પૂર્વક વનમાં ભ્રમણ કરી રહ્યા હતા, તે અશ્વોને વર્ષ પૂર્ણ થતાં દેવકી-પુત્ર શ્રી કૃષ્ણે હર્ષપૂર્વક પકડી રાખ્યા અને અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે કેમ અર્જુન ! વીર ભૂપતિઓથી વ્યાપ્ત એવી આ સમગ્ર ભૂમિમાં પણ તારા બેઉ યજ્ઞિય અશ્વોએ સારી રીતે ભ્રમણ કર્યું ને ? શ્રીયુત યુધિષ્ઠિર મહારાજા ચિરકાલથી અનેક પ્રકારના યમ-નિયમોવડે કલેશ પામતા હશે, આપણને દિગ્-ભ્રમણનો પ્રારંભ કર્યાને એક વર્ષ પૂર્ણ થઇ ચુકયું છે, માટે હવે અગ્નિનારાયણની સમીપમાં આનંદથી યજ્ઞ-કર્મ કરીએ. આજ આ સર્વે મહીપાલો પાણ્ડુપુત્ર ધર્મરાજાના દર્શનને માટે ત્વરિત થયેલા છતા તારી સાથે હસ્તિનાપુરમાં જાય, આ બેઉ યજ્ઞિય અશ્વોને આગળ કરીને અનેક પ્રકારના વાદિત્ર-વાદકો અને નર્તકીઓ વિવિધ પ્રકારના તાલો-હસ્તના અભિનયો અને અન્ય સાધનોવડે આનન્દનો પ્રકાશ કરતા કરતા આગળ ચાલે. પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, મહાબલવાન્ વૃષકેતુ, સમર્થ બભ્રુવાહન, વીરવર્મા અને અનુશાલ્વ દૈત્યરાજ. મયૂરધ્વજ, હંસધ્વજ અને બલવાન્ નીલધ્વજ, મહાવીર તામ્રધ્વજ અને મહારથી પ્રવીર યૌવનાશ્વ અને ચંદ્રહાસ તથા અન્ય ઘણા રાજાઓ વિવિધ પ્રકારના હારો, કટક અને કડાંઓથી તથા કુણ્ડલોવડે વિભૂષિત થઇને અને ચાસરો-ધૂપવાસ તથા પુષ્પો વડે વિલાસિત થઇને તથા અનેક પ્રકારની પુષ્પમાળાઓમાં રચેલાં ઉત્તમ ચંપક પુષ્પોથી સારી રીતે અલંકૃત થઇને, ગંધ-તેલ (અત્તર) થી પુરેલા દીપકોથી પ્રકાશિત થયેલા છતા અને બંદીજનોવડે

અત્યંત સ્તુતિ કરાતા છતા આ સર્વે નૃપતિઓ રાત્રિએ હસ્તિનાપુરમાં પ્રવેશ કરે. હું હસ્તિનાપુરમાં બીરાજેલા યુધિષ્ઠિર મહારાજા પ્રત્યે તમારા સર્વેની પહેલાં તારા દિગ્‌-વિજયની વધામણી ખાવાને જઈશ !

એટલાં વચનો અર્જુન પ્રત્યે કહીને શ્રીકૃષ્ણ હસ્તિનાપુર પ્રત્યે ચાલ્યા. જે હસ્તિનાપુરમાં ભગવતી ગંગાના તીર ઉપર દિવ્ય મંડપોથી અલંકૃત કરેલા વરક્ષેત્રમાં ધર્મપુત્ર યુધિષ્ઠિર મહર્ષિઓના સમુદાય સાથે બેઠા હતા, જે મંડપમાં દેવકી પ્રભૃતિ મનોરમ સ્ત્રીઓ શ્રી કૃષ્ણ અને અર્જુનની રાહ જોઈનેજ બેઠી હતી. યુધિષ્ઠિરના ગૃહ-આસન સુધી માધવ-શ્રીકૃષ્ણ પહોંચ્યા. યુધિષ્ઠિર મહારાજાને જોઈને શ્રી કૃષ્ણે નમસ્કાર કર્યા તથા તેમની સમીપ ઉભા રહ્યા. ધર્મરાજાએ પણ શ્રી કૃષ્ણને અભિનંદન આપ્યું. શ્રી કૃષ્ણે યુધિષ્ઠિર મહારાજાને જણાવ્યું કે વિજયી અર્જુન યજ્ઞિય અશ્વ અને આપના છત્રને આધીન થયેલા અનેક રાજાઓનો સમૂહ તે સર્વ આવી પહોંચ્યા છે. નીલધ્વજ રાજા, મહા બલવાન્ હંસકેતુ તથા બલવાન્ મયૂરધ્વજ કે જેની મેં અને અર્જુને બહુ પ્રકારે પરીક્ષા કરી છે, તે સર્વે રાજાઓને હે ધર્મરાજા ! આપના ભાઈ અર્જુને આપનાજ પુણ્યથી જીતી લીધા છે. હે રાજન્ ! સુધન્વા જેવો મહાભક્ત સમર્થ વીર પણ યુદ્ધમાં ઘણીજ મુશ્કેલીથી જીતાયો છે. તેજ સુધન્વાના ભાઈ સુરથ વીરે હે સમર્થ મહારાજા, આપના સૈનિકોમાં ભયનો સંચાર કરી મૂક્યો હતો, તેને જીતી લીધા પછી યજ્ઞિય અશ્વ સહિત સવ્યસાચી-અર્જુન મણિપુરમાં જઈ પહોંચ્યો. અર્જુનને સંગ્રામમાં તેના પુત્ર બભ્રુવાહનેજ હણ્યો; પરંતુ અર્જુનની સ્ત્રી-નાગકન્યા ઉલૂપીએ સંજીવક મણિવડે અર્જુનને સજીવન કર્યો, પહેલાં તો બભ્રુવાહન સાથેના યુદ્ધમાં ગતાસુ થયેલા અને સર્વ વીરોને યુદ્ધમાં ઘણોજ સંતોષ આપનાર કર્ણપુત્ર વૃષકેતુને સંજીવિત કરીને તેજ સમયમાં પતિવ્રતા તે ઉલૂપીએ ત્વરિત થઈને પોતાના પતિ-અર્જુનને જીવનદાન આપ્યું, ત્યારપછી મણિપુરમાંથી પોતાના પુત્ર બભ્રુવાહન સાથે તે અર્જુન સારસ્વત નગરમાં ગયો કે જે સારસ્વતપુરમાં યમરાજનો શ્વસુર વીરવર્મા પોતેજ અર્જુનને આધીન થયો. હે ધર્મનન્દન ! ત્યારપછી આપનો યજ્ઞિય અશ્વ કૌન્તલક નામના નગરમાં પ્રાપ્ત થયો કે જે કૌન્તલકપુરમાં સુર અને અસુરોથી દુર્જય એવો ચન્દ્રહાસ રાજા રાજ્ય કરતો હતો, ત્યારપછી તે યજ્ઞિય અશ્વ નદ અને નદીઓના સ્વામી મહાસાગરની મધ્યમાં દ્વીપ ઉપર જઈ પહોંચ્યો. મહાસાગરની મધ્યના તે દ્વીપ-વિભાગમાં બકદાલ્ભ્ય ઋષિ પોતાના મસ્તક ઉપર વટપત્રને શુષ્ક કરીને મહા તેજસ્વી તથા ઉત્તમ વ્રતવાળા તે ઋષિ તપ તપવાને માટે ચિરકાળથી બેઠેલા હતા. યજ્ઞિય અશ્વો ત્યાં ચાલ્યા જવાથી અમો ત્યાં જઈ પહોંચ્યા. મારી સાથે પાંચ મુખ્ય વીરોએ તે બકદાલ્ભ્ય ઋષિને જોયા, આપનો અનુજ અર્જુન તે મહર્ષિને આગળ કરીને આપની પાસે લાવે છે, તથા આપનો ભાઈ અર્જુન પુષ્કલ ધન અને વિવિધ રત્નોને લઈને-જીતીને આવ્યો છે. હે સમર્થ ધર્મરાજા ! પૃથ્વી ઘણી થોડી છે અને આપશ્રીનો પ્રતાપ અધિક છે !

આ પ્રમાણે સર્વ જનો કુશળ હોઇને પુનઃ પોતાના ગૃહ સુધી પહોંચી ગયા છે. હે રાજન્ ! જે પ્રમાણે આપ મને કુશલી જુઓ છો તેજ પ્રમાણે અર્જુન સહિત આપના સર્વ આપ્તજનોનું અવલોકન કરો. આ પ્રમાણે યુધિષ્ઠિર મહારાજાને દિગ્ભ્રમણના વૃત્તાન્તનું નિવેદન કરીને શ્રીકૃષ્ણ ભીમસેન પ્રત્યે કહેવા લાગ્યા–હે મહાબાહો ભીમ ! આવ આવ મને આલિંગન આપ. શ્રીકૃષ્ણનું આ વચન સાંભળીને ભીમ વગેરે સર્વ વીરોએ વાસુદેવ–શ્રીકૃષ્ણને નમસ્કાર કર્યા. ત્યારપછી પોતાના માતા દેવકીજીની સમક્ષ બેઠેલાં ફોઈ કુન્તીજીને નમસ્કાર કર્યા અને તેમની પાસે બેઠેલા અન્ય પૂજ્ય સ્ત્રીગણને હર્ષપૂર્વક પોતાનું કુશલ કહેતા છતા વન્દન કરવા લાગ્યા, દ્રૌપદી અને સુભદ્રા જનાર્દન શ્રીકૃષ્ણને નમસ્કાર કરીને હર્ષથી વ્યાકુલ થયેલા લોચનોવાળી છતી શ્રીકૃષ્ણની સમીપમાં ઉભી રહી. ત્યારપછી શ્રીકૃષ્ણ ગાન્ધારી, ધૃતરાષ્ટ્ર, સંજય સહિત વિદુર અને અન્ય સ્નેહિગણને આનંદપૂર્વક આલિંગન આપીને ભીમસેનની સાથે પોતાના નિવેશન–આરામગૃહમાં કે જ્યાં દેવી રૂક્મિણી, સત્યભામા અને લક્ષ્મણા શ્રીકૃષ્ણની પ્રતિપલે રાહ જોતી બેઠી હતી ત્યાં પહોંચ્યા. શ્રીકૃષ્ણના દર્શનમાં તત્પર બનેલી મનોહર જામ્બવતી તથા અન્ય અનેક સ્ત્રીઓ પોતાના નિવેશનમાં આવેલા શ્રીકૃષ્ણને જોવા લાગી. પોતાના સ્વામી શ્રીકૃષ્ણને અર્જુન સાથે દિગ્વિજય કરીને આવેલા જોઇને સત્યભામાને કહેવા લાગી કે હે નાથ ! ચલિત અશ્વ અને સેના સહિત પાણ્ડુપુત્ર અર્જુનનું વનમાં (દિગ્–ભ્રમણમાં) આપશ્રીએ સારી રીતે રક્ષણ કર્યું ને ? હે જગન્નિવાસ, અર્જુન સાથે દિગ્–ભ્રમણ કરતાં કરતાં આપશ્રીએ કોઇ કુબ્જા કે વામના સ્ત્રી પ્રાપ્ત કરી કે નહીં ? જે પ્રમાણે અર્જુને આ દિગ્–વિજયના પ્રયાણમાં પ્રમીલા નામની સ્ત્રીને પ્રાપ્ત કરી છે તે પ્રમાણે આપશ્રીને પણ કોઈ કુબ્જા–વામના મળી હો વીજ જોઇએ.

સત્યભામાનું આ પ્રકારનું પ્રહાસાત્મક વચન સાંભળીને મધુસૂદન શ્રીકૃષ્ણ ખડખડ હસી પડ્યા તથા પાસે રહેલા ભીમસેનને મહાચતુર શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા કે ભીમસેન, આ સત્યભામાએ મારા પ્રત્યે જે વક્રોક્તિ કરી તે વચન તેં સાંભળ્યું ને ? હવે તો મને અનેક પુત્રો થયા છે તથા પુત્રને ઘેર પણ પુત્રો થયા છે. યુધિષ્ઠિર મહારાજાના હસ્તિનાપુર નગરમાં કે જ્યાં અનેક માનનીય વૃદ્ધ પુરૂષોનો સમાગમ થયો છે, તે આ નગરમાં પુત્ર–પૌત્રોવાળા એવા મારી આવી સ્થિતિ થતાં અન્ય સ્ત્રીના સ્વીકારમાં મને શરમ ન થાય શું આ સત્યભામા હવે એટલું પણ નથી જાણતી કે હવે તો મારા એ બાલ–રહસ્યનું તેણીએ ગોપન કરવું જોઇએ, મેં જે કાંઇ મારી બાલ્યાવસ્થામાં ક્રીડાઓ કરી છે, તે આટલી ઉમર થતાં હવે મને પ્રિય નથી.

આ પ્રમાણે ભીમસેન સમક્ષ પોતાની પટ્ટરાણીઓ સાથે શ્રીકૃષ્ણ વાગ્વિનોદ કરી રહ્યા હતા એ અરસામાં મહારાજા યુધિષ્ઠિરનો દ્વારપાલ આવી પહોંચ્યો. શ્રીકૃષ્ણ અને ભીમસેનને જોઇ નમસ્કાર કરીને વિનયપૂર્વક તે કહેવા લાગ્યો કે– શ્રીકૃષ્ણ પ્રભૃતિ સર્વ જનો ઉપસ્થિત

થાઓ અને મહારાજાના સ્થાન પ્રત્યે જાઓ. હે શ્રીકૃષ્ણ આપ સર્વેની સાથે મનોરમ અશ્વમેધ યજ્ઞનો પ્રારંભ કરો. પ્રતીહારનું આ વચન સાંભળીને મહા સમર્થ શ્રીકૃષ્ણદેવ યુધિષ્ઠિર મહારાજા પાસે ગયા અને યુધિષ્ઠિર પ્રત્યે કહેવા લાગ્યા– કે હે રાજન્ ! આપશ્રીએ આ સુન્દર યજ્ઞ-મંડપમાં રહેવું, હું ધૃતરાષ્ટ્ર અને અન્ય વૃદ્ધોની સાથે તથા ઋષિઓ અને આપના ભીમ વગેરે ત્રણે ભાઇઓની સાથે, જે સ્થળે પોતાના દિવ્ય સૈન્યની સાથે તથા સુચરિત બકદાલ્ભ્યની સાથે રસ્તામાં યજ્ઞિય-અશ્વ સહિત મહાબલવાન્-વિજયી અર્જુન આપના પ્રતિગમન (સામૈયા) ની રાહ જોતો ઉભો છે ત્યાં જઈશ, કુંતી ફોઇ-તથા મારી સર્વે સ્ત્રીઓ મુનિપત્નીઓની સાથે રહેલી છતી દિગ્વિજય કરીને આવી પહોંચેલા અર્જુનને માનપૂર્વક વધાવો તેનો સત્કાર કરો, વળી આજ વિજયી–અર્જુનનો સમાગમ થતાં, જે જે બ્રાહ્મણો હોય તેઓ સર્વે વેદ–મંત્રોનો ધ્વનિ કરતાં કરતાં તેની સંમુખે જાઓ અને કુમારિકાઓ હાથી ઉપર બેસીને લાજા–ની વૃષ્ટિ કરતી છતી વધાવવા જાઓ, રાજપુરૂષો–સર્વે સેવકો વિચિત્ર પતાકા-ઓવડે આ હસ્તિનાપુરને સારી રીતે અલંકૃત કરો, નૃત્ય કરતા અનેક નરો કે જેઓ અનેક પ્રકારના આશ્ચર્ય–જનક દૃશ્યો બતાવી શકે તેવાઓને સ્થળે સ્થળે ગોઠવી દો, સ્થળે સ્થળે પુષ્પોના હારોથી તથા ચંદનના શીતલ જલથી હસ્તિના-પુરને આજ દિગ્વિજયી અર્જુનનું શુભ–આગમન થતાં સારી રીતે અલંકૃત કરો.

આ પ્રમાણે શ્રી–કૃષ્ણે આજ્ઞા કરવાથી તે રાજ–સેવકોએ તેવીજ શોભા કરીને હસ્તિનાપુરને અલંકૃત કર્યું, નાગરિક–જનો હૃષીકેશ–શ્રીકૃષ્ણને આગળ કરીને વિજયી–અર્જુનના સ્વાગતને માટે નગર બહાર નીકળ્યા અને " વિજયી અર્જુન આવી પહોંચ્યો, બે યજ્ઞિય–અશ્વો પણ આવી પહોંચ્યા. ભલું થયું–સારૂં થયું. એ પ્રમાણે બોલી રહેલા સર્વ નાગરિક–જનો અર્જુનની સંમુખે આનંદ અને વિનોદ કરતા કરતા ચાલ્યા. રૂક્મિણી પોતાની વહુઓના ટોળા સાથે રહીને પાલખીમાં બેઠી, અનિરૂદ્ધની પત્ની હજારો સ્ત્રીઓને આગળ કરીને રસ્તામાં ચાલવા લાગી, સત્ય ભામાએ પણ પોતાના સ્ત્રી ગણને પારિજાતકના પુષ્પો અને ક્ષીરસાગરને હસી કાઢે એવાં અત્યન્ત શ્વેત વસ્ત્રો–દુકૂલો તથા કુસુંભી રંગવાળી રમ્ય સુતરાઉ સાડીઓવડે અલંકૃત કરીને ચાલવા લાગી, ત્યાર પછી જાંબવતી દેવી, પોતાના માનિની–સ્ત્રી ગણોને મનોહર મુક્તા માલાઓ અને યૌવન–મદથી યુક્ત કરીને તથા દિવ્ય વસ્ત્રો અને તમાલ સરખી ચળકતી કાપડીઓ પહેરાવીને અર્જુન સંમુખે ચાલવા લાગી, આ પ્રમાણે હસ્તિ-નાપુરના સર્વે રાજમાર્ગો સ્ત્રી–સમૂહોથી ઉભરાઇ ગયા, તે સ્ત્રીઓના પરસ્પર અથ-ડાવાથી ખરીપડતા કુંકુમના ચૂર્ણવડે તથા મૌક્તિકહારોના પ્રસ્વેદના જળવડે હસ્તિ-નાપુરની ભૂમિ ચિકણી થવા લાગી. એક હાથમાંથી બીજા હાથમાં કપૂર આપતાં ખરી જતો હોવાથી તે સ્ત્રીઓએ હસ્તિ-નાપુરની ભૂમિને ચકચકિત–રંગ–બેરંગી કરી મૂકી. હાથી ઉપર બેઠેલાં દેવકી દેવી તથા યશોદાજી તથા મધ્ય ભાગમાં રહેલાં રૂક્મિણી અને મદોન્મત્ત હાથી ઉપર

બેઠેલાં કુન્તી માતા–પાણ્ડુપુત્ર અર્જુનનું પ્રતિગમન (સામૈયું) કરવાને ચાલી નીકળ્યાં, તે સર્વે સ્ત્રીઓએ છત્રો ધર્યાં હતાં તથા તેઓની આસપાસ ચામરો ઢોળાઈ રહ્યાં હતાં, સુંદર લોચનો વાળી તે સર્વે સ્ત્રીઓ, વાસુદેવની આજ્ઞાથી પ્રેરાઇને લાંબા સમયે વિજય કરીને આવી પહોંચેલા ધનંજય અર્જુનને જોવા માટે હર્ષપૂર્વક ચાલવા લાગી, આ પ્રમાણે નાગરિક મહાજન યુક્ત–શ્રીહરિએ શુદ્ધિ આપનારૂં પ્રાતઃસ્નાન કર્યું તથા નિત્યકર્મ વગેરે પરવારીને કેસર યુકત ચંદનથી પોતાના કપાળમાં તિલક કર્યું, ત્યાર પછી પોતેજ સેનાને અર્ધ ચન્દ્રાકાર વ્યૂહમાં ગોઠવીને અર્જુનની સામે જવાની તૈયારી કરી, વેદ ધ્વનિને કરનારા સર્વે બ્રાહ્મણો અગ્ર–ભાગમાં રહ્યા, તેઓની પત્નીઓ પોતાના હાથમાં દધિ અને દૂર્વાક્ષતોને લઇને આગળ ચાલવા લાગી, ક્ષત્રિયોની સ્ત્રીઓ સ્વર્ણ પાત્રમાં કર્પૂરના દીપકો ધારણ કરીને ચાલવા લાગી, વણિગ્–જનોની સ્ત્રીઓ ગોરોચન–કુંકુમ અને ચન્દનને સુવર્ણ પાત્રમાં રાખીને, તથા કુસુંબી રંગના વસ્ત્રો વડે પોતાના અંગોને વિકાસ (ટાટ) કરીને, શોભી રહેલા મુકુટોવાળી કૃશાંગી છતી ચાલવા લાગી. મહાજનોના અગ્રભાગમાં રહેલી વાર–વધૂ–વેશ્યાઓ કે જેના કંઠમાં મુક્તાફલોના હારો લોલાયમાન થઈ રહ્યા હતા તથા જેણીઓના ચિત્તને ચંચળ કરનારા નેત્રોના કટાક્ષો અને દૃષ્ટિપાતો યુવાન્ પુરૂષોના ચિત્તનો સત્વર વિકાસ–કરી શકતા હતા તેવી વેશ્યાઓ પણ નૃત્ય કરતી કરતી ચાલી જતી હતી, સુન્દરતા ભરેલી તે વેશ્યાઓ, સારા હાવ ભાવ–અને તાલના મિલનથી તથા નૃત્યથી માર્ગમાં શ્રી–કૃષ્ણને પૂર્ણ–સંતોષ આપતી છતી, તેણીઓના મુખ પદ્મના રસ ઉપર બેસી જતા મુગ્ધ બનેલા ભ્રમરોના વૃન્દનું નિવારણ કરતાં મનોહર દીસતી હતી. ૬૨

શ્રી-શ્રી રસરૂપઃ કૃષ્ણઃ પ્રસીદતુ

## પ્રકરણ ૬૩ મું

### જલ–યાત્રા વર્ણન,

શ્રી–કૃષ્ણ હસ્તિનાપુરના નાગરિક મહાજન સાથે રસ્તામાં જે સ્થળે અર્જુનની માર્ગ–પ્રતીક્ષા કરતા ઉભા હતા તે સ્થળે હે જનમેજય રાજન્ ! વજયી તે અર્જુન અનેક ભૂપોની સાથે રહેલો છતો આવી પહોંચ્યો, અર્જુને પોતાના સૈન્યને પોતે સ્વાધીન કરેલા અનેક રાજાઓથી રચ્યું હતું શ્રીકૃષ્ણને સંમુખે આવેલા જોઈને અર્જુન સ્વયં હસ્તી ઉપરથી નીચે ઉતર્યો અને બેઉ–યજ્ઞિય–અશ્વોને આગળ કરીને, તથા સર્વે નૃપોને અને પાલખીમાં બીરાજેલા બકદાલ્ભ્ય ઋષિને અગ્ર ભાગમાં રાખીને પોતે પગપાળો ચાલવા લાગ્યો. તે સર્વે રાજાઓ પોતપોતાના વાહનોનો ત્યાગ કરીને ભૂમિ ઉપર શ્રી–કૃષ્ણ સંમુખે ચાલવા લાગ્યા. તે સર્વે રાજાઓ અર્જુનના સૈન્યને શ્રીકૃષ્ણના કલેવરમાં લીન થયેલું જોવા લાગ્યા કારણ કે ધર્મરાજા–યુધિષ્ઠિરને માટે શ્રી–હરિ–સ્વયં સૈન્યરૂપજ હતા, મદોન્મત્ત ગજો અને શુભ્ર અશ્વો, તથા રથો, પગ-

પાળાઓ, રાજાઓ અને રાજપુત્રો વગેરે સર્વે શ્રી કૃષ્ણરૂપ થવા લાગ્યા. જે સ્થળે, સર્વે રાજાઓ પોતાના સુન્દર રૂપને કરીને અગ્રભાગમાં રહેલા છતા, હસ્તિનાપુરના પ્રદેશને જોઈને પરસ્પર કહેવા લાગ્યા કે, આપણે સર્વેએ અર્જુનના યજ્ઞિય-અશ્વની પાછળ પાછળ ફરીને ઘણાયે પ્રદેશોનું નિરીક્ષણ કર્યું છે, અને તે તે દેશોના વૈભવથી પણ વિદ્વાન્ જનોનાં મનો જે પ્રમાણે સંતુષ્ટ થયાં છે, તે વિદ્વજ્જનોના મનો યુધિષ્ટિર મહારાજાના આ હસ્તિના પુરના પ્રદેશના સુન્દર વૈભવને જોઇને પોતાના વૈભવને તુચ્છ માને છે. કારણ કે જ્યાં પુણ્ય-ધન સુખ અને ધર્મ છે તે નગર દેવતાઓના આનન્દ ને યોગ્ય આશ્ચર્ય-જનક ભાસે છે, તથા જે પ્રદેશમાં સંપત્તિઓ ત્રણે ભુવનની સ્પર્ધા કરી શકે છે, જે પ્રદેશ ( હસ્તિનાપુર ) માં જેઓને પુણ્ય પ્રિય છે એવા જનો અનેક પ્રકારના આભૂષણોથી અલંકૃત થઇને વસે છે, સ્ત્રીઓ રતિના સમાન સ્વરૂપવાળી અને પુરૂષો સાક્ષાત્ કામદેવના સ્વરૂપને ધારણ કરનારા છે. તથા સૂર્યના વાહનરૂપ અશ્વો અને ઇન્દ્રના વાહનરૂપ હસ્તીઓથી સંપૂર્ણ માનને યોગ્ય, રત્નો અને અલંકારોથી વિભૂષિત હોવાથી દેવ-સમાન શોભાને ધારણ કરતા દૃષ્ટિગોચર થાય છે, જે હસ્તિનાપુરમા હસ્તિઓ પણ સાક્ષાત્ શ્રી-હરિના હસ્તિઓથી જન્મ પામ્યા હોય એવા દીસે છે, તથા જે હસ્તિનાપુરમાં અશ્વો અનેક પ્રકારના રત્નમય મુકુટો વડે અલંકૃત કર્યા છે તથા રત્નોથી જડેલી કંબલો-ઝુલોવડે અને "આસ્કન્દિત, ધૌરિતક રેચિત-વલ્ગિત-પ્લુત " (રેવાળ-વગેરે) પાંચ પ્રકારની ગતિવાળા હોઇને પોતાના વેગવડે, સુરલોકના અશ્વોની સ્પર્ધા કરનારા દૈવી વિભૂતિથી વિભૂષિત જણાય છે. આ હસ્તિનાપુરમાં કે જ્યાં સાક્ષાત્ અનન્ત સ્વરૂપ વાળા શ્રી હરિ પોતાના કિરણો વડે દિશાઓને ઉજ્વલ કરતા છતા સર્વ-પ્રદેશને વ્યાપ્ત કરીને વિરાજી રહ્યા છે, તે આ પાંડવ-નગરના સૌન્દર્યનું આપણે અલ્પજ્ઞો કેવુંક વર્ણન કરી શકવાના હતા ! વિજયી પાર્થનો આ હસ્તિના પુરમાં સમાગમ થતાં તેને વધાવા જતી કન્યાઓના કરકમલોમાંથી છુટાં પડતાં રત્ન-મિશ્રિત મૌકિતકોવડે આપણે સર્વે રાજાઓ પણ મુકતાહાર વાળા બની જઇએ છીએ, આ સર્વે રાજાઓ પ્રભૃતિ મહાનુભાવ વીરો આ સ્થળે ઉંચા આસનો ઉપર બેઠેલા અને ચલાયમાન ચામરોથી વાયુ ઢોળાતા હોવાથી જાણે ઉંચા કિરણોવાળા ભાસ્કરો હોય તેવા પ્રકાશી રહ્યા છે. વળી આ હસ્તિનાપુરમાં ઉર્ધ્વરેત-ઋષિઓના સમૂહો, અસિપત્ર વ્રતમાં રહેલા અને યજ્ઞકર્મમાં દીક્ષિત થયેલા મહારાજા યુધિષ્ઠિર પાસેથી દક્ષિણા લેવા માટે આ તરફ આવી રહ્યા છે અને ધૂપના ધૂમથી આકાશ જાણે અવયવો વાળું થઈ ગયું હોય તેવું દીસી રહ્યું છે, તે આકાશ શ્રી કૃષ્ણના ઉપર આ પૃથ્વી લોકમાં અનેક વાદ્યોના ભયથી શંકિત થઇને આ સ્થિતિને પામ્યું હોય તેવો આભાસ થાય છે, વળી નિર્મલ દીસતી ધર્મરાજા-યુધિષ્ઠિરની આ મહા સેના ધીર-વીરોએ ચલાવેલી છતાં પણ શ્રી-કૃષ્ણે સ્વયં ધારણ કરેલી અને રક્ષણ કરેલી જણાય છે. આ પ્રમાણે બોલી રહેલા તે સર્વે રાજાઓ શ્રીહરિને માર્ગમાં ભેટયા.

તે સ્થળે મહા બુદ્ધિ-વિજયી અર્જુન શ્રીકૃષ્ણ પ્રભૃતિ મહાજનોને નમસ્કાર કરીને તથા હર્ષપૂર્વક આલિંગન આપીને, ગાન્ધારી અને કુન્તીજીને તથા શ્રી-કૃષ્ણ જનની દેવકીજીને અને પોતાના કાકા ધૃતરાષ્ટ્ર તથા વિદુરજીને ઉદ્દેશીને ધનંજય અર્જુન પોતાની સાથે રહેલા ભૂપતિઓનો પરિચય આપતો છતો કહેવા લાગ્યો, આ મારા પૂજ્ય ચંદ્રહાસ રાજાને આપ સર્વે, જુઓ કે જે વિષયા નામની પ્રધાન પુત્રીને વરેલા છે, તથા શ્રી-વિષ્ણુના પરમ ભક્ત હોઇ વીર છે, અને આપણે આંગણે પધારેલા છે, વળી અસંખ્ય વીર ગણોના અગ્રણી અને રાજાઓમાં શ્રેષ્ઠ એવા આ વીરવર્મા હે ધૃતરાષ્ટ્ર મહારાજા ! આપની સમક્ષ આપને નમસ્કાર કરી રહ્યા છે, તથા આ મયૂરધ્વજ રાજા આપની સમક્ષ આવી રહ્યા છે. કે જે શ્રી કૃષ્ણવડે કરપત્રવતી ભેદાતા છતાં ભેદ પામ્યા નથી તથા જેણે સ્વધર્મ પૂર્વક આપણા વીર જનોને યુદ્ધમાં બાણોરૂપી વાયુંવડે તૃણની માફક આકાશમાં પહોંચાડયા હતા. આ પ્રકારના પરાક્રમી અને પરમ ભક્ત, તથા બુદ્ધિશાલીઓમાં શ્રેષ્ઠ, આપના પાદ-સેવનમાં તત્પર તથા સત્વર આપશ્રીને શરણ થયેલા આ મયૂરધ્વજને આપ માનવૃદ્ધ કરો, તથા આ આપશ્રીનો પૌત્ર બભ્રુવાહન કે જેના પ્રતાપરૂપી સૂર્યવડે દિવસે પણ શત્રુઓના મુખરૂપી કમલો પોતાના પ્રતાપના કિરણોવડે પ્રભા રહિત અને સંકુચિત થઇ જાય છે તથા જેણે શેષરાજના ભવનરૂપ-પાતાલમાંથી મને સજીવન કરવાને માટે સંજીવક મણિ લાવી આપ્યો હતો અને સર્પો તથા લોગીઓનાં પ્રજ્વલિત વિષને પાતાલમાં યુદ્ધ થતાં સહન કર્યું હતું, તથા જે ગંગાના ગહન શાપરૂપી દાવાનલથી દગ્ધ થયેલા મને આપ સર્વે બાંધવોની સાથે સમાગમ કરાવનાર તે આ બભ્રુવાહન છે. હે ધૃતરાષ્ટ્ર રાજન્ ! આ આપના સમક્ષ ચરણોમાં પડેલા આ હંસધ્વજ રાજાને આપ જુઓ કે જેના સુધન્વા અને સુરથ નામના બેઉ પુત્રો મહાવીરો હતા, તે બેઉ વીરોએ, આકાશમાં ચાલ્યા જતા પાર્વતી પતિ-શ્રી શંકરને પોતાના શિરોવડે પ્રભાવાન્ અને હર્ષિત કર્યા છે, જે વૃષકેતુએ રણમાં સર્વ વીરોને પ્રતાપવડે છુટા કર્યા છે તે આપને પ્રણામ-કરી રહેલા આ કર્ણપુત્ર વૃષધ્વજને હે ધૃતરાષ્ટ્ર મહારાજા આપશ્રી આલિંગન આપો, તથા હે આર્ય-ધૃતરાષ્ટ્ર રાજન્ ! બલવાન્ એવા પ્રણામ કરી રહેલા આ નીલધ્વજને આપ ઉભા કરો કે જેની સાથેના યુદ્ધમાં તેમના જમાઈ અગ્નિએ આપણું સર્વ સૈન્ય બાળી મુકયું હતું અને અમો ઘણાજ સંશયમાં પડી ગયા હતા !

આ પ્રમાણે સર્વે ભૂપતિઓનો અર્જુને પરિચય આપ્યા પછી ધૃતરાષ્ટ્રે તે સર્વે રાજાઓનો સ્વાગતથી સત્કાર કર્યો અને સર્વે હસ્તિનાપુરમાં આવીને મહાત્મા-ધર્મરાજાને વન્દન કરવા લાગ્યા, અર્જુન ધર્મ રાજાને નમસ્કાર કરીને તથા આલિંગન આપીને તેમની સમક્ષ ઉભો રહ્યો, તથા ભીમસેનને અને અન્ય વૃદ્ધોને અભિવન્દન કરીને ઘણોજ હર્ષ પામ્યો, કુન્તીજીએ પોતાના પુત્ર અર્જુનને શરો અને તોમરોના પ્રહારોથી ચીરાયેલા ગાત્રો યુકત જોઇને, તે વીર અ-

ર્જુનને આલિંગન આપ્યું અને આનન્દના અશ્રુઓ સારવા લાગ્યાં તથા પ્રિય-બાલક કર્ણપુત્રને મસ્તકમાં સુંઘીને તેને કહેવા લાગ્યાં કે તેં વૃષકેતુએજ આ સર્વેની રક્ષા કરી છે, આ પ્રમાણે પોતાના પુત્ર-પૌત્રોને અભિનન્દન આપીને અત્યન્ત પ્રસન્ન થયેલાં કુન્તીજીએ યુધિષ્ઠિર મહારાજાના નિવાસમાં પ્રવેશ કર્યો, ત્યાર પછી યજ્ઞ સમારંભની સર્વ સામગ્રીઓ ઉપસ્થિત થતાં યુધિષ્ઠિર મહારાજા ઋષિઓની સાથે રહીને સુન્દરી-દ્રૌપદીજી અને બે બળદને સાથે લઈને ક્ષેત્ર ખેડવાને માટે ચાલ્યા, દીક્ષિત થયેલા યુધિષ્ઠિર મહારાજાએ સર્વે ઔષધિઓ તથા દક્ષિણા માટે વસુને પણ સાથે રાખી લીધું હતું. શ્રી-કૃષ્ણ પ્રભૃતિ સર્વે ભૂપાલો આ રમ્ય-દૃશ્યને જોતા જોતા યુધિષ્ઠિર-મહારાજાની પાછળ પાછળ ચાલવા લાગ્યા. કુન્તીજી દેવકી માતા તથા ઉત્તમ વર્ણવાળાં યશોદાજી કપૂર સહિત ચંદન જલો વડે યુધિષ્ઠિર મહારાજાને અભિષેક કરવા લાગ્યાં; સ્ત્રી-સહિત વેદપાઠી બ્રાહ્મણો વેદ-મંત્રોના ઉચ્ચારો કરવા લાગ્યા, વ્યાસ પ્રભૃતિ સુજ્ય ઋષિઓ વડે પ્રેરાયેલા યુધિષ્ઠર મહારાજા તે સમયે ક્ષેત્રને ખેડીને ઇંટો વડે વેદી બનાવવા લાગ્યા, ઇષ્ટિકા-ચયનના ચારસો મંત્રોવડે તથા ચારે વેદોના મંત્રો ભણીને યુધિષ્ઠિર મહારાજાએ ત્વરિત થઈને વિધિપૂર્વક વેદી રચી. સમસ્ત જનોથી વંદિત થયેલા બકદાલ્ભ્ય-મુનિજીએ તે સ્થળે પ્રથમ તો 'સુપર્ણાચિતિ' નામની વેદી રચી તથા ચારસો ઇંટો વડે 'સુપર્ણા' અને હંસા નામની વેદીઓ બનાવી, અને યજ્ઞ-વેદિકા વડે તે વિભાગનો દક્ષિણ-પક્ષ રચ્યો, તે પક્ષમાં એકસો ચુમાલીશ વેદિકાઓ હતી, આ પ્રકારથીજ અન્ય-વિભાગનો પક્ષ પણ રચવામાં આવ્યો હતો તથા મધ્ય-વિભાગમાં એકસો અને વીશ વેદિકાઓથી યજ્ઞનું પુચ્છ રચ્યું હતું અને તેટલીજ વેદિકાઓથી યજ્ઞનું મુખ રચ્યું હતું. દ્વિતીય-વિભાગની રચના પૂર્વે વિભાગ કરતાં બમણી વેદીઓથી શ્યેનની માફકજ રચી હતી તથા તૃતીય-વિભાગમાં દ્વિતીય-વિભાગ કરતાં દ્વિગુણિત-ઇંટોથી વેદિઓની રચના કરી હતી, તથા ચતુર્થી અને પાંચમી વેદિકા પણ તેજ પ્રમાણે રચી, આ પ્રમાણે પાંચે સુપર્ણો રચાયા અને પરિશિષ્ટ અનેક આસનોવડે તે સ્થળ અલંકૃત કરવામાં આવ્યું. કુશલ જનોએ આઠ દ્વારવાળો રમ્ય-મંડપ રચ્યો, વિવિધ પ્રકારની પતાકાઓ સહિત યાજ્ઞિકોએ સુંદર એવા આઠ કુંડો બનાવ્યા, છ-યૂપ સ્તમ્ભો ખાદિરના (ખેરના) કર્યા અને સાત યૂપો પાલાશ ખાખરાના કર્યા, પાંચ યૂપો બિલ્વ-વૃક્ષના બનાવ્યા અને પાંચ-યૂપો શ્લેષ્માતક (લીંકરી) નામના વૃક્ષના બનાવ્યા સર્વે-યૂપો-ઉપર સુન્દર કારીગરીથી બનાવેલી-ટોપકીઓ વડે અલંકૃત કરવામાં આવ્યા હતા તથા તે સ્થળે ત્રણ વેદિકાઓ કરી હતી. અનેક સુંદર સ્રુવાઓ બનાવ્યા તથા એકસો સ્રુચો બનાવી અને વૈકંકત-વિકળા નામના વૃક્ષની આઠ સ્રુચીઓ બનાવી તથા બળદના ચર્મથી મઢેલું સોમવલ્લીને માટે મુસલ (સાંબેલું) પણ બનાવવામાં આવ્યું. આ સર્વ સાહિત્ય તથા ઉલૂખલ-ખાંડણીઓ મંડપમાં બેસીનેજ સ્થપતિઓ દ્વારા રચવામાં આવ્યા, તથા યજ્ઞોપયોગી પુ-

ષ્કલ દ્રવ્યો તથા સર્વે વસ્તુઓ તે સ્થળે ઉપસ્થિત કર્યાં, યજ્ઞ કર્મના સમારંભમાં વૈશમ્પાયન વ્યાસજીને આચાર્ય કર્યા. તથા બકદાલ્ભ્ય ઋષિને બ્રહ્મા કર્યા. અને દીપ્ત તેજસ્વી-દિવ્ય-ઋષિઓને ઋત્વિજો બનાવ્યા, વામદેવજી વસિષ્ઠઋષિ ગૌતમ મુનિ અત્રિઋષિ પરાશર વ્યાસજી ભારદ્વાજઋષિ જામદગ્ન્ય (પરશુરામ) કહોડ અને ભાગુરિ રૈભ્ય (કવ) સુમતુ કૌંડિન્ય જાતૂકર્ણ્ય અને ગાલવ મુનિ, સૌભરિ અને લોમશ ઋષિઓને ક્રમ પૂર્વક ઋત્વિજો કર્યા.

મનોરમ એવા તે અશ્વમેધ-યજ્ઞમાં રાક્ષસોના હણનારા-સન્મંત્રો વડે રક્ષા કરીને યુધિષ્ઠિર મહારાજાએ દ્વારપાલોને નિયત કર્યા, વિશ્વામિત્ર-પુલહ-ધૌમ્ય અને અરૂણિ, વાયુનું ભક્ષણ કરનારા ઉપમન્યુ મધુચ્છંદા અને વિભાંડક. એ સર્વે અને અતિ સુન્દર એવા તે અશ્વમેધ-યજ્ઞ પ્રસંગે દ્વારપાલો કરવામાં આવ્યા આ સર્વે મુનિઓ તથા અન્ય-અસંખ્ય વેદ બ્રાહ્મણોની વરણી કરી અને ક્રમ પૂર્વક તેઓનું પૂજન કર્યું. હે જનમેજય રાજન્ ! તે સમયે મૃગચર્મને ધારણ કરનારા અને નવનીત-માખણથી સર્વ ગાત્રોમાં લિપ્ત થયેલા દ્રૌપદીજીને સાથે રાખીને યજ્ઞકર્મમાં દીક્ષિત થયેલા યુધિષ્ઠિર મહારાજાએ ઉપર પ્રમાણે સર્વે ઋષિ-મહર્ષિ અને વેદપાઠી બ્રાહ્મણોની પૂજન પૂર્વક વરણી કરી.

આચાર્ય-બ્રહ્મા અને ઋત્વિજો વગેરે બ્રાહ્મણોની વરણી થયા પછી આચાર્ય-વ્યાસજી, યજ્ઞકર્મમાં દીક્ષિત થયેલા ધર્મનન્દન યુધિષ્ઠિર મહારાજાને, તથા દિવ્ય-સિંહાસનો ઉપર બેઠેલા ભૂપાલોને કહેવા લાગ્યા કે, ચોસઠ દમ્પતીઓ સારી રીતે અલંકૃત થઇને, હું કહું તેમ યજ્ઞકર્મને યોગ્ય ગંગાજીના જલ લાવવા માટે પવિત્ર ગંગા તટ ઉપર જાઓ, પોતાના ધર્મપત્ની અનસૂયા સહિત અત્રિ ઋષિ, અરૂન્ધતી સહિત વસિષ્ઠ ઋષિ, રૂક્મિણી સહિત શ્રીકૃષ્ણ, સુભદ્રા સહિત-અર્જુન, માયાવતી સહિત આજે વીર પ્રદ્યુમ્ન સત્વર જાઓ, હાથમાં કરવો પકડીને ઉષા સતી અનિરૂદ્ધ સહિત, તથા ભીમસેન હિડિમ્બા સહિત અને વૃષકેતુ પ્રભદ્રા સહિત મયૂરકેતુ પોતાની પ્રિયપત્ની લીલાવતી સહિત આજે પવિત્ર જાહ્નવીના તટ ઉપર જાઓ, પ્રભાવતી સહિત યૌવનાશ્વ સુનંદા સહિત નીલધ્વજ તથા ધમિલ્લા સહિત દૈત્યરાજ અનુશાલ્વ પોત પોતાના કલશને ધારણ કરો. મેં આદેશ કરેલા આ સર્વે તથા અન્ય ક્ષત્રિયો બ્રાહ્મણો પોતપોતાની પત્નીઓ સહિત કલશો વડે પવિત્ર ગંગા-જલને યુધિષ્ઠિર મહારાજા માટે લાવી આપો.

આ પ્રમાણે આચાર્ય વ્યાસજીએ આજ્ઞા કરેલા સર્વે જનો પોતાની પત્નીઓ સહિત પોતપોતાના કલશો ઉપર નવ-પલ્લવો બાંધીને યુધિષ્ઠિર મહારાજા માટે જાહ્નવીજીનું જલ લાવવા માટે પ્રયાણ કરવા લાગ્યા, જલ લાવવાનો સમય થતાં અનેક-વાદિત્રોનો મધુર સ્વર પ્રવૃત્ત થયો, બ્રાહ્મણો વગેરે નાગરિક સમુદાય તથા હસ્તીઓ ઉપર રહેલી કુમારિકાઓ મુક્તાફલોની વૃષ્ટિ કરતી કરતી શંખોની ગર્જનાને સાંભળતી છતી આગળ ચાલવા લાગી, તે સમયે મુનિજનો વેદના મંત્રો

ભણતા ભણતા અને સંગીતમાં કુશળ ગાયકો અને નૃત્યને કરતા નટો તથા અન્ય જનો આગળ ચાલવા લાગ્યા. અનેક પ્રકારના શૃંગારોથી અલંકૃત થઇને તે નાગરિક મહાજન નગર બહાર નીકળ્યો. જનાર્દન શ્રી કૃષ્ણ દેવકીજીને અને કુન્તીજીને આગળ રાખી ચાલવા લાગ્યા. તે મનસ્વિની-કુન્તીજીએ શ્રી કૃષ્ણના વસ્ત્ર પલ્લવને રૂક્મિણીના પટકૂલના અન્ત ભાગમાં છેડાછેડી રૂપે બાંધી દીધો. મુનિશ્રેષ્ઠ નારદજીએ રૂક્મિણી અને શ્રીકૃષ્ણના વસ્ત્રોની છેડાછેડી રૂપ કૌતુક જોઇને, સત્યભામાના ભવનમાં, વિનોદ કરવાના હેતુથી શ્રીકૃષ્ણ અને રૂક્મિણીના ગંગાજલ લાવવા માટે નગર બહાર નીકળ્યાનો વૃત્તાન્ત કહેવા માટે પ્રવેશ કર્યો અને કહેવા લાગ્યા કે હે શ્રી કૃષ્ણની વલ્લભા-સત્યભામા! આપ મારૂં વચન સાંભળો અનેક રાજાઓના સમાગમ થતાં આ યજ્ઞના આરંભમાં અનેક સજ્જનોની સમક્ષ રૂક્મિણી શ્રીહરિની સાથે રહીને ઘણુંજ માન પામ્યાં અને શ્રીકૃષ્ણની સાથે રહીને ગંગાજલ લાવવા માટે પ્રયાણ કરી રહ્યાં છે. તે રૂક્મિણી કે જે શ્રીકૃષ્ણ સાથે આનન્દ પૂર્વક ચાલી રહ્યાં છે, તેના શિર ઉપર છત્ર ધારણ કરાયું છે અને સુગંધી ધૂપ સહિત ચામરો તેના ઉપર ઢોળાઈ રહ્યાં છે, હું માનું છું કે શ્રી કૃષ્ણની સાથે રહીને રાજાઓના સન્માનને કેવળ રૂક્મિણીજ પ્રાપ્ત કરે છે, શ્રી હરિની તું વગેરે અન્ય પટ્ટરાણીઓ તો કાંઈ માન પામતી નથી. વળી જો કામદેવ સમાન પ્રદ્યુમ્ન પુત્ર અને અનિરૂદ્ધ પૌત્ર પણ શ્રી કૃષ્ણ સાથે રહીને તે રૂક્મિણી એજ પ્રાપ્ત કર્યો છે, તો હે સત્યભામા! આપ એકલાં આ ઘરમાં શા માટે શયન કરી રહ્યાં છો તે, મને કહો, જો તમે નિરંતર શ્રીકૃષ્ણની સમીપ વસતાં હોત, તો કેશવ શ્રીકૃષ્ણ તમારા સુખના ચાતુર્યથી સમીપમાં તમને જોઇ તમનેજ આવા યજ્ઞ-સમારંભના ઉત્સવમાં સાથે લઈ જાત.

નારદમુનિનું આ પ્રકારનું કુતૂહલાત્મક વચન સાંભળીને સત્યભામા આનંદ પૂર્વક તેમને કહેવા લાગ્યાં કે હે મુનિરાજ-નારદજી! ગોવિન્દ શ્રી કૃષ્ણ નિરંતર આ મારા ઘરમાંજ વસે છે, તે આપ જુઓ. આ મારા ગૃહમાં નિરંતર વસતા શ્રીકૃષ્ણની સાથે જ હું જલાનયન માટે જનાર છું;

સત્યભામાનું આ વચન સાંભળીને તેણીના ગૃહમાં નારદજીએ તાર્ક્ષ્ય-કેતન શ્રી કૃષ્ણનાં સાક્ષાત્ દર્શન કર્યાં તથા શ્રી કૃષ્ણ પ્રત્યે નારદજી કહેવા લાગ્યા કે તમોને તો મેં યુધિષ્ઠિર સાથે રૂક્મિણી સહિત ગંગા તટ ઉપર જલ લેવા જતા સભામાં જોયા છે અને આ સમયે હું સતી સત્યભામાના ગૃહમાં જોઇ રહ્યો છું, યુધિષ્ઠિર મહારાજાને અનેક પ્રકારના નિર્ણય રહસ્યોની વાત કરતા કરતા યુધિષ્ઠિરની સમક્ષ જોયા અને વળી આ સ્થળે સત્યભામાના ગૃહમાં બિરાજી રહેલા જોવાથી મને ઘણોજ વિસ્મય થાય છે! ઠીક, ત્યારે તો આપ સત્યભામા સાથે જલ લેવાને માટે જાઓ છો કેમ? હે જગત્પતે! જાઓ, જાઓ, આ પ્રમાણે સત્યભામા સાથે જલ લેવાને નીકળેલા માધવ શ્રીકૃષ્ણને જોઈને નારદજી સત્યભામાના ગૃહમાંથી પાછા ફર્યા અને પુનઃ કુતૂહલોત્સુક થઇને નારદ મુનિજી જ્યાં જાંબવતીનું

ગૃહ હતું તે તરફ ચાલ્યા, જાંબવતીના ગૃહમાં પ્રવેશ કરીને તેણીને આ પ્રમાણે કહેવા લાગ્યા કે હે માતા ! આપ શું આ ઘરમાંજ ઘુસી રહ્યાં ? યુધિષ્ઠિર મહારાજાના સ્થાન પ્રત્યે જાન્હવી-જલ લાવવા માટે આપ ન ગયાં ? જે સ્થળે શ્રીકૃષ્ણ રૂકિમણી અને સત્યભામાને સાથે લઈ જનાર છે ત્યાં ન ગયાં. ?

નારદ મુનિનો આ ગંભીર પ્રશ્ન સાંભળીને જાંબવતી કહેવા લાગી કે હે-મુનિજી ! શ્રી કેશવની તે સર્વે પટ્ટરાણીઓ શ્રી કૃષ્ણની સાથેજ છે, પૂર્ણમાનવાળી તેમાંની કોઇ એવી નથી કે જેણીનો ત્યાગ કરીને શ્રી-કૃષ્ણ યજ્ઞ-સમારંભમાં જઇ શકે ? જેણીનો ત્યાગ કરીને શ્રીકૃષ્ણ આવા મહોત્સવમાં જાય તે માનિની જીવી પણ ન શકે ? સજ્જનોના આ મહાસમાગમમાં શ્રી કૃષ્ણથી અપમાનિત થયેલી પોતાના પ્રાણોને કેવી રીતે ધરી શકે વારૂ ?

જામ્બવતીના ગૃહમાં પણ માધવ-શ્રીકૃષ્ણને તેણીના પલ્લવ સાથે છેડાછેડી બંધાયેલા જોઇને મુનિવર નારદજી સર્વે-ગોપીઓના ગૃહોમાં પરિભ્રમણ કરવા કરવા લાગ્યા, જે જે ગોપીઓના ગૃહમાં તે મુનિજી જતા તે સર્વે ગૃહોમાં ગોપીઓ શ્રીકૃષ્ણ સહિત છે, એમ નારદજીની ખાત્રી થતી ગઇ ! ફરીથી તે નારદજી યુધિષ્ઠિર મહારાજાના મંડપમાં આવીને, ઋત્વિજોની સાથે સનાતન-શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા ઉભા રહ્યા. વસિષ્ઠ-રૂષિની સાથે સર્વે રાજાઓ શ્રીકૃષ્ણ સાથે રહીને પરમાનન્દ માનતા છતાં મહાવીરોથી રક્ષણ કરાયેલા, તેઓ જાન્હવીના પવિત્ર તટ ઉપર જઇ પહોંચ્યા.

વ્યાસજીએ ગંગાજળને મંત્ર્યું અને જળ-દેવતાઓની ષોડશોપચારથી પૂજા કરી, ત્યારપછી હે જનમેજય રાજન્ ! વ્યાસજીએ પુષ્પોથી અલંકૃત કરેલા સુવર્ણ-કલશને ગંગાજળથી ભરીને તે સમયે અત્રિ પત્ની-અનસુયાના હાથમાં અર્પ્યો, તથા ગંગાજળથી અન્ય એક સુવર્ણ કળશને પરિપૂર્ણ કરીને, પરમ જ્ઞાની તે મુનિઓની સમક્ષ અરૂન્ધતીજીએ હાથમાં લીધો, ગંગા તીર ઉપર આનંદપૂર્વક સ્નેહથી અરૂન્ધતીએ અર્પણ કરેલા, અભિમંત્રિત ગંગાજળથી ભરેલા સુવર્ણ કળશને રૂકિમણી પોતાના મસ્તક ઉપર મુકવા લાગી, વસિષ્ઠ ઋષિનાં પ્રિય સતી અરૂન્ધતી તે સમયે રૂકિમણી પ્રત્યે કહેવા લાગ્યાં કે-હે કલ્યાણી ! ગૃહમાં આપશ્રીનું જે મસ્તક પુષ્પના ભારથી પીડાય છે, તે મસ્તક ઉપર મેં અર્પણ કરેલા આ સુવર્ણ કળશથી આ સ્થળે તે આપનું મસ્તક પીડા નથી પામતું શું ? સતી-અરૂન્ધતીનું આ વચન સાંભળીને સુભદ્રા બોલવા લાગી કે-હે માતા અરૂન્ધતીજી ! આ ( મારાં ભાભી ) રૂકિમણી ભારને સહન કરી શકે એવાં છે ! જે શ્રીકૃષ્ણે ઇંદ્રનો મદ ઉતારવા માટે ગાયોના રક્ષણ અર્થે પોતાની લીલાવડે સાત દિવસ સુધી પોતાના કરમાં ગોવર્ધન-ગિરિને ધરી રાખ્યો હતો, તે શ્રીકૃષ્ણને દિવસ અને રાત્રિએ હૃદયમાં ( છાતી-ઉપર ) ધારણ કરીને આ રૂકિમણી-દેવી જરા પણ પીડા પામતાં નથી ! આ મારાં ભાભીએ તો કેવળ પતિવ્રતાનો ધર્મ આચર્યો છે. એમજ કહી શકાય.

શ્રીકૃષ્ણની બ્હેન સુભદ્રાનું આ પ્રહસન સાંભળીને રૂકિમણી પ્રત્યુત્તર આપવા

લાગી કે આ મારા નણંદ સુભદ્રાજી મારા મતનું સારી રીતે અવલોકન કરીનેજ વિજયી-ધનંજયને સર્વદા હૃદયમાં ( છાતી-ઉપર ) ધારણ કરતાં છતાં નિત્ય પરમાનંદ પામે છે !

આ પ્રમાણે વિનોદ કરી રહેલી તે સર્વે સ્ત્રીઓ પુષ્પથી અલંકૃત કરેલા અને મોતીની ઓઢાણીને ધારણ કરેલા પોત-પોતાના શિર ઉપર અસંખ્ય સુવર્ણ કળશોને અભિમંત્રિત ગંગાજળથી ભરીને ધારણ કરવા લાગી અને પોત-પોતાના સ્વામી સાથે અલંકૃત કરેલા યજ્ઞ-મંડપમાં પહોંચી ગઇ, જે યજ્ઞ-મંડપમાં મૃદંગો અને શંખો પડઘમોની સાથે સુંદર-શબ્દ કરી રહ્યા હતા તથા અનેક પ્રકારની વીણાઓ-વિવિધ ભેરીઓ અને સુંદર કાંસલાનો નાદ થઇ રહ્યો હતો તે યજ્ઞ-મંડપમાં ગંગાજીનું પવિત્ર જળ લાવીને તે યજ્ઞિય-અશ્વને ગંગાજળથી મંગળ-સ્નાન કરાવીને દ્રૌપદીજી અને ધર્મરાજા યુધિષ્ઠિરે પાવન કર્યો તથા સારી રીતે પૂજા-અર્ચા કરીને યૂપ-માં બાંધ્યો. ૬૩

**यज्ञनायकः श्री श्रीकृष्णः प्रसीदतु**



# પ્રકરણ ૬૪ મું.

## શ્રીયુત યુધિષ્ઠિર મહારાજાનો અભિષેક.

શ્રી કૃષ્ણ સહિત ભીમ-અર્જુન વગેરે સર્વે રાજા મહારાજાઓ યજ્ઞ-કર્મની વ્યવસ્થા માટે રોકાઇ રહ્યા, મંગલ સ્નાન કરાવીને યજ્ઞિય અશ્વને યૂપમાં બાંધ્યા પછી ધર્મરાજ-યુધિષ્ઠિરની આજ્ઞાથી અશ્વમેધ યજ્ઞની પ્રવૃત્તિ-શરૂઆત થવા લાગી. યજ્ઞ-વિદ્યાની વિધિથી અભિમન્ત્રિત ગંગાજલો વડે યુધિષ્ઠિર મહારાજાએ સ્નાન કર્યું. હૃષીકેશ-શ્રીકૃષ્ણે સમર્થ અને જ્ઞાની મુનીઓનું પાદપ્રક્ષાલનપૂર્વક બેઠેલા તે સર્વે શ્રેષ્ઠ બ્રાહ્મણોએ નવીન વસ્ત્રોને ધારણ કર્યાં, શ્રીકૃષ્ણ અને યુધિષ્ઠિર પ્રભૃતિ પાંચે પાંડવોએ વરણી કરેલા તે મુનિઓનાં અંગોમાં ચંદનનો લેપ કર્યો અને તેઓને દિવ્ય અલંકારો આપીને અલંકૃત કર્યા, તે સર્વે ઋત્વિજોને પુષ્પમાળાઓ અર્પણ કરવામાં આવી અને સુવર્ણના હારથી અલંકૃત કર્યા. તથા કર્પૂર મિશ્રિત પાનના બીડાં અપાયાં, સુવર્ણ પીઠ ઉપર બેઠેલા તે સર્વે મુનિવરોની પાસેથી યજ્ઞ-કર્મ-સિદ્ધિને માટે શ્રીકૃષ્ણ અને પાંડવોએ તેમની સ્તુતિ કરી, મહારાજા યુધિષ્ઠિરના ગૃહમાં "અન્ન આપો અન્ન આપો" એ પ્રમાણે શબ્દ થવા લાગ્યો, અનેક પ્રકારના વેદપાઠી દ્વિજો જે યજ્ઞ પ્રસંગે પધારેલા છે તેવા યુધિષ્ઠિર મહારાજાના અશ્વમેધ-યજ્ઞમાં સુવર્ણ રત્નો અને સુંદર વસ્ત્રો તથા હાથીઓ અશ્વો રથ અને અન્ય પ્રકારનાં વાહનો, સહસ્ર અસંખ્ય. ગાયો, ચંદન છત્રો અને ચામરો તથા દાસી અને દાસીનાં સમૂહો પૃથ્વી મંદિરો અને ધનો અર્થિઓને તથા ઇતર જનોને, જેને જેને જે જે પ્રિય હતું તેને તેને તે તે વસ્તુઓનું દાન કરવાની યુધિષ્ઠિર મહારાજા તરફથી આજ્ઞા થઇ ગઇ.

યુધિષ્ઠિર મહારાજાએ યજ્ઞકર્મમાં દીક્ષિત હોઇને મંગલ-સ્નાન કર્યું તથા યજ્ઞિય-અશ્વને અને સુવર્ણના ઢગલાને આગળ મંગાવીને યજ્ઞિય-અશ્વસમક્ષ "पशुरसूत" એ શ્રુતિને ભણતા ભણતા

તેની આગળ કહેવા લાગ્યા કે–હે યજ્ઞિય–અશ્વ, તું આ જલનું પાન કર તને ઉત્તમ લોક પ્રાપ્ત થશે, યુધિષ્ઠિર મહારાજાના તે વાકયને સાંભળીને તે યજ્ઞિય અશ્વ સ્વયં પોતાના વદનને ધુણાવા લાગ્યો તથા હર્ષ-પૂર્વક શ્રી કૃષ્ણ પ્રત્યે જોવા લાગ્યો અને પોતાની બેઉ નાસિકાના સંચાલન વડે નકુલને પોતાનો અભિપ્રાય જણાવવા લાગ્યો, યજ્ઞિય–અશ્વના હૃદયનો ભાવ અશ્વ વિદ્યા ચતુર નકુલે જાણી લીધો અને તે યુધિષ્ઠિર મહારાજાને કહેવા લાગ્યો કે હે રાજેન્દ્ર ! આ યજ્ઞિય–અશ્વ આ પ્રમાણે કહી રહ્યો છે કે " હું તો આપશ્રીના આ યજ્ઞમાં ઉપયોગી થવાથી સ્વર્ગમાં જઈશ; પરંતુ સ્વર્ગની કામનાવાળા અન્ય યજ્ઞોમાં જે યજ્ઞિય–અશ્વો સ્વર્ગમાં ગયા છે, તે યજ્ઞોમાં હે વીર ! શ્રીકૃષ્ણ યજ્ઞ–કર્મ કરનારા ન હતા સાક્ષાત્–ઇશ્વર રહિત તે યજ્ઞોમાં સ્વર્ગ–પ્રાપ્તિ એ ઉત્તમ ફળ કહી શકાય અને તે ફળ આ પૃથ્વી ઉપર યજ્ઞ કરનારાઓને અવશ્ય પ્રાપ્ત થાય છે, પરંતુ આપશ્રીના આ યજ્ઞમાં ફલરૂપ શ્રીહરિ સાક્ષાત્ આ સ્થળે વિરાજમાન છે. હે યાજ્ઞિકો ! આપ સર્વે સારૂં સ્થાન પણ શ્રી કૃષ્ણના વદનમાં જોઇ શકો છો ."

નકુલ આ પ્રમાણે પોતાના વડીલ ભ્રાતા શ્રીમાન્ યુધિષ્ઠિર મહારાજા પ્રત્યે કહેવા લાગ્યો કે હે ધર્મરાજ ! આપશ્રીના આ મહાયજ્ઞમાં આ યજ્ઞિય–અશ્વ આ પ્રમાણે બોલી રહ્યો છે. હવે આ યજ્ઞિય અશ્વને (અશ્વના તેજને) માધવ શ્રી કૃષ્ણ પ્રત્યે જતો આ સર્વે મુનિઓ અને યૂપની પાસે બેઠેલા આમંત્રિત થયેલા રાજાઓ અને સઘળો સ્ત્રી સમૂહ પણ જુએ.

નકુલનું આ પ્રકારનું વચન સાંભળીને તે યજ્ઞિય અશ્વને યૂપ પાસે લઈ જવામાં આવ્યો, શ્રીકૃષ્ણ સહિત વેદપાઠી વિપ્રોદ્વારા તે અશ્વનું અભિમંત્રણ થયું તથા તેને યૂપમાં બાંધવામાં આવ્યો, વેદપાઠી બ્રાહ્મણો અને શ્રી કૃષ્ણદ્વારા યજ્ઞિય અશ્વને અભિમંત્રિત થયેલો જાણીને ધૌમ્ય–ઋષિ ભીમસેનને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે–હે મહામતિ ભીમસેન ! તું પોતાના હાથમાં ખડગને પકડીને ક્ષણભર નિશ્ચલ થઇને ઉભો રહે, હું આ યજ્ઞિય–અશ્વની પરીક્ષા કરી લઉં ત્યાં સુધી તું ધૈર્યવાન્ થા, આ પ્રમાણે ભીમસેનને કહીને ધૌમ્ય–ઋષિએ તે યજ્ઞિય અશ્વના વામકર્ણને દબાવી જોયો, વામકર્ણ દબાવતાં જ હે જનમેજયરાજન્ ! તેમાંથી ક્ષીરની ધારા વહેવા લાગી, તે યજ્ઞિય અશ્વના અંગમાંથી નીકળેલી ક્ષીર–ધારાને જોઇને સકલ લોકો વિસ્મય પામ્યા કારણ કે તે અશ્વના અંગમાં લેશ માત્ર લોહી દેખાતું ન હતું . ! !

યજ્ઞિય–અશ્વની પરીક્ષા કર્યા પછી ધૌમ્ય ઋષિ ભીમસેનને કહેવા લાગ્યા. હે વીર ! હવે તું આ અશ્વના શિર ને કાપી નાખ કે જેથી પુરાણ પુરૂષોત્તમ યજ્ઞ–પુરૂષ શ્રી જગન્નાથ પ્રસન્ન થાય ધૌમ્ય–ઋષિએ આ પ્રમાણે આજ્ઞા કર્યા પછી.

वादित्रनादे महति प्रवर्तिते
भीमोऽलुनाचास्य हयस्य शीर्षम् ।
ऊर्ध्वंगतं तच्च शिरो न चाधः
सूर्ये प्रविष्टं किल वह्निरुपम् ॥ २२ ॥

વાદિત્રોનો મહાનાદ પ્રવૃત્ત થતાં ભીમસેનજીએ તે યજ્ઞિય–અશ્વનું શીર્ષ

છેદ્યું, ભીમસેનના શુભ હસ્તથી છેદાયેલું તે શીર્ષ–નીચે પૃથ્વી ઉપર ન જતાં ઉંચું ચાલતું થયું અને અગ્નિરૂપ થઇને શ્રી સૂર્યનારાયણના જ્યોતિર્મય બિમ્બમાં પેસી ગયું.

હૃષીકેશ શ્રીકૃષ્ણે ભીમસેને છેદેલા તે યજ્ઞિય–અશ્વને શુદ્ધ જાણીને તેના ઉરઃસ્થલમાં વિશસન–વિભાગ–ક્રિયા શરૂ કરી, શ્રીકૃષ્ણે બિલીના કણ્ટકવડે યજ્ઞિય અશ્વના ઉરઃસ્થલને ભેદીને તેને પાવન કર્યો. તે યજ્ઞિય–અશ્વના કલેવરમાંથી ક્ષીર–ધારા નીકળવા લાગી, અશ્વના કલેવરમાંથી નીકળેલી ક્ષીર ધારાને જોઇને સર્વે ઋષિઓ ધર્મરાજા યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે મહારાજા આ પ્રકારનો શુદ્ધ–યજ્ઞિય અશ્વ અમોએ પૂર્વે કોઇ પણ સ્થળે જોયો નથી, હૃષીકેશ શ્રી કૃષ્ણ આ યજ્ઞના અશ્વને અતિ શુદ્ધ જાણીને ધર્મપુત્ર–યુધિષ્ઠિરને અભિનન્દન આપવા લાગ્યા તથા સર્વે ઋષિઓ યજ્ઞિય અશ્વને શુદ્ધ જોઇને કહેવા લાગ્યા કે " હે યુધિષ્ઠિર મહારાજ ! ભલું થયું આજ આપશ્રીનો યજ્ઞ સફળ થાઓ. આ પ્રમાણે ઋષિઓ યુધિષ્ઠિર મહારાજાને અશ્વ સંબંધી અભિનન્દન આપતા હતા એ અરસામાં તે યજ્ઞિય–અશ્વના કલેવરમાંથી ઘણાજ પ્રકાશવાળું તેજ નીકળીને કેશવ–શ્રી કૃષ્ણના મુખમાં પેસી ગયું. આ પ્રમાણે અલૌકિક ચમત્કાર થયા પછી તે યજ્ઞિય અશ્વનું શરીર કર્પૂરનો ઢગલો થઇને જેમ શ્રીશંકરના ગાત્રમાંથી વિભૂતિ પડી જાય તેમ પૃથ્વી ઉપર પડ્યું અને શોભવા લાગ્યું. તે સર્વે મુનિઓ યજ્ઞિય અશ્વના શરીરને કપૂરનો ઢગ થયેલો જોઇને વિસ્મય પામ્યા. તે સર્વે મુનિઓ તે ક્ષણેજ હોમકુંડમાં તે કપૂરનો હોમ કરવા લાગ્યા, જે સ્થળે શ્રી દ્રૌપદીજી સહિત યુધિષ્ઠિર મહારાજા, તથા પોતાની પત્ની રૂકમણી સહિત માધવ–શ્રીકૃષ્ણ બેઠેલા હતા તે સ્થળે વ્યાસજી સ્રુવવડે કપૂરને લઇને નીચે પ્રમાણે ઇન્દ્રને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે હે સમર્થ ઇન્દ્ર ! આ મહા યજ્ઞમાં ઘનસાર ( લચપચતી ) આહુતિનું આપ ગ્રહણ કરો, હે ઇન્દ્ર મહારાજ ! પધારો આ યુધિષ્ઠિર મહરાજા આપને આહુતિ અર્પે છે, આગળ કલિયુગમાં દુર્લભ એવી આ યુધિષ્ઠિર મહારાજાએ અર્પેલી આ યજ્ઞાહુતિનો આપ શ્રીમાન્ સ્વીકાર કરો, વેદ મંત્રોનો ઉચ્ચાર કરતા વ્યાસજીના આ વચનો સાંભળીને ઇન્દ્રમહારાજા સાક્ષાત્ તે સ્થળે પધાર્યા અને મહામુનિ વ્યાસજીને પ્રત્યુત્તર આપવા લાગ્યા કે હે વ્યાસજી ! આપ અગ્નિમુખથીજ મને આહુતિ આપો કે જેથી સારી અક્ષય તૃપ્તિ થાય આપશ્રીના હસ્તથી અપાતી આહુતિને જોઇને હું તૃપ્તિ પામ્યો છું અને તે આહુતિને જમીને મને પરમ સુખ પ્રાપ્ત થશે, ઇન્દ્રની આ માણેની ઇચ્છા જાણીને વ્યાસજીએ ચૈત્ર માસના શુકલ પક્ષમાં વસન્ત ઋતુની દશમી તિથિએ સર્પ નક્ષત્ર યુકત ગુરૂવારને દિવસે " इन्द्राय स्वाहा " એ પ્રમાણે મંત્ર ભણીને વિધિ પૂર્વક ઉત્તમ આહુતિ ઇન્દ્રદેવને આપી. તથા ચંદ્ર વગેરે દેવતાઓને તે તે મંત્રો વડે ક્રમપૂર્વક આહુતિઓ આપી, ત્યાર પછી દિગ્દેવતાઓને વિધિપૂર્વક મંત્રોવડે આહુતિ આપીને ઘનસાર માફક તે અશ્વના શરીર–કર્પૂરને વ્યાસજી મહારાજ અગ્નિમાં દેવતાઓની સમક્ષ હોમવા લાગ્યા, વ્યાસજીએ કરેલા તે હો-

મથી સચરાચર જગત્ પ્રસન્ન થયું તથા હોમના ધૂપથી દીક્ષિત થયેલા યુધિષ્ઠિર મહારાજા પાવન થયા અને ભીમસેનને પ્રેમની ઉર્મિઓ પૂર્વક આલિંગન આપીને કહેવા લાગ્યા કે આજ મારો યજ્ઞ આનન્દપૂર્વક ભલે પૂર્ણ થયો. હવે હું આ અશ્વમેધ યજ્ઞના અન્તમાં અવભૃથ સ્નાન અવશ્ય કરીશ એમાં શંસય નથી.

શ્રીકૃષ્ણે ઋષિઓની સાથે રહીને ભીમસેન વગેરે ભ્રાતાઓથી તથા અન્ય ભૂપતિઓથી યુક્ત એવા દ્રૌપદીજી સહિત યુધિષ્ઠિર મહારાજાને અભિષેકપૂર્વક સ્નાન કરાવ્યું તથા યુધિષ્ઠિર મહારાજાને સોમપાન કરાવીને અને અન્યોને ક્રમશઃ સોમરસનું પ્રાશન કરાવીને તથા સર્વે રાજાઓને અને પ્રેક્ષક સભાસદોને પુરોડાશ આપીને બાકી રહેલો પુરોડાશ શ્રીકૃષ્ણ તે સમયે સ્વયં સ્વીકારવા લાગ્યા, બંદીજનો જય શબ્દો વડે તથા અનેક પ્રકારના વાદિત્રોના મધુર શબ્દો વડે અને સંગીતશાસ્ત્રીઓ ગુણગાન અને યશોગાન વડે શ્રીમાન્ શ્રી મહારાજાધિરાજ યુધિષ્ઠિર મહારાજાની સ્તુતિ કરવા લાગ્યા, ત્યાર પછી દેવકી પ્રભૃતિ મુખ્ય સ્ત્રીઓ યુધિષ્ઠિર મહારાજાનું નિરાજન (આર્તિ) કરવા લાગ્યાં ગં. કુન્તીમાતા પોતાની વધૂઓ સહિત હર્ષિત થઇને પરમ સુખને પ્રાપ્ત થયાં; યુધિષ્ઠિર મહારાજા પૂર્ણાહુતિ કરીને પોતાના આસન ઉપર બેઠા, તે સમયે મહાત્મા શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર મહારાજાને અલંકાર (પોષાક) સમર્પ્યો, શ્રી કૃષ્ણે યુધિષ્ઠિર મહારાજાને અલંકૃત કરેલા હોવાથી તે મહારાજા સ્વર્ગમાં દેવોની સાથે રહેલા ઇન્દ્રની માફક શોભવા લાગ્યા.

યુધિષ્ઠિર મહારાજાએ પ્રથમ વસ્ત્રઅલંકારો અને ચન્દનવડે શ્રી કૃષ્ણની પૂજા કરીને વ્યાસજીને યજ્ઞકર્મની દક્ષિણામાં હર્ષપૂર્વક સકલ પૃથ્વીનું દાન કર્યું, વ્યાસજીએ વિધિપૂર્વક સંકલ્પ કરીને પુનઃ તે પૃથ્વીરૂપ દ્રવ્ય બ્રાહ્મણોને અને દીન-જનોને અર્પણ કર્યું. તે યજ્ઞકર્મની પૂર્ણાહુતિ સમયે યુધિષ્ઠિર મહારાજાએ બકદાલ્ભ્ય ઋષિને રત્નમય પર્વતના શિખર ઉપર રહેલા અને ચરી રહેલા કનકમય વૃષ (પોઠીયા) નું દાન કર્યું.

एको रथो वारण एक एव,
दशाश्वमुख्याश्च सुवर्ण भारः ।
शतं गवां हेमविभूषितानां,
प्रस्थश्च दत्तो वर मौक्तिकानाम् ॥
एकैकशो भृत्यचतुष्टयं च,
कार्येषु दक्षं स ददौ नरेन्द्रः ॥ ४७ ॥

તે યુધિષ્ઠિર મહારાજાએ પ્રત્યેક ઋત્વિજોને એક રથ, એક હાથી, ઉત્તમ દશ અશ્વો તથા એક ભાર (૨૦ પલ) સુવર્ણ, સુવર્ણથી અલંકૃત કરેલી સો સો ગાયો અને એક પ્રસ્થ (એક શેર) ઉત્તમ મૌક્તિકો તથા પ્રત્યેકને સેવાકાર્યમાં ચતુર એવા ચાર ચાર સેવકોનું દાન કર્યું, પૂર્ણ મનોરથવાળા યુધિષ્ઠિર મહારાજાએ દ્વારપાળોને પણ તેવુંજ દાન આપ્યું. ત્યારપછી તેનાથી અર્ધું ક્રમપૂર્વક અન્ય બ્રાહ્મણોને દાન આપ્યું. ઇચ્છા-દાન તો તે સમયે અસંખ્ય થતાં હતાં, તે યજ્ઞ પ્રસંગે આવેલા પ્રત્યેક નૃપતિઓને એક એક સહસ્ર અશ્વો તથા સો સો હાથીઓ, સુવર્ણના અલંકારો અને અસંખ્ય સુવર્ણ મુદ્રાઓ અર્પણ કરી. પ્રત્યેક યાદવોને તે રાજાઓ કરતાં દ્વિગુણ ભેટ ધરીને તે

યુધિષ્ઠિર મહારાજાએ સંતોષ્યા, તથા રૂક્મિણી વગેરે સર્વે સ્ત્રીઓને ઉત્તમ-અલંકારોવડે સંતોષી. અસંખ્ય અલંકારથી અલંકૃત કરેલા શ્રી કૃષ્ણને ઉત્તમ આસન ઉપર બેસારીને તે યુધિષ્ઠિર મહારાજાએ આ અશ્વમેધ યજ્ઞથી થયેલું સર્વ સુકૃત પુણ્ય હૃષીકેશ શ્રી કૃષ્ણના હસ્ત-કમલમાં સમર્પ્યું. તે સમયે ઉત્તમ વાદિત્રોનો નાદ પ્રવૃત્ત થયો અને પુષ્પ વૃષ્ટિ થવા લાગી, હે જનમેજય રાજન્ ! તે સમયે સર્વે જનો કહેવા લાગ્યા કે ભીમસેન પ્રભૃતિ સર્વે પાણ્ડવો ભલે હો; પરંતુ આ અશ્વમેધ યજ્ઞ શ્રી કૃષ્ણ મહારાજાએજ કરાવ્યો છે, આ પ્રમાણે બોલતા બોલતા સર્વે રાજાઓ અને સભ્ય-જનો અત્યંત હર્ષને પામ્યા, જે પશુઓને યૂપમાં બાંધી લીધા હતા તે સર્વે પશુઓને યજ્ઞ કર્મની સમાપ્તિ થતાં મુક્ત કરવામાં આવ્યા, તે સર્વે જનો યજ્ઞ-કર્મની સ્તુતિ કરતા કરતા કહેવા લાગ્યા કે યજ્ઞ શ્રી-કૃષ્ણે કરાવ્યો, જેઓ આ યજ્ઞ પ્રકરણને સાંભળે છે તેઓ સર્વે સર્વ પાતકોથી મુકત થઇ જાય છે અને સર્વે-જનોથી સન્માન પામેલા છતા આ પૃથ્વી ઉપર આનંદ પૂર્વક પોતાના જીવનને વ્યતીત કરે છે. હારઃ ૐ ૬૪

श्रीयज्ञनायकः कृष्णः सर्वेषां सुखदो भूयात्

## પ્રકરણ ૬૫ મું.

### કલિધર્મનું-વર્ણન.

શ્રી-કૃષ્ણ સહિત સર્વે મુનિઓની અને અન્ય નૃપોની પ્રાર્થના કરીને તે અશ્વમેધ યજ્ઞના અન્તમાં; હે જનમેજય રાજન્ ! ભીમસેને વિવિધ પ્રકારના અન્નવડે તે સર્વેને ભોજન કરાવ્યું જૈમિનિ ઋષિએ કહેલો આ વૃત્તાંન્ત સાંભળીને જનમેજય રાજાએ પ્રશ્ન કર્યો કે હે મહામુનિજી ! ઉત્તમ રસ (રસોઇ) ને કરનાર ભીમસેને, શ્રી કૃષ્ણ સહિત સર્વે વિપ્રોને અને સર્વે રાજાઓને કેવી રીતે જમાડયા. તથા જે રીતિથી સ્ત્રીઓ અને બાલકોને તેમણે જમાડયા, તે સર્વ વૃત્તાન્ત તથા કયાં કયાં અન્નો તૈયાર કરવામાં આવ્યાં તે સર્વ આપશ્રી મને કહી સંભળાવો. આપના શ્રી મુખથી તે સર્વ વૃત્તાન્ત સાંભળતાં મને અત્યંત કૌતુક થાય છે ?

જનમેજય રાજાનો કુતૂહલ ભર્યો આ પ્રશ્ન સાંભળીને જમિનિ-મુનિ કહેવા લાગ્યા કે હે રાજેન્દ્ર ! ભીમસેને જે ઉત્તમ રસો તૈયાર કર્યા તે સર્વ વૃત્તાન્ત હું તને કહું છું તે તું સાંભળ, નવ પ્રકારના રત્નોથી જડેલા અને સુવર્ણ સ્તમ્ભોથી વિભૂષિત એવા અતિ સુંદર તે યજ્ઞમંડપમાં, ચંદન વૃક્ષના બનાવેલા પાટલાઓ ક્રમપુરઃસર ગોઠવવામાં આવ્યા અને તે ઉપર ઉનનાં આસનો બીછાવ્યાં, પુષ્પોના સમૂહોથી રચવામાં આવેલી પુતળત્તીઓ તે સ્થળે રાખવામાં આવી અને તે અત્યંત પ્રકાશવા લાગી, સુવર્ણના થાળોમાં ચોસઠ ચોસઠ કચોળાઓ ગોઠવવામાં આવ્યા પ્રત્યેક વિપ્રના આસન પાસે રત્નજડિત બે બે દીપકો સહિત તે સુવર્ણથાળો ગોઠવાઇ ગયા, પુષ્પોને લજ્જિત કરે એવી લાંબી ચંદ્રિકા સમાન કૃત્રિમ માળાઓ ગોઠવાઇ ગઇ, કાળા અગરના કરેલા ધૂપો વડે તે

મંડપ સુવાસિત અને નિર્મલ થતાં સુગંધી જલવડે પ્રત્યેક પાત્રોને પખાળ્યાં પ્રત્યેક પાત્ર પાસે રત્નોથી જડેલા સુવર્ણના કમણ્ડલુઓ ગોઠવાઇ ગયાં, આ પ્રમાણે વ્યવસ્થા થઇ રહ્યા પછી ભીમસેને રસયુક્ત પાયસ (દુધપાક) પીરસવાની પ્રવૃત્તિ કરી ભીમસેને પીરસેલા તે પાયસને બ્રાહ્મણો ઉદય પામેલા ચંદ્ર-બિંમ્બની માફક જોવા લાગ્યા, તથા સૂપ (દાળ-શાક વગેરેના રસ) સહિત પીરસેલા ભાતને જૂઇના પ્રફુલ્લિત ડોડવાની માફક જોવા લાગ્યા, પુષ્પો પત્રો ફલો મૂલો અને અનેક પ્રકારના દેવદારના પુષ્પો અને શિંગો તથા અનેક પ્રકારના (તજ) વગેરે તથા તમાલ પત્રોથી કરેલા વઘારો, અને તીખા અને કષાયા તથા શર્કરાના બનાવેલા અનેક ઉત્તમ રસો પવનાત્મજ-ભીમસેનજીએ પ્રયત્ન પૂર્વક તૈયાર કર્યા. કોઇ એક બ્રાહ્મણ પોતાની થાળીમાં પીરસાયેલા માલપૂવાને જોઇને, પાસે બેઠેલા બીજા બ્રાહ્મણને કહેવા લાગ્યો કે, હે ભાઇ ! આ વળી શું પીરસાયું ? વનમાં નિવાસ કરતા એવા મેં આવા પ્રકારની વસ્તુ કદાપિ જોઇજ નથી માટે આ શું છે તે તું કહે ? આ પ્રમાણે પુછી રહેલા તે વિપ્રને કોઇ અન્ય વિપ્ર પોતાને તેના કરતાં અધિક જાણકાર (!) સમજીને કહેવા લાગ્યો કે વળી આ પીરસાયેલી વસ્તુ અન્ય શું હોઇ શકે ? આતે સો પ્રકારે ભિન્ન થયેલો ચંદ્રમાનો ટુકડો પૃથ્વી ઉપર આવી પડયો છે તે તું જાણ. આ પ્રમાણે તે વિપ્ર બોલી રહ્યા હતો એ અરસામાં સૂત્રફેણીઓ પીરસાવા લાગી તે સૂત્રફેણીને જોઇને ઘણોજ વિસ્મય પામ્યો અને બોલવા લાગ્યો કે આ પદાર્થ તો શ્વેત પક્ષવાળો અને વાયુનું લક્ષણ કરનારો મહા તપસ્વી ધર્મરાજાનો મૂર્તિમાન હંસ હોય એવું જણાય છે. આ અરસામાં લાડુઓ પીરસવાની શરૂઆત થઇ તેને જોઇને ખાંડણીઆ જેવા દાન્તવાળા કોઇ (બૂઢા) વિપ્રે કહ્યું કે આ વસ્તુઓ ઉમરાના ફળ હોવાં જોઇએ, એમ હું આ વિષયમાં કહી શકું છું, કોઇએક બ્રાહ્મણ પીરસાયેલા ભાતને કડાછાલના પુષ્પો માફક માનવા લાગ્યો કોઈ મુનિ શ્રેષ્ઠ દ્વિજ સુવર્ણ સમાન કાન્તિવાળા વડાંને કરંજના પુષ્પ સમાન તો કોઈ બીજો મુનિ કાનના કુણ્ડલની માફક માનવા લાગ્યો અને તેને ભ્રમ થયો કે આ શું સૂર્યનારાયણના રથનું ચક્ર તો મારી સમક્ષ પડયું નથી ને ? ઘણાએક મુનિઓ દ્રાક્ષાઓથી સિદ્ધ કરેલા પંચામૃત રસનું પાન કરવા લાગ્યા તો ઘણાએક હર્ષ પૂર્વક આમ્રફલોના મિષ્ટ રસનો આસ્વાદ લેવા લાગ્યા, કોઇએક મુનિનો શિષ્ય સાકરના ભુકામાં ઘૃતથી મિશ્રિત કરીને તથા છાલ વિનાના કદલી ફલને તેમાં રગદોળીને આખું ને આખું પોતાના મુખમાં મુકવા લાગ્યો, ત્યાર પછી બીજો બ્રાહ્મણ માંડા ઉપર ઘી અને સાકર ચઢાવીને પોતાના મુખમાં મુકતો મુકતો અત્યંત આનંદ માનવા લાગ્યો, તથા ખાંડના બનાવેલા મિષ્ટ-લાડુઓને ખાતો ખાતો મોક્ષ સુખને તુચ્છ માનવા લાગ્યો.

આ પ્રમાણે ભીમસેને તે વિપ્રો અને અન્ય ક્ષત્રિય વગેરે સર્વે લોકોને તે અશ્વમેધ-યજ્ઞના મહોત્સવ પ્રસંગે ભોજન કરાવ્યું. તે સર્વે વિપ્રોને ભોજનથી સંતૃપ્ત કર્યા અને દિવ્ય-ચંદન વડે તેઓની અર્ચા કરી, તથા તેઓના હસ્તમાં તા-

મ્બૂલ અર્પવામાં આવ્યાં, ચંદ્ર સમાન કાન્તિવાળાં તામ્બૂલ પત્રોને જોઇને તે સર્વે વિપ્રો પરમ-વિસ્મય પામ્યા અને પરસ્પર કહેવા લાગ્યા કે જે આપણે સર્વે વનમાં શુષ્ક-પત્રોનું ચૂર્ણ કરીને તેને ખાઇએ છીએ. તે આપણને ધર્મ પુત્ર યુધિષ્ઠિર-મહારાજાએ ઉત્તમ તામ્બૂલના રસને જાણનારા કર્યા.

વેદપાઠી બ્રાહ્મણો અને મહાબલવાન્ ક્ષત્રિયો સાથે તે યુધિષ્ઠિર મહારાજા યજ્ઞના અન્તમાં શ્રી કૃષ્ણ સહિત યજ્ઞ-મંડપમાં બેઠા હતા એ અરસામાં હે જનમેજય રાજન્ ! બે ઉત્તમ બ્રાહ્મણો વિવાદ કરતા કરતા સભામાં આવી પહોંચ્યા અને યુધિષ્ઠિર મહારાજા પાસે આવીને કહેવા લાગ્યા કે-હે મહામતે-ધર્મરાજ ! આપશ્રી અમારા તકરારનું સારી રીતે નિરાકરણ કરો.

વિવાદ કરતા તે બેઉ બ્રાહ્મણોનું આ પ્રકારનું વચન સાંભળીને યુધિષ્ઠિર મહારાજા કહેવા લાગ્યા કે, આ સ્થળે સાંપ્રત બકદાલ્ભ્ય પ્રભૃતિ વસિષ્ઠ અત્રિ વગેરે મુખ્ય મહર્ષિઓ બિરાજેલા છે, જ્યાં આવા સમર્થ પવિત્ર મનવાળા સભ્યો બિરાજતા હોય ત્યાં વાદ કથા (તકરારની વાત) કેવી રીતે હોઈ શકે વારૂ ? તો પણ હે વિપ્રેન્દ્ર ! આપ પોત પોતાના વિવાદના કારણનું પૃથક્ પૃથક્ નિરૂપણ કરો.

યુધિષ્ઠિર મહારાજાનો આ પ્રકારનો પ્રશ્ન સાંભળીને એક બ્રાહ્મણ કહેવા લાગ્યો કે હે મહારાજા ! આ લોકોએ મારા કરમાં પોતાનું પાકેલું ક્ષેત્ર યથાક્રમ અર્પણ કર્યું છે, ક્ષેત્રને મેં પુનઃ ખેડયું અને ખેડતાં ખેડતાં તેમાંથી નિધાન (ચરૂ) નીકળ્યો, મારે તો તે ક્ષેત્રમાંથી જે કાંઈ પાકે તે ધાન્યનો પાકજ લેવાનો હતો, મેં કહ્યું કે હું આ ચરૂનો સ્વીકાર નહી કરૂં કારણ કે આ ચરૂ ઉપર મારૂં કાંઇ પણ સ્વામિત્વ હોઇ શકેજ નહી ! હે રાજન્ ! મેં છોડી દીધેલા તે ચરૂનો આ લોકોએજ સ્વીકાર કરવો જોઇએ. જુઓ આ લોકો નિર્લજ્જ થઇને ચરૂના હેતુથી મનેજ પીડી રહ્યા છે.

વાદી-બ્રાહ્મણનું આ વચન સાંભળીને યુધિષ્ઠિર મહારાજા પ્રતિવાદિને પુછવા લાગ્યા કે હે મહાબુદ્ધિ-બ્રાહ્મણ શ્રેષ્ઠ ! આપ સત્ય કહો આપ નિરર્થક આ બ્રાહ્મણને શા માટે પીડી રહ્યા છો ? જે દ્રવ્ય આપે પહેલાં કદાપિ આપ્યું નથી તેનો આપજ સ્વીકાર કરો.

યુધિષ્ઠિર મહારાજાનો યુક્ત-ન્યાય સાંભળીને પ્રતિવાદી બ્રાહ્મણ કહેવા લાગ્યો કે હે ધર્મનન્દન ! મેં આ બ્રાહ્મણને પહેલાં મારૂં સમગ્ર-ક્ષેત્ર સમર્પ્યું છે, તેમાંથી જે કાંઈ પ્રાપ્ત થાય તે સર્વ તે બ્રાહ્મણનુંજ હોઇ શકે મારો અધિકાર તેના ઉપર કાંઇ પણ નજ હોય.

પ્રતિવાદી બ્રાહ્મણનું તે વચન સાંભળીને શ્રીકૃષ્ણ હસતા હોય તેમ તે વિવાદ કરતા બેઉ બ્રાહ્મણોને પ્રત્યુત્તર આપવા લાગ્યા કે હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! આપ બન્નેએ આજથી ત્રણ માસ પર્યંત સ્થિર-શાન્ત થવું જોઇએ. શ્રીકૃષ્ણના વાક્યથી સંતુષ્ટ થયેલા તે બેઉ બ્રાહ્મણો ક્ષેત્રમાંથી નીકળેલા તે દ્રવ્ય-ચરૂને યુધિષ્ઠિર મહારાજાની સભામાં રાખીને, હે જનમેજય રાજન્ ! બન્ને બ્રાહ્મણો તે સમયની પ્રતીક્ષા કરતા કરતા પોત-પોતાને ઘેર ચાલ્યા ગયા.

શ્રીકૃષ્ણનો આવો આશ્ચર્ય-જનક પ્રત્યુત્તર સાંભળીને યુધિષ્ઠિર તેમને પુછવા

લાગ્યા કે હે માધવ ! આપશ્રીએ આ સર્વે લોકો જુએ સાંભળે તેમ તેવિષયનો નિર્ણય કેમ ન કર્યો ? હે વિભો ! આ વિષે મને ઘણુંજ આશ્ચર્ય થાય છે.

યુધિષ્ઠિર મહારાજનું આ વચન સાંભળી શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા કે—હે ધર્મરાજ ! આ સમયે આપની સમીપમાં ઋષિઓ અને રાજાઓ આનંદ પૂર્વક સમય વ્યતીત કરી રહ્યા છે તે સર્વે લોકો આ અશ્વમેધ યજ્ઞના અન્તમાં હર્ષ પામ્યા છે, તો મધ્યમાં વિવાહની કથા કેમ સંભવી શકે વારૂ ? હે યુધિષ્ઠિર મહારાજ ! આજથી ત્રીજે માસ પ્રાપ્ત થતાં ઘોર કલિયુગ પ્રાપ્ત થશે અને હે રાજન્ ! આ આપની પાસે ન્યાય માટે આવેલા તે બેઉ બ્રાહ્મણો, તે દ્રવ્યને માટે વિવાદ કરતા કરતા અને પરસ્પર પ્રહારો કરતા અને પરસ્પર મુઠ્ઠીઓ મારતા અને એક બીજાના કેશોને ખેંચતા છતાં તથા નખોના સારી રીતે પ્રહારો કરતા કરતા કલિવડે વ્યથિત ચિત્તવાલા થઇને આપની સમક્ષ આવશે, આપ તેઓના તે ધનને તે સમયે સરખે વિભાગે વહેંચી આપશો એવું મારૂં માનવું છે.

હે યુધિષ્ઠિર મહારાજ ! કલિયુગમાં બ્રાહ્મણો આચાર અને શ્રુતિથી રહિત થશે અને રાજાઓ ધર્મ-હીન થઇને પ્રજાને પીડશે, સમગ્ર—જનસમુદાયને અધર્માચરણ વહાલું લાગશે તથા સર્વે જનો ધર્મનો દ્વેષ કરનારા મત્સર—ક્રોધવાળા, દ્યૂત અને મદ્યમાં નિત્ય રમી રહેલા તથા સર્વદા વ્યસની થશે. કલિયુગના તે સર્વે જનો, દેવ અને પિતૃઓના અર્થે તથા સાધુજનો અને સ્ત્રીઓના પોષણમાં તથા બ્રાહ્મણોને અર્થે થોડુંક ધન આપીને અત્યંત દુઃખ ભોગવશે, તથા હે રાજન્, કલિ—પ્રભાવથી મુગ્ધ થયેલા તે જનો ગણિકા—વેશ્યા ગૃહમાંજ હર્ષ માનનારા થશે, તથા પોતાના પુષ્કળ ધનનો દ્યૂત મદ્ય વગેરે વ્યસનોમાંજ વ્યય કરનારા થશે, કલિયુગમાં લોકો પોતાની જનનીને જીર્ણ જુનાં વસ્ત્રો પહેરાવશે અને વેશ્યાઓને અને પુંશ્ચલી સ્ત્રીઓને પોતેજ અનેક પ્રકારના વસ્ત્રો અને આભૂષણોથી અલંકૃત કરશે ? તથા શિવ મંદિરમાં ધતૂરાના અને કરેણના કંટક સહિત પુષ્પો લઇ જશે, અને ઉત્તમ કમલોની બનાવેલી માળા, કપૂર અને ચંદન તથા સુંદર કુમુદ (પોઇણું) વેશ્યાસ્ત્રી અને કુલટાના ગૃહમાં લઇ જનારા થશે. કલિયુગમાં જનો માતા અને પિતાનો ત્યાગ કરશે, તથા હમેશના નોકરોની માફક પોતાની સ્ત્રીઓના સેવકો થઇ જશે, પોતાની માતાને તાડન કરશે અને પોતાની સ્ત્રીનું લાલનપાલન કરનારા થશે, હે રાજન્ કલિયુગમાં પુત્રવધૂઓ પોતાના સાસુ—સસરાને હૃદયમાં શલ્યની માફક ખુંચે એવું અપ્રિય વાક્ય બોલનારી થશે. તથા કલિયુગમાં સર્વે જનો દેવોમાં અને બ્રાહ્મણોમાં વિશ્વાસ—શ્રદ્ધા નહી રાખી શકે, તથા કલિકાલમાં ચારે વર્ણો કર્મભ્રષ્ટ થઇ જશે તથા પોતપોતાનું જાતીય કર્મ ત્યાગીને પારકું—સેવા વગેરે કર્મ હોંશથી કરવા માટે પ્રવૃત્ત થશે.

આ પ્રમાણે હે જનમેજય રાજન્ ! શ્રી કૃષ્ણે યુધિષ્ઠિર મહારાજા પ્રભૃતિ સર્વે સભાસદોને ભયંકર કલિધર્મોને કહી સંભળાવ્યા, ત્યારપછી શ્રીકૃષ્ણ અને પાંચે પાંડવો યજ્ઞની સમાપ્તિમાં આનંદની કથા કરવા લાગ્યા. ૬૫

युगनायकः श्री श्री कृष्णः प्रसीदतु

# પ્રકરણ ૬૬ મું.

## નકુલોપાખ્યાન સક્તુદ્રસ્થ બ્રાહ્મણને સ્વર્ગ પ્રાપ્તિ.

શ્રીકૃષ્ણની પરમ કૃપાથી યુધિષ્ઠિર મહારાજાનો અશ્વમેધ મહાયજ્ઞ પૂર્ણ થતાં, હે સમર્થ રાજાઓમાં સિંહ સમાન જનમેજય ! જે ઉત્તમ મહત્ આશ્ચર્ય થયું તે આપ સાંભળો-હે ભરત શ્રેષ્ઠ રાજન્ ! યુધિષ્ઠિર મહારાજાએ યજ્ઞ પ્રસંગે ઉત્તમ દ્વિજોને તૃપ્ત કર્યા અને જ્ઞાતિ સંબંધિ અને બંધુઓને સંતોષ્યા તથા દીન અંધ અને કૃપણમાં પણ દયા વર્તાવી તે સમયે સર્વે દિશાઓમાં ધર્મરાજા યુધિષ્ઠિરનો વિજયરૂપી મહાનાદ પ્રવૃત્ત થતાં અને ધર્મરાજાના મસ્તક ઉપર પુષ્પોની વૃષ્ટિઓ થતાં ધર્મપુત્ર યુધિષ્ઠિર મહારાજા તે સમયે ગર્વિત થયા, અને પોતે કરેલા આ અશ્વમેધ યજ્ઞનું ગૌરવપૂર્વક અભિમાન ધરવા લાગ્યા.

હે જનમેજય રાજન્ જ્યારે આ પ્રમાણે યુધિષ્ઠિર મહારાજાને ગર્વ થયો ત્યારે એક તરફના સુવર્ણમય બનેલા પડખાવાળો નકુલ-નોળીઓ દરમાંથી બહાર આવીને વીજળીના કડાકા જેવો અવાજ કરીને યુધિષ્ઠિર મહારાજાની સભા સમક્ષ ઉપસ્થિત થયો, હે રાજન્ ! એક વખત તેવો ભયાનક શબ્દ કરીને સભામાં રહેલા બ્રાહ્મણોને અને રાજાઓને ત્રાસ આપતો છતો ધૃષ્ટ થઇને તે મહાન્ નકુલ દરમાં રહ્યો રહ્યો મનુષ્યની સાફક વચન બોલવા લાગ્યો કે "હે યુધિષ્ઠિર મહારાજા ! આપશ્રીનો આ અશ્વમેધ યજ્ઞ, કુરૂક્ષેત્રમાં રહેનારા અને શિલોંછવૃત્તિ કરનાર દાનવીર બ્રાહ્મણના એક પ્રસ્થ (શેર) ભર સકતુના દાન સમાન થઇ શકે એમ નથી."

હે જનમેજય રાજન્ ! મોટા અવાજથી મનુષ્ય વાણીમાં બોલી રહેલા તે નકુલનું આ પ્રકારનું વચન સાંભળીને સભામાં બેઠેલા તે સર્વે ઋષિવરો પરમ-વિસ્મય પામ્યા, અને સર્વ દ્વિજો એકત્ર મળીને તે આશ્ચર્ય જનક નકુલને નીચે પ્રમાણે પુછવા લાગ્યા કે હે દિવ્ય-નકુલ ! તું આ યજ્ઞસમાગમમાં ક્યાંથી આવી પહોંચ્યો છે ? તારૂં સામર્થ્ય શું છે ? અથવા તો તેં કઇ ઉત્તમ વસ્તુનો અભ્યાસ કર્યો છે ? અમો સર્વે તને કેવી રીતે જાણી શકીએ કે જે તું અમારા યજ્ઞની નિન્દા કરી રહ્યો છે, ! અનેક પ્રકારના યજ્ઞ રહસ્યોને જાણનાર યાજ્ઞિકોએ સમગ્ર વેદ વિધિનો લોપ કર્યા સિવાય આ યજ્ઞકર્મ કર્યું છે. શાસ્ત્ર પ્રમાણે જે વિધિથી આ યજ્ઞકર્મ કરવું જોઇએ તેજ પ્રમાણે આ કર્મ સાં કરવામાં આવ્યું છે. પૂજાને યોગ્ય સર્વે દ્વિજોને શાસ્ત્ર દૃષ્ટિથી આ યજ્ઞમાં પૂજ્યા છે, તથા મંત્ર પૂર્વક અગ્નિદેવને હોમ્યા છે અને તે પ્રસંગે દાન પણ મત્સર ભાવ રાખ્યા સિવાય કરવામાં આવ્યું છે. આ યજ્ઞકર્મમાં અનેક પ્રકારના દાનોવડે પણ ઉત્તમ દ્વિજોને સંતોષવામાં આવ્યા છે, તથા આ યજ્ઞ પ્રસંગે ક્ષત્રિયો પણ સારા યુદ્ધથી સંતુષ્ટ થયા છે અને પિતામહો-પિતૃઓને શ્રાદ્ધોથી પણ સંતોષ આપ્યો છે, તથા પાલનથી વૈશ્ય જનોને અને મનોરથ પ્રમાણે શૂદ્રોને અને સ્ત્રીઓને સંતોષવામાં આવ્યા છે, તથા કરૂણ-આશ્વાસન-શબ્દો વડે તથા

લાગ્યા કે હે માધવ ! આપશ્રીએ આ સર્વે લોકો જુએ સાંભળે તેમ તેવિષયનો નિર્ણય કેમ ન કર્યો ? હે વિભો ! આ વિષે મને ઘણુંજ આશ્ચર્ય થાય છે.

યુધિષ્ઠિર મહારાજનું આ વચન સાંભળી શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા કે–હે ધર્મરાજ ! આ સમયે આપની સમીપમાં ઋષિઓ અને રાજાઓ આનંદ પૂર્વક સમય વ્યતીત કરી રહ્યા છે તે સર્વે લોકો આ અશ્વમેધ યજ્ઞના અન્તમાં હર્ષ પામ્યા છે, તો મધ્યમાં વિવાદની કથા કેમ સંભવી શકે વારૂ ? હે યુધિષ્ઠિર મહારાજ ! આજથી ત્રીજે માસ પ્રાપ્ત થતાં ઘોર કલિયુગ પ્રાપ્ત થશે અને હે રાજન્ ! આ આપની પાસે ન્યાય માટે આવેલા તે બેઉ બ્રાહ્મણો, તે દ્રવ્યને માટે વિવાદ કરતા કરતા અને પરસ્પર પ્રહારો કરતા અને પરસ્પર મુકીઓ મારતા અને એક બીજાના કેશોને ખેંચતા છતાં તથા નખોના સારી રીતે પ્રહારો કરતા કરતા કલિવડે વ્યથિત ચિત્તવાળા થઇને આપની સમક્ષ આવશે, આપ તેઓના તે ધનને તે સમયે સરખે વિભાગે વહેંચી આપશો એવું મારૂં માનવું છે.

હે યુધિષ્ઠિર મહારાજ ! કલિયુગમાં બ્રાહ્મણો આચાર અને શ્રુતિથી રહિત થશે અને રાજાઓ ધર્મ-હીન થઇને પ્રજાને પીડશે, સમગ્ર–જનસમુદાયને અધર્માચરણ વહાલું લાગશે તથા સર્વે જનો ધર્મનો દ્વેષ કરનારા મત્સર–ક્રોધવાળા, દ્યૂત અને મદ્યમાં નિત્ય રમી રહેલા તથા સર્વદા વ્યસની થશે. કલિયુગના તે સર્વે જનો, દેવ અને પિતૃઓના અર્થે તથા સાધુજનો અને સ્ત્રીઓના પોષણમાં તથા બ્રાહ્મણોને અર્થે થોડુંક ધન આપીને અત્યંત દુઃખ ભોગવશે, તથા હે રાજન્, કલિ–પ્રભાવથી મુગ્ધ થયેલા તે જનો ગણિકા–વેશ્યા ગૃહમાંજ હર્ષ માનનારા થશે, તથા પોતાના પુષ્કળ ધનનો દ્યૂત મદ્ય વગેરે વ્યસનોમાંજ વ્યય કરનારા થશે, કલિયુગમાં લોકો પોતાની જનનીને જીર્ણું જુનાં વસ્ત્રો પહેરાવશે અને વેશ્યાઓને અને પુંશ્ચલી સ્ત્રીઓને પોતેજ અનેક પ્રકારના વસ્ત્રો અને આભૂષણોથી અલંકૃત કરશે ? તથા શિવ મંદિરમાં ધતૂરાના અને કરેણના કંટક સહિત પુષ્પો લઈ જશે, અને ઉત્તમ કમલોની બનાવેલી માળા, કર્પૂર અને ચંદન તથા સુંદર કુમુદ (પોઇણું) વેશ્યાસ્ત્રી અને કુલટાના ગૃહમાં લઇ જનારા થશે. કલિયુગમાં જનો માતા અને પિતાનો ત્યાગ કરશે, તથા કુમેશના નોકરોની માફક પોતાની સ્ત્રીઓના સેવકો થઇ જશે, પોતાની માતાને તાડન કરશે અને પોતાની સ્ત્રીનું લાલનપાલન કરનારા થશે, હે રાજન્ કલિયુગમાં પુત્ર–વધૂઓ પોતાના સાસુ–સસરાને હૃદયમાં શલ્યની માફક ખુંચે એવું અપ્રિય વાક્ય બોલનારી થશે. તથા કલિયુગમાં સર્વે જનો દેવોમાં અને બ્રાહ્મણોમાં વિશ્વાસ–શ્રદ્ધા નહી રાખી શકે, તથા કલિકાલમાં ચારે વર્ણો કર્મભ્રષ્ટ થઇ જશે તથા પોતપોતાનું જાતીય કર્મ ત્યાગીને પારકું–સેવા વગેરે કર્મ હોંશથી કરવા માટે પ્રવૃત્ત થશે.

આ પ્રમાણે હે જનમેજય રાજન્ ! શ્રી કૃષ્ણે યુધિષ્ઠિર મહારાજા પ્રમૃતિ સર્વે સભાસદોને ભયંકર કલિધર્મોને કહી સંભળાવ્યા, ત્યારપછી શ્રીકૃષ્ણ અને પાંચે પાંડવો યજ્ઞની સમાપ્તિમાં આનંદની કથા કરવા લાગ્યા. ૬૫

युगनायकः श्री श्री कृष्णः प्रसीदतु

—

## પ્રકરણ ૬૬ મું.

### નકુલોપાખ્યાન સક્તુપ્રસ્થ બ્રાહ્મણને સ્વર્ગ પ્રાપ્તિ.

શ્રીકૃષ્ણની પરમ કૃપાથી યુધિષ્ઠિર મહારાજાનો અશ્વમેધ મહાયજ્ઞ પૂર્ણ થતાં, હે સમર્થ રાજાઓમાં સિંહ સમાન જનમેજય ! જે ઉત્તમ મહત્ આશ્ચર્ય થયું તે આપ સાંભળો–હે ભરત શ્રેષ્ઠ રાજન્ ! યુધિષ્ઠિર મહારાજાએ યજ્ઞ પ્રસંગે ઉત્તમ દ્વિજોને તૃપ્ત કર્યાં અને જ્ઞાતિ સંબંધિ અને બંધુઓને સંતોષ્યા તથા દીન અંધ અને કૃપણમાં પણ દયા વર્તાવી તે સમયે સર્વે દિશાઓમાં ધર્મરાજા યુધિષ્ઠિરનો વિજયરૂપી મહાનાદ પ્રવૃત્ત થતાં અને ધર્મરાજાના મસ્તક ઉપર પુષ્પોની વૃષ્ટિઓ થતાં ધર્મપુત્ર યુધિષ્ઠિર મહારાજા તે સમયે ગર્વિત થયા, અને પોતે કરેલા આ અશ્વમેધ યજ્ઞનું ગૌરવપૂર્વક અભિમાન ધરવા લાગ્યા.

હે જનમેજય રાજન્ જ્યારે આ પ્રમાણે યુધિષ્ઠિર મહારાજાને ગર્વ થયો ત્યારે એક તરફના સુવર્ણમય બનેલા પડખાવાળો નકુલ–નોળીઓ દરમાંથી બહાર આવીને વીજળીના કડાકા જેવો અવાજ કરીને યુધિષ્ઠિર મહારાજાની સભા સમક્ષ ઉપસ્થિત થયો, હે રાજન્ ! એક વખત તેવો ભયાનક શબ્દ કરીને સભામાં રહેલા બ્રાહ્મણોને અને રાજાઓને ત્રાસ આપતો છતો ધૃષ્ટ થઈને તે મહાન્ નકુલ દરમાં રહ્યો રહ્યો મનુષ્યની સાદૃક વચન બોલવા લાગ્યો કે " હે યુધિષ્ઠિર મહારાજા ! આપશ્રીનો આ અશ્વમેધ યજ્ઞ, કુરૂક્ષેત્રમાં રહેનારા અને શિલોંછવૃત્તિ કરનાર દાનવીર બ્રાહ્મણના એક પ્રસ્થ (શેર) ભર સક્તુના દાન સમાન થઇ શકે એમ નથી. "

હે જનમેજય રાજન્ ! મોટા અવાજથી મનુષ્ય વાણીમાં બોલી રહેલા તે નકુલનું આ પ્રકારનું વચન સાંભળીને સભામાં બેઠેલા તે સર્વે ઋષિવરો પરમ–વિસ્મય પામ્યા, અને સર્વ દ્વિજો એકત્ર મળીને તે આશ્ચર્ય જનક નકુલને નીચે પ્રમાણે પુછવા લાગ્યા કે હે દિવ્ય–નકુલ ! તું આ યજ્ઞસમાગમમાં ક્યાંથી આવી પહોંચ્યો છે ? તારૂં સામર્થ્ય શું છે ? અથવા તો તેં કઇ ઉત્તમ વસ્તુનો અભ્યાસ કર્યો છે ? અમો સર્વે તને કેવી રીતે જાણી શકીએ કે જે તું અમારા યજ્ઞની નિન્દા કરી રહ્યો છે, ! અનેક પ્રકારના યજ્ઞ રહસ્યોને જાણનાર યાજ્ઞિકોએ સમગ્ર વેદ વિધિનો લોપ કર્યા સિવાય આ યજ્ઞકર્મ કર્યું છે. શાસ્ત્ર પ્રમાણે જે વિધિથી આ યજ્ઞકર્મ કરવું જોઇએ તેજ પ્રમાણે આ કર્મમાં કરવામાં આવ્યું છે. પૂજાને યોગ્ય સર્વે દ્વિજોને શાસ્ત્ર દૃષ્ટિથી આ યજ્ઞમાં પૂજ્યા છે, તથા મંત્ર પૂર્વક અગ્નિદેવને હોમ્યા છે અને તે પ્રસંગે દાન પણ મત્સર ભાવ રાખ્યા સિવાય કરવામાં આવ્યું છે. આ યજ્ઞકર્મમાં અનેક પ્રકારના દાનોવડે પણ ઉત્તમ દ્વિજોને સંતોષવામાં આવ્યા છે, તથા આ યજ્ઞ પ્રસંગે ક્ષત્રિયો પણ સારા યુદ્ધથી સંતુષ્ટ થયા છે અને પિતામહો–પિતૃઓને શ્રાદ્ધોથી પણ સંતોષ આપ્યો છે, તથા પાલનથી વૈશ્ય જનોને અને મનોરથ પ્રમાણે શૂદ્રોને અને સ્ત્રીઓને સંતોષવામાં આવ્યા છે, તથા કરૂણ–આશ્વાસન–શબ્દો વડે તથા

દાનો વડે અને આશીર્વચનોથી અન્ય જનોને તથા અમારા આ યુધિષ્ઠિર મહારાજાના જ્ઞાતિ સંબંધી જનોને પવિત્રતા અને આચાર પૂર્વક પૂર્ણ સંતોષ આપ્યો છે, દેવતાઓને હવિ બલિદાનો વડે તથા પુણ્ય કર્મોથી અને શરણાર્થીઓને રક્ષણોથી યથાયોગ્ય સંતોષ આપ્યો છે, માટે હે નકુલ ! અમારા આ પ્રકારના યજ્ઞ કર્મમાં જે કાંઈ ન્યૂનતા તારા લક્ષ્યમાં હોય તે આ બ્રાહ્મણોની સભામાં યથાર્થ કહી સંભળાવ ! તારા આ વાક્યમાં અમને શ્રદ્ધા છે અને તું ડાહ્યો જણાય છે, તથા દિવ્ય રૂપને ધારણ કરે છે, વળી આ બ્રહ્મ સભામાં રહેલા અમો સર્વેએ તને પુછ્યું છે. માટે તારે સાચે-સાચું કહી દેવું ઘટે છે.

આ પ્રમાણે બ્રાહ્મણો વડે પુછાયેલો તે નકુલ પ્રહાસ કરીને બોલવા લાગ્યો કે હે દ્વિજો ! આ વાણી મારાથી અસત્ય નથી બોલાઇ તથા હું ગર્વથી પણ નથી બોલ્યો એ વિષે આપ સર્વેને ખાત્રી આપું છું. જે કાંઇ મારાથી આ બ્રહ્મ-સભામાં બોલાયું છે અને આપ સર્વેએ લક્ષ્ય દઇને મારૂં વચન સાંભળ્યું છે તે હું ફરીથી પણ કહું છું કે હે યુધિષ્ઠિર મહારાજા ! આપશ્રીએ કરેલો આ અશ્વમેધયજ્ઞ, શિલોઞ્છવૃત્તિ કરનાર કુરૂક્ષેત્ર નિવાસી દાનવીર બ્રાહ્મણે એક શેર ભર કરેલા સક્તુના દાનની તુલનામાં પણ આવી શકતો નથી. હે દ્વિજવરો ! આપ સર્વે અવ્યગ્ર મનવાળા થઇને સર્વ વૃત્તાન્ત મારી પાસેથી સાંભળો જે કાંઇ મેં અનુભવ્યું છે તથા આશ્ચર્ય કારક ઉત્તમ ઘટના સ્વદષ્ટિએ જોઇ છે તેજ હું આપ સર્વેને કહી સંભળાવું છું.

અસંખ્ય ધર્મજ્ઞ દ્વિજવરોથી અલંકૃત થયેલા ધર્મક્ષેત્ર એવા કુરૂક્ષેત્રમાં ઉંછવૃત્તિ કરનાર કપોતાની માફક કણ કણ વીણીને પોતાના જીવનને વ્યતીત કરનાર કોઇએક બ્રાહ્મણ, પોતાની સ્ત્રી પુત્ર અને પુત્ર-વધૂ સહિત તપશ્ચર્યા કરી રહ્યો હતો, પોતાની વધૂ સહિત ચોથો તે બ્રાહ્મણ ધર્માત્મા અને નિયતેન્દ્રિય હતો, ઉત્તમ વ્રતને આચરનાર તે વિપ્ર છઠ્ઠા કાલ (વિભાગ)માં સર્વદા ભોજન લેતો. કપોતની માફક કણ કણ વીણીને પોતાનો યથાર્થ ધર્મ પાળનાર તે વિપ્રને ભયંકર દુર્ભિક્ષ પ્રાપ્ત થતાં જ્યારે તેને કાંઈ પણ સંચય થઇ શકતો ન હતો તે સમયે હે વિપ્રો ! તે ધર્માત્મા વિપ્રને ત્યાં જે ઘટના બની તે હું આપ સર્વેને યથાર્થ કહી સંભળાવું છું, આપ સર્વે તે ઘટનાનું મારી પાસેથી યથાર્થ શ્રવણ કરો, જ્યારે ઔષધિઓ માત્ર તે પ્રદેશમાંથી ક્ષીણ થવા લાગી અને તે સમયે સમગ્ર પ્રદેશ જ્યારે દ્રવ્ય (અન્ન) હીન થયો ત્યારે ભયંકર દુષ્કાળ સારી રીતે ફેલાતાં તે તપસ્વી બ્રાહ્મણ યત્કિંચિત્ ઉંછને પ્રાપ્ત કરી શકતો ન હતો, તો પછી ભોજનની તો કયાં વાત રહી ? તે સમયે બ્રાહ્મણનું કુટુમ્બ ક્ષુધાથી પીડાવા લાગ્યું. કદાચિત્ શુકલપક્ષની મધ્યમાં મધ્યાહ્ન સમયે તે તપસ્વી વિપ્ર તૃષા અને ક્ષુધાથી પીડિત થઇને ઘોર તપશ્ચર્યામાં પ્રવૃત્ત થયો, ઘણાએ દિવસો આ પ્રમાણે વ્યતીત થવા છતાં પોતાના પરિજનો સહિત તે તપસ્વી વિપ્રને ઉંછ મળી શક્યું નહી, આ પ્રમાણે ક્ષુધાથી પીડિત થયેલો તે તપસ્વી બ્રાહ્મણ વિધિ પૂર્વક જલ માત્રનો સ્પર્શ (આચ-

મન) કરીને પોતાના પરિજનની સાથે દુર્ભિક્ષના તે સમયને આનંદ પૂર્વક વ્યતીત કરી રહ્યો હતો.

આ પ્રમાણે સકુટુમ્બ તે તપસ્વી બ્રાહ્મણ । દિવસો વ્યતીત થતાં છઠ્ઠે દિવસે તે બ્રાહ્મણને ઉંછવૃત્તિ કરતાં કરતાં એક શેર ભર યવ મળી આવ્યા, તે તપસ્વીઓએ શેર યવના સકતુ બનાવ્યા, તથા જપ અને નિત્યકર્મને સમાપ્ત કરીને તથા વિધિ પૂર્વક અગ્નિને હોમીને તે તપસ્વીઓએ પાશેર પાશેર વહેંચી લીધા, આ પ્રમાણે પોતપોતાના સકતુનો વિભાગ કરીને જ્યારે તેઓ ચારે ભોજન કરવા તૈયાર થયા તે સમયે કોઇ બ્રાહ્મણ અતિથિ ત્યાં આવી પહોચ્યો સમય પર આવી પહોંચેલા તે અતિથિ બ્રાહ્મણનું તે તપસ્વી બ્રાહ્મણે વિધિ પૂર્વક પૂજન કર્યું અને ઘણોજ પ્રસન્ન થયો અને મનને આહ્લાદ ઉપજાવનારા મધુર વાક્યને તે તપસ્વી બ્રાહ્મણ ઉચ્ચારવા લાગ્યો કે હે અતિથિ–વિપ્ર ! આજ હું આપશ્રીના અત્ર પધારવાથી ધન્ય તથા અનુગ્રહીત થયો છું અને આ સમયે આપે મને પાવન કર્યો છે કારણ કે સૂર્યના તાપથી તપેલાને જેમ મેઘનો સમાગમ થાય તેમ આપશ્રી આ અતિથિ વેલાએ (ભોજન–સમયે) પ્રાપ્ત થયા છો. હે દ્વિજ શ્રેષ્ઠ ! આપનું સ્વાગત હો, વળી પણ આપનું અમારા તરફથી સારી રીતે સ્વાગત થાઓ. હે બ્રહ્મન્ ! આ મારી ઝુંપડીને આપ સનાથ કરો, આપશ્રી આ મારા ઝુપડામાં પધારો. ગૃહસ્થાશ્રમીઓના તે ગૃહોજ સત્ય થઇ શકે કે જે ગૃહોમાં માર્ગના શ્રમથી આતુર થયેલા આપ જેવા તપસ્વી વિપ્રો પોતાના ઘરમાંજ જેમ વિશ્રાંતિ લે, તેમ વિશ્રાંત થઇ શકે ? અહો તે ગૃહસ્થાશ્રમીઓ નિર્ધન હોવા છતાં પણ તેઓને ઉત્તમ ભાગ્યવાળા સમજવા જોઈએ કે જેઓના દિવસો અતિથિ પૂજનથી અશૂન્ય અતિથિ સત્કારવાલા વ્યતીત થાય છે.

तृणानि भूमिरुदकं वाक् चतुर्थी सूनृता ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥

ભલે પોતાની પાસે આતિથ્યને માટે અન્ય સામગ્રીઓ હોય કે ન હોય તથાપિ તૃણો (દર્ભાસન) બેસવા માટે પૃથ્વી. પાનને માટે મિષ્ટ જલ તથા આત્મ સંતોષને માટે અમૃત ભરી મધુર વાણી આટલી વસ્તુઓ તો સજ્જન ગૃહસ્થાશ્રમીઓના ગૃહમાં કદી લુપ્ત થતી નથી, વળી પીડિત દુઃખીને શરણ આપવું જોઇએ, રસ્તામાં થાકી ગયો હોય તેને આસન આપવું જોઇએ તૃષિતને જળ આપવું તથા ભૂખ્યાને અન્ન આપવુંજ જોઇએ, પોતાને ઘેર આવેલા અતિથિને મીઠી નજરથી જોવો, તેની વાતચીત ઉપર પુરેપુરૂં મન આપવું તથા કેવળ અમૃત ભરી વાણીથી તેને સંતોષ આપવો, અતિથિ આવે ત્યારે તેને અભ્યુત્થાન ( સામા જવું ) આપવું અને જ્યારે જાય ત્યારે તેની પાછળ તેને વળાવા જવું અને વિધિપૂર્વક તેનું અર્ચન–પૂજન કરવું, એ ગૃહસ્થાશ્રમીઓનો પરમ ધર્મ છે.

આ પ્રમાણે ધર્માત્મા તે તપસ્વી બ્રાહ્મણે પોતાના આશ્રમ ઉપર આવેલા તે અતિથિ બ્રાહ્મણને કહ્યા પછી તેનું વિધિપૂર્વક અર્ચન–પૂજન કરીને તેને પોતાના ભોજન માટે રાખેલા સકતુનો ભાગ

અર્પ્યો; પરંતુ તેનાથી તે અતિથિ બ્રાહ્મણને તૃપ્તિ ન થઈ. પોતાના પતિએ અર્પણ કરેલા સ્વભાગથી તે અતિથિને અતૃપ્ત રહેલો જોઈને, તપસ્વી બ્રાહ્મણની ધર્મપત્ની કે જેણી વૃદ્ધ હતી અને ક્ષુધાથી કૃશ થયેલી તપસ્વિની હતી તેણીના કલેવરમાં અસ્થિ અને ચર્મજ અવશિષ્ટ હતાં, તે તપસ્વિની બ્રાહ્મણી ધ્રુજતી ધ્રુજતી પોતાના ધર્માત્મા પતિ પ્રત્યે કહેવા લાગી કે હે સ્વામિન્ ! આપણે આંગણે પધારેલા આ અતિથિને આપશ્રી આ મારો ભાગ પણ અર્પણ કરો, તે વિશે લેશ માત્ર વિચાર ન કરો કારણ કે અર્થિઓને અન્ન આપવાથી હું અવશ્ય કૃતાર્થ થઇશ !

પોતાની ધર્મપત્નીનો આ પ્રકારનો આગ્રહ જોઇને તે તપસ્વી–મહાત્મા તેણી પ્રત્યે કહેવા લાગ્યો. કે હે શોભને ! સામાન્ય જન્તુઓ અને મૃગ વગેરે પશુ-ઓની પણ સ્ત્રીઓનું રક્ષણ તથા પોષણ કરવું જોઇએ તો પછી તું બ્રાહ્મણી મારી ધર્મપત્ની થઇને તારે આમ ન બોલવું જોઇએ કારણ કે ધર્મ–અર્થ અને કામના કાર્યો, પિતૃઓની અને દેવોની સેવા, કુળ અને પોતાની સંતતિ, પિતૃઓનો અને પોતાનો સ્વર્ગ તે સર્વ સ્ત્રીઓનોજ આધીન હોય છે, માટે હે પ્રેયસી ! તું તારા ભાગના સકતુઓનો ઉપભોગ કર તને આ અતિથિ ધર્મના અતિક્રમનો કોઈ પ્રકારે દોષ લાગી શકે એમ નથી, હે ભદ્રે ! હું તને અનુજ્ઞા આપું છું. મારી આજ્ઞાથી મેં કહેલા વાક્યનું તું પાલન કર. જે નરાધમ પોતાની ધર્મપત્ની ઉપર અનુકમ્પા કરી શકતો નથી તથા તેનું પોષણ કરી શકતો નથી. તે અધમ–નર મોટા યશને પ્રાપ્ત કરતો નથી અને નરકનેજ પ્રાપ્ત કરે છે !

પોતાના તપસ્વી પતિનું આ પ્રસંગને યોગ્ય વાક્ય સાંભળીને બ્રાહ્મણી કહેવા લાગી કે–હે દ્વિજવર્ય ! બ્રહ્માજીએ પત્ની અને પતિને ધર્મનું સાથેજ આચરણ કરવા માટે સૃજ્યાં છે, માટે આ અતિથિ-સત્કારરૂપ મહાન્ ધર્મમાં આપશ્રીએ કાંઇ પણ બાધા ન કરવી જોઇએ, કારણ કે સ્ત્રીને પતિ એજ મુખ્ય ધર્મ છે, પતિ એજ પરમ દૈવત છે, તથા પતિ એજ વહાલામાં વહાલો સગો છે, અને પતિ એજ સ્ત્રીની શ્રેષ્ઠ ગતિ છે ધર્મ, અર્થ, કામ, યશ અને સ્વર્ગતિ એ સઘળું પતિ જો નિરંતર પ્રસન્ન હોય તોજ સ્ત્રી અવશ્ય પ્રાપ્ત કરે છે, જે સ્ત્રી, કર્મ મન અને વાણીવડે પતિને અનુકુળ હોય તો તે સ્ત્રી આ લોકમાં મહા પુણ્યશાળી ગણાઇને પતિ–લોકમાં દેવોથી પણ પુજાય છે. આપશ્રીના જમ્યા પહેલાં હું આ મારા જીવનમાં કદાપિ જમી નથી, મારા આ પ્રકારના વ્રતને જાણીને આ મારો સકતુ ભાગ આપશ્રીએ અવશ્ય આ અતિથિને અર્પણ કરવો જોઇએ.

આ પ્રમાણે બ્રાહ્મણપત્નીથી કહેવાયેલા તે તપસ્વી બ્રાહ્મણે પોતાની પત્નીના ભાગના સકતુઓ તે અતિથિને અર્પ્યા. અતિથિએ તે સકતુઓનું ભક્ષણ કર્યું, છતાં તે સમયે અતિથિ તૃપ્ત ન થયો, અતિથિને અતૃપ્ત રહેલો જાણીને વિનીત સ્વભાવવાળો ધર્મને જાણનાર બ્રાહ્મણપુત્ર પોતાના પિતા પ્રત્યે કહેવા લાગ્યો કે–હે તાત ! આ પૂજ્ય અતિથિની તૃપ્તિને અર્થે આપશ્રી મારો ભાગ પણ તેમને અર્પણ કરો. કારણ કે જેને આંગણે આશાથી

આવેલો અતિથિ શૂન્ય ઘરમાંથી જેમ નિરાશ થઇને પાછો ચાલ્યો જાય તો પછી તે ગૃહસ્થાશ્રમીનું જીવન–ફળ શું હોઇ શકે વારૂ ? આંગણે આવી પહોંચેલા અતિથિને વિષ્ણુ તુલ્ય સમજીને જેઓ પોતાના આત્માને પીડીને પણ તે અતિથિને અન્ન આપે છે તેઓ શ્રી વિષ્ણુલોકમાં દેવતાઓથી પણ પૂજાય છે ! જેઓના ગૃહ થકી અતિથિ ભગ્નાશ થઇને પાછો ચાલ્યો જાય, તેવા દુષ્ટ ચિત્તવાળા ગૃહસ્થાશ્રમીઓને સંગ્રહી રાખેલા ધનનું અન્ય શું પ્રયોજન હોઈશકે ? માટે હે પિતાશ્રી ! આપણે આશ્રયે આવેલા આ અતિથિ વિપ્રને મારે પણ ભાગ આપવોજ જોઇએ, જે પુરૂષ પોતાના કુટુમ્બને દુઃખાવીને અને લોભનો ત્યાગ કરીને ક્રોધ રહિત થયેલો છતો અતિથિને અન્ન આપે છે તે ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે છે.

પોતાના પુત્રનું આ ધાર્મિક કથન સાંભળીને તે તપસ્વી બ્રાહ્મણ કહેવા લાગ્યો કે હે પુત્ર ! તારૂં આયુષ્ય સો વર્ષનું છે અને હજી તું મારી દૃષ્ટિમાં બાળકજ છો, બાલકોને ક્ષુધા બહુજ બલવતી હોય છે, માટે આ તારા ભાગનો તુંજ ઉપયોગ કર કારણ કે—

जयन्ति लोकान् पुत्रेण श्रुतिरेषासनातनी

પ્રત્યેક મનુષ્ય પુત્રદ્વારા સર્વ લોકોને (શ્રાદ્ધ વગેરે કર્મ થકી) ) પ્રાપ્ત કરી શકે છે. આ પ્રકારની સનાતનશ્રુતિ વેદોમાં પ્રસિદ્ધ છે. હે પુત્ર, તું જો જીવતો હોઇશ તો સર્વે લોકો (સ્વર્ગ વગેરે) મને હિતકર થઇ શકશે, માટે પરલોકની પ્રાપ્તિની ઇચ્છા રાખનારા મારાથી તારૂં સર્વ પ્રકારે રક્ષણ થવું જોઇએ, હે પુત્ર, તું એક સારે પુત્ર છો તેથી હું મૃત્યુથી ડરતો નથી, મનુષ્ય માત્ર મૃત્યુ એ પ્રાયઃ પાપનું પરિણામ હોવાથી તેનાથી ડરે છે પરંતુ જેઓએ પોતાનું કર્તવ્ય સાધી લીધું છે એવા સુકૃતી પુરૂષો પ્રિય અતિથિની માફક તે મૃત્યુના માર્ગની પ્રતીક્ષા કરતાજ પોતાના આત્મામાં આનંદ માને છે.

તપસ્વી પિતાનું આ યુક્તિપૂર્વક કથન સાંભળીને તે ધર્મપુત્ર તેમના પ્રત્યે કહેવા લાગ્યો કે બાલ્ય અવસ્થામાં પિતા પુત્રનું પોષણ કરે છે એ શ્રુતિ–વેદવચન યોગ્ય છે; પરંતુ ઉત્તર અવસ્થામાં પુત્રે પિતાનું રક્ષણ કરવું જોઇએ, માટે આપશ્રી આ મારા સક્તુઓને તે અતિથિને અર્પો.

ધર્મ પુત્રથી આ પ્રમાણે કહેવાયેલા તે તપસ્વી બ્રાહ્મણે પુત્રના ભાગના સક્તુઓને લઇને અતિથિને અર્પણ કર્યા. પુત્રના ભાગના અર્પણ કરેલા તે સર્વ સક્તુઓને પણ જમીને તે અતિથિ તૃપ્તિ નહી પામ્યો. અતિથિને પુનઃ પણ અતૃપ્ત રહેલો જોઇને પુત્ર વધૂ પ્રસન્ન થઇને વિનય ભાવથી પોતાના તપસ્વી શ્વશુર પ્રત્યે કહેવા લાગી કે હે મહાપુણ્યશાલી પિતાજી ! આ મારો ભાગ આ આવેલા અતિથિ વિપ્રને આપશ્રી અર્પણ કરો.

પુત્રવધૂનો અતિથિને પોતાનો સક્તુ ભાગ આપવાનો આ પ્રકારનો આગ્રહ જોજોઇને તપસ્વી શ્વશુર તેણી પ્રત્યે કહેવા લાગ્યો. હે પુત્રવધૂ તું સ્ત્રી છો તેમજ બાલક છો, વળી મારા કુલની વધૂ હોઇને

સાધ્વી છો અને નિયમો તથા વ્રતોથી કૃશ થયેલી છો. વળી મારા કુલની સંતતિનું તું કારણ ભૂત છો, તેથી સર્વદા મારે તારૂં રક્ષણ કરવું જોઇએ, અમારી સેવામાં આસકત થયેલી નિયમોને યથાર્થ પાળનારી પતિવ્રતા એવી તને મ્લાન વદનવાળી જોઇને મારૂં મન તારો આ ભાગ અર્પણ કરતાં પીડાય છે.

પોતાના શ્વશુરનું હાર્દતાદર્શક આ વાકય સાંભળીને પુત્રવધૂ તેમને વિનય પુરઃસર કહેવા લાગી કે હે પૂજ્ય તપસ્વીજી ! આપશ્રી મારા સ્વામીના સ્વામી છો અને દેવતાના પણ દેવતા છો. તથા મારા ગુરૂના ગુરૂ અને સર્વથી શ્રેષ્ઠ છો, માટે આપશ્રીએ આ પ્રકારે નહીં બોલવું જોઇએ, હું આપશ્રીની અનુકમ્પાને પાત્ર છું તથા મારી ધર્માચરણમાં દૃઢ ભકિત છે. એમ વિચાર કરીને હે પૂજ્ય શ્વશુરજી ! મારા ભાગના આ સકતુઓને આ અતિથિને અર્પણ કરો. તથા ધર્મ—ક્રિયાથી વંચિત રહી જતી એવી મારા ઉપર પૂર્ણ કૃપા કરો.

પુત્રવધૂએ આ પ્રમાણે ધર્મ મર્યાદાનું રક્ષણ કરવા માટે અત્યાગ્રહ કરેલો જોઇને તે તપસ્વી બ્રાહ્મણે પુત્રવધૂના ભાગના સર્વ સકતુઓ તે અતિથિને અર્પણ કર્યા, તે અતિથિ આ પ્રમાણે ચારે વ્યકિતઓના સકતુ ભાગનું ભોજન કરી જવા છતાં તપસ્વી બ્રાહ્મણને હૃદયમાં લેશ માત્ર ક્ષોભ ન થયો. મહાતપસ્વી તે બ્રાહ્મણ પોતાના કુટુમ્બ સહિત તે અતિથિનો અનુગ્રહ માનતો છતો ધર્મમાર્ગમાં પોતાના આત્માને નિયુકત કરીને પર્વતની સમાન તે લેશ માત્ર ચલાયમાન ન થયો.

તે તપસ્વી બ્રાહ્મણનો આ પ્રકારનો હૃદયનો શુદ્ધ ભાવ જાણીને પ્રસન્ન થયેલો તે અતિથિ તેના પ્રત્યે કહેવા લાગ્યો કે હું સાક્ષાત્ ધર્મ છું અને દ્વિજનું રૂપ લઇને તમારા હૃદયભાવને જાણવાની ઇચ્છા રાખતો આ સ્થળે આપની પાસે આવી પહોંચ્યો છું વળી—

दमस्तपो दयादानं
शौचमिन्द्रिय निग्रहः ।
सत्यं क्षमार्जव ज्ञान
मित्येते सूनवो मम ॥७०॥
तस्मान्नित्यमिमान् यस्तु
भक्त्या मे भजते नरः ।
तस्यभक्तिमत स्तुष्टो
गति मिष्टां ददाम्यहम् ॥७१॥

હે દ્વિજવર ! દમ—તપ દયા દાન શૌચ ઇંદ્રિય—નિગ્રહ, સત્ય—ક્ષમા પ્રમાણિકતા (સરલતા) અને જ્ઞાન એ સર્વે મારા—ધર્મના પુત્રો છે, માટે જે પુરૂષ આ મારા સદ્‌ગુણરૂપી પુત્રોને ભકિતપૂર્વક ભજે છે, તે ભકિતમાન્ પુરૂષને હું પ્રસન્ન થઇને ઇષ્ટ ગતિ આપું છું.

જે ધર્મના હેતુથી શુદ્ધભાવે તેં મને ઉછવૃત્તિથી પ્રાપ્ત કરેલું અન્ન કે જે અનેક ઉપવાસોને સહન કરીને પોતાની ક્ષુધા તૃપ્તિ માટે મેળવ્યું હતું તે તારા સર્વસ્વ—અન્નનું તેં મને શુદ્ધ ભાવથી અર્પણ કર્યું છે, તે તારા ધર્માચરણથી તું બ્રહ્મલોકમાં જા, સ્વર્ગમાં રહેનારા દેવો તથા સર્વે દિવ્યજનો અને બ્રહ્મર્ષિઓ આશ્ચર્યમાં પ્રવિષ્ટ થયેલા મનવાળા થઇને, તમારા આ દાનનું સ્તવન કરો. કે જે આપે

એક શેર ભર સકતુઓનો શ્રદ્ધાપૂર્વક અતિથિ ધર્મની રક્ષાને માટે ત્યાગ કરેલો છે, આપશ્રીના આ ઉત્તમ સ્વાર્થ ત્યાગથી આ પૃથ્વી ઉપર આપનું યશ શીઘ્ર પ્રસિદ્ધિ પામી ગયું છે, હે દ્વિજવર ! આજ આપના અગ્નિઓ (અગ્નિહોત્ર) વેદો યજ્ઞો અને તપો સફળ થયા છે કે જે આપે આ પ્રકારનો સર્વ પ્રાણીઓમાં દુર્લભ એવો હૃદયભાવ પ્રાપ્ત કર્યો છે.

નકુલ ધર્મરાજાને આ પ્રમાણે તપસ્વી બ્રાહ્મણે કરેલા સકતુદાનનું વર્ણન શ્રવણ કરાવતો છતો કહેવા લાગ્યો. કે હે મહારાજ ! શ્રેષ્ઠ એવો તે અતિથિ બ્રાહ્મણ જ્યારે આ પ્રમાણે કહી રહ્યા હતો તે સમયે તે તપસ્વી બ્રાહ્મણના મસ્તક ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી, ક્ષુધા એ પ્રાણીમાત્રના તેજ પ્રજ્ઞા બલ અને ધૈર્યનો નાશ કરે છે. માટે દુઃખેથી જીતી શકાય એવી તે ક્ષુધાને જે જીતી લે છે. તેણેજ સ્વર્ગ જીતી લીધો છે એમ કહી શકાય. ધર્મરૂપ અતિથિ તે તપસ્વી બ્રાહ્મણને કહેવા લાગ્યો કે હે દ્વિજવર્ય, સ્ત્રી, પુત્ર તથા સાધ્વી પુત્રવધૂ અને નહી ત્યાગ કરવા યોગ્ય પોતાનો આત્મા એ સર્વે આપશ્રીએ ધર્મને નિમિત્તે તૃણની માફક ત્યાગી દીધાં છે, ધર્મ એ કાંઇ મહામૂલ્ય વાળા અપાયેલાં દાનોથી તે પ્રકારે સંતુષ્ટ થતો નથી કે જે પ્રમાણે ન્યાય-માર્ગથી પ્રાપ્ત કરેલાં અને શ્રદ્ધાથી પવિત્ર બનેલા ધનોના દાનોવડે તે સંતુષ્ટ થઈ શકે છે. માટે અશ્રદ્ધા એ મોટામાં મોટું પાપ છે અને શ્રદ્ધા એ પાપને નાશ કરનારી છે, શ્રદ્ધાવાળો પુરૂષ, સર્પ જેમ પોતાની જીર્ણ ત્વચા કાંચળીનો ત્યાગ કરે તેમ પાપનો ત્યાગ કરી શકે છે, જેને બહુ શ્રદ્ધા ન હોય તેને વિદ્વાનો નષ્ટ થઇ ગયેલો સમજે છે, શ્રદ્ધાપૂર્વક કોઈ પણ પ્રાણીને પાણી પણ પાયું હોય તો પણ તે પુણ્ય અક્ષય્ય થાય છે.

પહેલાં રંતિદેવ નામનો ધર્માત્મા તદ્દન ગરીબ હતો, પરંતુ તે ધર્માત્મા શ્રદ્ધાથી પવિત્ર થઈને આ લોકમાંથી સ્વર્ગપૃષ્ઠમાં બિરાજ્યો છે, તેમજ ઉશીનરનો પુત્ર શિબિરાજા પણ પોતાના માંસના પ્રદાનથી આ સંસારના સર્વ દુઃખોથી મુકત થઈને લાંબા કાળથી સ્વર્ગમાં આનંદ મ્હાલી રહ્યો છે ! હે દ્વિજવર ! આ પશ્રીને સ્વર્ગમાં લઇ જવા માટે આકાશમાં દેવ-વિમાન પ્રાપ્ત થયું છે તે આપ જુઓ, તે વિમાનમાં આપ આપની પત્ની પુત્ર અને પુત્રવધૂ સહિત બેસીને સ્વર્ગમાં પધારો.

પ્રસન્ન થયેલા સાક્ષાદ્ ધર્મે આ પ્રમાણે કહેવાયેલો તે તપસ્વી દ્વિજ પોતાના કુટુમ્બ સહિત તે સ્વર્ગીય-વિમાનમાં બેસીને સ્વર્ગમાં ગયો, આ પ્રમાણે તે સ્વર્ગીય દ્વિજના કુટુમ્બ સહિત સ્વર્ગગમન પછી હું નકુલ સત્વર પોતાના દરમાંથી નીકળીને, દિવ્યપુષ્પોથી વ્યાપ્ત થયેલા તે સકતુના જળમાં આળોટવા લાગ્યો, મારા આ પ્રકારે તે સકતુના-જલમાં આળોટવાથી ધર્મના પ્રસાદથી તથા તે તપસ્વી મુનિના તેજથી અને દિવ્ય પુષ્પોના સંસર્ગથી મારૂં આ પડખું સુવર્ણમય બની ગયું છે. પરંતુ મારૂં બીજું પડખું સુવર્ણમય કયા પ્રકારે બની શકશે એ પ્રમાણે ચિન્તન કરતો કરતો અનેક તપોવનોમાં અને તીર્થોમાં તથા અનેક

યજ્ઞોમાં હું ગયો, તથા આપશ્રી બુદ્ધિમાન્ ધર્મરાજાના આ અશ્વમેધ યજ્ઞને સાંભળીને, મારૂં દ્વિતીય પાર્શ્વ આ યજ્ઞ પ્રસંગે સુવર્ણમય થઇ જશે એવી મોટી આશાથી હું આ સ્થળે આવ્યો; પરંતુ અહિઆં પણ હું સુવર્ણમય ન બની શકયો !

આ પ્રમાણે તે સમયે યુધિષ્ઠિર મહારાજાની સભામાં સર્વે દ્વિજોની સમક્ષ તે તપસ્વીએ કરેલા સકતુદાનના મહિમાને સંભળાવીને તે નકુલ સર્વે વિપ્રો જોઇ રહે તેમ જે પ્રમાણે આવ્યો હતો તે પ્રમાણેજ ચાલતો થઇ ગયો. હે જનમેજય રાજન્ ! યુધિષ્ઠિર મહારાજાના તે અશ્વમેધરૂપ મહાયજ્ઞમાં જે કાંઇ આશ્ચર્ય ઘટના તે સમયે બની હતી તે વિષે આપે જે મને પ્રશ્ન કર્યો હતો તે સર્વ મેં તમને કહી સંભળાવ્યું. હે જનમેજય રાજન્ યજ્ઞોની લીલા આવી અલૌકિક હોવા છતાં પણ તમારે તે વિષે કાંઇ પણ વિસ્મય કરવોજ ન ઘટે, મુનિઓ પણ આવા પ્રકારના મહા યજ્ઞો કર્યા સિવાય આત્મશ્રદ્ધાથી પાવન થઇને સ્વર્ગમાં બીરાજ્યા છે. માટે સ્વર્ગપ્રાપ્તિનું સાધન તો એજ છે કે; સર્વ પ્રાણીઓમાં દ્રોહ ન કરવો, જે ઈશ્વરેચ્છાથી પ્રાપ્ત થાય તેમાં સંતોષ માનવો સત્ય અને સરલતા રાખવી તથા સર્વ ઇંદ્રિયોનો જય કરવો અને શાન્તિ રાખીને તપશ્ચર્યા કરવી. આ સિવાય સ્વર્ગ પ્રાપ્તિનું અન્ય સાધન હોઇજ ન શકે.

ઇત્યોમ્ ૬૬

ભક્તવત્સલઃ શ્રી શ્રી કૃષ્ણઃ પ્રસીદતુ

## પ્રકરણ ૬૭ મું.

### નકુલોપાખ્યાન-સમાપ્તિ.

શ્રી કૃષ્ણ ચરણમાં આસકત મનવાળો જનમેજય રાજા જૈમિનિ ઋષિ પ્રત્યે પ્રશ્ન કરવા લાગ્યો કે હે મુનિ મહારાજ ! જેનું અર્ધ શરીર સુવર્ણમય બન્યું અને નકુલના સ્વરૂપથી જે મનુષ્યની માફક વાણી બોલવા લાગ્યો તે કોણ વ્યકિત હતી, હું આપશ્રીને તે વિષે પ્રશ્ન કરૂં છું, માટે આપશ્રી કહી સંભળાવો.

જનમેજય રાજાની આ પ્રકારની જિજ્ઞાસા જોઈને જમિનિ ઋષિ તેને કહેવા લાગ્યા કે હે રાજન્ ! આપ એકમન થઇને શ્રવણ કરો તે નકુલ જે વ્યક્તિ હતી તથા જે પ્રમાણે તેની વાણી મનુષ્યની માફક હતી, તે વિષે પહેલાં જે કાંઇ ઘટના બની છે. તે હું આપને કહું છું.

પહેલાં જમદગ્નિઋષિએ શ્રાદ્ધનો સંકલ્પ કર્યો હતો, હે રાજન્ ! તે જમદગ્નિઋષિ પાસે સ્વર્ગલોકમાંથી કામધેનુ ગયાં. તે કામધેનુના ક્ષીરને ઋષિએ પવિત્ર એવા મજબુત નવા વાસણમાં રાખ્યું, તે ક્ષીરને ક્રોધ સર્પના રૂપથી દૂર ખેંચી ગયો, ઋષિશ્રેષ્ઠ એવા તે જમદગ્નિઋષિની મનોવૃત્તિ જાણવાની ઇચ્છા રાખનાર તે ક્રોધનો પણ એવો વિચાર હતો કે આ ક્ષીરને વિષરૂપ કર્યા પછી ઋષિજી શું કરી શકવાના છે ? એ પ્રમાણે વિચાર કરીને દુષ્ટબુદ્ધિવાળા ક્રોધરૂપી સર્પે કામધેનુના તે ઉત્તમક્ષીરભાણ્ડને ખેંચી લીધું, જમદગ્નિ મુનિએ તે ક્રોધને સારી રીતે જાણી લીધો છતાં તે સમયે મુનિએ તેના ઉપર કોપ ન કર્યો

જ્યારે મુનિજીની ચિત્તવૃત્તિ યત્કિંચિત્ ક્ષોભને નહીં પામેલી જોઇ, ત્યારે તે ક્રોધ મૂર્તિમાન્ થઇ બે હાથ જોડીને ઉભો રહ્યો અને જમદગ્નિઋષિ પ્રત્યે નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

હે ભૃગુકુલમાં શ્રેષ્ઠ જમદગ્નિઋષિજી ! મેં તો સાંભળ્યું હતું કે ભૃગુઋષિના વંશજો અત્યંત ક્રોધી હોય છે. પરંતુ તે અપવાદ લોકોમાં મિથ્યાજ પ્રચલિત થયો હોય એમ જણાય છે હું તો આપશ્રીથી આ વિષે જીતાયો છું આપશ્રીથી આ વિષયમાં હું પરાજિત થયો છું.

આ પ્રકારે આપથી પરાજિત થયેલો હું ક્ષમાવાન્ એવા આપ મહાત્માની સમક્ષ ઉભો છું તથા સાક્ષાત્ તપોમૂર્તિ એવા આપશ્રીથી ડરી રહ્યો છું. માટે હે સમર્થ ઋષિજી ! મારા ઉપર આપ કૃપા કરો.

વિનીત થયેલા મૂર્તિમાન્ ક્રોધથી સાક્ષાત પુછાયેલા જમદગ્નિઋષિ તેને કહેવા લાગ્યા કે હે ક્રોધ, તેં પ્રકટ થઇને મારી પાસે કૃપા માગી છે, તેથી તું કાંઇ પણ ડર રાખ્યા સિવાય યથેષ્ટ સ્થાને જા. મારો તેં કાંઇપણ અપકાર કર્યોજ નથી. તથા તારા થકી આજ મને લેશ માત્ર ક્રોધ નથી. કામધેનુના આ ક્ષીર વિષે મેં જેઓને ઉદ્દેશીને સંકલ્પ કર્યો હતો, તે મહા પ્રભાવશાલી પિતૃઓ છે, તે સર્વ રહસ્ય તું તેઓની પાસેથીજ જાણીલે. સુખેથી જા.

જમદગ્નિઋષિએ આ પ્રમાણે કહેવાયેલા તે ક્રોધને ઘણોજ ત્રાસ થયો અને ત્યાં ને ત્યાંજ તે અન્તર્હિત (અદૃશ્ય) થઇ ગયો, તથા પિતૃઓના શાપથી તે ક્રોધ નકુલપણાને પામ્યો. શાપ પામેલો તે ક્રોધ પિતૃઓને, પોતાના શાપનો સત્વર અંત આવે, એ હેતુથી પ્રસન્ન કરવા લાગ્યો, શાપિત-થયેલા તે ક્રોધને તે પિતૃઓએ કહ્યું કે. "જ્યારે તું શ્રી કૃષ્ણની સમીપમાં ધર્મરાજાની સભામાં કુરૂક્ષેત્રવાળા ઉંછવૃત્તિ કરનાર બ્રાહ્મણની કથા કહીશ ત્યારે તું આ શાપ થકી મુક્ત થઇશ, " આ પ્રમાણે તે પિતૃઓથી કહેવાયેલો નકુલરૂપી ક્રોધ, શ્રી કૃષ્ણના દર્શનની આકાંક્ષા રાખતો છતો. અનેક યજ્ઞોવાળા પ્રદેશોમાં અને ધર્મારણ્યોમાં ભમતો ભમતો યુધિષ્ઠિર મહારાજાના તે અશ્વમેધયજ્ઞ પ્રસંગમાં આવી પહોંચ્યો, તથ એક શેરભર કરેલા સક્તુદાનના કથનથી ધર્મપુત્ર યુધિષ્ઠિર મહારાજાનો આક્ષેપ કરીને તે નકુલ પિતૃઓના શાપ થકી મુકત થઈ ગયો, આ પ્રમાણે તારા પ્રપિતામહ યુધિષ્ઠિર મહારાજાના અશ્વમેધ-યજ્ઞ સંબંધે આ પ્રકારની ઘટના બની અને અમો સર્વ મનુષ્યવાણી બોલતા તે નકુલ પ્રત્યે જોઈ રહ્યા હતા, એ અરસામાં તો નકુલ અદૃશ્ય થઇ ગયો, અને શંખ-ચક્ર ગદાને ધારણ કરનાર જગત્‌ના નાથ હરિ શ્રીકૃષ્ણે પણ યજ્ઞકર્મની સમાપ્તિ પર્યંત તે અશ્વમેધ-યજ્ઞની રક્ષા કરી.

આ પ્રમાણે પાંડવોનું પ્રત્યેક પ્રસંગે રક્ષણ કરતા મહાબાહુ-શ્રી કૃષ્ણનો પાંડવોએ ચિરકાલ પર્યંત સત્કાર કર્યો અને તે શ્રીકૃષ્ણ હાસ્તનાપુરમાં અનેક પ્રકારની આનંદ ક્રીડાઓ કરતા કરતા ઘણાએ દિવસો પર્યંત વસ્યા. હરિઃ ૐ ॥૬૭॥

**भक्तजनमानसनिवासः श्री श्रीकृष्णः**

**प्रसीदतु**



# પ્રકરણ ૬૮ મું.

## અશ્વમેધના શ્રવણનું ફલવર્ણન.

શ્રીકૃષ્ણ પ્રભૃતિ સર્વે યાદવોનો અને અન્ય નૃપોનો બુદ્ધિમાન્ યુધિષ્ઠિર મહારાજાએ તે યજ્ઞ પ્રસંગે પુષ્કલ સત્કાર કર્યો, તે પ્રસંગે આવેલાં અનેક નરનારીઓ અને મહીપાલો પોતપોતાનું પરમ સુખ સેવવા લાગ્યા, યુધિષ્ઠિર મહારાજા વડે રક્ષણ કરાયેલા સર્વે લોકો હર્ષથી આનંદ માનવા લાગ્યા, હે જનમેજય રાજન્ ! આ અશ્વમેધ વિષેનું પર્વ મેં તમોને કહી સંભળાવ્યું. હવે આ અશ્વમેધ પર્વના શ્રવણનું જે કાંઇ સત્યફલ છે તે હું કહી સંભળાવું છું માટે ચિત્ત આપીને શ્રવણ કરો.

" જે કોઈ શ્રદ્ધાલુજન આ અશ્વમેધ પર્વનું શ્રવણ કરે, તે પુરૂષ એક સહસ્ર ધેનુઓના દાનથી જે પુણ્ય પ્રાપ્ત થાય તે સમગ્ર પુણ્યને અશ્વમેધનું શ્રવણ કરનાર ભકતજન પ્રાપ્ત કરે છે, અને અશ્વમેધ–પર્વના ગ્રન્થનું દાન કરનાર. તે સહસ્ર–ગોદાન કરતાં સો ગણા ફલને પ્રાપ્ત કરે છે, વળી જે પુરૂષ બ્રાહ્મણને પુસ્તક ગાય–ગૃહ અને લક્ષ્મીનું દાન કરે છે, તથા પોતાની ગૌરી કન્યા બ્રાહ્મણને પરણાવે છે, તે તથા નીલ–વૃષોત્સર્ગ કરે છે, તે પુરૂષ અને જે પુરૂષ આ અશ્વમેધ–યજ્ઞ સંબંધી પર્વનું શ્રવણ કરે છે, તે બેઉ વ્યકિતઓને એક સરખુંજ પુણ્ય પ્રાપ્ત થાય છે, જે પુરૂષ યૌવનાશ્વ પ્ર ૃતિ રાજાઓની પુણ્યમયી કથાઓનું શ્રવણ કરે છે, અથવા અન્યોને શ્રવણ કરાવે છે તે પુરૂષ કલિદોષોથી લિપ્ત થતોજ નથી. આ અશ્વમેધ પર્વનું શ્રવણ કરાવનાર બ્રાહ્મણ વિદ્યાને પ્રાપ્ત કરે છે અને જો તેને ધનની ઇચ્છા હોય તો તે ધન પ્રાપ્ત કરે છે, શ્રવણ કરનાર ક્ષત્રિય હોય તો તે શુરવીર થાય છે અને કોઇથી પણ પરાભવ પામી શકતો નથી, શ્રવણ કરનાર જો પુત્ર રહિત હોય તો તે પુત્રને પ્રાપ્ત કરે છે અને રોગી હોય તો તે રોગોથી મુકત થાય છે.

અષ્ટાદશ–પુરાણોના શ્રવણથી જે ફળ પ્રાપ્ત થાય તે ફળ ભારતનું શ્રવણ કરનાર કોઇ પણ મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે, હે જનમેજય રાજન્ ! આ સમગ્ર અશ્વમેધ પર્વનું જે સદ્‌ભાવપૂર્વક શ્રવણ કરે છે તેણે સમગ્ર–ભારતનું શ્રવણ કર્યું છે એમ કહી શકાય.

હે રાજેન્દ્ર જનમેજય ! આ પર્વ જ્યારે સમાપ્ત થાય ત્યારે જે વિધિ કરવો જોઇએ તેને આપ સાંભળો. ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થો વડે તથા વસ્ત્રો અને આભૂષણોથી બ્રાહ્મણોનો સત્કાર કરીને દશ તોલા સુવર્ણનો બનાવેલો અશ્વ શ્રવણ કરાવનારને આપવો જોઇએ, અથવા તે સુવર્ણ અશ્વને બદલે સાક્ષાત્ મૂર્તિમાન્ બલદનું દાન કરવું જોઇએ, આ પ્રમાણે આ પર્વના અન્તમાં જે વિધિ પુરઃસર આચરે છે તેને આ પર્વ–શ્રવણનું ઉત્તમ ફલ પ્રાપ્ત થાય છે, આ બેઉમાંનું કાંઈ પણ ન બની શકે તો જે વિધિ પર્વના શ્રવણને અન્તે કરવાનો કહ્યો છે, તે યથાશકિત કરવો જોઇએ. હે નૃપ શ્રેષ્ઠ જનમેજય રાજન્ ! શ્રવણ કરનાર મનુષ્ય પર્વના અન્તમાં

કાંઇ પણ દાન કરીનેજ પર્વના શ્રવણ-ફલને સંપૂર્ણ પ્રાપ્ત કરી શકે છે.

હે રાજન્ ! મેં આપને મહાભારતના ચૌદ પર્વો કહ્યાં, હવે 'આશ્રમવાસ' નામનું પર્વ આપને સંભળાવવામાં આવે છે તેનું આપશ્રી શ્રવણ કરો.

जगन्निवासो यज्ञनायकः
श्री श्रीकृष्णः प्रसीदतु

श्री अश्वमेध विषयः श्लोकः

श्री माधवस्य कृपया विदितात्मतत्त्वः
श्री रामकृष्ण कृपयाऽधिगतात्मतत्त्वः
श्री निर्भयात्मतनुजः किल भानुशर्मा
भाषान्तरं मुनिकृतस्य चकार यत्नात्

शार्दूलविक्रीडितम्—

शाहोपाहसमायुतो गुणनिधि-र्गोगात्मजो बुद्धिमान् ।
ख्यातः श्री पुरुषोत्तमः सुकृतिमान् शान्ताकृतिर्धैर्यवान् ॥
आनीता विविधाः सुशास्त्रप्रथिता ग्रन्था: प्रसिद्धिं परं ।
येनापि स्वधनैरुपात्तयशसे तस्मै ह्ययं दीयते ॥

[ भानुः ]

32102

इतिश्री निर्भयरामात्मज भानुशंकरशर्मणाऽनुवादितो जैमिनीयाश्वमेधः समाप्तः

१ अश्वमेधाख्यः ग्रन्थः. २ दीयते—उपहारी क्रियते.

# लोकोपयोगी संस्कृत पुस्तको.

| | |
|---|---|
| सत्यनारा[illegible] टीका .... .... | ०-२-० |
| सत्यनारायण कथा पानां .... .... | ०-४-० |
| श्री महीम्न स्तोत्र .... .... .... | ०-२-० |
| त्रीकाळ संध्या .... .... .... | ०-१-० |
| श्री सुदामाजीनी बाराखडी .... .... | ०-२-० |
| श्री तुळसीदासजी कृत रामायण-दोहा, चोपाई टीका विवेचन साथे .... | ६-०-० |
| विष्णुसहस्रनाम मूळ .... .... | ०-२-० |
| विष्णुसहस्रनामावळी .... .... | ०-४-० |
| श्रीमद्भगवद्गीता .... .... .... | ०-८-० |
| ब्रह्मानंद भजनमाळा .... .... | ०-१०-० |
| तुळसीकृत रामायण गुटको .... .... | १-०-० |
| तुळसीकृत रामायण मध्यम .... .... | २-८-० |
| तुळसीकृत रामायण गुटको मोटो रफ .... | १-८-० |
| राम स्तवराज .... .... .... | ०-२-० |
| स्तोत्र रत्नाकर नानो .... .... | ०-१४-० |
| स्तोत्र रत्नाकर मोटो .... .... | १-८-० |
| हाथजोड .... .... .... | ०-२-० |
| मं [illegible] क .... .... .... | ०-१-० |
| सप्तश्लोकी गीता तथा चतुःश्लोकी भागवत | ०-१-० |
| विवाहपद्धति .... .... .... | ०-२-० |

शाह पुरुषोत्तमदास गीगाभाई.
सराफ बजार—भावनगर.

